યુવામંડળો અને જ્ઞાતિપંચોનો

# કડવા પાટીદાર પરિષદોમાં સુધારાવાદી અભિગમ

## (ઈ.સ. ૧૯૧૮ થી ૧૯૬૦)

લેખક

ડૉ. મંગુભાઈ પટેલ

નિવૃત્ત રીડર, ઇતિહાસ વિભાગ, ગુજરાત યુનિવર્સિટી
પૂર્વમંત્રી, સર્વ વિદ્યાલય કેળવણીમંડળ, ગાંધીનગર

: પ્રકાશક :

**પાટીદાર હિતવર્ધક ટ્રસ્ટ**

૦૨, 'કલિંગ' કોમ્પ્લેક્ષ, માઉન્ટ કાર્મેલ સ્કૂલ પાસે,
આશ્રમરોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૯ ● ફોન : ૨૬૫૮૪૯૬૩

યુવામંડળો અને જ્ઞાતિપંચોનો કડવા પાટીદાર પરિષદોમાં સુધારાવાદી અભિગમ (ઈ.સ. ૧૯૧૮ થી ૧૯૬૦)

Yuvamandalo ane Gnatipanchono Kadva Patidar Parisadoma Sudharavadi Abhigam (1918 to 1960)



આવૃત્તિ પહેલી : ૩૧ ઓક્ટોબર, ૨૦૦૯

નકલ : ૫૦૦

કિંમત : રૂ. ૩૦૦

પ્રકાશક :
પાટીદાર હિતવર્ધક ટ્રસ્ટ, અમદાવાદ

આર્થિક સહયોગ :
સ્વ. ભક્તિભાઈ ગિ. પટેલ પરિવાર
(યુ.એસ.એ.) (વતન : કરજીસણ)



મુદ્રક :
હરેશ પટેલ ● પ્રિન્ટોગ્રાફ
૦૨, 'કલિંગ' કોમ્પ્લેક્ષ, માઉન્ટ કાર્મેલ સ્કૂલ પાસે,
આશ્રમરોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૯ ● ફોન : ૨૬૫૮૪૯૬૩

# આજની ઘડી રળિયામણી

એકલ દેતા દાન જે એકલ ઝૂઝતા જંગ,
એક જંગ નિંદાસહે, એ વીરાને રંગ.

આમ તો ઇતિહાસસંશોધન ધૂળધોયાનો ધંધો છે, પણ મેં મારી જ્ઞાતિના ગૌરવપૂર્ણ અમર વારસાના સંશોધન માટે દાતાશ્રીઓના સહયોગથી સ્વીકારેલો ધંધો છે. ભૂતકાળને જાણવો, વાગોળવો અને તેમાં સતત સંશોધન કરતા રહેવું એ મનુષ્યની સહજ - સ્વભાવિક પ્રવૃત્તિ છે - એમ મારી પણ. જીવંત એવો ભૂતકાળ, વર્તમાન માટે પ્રેરણાદાયી અને ઉજ્જવળ ભવિષ્યના નિર્માણ માટે દીવાદાંડી સમાન છે.

કૃષિસંસ્કૃતિ એ અન્ય સંસ્કૃતિઓની માતા છે. ધરતીની ધૂળમાં આળોટી પશુપાલન કરતાં કૃષિસંસ્કૃતિ ખોળે ઉછરેલા ધરતીપુત્રો જે 'પાટીદાર' નામે ઓળખાય છે તે, પોતાના ગુણદોષોને કારણે દેશ-વિદેશના લેખકો અને સંશોધકો માટે આકર્ષણનું કેન્દ્ર બન્યા છે.

ઇતિહાસના હૃદયસ્થાનમાં સંપૂર્ણપણે માનવી રહ્યો છે. માનવીની વિકાસગાથા જ ઇતિહાસ છે. ઇતિહાસનાં નવાં અર્થઘટનો અને પરિમાણો સાથે જ્ઞાતિઓ, કુટુમ્બોમાં આવેલ ચઢાવ-ઉતાર તેમાં મૂળ એવા પૂર્વજો, તેમનાં પરાક્રમોને અનુલક્ષીને આ ગ્રંથમાં કડવા પાટીદારના રીતરિવાજો, કુરિવાજો, વહેમ-અંધશ્રદ્ધા, રહેણીકરણી, જ્ઞાતિપંચોનું સુધારાવાદી વલણ, યુવાસંગઠનો, પરિષદો, જ્ઞાતિ મેળાવડાઓ, ગાંધીલડતની અસરો, સ્ત્રીજાગૃતિ, આઝાદીની લડતમાં પાટીદાર નેતાઓ અને લોકોનું પ્રદાન, શિક્ષણભૂખ જાગી અને જ્ઞાતિઆશ્રમો, શાળાઓ શરૂ થઈ.

પાટીદારોનો મુખ્ય વ્યવસાય ખેતી–પશુપાલન એટલે પૂંછડાં આંબળવાનો ધંધો. શિક્ષણનો અભાવ, પરંતુ સમયે સમયે એમાં એવા પરિવર્તનો આવ્યાં કે મૂછો આંબળતો થઈ ગયો. તે મા ઉમાની અસીમ કૃપા ગણી શકાય. જુનવાણી માનસ અને સુધારવાદીઓનો સંઘર્ષ, રૂઢિવાદી માનસ સામે સુધારાવાદી અભિગમ, દૂરંદેશીપણું ધરાવતા બ્રિટીશ અમલદારો, દેશી રાજ્યોના રાજવીઓ તેમજ કુરિવાજો નાબૂદ કરવામાં તે રાજ્યોના અધિકારીઓનો મળેલો સહકાર, ૧૫૦ વર્ષના પરિશ્રમ પછી સુધારકોને મળેલી ફત્તેહ, વિભિન્ન સુધારાઓ, સમાજ માટે કંઈ કરી છૂટવાની ભાવનાવાળા, પુરુષાતની આગેવાનોની દીર્ઘદૃષ્ટિ, પરાક્રમપૂર્ણ પ્રસંગો, ભાષણો, આપત્તિઓમાં અડગ રહી કુરિવાજોની કરેલી નેસ્તનાબૂદી અને દેશકાળની સાથે રહી આ આગેવાનોએ આપણી કોમને ખમીરવંતી બનાવવાનો પ્રયાસ કર્યો છે તે સઘળી બાબતનો ચિતાર આ ગ્રંથમાં આપ્યો છે. આ ગ્રંથની ખાસ વિશિષ્ટતા

યુવાસંગઠનોએ બતાવેલું શૂરાતન, સ્ત્રીજાગૃતિ અને જ્ઞાતિપંચોનો સુધારાવાદી અભિગમનું યોગદાન વિશિષ્ટ રહ્યું છે. ૧૯૬૦ ક. પા. પરિષદો મળવાની બંધ થઈ ગઈ.

મેકન જ્યોર્જિયામાં બેઠેલાં મા ઉમાએ તેના સ્વ. પુત્ર ભક્તિભાઈના પરિવારને આજ્ઞા કરી અને ઊંઝા ખાતે ૧૮મી શતાબ્દી રજત જયંતી મહોત્સવ ૨૦૦૯માં ઉજવાઈ રહ્યો છે ત્યારે સમાજસુધારણાના યજ્ઞમાં ખપી જનાર આગેવાનો કેમ ભૂલાય ? આ જ પ્રસંગે તેમના પરિવારજનો હાલ યુ.એસ.એ. સ્થિત કરજીસણનિવાસી માતૃશ્રી જીવીબહેન અને શ્રી પંકજભાઈ, નિશિત અને તેમના પરિવારે આ બીડું ઉઠાવી ગ્રંથપ્રકાશનની સઘળી આર્થિક સહાય આપી. આ ભવ્ય ઉત્સવમાં મા ઉમાને ચરણે ગ્રંથને ધરી દીધો એટલે જ તો... આજની ઘડી રળિયામણી ! ઉમિયા સંસ્થાને કરવાનું કામ અમેરિકામાં બેઠેલા ઉમાપુત્રોએ કર્યું.

આનાથી મૂલ્યવાન બીજી ભેટ શું હોઈ શકે ?

સ્વ. ભક્તિભાઈના પરિવારના ઋણી સમગ્ર કડવા પાટીદાર રહેશે.

અત્યાર સુધી મેં સાચવેલા મૂલ્યવાન દસ્તાવેજોને પ્રગટ કરવાનો યશ દાતાશ્રીઓને ફાળે જાય છે. રા. બ. બેચરદાસ વિશે પુસ્તકની પહેલી આવૃત્તિ પ્રગટ કરવાનું શ્રેય ગુજરાત યુનિવર્સિટીની આર્થિક સહાયને ફાળે જાય છે. ઉમિયામાતાજી સંસ્થાનના પ્રમુખ શેઠશ્રી કેશુભાઈ વિઠ્ઠલદાસની આર્થિક સહાયથી **'कुलमी क्षत्रिय पाटीदारों का इतिहास'** પ્રગટ થયો. એમાં કુર્મીનાં અર્થઘટનો, વ્યાપ તેમજ મધ્યપ્રદેશ અને રાજસ્થાનનો, કુર્મીઓના સંબંધોની માહિતી આપી છે. બીજું પુસ્તક : **'પાટીદારોની ગૌરવગાથા'** જેની ત્રણ આવૃત્તિઓ પ્રગટ થઈ. એમાં અખિલ ભારતીય કુર્મી સંમેલનોનો ચિતાર આપ્યો છે. એમાં પહેલી આવૃત્તિ સ્વ. ભક્તિભાઈ (કરજીસણ - યુ.એસ.એ) તરફથી અને બીજી આવૃત્તિ, શ્રી ખીમજીભાઈ કચ્છી, સુરત તરફથી અને ડૉ. મંગુભાઈ તેમજ શ્રી જયંતીભાઈ તરફથી અને ત્રીજી આવૃત્તિ યુ.એસ.એ. સ્થિત આખજના ભરતભાઈ પટેલના આર્થિક સહયોગથી પ્રગટ થઈ. **'પાટીદાર'** નામનું પુસ્તક વીસનગરના શ્રી ભોળાભાઈના આર્થિક સહયોગથી પ્રગટ થયું. એમાં કડવા-લેઉવા પાટીદારોની પરિષદો અને ખેડૂતપરિષદોનું વિશ્લેષણ કરવામાં આવ્યું છે. **'પાટીદાર પ્રગતિ અને પરિવર્તન'** પુસ્તક શ્રી ભોળાભાઈ, શ્રી અમરશીભાઈ, શ્રી નરેન્દ્રભાઈ, શ્રી જી. જી. પટેલ અને કામેશ્વરવાળાની આર્થિક મદદથી પ્રગટ થયું. આ પુસ્તકમાં કડવા-લેઉવા પાટીદારોનાં જ્ઞાતિબંધારણો આલેખ્યાં છે. તાજેતરમાં બીજું એક પુસ્તક **'બાંધ્યા વિવાહ - એક વિવાદ'** મેકન જ્યોર્જિયાના ક. પા. સમાજની આર્થિક સહાયથી પ્રગટ થયું છે. આ પુસ્તકમાં લગ્નપ્રથા, બાંયવર - ફૂલનો દડો, લગનિયો વગેરે અંગે સંપૂર્ણ અહેવાલ આપ્યો છે. **'રા. બ. બેચરદાસ લશ્કરી'**

એ પુસ્તકની બીજી આવૃત્તિનું ખર્ચ શ્રી ચંદ્રવદન દુર્ગાપ્રસાદ લશ્કરી ચેરિટેબલ ટ્રસ્ટે ભોગવ્યું છે. પાટીદાર હિતવર્ધક ટ્રસ્ટ દ્વારા તાજેતરમાં બે પુસ્તકો પ્રગટ થયાં : **'સામાજિક ક્રાંતિના પ્રણેતા છગનભા'** અને **'બાપુભાઈ વિ. ગામી અલગારી આચાર્ય'**, સર્વ વિદ્યાલય કેળવણી મંડળ કડીની આર્થિક સહાયથી અને **'અનોખા આચાર્ય શ્રી નાથાભાઈ દેસાઈ'**, પ્રો. ત્રિકમભાઈ સાથે લખેલ પુસ્તક સર્વ વિદ્યાલય કડીના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓની આર્થિક સહાયથી પ્રગટ થયું. **'ક. પા. સભાઓમાં સુધારકોનો અભિગમ (૧૮૨૦-૧૯૨૦)'** શ્રી શંકરભાઈ કેશવલાલ પટેલ 'ભગતપરિવાર' (લાંઘણજ)ની સહાયથી તેમજ **'યુવામંડળ અને જ્ઞાતિપંચોનો કડવા પાટીદાર પરિષદોમાં સુધારાવાદી અભિગમ (ઈ.સ. ૧૯૧૮થી ૧૯૬૦)'** નામક ગ્રંથ સ્વ. ભક્તિભાઈ ગિરધરદાસ પટેલના પરિવારની સંપૂર્ણ આર્થિક સહાયથી પ્રગટ થયો છે. શ્રી પંકજભાઈ અમેરિકામાં અનેક સામાજિક અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ સાથે જોડાયેલા છે. કેન્સાસ સીટીમાં ચાલતી ફોગના (FOGANA) સંસ્થામાં ચેરમેનપદે પણ રહી ચૂક્યા છે.

જે જ્ઞાતિ બિયારણ ન સાચવી શકે તે દસ્તાવેજો ક્યાંથી સાચવી શકે? છતાં, મેં છૂટાછવાયા મળેલા - અર્ધકહોવાયેલા છતાં ઊગવાની શકિતવાળા દાણા સ્વ. શ્રી ભક્તિભાઈના પરિવારની આર્થિક સહાયનું ખાતર નાખી વાવ્યા છે. એ ઊગશે તો અમારા બધાનો શ્રમ લેખે લાગશે. સાચા ઇતિહાસકારનું પુનિત કર્તવ્ય, સમાજ-જનમાનસમાંથી ખોટી માન્યતાઓ અને ઇતિહાસની ગેરસમજો દૂર કરી, સાચી સમજ ફેલાવી સમાજને બેઠો કરવો તે છે.

આ દસ્તાવેજી પુસ્તક હોઈ મૂળની જોડણી જાળવવા પ્રયત્ન કર્યો છે. છતાં જ્યાં જરૂર જણાઈ ત્યાં મારા મિત્ર ત્રિકમભાઈ પટેલે સુધારણામાં રસ લઈ આ પુસ્તકની ભાષાશુદ્ધિમાં મદદ કરી છે તે બદલ ટ્રસ્ટ એમનું આભારી છે. મારાં ધર્મપત્ની શ્રીમતી પાર્વતીબહેન પટેલના સાથ-સહકાર માટે આભાર.

જીવનનો રાહ ચીંધનાર આપણા પૂર્વજોને આપણે વંદન કરીએ છીએ, તો પછી જીવનનું વહેણ કઈ દિશામાં, કેવી રીતે લઈ જવું એની સાચી સમજ આપનારા આપણા એ પૂર્વજોને આપણે કેવી રીતે ભૂલી શકીએ?

**કૌન કહેતા હૈ મર ગયે યે લોગ,**
**કૌમ કો જિન્દા કર ગયે યે લોગ.**



**– ડૉ. મંગુભાઈ પટેલ**
૩૧, ઓક્ટોબર ૨૦૦૯
૪૩૨-બી, 'મંથન' ટ્વીન્સ, જજીસ બંગ્લોઝ,
બોડકદેવ, અમદાવાદ - ૫૪ ● ટે. નં. ૨૬૮૪૧૪૪૦

# આવકાર



"હું એ દિવસની રાહ જોઉં છું જ્યારે દીવાનખાનાના ફર્નિચર જેટલા જ સત્યશીલ સાહિત્યની જરૂર જણાશે.

કોઈપણ દીવાનખાનાની અંદર જાઉં ત્યારે સૌથી પહેલાં ત્યાં પડેલાં સામયિકો અને પુસ્તકો તરફ નજર નાંખી લઉં છું. મારે મન સાહિત્ય એ વ્યક્તિના સાચા સંસ્કારોનો માપદંડ છે.

વિનય, વિવેક, પ્રફુલ્લતા, નિષ્ઠા આ બધાનું મૂલ્ય છે જ, પણ આ ગુણોના વર્ધનમાં સત્ય સાહિત્ય જેટલું ઉપકારક પરિબળ બીજું કોઈ નથી. જે લોકો શબ્દની શક્તિને પ્રમાણે છે એમના માટે સારાં પુસ્તકો એક મહત્ત્વની મૂડી બની જાય છે. એ સાથે પોતાના સ્વજનો મિત્રો અને પરિવારને પણ એનો લાભ આપે છે.

બર્ટાન્ડ રસેલના આ વિચારો અમને અમારા સ્વ. પિતાશ્રીએ વારસામાં આપેલા તેઓ સારું વાંચતા અને અમને વાંચવાનું કહેતા. તેમનો ગુજરાતી ભાષાના લખાણ ઉપર અદ્‌ભુત કાબૂ હતો. પોતાના વિચારો વ્યક્ત કરવામાં પ્રમાણિક હતા. તેમના વિચારો સમય કરતાં પચાસ વરસ આગળ ચાલતા હતા, પણ તેમના સાથી મિત્રો તેમને સમજી શક્યા નહિ. પરિણામની દરકાર કર્યા વગર મારા પિતાશ્રી પોતાને યોગ્ય લાગે તે કહેતા અને કરતા. મોટાં મોટાં શહેરોમાં આપણા જ નાણાંથી ઊભી થતી સંસ્થાઓ માટે કહેતા : "આનાથી ફાયદો કોને થવાનો તેનો લાભ કોને મળવાનો અમલદારો અને રાજકારણીઓના પુત્રો-પુત્રીઓને. મારે તો કરજીસણ જેવા ગામડાના વિદ્યાર્થીઓનો વિકાસ પહેલી જરૂરિયાત છે." તેમને દાન પણ ઘણાં આપ્યાં છે. તેમને ઘણા એવોર્ડ મળ્યા છે. ગુજરાત રાજ્યના મુખ્યમંત્રી કેશુભાઈ પટેલ હતા ત્યારે ખંભાતના ખારા પાણીને મીઠું કરવાની યોજના બતાવી હતી.

એ પાટીદાર કોમના ચાહક હતા પણ તેની ભૂલો અને વર્તનની સાચી ટીકા કરતાં ડરતા નહિ. મારાં દાદીમાની સ્મૃતિમાં તેમણે ડૉ. મંગુભાઈ લિખિત **'પાટીદારોની ગૌરવગાથા'** પૂર્ણ આર્થિક સહયોગથી પ્રગટ કર્યું. ભરતભાઈ આખજવાળાના સહયોગથી એની બીજી આવૃત્તિ થઈ. આપણો વૈભવ વારસો જળવાય તે માટે તેઓ સજાગ હતા. તે પુસ્તક માટે લખાયેલ લેખ તેમના વ્યક્તિત્વનો માપદંડ છે.



સ્વ. પિતાશ્રીનો સંસ્કારવારસો અમને મળ્યો છે. અમને પણ થયું : પિતાશ્રીના વિચારોને આગળ ધપવાવા તેમની સ્મૃતિમાં નવું પુસ્તક પ્રગટ કરવું. મારા પિતાશ્રીના પરમ મિત્ર ડૉ. મંગુભાઈએ અમને પુસ્તકની રૂપરેખા આપી અમે

અમારાં માતૃશ્રી અને કુટુમ્બના સભ્યોને વાત કરી તે સૌએ ઉમળકાથી વાતને વધાવી લીધી. ડૉ. મંગુભાઈ, શ્રી ત્રિકમભાઈ, શ્રી જયંતીભાઈ મારે ઘરે આવ્યા અમને મળવા. અમે તમામ આર્થિક સહયોગની જવાબદારી લીધી.

આ પુસ્તકમાં આપણને આપણા પૂર્વજોએ કરેલાં પરાક્રમો અને પુરુષાર્થ એ સંદેશ આપે છે કે, 'ભવિષ્યનો વિશ્વાસ ન રાખતાં ભૂતકાળને દફનાવી દઈ, મા ઉમાના ભરોસે ફક્ત વર્તમાન તરફ જ સર્વ લક્ષ કેન્દ્રિત કરવાનો સમય પાકી ગયો છે. ભવિષ્યનાં સોનેરી સ્વપ્નો ત્યાગી, સૌ પટેલો ભૂત અને ભવિષ્યને જોડતા વર્તમાનને જ ધ્રુવતારક બનાવી, મા ઉમાના આશીર્વાદ મેળવી, પાટીદાર સમાજ વણથંભી આગેકૂચ જારી જ રાખે.'

ડૉ. મંગુભાઈએ પાટીદાર જ્ઞાતિને લગતા અનેક આધારભૂત દસ્તાવેજો સાથે પુસ્તકો લખ્યાં છે. ૧૯૨૦ થી ૧૯૬૦ સુધીના સમયગાળાને ધ્યાનમાં રાખી લખાયેલું આ પુસ્તક શિરમોર સમાન છે. તેમનાં બધાં પુસ્તકો વાંચતાં શેર લોહી ચડવું જ જોઈએ અને આશ્ચર્યનો ઉદ્‌ગાર નીકળવો જોઈએ કે, 'આપણા પૂર્વજો આવા મહાન હતા !'

ડૉ. મંગુભાઈ પટેલ પાસે આપણા પૂર્વવજોનો અઢળક ઇતિહાસ પડેલો છે. આવાં પુસ્તકો પ્રગટ કરવાનું કામ આમ તો ઊંઝા ઉમિયા સંસ્થાનનું છે. પણ આપણી અભિરુચિ આવા સાહિત્યને જાળવવાની નથી. પરંતુ આર્થિક ભીખ માગી વારસો ટકાવી રાખ્યો તે માટે પાટીદાર હિતવર્ધક ટ્રસ્ટને અભિનંદન.

મા ઉમાએ મારા પરિવારને નિમિત્ત બનાવી આ કાર્ય માટે આજ્ઞા કરી. આ પુસ્તક ઉત્સવ વખતે પ્રગટ થાય છે તે આનંદની વાત છે. પ્રો. ત્રિકમભાઈ, શ્રી જયંતીભાઈ, શ્રી ચંદુભાઈ અને ચીવટપૂર્વકની કાળજી લેવા માટે શ્રી હરેશભાઈ અને નયનભાઈનો આભાર.

સોનામાં સુગંધ ભળી છે. મારાં માતૃશ્રીને મા ઉમાએ આજ્ઞા કરી અને એ એમણે ઝીલી, સાથે કુંટુંબીજનોની હૂંફ મળી. આ પુસ્તક અમારા સ્વ. પિતાશ્રીને અર્પણ કરી ધન્યતા અનુભવીએ છીએ.



તા. ૨૫-૧૦-૦૯

**શ્રી પંકજભાઈ ભ. પટેલ** (યુ.એસ.એ.)
**અને સ્વ. ભક્તિભાઈ ગિ. પરિવાર**

1395, Ash Dr
Over land park KG. 66224
Kansas (U.S.A.)

# અનુક્રમ



# શ્રી ઉમિયા માતાજી મંદિર

મેકન, જ્યોર્જિયા





## મા ઉમા

મેકન, જ્યોર્જિયા

# અર્પણ



**સ્વ. પૂ. ભક્તિભાઈ ગિ. પટેલ**
B.E. (Civil); P.E. (New York)
(કરજીસણ, તા. કડી)

સ્ત્રીકેળવણીના હિમાયતી અને
આજન્મ સામાજિક સેવાને સમર્પિત
સંસ્કારવારસો આપનાર
ઉત્કૃષ્ટ જીવન જીવવાની કેડી કંડારી આપનાર
સ્વ. પૂ. પિતાશ્રીના ચરણકમળમાં સાદરભાવે
પરિવાર તરફથી આ પુસ્તક સમર્પિત

**આપના ગુણાનુરાગી પરિવારજનો**

શ્રીમતી નીના પંકજભાઈ પટેલ
B.S. (Accounting); (USA)

શ્રી પંકજ ભક્તિભાઈ પટેલ
B.S.M.E.; CHA; (USA)

શ્રીમતી રશ્મિતા નિશિતભાઈ પટેલ
B.Com. (India); (USA)

ચિ. નિશિત ભક્તિભાઈ પટેલ
B.S.M.E.; (USA)



ચિ. પરિતોષ નિશિતભાઈ પટેલ

ચિ. પ્રિયંકા પંકજભાઈ પટેલ

શ્રીમતી જીવીબેન ભક્તિભાઈ પટેલ (USA)

# સ્વ. ભક્તિભાઈ ગિ. પટેલને પુસ્તક અર્પણ કરનાર પરિવારજનો



શ્રીમતી જીવીબેન ભક્તિભાઈ પટેલ



શ્રીમતી નીના પંકજભાઈ પટેલ



શ્રી પંકજ ભક્તિભાઈ પટેલ



ચિ. પરિતોષ નિશિતભાઈ પટેલ



ચિ. પ્રિયંકા પંકજભાઈ પટેલ

# લેખક પરિચય



ડૉ. મંગુભાઈ રા. પટેલનો જન્મ મહેસાણા જિલ્લાના 'Town of Victory' તરીકે પ્રસિદ્ધ એવા કંબોઈ ગામમાં ૧૯૩૭માં થયો હતો.

માતા શિવકોરબા અને પિતા રામદાસના સંસ્કાર પામી સર્વવિદ્યાલય, કડીમાં માધ્યમિક શિક્ષણ મેળવી ગુજરાત યુનિવર્સિટીમાં એમ.એ.માં ઇતિહાસ વિષયમાં દ્વિતીય વર્ગ સાથે પ્રથમ સ્થાન મેળવ્યું. ગૂજરાત વિદ્યાપીઠમાં અધ્યાપક તરીકે જોડાયા. ત્યારબાદ એલ. એચ. આર્ટ્સ કૉલેજ - માણસા તથા સ્વામિનારાયણ અને વિવેકાનંદ કૉલેજોમાં સેવાઓ આપી હતી. ગુજરાત યુનિવર્સિટીમાંથી ઇતિહાસના રીડર તરીકે નિવૃત્ત થયા.

યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ તરફથી ડૉ. પટેલનાં 'ભારતના સ્વાતંત્ર્યસંગ્રામો અને તેના ઘડવૈયા', 'ફ્રેન્ચ ક્રાંતિ અને નેપોલિયન', 'આંતરરાષ્ટ્રીય સબંધો' ભાગ-૨, 'સરમુખત્યારશાહી, નાઝીવાદ-ફાસીવાદ' તથા ગુજરાત યુનિવર્સિટી દ્વારા 'વિશ્વક્રાંતિઓ અને રાષ્ટ્રીય આંદોલન', 'બહેચરદાસ લશ્કરી - ઔદ્યોગિક અને સામાજિક નેતા' વગેરે પુસ્તકો પ્રગટ થયાં છે. ઉપરાંત, 'મેડમ કામા', 'કુલમી ક્ષત્રિય પાટીદારોં કા ઇતિહાસ', 'પાટીદાર ગૌરવગાથા', 'યુગપુરુષ સરદાર પટેલ', 'કર્મયોગી દાસકાકા', 'સાત પગલાં સાથે', 'ઉમાદેશ', 'પાટીદાર', 'પાટીદાર પ્રગતિ... અને પરિવર્તન', 'બાંધ્યા વિવાહ - એક વિવાદ', 'સામાજિક ક્રાંતિના પ્રણેતા છગનભા', 'બાપુભાઈ વિ. ગામી અલગારી આચાર્ય', 'અનોખા આચાર્ય શ્રી નાથાભાઈ દેસાઈ', 'ક. પા. સભાઓમાં સુધારકોનો અભિગમ (૧૮૨૦-૧૯૨૦)', 'યુવામંડળ અને જ્ઞાતિપંચોનો કડવા પાટીદાર પરિષદોમાં સુધારાવાદી અભિગમ (ઈ.સ. ૧૯૧૮થી ૧૯૬૦)' વગેરે પુસ્તકો પ્રગટ થયાં છે.

વિવિધ સામયિકોમાં ઇતિહાસને લગતા એમના ઘણા શોધલેખો પ્રગટ થયા છે. અનેક પરિષદોમાં તેમણે શોધનિબંધો રજૂ કર્યા છે.

તેઓ ગુજરાત યુનિવર્સિટીની સિન્ડિકેટ, સેનેટ અને વિવિધ સમિતિઓના સભ્ય રહી ચૂક્યા છે. તેમના માર્ગદર્શન નીચે દશ પીએચ.ડી. અને ચૌદ એમ.ફિલ.ના સંશોધકોએ પદવી મેળવી છે.

અખિલ ભારતીય કૂર્મિ ક્ષત્રિય સંગઠનના સચિવ તરીકે, ને અખિલ ભારતીય પાટીદાર સમાજ સંગઠન (મ.પ્ર.)ના સહસંયોજક તરીકે સેવાઓ આપેલી છે.

ગુજરાતી રંગભૂમિમાં તેમનું અનોખું પ્રદાન છે. તેઓએ ગુજરાત રાજ્યની ગુજરાત રાજ્ય સંગીત-નૃત્ય-નાટ્ય અકાદમી, દફતરભંડાર, કલાકાર આર્થિક સહાય સમિતિ, સંગ્રહાલય સમિતિ, પુરાતત્ત્વ ખાતું વગેરેમાં સક્રિય સભ્ય તરીકે સેવાઓ આપી હતી અને આપી રહ્યા છે.

ગુજરાતી સાહિત્ય અકાદમીના આમંત્રણથી ૧૯૯૪માં યુ.કે. ખાતે જઈ વિવિધ વિષયો પર વ્યાખ્યાનો આપ્યાં હતાં અને ભારે લોકચાહના પ્રાપ્ત કરી હતી.

હાલ તેઓ 'ઉમિયાદર્શન' સામયિકનું તંત્રીપદ શોભાવી રહ્યાં છે. ઉપરાંત ઇતિહાસ પરિષદના પ્રમુખ છે.



સંપર્ક : **ડૉ. મંગુભાઈ પટેલ**
૪૩૨/બી, મંથન ટ્વીન્સ, જજીજ બંગ્લોઝ રોડ,
બોડકદેવ, અમદાવાદ-૫૪, ફોન : ૨૬૮૪૧૪૪૦

જયંતીભાઈ પટેલ
(તંત્રી, ઉમિયાદર્શન)



પ્રમુખ – બાવળા સ્ત્રીઓની સભા–૧૯૨૭
શ્રી પાર્વતીબેન પુ. પટેલ



પુરુષોત્તમ લલ્લુભાઈ પટેલ (બાવળાવાળા)
મંત્રી, ક. પા. વિદ્યાર્થી ભવન, અમદાવાદ



શ્રી ચુનીલાલ પટેલ
સમાજ સુધારક–કેળવણીકાર
ક. પા. ૧૧મી પરિષદ પ્રમુખ,
સોનાસણ (પ્રાંતિજ) ૧૯૨૬





શ્રીમતી અનસુયાબેન ચુનીલાલ
પ્રમુખ, મહિલા પરિષદ - બીજી સભા,
સોનાસણ (પ્રાંતિજ) ૧૯૨૬

# પ્રકરણ-૧

## યુવકમંડળનો પહેલો મહોત્સવ-૧૯૧૮

શેરથામાં ઈ.સ. ૧૯૧૮માં શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજનો સાતમો મહોત્સવ ભરાયો ત્યારે આ યુવકમંડળનો જન્મ થયો.

શ્રી કડવા પાટીદાર સુધારક યુવકમંડળ નામે સ્થપાયેલી જ્ઞાતિહિતની નવી સંસ્થાના યુવકોને મુબારકબાદી આપતાં અમને ઘણો જ આનંદ થાય છે. આ સંસ્થાની જનરલ મિટિંગ તા. ૧૬મી જૂન સને ૧૯૧૮ના રોજ સવારમાં થવાની છે. તે પ્રસંગે દરેક મેમ્બરો હાજરી આપી પોતાની ફરજ બજાવવી ચૂકશે નહિ તેની અમને સંપૂર્ણ ખાત્રી છે. વળી, તે જ દિવસે બપોરના ટાઈમે સંસ્થાનો પહેલો મહોત્સવ જ્ઞાતિરત્ન મે. ડૉ. સાહેબ પિતામ્બરદાસના પ્રમુખપદે ઉજવવામાં આવનાર છે. તેમાં દરેક જ્ઞાતિબંધુઓને પધારવાની વિનંતી કરવા માટે યુવકમંડળ તરફથી અમને સૂચના આપવામાં આવી છે. જ્ઞાતિહિતમાં ભાગ લેતા દરેક બંધુઓ અને ખાસ કરી અમદાવાદ શહેરના સદ્‌ગૃહસ્થોને અમારી ભલામણ છે કે જ્ઞાતિની ભાવી આશાઓ અને સંપત્તિ સમાન યુવકોની આ સંસ્થાના કાર્ય તરફ સહાનુભૂતિ દર્શાવી તન, મન અને ધનથી મદદ કરવાની જરૂર છે.

'કડવા વિજય' — મે, જૂન, ૧૯૧૮

ઈ.સ. ૧૮૨૦ થી ૧૯૨૦ સુધીમાં ચાલેલી સુધારણા આંદોલનની ચળવળે ઘણા યુવાન નેતાઓ તૈયાર કર્યા. ક.પા. પ્રથમ યુવક પરિષદને **ડૉ. પિતામ્બરદાસ**, બીજી યુવક પરિષદને ક્રાંતિકારી ખેડુતના હમદર્દી ૧૯૧૭માં જૂનાગઢમાં મળેલ ચોથી પાટીદાર પરિષદના પ્રમુખ **શ્રી મગનભાઈ ચતુરભાઈ બાર-એટ-લૉ** મળ્યા જેમના ભાષણોએ ગાયકવાડ સરકારની ઊંઘ હરામ કરી હતી અને ત્રીજી યુવકમંડળની સભા ભારતના પનોતા પુત્ર **શ્રી વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલ**ના પ્રમુખપદે તોરણા મુકામે મળી હતી જ્યાં અસહકારની વાતો કરી આઝાદી મેળવવામાં યુવકોની ભાગીદારી, યુવક નેતાગીરીના પાઠ ભણાવ્યા. પાટીદાર કોમમાં શિક્ષણની જરૂરિયાત અને કુરિવાજોની નાબૂદીની વાત આ બધી સભાઓમાં થઈ.

સમસ્ત કડવા પાટીદાર જ્ઞાતિના મૂળ પ્રખર સુધારકો શ્રી પુરુષોત્તમ લલ્લુભાઈ, શ્રી દેસાઈ અમરસિંહજી, શ્રી મગનલાલ એન્જિનિયર, શેઠશ્રી ચંદુલાલ માધવલાલ અને શ્રી નારાયણજી મિસ્ત્રી વિગેરેનું માર્ગદર્શન મળ્યું.

## શ્રી કડવા પાટીદાર સુધારક યુવકમંડળનું કામકાજ

શ્રી કડવા પાટીદાર સુધારક યુવકમંડળની ઓર્ગેનાઈઝીંગ કમિટીની મિટિંગ તા. ૧૯-૫-'૧૮ ને રોજ રા. નારાયણજીભાઈ રામજીભાઈ મિસ્ત્રીના પ્રમુખપદ નીચે શેરથા મુકામે મળી હતી. આ મિટિંગમાં મંડળના સભ્યો પૈકી ત્રીસેક મેમ્બરો તેમજ પ્રો. જેઠાલાલભાઈ તથા કેશવલાલભાઈ વકીલ, રા. બેચરભાઈ તથા જેઠાભાઈ, એન્જિનિયર મિ. મગનભાઈ તથા શ્રીયુત દેસાઈ ચંદુલાલભાઈ, રા. મોતીલાલભાઈ વગેરે મળી મંડળના મેમ્બરો સિવાયના અન્ય આશરે દોઢસો જ્ઞાતિબંધુઓએ તેમાં ભાગ લીધો હતો. બપોરના ૨-૩૦ મિ. થતાં જ નિયમ પ્રમાણે પ્રેસિડન્ટ, ઉક્ત વિદ્વાન ભાઈઓની સાથે આવી પહોંચતાં સભાના કામકાજની શરૂઆત કરતાં મુંબઈવાળા ભાઈ વિઠ્ઠલભાઈએ દરખાસ્ત કરી કે રા. નારાયણજીભાઈ આજની સભાના અધ્યક્ષ તરીકે બિરાજી આપણને ઉપકૃત કરશે એ જ મારા અંતઃકરણથી હું દરખાસ્ત કરું છું. આ દરખાસ્તને આ મંડળના સેક્રેટરી મિ. માણેકલાલ તરફથી અનુમોદન મળતાં તે સર્વાનુમતે પાસ થવાથી રા. નારાયણભાઈ મિસ્ત્રીએ પોતાની પ્રમુખપદની જગ્યા સ્વીકારતાં જણાવ્યું કે :-

પ્રાણાત્મ બંધુઓ ! આપે યુવકોના નેતા તરીકે મને જે અમુલ્ય માન આપ્યું છે તે ખાતર હું આપનો ઉપકાર માનું છું છતાં એટલું તો ચોક્કસ જ છે કે જ્ઞાતિની અંદરથી કોઈ પણ મારાથી વિશેષ લાયક જ્ઞાતિભક્તને આ જગા આપી હોત તો હું માનું છું કે તમો ઘણું સારું કાર્ય કરી શકત. છતાં પણ જ્યારે તમારી લાગણી મારા તરફ જ છે, ત્યારે હું તમારી સેવા બજાવવા યથાર્થ કરીશ. તમારા સેક્રેટરીએ જે શબ્દોમાં મારાં વખાણ કર્યાં છે તે માટે હું લાયક નથી અને મારાં વખાણ કરી તમે મને મારા સેવારૂપી કર્તવ્ય ધર્મમાંથી ચલાયમાન થવાનો માર્ગ બતાવ્યો છે, છતાં પણ ઈશ્વર મને બુદ્ધિ અને સામર્થ્ય બક્ષી મારી ફરજ બજાવવા મને શક્તિવાન કરે એવી હું પ્રાર્થના કરું છું.



જ્ઞાતિના ભવિષ્યની ઉમદી આશાઓ !! તમોએ જ્ઞાતિસુધારાના ક્ષેત્રમાં ઝંપલાવવાની જરૂરીયાત જોઈએ છે તે જોઈ મને અત્યંત આનંદ થાય છે. આપણા દેશમાં અનેક યુવાનોએ પરદેશી સત્તાઓના જુલમો અને અધર્મના વિરુદ્ધ ઝંડો ઉઠાવી પ્રાણની આહુતિઓ આપવામાં પાછી પાની કરી નથી અને તેના પરિણામે

આજે સનાતન ધર્મ સૃષ્ટિના માર્ગોમાં કેન્દ્ર ભોગવતો જ રહ્યો છે. સેવાધર્મના રહસ્યને જાણી સેવા ઉઠાવવા આજ તમે તત્પર થયા છો તેમાં ગંભીર મુશ્કેલીઓ ને અનેક સંકટો તમારી રાહ જોઈને જ ઊભાં રહ્યાં છે. પરંતુ તમે જ્ઞાતિની ઉત્તમ સંપત્તિ સમાન યુવકોના પવિત્ર પુરુષાર્થ સામે – હું ખાત્રી આપું છું કે એક પણ મુશ્કેલી ટકી શકશે જ નહિ. અશાસ્ત્રોક્ત રિવાજો નાબૂદ કરવા તમારો પવિત્ર ઉદ્દેશ તમને દીપાવે તેવો જ છે અને તેથી જ્ઞાતિ ઉન્નતિ જલદીથી સાધી શકાશે એમ હું આપને જણાવું છું. આપણાં ધર્મશાસ્ત્રો ઉપરથી જ તમો તમારો ધર્મ નક્કી કરો, તમારી ફરજ શીખો અને કર્તવ્ય પરાયણતા અને વિશુદ્ધ પ્રેમના ઉત્તમ પાઠો પણ તેમાંથી જ શોધી કાઢો. જ્યારે આપણા ભાઈઓ અને બહેનોની સ્થિતિ વિષે વિચાર કરીએ છીએ ત્યારે આપણા દુઃખી જીવનનું આપણને ભાન થાય છે. લગ્નનો પવિત્ર આશય રાખી સ્ત્રીપુરુષનું જોડાણ એ જ ગૃહસ્થાશ્રમને નિભાવી રાખવાનું ધાર્મિક ફરમાન છે. મંડળ સ્થાપો યા ન સ્થાપો પણ જ્યાં સુધી પ્રત્યેક જ્ઞાતિબંધુ પ્રત્યે તમારા હૃદયમાં શુભેચ્છા અને સહાનુભૂતિ પ્રગટે નહિ ત્યાં સુધી કંઈ કામનું નથી.

જ્ઞાતિમાં જડ ઘાલી બેઠેલા અનિષ્ટ રીતરિવાજોમાં બાળલગ્ન સૌથી આગળ છે અને તેને અંગે નીકળેલા અન્ય ખોટા રિવાજો તમારા હાથથી જ પ્રથમ બંધ થવા જોવાની હું ઉમેદ રાખું છું. આ એક વિશાળ કામ છે, તેને હલાવવા માટે ભારે બળની જરૂર છે. આપણી જાતિ ઉપર, આપણી બુદ્ધિ ઉપર, આપણી શક્તિ ઉપર મને સંપૂર્ણ ભરોસો છે. તેથી જ મને લાગે છે કે મહાન ભાવી આપણા માટે સાનુકૂળ છે. મારા યુવાન વીરો ! આળસ તજી દો. કમર કસો અને આપણી જ્ઞાતિ સેવાને પરમ ધર્મ સમજો. જ્ઞાતિ સેવાનું વ્રત સાધારણ નથી. એ વ્રત પાર પાડવાનું કામ તલવારની ધાર પર ચાલવા સમાન છે. તમારો અડગ નિશ્ચય એવો જોઈએ કે, અમે અમારું ખાનગી રીતે સર્વે ગુમાવીશું તોપણ અમે પાછા હઠશું નહિ, પશ્ચાતાપ કરશું નહિ. આવા શુદ્ધ હૃદયના ભાવથી ખચીત માનજો કે આપણો વિજય છે. આપણો ઉદ્યોગ સફળ થશે. તમારી યુવાવસ્થા જ તમારા સેવા ધર્મના બોજાને ઉઠાવવા લાયક છે, અને નહિ કે જ્યારે તમારાં તન મન સર્વે ગળી જઈ તમારી વૃદ્ધાવસ્થા પોતાની સત્તા સ્થાપી દે તે વખત તમારામાં  વીર્ય છે, ચેતન છે, ઉત્સાહ છે, કામ કરવાનો આ જ અવસર છે. પ્રભુને ચરણે છેવટમાં કહેતાં, સુકાયેલાં, કરમાયેલાં અને કચરાયેલાં પુષ્પો અર્પણ ન થાય, પણ તાજાં, ખીલેલાં, સુગંધવાળાં, કોઈએ જેને સ્પર્શ કર્યો નથી એવાં કોમળ પુષ્પો જ અર્પણ કરવા યોગ્ય છે. તમે આનું મહત્ત્વ સમજો એટલું કહી છેવટે

ફરીને તમે તમારા આજના વીર સુધારક મંડળીની સ્થાપના કરવાનું ઉત્તમ કાર્ય કરવા જે મને લાભ આપ્યો છે તેને સારું હું ફરીથી આપનો ઉપકાર માનું છું. ત્યાર બાદ આજ સુધી સુધારાની હિલચાલ અને મંડળની આવશ્યકતા ઉપર થોડું પ્રાસંગિક વિવેચન કરી સેક્રેટરીએ મંડળના ઉદ્દેશ અને નિયમો વગેરેનું મેમોરેન્ડમ વાંચી સંભળાવ્યું હતું. ત્યાર પછી :-

**ઠરાવ ૧ લો :** પ્રેસિડન્ટ સાહેબ તરફથી : આ મિટિંગ શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજની અને કડવા વિજયના આદ્ય તંત્રીના અકાળે થયેલા કૈલાસવાસ માટે પોતાના અંતઃકરણની ઊંડી દિલગીરી જાહેર કરે છે અને તેમનાં કુટુંબને આવેલી આફત ઈશ્વર તેમને સહન કરવા સબળ કરે અને સદ્ગતના આત્માને શાન્તિ અર્પે એવી પ્રાર્થના કરે છે. આ ઠરાવ સર્વાનુમતે સઘળાએ ઊભા થઈ દિલગીરી વચ્ચે પાસ કર્યો હતો.

**ઠરાવ ૨જો :** આ મિટિંગ સદ્ગત તંત્રીએ કરેલા જ્ઞાતિ ઉપર અમૂલ્ય ઉપકાર તથા મરણ પર્યંત તેમ કરવામાં આપેલા સ્વાત્મભોગની એકીઅવાજે નોંધ લે છે. અને જે સંસ્થાની તેમણે પૂર ઉમંગથી સેક્રેટરી તરીકે અનન્ય સેવા બજાવેલી છે તે શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજને સદ્ગતની એક છબી તૈયાર કરાવી મંડળ તરફથી ભેટ આપવાનો ઠરાવ કરે છે.

આ ઠરાવ છબીલભાઈ તરફથી રજૂ થયેલો અને નાથાભાઈ પ્રાણજીવનભાઈ ને કાનજીભાઈએ અનુમોદન આપી પસાર કર્યો હતો.

**ઠરાવ ૩ જો :** આ મિટિંગ ઠરાવે કરે છે કે આવતા જૂન મહિનાના પહેલા અઠવાડિયામાં આ મંડળના બંધારણને નક્કી કરવા સારું જનરલ મિટિંગ બોલાવવી તથા તે અથવા તેના બીજા દિવસે મંડળનો પ્રથમોત્સવ ઊજવવો.

આ ઠરાવ કુબેરભાઈએ રજૂ કર્યો. સર્વાનુમતે પસાર થયો હતો.

**ઠરાવ ૪ થો :** મંડળના ઉદ્દેશ બર લાવવા સારું આ મિટિંગ મંડળના દરેક મેમ્બરને પોતાની ફરજ સમજી તેના તરફથી ઉઘાડવામાં આવેલા જનરલ ફંડ તેમજ તે સાથે લાઈબ્રેરી ફંડમાં છેવટે એક પૈસા જેવી રકમ માંગી લાવવા પોતાનું કર્તવ્ય સમજવા દરેક બંધુઓને વિનંતી કરે છે.


આ ઠરાવ પ્રેસિડન્ટ તરફથી રજૂ થતાં સર્વાનુમતે પસાર થયો હતો.

**ઠરાવ ૫ મો :** શેરથા ગામમાં મંડળના નિયમાનુસાર પાંચથી વધારે મેમ્બરો થઈ જવાથી આ મિટિંગ અહીં શ્રી કડવા પાટીદાર સુધારક યુવકમંડળની શાખા

ખોલે છે અને આશા રાખે છે કે ભવિષ્યમાં આ ગામના યુવકબંધુઓ હંમેશ મુખ્ય મંડળ સાથે સંયુક્ત રહી, બીજાં આસપાસનાં ગામોમાં પોતાની શાખાઓ ખોલવામાં પ્રયાસ ઉઠાવશે.

આ ઠરાવ ધર્માભાઈ તરફથી રજૂ થતાં નાથાભાઈએ ટેકો આપતાં સર્વાનુમતે પસાર .થયો હતો.

**ઠરાવ ૬ ઠો :** જ્ઞાતિમાં આ મંડળના મેમ્બરો કરવા સારુ હાલના લિસ્ટ ઉપરના મેમ્બરો પૈકી જુદા જુદા ભાગમાં ડેપ્યુટેશન દ્વારા ઉપદેશ કરી મેમ્બર વધારવા આ મિટિંગ ઠરાવ કરે છે. આ ઠરાવ હરીલાલભાઈ તથા કુબેરભાઈ તથા અંબાલાલ તરફથી આવતાં સર્વાનુમતે પસાર થયો હતો.

**ઠરાવ ૭ મો :** જ્યાં સુધી જનરલ મિટિંગ મળે નહિ ત્યાં સુધી ઉપરના ઠરાવો તેમજ મંડળનો સામાન્ય ઉદ્દેશ પાર પડે તેવાં દરેક કામની યોજના કરવા એક ઓર્ગનાઈઝીંગ કમિટીની નિમણૂક કરવાની જરૂર હોવાથી નીચેના મેમ્બરોની એક ઓર્ગનાઈઝીંગ કમિટી નીમે છે.

ઓર્ગનાઈઝીંગ કમિટીના સભ્યોનાં નામ :-

| | | | |
|---|---|---|---|
| માણેકલાલ ગોવિંદલાલ | અમદાવાદ | રામલાલ હરીલાલ | અમદાવાદ |
| નગીનભાઈ વ્રજલાલ | અમદાવાદ | બાલાભાઈ પુરુષોત્તમ | સાણંદ |
| છબીલભાઈ છોટાલાલ | અમદાવાદ | હરિલાલ જગજીવન | કેરાળા |
| લલ્લુભાઈ સોમનાથ | વિરમગામ | છોટાભાઈ મુળજીભાઈ | તરસાળી |
| કુબેરભાઈ છોટાલાલ | વિરમગામ | કાનજીભાઈ શીવલાલ | ચાણસ્મા |
| લાલભાઈ ગોપાલભાઈ | વિરમગામ | છોટાભાઈ રાયજીભાઈ | ગણપતપુરા |
| લધાભાઈ વીરજીભાઈ | ઘાટકોપર | વિઠ્ઠલભાઈ જેસીંગભાઈ | સરઢવ |
| પ્રાણજીવન વ્રજલાલ | પાટડી | શામળભાઈ પુરુષોત્તમ | તતારપુરા |
| ગોકલદાસ પ્રાણદાસ | શેરથા | ભગવાનજી જીભાઈ | પાતરવેણી |
| કુંવરજીભાઈ ભાઈજીદાસ | ગોમતીપુર | ગોવિંદલાલ ત્રીકમલાલ | અમદાવાદ |



આ ઠરાવ સેક્રેટરીએ રજૂ કરતાં ઉપર મુજબ કમિટી નિમાઈ હતી.

**ઠરાવ ૮ મો :** મહેરબાન પ્રેસિડન્ટ સાહેબે અત્રે પધારી આપણને કરેલા ઉપદેશને સારુ આપણે તેમનો અહેસાન માનીએ છીએ. આ ઠરાવ પ્રાણજીવનદાસ તરફથી રજૂ થતાં ચુનીલાલભાઈએ અનુમોદન આપતાં પસાર થયો હતો.

ઠરાવ બીજો રજૂ થયા પછી સેક્રેટરી હસ્તક કૈલાસવાસી પુરુષોત્તમદાસભાઈની છબી પ્રેસિડન્ટને અર્પણ કરતાં તેમણે ઉઘાડી મૂકી તેને ફૂલહારથી શણગારી દિલગીરી અને ઉત્સાહમાં મંડળનો ભક્તિભાવ પ્રદર્શિત કર્યો હતો.

ઉપરાંત ઠરાવ ૪ થા ના સંબંધમાં પ્રેસિડન્ટ સાહેબે ફંડની ઉપયોગીતા અને સાગરસમાન જ્ઞાતિમાં આવી નાની સંસ્થા નભાવવી ઘણી જ સ્હેલ છે એમ ઉપદેશી પોતે પોતાનું નામ આ મંડળના સહાયક તરીકે આપી ફંડની શરૂઆત કરી હતી.

જનરલ ફંડમાં આ જ મિટિંગમાં નાણાં ભરાયાં તે નીચે મુજબ છે.

| | | | |
|---|---|---|---|
| પેટ્રન | રા.રા. ચંદુલાલ મણીલાલ દેસાઈ | વિરમગામ | રૂ. ૧૦૦-વસુલ |
| સહાયક | રા.રા. નારાયણજી રામજીભાઈ | ઘાટકોપર | રૂ. ૨૫ |
| સહાયક | રા.રા. બેચરભાઈ રાયજીભાઈ | ગણપતપુરા | રૂ. ૨૫ |
| સહાયક | રા.રા. મગનભાઈ ગોવિંદલાલ | અમદાવાદ | રૂ. ૨૫-વસુલ |
| સહાયક | રા.રા. મફાભાઈ ગોવિંદજી | વિરમગામ | રૂ. ૨૫ |
| જનરલ ફંડમાં | રા.રા. મોતીલાલ કાળીદાસ | અમદાવાદ | રૂ. ૧૧ |
| જનરલ ફંડમાં | રા.રા. શીવલાલભાઈ સોમનાથ | મુંબઈ | રૂ. ૧૦-વસુલ |

ઉપરના સદ્‌ગૃહસ્થોને સારુ સેક્રેટરીએ પોતાના આખા મંડળ તરફથી ઉપકાર માની પોતાને વધારે ને વધારે ઉત્તેજીત કરવા સર્વે ભાઈઓને વિનવ્યું હતું. ત્યારબાદ પ્રમુખ સાહેબે છેવટનું વિવેચન કરતાં કહ્યું કે ભાઈઓ ! એક અડગ હિંમતથી એકસંપી રહો, કાર્ય કરો, સત્યનો જ જય છે, હું તમારી ફત્તેહ ઇચ્છું છું અને કાર્યની અંદર તમારા પવિત્ર ઉદ્દેશો પરોવી દઈ ઉત્તમ દૃષ્ટાંત પાડશો એવી આશા રાખું છું. ભાઈઓ, ફરીને આપે મને આપેલા માન બદલ હું આપનો ઉપકાર માની સભા બરખાસ્ત થયેલી જાહેર કરું છું.

## ફંડમાં ભરાયેલી બીજી રકમો

| | | |
|---|---|---|
| સહાયક | દેસાઈશ્રી શિવસિંહજી રાયસિંહજી, વિરમગામ | રૂ. ૨૫ |
| જનરલ ફંડમાં | રા.રા. મણીલાલ હરીભાઈ કે. વાસણા | રૂ. ૧૧ |
| જનરલ ફંડમાં | રા.રા. કાળીદાસ હરજીવનદાસ વિરમગામ | રૂ. ૫ - વસુલ |
| જનરલ ફંડમાં | રા.રા. કેશવલાલ માધવલાલ વકીલ | રૂ. ૫ |
| જનરલ ફંડમાં | રા.રા. અમરસિંહજી દેસાઈભાઈ | રૂ. ૫ - વસુલ |
| પૈસા ફંડમાં | શ્રી કડવા પા. સુ. સમાજની શેરથાની બેઠકમાં | રૂ. ૧૦ - રોકડા |

## મુંબઈની પેટાશાખાએ કીધેલું ફંડ

| | | |
|---|---|---|
| સહાયક | રા.રા. રતનસીભાઈ કરસન મુંબઈ | રૂ. ૫૦ |
| જનરલ ફંડમાં | રા.રા. વાલજીભાઈ રામજીભાઈ મુંબઈ | રૂ. ૧૫ |
| જનરલ ફંડમાં | જે ગૃહસ્થોનાં નામ હવે પછી આપીશું | રૂ. ૨૦ |
| ભરાયેલાં કુલ્લ નાણાં રૂ. ૩૬૭-૦૦ તેમાંથી વસુલ આવ્યા | | રૂ. ૧૫૫-૦૦ |



## શ્રી કડવા પાટીદાર સુ. યુવકમંડળની
## પેટાઑફિસો અને તેના સેક્રેટરીઓ.

**મુંબઈ** - મિસ્ત્રી લધાભાઈ વીરજી ઠે. જૈન દેરાસર પાસે, છેલ્લા કમ્પાઉન્ડમાં, મુ. ઘાટકોપર

**વિરમગામ** - મિ. પરભુભાઈ પુરુષોત્તમ ઠે. કડવા વિજય ઑફિસ

**પાટડી** - દેસાઈ પ્રાણજીવનભાઈ વ્રજલાલ

**શેરથા** - પટેલ ધરમાભાઈ ત્રીકમદાસ તા. કલોલ

**ગણપતપુરા** - રા. છોટાભાઈ રાયજીભાઈ ઠે. મિયાંગામ સ્ટેશન થઈને.

**કંડ** - પટેલ પુરુષોત્તમભાઈ ખુસાલદાસ તા. કડી

**સૂચના**–જે ગામમાં પાંચ કરતાં વધારે મેમ્બરો હોય તેવા દરેક ઠેકાણે આ મંડળની પેટાશાખાઓ ખોલી શકાય છે. જ્ઞાતિના ૧૬ થી ૩૦ વર્ષના દરેક યુવકે પોતાનો ધર્મ સમજી મેમ્બર તરીકે પોતાનું નામ નોંધાવવાની જરૂર છે. મેમ્બર થવા માટે દરેક યુવકબંધુએ નીચેના ઠેકાણેથી અંગીકરણ પત્ર મંગાવી લઈ ભરી મોકલવું.

**માણેકલાલ ગોવિંદલાલ પરીખ**
ઓ. સેક્રેટરી
૩૦૩, વાડીગામ-અમદાવાદ.

## શ્રી કડવા પાટીદાર સુધારક યુવકમંડળનો પહેલો મહોત્સવ



ઉક્ત મંડળની જનરલ મિટિંગ ગઈ તા. ૧૬મી જૂન ૧૯૧૮ને રોજ સવારના આઠ વાગતાં મળી હતી. પ્રમુખપદે મિ. ગોવિંદલાલ ત્રીકમલાલ હતા. શરૂઆતમાં પહેલાંની મિટિંગનો રીપોર્ટ ઓ. સેક્રેટરી મિ. માણેકલાલે વાંચી સંભળાવી પોતાના

વખતમાં થયેલા કાર્યનો ટૂંક અહેવાલ તેઓએ આપ્યો હતો. ત્યારબાદ નિમણૂકો કરવાનું કાર્ય હાથ ધરવામાં આવતાં, નીચેના બે ઠરાવો કરવાની જરૂર જણાઈ હતી.

**ઠરાવ ૧** : મંડળનું કાર્ય સરળતાથી કરી શકાય તે માટે એક પ્રેસિડન્ટ અને ઉપપ્રમુખોની નિમણૂક કરવી.

**ઠરાવ ૨** : ઉત્તર અને દક્ષિણ વિભાગ એ દરેકનો એક એક જોઈન્ટ જનરલ સેક્રેટરી નીમવો.

### ચૂંટણીનું પરિણામ નીચે પ્રમાણે આવ્યું હતું.

**પ્રેસિડન્ટ** - શેઠ સા. દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લશ્કરી
**વા. પ્રેસિડન્ટ** - શેઠ સા. પ્રાણસુખભાઈ મફતલાલ
**જનરલ સેક્રેટરી** - છબીલદાસ છોટાલાલ પટેલ
**જો. સેક્રેટરી** - મિ. બાલુભાઈ પુરુષોત્તમદાસ (ઉત્તર વિભાગ)
**જો. સેક્રેટરી** - મિ. છોટાભાઈ રાયજીભાઈ (દક્ષિણ વિભાગ)
**ટ્રેઝરર** - સત્યનારાયણ પ્રેસના માલિક રા. મોતીલાલ કાળીદાસ
**ઓડીટર** - મગનભાઈ જી. એન્જિનિયર કડવા વિજયના તંત્રી

### સભા તરફથી નિમાયેલા વ્યવસ્થાપક મંડળના મેમ્બરો

૧. નગીનદાસ વ્રજલાલ અમદાવાદ
૨. માણેકલાલ ગોવિંદલાલ અમદાવાદ
૩. ગોવિંદલાલ ત્રીકમલાલ અમદાવાદ
૪. કુંવરજી ભાઈજીદાસ કેરાળા
૫. કાનજીભાઈ શીવાભાઈ ચાણસ્મા
૬. લધાભાઈ વીરજી ગુંબઈ
૭. ધર્માભાઈ ત્રીકમદાસ શેરથા
૮. શામળભાઈ પુરુષોત્તમદાસ તતારપુરા
૯. પ્રાણજીવન વ્રજલાલ પાટડી
૧૦. લલ્લુભાઈ સોમનાથ વિરમગામ
૧૧. ગોરધનભાઈ ગીરધરભાઈ વડોદરા

### નીચેના ૬ મેમ્બરો નોમિનેટેડ છે

૧૨. કુબેરદાસ છોટાલાલ વિરમગામ
૧૩. હરીલાલ જગજીવનદાસ કેરાળા
૧૪. રામચંદ્ર ચુનીલાલ અમદાવાદ
૧૫. નાથાલાલ છગનલાલ શેરથા
૧૬. રામલાલ હરીલાલ અમદાવાદ



ચુંટણીનું કાર્ય થયા પછી સબજેક્ટ કમિટી બેઠી હતી અને સાંજે મહોત્સવમાં કરવાના ઠરાવો નક્કી કરવામાં આવ્યા હતા. છેવટે પ્રમુખનો આભાર માની મેમ્બરો છૂટા પડ્યા હતા.

## યુવકમંડળનો પહેલો મહોત્સવ

સમાજના નેતાઓની સલાહથી જ્ઞાતિના યુવકોએ પોતાનું અને પ્રજાનું ભાવી સુધારવા જે પ્રયત્ન આદર્યો છે તેના તરફ સહાનુભૂતિ દર્શાવવા શહેરના તેમજ બહારના ઘણા બંધુઓએ મહોત્સવ ટાણે હાજરી આપી હતી. મંડળની જનરલ મિટિંગ સવારમાં થઈ હતી અને તે જ દિવસે સાંજના સાત વાગ્યા પછી મહોત્સવ ઊજવવાનો ઠરાવ થયો હતો. શેઠ દુર્ગાપ્રસાદભાઈ લશ્કરીની હવેલીના ચોકને વાવટા તોરણથી શણગારી સભાસ્થાન માટે યોગ્ય બનાવવામાં આવ્યો હતો. બહારગામથી આવનાર મંડળના સભાસદો અને અન્ય બંધુઓ માટે જમવા વગેરેની ગોઠવણ સ્થાનિક મેમ્બરો પૈકી કેટલાકે પોતાના ખર્ચે કરવાની રાખી હતી. કામકાજની શરૂઆત થતાં વડોદરાવાળા માસ્તર પુરુષોત્તમદાસે શ્રી ઉમાદેવીની કૃપા ઈચ્છનારું મંગળાચરણ ગાઈ સંભળાવ્યા બાદ શેઠ પ્રાણસુખભાઈએ સ્વાગત મંડળના પ્રમુખ તરીકે પધારેલા સર્વે બંધુઓનો આભાર માન્યો હતો અને ત્યારબાદ મંડળના ઉદ્દેશ વગેરે સમજાવી મે. ડૉક્ટર સાહેબને પ્રમુખપદ સ્વીકારવાની વિનંતી કરવાની દરખાસ્ત કરી હતી. તેને ટેકો આપતાં મંડળના ઓર્ગેનાઈઝીંગ સેક્રેટરી મિ. માણેકલાલે જણાવ્યું કે મારા મિત્ર પ્રાણસુખભાઈએ જે દરખાસ્ત કરી છે તે એક સામાન્ય રીતિની પદ્ધતિ છે. કદાચ તે ન માનીએ તોપણ જ્ઞાતિમાંથી સર્વાંશે લાયક પ્રમુખ આપણે શોધવા બેસીએ તો છેવટે આપણે તેમના જ શરણે જવું પડે એમ હું કહી શકું છું. આપણો જે ઉદ્દેશ છે તેને બરાબર સમજનાર અને વર્તનમાં આણનાર એક સત્ય સુધારક અને સાચા વિદ્વાન તરીકે જ્ઞાતિમાં ડૉ. પિતામ્બરદાસ જ પહેલા છે. તેમના ગુણની પ્રશંસા કરવી કે ઓળખાણ આપવી તે આયનો બતાવી ચંદ્રસૂર્યને ઓળખાવા સમાન છે. આપણે બીજા ગમે તેને શોધી કાઢીએ તોપણ તેમની લાયકાત કોઈમાં મળશે જ નહિ, છે જ નહિ. હું જે કહું છું તે માત્ર કથન નથી પરંતુ સત્ય જ છે એટલે દરેક બંધુઓ શેઠ પ્રાણસુખભાઈની દરખાસ્તને જોરથી વધાવી લેશો. તાળીઓના અવાજ વચ્ચે મે. ડાક્ટર સાહેબે પ્રમુખની જગ્યા લીધા બાદ શેઠ પ્રાણસુખભાઈએ તેમને હારતોરા અર્પણ કર્યા હતા અને પ્રમુખ સાહેબે પોતાનું તૈયાર કરેલું ભાષણ જે સભામાં વહેંચવામાં આવ્યું હતું તેનાં વાક્યો અને સિદ્ધાંતને અનુસરી વિદ્વતા અને અનુભવથી ભરપૂર યુવકોના ઉત્સાહમાં જીવન રેડનારું અસલ ભાષણ વિવરણ રૂપે કર્યું હતું. ભાષણના કેટલાક મુદ્દાઓ સમજાવતાં તેમણે નીચેની મતલબનો ઉમેરો કર્યો હતો.

બ્રિટીશ પ્રજા પહેલાંના કાળમાં તદ્દન અજ્ઞાન અને જંગલી જેવી હતી આજે તે વિદ્યાથી દુનિયામાં આગળ વધી ગઈ છે અને આપણા ઉપર રાજ્ય કરે છે. આપણા લેઉઆ પાટીદાર બંધુઓ આપણા કરતાં કેટલા આગળ વધેલા છે ? તેનું કારણ આપણા કરતાં તેમનામાં ભણેલા વધારે છે અને તેઓ આપણા કરતાં ઘણું ભણેલા છે. આપણામાં જેઓ ભણેલા છે અને આગળ વધેલા છે તેમની એ ફરજ છે કે જેઓ પછાત છે તેમનો હાથ ઝાલી તેમને વિદ્વાન બનાવી આગળ લાવવા જોઈએ અને એ જ સ્થિતિ અત્યારે ઇચ્છવા યોગ્ય છે. વિદ્યામાં આગળ વધીશું ત્યારે જ ખેડીવાડીની પણ આબાદી થશે, આપણામાં જે ગરીબાઈને લીધે ખાવા-પીવાનું તેમજ કપડાં વગેરે નથી મળતું તે પણ ત્યારે જ પ્રાપ્ત થશે. જેઓ ભણેલા નથી તેમનામાં જ્ઞાન નથી તેમ અક્કલ પણ હોતી નથી, સદ્‌વિદ્યાને લઈને જ માણસ આગળ વધી શકે છે. ભણવા છતાં જેઓ આગળ આવી શકતા નથી, જેઓ જ્ઞાતિબંધુઓના હાથ ઝાલી ઉપર લાવી શકતા નથી એ વિદ્યા નથી પણ અવિદ્યા છે. આપણા સમાજના ઘણા ભાઈઓ–જેઓ પછાત છે તેમને આગળ લાવવા ઘણા પ્રયત્નો કરે છે, તેમ તમે યુવકોએ પણ આજે મેળાવડો કર્યો છે તેના લીધે આ શહેરમાં તો ઘણી ચળવળ થઈ છે. તમારા મંડળ વિષે ઘણા લોકો મને પૂછવા આવ્યા હતા. તેમને મેં કહ્યું છે કે જ્ઞાતિનો જે સમાજ છે તેનો આ એક ફાંટો છે. યુવકોની આ સભા છે અને ઘણો સારો ઉદ્દેશ છે. તે સાંભળી ઘણા જ ખુશી થયા છે. પ્રથમ જે તીખી લાગણી કેટલીક અસમજને લીધે હતી તે હમણાં નથી, તે મારા જોવામાં આવી નહિ એટલે તમે પોતાના પુરૂષાર્થ વડે જેટલું કરવા માગશો તેટલું સારા પ્રમાણમાં લઈ શકશે મને સંપૂર્ણ ખાત્રી છે કે તમે ફત્તેહમંદ થયા સિવાય રહેશો નહિ. હું નાનો હતો ત્યારે અમે ગુજરાતમાં એક સભા સ્થાપી હતી. શ્રેયસાધક અધિકારી વર્ગવાળા શ્રીયુત છોટાલાલ તેના પ્રમુખ હતા. હું વાઈસ પ્રેસિડન્ટ હતો. તે વખતે અમે માત્ર ૨૦-૨૨ જણ હતા. આજે જુઓ, તે અધિકારી મંડળ કેટલું મોટું અને શ્રેયષ્કર નીવડ્યું છે, અમારે મતભેદ પડ્યો હતો અને કાર્ય પ્રસંગે જુદા પણ પડ્યા હતા છતાં તે વખત કરતાં આજે બસોગણા મેમ્બરો તેમાં છે અને ઘણા વિદ્વાન અને ઉત્સાહી છે. તમે પણ ખંતથી કાર્ય કરશો અને હિંમત રાખશો તો તે સ્થિતિએ પહોંચશો.  અમે મહેનત કરીશું તેનો લાભ પણ તમારે જ લેવાનો છે. કદાચ અમે તમારૂં હિત ન કરી શકીએ તોપણ તમે જો કાર્ય ચાલુ રાખશો તો ફત્તેહ જ થશે. તમે જે મહેનત કરશો તેનાં ફળ ઘણાં મીઠાં આવશે તે તમે ચાખશો અને પ્રજાને પણ ચખાડી શકશો.

વિદ્યા પ્રાપ્ત કર્યા સિવાય કોઈની ઉન્નતિ થતી નથી, ઘરસંસાર પણ નિષ્ફળ નીવડે છે એટલું જ નહિ પણ એક સારી પ્રજા અથવા નેશન તરીકે ઓળખાવા માટે વિદ્યાની મોટી જરૂરીયાત છે, તેના સિવાય દરેક પ્રજાની પડતી થવા માંડે છે. જેમ આપણી થઈ છે તેમ. ભણતર એટલે વિદ્યા નથી. ઘણી ઉચ્ચ કેળવણી કોલેજોમાં પ્રાપ્ત કરી ધંધા-રોજગાર અને જ્ઞાનનો જ્ઞાતિમાં ફેલાવો કરવો તેનું નામ વિદ્યા પ્રાપ્ત કરી કહેવાય. ધર્મશાસ્ત્રોમાં મનુમહારાજે જે આજ્ઞા કરી છે તેને અમલમાં મૂકવી તેનું નામ જ ભણતર કહેવાય. વિદ્યા ભણીને અભિમાની થવું કે ઉદ્ધત અને અતડાપણું રાખવું એ વિદ્વાનનું લક્ષણ નથી. સત્ય અને નમ્રતા જેનામાં હોય તે જ ખરો ભણેલો છે. પોતાના ભાઈભાડું, કુટુંબી અને જ્ઞાતિબંધુઓને પોતાના જેવી સ્થિતિએ લાવવા પ્રયત્ન કરે તેનું નામ ખરી વિદ્યા છે. આ પ્રકારની વિદ્યા ઉપર આપણો આધાર છે તે આવશે ત્યારે જ આપણી ઉન્નતિ થશે અને તે લાવવા માટે તમારામાંના દરેક યુવકે ખંતથી તનતોડ પ્રયત્ન કરવો જોઈએ. ત્યારબાદ બાળલગ્ન વિષે બોલતાં વિદ્યા પ્રાપ્ત થઈ શકતી નથી તે સમજાવ્યું હતું. ભણેલાઓ કેમ દુ:ખી થાય છે અને ઘરસંસારમાં હેરાનગતિઓ પડે છે તે લગ્નપ્રથાનું જ કારણ છે એમ સમજાવતાં કહ્યું હતું કે આપણી જ્ઞાતિમાં મા-બાપો પોતાનાં બાળકને મિથ્યા મમત્વ અને ખોટી લાજ-આબરૂ રાખવા ખાતર મહાન ખાડામાં ડુબાડી દે છે. આવાં મા-બાપને માણસ કહેવા કે રાક્ષસ ? નઠારામાં નઠારું કૃત્ય રાક્ષસનું છે તેની જ ઉપમા તેમને આપવી જોઈએ. પાંચ વર્ષ જેટલાં પણ મોટાં થવા દઈ પરણાવવાની ઇચ્છા કરે તેવા તો માત્ર ૨૫, બાકી ૭૫ ટકા ધનના લોભે ચાંલ્લો આવે તો નિર્વાહ ચાલે એવી લાલસાવાળા હોય છે. આ રિવાજથી ઘણાં કુટુંબો શહેરમાં પાયમાલ થઈ ગયાં છે અને બાળલગ્નની પ્રથાથી તો આખી જ્ઞાતિ આજે અધોગતિ ભોગવે છે. દરેક પ્રકારનો વિચાર કરતાં છોકરો ૨૫ અને છોકરી ૧૮ વર્ષે સંસાર માંડવા યોગ્ય ગણાવાં જોઈએ. આ પ્રકારે સુધારો થશે ત્યારે જ આર્ય પ્રજાની ઉન્નતિ થવી છે. ૨૦ વર્ષની ઉંમર પછી ક્ષયનો રોગ લાગુ પડતો નથી. આપણી જ્ઞાતિમાં શરીરના બાંધા કાચા હોવાથી ઘણા પ્રકારના ક્ષય લાગુ પડે છે. માટે ભાઈઓ ! બાળલગ્નનો રિવાજ નાબૂદ કરવામાં તમે સગા બાપની પણ શરમ રાખશો નહિ, તેને જડમૂળથી ઉખેડી નાંખવા તનતોડ મહેનત કરશો. પોતાના બાળકને કોઈ ચૂંટી ખણે તો તેની સાથે મા-બાપ લઢી મરે છે, પણ પોતાના જ હાથે લક્ષ્મી અને આબરૂના લોભે મા-બાપો સંતાનોને ગળે બાળલગ્ન રૂપી છરા ફેરવતાં વિચાર કરતાં નથી. આ કૃત્ય તદન નિર્દયતા ભરેલું છે. આપણી કેમ પડતી થઈ તેનું એક દૃષ્ટાંત રોમ શહેરના

ઇતિહાસને લગતું છે. જાહોજલાલી ભરેલા રોમ શહેરના વતનીઓને, વાઘ માણસને કેમ ફાડી ખાય છે તે જોવાની ઇચ્છા થઈ ! તે વખતે ઉપદેશ આપનારા મહાત્મા, કાઈસ્ટના ચેલાઓ મૂઠીભર હતા. કોલીસીઅમ થીએટરમાં ત્રીસ હજાર માણસોની બેઠક હતી. ત્યાં એમને એકે પછી એક વાઘ પાસે છોડવામાં આવતા અને સઘળા ઉપદેશકોનો તે પ્રમાણે રોમની પ્રજાએ નિર્દયતાથી ઘાત કરાવ્યો હતો તેનું પરિણામ એ આવ્યું કે દુનિયામાં સર્વોપરી પદ ભોગવતું તે વખતનું રોમ શહેર અધોગતિના ઊંડા ખાડામાં જઈને પડ્યું. આ દૃષ્ટાંતથી મારે તમને યુવકોને એટલું જ કહેવાનું છે કે આવો તમાસો જોનારા અને ફાડી ખાનારા વાઘ જેવા નિર્દય માણસો તમારા સામે આવે ત્યારે એકબીજાનો હાથ પકડી સાથે ઊભા રહેજો, કમર કસી સામે થજો, છેવટે તમારો જ જય થશે. (તાળીઓ) આખી કોમ લૂંટાય છે તેનું રક્ષણ કરનાર તમારા જેવા માત્ર ૫૦ સોલ્જરો જ છો તેમને તમે એવી રીતે પાથરી દો કે અજ્ઞાનને સમજાવી વિદ્યાનો વધારો કરવા પુરુષાર્થ કરે અને બાળલગ્નને જડમૂળથી ઉખેડી નાંખે. ત્યારબાદ લગ્નની મહત્તા વિષે સપ્તપદીનો સાર પોતાના ભાષણમાંથી વાંચી બતાવવાનું મિ. માણેકલાલને કહેતાં તેમણે તેમ કર્યું હતું અને બાકીના ભાષણનું વિવરણ પોતે ફરીથી કરી સમાપ્ત કર્યું હતું. તેમનું ભાષણ પૂરું થતાં મંડળ તરફથી પસાર કરવાના ઠરાવો પૈકી ૧લો ના. શહેનશાહ પ્રત્યે વફાદારીનો; ૨જો શ્રીમંત ગાયકવાડ સરકારનું દીર્ઘાયુષ્ય ઇચ્છવાનો અને ૩જો રા. બ. ગોવિંદભાઈને અભિનંદન આપવાનો વ. ઠરાવો મે. પ્રમુખ સાહેબ તરફથી રજૂ થતાં પસાર થયા હતા.

**ઠરાવ ૪ થો :** મિ. રામચંદ્ર જમનાદાસે રજૂ કર્યો અને મિ. કુંવરજી ભાઈજીદાસે અનુમોદન આપતાં સર્વાનુમતે પાસ થયો હતો.

"કડવા પાટીદાર કોમ મુંબઈ ઇલાકાની ખેડુત પ્રજાનો મોટો ભાગ છે અને સરકારની રેવન્યુમાં મોટો ફાળો આપે છે, છતાં હંમેશ ગરીબ અને અજ્ઞાન દશામાં દિવસો વીતાવે છે તે સત્ય તરફ આ મંડળ, ના. મુંબઈ સરકારનું ધ્યાન ખેંચે છે અને આશા રાખે છે કે મફત શિક્ષણનું ધોરણ કેટલેક અંશે દાખલ કરવામાં આવ્યું છે તેને સંપૂર્ણ રીતે મફત અને ફરજિયાત કરી જલદી અમલમાં મૂકવામાં આવશે."

**ઠરાવ ૫ મો : ખેતીવાડીના ઉદ્યોગને ખીલવવા સારુ આ મંડળ ના. મુંબઈ સરકારને અને ના. વડોદરા સરકારને જીલ્લાવાર ખેતીવાડીની પ્રયોગશાળાઓ ઉઘાડી ખેડૂતોના છોકરાઓને ખેતીવાડી શિક્ષણનાં સાધનો પૂરાં પાડવા વિનંતી કરવામાં આવે છે.**

ઉપરનો ઠરાવ ગણપતપુરા વાળા મિ. છોટાભાઈ રાયજીભાઈએ રજૂ કરતાં જણાવ્યું હતું કે "હિંદનો આધાર ખેતી ઉપર છે બીજા હુન્નર-ઉદ્યોગ તો હજુ હિંદમાં નથી. અમેરિકાદિ દેશોમાં ખેતીને માટે ઘણું કરવામાં આવ્યું છે. પણ અહીં કાંઈ કરવામાં આવ્યું નથી તે ઘણી દિલગીરીની વાત છે. મુંબઈ ઈલાકામાં ખેતીવાડીની ફક્ત એક જ કોલેજ છે અને તે પણ પૂનામાં ! ખેડૂતોના ગરીબ છોકરા ત્યાં ભણાવા જવાનું ખર્ચ ક્યાંથી લાવે ? તે માટે આપણે ના. ગાયકવાડ સરકારને તેમજ ના. મુંબઈ સરકારને વિનંતી કરવાની કે, સ્થળે સ્થળે ખેતીવાડીની પ્રયોગશાળાઓ કાઢે અને ખેતીનો સુધારો કરે.

આ ઠરાવને અનુમોદન આપતાં કેરાળાવાળા રા. રા. હરિલાલ જગજીવનદાસે કહ્યું હતું કે, "હિંદમાં ખેતી કરનારની સંખ્યા ઘણી જ મોટી છે અને તે કરતાં ખેતી ઉપર જીવન ગુજારનારની સંખ્યા વધારે છે. જેના ઉપર દેશની વસ્તીના મોટા ભાગનો આધાર છે તેને માટે કાંઈ ન કરવામાં આવે તો તે કેવળ અન્યાય જ છે. જેમાંથી સરકારને સહુથી વધારે પેદાશ થાય છે તેને માટે તે બહુ જ નાની રકમ ખર્ચે છે. માટે આપણે આ ઠરાવથી વિનંતી કરીએ છીએ કે સરકાર ખેતીવાડી ખાતા માટે વધુ પૈસા ખરચે અને ઠેકાણે ઠેકાણે ખેતીવાડીની શાળાઓ ઉઘાડે."

**ઠરાવ ૬ ઠો :** જ્ઞાતિમાં અંધ પરંપરાના ચાલતા બાળલગ્નના બૂરા રિવાજથી આપણે ધર્મ કર્મથી ભ્રષ્ટ થઈ દુઃખી સ્થિતિમાં આવી પડ્યા છીએ એમ માની આ મંડળ તે પ્રત્યે સંપૂર્ણ દિલગીરી અને તિરસ્કારની નજરે જુએ છે અને ખાત્રીથી માને છે કે જે માબાપો પોતાનાં ઘોડીએ હીંચતા બાળકોને લગ્નબંધનમાં નાખે છે તેઓ તેમના કટ્ટર દુશ્મનનું કાર્ય કરે છે અને દરેક જ્ઞાતિબંધુ મોટી ઉંમરનાં શાસ્ત્રોક્ત લગ્ન વિધિ સહ કરવાની જ્ઞાતિમાં પડેલી પ્રથાને ઉત્તેજન આપવામાં ધર્મ સમજશે.

ઉપરનો ઠરાવ રજૂ કરતાં મિ. ગોવિંદલાલ ત્રીકમલાલે બાળલગ્નથી થતાં નુકસાન ટૂંકામાં સમજાવ્યાં હતાં અને જે માબાપોએ પોતાનાં બાળકોને મોડી ઉંમરે પરણાવવાના ઈરાદાથી ગયાં લગ્નમાં કુંવારા રાખ્યાં હતાં તેમને ધન્યવાદ આપ્યા હતા. ઠરાવને મિ. બાલાભાઈ મોતીલાલે અનુમોદન આપતાં સર્વાનુમતે પાસ થયેલો જાહેર કરવામાં આવ્યો હતો.

**ઠરાવ ૭ મો :** મિ. માણેકલાલે રજૂ કર્યો હતો.



"કડવા પાટીદાર જ્ઞાતિમાં શાસ્ત્રોક્ત પદ્ધતિએ લગ્ન કરવાની પ્રથા શરૂ થઈ ચૂકી છે અને તેથી આ મંડળ ના. ગાયકવાડ સરકારને બાળલગ્ન પ્રતિબંધક નિયમ અમારી કોમને સંપૂર્ણ રીતે લાગુ પાડવા આગ્રહપૂર્વક વિનંતી કરે છે."

તેમણે જણાવ્યું હતું કે, ''જ્ઞાતિમાં ઘણાં ગાયકવાડી રાજ્યના ગામોમાં-છૂટાં લગ્ન થવા માંડ્યા છે એટલે હવે બાળલગ્નના કાયદામાં ના. ગાયકવાડ સરકારે જે છૂટ છે તે કાઢી નાખવી જોઈએ. જ્યાં સુધી ૮ મી કલમની કલમ છે ત્યાં સુધી કાયદો નકામા જેવો જ છે. ઠરાવને ટેકો આપતાં શેરથાવાળા મિ. ધરમાભાઈ ત્રીકમદાસે જણાવ્યું કે, ''આપણાં લગ્ન ૯ અને ૧૧ વર્ષે આવે છે એમ સમજી ના. ગાયકવાડ સરકારે મુકેલી છૂટનો લાભ લઈ ઘણાં માબાપો પોતાનાં બાળકોને નાનપણમાં બાળલગ્નની બેડી પહેરાવે છે, કાયદો બરોબર બજવાતો નથી. હું પાટણ હતો તે વખતે એક ગૃહસ્થને ત્યાં લગ્ન હતાં. તેમાં બાળકો નાની ઉંમરનાં હતાં પણ લાગવગથી રજા મેળવી હતી અને તે લગ્ન પ્રસંગે મોટા મોટા અમલદારોએ પણ હાજરી આપી હતી. આપણા મંડળના મેમ્બરોએ જ્યારે જ્યારે બાળલગ્નના કાયદાનો અયોગ્ય રીતે ભંગ થાય ત્યારે ત્યારે તેને માટે બનતા ઉપાયો લેવા જોઈએ.''

**ઠરાવ ૮ મો :** છૂટાછેડા, છૂટકા અથવા લખણાના નામે પ્રચલિત અતિશરમ ભરેલા નાલાયક રિવાજ પ્રત્યે આ મંડળ સંપૂર્ણ તિરસ્કારની દૃષ્ટિએ જુએ છે અને તે દુષ્ટ રિવાજનો અંત લાવવા દરેક બંધુને આગ્રહપૂર્વક સૂચના કરે છે.

ઉપરનો ઠરાવ મિ. પોચાભાઈ જીવાભાઈએ રજૂ કર્યો હતો અને મિ. નગીનભાઈએ ટેકો આપ્યો હતો.

**ઠરાવ ૯ મો :** કન્યાવિક્રયના અઘોર પાપી રિવાજ તરફ આ મંડળ શરમભરી દૃષ્ટિએ જુએ છે અને માને છે કે ખેડૂતોની કંગાળ દશા આ જ પાપી રિવાજનું પરિણામ છે. તેમજ શહેરના વિભાગોમાં કન્યાપક્ષની ગરજનો લાભ લઈ માત્ર સંબંધ જોડવા ખાતર ચાંલ્લા અને કરિયાવરને નામે મોટી રકમો કઢાવવાનો રિવાજ છે તે ઉભયપક્ષને હાનિકારક છે તેથી જે જે વિભાગોમાં આ રિવાજો ચાલતા હોય ત્યાંથી તેમને તિલાંજલી આપવા દરેક બંધુને ખાસ વિનંતી કરે છે.

ઉપરનો ઠરાવ શેરથાવાળા મિ. નાથાલાલે રજૂ કરતાં જણાવ્યું હતું કે, ''કન્યાવિક્રય જેવું એકે મોટું પાપ નથી. બધાં પાપોનું શાસ્ત્રોમાં પ્રાયશ્ચિત છે પણ આ પાપનું નથી. દીકરી અને ગાય જ્યાં દોરે ત્યાં જાય ! જે માબાપો પોતાની દીકરીને પૈસાના લોભથી તેના ભલાનો વિચાર કર્યા વગર જેમ ત્યાં ખાડામાં નાંખે છે તે કસાઈનું કામ છે. ધિક્કાર છે તેવા માબાપને ! શહેરના વિભાગમાં કુળવાનો રહે છે અને તેઓ કન્યાનાં માબાપને ઘણાં પજવે છે. તેમની સ્થિતિ સારી હોય કે ન હોય તોપણ તેમની પાસેથી ચાંલ્લાની અને કરિયાવરની

મોટી રકમ લે છે. કુળવાનને આ છાજતું નથી. કુળવાન હોય તે તો પોતાનાં સગાંની સાથે સારી રીતે વર્તે અને તેમનું સારું દેખાય તેમ કરે. તેને બદલે કેટલેક સ્થળે ઊલટું જ કરવામાં આવે છે. ભાઈઓ ! આ ચાલ નુકસાનકારક છે માટે છોડી દેવો જોઈએ.

સાણંદવાળા મિ. બાલુભાઈ પુરુષોત્તમદાસે અનુમોદન આપતાં જણાવ્યું કે કુળવાનોનો દોષ છે તે સારી વાત છે, પણ કન્યાના માબાપનો પણ દોષ છે. તેઓ જાણે છે કે તેમની દીકરીઓને દુ:ખ પડે છે, અને તેમને પોતાને પણ ઘણી પજવણી થાય છે. તે છતાં તેઓ આંધળા થઈને પોતાની કન્યાઓને આવા માણસોને ત્યાં નાંખે છે. કુળવાનોમાં સારા હોય છે તેઓ આવું કરતા નથી. પણ સારા તો થોડા જ હોય છે. કુળવાનો કહે છે કે કન્યાના માબાપ આંધળા છે, તે આપે તો અમે શા માટે ન લઈએ ? ભાઈઓ ! તેઓ આંધળાં છે એમ માનો તોપણ તમારી ફરજ છે કે તમારે તેઓને રસ્તો બતાવવો જોઈએ, ભાઈઓ ! નઠારા રિવાજ જશે તો જ સુખી થવાશે. માટે આ રિવાજને તજી દ્યો.

**ઠરાવ ૧૦ મો :** મરણ પાછળ થતાં (પ્રેતભોજનો અધર્મયુક્ત હોય છે તે તરફ આ મંડળ પોતાની નાપસંદગી જાહેર કરે છે, અને તે બંધ કરવા કરાવવા દરેક જ્ઞાતિબંધુને ભલામણ કરે છે. વિશેષમાં શ્રીમંત ગાયકવાડ સરકારે હાલ તુરતને માટે ન્યાતવરા અટકાવવા કાયદો કર્યો છે તેને આ મંડળ વધાવી લે છે અને તેઓશ્રીનો આભાર માને છે.

ઉપરનો ઠરાવ મે. પ્રમુખસાહેબે રજૂ કર્યો હતો અને સર્વાનુમતે પાસ થયો હતો.

**ઠરાવ ૧૧ મો :** મનુષ્ય જીવનની સાર્થકતા માટે વિદ્યા એ અનિવાર્ય આવશ્યકતા છે તેમજ ઉત્તમોત્તમ શક્તિ છે. તેથી દરેક યુવકબંધુને આ મંડળ વિનવે છે કે પોતાને યોગ્ય કેળવણી લેવાના માર્ગ શોધી ચાલુ રાખવા તેમજ પોતાનાં પુત્ર-પુત્રીઓને આ અમૂલ્ય બક્ષિસની લ્હાંણ વહેંચવામાં પોતાનો ધર્મ અને સ્વાર્થ રહેલો સમજવા સૂચના કરે છે.

આ ઠરાવ મિ. છબીલદાસે રજૂ કરતાં વિવેચન કર્યું હતું કે, ''કેળવણી ત્રણ પ્રકારની ગણાય છે. શારીરિક, માનસિક, નૈતિક. આપણાં બાળકોમાંથી ઘણાં ગામડાંમાં રહેતાં હોવાથી તેમને શારીરિક કેળવણી આપોઆપ મળી જાય છે. કેળવણી છતાં પણ તેઓ દુર્બળ હોય છે. કારણ ફક્ત બાળલગ્ન ! તેને દૂર કરો એટલે તમારાં બાળક મલ્લ જેવાં થશે. તેને દૂર ન કરો ત્યાં સુધી તો તેમને તમારે કસરત કરાવવી પડશે. માનસિક કેળવણીમાં અત્યારે નિશાળોમાં

લેવાતી કેળવણી ગણાય છે. આપણામાંથી ઘણા જ થોડા ભણેલા હોય છે. ભણવાથી ઘણા ફાયદા થાય છે તે તો આપણામાંના ઘણાએ પ્રત્યક્ષ જોયા છે. વાણિયા છેતરી ન જાય, સિપાઈસપરાં અને અમલદારો ધમકાવી ન શકે તે તો વિદ્યાના પ્રતાપે જ. શાસ્ત્રીય દૃષ્ટિએ જુઓ તો એક શ્લોકમાં કહ્યું છે કે :-

**विद्या ददाति विनयं विनयाद्याति पात्रताम्।**
**पात्रताद्धनमाप्नोति, धनाद्धर्मं ततः सुखम्॥**

વિદ્યાથી વિનય આવે છે. વિનયથી પાત્રતા આવે છે એટલે જ્યાં ત્યાં માન મળે છે. માણસ પાત્ર થાય છે એટલે ધન પ્રાપ્તિ થાય છે અને ધનથી ધર્મ થઈ શકે છે, ધર્મ કરવાથી સુખની પ્રાપ્તિ થાય છે.

ભાઈઓ ! સુખ કોને વહાલું નથી. સુખને માટે આપણે ઘણાં ફાંફાં મારીએ છીએ પણ આ એક સહેલો ઉપાય જેમાં આપણો જ સ્વાર્થ છે તે કરતા નથી.

આ ઠરાવને સરખેજવાળા માલજીભાઈએ ટેકો આપતાં સર્વાનુમતે પાસ થયેલો જાહેર કરવામાં આવ્યો હતો.

**ઠરાવ ૧૨ મો :** યુવકોનું આ મંડળ પોકાર કરે છે કે આપણી જ્ઞાતિ ઘણી જ અજ્ઞાન તેથી પછાત છે છતાં પણ વિદ્યાવૃદ્ધિને અર્થે જ્ઞાતિના વિદ્યાર્થીઓને માટે **શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ** જેવી અગત્યની અને ધનવાન સંસ્થાએ પોતાની સ્થિતિ પ્રમાણે સાધનો પૂરાં પાડ્યાં નથી; તેમજ તેનો વહીવટ વિદ્યાર્થીઓના હિતાર્થે અસંતોષ ઉપજાવે તેવો છે તેથી આ મંડળ તે સંસ્થાને અરજ કરે છે કે, ચાલુ વહીવટમાં તરત ફેરફાર હાથ ધરી વિદ્યાર્થીઓને મદદ કરવાનાં દરેક પગલાં ભરે. આ મંડળ વધારામાં માને છે કે વિરમગામ, વડોદરા, સુરત, મુંબઈ અને કાઠીયાવાડનાં અગત્યનાં સ્થળે વિદ્યાર્થી આશ્રમો તુરતમાં ખોલાવા જોઈએ જેથી ત્યાં હાલના વિદ્યાર્થીઓની અગવડ દૂર થાય, વધારે બંધુઓ કેળવણી લેવા શક્તિમાન થઈ શકે તે કારણસર ઉક્ત સંસ્થાને તેમજ જ્ઞાતિના તમામ વિદ્વાન અને ધનવાન બંધુઓને આ મંડળ નમ્રતાપૂર્વક વિનંતી કરે છે.

આ ઠરાવ રજૂ કરતાં ગણપતપુરાવાળા રા. છોટાભાઈએ મહામંડળના ઉદ્દેશો વાંચી સંભળાવ્યા હતા અને તેમ કર્યા બાદ તે ઉપર વિવેચન કરતાં જણાવ્યું કે, ખેતીવાડીની ઉન્નતિ કરવાનો મહામંડળે ઉદ્દેશ રાખ્યો છે, પણ તે માટે તેણે તો કંઈ જ કર્યું નથી ! કોઈ પણ સરકારનું ધ્યાન ખેંચ્યું નથી કે તેણે ઘણી વખતે ખેડૂતો પૈસાની અગવડમાં હોય છે તેમને વ્યાજે નાણાં ધીરવાં જોઈએ તે પણ કર્યું નથી, તો કયા પ્રકારે ઉન્નતિ કરશે તે સમજાતું નથી. ખેડૂતોને મદદ

કરશે એમ સમજી પૈસા આપનારે કયા પ્રકારની આશા રાખવી ? મારું એટલું તો કહેવું છે જ કે સરકારો પાસે જઈને આ મહામંડળ કાંઈ મદદ મેળવી શકે નહિ કારણ બધા સંયોગો એવા જ પ્રકારના છે તો તેણે પોતે ખેડૂતોની ક્રેડીટ પ્રમાણે પૈસા ધીરવાની શરૂઆત તો જરૂર કરવી. પૈસા ઘલાવાની બીક બિનઅનુભવની વાત છે. સહકારી મંડળ સ્થાપવાની સમાજ બૂમ માર્યા કરે છે તે કાર્ય મહામંડળ હાથ ધરશે તો આવક સારી થશે અને ફંડ વધશે. કેળવણીને માટે તેણે અમદાવાદમાં જ એક બોર્ડિંગ ખોલી છે, બીજાં સ્થળે ઉઘાડવાનું લખવામાં આવે છે, ત્યારે સગવડ નથી એવો જવાબ મળે છે. જ્યારે મહામંડળ જેની પાસે લગભગ લાખ રૂ. જેટલી રકમ છે તેને સગવડ નહીં હોય તો બીજા કોને હશે ? સુરતમાં પાટીદાર બોર્ડિંગ છે, તેની પાસે જૂજ ફંડ છે છતાં તેની બોર્ડિંગ કેવી સરસ ચાલે છે !

આ ઠરાવને અનુમોદન આપતાં મિ. માણેકલાલે જણાવ્યું : જરૂર જોઈતી છૂટથી તે સંસ્થા જ્ઞાતિહિત માટે પૈસા વાપરતી નથી, જે વ્યાજ આવે તેમાંથી જ વાપરવાનો ઠરાવ કર્યો છે ! હું જાણું છું ત્યાં સુધી તો મહામંડળ વ્યાજનો પણ છૂટથી ઉપયોગ કરતું નથી અને બચાવે છે. ફંડની સ્થિતિ નભાવી રાખવા કે સુધારવા હાલના વખતમાં આ રીત ઘણી પછાત રાખનારી છે. વ્યાજ આવે તેમાંથી પણ અમુક જ રકમ વાપરવી એવી પ્રથા શા માટે રાખી હશે તે હું જાણતો નથી તેમ આ ઠરાવ વિષે મને બોલવાની ફરજ પાડી છે તે એટલા માટે મેં સ્વીકારી છે કે, ઘણા લાયક વિદ્યાર્થીઓને મદદ વગર અભ્યાસ છોડી દેવો પડે છે. કોઈ મરી જાય તેમની પાછળ જમણ ! દૂધ જેવા પદાર્થો વગેરે જાતની ધર્માદા કરેલી વસ્તુઓ બોર્ડિંગ સ્વીકારે અને તે બોર્ડિંગનાં બાળકોને જમાડી વિદ્યા સંપાદાન કરાવાય ! આ બાળકો કેવાં નીકળશે ! કેટલી શરમની આ વાત છે ! હું ધારું છું કે ''અન્ન તેવો ઓટકાર'' એ ઘરડાની કહેવત સાચી હોય તો તેમ કરવું એ એક પ્રકારનું પાપ છે. એવાં દાન સ્વીકારનાર ઋષિકુળોની થયેલી સ્થિતિ આજે મહામંડળના કાર્યવાહકોથી કાંઈ અજાણી નહીં હોય ! બોર્ડિંગમાં ફી આપી મૂકનાર છોકરાંનાં માબાપોનું આ તરફ ખચીત દુર્લક્ષ લાગે છે. મેં કેટલીક બોર્ડિંગ અને ફંડ જોયાં છે. આપણા જેવી સારી શરૂઆત કોઈની નહોતી. પરંતુ સારી શરૂઆતવાળા આપણી જ્ઞાતિના ફંડવાળુ મહામંડળ આજે કંઈ કરી શક્યું નથી. હું ધારું છું એટલી બધી અવિદ્યા આ મંડળના કાર્યવાહકોમાં નથી, છતાં આ પરિણામ કેમ આવ્યું હશે તેનો વિચાર મંડળ કરશે તો હું તેમનો અને તેમના કાર્યવાહકો પૈકીના આપણા મે. પ્રમુખ સાહેબનો ઉપકાર માનીશ.

તેમણે મને કહ્યું છે : "અમે બોર્ડિંગમાં સુધારા કરવાના છીએ અને થોડા વખતમાં બધું સારું થઈ જશે." હું ઇચ્છું છું કે તેમ થાઓ. તે સાથે એ પણ મારી નમ્ર વિનંતી છે કે, કામ કરવું પડશે, મહેનત પડશે. અન્ય સંસ્થાઓ કેમ ચાલે છે તેની તપાસ કરી છૂટથી ૧૦ વર્ષની અંદર તે પૈસાનો ઉપયોગ થઈ જાય તેવી ગોઠવણ કરશો તો ઘણા શહેરીઓ આપણી જ્ઞાતિ ઉપજાવી શકશે અને તે રકમ ખર્ચાતાં ફંડ અને સંસ્થા મરી નહીં જાય પણ જીવતી થશે. જો ૮૦ હજાર જેવી રકમમાં હાલની સ્થિતિએ બોર્ડિંગ જ ચલાવી શકાય તો મહામંડળે જે ઉદ્દેશો રાખ્યા છે તે માટે કેટલા કરોડ પૌન્ડનું ફંડ જોઈએ ! હાલની પ્રગતિએ કેટલા કરોડ વર્ષોએ ઉદ્દેશ ફળીભૂત થાય તેનો હિસાબ ગણવામાં આવશે તો મારી વિનંતીમાં કેટલું સત્ય છે તે સમજાયા સિવાય રહેશે નહિ. છૂટથી ઉપયોગ કર્યા સિવાય આવી સંસ્થાઓમાં પૈસા આવતા જ નથી એ સત્ય તો ગમે તેને પૂછશો તે કહેશે. ભાઈઓ ! મારે અને પ્રમુખ સાહેબને વિદ્યાનાં સાધનો જ્ઞાતિના યુવકોને પૂરાં પાડવા વિષે વાતચીતના જે ખુલાસા થયા છે તે ઉપરથી કહું છું. આપ મહામંડળ અને પ્રમુખ સાહેબમાં વિશ્વાસ રાખશો અને જરૂર આ હિલચાલનું પરિણામ સારું જ આવશે એમ માનશો.

આ ઠરાવને વિ. અનુમોદન આપતાં મિ. છબીલદાસે જણાવ્યું હતું કે, મહામંડળ અને તેની સંસ્થા બોર્ડિંગ સાથે મારે ઘણો પરિચય પડ્યો છે. તેની અંદરની લગભગ બધી બાબતોથી હું જાણીતો છું. મારી પહેલાં બોલનારાઓએ તો ઉપર ઉપરની વાત કહી, પણ હું તો આપને બે અનુભવની વાતો કહી બેસી જવાની રજા લઈશ. અત્રે એમ કહેવામાં આવ્યું હતું કે આ વર્ષે આપણી જ્ઞાતિમાંથી ૪-૫ જણ મેટ્રિકમાં પાસ થયા છે પણ તેથી નવાઈની વાત તો હું આપને જણાવીશ કે છ-સાત વર્ષથી ચાલતી બોર્ડિંગમાંથી આજ સુધીમાં મેટ્રિકમાં ફક્ત બે જ છોકરા પાસ થયા છે ! બોર્ડિંગમાં છોકરાઓની સંખ્યા તો સરેરાશ ૩૦ ઉપર રહેલી છે, છતાં આ પરિણામ આવે તેનું શું કારણ ? કારણ ફક્ત એટલું જ છે કે છોકરો ભણતે ભણતે ઇંગ્રેજી છઠ્ઠા ધોરણમાં આવે એટલે તેને કોણ જાણે શાએ કારણથી અને કોઈ પણ રીતે તેને બોર્ડિંગમાંથી જતું રહેવું પડે છે. કાઢી મૂકવામાં આવે છે કે કેમ તે હું કહી શકતો નથી. અત્યારે બોર્ડિંગમાં જઈને જોશે તો માલમ પડશે કે ઉપલા ધોરણમાં ભણતા વિદ્યાર્થીઓ તો જૂજ છે, કોલેજમાં ભણનાર ભાગ્યે જ હશે. પહેલાં ગુજરાતી ભણતા છોકરાને બોર્ડિંગમાં દાખલ કરવામાં આવતા નહિ, કેમકે તેમને ગામડામાં ભણવાની સગવડ મળતી. અત્યારે ગુજરાતી ભણતા છોકરાઓને દાખલ કરવામાં આવે છે. કોણ જાણે અંગ્રેજ

સરકારે અને ગાયકવાડ સરકારે નિશાળો ઉઠાડી મૂકી છે કે શું છે ? ઉપલાં ધોરણમાં અને ખાસ કરી કોલેજોમાં ભણતાં વિદ્યાર્થીઓને અમદાવાદ જેવાં શહેરો સિવાય ભાગ્યે જ બીજે ભણવાની સગવડ હોય છે. અને તેમને જ માટે બોર્ડિંગ હોવી જોઈએ; નહિ કે ગુજરાતી અને ઇંગ્રેજી ૧, ૨, ૩ × × × ભણતાને માટે. ઠરાવને વિશેષ અનુમોદન આપતાં મિ. નગીનભાઈએ જણાવ્યું કે મારી પહેલાંના ભાઈએ કહી તે વાત સાચી છે. ઉપલા ધોરણના વિદ્યાર્થીઓ બોર્ડિંગમાં રહી શકતા નથી. વિક્રમ રાજાના આસન ઉપર બેસનાર અલોપ થઈ જાય તેમ મોટા વિદ્યાર્થીઓની બાબતમાં પણ બને છે. ઉપલા ધોરણના વિદ્યાર્થીઓ સમજતા થાય છે એટલે અન્યાય ખમી શકતા નથી, સખતાઈ ખમી શકતા નથી. સજા કરવા કરતાં પ્રેમથી કામ લેવામાં આવે તો સારું પરિણામ આવે છે. આ સૂત્ર બોર્ડિંગના સુપ્રીન્ટેન્ડેન્ટને માન્ય જણાયું નથી.

આ ઠરાવ સર્વાનુમતે પાસ થયેલો જાહેર કરવામાં આવ્યો હતો. મે. પ્રમુખ સાહેબે મિ. માણેકલાલ મારફત ખુલાસો કર્યો હતો કે, ''હું બોર્ડિંગને સુધારવા મારાથી બનતો પ્રયત્ન કરું છું અને કરીશ. પરંતુ કેટલાંક આંતરિક કારણોને લઈને હું ધાર્યું કરી શકતો નથી.''

ત્યાર પછી નીચેનો ઠરાવ મે. પ્રમુખ સાહેબે રજૂ કર્યો હતો. ઠરાવ ૧૩મો આપણી જ્ઞાતિના ઉદારચિત ભાઈઓએ ઉદાર સખાવતો કરી છે અને ખાસ કરીને શેઠ ત્રીકમભાઈ ગોપાળજીએ જ્ઞાતિબંધુઓના આરોગ્યને ખાતર આરોગ્ય ભુવન પૂરું પાડ્યું છે તે માટે તે ગૃહસ્થોનો આ મંડળ આભાર માને છે.

**ઠરાવ ૧૪ મો :** મિ. માણેકલાલે રજૂ કર્યો હતો અને તેને મિ. છબીલદાસે ટેકો આપ્યો હતો.

શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજ આપણી જ્ઞાતિમાં સંસારસુધારાના ક્ષેત્રમાં જે સ્તુતિપાત્ર અને અતિઅગત્યનું કાર્ય કરી રહી છે તેને માટે સમસ્ત જ્ઞાતિ આભારી છે તે શ્રી સમાજની સાથે આ મંડળ સહાનુભૂતિ ધરાવે છે અને ભવિષ્યમાં તેની સાથે રહી કાર્ય કરવામાં પોતાની ફરજ સમજશે.

નીચેનો ઠરાવ મે. પ્રમુખ સાહેબે રજૂ કર્યો હતો.



**ઠરાવ ૧૫ મો :** આપણી જ્ઞાતિના ઉચ્ચ કેળવણી લેતા નીચેના વિદ્યાર્થીઓને (સ્વાશ્રયથી) પરીક્ષામાં મેળવેલી ફત્તેહને માટે તેમને અભિનંદન આપે છે અને ઇચ્છે છે કે તેઓ પોતાનો અભ્યાસ ખંતથી ચાલુ રાખશે.

| | | | |
|---|---|---|---|
| પોમાટ બેચરદાસ લક્ષ્મીદાસ, | બી.ઈ. | છબીલભાઈ છોટાલાલ, | પ્રીવીયસ |
| **અમીન રામચંદ્ર જમનાદાસ,** | પહેલી એલ.એલ.બી. | **પોપટલાલ ગુલાબદાસ,** | પ્રીવીયસ |
| મિ. ગોવિંદલાલ ત્રીકમલાલ, | જુનિયર બી.એ. | રતીલાલ ચીમનલાલ, | પ્રીવીયસ |
| **મિ. કાનજીભાઈ શીવાભાઈ,** | જુનિયર બી.એ. | બળદેવભાઈ ગોવિંદજી, | પ્રીવીયસ |
| **મિ. બાપુભાઈ વી. ગામી,** | જુનિયર બી.એ. | રામચંદ્ર ચુનીલાલ, | મેટ્રિક |
| મિ. માણેકલાલ ગોવિંદલાલ, | જુનિયર બી.એ. | ત્રીકમલાલ માણેકલાલ, | મેટ્રિક |
| પટેલ મણીલાલ સી., | ત્રીજું વર્ષ એમ.બી.બી.એસ. | | |
| આત્મારામ નારણદાસ, | ફર્સ્ટ ઈયર બી.ઈ. | શાન્તિલાલ આત્મારામ, | મેટ્રિક |
| લક્ષ્મીપ્રસાદ કેશવલાલ, | ઇંટર બી.એ.જી. | પુરુષોત્તમ દલસુખરામ, | મેટ્રિક |
| ત્રીભુવન શીવલાલ, | ઇંટર બી.એ.જી. | **પુરુષોત્તમ રણછોડદાસ,** | મેટ્રિક |
| બળદેવભાઈ ચુનીલાલ દેસાઈ, | ઇંટર આર્ટસ | **. પા. અંબાલાલ શીવલાલ,** | મેટ્રિક |

**ઠરાવ ૧૬ મો :** આપણને દરેક પ્રકારની જેમના તરફથી સંપૂર્ણ સગવડ પૂરી પાડવામાં આવી છે તે શ્રીમાન શેઠજી દુર્ગાપ્રસાદભાઈનો અને આ મંડળના આજના કાર્યમાં બહારગામથી સહાનુભૂતિ દર્શાવનારા તેમજ અત્રે પધારેલ જ્ઞાતિના સદગૃહસ્થોનો આ મંડળ ખરા અંતઃકરણથી આભાર માને છે.

મિ. માણેકલાલે ઠરાવ રજૂ કરતાં જણાવ્યું હતું કે જે સ્થળે હજારો જ્ઞાતિબંધુઓ ભેગા થતા હતા તે જ જગ્યાએ આજે આપણે શેઠ દુર્ગાપ્રસાદભાઈની કૃપાથી મળવા પામ્યા છીએ. તેઓશ્રી તરફથી આપણને દરેક પ્રકારની જોઈતી મોંમાગી સગવડ પૂરી પાડવામાં આવી છે, તેથી તેમના આપણે આભારી છીએ. બીજા સદગૃહસ્થોએ આપણી તરફ સહાનુભૂતિ દર્શાવી છે તેથી તેમના પણ આપણે આભારી છીએ.

ઠરાવને મિ. નગીનભાઈએ અનુમોદન આપ્યું હતું અને મે. પ્રમુખ સાહેબનો ઉપકાર માનવાનો ઠરાવ પસાર થયા બાદ તેમણે મહોત્સવ પ્રસંગે થયેલા કામકાજનો ઉપસંહાર કરી સભા બરખાસ્ત થયેલી જાહેર કરી હતી.

## ફારગતી આપવામાં શૂરવીરોને સમર્પણ !

### શ્રી ક. પા. સુધારક યુવકમંડળના એક મેમ્બરનું સ્તુત્ય પગલું

આપણી જ્ઞાતિમાં ચાલતા ફારગતી આપવાના દુષ્ટ રિવાજને લીધે હજારો જ્ઞાતિબાળાઓનાં જીવન ધૂળમાં મળે છે. હજારો માબાપો પોતાની પુત્રીઓના  નિસાસાના ભોગ થાય છે. આ અક્ષમ્ય પાપ વહોરાવતા દુષ્ટ રિવાજથી આપણે ધર્મભ્રષ્ટ થઈએ છીએ. આપણી જ પુત્રીઓનું જીવન નષ્ટભ્રષ્ટ થતું જોઈ, તેમનાં આ રિવાજથી ઉત્પન્ન થતાં દુઃખો જોઈ, તેમની આંતરડી કકળતી જોઈ, તેમની

આંખોમાંથી વહેતાં આંસુના રેલા જોઈ, જો આપણે આ દુષ્ટ રિવાજનો નાશ કરવા પ્રયત્ન ન કરીએ, તો આપણા જેવું દુષ્ટ, ક્રૂર અને દયાહીન કોણ હોઈ શકે ? ગામડાં કરતાં શહેરમાં આ ચાલ વધુ પ્રમાણમાં પ્રચલિત જોવામાં આવે છે. તેથી અમદાવાદમાં જ થોડા સમય ઉપર જ અમારા એક મેમ્બરના સંબંધમાં બનેલો બનાવ કંઈક વિશેષ ઉપયોગી અને બોધદાયક થઈ પડશે. જેના સંબંધમાં આ બનાવ બન્યો છે તે અમારા યુવકબંધુએ પોતે અનુભવેલી બાબતનો ચિતાર આપતો લેખ મોકલ્યો છે. કેટલીક વખતે તો એવું બને છે કે ફારગતીના કાગળમાં સહી કરનાર ફારગતી એટલે શું તે પણ સમજતા નથી. આ બાબત પણ તે લેખમાં ચર્ચેલી છે.

સ્વર્ગસ્થ સાક્ષર શ્રી ગોવર્ધનરામના નીચેના શબ્દોમાં–

**"છૂટે ના તે નિભાવી લે, પડ્યું પાનું સુધારી લે"**

જે બોધ સમાયેલો છે તે પ્રમાણે વર્તન કરવા માટે અમે અમારા આ યુવકબંધુને ખરા અંતઃકરણથી ધન્યવાદ આપીએ છીએ. આશા છે કે નીચેનો લેખ વાંચી સર્વે યુવકબંધુઓ તેમાંથી બોધ લઈ પ્રસંગ પડે તો તે પ્રમાણે વર્તવા પ્રયત્ન કરશે.

જનરલ સેક્રેટરી, યુવકમંડળ

## છૂટાછેડાનો અધમ રિવાજ

પ્રિય જ્ઞાતિબંધુઓ !

મારાથી થઈ જતા એક પાપમાંથી, મારા ઉપર આવતા કલંકમાંથી શ્રી ઉમિયા માતાની કૃપાથી હું બચી ગયો છું. મારા સંબંધમાં જે બનાવ બન્યો છે અને જે અનુભવ મને થયો છે તે હું આપ સમક્ષ વિનયપૂર્વક મૂકું છું.

અત્રે આપણી જ્ઞાતિમાં છૂટાછેડાનો દુષ્ટ રિવાજ અધમમાં અધમ રિવાજ છે. તેને દૂર કરવો જોઈએ. આપણી જ્ઞાતિના રિવાજ મુજબ હું નાનો હતો ત્યારે પરણ્યો હતો અને થોડાં જ વરસમાં રાંડ્યો હતો. ત્યાર પછી બીજી સ્ત્રી કરી. દૈવયોગે મારે અને તેને પ્રથમથી જ કેટલાંક કારણોથી અણબનાવ થયો. તે વાતને લગભગ વીસબાવીસ મહીના વીતી ગયા. હા ના કરતાં છેવટે મેં ઉપર જણાવેલા અધમ રિવાજને મારું હથિયાર બનાવવા વિચાર કર્યો. તે હથિયારનો ઉપયોગ નિર્દોષ ઉપર થવાનો હતો, મને મારા વડીલોએ, મિત્રોએ અને જ્ઞાતિહિતેચ્છુઓએ ફારગતી ન આપવાની શિખામણ આપવામાં કાંઈ બાકી રાખી નહિ. પણ મેં

તે ઉપર બિલકુલ ધ્યાન આપ્યું નહિ. છેવટે સામા પક્ષનાં માણસો આપણી જ્ઞાતિના રિવાજ મુજબ ફેંસલો કરવા આવ્યા. મેં ફારગતી આપવાની હા પણ કહી. કુટુંબમાં સર્વત્ર દિલગીરી ફેલાઈ રહી. પરંતુ તેથી હું ડગ્યો નહિ. સામા પક્ષનાં માણસોને રાત્રીએ આવવા કહ્યું.

રાતે સામા પક્ષના માણસો ઉદાસ મને મારે ઘરે આવીને બેઠા. તે વખતે મારા સર્વ બંધુઓ તથા વડીલો ભેગા થયા અને એક રૂપિયાના સ્ટેમ્પ પેપર ઉપર ઉદાસ ચહેરે નિરૂપાયે ફારગતી લખવા બેઠા.

**ફારગતી એટલે શું ?**

ફારગતી એટલે શું તે ફારગતી ઉપર સહી કરનારામાંના ઘણાખરા સમજતા નહિ હોય. મને પણ ફારગતી એટલે શું તેનો ખ્યાલ પણ નહોતો. ફારગતી આપવામાં કેવું લખાણ થાય છે તેની પણ મને ખબર નહોતી. લખાણ પૂરું થતાં મારા પિતાશ્રીએ મને સહી કરવા સૂચવ્યું. તેમાં શું લખ્યું છે તે જાણવાનું મને મન થયું. તેથી મને એક જણે વાંચી સંભળાવી. તેમાં જે લખ્યું હોય છે તે લખી બતાવવા હું રાજી નથી, છતાં પણ મારા કેટલાંક બંધુઓની ખાતર તે મારે અત્રે લખવું પડે છે. તેમાં નીચે પ્રમાણે લખ્યું હોય છે.

''તમારે ને મારે પતિપત્નીનો સંબંધ છે, અને તે આજથી તોડું છું અને તમોને ઠામ બેસવાની તથા નાતરે જવાની છૂટ છે.''

ઉપર પ્રમાણેના નીચ, હલકા, ધર્મવિરુદ્ધ શબ્દોથી મને માથાથી તે પાની સુધી ક્રોધ ચડી ગયો. તે વખતે મને, હું કોણ છું ? મારાં માબાપ કોણ ? હું કેવા કુળનો ? હું શું કરવા બેઠો છું ? વગેરે વિચાર થયા. મારું દિલ બળવા માંડ્યું અને મેં જે કર્યું હતું તે માટે મને પસ્તાવો થવા લાગ્યો. મેં તે જ વખતે, ફારગતીના કાગળના ચૂરા કરી નાખ્યા અને મેં મારી પત્નીને રાખવાનું કબૂલ કર્યું અને તેની સાથે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વર્તવાનો નિશ્ચય કર્યો.

ફારગતી આપવાનો રિવાજ એકલી સ્ત્રીઓને જ શા માટે લાગુ થવો જોઈએ. નિર્દોષ સ્ત્રીઓને લાગુ પાડવો એ કોઈ પણ રીતે ક્ષમ્ય નથી. ધારો કે કદાચ સ્ત્રીનો વાંક હોય તોપણ શું ? આપણાં માબાપનો પણ વાંક આવે તો તેમને પણ ફારગતી શા માટે ન આપવી ? આપણા ભાઈઓનો આવે તો તેમને પણ શા માટે ફારગતી ન આપવી. **જો માબાપ અથવા ભાઈઓને ફારગતી અપાય, તો જ પત્નીને પણ અપાય. માબાપને ફારગતી અપાય નહિ, તેથી સ્ત્રીને પણ અપાય નહિ.**

ફારગતી આપીને આપણે શું કરીએ છીએ ? આપણે આપણી પત્નીને ભ્રષ્ટતાના રસ્તે ચઢાવીએ છીએ. આપણે આપણી પત્નીને એકભવમાં બે ભવ કરાવીએ છીએ. ધિક્કાર છે આપણને કે આપણે આવા રિવાજ પકડી રહ્યા છીએ. આવા રિવાજ આપણે શાથી પકડી રાખીએ છીએ તેનો વિચાર કરતાં એમ જણાય છે કે આપણે અજ્ઞાન છીએ. માટે વિદ્યારૂપી દીવો આપણે આપણી જ્ઞાતિમાં પ્રકટાવવો જોઈએ.



## યુવકમંડળના મહોત્સવ પ્રસંગે ગવાયેલું

(મંગલાચરણ - રાગ : પ્યારા પ્રભુ વિનવું)

જય જય સતી ઉમિયા,
ચરણે શરણે શીશુ તમારે. જય.
શીશ ધારો કર, તારો તનુજો
પ્રણમે પ્રેમે અનુજો આ. જય.
ચિત ચાહે નિત્ય, જ્ઞાતિહિત પ્રેમે
મતિ દો ગતિ દો સાહે થા. જય.
સુખ પામે સહુ, જગજશ જામે
વામે અવિદ્યા, વારે ધા. જય.
યાચે અમર વર, મળી શીશુ મંડળ
લેશ ન કલેશ રહે મા. જય.

(અમર)



## શ્રી કડવા પાટીદાર સુધારક યુવકમંડળના પ્રમુખ ડૉ. પિતામ્બરદાસનું ભાષણ



**મારા યુવાન બંધુઓ, ભાઈઓ અને બહેનો !**

આજની સભાના અધ્યક્ષ તરીકે આપે મને જે માન આપ્યું છે તે માટે હું આપનો ઉપકાર માનું છું. મારી લાયકાત વિશે આપના ગમે તે વિચારો હોય, તોપણ હું માનું છું કે જ્ઞાતિના અન્ય કોઈ વિશેષ લાયક ગૃહસ્થને તે પદવી

માટે જો તમોએ પસંદ કર્યો હોત, તો કદાચ ઠીક થાત. પરંતુ જ્યારે તે ધર્મ અને કર્મયોગના આસન ઉપર મને જ બેસાડવામાં મારા યુવકબંધુઓએ આનંદ માન્યો છે, ત્યારે તે માથે આવેલી ફર્જનો સ્વીકાર કરી હું આશા રાખું છું કે સભાનું કામકાજ મારાથી બને તેટલી સારી રીતે પાર પાડીશ.

દુનિયાની સ્થિતિ ઉપર વિચાર કરતાં યુરોપમાં ચાલતાં ભયંકર યુદ્ધનો મને ખ્યાલ સહેજ તરી આવે છે. ન્યાય અને ધર્મનું અસ્તિત્વ અને ઈશ્વરની પ્રબળ શક્તિનું તાજું ઉદાહરણ આપણને આ પ્રચંડ યુદ્ધથી મળી આવે છે. નાના મોટાં રાજ્યો પોતાનું ભાવિ ફરી લખવાની અણી ઉપર આવી લાગ્યાં છે. ના. બ્રીટીશ શહેનશાહતે ન્યાય અને નીતિને નિભાવવા આ યુદ્ધમાં ધર્મધ્વજ ધારણ કરી લઢાઈને મોખરે પોતાનો પગ સ્થિત કર્યો છે. ધન્યભાગ્ય હિન્દનાં કે તેનાં સંતાનોએ પોતાની બહેન બ્રીટન પ્રત્યેની વફાદારી બતાવવાની આ ઉત્તમ તકનો લાભ લીધો છે. હિન્દી વીરોમાં શૌર્ય છે, તેજ છે, ઉત્સાહ છે, તેમજ ફર્જની લાગણી પ્રધાન છે તેની આપણી માયાળુ સરકારને સંપૂર્ણ ખાત્રી થઈ છે. બદલામાં હિન્દભૂમિનું ભાવિ પણ સૃષ્ટિની બીજી પ્રજાઓ માફક નવેસરથી ઘડાય તેમાં જ આપણી આશા, આપણો સંતોષ અને આપણો વિજય છે. ઈશ્વર બ્રીટીશ તાજનું માન અને હિન્દનો તેની સાથેનો ઉજ્જવલ સંબંધ ચિરંજીવ રાખો એ કોઈ પણ હિન્દીની હૃદયભાવના છે.

યુદ્ધનો સવાલ બાદ કરતાં દુનિયાની દરેક પ્રજા આગળ વધે છે. આપણા દેશની પ્રગતિનો વેગ પણ આપણને વધારે ને વધારે ઉત્સાહમાં આણે તેવો છે. દરેક કોમ ઉચ્ચમાં ઉચ્ચથી નીચમાં નીચ --- સુધી, પોતાની નૈતિક, સામાજિક અને આર્થિક સ્થિતિ સુધારવા ભગીરથ પ્રયત્ન ઉઠાવી રહી છે. રાજાપ્રજા વચ્ચેની એકતા સાધવાનું વિશાળ ક્ષેત્ર, કોઈપણ સામાજિક સંસ્થાને ખાસ અગત્યનું છે. આપણે પણ દેશની પ્રજાનું અગત્યનું અંગ છીએ અને તેથી સરકારનો આધાર આપણા ઉપર છે અને રહેશે. આપણી ગરીબ સ્થિતિ, દુષ્કાળમાં કંગાળ દશાએ મોતનો કોળિયો થવાનું આપણું ભાવિ, વાણિયા અને અમલદારોની સત્તા નીચેનું આપણું માથું, ટૂંકામાં આપણી માનભ્રષ્ટ કે મનુષ્યભ્રષ્ટ દશાનો અવાજ ના. સરકારને કાને નાંખવાને આપણે શીખવું જોઈશે. દેશની ખેતીવાડી અને ખેડૂતના અભ્યુદય અર્થે પ્રથમ સરકારે અને પછી લોકનાયકોએ એકદમ વિચાર કરવાની જરૂર જેવી ને તેવી ઊભી જ છે. આપણું --- રડવા માટે સરકાર પાસે જવાની રીતિનો આપણે અભ્યાસ કરવાની જરૂર પણ આપણે શિરે જ છે. આપણા જીવનમાં જણાતી ખામીઓ દૂર કરી આપણને ખાસ આવશ્યક ગુણોની ઉપાસના કરી સરકાર

પાસે જો આપણે જઈએ તો, મારું ધારવું છે કે સરકાર આપણી બ્હાંય ધરવામાં પોતાનો દયાળુ સ્વભાવ જરૂર દેખાડશે. પરંતુ આપણા આ ઉત્સાહમાં આપણે આપણા સામાજિક જીવનની અવદશાનું ભાન ભૂલી જવું જોઈએ નહિ. મારું એવું ચોક્કસ માનવું છે કે કેટલાંક દુઃખો તો આપણે આપણા હાથે જ ઊભાં કરીએ છીએ. આપણે પોતે જ તેના સારું જવાબદાર છીએ અને તેને દૂર કરવાનો અધિકાર પણ આપણાં જ હાથમાં છે. આપણા સંસારની સ્થિતિ ધર્મના તત્ત્વોની ખામીવાળી છે, એટલું જ નહિ પણ ઘણાભાગે કઢંગી અને અન્ય કોમને વિચિત્ર લાગે છે તેવી છે. આપણે તેનો વિચાર કરવા આજે મળ્યા છીએ. મને આશા છે કે આપ આપના ખાનગી વિચારો ગમે તેવા રાખતા હો, તોપણ મને છૂટથી સાંભળશો, તે પર વિચાર કરશો અને વિવેકબુદ્ધિએ આચરવામાં તમારો ધર્મ સમજશો.

ઈશ્વરના સ્વરૂપ મનુષ્યની સેવામાં જીવવાની આશા ઉમેદ રાખનારા કર્મયોગીઓ આપણી જ્ઞાતિમાં થોડા થાય છે. આ એક ઉત્તમ અને વિશાળ ભાવના છે. ભાઈઓ અને બહેનો ! પોતાના જીવનને અને પોતાના કુટુંબને નીતિ અને ધર્મના બંધને ટેકાવી, સુખ અને સંતોષ પ્રાપ્ત કરાવવા દરેક મનુષ્ય બંધાયેલો છે. આપણે આપણા જીવનનો વિચાર કરી લ્યો. આપણું વર્તન શું નીતિ અને ધર્મને આધારે છે ? આપણે સુખી અને સંતોષી છીએ ? આપણું જીવન કુટુંબ અને જ્ઞાતિ માટે કેટલું ઉપયોગી કરી શક્યા છીએ ? આ પ્રશ્નનો જવાબ મુશ્કેલીભર્યો છે, છતાં પણ તેના જવાબને જ જીવનનું સૂત્ર બનાવવાનું છે અને ત્યારે જ ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ કરી શકાશે એ સ્વતઃસ્પષ્ટ છે. હવે ઉપરોક્ત પ્રશ્નના પ્રત્યુત્તરને જીવનસૂત્ર બનાવવામાં આપણી સાંસારિક સ્થિતિ કેટલી બાધકર્તા છે તેનો આપણે વિચાર કરીએ. પ્રથમ તો, હું આપનું લક્ષ આપણી લગ્નપ્રથા પર ખેંચું છું. સંસારમાં પતિપત્નીનું પ્રેમીજીવન એ લગ્નનો હેતુ છે. પ્રેમ સંસારમાં સુખી, સંતોષી અને નિષ્પાપ જીવન ગાળવાનું અવલંબન છે. પ્રેમ એ જ પરમાત્માનું સ્વરૂપ છે. આ પ્રેમ જયાં નથી ત્યાં સંસાર શૂન્ય, અનીતિભર્યો અને ક્લેશમય હોય છે; અને તેથી જ લગ્નનો હેતુ પ્રેમનું શુદ્ધ સ્વરૂપ હોવું જોઈએ. આપણને તેની કિંમત નથી, આપણને તેના સંસ્કાર નથી. આપણે તેનાથી વિમુખ છીએ. પારણામાં ઝુલાવતાં ઝુલાવતાં વ્હાલના ઊમળકામાં આપણાં પ્યારાં બાળકો ઉપર લગ્નની કર્મક્રિયાના સંસ્કાર આપણે હાથે તેમના જીવન ઉપર નાખીએ છીએ. ધર્મશાસ્ત્ર, અનુભવ તેમજ આપણા પોતાના અંતઃકરણના કથનને બાજુ પર મૂકી આપણી પ્રજાને જીવનના કારાગ્રહ-દુઃખમાં મોકલવાની શરૂઆત કરવામાં આપણા હાથને આપણી જાતે જ કલંકિત કરીએ છીએ, જેમ જેમ આપણાં

પુત્રપુત્રીઓ મોટાં થાય છે તેમ તેમ તેમના કાન ઉપર હંમેશ આપણે લગ્નના સંસ્કાર નાંખવામાં આનંદ માનીએ છીએ. આઠદશ વર્ષનાં આપણાં વ્હાલાં બાળકો થઈ આવે તે ટાણે તો તેમને વરવહુના સંબંધની ઓળખ પાડવામાં આપણે-સમજે વગર સમજે આનંદ માનીએ છીએ. છોકરાની ૧૨-૧૪ વર્ષની ઉંમર થતાં તેને સાક્ષાત્ ગૃહદેવીનાં દર્શન કરાવતાં લ્હાવો લેવાની ઘેલછામાં આપણે તેમના ભાવી સુખનો ખ્યાલ પણ કરતા નથી. ૧૨ વર્ષ કરતાં મોટી કન્યાને કુંવારી રાખવામાં ધર્મશાસ્ત્રનો લોપ થયાનું માનવામાં આવે છે, પરંતુ જ્યારે આપણે સર્વમાન્ય મનુસ્મૃતિ જોઈએ છીએ ત્યારે તો એટલે સુધી માલુમ પડે છે કે કન્યા ગુણવાન પતિની શોધને અર્થે ૨૫ વર્ષની વય થાય ત્યાં સુધી પણ કુંવારી રહી શકે છે; તેમજ પોતાને યોગ્ય પતિ ન મળે તો જન્મભર કુંવારા રહેવાને પણ આજ્ઞા કરેલી છે. દુનિયાંની સર્વ કોમો અભિગમનો કાળ ઘણો જ પુખ્ત રાખે છે અને તે જ ઇષ્ટ છે. અહીંથી બજારમાં બે આંટા મારી આવવાને હું ઘણાને ન કહી શકું તેવી તંદુરસ્તી ભોગવનારા આ સભામાં મારી નજરે ચડે છે. આ એક કડવું કથન છે. ૧૪ વર્ષની બાળા પ્રસવ માંડે તેમાં ઉત્સવ શો હોઈ શકે ? ઋતુકાળનો સમય ૧૬ વર્ષથી ઓછે હોઈ શકે જ નહિ ! અને કદાચ વિપરીત જણાય તો તે નાનપણનું સંસ્કારી દુષ્કર્મ છે, ગર્ભપ્રસવને માટે સ્ત્રીનાં શરીરનાં અંગો ખીલવાં જોઈએ અને તે ૧૪ વર્ષની ઉંમરમાં થઈ શકે જ નહિ. ગર્ભાધાન વખતે અને તે પછીના પવિત્ર સંસ્કારો આપણા દેશની હતભાગ્ય પ્રજા સમજી શકતી નથી. ૧૪ વર્ષનો પતિ પુત્રનો પિતા થઈ પોતાને શિરે ભાર ઊભો કરવા સિવાય કંઈ જ કરતો નથી. હું એક ડૉક્ટર છું. શારીરિક બાબતમાં મારો અનુભવ તમારા કોઈ પણ કરતાં વિશેષ ચોક્કસ અને સપ્રમાણ હોય તેમ હું કહી શકું. આરોગ્યની બાબતમાં આપણે ઘણું ગુમાવ્યું છે. આરોગ્ય સિવાય તમારા કોઈ પણ વ્યાપારમાં સુખ રહેશે જ નહિ. તમારું બાળપણ, યુવાવસ્થા, પુખ્તપણું અને વૃદ્ધાવસ્થા. મારા યુવાન ભાઈઓ ! આ પ્રકારના અંધ સંસારથી દુઃખ અને દિલગીરીમાં જ વીતે નહીં તે ખાતર તમારે અત્યારે જ ચેતવું પડશે, નિરાશાનો મારો ઉપદેશ નથી. તમારા મન, બુદ્ધિ ઉપર સંપૂર્ણ કાબુ રાખી તમારા ધર્મ કર્મને સારી રીતે પિછાનતાં શીખો. જ્ઞાતિની ભાવિ પ્રજાનું નસીબ, મારા યુવકો ! તમારા જ હાથે લખાવાનું છે અને પ્રજા દુઃખી અને નમાલી ન નીપજે તે માટે પણ છેવટ તમો તમારા જીવનને સ્વેચ્છાના હીંડોળે ચઢતું બચાવશો. માતા પિતાની રહેણી, પુત્રપુત્રીમાં સંસ્કારરૂપે આવે છે તેમ તમો માનશો જ. શાસ્ત્ર આને પુષ્ટિ આપે છે. વૈદક પણ તેમજ કહે છે, આ બાબત હું ભાર દઈ તમને કહું છું કે તમારા બાળકોના કલ્યાણની ખાતર પણ તમો ઉત્તમ ચારિત્ર્યવાન થાઓ એવો મારો આશીર્વાદ છે.

કર્મ કરવામાં તમારો ધર્મ છે. તમારામાં વીરતા છે, શક્તિ છે, અને બુદ્ધિ છે, તો તમારાં બાળકો ઉપર બાળલગ્નના પડતા માઠા સંસ્કારથી હું આશા રાખીશ કે તમો તેમને બચાવશો. અહીં જ તમારા ધર્મક્ષેત્ર-કુરુક્ષેત્રની વીરભૂમિ છે. અહીં જ તેની કસોટી છે અને આમાં જ તમારા મંડળનો ઉત્તમ હેતુ રહેલો છે. બાળલગ્નને નષ્ટ કરવા તમારો ધર્મધ્વજ તમને દીપાવે તેવો જ છે. ઊઠો ! જાગો ! જય તમારો જ છે. બાળલગ્નની પુરાતન રૂઢિના સ્વાર્થી, મમત્વી અને અભિમાની પૂજારીઓના ચર્મચક્ષુને દેખાડી આપો કે, અંધારી બંધાવી સ્વાર્થ સાધવાનો સમય પલટાયો છે, જાગૃતિનો દેદીપ્યમાન સૂર્ય ઊગી ચૂક્યો છે, પટેલાઈની નિરંકુશ સત્તાનો દોર તૂટ્યો છે અને છળકપટની જાળ હવે કપાઈ ગઈ છે. કન્યાની ઉંમર ૧૪ થી વધારે તેમજ વરની ઉંમર ૨૧ વર્ષથી વધારે ન થાય ત્યાં સુધી હરેક રીતે આ જમાનામાં લગ્ન સંબંધ નાપસંદ કરવા યોગ્ય જણાય છે. પુત્રપુત્રીઓને પરણાવવાની ઉતાવળ કરવા કરતાં તેમને ઉત્તમ ચારિત્ર્યવાન અને શિક્ષિત બનાવવામાં માબાપોને ઓછી લ્હાણ નથી. ખરા લ્હાવ એ છે. ઉત્સવ પણ ખરો તો એમાં જ છે. કન્યાને તેનું આરોગ્ય સાચવી રાખી, યોગ્ય શિક્ષણ આપી યુવાન, સુશિક્ષિત ઉચ્ચ સંસ્કારના પતિ સાથે આપવામાં જ માબાપોની ફરજ છે અને તેમાં જ સત્ય, સુખ અને આનંદ છે. શાસ્ત્રમાં કહેલી પદ્ધતિ જ માત્ર વરકન્યાને ચિંરજીવ પ્રેમગ્રંથિથી પકડી રાખવા સાધન છે. સપ્તપદી જ માત્ર વરવધૂને પતિપત્નીનો સંબંધ જાળવી રાખવા શક્તિમાન છે. દેવતાઓ સમક્ષ લીધેલી પ્રતિજ્ઞાઓ જ દંપતીનું ધર્મશિક્ષણ છે. પત્નીનો જન્મપર્યંત સ્વીકાર પણ આ જ પ્રસંગે સાચો થઈ શકે. આ યથાર્થ લગ્નવિધિનું રહસ્ય છે. તે સાધવું કોઈને દેખાતું હોય તેટલું અઘરું નથી અને તે તમો યુવકોના હાથમાં જ છે. જ્ઞાતિનો ઉદ્ધાર મારા ધારવા પ્રમાણે આમાં જ સમાયેલો છે અને તે તમારા હાથે થતો હું જોવાની ઉમેદ રાખું છું. આ બધું ઊજળું ભાવિ બાળલગ્નના જોડકામાં હું તમો કે અન્ય કોઈ જોઈ શકશો જ નહિ. કંઈ પણ દૃષ્ટિગોચર થશે એ જ કે વેવાઈ વેવાઈ વચ્ચે વેર ! દંપતીનાં કજોડાં ! વરવધૂનું કલેશમય જીવન !! અને તેથી શિયળને નષ્ટભ્રષ્ટ કરનાર કંગાલ છેડાછૂટકા કે નાતરાં, **અને બિચારી નિર્દોષ કન્યાઓની આત્મહત્યા !!**



ધર્મપત્ની તરીકે એકવાર સ્વીકાર કરી "આજથી પતિ તરીકેના મારા સર્વ હકો હું તારા પરથી ઉઠાવી લઉં છું." તેવું આપણા પોતાનાં જ હાથે લખી આપતાં આપણે સહજ પણ અચકાતા નથી. મને કહેતાં શરમ આવે છે કે, કેટલાક પામરોએ તો આનો વેપાર માંડી બજાર બનાવી દીધી છે. આ એક અતિશરમની વાત હોવાથી હું વધારે કહેતો નથી. પરંતુ તમો સમજો કે કુલીનતા ત્યારે જ

જાળવી શકાશે કે જ્યારે તેનાં લક્ષણોનો સંપૂર્ણ આશ્રય લેવામાં આવશે. આ એક જ ઉપાય, ઉચ્ચ વર્તન, તમારા સ્વહસ્તે જ અમલમાં મુકાવાની શરૂઆત કરશો તો જ તમારા મંડળનું અગત્યનું સ્તુતિપાત્ર કાર્ય થયું ગણાશે. તમારા પોતાના જ પુત્રોને સારુ શિક્ષણ આપી ઉત્તમ સંસ્કાર પાડશો તો તેઓ પોતે જ આ કુકર્મમાં પડતા અટકશે.

હવે, આ બાળલગ્નના માઠા પરિણામ સંબંધી મારે એક અગત્યની ગંભીર બાબત ઉપર તમારું લક્ષ ખેંચવું બાકી રહે છે. તે એ છે કે, ૧૪ વર્ષની અંદર પૂંખી લીધેલા પુત્રો વિદ્યાભ્યાસનો અંત લાવી ઉત્તમ શહેરી બનવાના સુંદર માર્ગને કંટકમય બનાવે છે તે કાંઈ ઓછું ખેદજનક અને હાનિકારક નથી. બાળકોને ઉત્તમ શિક્ષણ આપવાનું ચૂકનાર માતા શત્રુ છે અને પિતા વેરી છે. **વિદ્યા એ જ ઉત્તમ વારસો છે.** અભણ, નમાલાં કે સ્વચ્છંદી બાળકો મૂકી જવા કરતાં ગરીબ, સ્વમાનને સમજનાર પુત્ર-પુત્રી મૂકી જવામાં માબાપોએ સાર્થકતા સમજવાની છે. આ કથન તદ્દન સત્ય છે. જમાનો કેળવણીનો છે, આગળ વધવાનો છે. આપણાં જ્ઞાનચક્ષુને ખોલી દેશોન્નતિ સાધવાની આ એક જ ચાવી છે અને તે સિવાય આપણો છૂટકો છે જ નથી. કેટલાકો નિશાળમાં મળતા શિક્ષણ ઉપર ભારે આક્ષેપ મૂકે છે. શિક્ષણપદ્ધતિ વિષે મારો પણ તેવો જ મત છે, પણ તેને સુધારવા ખાતર પણ આપણે તેનું જ્ઞાન મેળવવું જોઈશે. આપણામાં **સહી** કરી જાણે તેવા પુરુષોનો આંકડો એટલો તો અલ્પ છે કે તે જાણી આપણને ભય ઊપજે છે ! શાળાના શિક્ષણ સાથે વડીલો પોતાનાં પુત્રપુત્રીઓને નૈતિક અને વ્યાવહારિક જ્ઞાનનો ઘૂંટડો પણ જો પાતા રહે તો આજના વિદ્વાનો ઉપરનો આક્ષેપ જલદી ટળી જશે એમ મારું ચોક્કસ માનવું છે.

આપણી જ્ઞાતિમાં કન્યાની સ્થિતિનો હું વિચાર કરું છું ત્યારે તેમની દુઃખી હાલત ઉપર અશ્રુ વહ્યા વગર રહેતાં નથી. સ્ત્રી જાતિની અજ્ઞાનતા કદાચ ધારવા જેટલી સંભવતી હોય - મને તે વિશે શંકા છે - તો તે માટે પુરુષવર્ગ જવાબદાર છે. આપણી જાતે જ તેમને બાતલ રાખીએ છીએ અને કહીએ છીએ ત્યારે **"સહધર્મચારિણી". આવી કઢંગી સ્થિતિ પક્ષઘાતના વ્યાધિ સમાન છે.** જેમ પક્ષઘાતી શરીર કંઈ કરી શકતું નથી, તે પ્રમાણે ગમે તેવી ઉત્તમ કેળવણી પ્રાપ્ત કરનાર પુરુષના ઘરમાં જો સ્ત્રી અજ્ઞાન હશે તો તે કેળવણી કિં વા જ્ઞાન તદ્દન નિરર્થક છે, નિષ્ફળ છે એમ કહેવામાં કંઈ જ ખોટું નથી. **પ્રેમ, ઉદારતા, દયા અને ધર્મના બોધપાઠો પુરુષે સ્ત્રીના પાસેથી શીખવાના છે.** સ્ત્રીઓની દેખાતી ઊતરતા, તમારા હાથેથી જ ઘણા કાળના પરિવર્તિત શિક્ષણ તેમજ માન્યતાથી

કરી આણવામાં આવી છે. હજુ પણ સ્ત્રીજાતિ માટે પુરુષ જવાબદાર છે અને તેની કેળવણી માટે જેટલું ભૂલવામાં આવશે તેટલા આપણે ઉન્નતિના ક્ષેત્રમાં મોડા થઈશું એમ ચોક્કસ માનજો. આ બાબત ઘણી અગત્યની છે અને તે ઉપર કહેવાનું પણ ઓછું નથી પરંતુ સમય છે નહિ. છેવટે જ્ઞાતિમાં વિદ્વાન તેમજ ધનવાન ભાઈઓ, કેળવણીનો બહોળો ફેલાવો જલદી કેવા પ્રકારે થાય તે અર્થે ખાસ વિચાર કરી આ મોટી ખોટ પૂરી પાડશે. જ્ઞાતિની અજ્ઞાનતા અને ગરીબાઈનો જેમ જેમ વિચાર આવે છે તેમ તેમ આ જરૂરની અગત્યતા વિશેષે જણાય છે.

જ્ઞાતિની મોટી સંખ્યા જોતાં **કેળવણીને સારુ ફંડો ખોલવાં તે મુશ્કેલ નથી.** તેમજ હું વિનંતી કરું છું કે જ્ઞાતિના ધનવાન ભાઈઓ પોતાની ઉદારતા બીજે બારણે બતાવવા જતાં તેમનાં આંગણે પીડાતાં આ તેમનાં જ સંતાનો પ્રત્યેની તેમની પ્રથમ ફરજ ભૂલી નહીં જાય. આપણે આવી સંસ્થાઓ અત્યારે જ ઉઘાડવાની જરૂર છે. મુલતવી રાખવાનાં પરિણામ માઠાં છે. મરણ પાછળ પૈસા ઉડાવી નાંખનાર વિદ્યાદાનને શ્રેષ્ઠ માનશે તો જ્ઞાતિમાં ઘણી જ સંસ્થાઓ ઊભી કરી શકાય તેમ છે. મરેલાની પાછળ શોકાતુર ચહેરે મિષ્ટ ભોજન જમનારની હલકી વૃત્તિ થાય છે તે તમે વિચારી જોશો. આ બાબત વિષે જ્ઞાતિમત અમારા શહેરમાં તો સદ્‌ભાગ્યે ઘણો કેળવાયો છે અને તેથી હજારો રૂપિયા બચ્યા છે. છતાં પણ શ્રેષ્ઠ માણસોએ પોતાને ઘેરથી જ પ્રતિબંધની શરૂઆત કરવાની ખાયેશ રહે છે, કેમકે સાધારણ મનુષ્યો શ્રેષ્ઠને પગલે ચાલનારા શ્રીકૃષ્ણ પરમાત્માએ વર્ણવ્યા છે. **મરણ પાછળના ખર્ચ બંધ થશે ત્યારે જ જ્ઞાતિ સમૃદ્ધ થશે,** ગરીબ ખેડૂતો ખેતર અને ઘર ઘરાણે મૂકતા બચશે અને ત્યારે જ આપણું કલ્યાણ છે.

મેં તમારો અમૂલ્ય વખત લીધો છે. છેવટમાં મારા યુવાન ભાઈઓ ! તમારા મંડળના આશયને અનુસરી તમારું ચારિત્ર્ય ઘડશો તો મને સંપૂર્ણ શ્રદ્ધા છે કે તમે ઉત્તમ વિદ્વાન અને ધનવાન શહેરી બનશો. પણ તમને આગ્રહપૂર્વક ભલામણ કરું છું કેમ કે જ્ઞાતિની હાલની સ્થિતિ જોતાં મારે તમોને આગ્રહપૂર્વક ભલામણ કરવી જ જોઈએ કે, તમે જેમ જેમ વિદ્વાન, જ્ઞાનવાન અને ધનવાન બનતા જાઓ તેમ તેમ તેમાંથી સારો હિસ્સો જ્ઞાતિના કલ્યાણ અર્થે અર્પણ કરવાનો અત્યારથી જ દૃઢ સંકલ્પ કરો. અરે ! તેને જ તમારા કર્તવ્યનો મંત્ર બનાવો અને તે મંત્ર તમો યુવાનો જેવો સાધી શકશો તેવો, અન્યથી સધાવો શક્ય નથી, અને તેટલા માટે જ પુનઃ એકવાર ફરી આ બાબત ઉપર તમારું લક્ષ ખેંચું છું. દુઃખ ટાળવા ઘણાએ ઉપદેશે છે અને તે તમારી જાણ બહાર હોતા નથી. માત્ર બંધુઓ ! જાહેર હિમ્મત દાખવી કાર્ય કરવાનું તમારે શિરે છે. તમે તમારા

બળ અને શક્તિ ઉપર વિશ્વાસ રાખો, તમારું પોતાનું કલ્યાણ તમારા જ હાથથી છે. કેમકે **પોતાનો જ આત્મા મિત્ર કે શત્રુ છે.** કોઈ પણ સ્થિતિમાં તમે સત્યાગ્રહ કરી શકો તેમ છો, તો પછી વ્યાવહારિક મુશ્કેલીઓ તેની આગળ કંઈ જ નથી. મારા યુવકો ! તમારા આ મંડળના પવિત્ર આશય અને કાર્ય સારુ તમોને જીગરથી હું ધન્યવાદ આપું છું અને તમારું મંડળ સંપૂર્ણ વિજય પામે અને તેનું દીર્ઘાયુષ્ય જ્ઞાતિને કલ્યાણકારી નીવડો તેવી પ્રાર્થના સહ આપે બતાવેલા સદ્‌ભાવ માટે ફરીથી ઉપકાર માનું છું.



## આપણું યુવકમંડળ

પૂર્ણ કળાએ પ્રકાશી રહેલા સૂર્યનાં અગ્નિ વર્ષાવતાં કિરણોમાંથી પસાર થઈ આપણા યુવકોએ પેઢી દર પેઢીના અધર્મયુક્ત સંસ્કારોને તાવી નાંખ્યા છે. મંડળીની સ્થાપના કરી જે પ્રવૃત્તિ ચાલુ રાખી છે તે જોતાં તો જ્ઞાતિ હિલચાલનો સૂર્ય જોરથી પ્રકાશ્યો હોય તેમ લાગે છે. મંડળને ખુલ્લું મૂકવાની ક્રિયા વખતના તેમના પ્રેસિડન્ટ ભાઈ મિસ્ત્રીના ઉદ્‌ગારોએ યુવકમંડળમાં જે નવું તેજ આણ્યું હતું તેનો પ્રભાવ મહોત્સવ ઊજવતાં સુધી ટકી રહ્યો હતો. તે ટાણે મે. ડૉક્ટર સાહેબ તેમના પ્રેસિડન્ટ હતા તેમણે અધ્યક્ષ પદ સ્વીકારી ઉત્તેજિત કરતાં જે જુસ્સાભર્યો ઉત્સાહ અને સેવાધર્મને તાજાં રાખનારી ભાવનાઓ તેમના અંતરમાં ગોઠવી દીધી છે તે દીર્ઘકાળ પર્યંત ટકી રહે તેવી આશા રાખીશું. અમે ડૉક્ટર સાહેબને પ્રમુખ તરીકે બેત્રણ વાર સાંભળ્યા છે પરંતુ આ વખતની ભાષણ આપવાની તેમની શૈલી ખરેખર તેમના સ્વભાવ કરતાં તેમની ઉચ્ચ પ્રકારની રહેણીકરણીને વધારે અનુસરતી હતી. પોતે વહેંચવા લાવેલા ભાષણનો સાર જ નહીં કહેતાં, તે સિદ્ધાંતો અનુવાદ રૂપે વધારેમાં વધારે જોર અને સત્યથી હૃદયને ખુલ્લુ મૂકીને કહી શકાય તેટલા સ્પષ્ટ રીતે સમજાવ્યા હતા અને તેમ કરવામાં પશ્ચિમની પ્રજાનાં ઘાતકીપણાથી તેમની થયેલી પડતીનાં દૃષ્ટાંતો આપણી જ્ઞાતિને લાગુ પાડી આગેવાનોથી ચેતતા રહેવાની સૂચના કરી હતી. પહેલેથી ઠેઠ સુધી તેમણે દરેક વિચારોના સારા ખોટાપણાને વિદ્યા અને અજ્ઞાનમાં ઓતપ્રોત કરી વિદ્યાની આવશ્યકતા સમજાવવાનો રસ છેવટ સુધી સાચવી રાખ્યો હતો. અમને ખાત્રી છે કે મે. ડૉક્ટર સાહેબ દરેક પ્રસંગે યુવકોનો હાથ પકડી રાખી તેમને બહાર લાવવા બનતી મદદ કરશે જ. તેમનું નાવ સુકાની વગરનું થઈ ન જાય તેની કાળજી રાખશે. પોતાના સંતાનો પેરે તેમને સમજી જ્યારે જ્યારે જરૂર જણાય ત્યારે તેમની વ્હારે આવશે.

યુવકબંધુઓને અમારી સલાહ છે કે પેટાસંસ્થાઓ સ્થાપવાનો જે મહાન પુરુષાર્થ કરવાનો છે તે તરફ દુર્લક્ષ રાખી આરંભશૂરાનું વિશેષણ પ્રાપ્ત કરશે નહિ, પરંતુ ઐક્યના સિદ્ધાંતને વળગી રહી પોતાના બંધુઓના દોષ નહીં જોતાં સહન કરતાં શીખશે તો જેટલા પ્રમાણમાં તે ગુણો સાચવી રાખશે તેટલા જ પ્રમાણમાં તેમનો વિજય દરેક કાર્યોમાં થશે. પ્રેસિડન્ટ તરીકે શેઠ દુર્ગાપ્રસાદભાઈ અને ઉપપ્રમુખ તરીકે શેઠ પ્રાણસુખભાઈને પસંદ કરવાનું તેમણે યોગ્ય જ કર્યું છે. શેઠ પ્રાણસુખભાઈ તે પ્રસંગે ઉત્સાહ અને ખંતથી ભાગ લેવા માટે હાજર હતા. તેમના ભાગે આવેલી ફરજ બજાવી છે તે ખાતે અમે તેમને અંતઃકરણથી મુબારકબાદી આપીએ છીએ. આપણે ઇચ્છીશું કે જ્ઞાતિની સાચી સંપત્તિ સમાન આ બંને સુપુત્રોના ચારિત્ર્યનાં કોરાં પાનાં, જ્ઞાતિના ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાય ! પ્રભુ તેમને દીર્ઘાયુષ્ય બક્ષી જ્ઞાતિની ઉન્નતિ તેમના જ હાથે કરાવે ! To fight against injustice and error for the benifit of their brothers is not only a right but a duty, a duty not to be neglected without sin - the duty of their whole life. - તંત્રી

■ ■ ■

**દાન ક્યાં કરવું**

(કવાલી ગઝલ)

અરે ઓ પાટીદાર બંધુ જરા તો આંખ રે ખોલો;<br>
તમારાં દાનનાં નીરો નકામાં ના હવે ઢોળો.<br>
તમારાં આંધળાં પુણ્યો દુરાચારો વધારે છે;<br>
ખરાં દુઃખિયાં તણાં દુઃખો જરાએ ના ઘટાડે છે.<br>
તમારા દાનથી બાવા અફીણ ગાંજો ઘૂંટાવે છે;<br>
મંદિરોમાં મળી ટોળાં ચડશ ગાંજો ફૂંકાવે છે.<br>
ઘણાં જ્ઞાતિ તણાં બાળો અરેરે જે નિરાધારો;<br>
રુએ છે વિદ્યાને કાજે તેઓને પ્રેમથી પાળો.<br>
રઝળતાં ને રખડતાં જે આપણી જ્ઞાતિનાં બાળો;<br>
દેઈને દાન સુહસ્તે લીઓ આ જન્મનો લ્હાવો.

**રામલાલ હરિલાલ**
ક. પા. સુ. યુ. મં. મેમ્બર



■ ■ ■

## પ્રકરણ-૨

# ક. પા. શુભેચ્છક સમાજની ખાસ બેઠક, મુંબઈ-૧૯૧૮

### ડિસેમ્બર તા. ૨૮-૨૯-૩૦ માગશર વદ ૧૦-૧૧-૧૨

### ગૃહસ્થ, વેપારી અને વિદ્વાન વર્ગને વિનંતી

ખાસ કારણો લઈ મુંબઈ ખાતે સમાજ ભરવાની માગણી કરનાર ભાઈઓના આગ્રહથી તેમની દરખાસ્ત વ્ય. કમિટીએ સ્વીકારી છે. સમસ્ત કડવા પાટીદાર જ્ઞાતિની જે પ્રજા દેશના જુદાજુદા ભાગોમાં રહે છે તે દરેક વિભાગના રહેવાસીઓની મોટી સંખ્યામાં હાજરી હોય એવી આ બેઠક થશે અને એટલા માટે અમે તેને એક અપૂર્વ લાભ લેખીએ છીએ. નિમાડ, માળવા અને કચ્છ વગેરે સ્થળોએથી મુંબઈ આવવાનું સગવડભર્યું છે, છતાં તે વિભાગના ભાઈઓને ગુજરાતમાં આવવાની જે મુશ્કેલીઓ પડે છે તેટલી મુશ્કેલી ગુજરાત વાસીઓને મુંબઈ જવા માટે પડે તેમ નથી. જેથી કયા વિભાગના ભાઈઓ જ્ઞાતિસેવામાં વધારે કાળજી ધરાવે છે એ જાણવાની પણ આ એક તક થઈ પડશે એટલા માટે ગુજરાતના ભાઈઓને અમારી ખાસ વિનંતી છે કે જેઓ ઘણા દૂરથી આવી, દર વખતે ગુજરાતની બેઠકમાં ભાગ લે છે તેમનો દૃષ્ટાંત લઈ ગુજરાતી ભાઈઓએ પણ મુંબઈની બેઠકમાં અવશ્ય મોટી સંખ્યામાં હાજરી આપવાની જરૂર છે.

મુંબઈ જેવા શહેરમાં સમાજ ભરવાનું આપણા માટે તો એક અપૂર્વ લાભ જેવું છે, કારણ સમગ્ર દેશની પ્રજા જે નગરીમાં જ્ઞાતિસેવા અને દેશસેવાનાં કાર્યોથી વિભૂષિત થયેલી છે તેમની વચ્ચે જઈને આપણે આપણામાં અત્યાર સુધી જે નિદ્રા અને એકબીજા સાથે અતડા રહેવાપણું છે તેનો ત્યાગ કર્યો છે એમ બતાવી આપવાનું છે. જ્ઞાતિના શ્રીમંત અને વિદ્વાન વર્ગની લાગણીની અહીં કસોટી છે, એટલે જ્ઞાતિને પૈસા આપી દેવાના નથી, પરંતુ જ્ઞાતિ પ્રત્યેની લાગણી ધરાવીએ છીએ એટલું જ માત્ર કહેવા અને દેખાવ પૂરતી હાજરી અપાય તોપણ જ્ઞાતિના ગૌરવમાં વધારો થશે. હમણાં કામકાજની એટલી મંદી છે કે કોઈ વેપારી તેમાં

ભાગ ન લઈ શકે એવું નથી. એટલે દરેક ગૃહસ્થો અવશ્ય પધારશે જ એવી તેમના પ્રત્યે ખાસ વિનંતી છે.

સરકારી નોકરીવાળા ભાઈઓ પોલિટિકલ હિલચાલમાં ભાગ લઈ શકતા નથી. તેમના માટે તો જ્ઞાતિસેવાનો માર્ગ દરેક પ્રકારે કલ્યાણકારી છે. જેમને અનિવાર્ય અગવડ ન હોય તેમણે તો અવશ્ય મુંબઈની બેઠકમાં ભાગ લેવો જ જોઈએ એવો પણ અમારો ખાસ આગ્રહ અને વિનંતી છે. મુંબઈ જોવાના લાભ ઉપરાંત બીજું પણ કેટલુંક જાણવાનું અજાણ્યાને મળશે.

**પાટડીના ના. દરબાર શ્રી દોલતસિંહજીસાહેબ** જેઓ આપણી મહામંડળ નામે સંસ્થાના પ્રમુખસાહેબ છે તેમને ખાસ વિનંતી છે કે, શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ-જ્ઞાતિના પ્રતિનિધિઓની આ સભામાં બની શકે તેટલા વધારે પ્રતિનિધિઓને મોકલી આપી સમસ્ત જ્ઞાતિ તરફથી આ મંડળને વારંવાર ઠરાવો કરીને કાગળો લખીને વિનંતી કરવામાં આવે છે એ સત્યતાની ખાતરી કરી જોવી, અને તેમ કરી દેશકાળને અનુસરી માગણી સ્વીકારવા મહામંડળ સમક્ષ પોતાની યોજના રજૂ કરવા કૃપા કરવી એવી અમારી તે નામદારને ખાસ વિનંતી છે.

જ્ઞાતિ ઉન્નતિનાં દરેક કાર્યો શિરસ્તા મુજબ હાથ ધરવામાં આવનાર છે અને તેમાં જ્ઞાતિના દરેક ભાઈઓ, પોતે ગમે તેવા વિચાર ધરાવતા હોય તોપણ આપણા માટે શું યોગ્ય છે અને શું કરવાની જરૂર છે તે જાણવા અને પોતાના વિચારો જણાવી જ્ઞાતિ ઉન્નતિના માર્ગને સરળ કરવા અવશ્ય પધારશે એવી દરેકદરેક કડવા પાટીદારને અમારી વિનંતી છે. કેટલાક મૂર્ખ અને સ્વાર્થી માણસો તરફથી અજ્ઞાની ભાઈઓને ફસાવવા માટે વારંવાર એવી વાતો કરવામાં આવે છે કે, "સમાજ" તો સુધારાવાળાનો છે અને આપણે તેમાં ભાગ લેવાની જરૂર નથી, પરંતુ અમને આશા છે કે જ્ઞાતિહિત સાધવાની ખાતર હવે તેવો અધમ પુરુષાર્થ તેઓ તરફથી બંધ પાડવામાં આવશે. ના. વડોદરા સરકાર તેમજ ના. બ્રિટિશ સરકાર પાસે આપણા હિતની માગણીઓ કરવાના ઠરાવો અને ડેપ્યુટેશનો લઈ જવાનું ખાસ કાર્ય આ બેઠક વખતે હાથ ધરવામાં આવનાર છે. તદુપરાંત આપણી ઉમિયામાતા સંસ્થાન કમિટી અને મહામંડળ નામે સંસ્થાને, જ્ઞાતિ ઉન્નતિ અર્થે જે જે કરવાનું છે તે તેમની પાસે કરવાની દરખાસ્તો પસાર કરવા ઉપરાંત આ બંને સંસ્થાઓની સ્થિતિ સુધારવાના જે જે શક્ય માર્ગ હોય તે હાથ ધરવામાં આવશે, એટલા માટે જરૂરી છે કે દરેક ભાઈએ અવશ્ય પધારવું.



અધિપતિ : "કડવા વિજય"

**निमाडी ओर मालविय भाईओं के लिए समस्त कडवा ज्ञाति की महासभा मुंबई में मुकरर हुई।**

**डिसम्बर ता. 28-29-30 मार्गशीर्ष कृष्णपक्ष, 10-11-12 शनि, रवि, सोम**

**पत्रव्यवहार और आनेजाने का ठीकाणा।**

**भाई रामचंद्र लक्ष्मण व्यास**
कडवा सभा संचालक
कसरावद - (पो. मंडलेसर - इंदोर स्टेट)

**देशाई चंदुलालजी मणीलालजी**
हीरामाणेक बिल्डींग, चौथा दादर, दादीशेठ अगीयारी लेन,
नवीवाडी, गीरगांव, मुंबई

**જ્ઞાતિના સ્ત્રીવર્ગને ખાસ લાભ**

મુંબઈ ખાતે સમાજની બેઠક તા. ૨૮-૨૯-૩૦મી ડિસેમ્બર શનિ, રવિ, સોમવારે થવાની છે. તેમાં જ્ઞાતિની સ્ત્રીઓ અને બાળકોને કોઈ પણ પ્રકારની ફી લીધા સિવાય પ્રવેશ આપવામાં આવશે. બહારગામથી આવનારની સરભરા પણ કરવામાં આવશે, જેથી દરેક બહેનો આ તકનો લાભ લેવા બનતું કરશે એવી આશા છે.

જોઈન્ટ સેક્રેટરી, સમાજ, મુંબઈ

**મુંબઈ ખાતે આઠમી બેઠક**

**તા. ૨૮-૨૯-૩૦ ડિસેમ્બર, ૧૯૧૮**

આપણી જ્ઞાતિની આઠમી બેઠક મુંબઈ ખાતે માગસર વદી ૧૦-૧૧-૧૨ શનિ, રવિ, સોમના દિવસોમાં રાખવામાં આવી છે તે એવી મતલબથી કે કચ્છ, નિમાડ, માળવા, ખાનદેશ વગેરે સ્થળોએથી આવનાર બંધુઓને પણ સગવડ થાય. અત્યાર સુધી તેઓએ ગુજરાતની બેઠકોમાં દૂરદૂરથી આવીને લાભ લીધો છે, જોકે ગુજરાતના ભાઈઓને મુંબઈ જેવા સ્થળે ભાગ લેવા જતાં તેમના જેટલી મુશ્કેલી તો નથી. જ્ઞાતિના વિદ્વાન, ધનવાન અને સાધારણ વર્ગના દરેક ભાઈઓને ખાસ વિનંતી કરવામાં આવે છે કે તેમણે આ બેઠકમાં અવશ્ય ભાગ લેવો. એક તો મુંબઈ જેવું સ્થળ (કહે છે કે, જેને મુંબઈ જોયું નથી તેનો મનખો નથી.) અને દરેક વિભાગના બંધુઓનાં દર્શન, એકબીજાના વિચારોની આપલે કરવાનો

અને જ્ઞાતિનું પ્રતિનિધિત્વ મેળવી ઉન્નતિ સાધવાનો આ એક અર્પૂવ લાભ ગણાશે અને જ્ઞાતિ ઉન્નતિનાં કેટલાંક ખાસ કામો હાથ કરવામાં આવશે.

શેરથાની ગઈ બેઠક વખતે ગરમી અને ચાલુ મોસમની હાડમારીને લીધે ઘણા ગૃહસ્થ અને વિદ્વાન ભાઈઓ આવી શક્યા નહોતા. કેટલાકને માટે પગરસ્તાની, તો કેટલાકને વેપાર-રોજગારની, તો કેટલાકને અગ્નિ વર્ષાવતા સૂર્યના તાપનો ત્રાસ સામે થયો હતો. સમાજની ઑફિસ તરફથી દરેક પ્રતિષ્ઠિત પુરુષને લાંબી લાંબી, લાચાર, કાકલૂદીભરી વાણીથી રજવાડી ભાષામાં વિનંતી અને વિજ્ઞપ્તિઓ કરવામાં આવી હતી, છતાં તે વર્ગની હાજરી જ નહોતી. આજે મોસમની મંદી છે. સખત તાપને બદલે મંદમંદ ઠંડી છે, જગદ્‌વ્યાપી યુદ્ધ બંધ પડતાં વેપારીવર્ગને એક તરફની નિરાંત છે, વિદ્વાન વર્ગને રજા ગાળવાનો વખત છે અને તે પણ મુંબઈ જેવા શહેરમાં. સરકારી નોકરો, જ્ઞાતિ ઉન્નતિમાં ભાગ લઈ સેવા કરવાની ઉત્તમ તક છે. દરેક ભાઈઓ પડી ગયેલો સ્વભાવ દૂર કરી પધારવાની ખબર આપશે.

સભાનું પ્રમુખસ્થાન સ્વીકારવા ધ્રાંગધ્રાના સર ન્યાયાધીશ મે. પોપટલાલભાઈ બી.એ., એલ.એલ.બી.ને વિનંતી કરવામાં આવી હતી અને તેમણે તે સ્વીકારી છે એવું અમારા બંધુઓને જણાવતાં અમને ઘણો જ આનંદ થાય છે. સમય ઘણો મોંઘવારીનો છતાં રિવાજ મુજબ રૂ. ૩ સરભરા અને મેમ્બર ફીના રાખ્યા છે. દરેક ભાઈએ જળપાત્ર અને બિછાનું સાથે લઈને નીચેના સરનામે આવવું અને પત્રવ્યવહાર કરવો. મુંબઈ આવવા માટે ગ્રાન્ટ રોડ સ્ટેશને ઊતરવું.

લિ. વ્યવસ્થાપકો

**ખાસ લાભ :** બહારગામ આવનાર જ્ઞાતિની બહેનો પાસેથી સરભરા અને બેઠકમાં ભાગ લેવા બદલ કંઈ પણ લેવામાં આવશે નહિ, તદુપરાંત તેઓ મેમ્બર તરીકે ગણાશે.

**ઠેકાણું : દેસાઈ ચંદુલાલ મણીલાલ**
હીરામાણેક બિલ્ડીંગ, ચોથે માળે, નવીવાડી પાસે,
દાદીશેઠ અગિયારી લેન, ગીરગામ રસ્તા, મુંબઈ.



## निमाडी मालविय भाईओं को आमंत्रण

समस्त ज्ञाति की महासभा मुंबई-डिसम्बर ता. 28-29-30 हमारे निमाड मालवे के कडवा कुलभी पाटीदार बंधुओं को विज्ञप्ति कि अपने और कच्छ देश के भाइओं की आने-जाने की दुरस्ती के लिए अपनी समस्त क. पा. ज्ञाति

की महासभा - श्री कडवा पाटीदार सु. समाज का आठवा महोत्सव मुंबई में मुकरर किया है। समय बहोत थोडा है। मार्गशीर्ष कृष्ण पक्ष की 10-11-12 शनी, रवी, सोम के तीन दीन बैठक रहेगी। इसलिए आपकी आनेकी खबर जलदी भेजे। आपका पधारना बहोतसा जरुरी और आनंददायक बनेगा। ज्ञातिहीत वोही अपना हीत, शक्ति और ऐक्य है। आपस आपस के विचारों की आप-ले करनें से अपना हीत और उन्नति के कारण जो कुछ जरुरी है समझ में आता हैं, अपने विद्वान और धनवान भाईओं अपनी स्थिति समझ के योग्य मार्गमें प्रवृत्ति कर शकते है। सृष्टि की सर्व प्रजा का प्रारब्ध आजकल बहोतसा वेगसे नये बनाये जाते है। इस कालमे वैसा कोन है जो अपना हीतका विचार न कर शकें ? यह बात बहोतसी मननीय और विचारयुक्त है। आप सोच लेवें।

मुंबई को अपका आना-जाना बहोतसा सफल होवेंगा। अपने मार्गमें नाशिकजी और त्रिंबकेश्वर-गोदावरीजी की बडी यात्रा है और कहते है की - मुंबई जैसी नगरी नहीं देखी इनका जन्म अफल है। इस बात भी सफल होगी, अवल तरह की दरेक कारीगीरि, नमुने, प्रसिद्ध जगाओ, दरीया, ज्हाजों और कारखानें देखने का लाभ ज्ञाति सेवा की साथ साथ मिल जायगा। ज्ञाति सेवा इस लिए कही जाती है की मुंबई की इस महासभा में समस्त ज्ञाति के बंधुओं पधारेंगे। अपना विस्तार के मान से शाखा परशाखा खोली जायगी, कार्यवाही और वाहको मुकरर किये जायेगे। देशी और विदेशी सरकारों की पास अपनी जरुरीयात पेश करके समस्त ज्ञाति का हीत करने की कोशीश शोर जोरसें की जायेगी। आशा है कि जो ज्ञातिओं अपने पिछे चलनेवाली-अपना पकाया खानेवाली है ऊनसे भी नीचे दरज्जे के हो जाने सरीखा यह जमाना है। वो समझ के सब भाईओं अपनी स्थिति का सुधार के लिए पधारेंगे और अपनी उन्नति का प्रबंध करने में अपना ज्ञान, शक्ति का दान ज्ञाति के कारण अवश्य ही करेंगे।

सभा में आने जाने की और सब प्रकार की खबर निम्न लिखीत पता से मील जायगी। अगाऊ से सुचना न कर शकें और मुंबई को सिध्धे आनेवाले भाईओं अपनी सुंद्रेल सभा की बैठक के सभापतिजी का निम्न लिखीत स्थान पर आवें।

**सुचना :** बहोतसी मेंघवारी और भारी खर्चा होने पर भी सिरस्ते मुजब सरभरा। मेम्बर फी के रु. 3 बिछाना और जलपात्र साथ रखे।



| **भाई रामचंद्र लक्ष्मण व्यास** | **देसाई चंदुलालजी मणीलालजी** |
|---|---|
| कडवा सभा संचालक | हीरामाणेक बील्डींग, चौथा दादर |
| कसरावद-(पो. मंडलेसर) | दादीशेठ अगीआरी लेन, गीरगाम रोड, मुंबई |

## શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજ પરિષદની આઠમી બેઠક : મુંબઈ

## તા. ૨૮-૨૯-૩૦ ડિસેમ્બર ૧૯૧૮, માગશર વદ ૧૦-૧૧-૧૨ સં. ૧૯૭૫

જ્ઞાતિના સમજુ પુરુષો આપણી ઉન્નતિ અર્થે આજે બાર વર્ષ થયાં સતત પ્રયત્ન કરે છે જેના પરિણામે કેટલાક અધર્મયુક્ત અને હાનિકારક રિવાજો આપણામાંથી દૂર થયા છે અને ઉન્નતિ સાધવાની તરફેણમાં લોકમત કેળવાયો છે. આપણી જ્ઞાતિ ગુજરાતમાં જ નહિ પણ કચ્છ, નિમાડ, માળવા અને મધ્યદેશ જેવા દૂરદૂરના વિભાગોમાં વસેલી છે તે સમસ્ત જ્ઞાતિના આગેવાનોની એક સંસ્થા જે શ્રી કડવા પાટીદાર શુ. સમાજના નામે ઓળખાતી હતી અને જેની સાતમી બેઠક કડી પ્રાંતના શેરથા ગામે થઈ હતી તે પ્રસંગે કચ્છ-મુંબઈ વિભાગના બંધુઓએ મુંબઈ ખાતે આવતી બેઠક રાખવી એવી માગણી કરી હતી. જે ઉપરથી સમાજની વ્યવસ્થાપક કમિટીએ દુષ્કાળ વગેરે કારણોને લઈ અન્ય સ્થળની માગણી મુલતવી રાખી મુંબઈવાસીઓની સ્વીકારી હતી. ગઈ બેઠકને જૂજ વખત થયો હતો અને એવામાં બેઠક ભરવાની જરૂરિયાત તેમને જણાઈ તેનું કારણ અમારા ધારવા પ્રમાણે એ જ હોઈ શકે કે જૂના રિવાજ પ્રમાણે લગ્ન કાઢવાનો વખત નજીક આવી ગયો એમ સમજી અજ્ઞાન વર્ગને અવળે માર્ગે દોરવાની હિલચાલ કડી પ્રાંતના બે-ચાર માણસોએ શરૂ કરેલી અને તે કાર્યની સગવડતા મેળવવાના પગલા તરીકે તેમણે વડોદરા રાજ્યના મે. ન્યાયમંત્રી સાહેબને એક અરજ પણ કરી હતી. એટલે શેરથાની બેઠક વખતે બને તો ડિસેમ્બરમાં પણ બીજી બેઠક ભરવી એવો જે વિચાર રાખવામાં આવ્યો હતો તેનો લાભ લેવા મુંબઈવાસીઓએ વ્ય. કમિટીનું ધ્યાન ખેંચ્યું. અમે પણ તે વિષે આ પત્ર દ્વારા સૂચના કરી હતી. એટલે લગભગ બેઠકના દિવસો પહેલાં એક માસને એકાદ અઠવાડિયા જેટલો જ વખત હતો અને બેઠક ભરવાની વાત નક્કી થઈ, તેના બીજે જ દિવસે "કડવા વિજય" માસિકે તે ખબર પ્રસિદ્ધ કરી અને જ્ઞાતિના તમામ ભાગોમાં ત્રણ-ચાર દિવસની અંદર બેઠક થવાની ખબર ફેલાવી દેવામાં આવી હતી.

જ્ઞાતિહિત સાધનારી આ સંસ્થા સામે જેમને પ્રથમથી જ વિરોધ લીધો છે એવા મતાંધો, અજ્ઞાન વર્ગને અત્યાર સુધી એવું સમજાવે છે કે, "આ હિલચાલ માત્ર કેટલાક સુધરેલા-વિચારનાઓ જ કરે છે. તેઓ ઘણા જૂજ છે અને તે કંઈ સમસ્ત નાત તરફની નથી !" આવો ઉપદેશ કરવાનો ધંધો લઈ બેઠેલા અને નાતના આગેવાન હોવાનો દાવો કરી આ સંસ્થા જ્ઞાતિ તરફથી નથી એમ કહેનારની હિમ્મત અને તેમના બળની કસોટી કરવા આ બેઠકની ખબર જે જાહેરખબરો દ્વારા પ્રસિદ્ધ

થઈ હતી તેમાં સાફ સાફ જણાવવામાં આવ્યું હતું કે આ સંસ્થા સમસ્ત જ્ઞાતિના પ્રતિનિધિઓની લેખાશે, તદુપરાંત ગમે તેવા વિચારો ધરાવનારાઓ આ જ્ઞાતિ ઉન્નતિની હિલચાલમાં ભાગ લઈ શકશે. ખરેખર આ બેઠકના અંગે પ્રગટ થયેલી આમંત્રણપત્રિકાઓ વાંચનારના હૃદયને ભેદી નાંખે તેવી હતી. ગમે તેવા સ્વાર્થી અને એકલપેટા, પણ માણસ જેવા હૃદયને તો પિગળાવી નાંખે અને બેઠકમાં ભાગ લેવા તેના અંતઃકરણમાં એક વખત તો જરૂર નિશ્ચય કરાવે જ એવા કરુણાજનક શબ્દોમાં લખાયેલી હતી. તે સાથે એક પણ ગામ એવું ભાગ્યે જ હશે કે જ્યાં આપણા ક. પા. બંધુઓ વસતા હોય અને ત્યાં આ બેઠકનું આમંત્રણ ન ગયું હોય. આ પત્રિકાની ત્રણ-ચાર પ્રકારની નકલો જુદી ભાષા અને જુદી જુદી કાકલૂદીભરી વિનંતીઓ વડે પ્રસિદ્ધ કરવામાં આવી હતી. તદુપરાંત છેટેથી વાંચી શકાય તેવી મોટી અને લાંબી જાહેરખબરો મોટાં મોટાં ગામોમાં ઠેકાણે ઠેકાણે ચોડવામાં આવી હતી. એટલે જે ઉદ્દેશથી મુંબઈ ખાતે પરિષદ ભરવાનો વિચાર રખાયો હતો તે સર્વાંશે ફળીભૂત થયો છે અને સમસ્ત જ્ઞાતિની આ સભા નથી એમ કહેનારાઓનો હંમેશને માટે પરાજય થયો છે.

મુંબઈનું સ્થળ એક મુખ્ય રીતે તો ખાસ અનુકૂળ છે, કારણ કે જે જે ભાગમાં આપણી જ્ઞાતિના બંધુઓ રહે છે તે દરેકને સરખા પ્રકારની જવા-આવવાની સગવડ થાય એવું સ્થળ મુંબઈ છે. મુંબઈની અલૌકિકતામાં આપણું સ્થાન ક્યાં છે તે પાટણવાડા અને કેટલાક બીજા ભાગમાંથી આવી વસેલા બંધુઓ દેખાડી આપે છે ! પરમાર્થ કે પરોપકારની વૃત્તિઓ જાગ્રત રહેતી હોય એવી ભૂમિ દેશમાં ઘણી છે અને તેનું સામ્રાજ્ય આજે મુંબઈ નગરીના હાથમાં છે. અનાથ અને નિરાધારને આધાર આપનારાઓનો મુંબઈમાં તોટો નથી. ગમે તેવા મદમસ્ત સત્તાધારીનો મદ અને સત્તાનાં શસ્ત્ર મુંબઈમાં પગ મૂકતાં જ બૂઠાં થઈ જાય છે એ જ તેની પ્રભુતા છે, અવનતિને પલટાવી ઉન્નતિએ પહોંચાડવાની તેનામાં જ યોગ્યતા છે અને તે આપણને પ્રત્યક્ષ પણ થઈ ચૂક્યું છે. આવા પ્રસંગે આપણી આ અદ્વિતીય સભાનું પ્રમુખસ્થાન કોને આપવું એ પ્રશ્ન આપણા જેવી પછાત કોમ માટે ઘણો જ નાજુકાઈથી વ્યવસ્થાપકો સન્મુખ હંમેશાં રજૂ થયો હતો અને તેનો બુદ્ધિપૂર્વક તે કમિટી નિર્ણય કરી શકી છે એ મોટા સંતોષની વાત છે. થોડા કાળ પહેલાની જૂની જડવત્ અજ્ઞાન  સૃષ્ટિમાં એક રાજા કે ગૃહસ્થને જ તે સ્થાન માટે યોગ્ય ગણવામાં આવે છે, જ્યારે પરિવર્તિત ચૈતન્યમય જગત, લોકકલ્યાણનાં કાર્યોમાં આત્મૈક્ય સિદ્ધાંતવાદીઓને પ્રથમ સ્થાન આપે છે, પછી તે એક ગૃહસ્થ કે રાજા છે કે નહિ તેની દરકાર ઓછી રાખે છે, પરંતુ તે વિદ્યાભૂષિત છે કે નહિ તેની તો અવશ્યે તપાસ કરે

છે જ. એ વિદ્યાનો પ્રભાવ છે, તેનો જ મહિમા છે, માણસના સ્થૂળ દેહનો નહિ. આ પ્રકારની માન્યતામાં સભાના પ્રમુખ નીમવાનો પ્રશ્ન કેટલો નાજુક છે એ આપણી વસ્તુસ્થિતિનો જેને અભ્યાસ કર્યો છે તેઓ જ સારી પેઠે સમજી શકે છે અને તે સમજીને આપણી આ બેઠકના પ્રમુખ તરીકે વ્ય. કમિટીએ ધ્રાંગધ્રા રાજ્યના સરન્યાયાધીશ મે. પોપટલાલભાઈ શીવલાલ બી.એ., એલ.એલ.બી.ની પસંદગી કરી હતી એમ જણાવતાં અમને ઘણો જ સંતોષ થાય છે.

બેઠક ભરવાની માગણી કરવી એ સ્હેજ વાત જણાય છે, પણ તે માગણી સ્વીકાર્યા પછી તેના કાર્યની શરૂઆત જ્યારે થાય છે ત્યારે કામ કરવાની અને સાધનો પ્રાપ્ત કરવાની સાચી મુશ્કેલી જણાય છે. અને તેમાં પણ મુંબઈ જેવા સ્થળે દેશદેશમાંથી આવેલા બંધુઓ અને બહેનોની સરભરા અને સગવડ કરવાની મુશ્કેલી કેટલી મોટી હોય ! કહેવત છે કે, ''મુંબઈમાં રોટલો મળે, પણ ઓટલો ના મળે.'' મતલબ કે જગ્યાની સંકડાશ અને મોંઘવારી એટલી હોય છે કે પ્રસંગોપાત આપણા જેવી પછાત કોમ માટે તે પૂરતા પ્રમાણમાં ભાગ્યે જ મળી શકે. છતાં મુંબઈની સન્માનકારિણી સભાએ ભોજનશાળા, ઉતારા અને મંડપ માટે ત્રણ મોટી જગ્યાઓ-વાડીઓ મેળવી મોટા પ્રમાણમાં સભાસદો માટે ગોઠવણ કરી હતી. સભાના મુકરર વખત પહેલાં બે-ત્રણ દિવસ અગાઉથી કેટલાક બંધુઓએ પોતાની હાજરી આપવી શરૂ કરી હતી. મંડપની રચના ઘણા ઉત્તમ પ્રકારની હતી, તેમજ વોલંટિયરોના માથે જે ફરજ નાંખવામાં આવી હતી તે ઘણી સખત હોવા છતાં તેઓ એટલા આનંદ સાથે બજાવતા હતા કે તે જોઈને તેમના માટે દરેકને માન ઉત્પન્ન થયા સિવાય રહે નહિ. આ સ્વયંસેવકોનો મોટો ભાગ કચ્છી યુવકોનો હતો અને તેના કેપ્ટન તરીકે મિસ્ત્રી નાથાભાઈ હતા. એ કેપ્ટન લધાભાઈએ આ સભાના કાર્યમાં જીવતોડ મહેનત લઈ રાત-દિવસના પુરુષાર્થ વડે સભાના કાર્યને દીપાવવાની શરૂઆત કરી હતી. ભોજનશાળાની વ્યવસ્થા વિરમગામવાળા શ્રીયુત ચંદુલાલભાઈએ સ્વીકારી હતી, જ્યારે મેમ્બરોના ઉતારા, મંડપ અને બીજી સગવડ કરવાનું દરેક કાર્ય મિસ્ત્રી નારણજીભાઈ અને મિ. મગનભાઈ એન્જિનિયરને સોંપાયું હતું. તેમણે જૂજ વખતમાં સ્વયંસેવકોની મદદથી બેઠકના દિવસની સવારમાં તે સંપૂર્ણ રીતે પૂરું કરી નાંખ્યું હતું. તા. ૨૭મીના સવારમાં મે. પ્રમુખસાહેબ કેટલાક મેમ્બરો પધારવાના હોવાથી તેમને લેવા માટે સ્ટેશન ઉપર સ્વાગત મંડળના કેટલાક સભ્યો સાથે રા. નારણજી, મગનભાઈ, મિ. શંભુપ્રસાદ, રા. માનચંદભાઈ વગેરે સ્વયંસેવકો સાથે ગ્રાંટ રોડ સ્ટેશને ગયા હતા અને સરઘસના રૂપમાં મે. પ્રમુખસાહેબની મોટર અને બીજી ગાડીઓ મંડપે આવી પહોંચતાં સ્વા. ક. ના ચેરમેન અને અન્ય નગરવાસીઓએ

તેમને આવકાર આપ્યો હતો. નિમાડ, માળવા તરફના કેટલાક બંધુઓ આવી ગયા હતા અને કેટલાક આજે બપોર પછી જી.આઈ.પી. રેલવે મારફતે આવ્યા હતા. આજે શુક્રવારે કરાંચી તરફથી આવતી આગબોટમાં કચ્છ દેશના બંધુઓ આવનાર હતા તેમને લેવા બંદર ઉપર રા. વીસરામભાઈ, રા. રતનશીભાઈ, વગેરે ગયા હતા અને ગાડીઓના રૂપમાં તેમનું પણ સરઘસ મંડપ સ્થાને આવ્યું હતું. અગાઉથી આવનાર મેમ્બરોની ભોજન વ્યવસ્થા પણ અગાઉથી કરી રાખવામાં આવી હતી, એટલે ન્હાઈધોઈ પરવાર્યા બાદ તરત જ સભાસદો ભોજન લઈ કામકાજે ફરવા નીકળી પડતા હતા. મુંબઈગરાઓએ જ્ઞાતિની સન્નારીઓને પણ આ સભામાં ભાગ લેવા આગ્રહપૂર્વક વિનંતી કરી હતી. કેટલાક ગૃહસ્થો અને વિદ્વાન વર્ગ તેમજ સમજુ પુરુષોમાંથી સ્ત્રીઓ અવશ્યે આવશે જ એવી તેમણે આશા રાખી હતી અને તેમની સગવડ કરવા માટે ખાસ ગોઠવણો પણ કરી હતી. છતાં આ વર્ગે આવા યોગ્ય શુભ પ્રસંગે પોતાના સ્ત્રીવર્ગને ઘણે અંશે ભાગ લેવામાંથી બેનસીબ રાખી છે એવા તે વર્ગના પુરુષોને શું કહેવું જોઈએ તેનો નિર્ણય દરેક વાંચકે જ કરી લેવો. મુંબઈમાં કેટલાક વખત પહેલાં ઈન્ફલ્યુએન્ઝા નામની બીમારી ચાલતી હતી જે શાંત થઈ ગઈ હતી, છતાં વગર સમજે અને વિચાર કરે કેટલાક સમજુ ગણાતા બંધુઓ તરફથી છેલ્લે ટાંકણે સભા મુલતવી રાખવાની સૂચના કરવામાં આવતી હતી. તેમના માટે અમે એટલું જ કહીશું કે મુંબઈની વસ્તી અને મરણ પ્રમાણનો તેમને કદાચ અનુભવ નહીં હોય ! કેટલાક પ્રસંગે છાપાના ભૂત ભડકીને જેમતેમ વાતો ફેલાવે છે એવું પણ બન્યું હતું અને તેને લઈ મોટાં શહેરોમાંથી આવનાર વર્ગ સારી સંખ્યામાં આવતો અટકી ગયો હતો. તેમજ શહેરનો જે વર્ગ પોતાના જ દોર ઉપર સમસ્ત જ્ઞાતિને ચલાવા ઇચ્છતો હતો તેના આગેવાનો પૈકીના પાંચ-સાત સમજુ પુરુષો પણ આ સભામાં ભાગ લેવામાંથી અટકી ગયા હતા ! અમારું ધારવું છે કે તે બિચારાઓને કદાચ ઈન્ફલ્યુએન્ઝાની જ બીક લાગી હશે.

તા. ૨૮મી સવારમાં બહારગામના ઘણાખરા મેમ્બરો આવી ગયા હતા અને જમી રહી પરવાર્યા બાદ શહેરના તેમજ બહારગામના મેમ્બરો અને પ્રેક્ષકોએ મંડપમાં હાજરી આપવી શરૂ કરી હતી. લાડની વાડીના ચોકમાં પુલપીટ અને તેની સામે ખુરશીઓ નાંખી ચારસો બેઠકોની સગવડ કરી હતી. ડાબી તરફની પડાળીમાં બીજી ત્રણસો અને જમણી બાજુની પડાળીમાં બસો પુરુષ માટે અને બસો સ્ત્રીઓ માટે ખુરશીઓ અને બાંકડા વગેરે ઉપર બેસવાની ગોઠવણ કરવામાં આવી હતી. પુલપીટના કરટન, ચાંદની અને એક દેશી કારીગરીની શ્રીકૃષ્ણ-રાધાની આકર્ષક પિછોઈ પ્રેક્ષકનું ખાસ ધ્યાન ખેંચે તેવી હતી. લગભગ બપોરના બે વાગતાં તમામ વાડી ડેલીગેટો

અને સભાસદ તેમજ પ્રેક્ષકોથી ચિક્કાર ભરાઈ ગઈ હતી. ત્યાંના સ્થાનિક ગરીબ જ્ઞાતિબંધુઓને પ્રેક્ષક તરીકે કંઈ પણ લીધા સિવાય મફત દાખલ કરવામાં આવતા હતા. આશરે એક હજાર પુરુષ અને દોઢસો સ્ત્રીઓની આ બેઠક થઈ હતી અને તેમાં જુદા વિભાગમાંથી આવેલા બંધુઓનો જુદા જુદા પ્રકારનો પહેરવેશ બેઠકના ગૌરવમાં ખાસ વધારો કરતો હતો.

શરૂઆતમાં જ્ઞાતિની બાળાઓએ સંગીતનાં સાજ સાથે ઉમિયાદેવીની સ્તુતિ કરનારું મંગળાચરણ ગાયું હતું, જે ઘણું જ મધુર અને મનોરંજક લાગવાથી શ્રોતાઓના હર્ષનો પાર રહ્યો નહોતો. ત્યાર બાદ નિમાડ અને મુંબઈવાસી યુવકોની ટોળીએ ઉન્નતિની હિલચાલમાં સહાય મેળવવા ઈશ્વરસ્તુતિ ગાઈ હતી અને ત્યાર બાદ સ્વાગત કમિટીના ચેરમેન શેઠ કુબેરદાસ ખોડીદાસે સઘળા બંધુઓને આવકાર આપતાં જણાવ્યું કે,

વહાલા બંધુઓ અને બહેનો !

આપણી સમસ્ત જ્ઞાતિ કચ્છ, નિમાડ, માળવા, ખાનદેશ, કાઠિયાવાડ અને ગુજરાતના પ્રદેશમાં રહે છે તે દરેકને આવવાના મધ્ય સ્થળ તરીકે મુંબઈ શહેર યોગ્ય જગ્યા છે એમ અમારું માનવું હતું અને તે અત્રે દરેક વિભાગોમાંથી પધારેલા ભાઈઓની હાજરી ઉપરથી આપ જોઈ શકશો કે અમારી નેમ ઘણે અંશે પાર પડી છે. રેલવેની હાડમારી જેવા કઠણ પ્રસંગે આપ સઘળા દૂરદૂરથી અત્રે પધાર્યા છો તેમનું સ્વાગત કરવાનો લાભ આ શહેરના ભાઈઓએ મને આપ્યો છે તે માટે હું મારી જાતને ભાગ્યશાળી માનું છું અને આપે લીધેલી તસ્દી માટે મારી પોતાના અને આ શહેરના વાસીઓ તરફથી આપનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. અમારા મુંબઈવાસી ભાઈઓની ખાસ ઇચ્છાથી સમસ્ત જ્ઞાતિની એક બેઠક આ શહેરમાં બોલાવા માટે અમે કેટલાક સમયથી વિચાર ચલાવતા હતા અને તેના પરિણામે શેરથાની ગઈ બેઠક વખતે અમે શ્રી કડવા પાટીદાર શુ. સમાજનો આઠમો મહોત્સવ મુંબઈ ખાતે રાખવાની માગણી પણ કરી હતી. સમાજની વ્યવસ્થાપક કમિટીએ અમારી તે માગણી સ્વીકારી જ્ઞાતિસેવા કરવાનો અમને જે લાભ આપ્યો છે તે ખાતે અમે તેમનો આભાર માનીએ છીએ. આપણી જાત અને કુટુંબની સંભાળ રાખનારી સન્નારીઓ પણ આવી સભાઓમાં ભાગ લે તે અમને વધારે ઇષ્ટ લાગવાથી અમે તેમને પણ આમંત્રણ કર્યું હતું અને કેટલાક ભાગોમાંથી અત્રે જે બહેનોએ પધારી અમારા ઉત્સાહમાં વધારો કર્યો છે તે માટે અમને ઘણો જ આનંદ થાય છે. જે મુંબઈ શહેર હંમેશા દુનિયાની

દરેક પ્રજાનું સ્વાગત કરતું આવ્યું છે તેવા યોગ્ય સ્થળે જ્ઞાતિની સન્નારીઓનું સ્વાગત કરવાનો જે અમૂલ્ય લાભ આજે અમને જ પ્રાપ્ત થયો છે તે અમારા માટે, મોટા આનંદ સાથે માન સમજવાનું કારણ છે અને જેમના તરફથી અમે એવું માન ધરાવા શક્તિવાન થયા છીએ તે આ મંડપમાં પધારેલી બહેનો જ છે. સન્નારીઓ ! આપણી મુંબઈની પ્રજા તરફથી હું આપનો અંતઃકરણની ઊંડી લાગણીથી આભાર માનું છું અને ઇચ્છું છું કે આવા અપૂર્વ મેળાવડાનું સન્માન કરવાનો અનુભવ અમને પ્રથમ જ થાય છે. એટલા માટે અમારા તરફથી આપને કોઈ પ્રકારની ખામી જણાય તો આપના સ્નેહાળ અને ઉદાર સ્વભાવ પ્રમાણે અમને માફ કરશો.

બંધુઓ ! આ નગરની રમણીયતા જ જોવા આપણે અત્રે એકઠા થયા નથી, પરંતુ આજે દુનિયામાં જે મોટી ઊથલપાથલ થઈ રહી છે, પ્રજા પ્રજા વચ્ચે હરીફાઈ ચાલી રહી છે તે પ્રસંગે આપણું સ્થાન ક્યાં છે, આપણી સ્થિતિ કેવી છે, તે સુધારવા આપણે શું કર્યું છે અને શું શું કરવાની જરૂર છે તેનો વિચાર કરી યોજનાઓ કરવા; એકબીજાને હેતથી ભેટી ઐક્ય સાધવા; ઘણાં વર્ષોથી આપણે જુદા પડી ગયા છતાં એક જ પિતાના પુત્રો છીએ તે તાજું કરવા; એકબીજાના હિતમાં હિત સમાયેલું છે તે સમજવા અને જ્ઞાતિહિત સાધવાના કાર્યો માટે આ શહેરના ભાઈઓએ આપને આમંત્રણ કર્યું છે તેનું સ્મરણ કરાવવાની આપને ભાગ્યે જ જરૂર છે. સમસ્ત જ્ઞાતિની બેઠકનો આ એક અપૂર્વ અવસર છે અને દરેક વિભાગોમાંથી આપણા બંધુઓ અત્રે પધારેલા છે એટલે એકબીજાના વિચારો જાણી જે જે ફેરફારો કિંવા યોજનાઓ કરવાની છે તે તે તક ઉત્તમ રીતે સાધી શકાશે અને તેનો લાભ લેવા અમે આપ સઘળાને વિનંતી કરીએ છીએ. આ શહેરના વતનીઓ તરફથી મારે આપને જે કંઈ કહેવાનું છે તે હું હમણાં ટૂંકામાં જ કહીશ, જેનો આપ દિલસોજીપૂર્વક વિચાર કરશો તો આપણો ઉચ્ચ હેતુ અવશ્યે પાર પડશે જ.

છેલ્લાં દશ વર્ષોથી આપણી સાંસારિક સ્થિતિ સુધારવા તરફ આપણે ખાસ લક્ષ આપ્યું છે અને તેના પરિણામે ઘણાં વર્ષોથી ચાલ્યો આવતો બાળલગ્નનો હાનિકારક રિવાજ આપણે દૂર કરી શક્યા છીએ, તોપણ આપણો ઘરસંસાર સુખરૂપ નીવડે, કજોડાં અને છૂટાછેડા કે એક ઉપર બીજી સ્ત્રી કરવાના પ્રસંગો બનવા ન પામે તે માટે આપણે હજી ઘણું કરવાનું છે. જ્ઞાતિમત કેળવાતો જાય છે તોપણ કેળવણીમાં આપણી કોમ ઘણી પછાત હોવાથી બાળલગ્નોની પ્રથા ફરીથી શરૂ ન થાય તેવા આપણે ખાસ ઠરાવો કરીને તેમજ લગ્ન કહાડવાનો કોઈ

પ્રયત્ન કરે નહિ અને અજ્ઞાન વર્ગ ગાડરિયા પ્રવાહની માફક દોરાઈ જાય નહિ તે માટે યોગ્ય ગોઠવણો કરવાની આપણા માટે બાકી જ છે એ તરફ હું આપનું ખાસ ધ્યાન ખેંચવાની જરૂર સમજું છું. આપણાં કુળદેવી ઊંઝામાં બિરાજે છે અને તે પ્રદેશ ના. વડોદરા સરકારની હદમાં છે. ત્યાંના મહારાજ શ્રીમંત સયાજીરાવે બાળલગ્નો અટકાવવા કાયદો ઘડ્યો છે, પરંતુ તેનો લાભ આપણને મળી શકતો નથી. ઉપરાંત બાળલગ્નો કરવાથી આપણી કોમને મોટો દંડ ભરવો પડે છે એ સ્થિતિ સુધારવા જોકે આપણે ઠરાવો વડે પ્રયત્નો કર્યા છે, પણ અંગત મહેનત સિવાય અને આપણી વસ્તુસ્થિતિ શ્રીમંત મહારાજાને સમજાવ્યા સિવાય યોગ્ય પરિણામ આવવાનું નથી. વળી જ્ઞાતિ તરફથી ખાસ બંધનો કર્યા સિવાય બાળલગ્નો થતાં આપણે સંપૂર્ણ રીતે અટકાવી શકીશું નહિ એમ અમારું ધારવું છે, અને તે જ્ઞાતિના ગૃહસ્થો, વિદ્વાનો અને આગેવાનો જેઓ જ્ઞાતિના સારામાઠા ભવિષ્યને ઘડનારા કહેવાય તેમના ધ્યાન પર મૂકવાની અમે મુંબઈના ભાઈઓ ફરજ સમજીએ છીએ. બાળલગ્નનાં માઠાં પરિણામો અમારા જેવા ધંધારોજગાર અર્થે પરદેશમાં રહેનારાઓને અત્યંત ભોગવવાં પડ્યાં છે અને પડે છે તેનો આપ સઘળા અવશ્યે વિચાર કરશો. "શરીરે સુખી તો સુખી સર્વ વાતે" આ કવિતા તો બાળક હતા ત્યારે શીખી ગયા છીએ, પરંતુ આપણી અને પ્રજાની શારીરિક સ્થિતિ સુધારવા આટલી ઉંમર થયા પછી પણ આપણે કંઈ કર્યું નથી એમ સમજાય તો એ મોટા ખેદની વાત છે, હસી કહાડવા જેવી તે નથી પરંતુ અન્ય પ્રજાઓમાં આપણી હાંસી કરાવા જેવી છે. શારીરિક સંપત્તિનો મુખ્ય આધાર પરિપક્વ વયે જ ઘરસંસાર માંડવાનો છે. તેને જો આપણે નજીક ખેંચી લાવીએ અને સાસુસસરા બની જવાની લાલસાએ બાળકોને સંસાર માંડવા દઈએ તો તેના પાપભાગી કોણ થાય છે તેનો તો અવશ્યે વિચાર કરવો જ જોઈએ.

શારીરિક સિવાય આર્થિક અને માનસિક કેળવણીની બાબતમાં પણ આપણે દરેક પ્રજા કરતાં પછાત છીએ. તેનું કારણ પણ બાળલગ્નનો રિવાજ છે એમ સમજાયા સિવાય રહેતું નથી. ફરજિયાત કેળવણીનું ધોરણ દાખલ થતું જાય છે તોપણ જ્યાં સુધી છોડીઓ નિશાળે જતી હોય ત્યાં સુધી સંસાર માંડવાના સંસ્કારો તેમને આપનારી પણ માતા પણ મોટું પાપ છે. વહુ આવે, કે છોકરો નિશાળે જવાનું છોડી દે છે. ભણવામાં તેનું ચિત્ત ચોટતું નથી. એક બે વર્ષ છોડીઓ નિશાળે જાય છે. બાળપોથી કે પહેલી ચોપડી પૂરી કરે એટલામાં તો તેમની માને છોડી મોટી થઈ ગયેલી લાગે છે! આ સ્થિતિ કેટલી દુઃખદાયક અને નુકસાન કરનારી છે તેનો ખ્યાલ માબાપ કરી શકતાં નથી કારણ કેળવણીના

ફાયદાથી તેઓ તદ્દન અજ્ઞાન હોય છે. વેપાર કે ગુમાસ્તી કરનારા પસ્તાય છે કે આપણે ઇંગ્રેજી ભણ્યા હોત તો બહુ સારું થાત ! હું ખાસ ભાર દઈને જણાવું છું કે એ વાત તદ્દન સાચી છે. આપણી પ્રાચીન સ્થિતિ માનપ્રદ હતી. આપણા બાપદાદા રાજદરબારમાં સારું માન ધરાવતા હતા તે વાતો કરવાનો પ્રસંગ હવે નથી. પરંતુ એક શહેરી તરીકે જલદી બહાર આવી ડૂબતા જ્ઞાતિબંધુઓ અને આપણા કૃષિકારોનો હાથ ઝાલવાની જરૂર છે. "પારકી આશ સદા નિરાશ." આપણું દુ:ખ બીજાઓ ભાંગશે એવા આધાર ઉપર બેસી રહેવું એ તો એકજાતનું બાયલાપણું છે, એ આશા ફળીભૂત થવી ભાગ્યે જ શક્ય છે. હું નથી ધારતો કે, કોઈ એવી આશા રાખતા હોય. પ્રભુ આપણને એવી આશામાંથી બચાવે !

આપણાં સંતાનોને કેળવવા અને શહેરીઓ તરીકેના હકો ભોગવતાં કરવા આપણે મોટાં ખરચો કરવાની જરૂર છે. તે માટે વિશાળ યોજનાઓ ઘડવાની જરૂર છે. ખર્ચ કરવાનું સંકુચિત કે મર્યાદિત ધોરણ રાખવાની આ તક નથી પણ તેવાં ફંડોમાં જેમ જેમ પૈસા આવતા જાય તેમ તેમ તેનો સન્માર્ગે વ્યય કરી દેવાની પણ તાકીદે જરૂર છે, નહીં તો પસ્તાવાનો પાર રહેવો નથી. સન્માર્ગે પૈસાનો વ્યય થવાથી તે વધતા જાય છે, સંકુચિત દૃષ્ટિ રાખી મૂજીના ધનની માફક ફંડનાં નાણાં દાટી રાખવાથી અથવા નાછૂટકે જ તેમાંથી પૈસો કહાડે તેવાઓના હાથમાં ફંડનાં નાણાં આપવાથી નાણાંનો સારો ઉપયોગ થવાની આશા કોઈ કદી રાખી શકે નહિ. મારા ગૃહસ્થ બંધુઓ ! મારી આપને ખાસ વિનંતી છે કે, સન્માર્ગે પૈસાનો જેટલો જલદી વ્યય કરવામાં આવશે તેટલી આપણી ઉન્નતિ વહેલી થશે. આપણા માટે સારા વિચારો ફેલાવતાં ફંડનાં નાણાં ઘટવાને બદલે વધતાં જશે. સંસ્થાના ફંડમાં નાણાં ભરવામાં કીર્તિ કે લાગણીનું ગૌરવ સમજાતું નથી, નાણાંને સાચવી રાખવામાં જ આબરૂ કે બુદ્ધિનું પ્રમાણ જણાતું નથી, પણ તે નાણાંની મદદ વડે જ્ઞાતિનાં સંતાનો જેટલાં વહેલાં તૈયાર થાય, જેટલા વધારે પ્રમાણમાં વિદ્વાન શહેરીઓ ઉત્પન્ન કરી શકાય, તેમાં જ નાણાં આપનાર, તેનો વહીવટ કરનાર અને દેખરેખ રાખનારની કીર્તિ, બુદ્ધિ અને ફરજનો સમાવેશ થાય છે એવો મારો નમ્ર મત છે.

છોકરાઓ સાથે દીકરીઓને કેળવવાની જરૂરિયાત હજી સુધી જે પ્રજાને સમજાઈ ન હોય તેમના માટે આજે દેશના નેતાઓ આંસુ પાડે છે ! હું આપને વિનંતી કરીને કહું છું કે જ્ઞાતિની બાળાઓને સજ્ઞાન બનાવવા આપણે શું કર્યું છે ? તેનો આપ અવશ્યે આપના હૃદયને પૂછીને જવાબ મેળવશો. કાયદામાં જે વયે તેમને સજ્ઞાન કહી છે તે વય થવા પૂરતું જ આપણે ધ્યાન રાખીએ છીએ

કે પુત્રીનું અજ્ઞાન ટાળી, સજ્ઞાન થાય તે માટે શિક્ષાપાઠો અને આર્ય બાળાઓને છાજતી રીતે આપણે તેને વિદ્યા વિભૂષિત સમજવા ? મને જણાવતાં ઘણી જ દિલગીરી અને શરમ પેદા થાય છે કે તેનું સ્મરણ આજે અજ્ઞાન અને પેઢી દર પેઢીથી ચાલ્યા આવતા ખેદયુક્ત વિચારોથી મુક્ત હોતી નથી ! જે બાળાઓ ભવિષ્યની પ્રજાની માતાઓ અને ધર્મપત્નીઓ થવા સરજાયેલી હોય છે તેમને ઉત્તમ ચારિત્ર્યવાન બનાવવા આપણે ઘણું કરવાનું છે અને તે આટલું અસૂરે પણ સમજાય તો સારું છે, નહીં તો આપણી કોમની સ્થિતિ સુધરવી એ મને તો અસંભવિત જ લાગે છે. બાળાઓનો ઉત્સાહ વધે એવા માર્ગે ફંડનાં નાણાંનો પણ બહોળા હાથે ઉપયોગ થવાની જરૂર છે. આપણી જ્ઞાતિમાં કેળવણી અને ખેતીવાડીની ઉન્નતિ અર્થે એક સારુ ફંડ કરવામાં આવ્યું છે, તેનો છૂટથી ઉપયોગ થાય એવી આપણે અવશ્યે આશા રાખીશું અને જેમ જેમ વપરાતું જાય તેમ તેમ તેને વધારવા પણ આપણે અવશ્યે પ્રયત્ન કરીશું.

બંધુઓ ! આપણી આર્થિક સ્થિતિની બાબતમાં હું હાલ તો એટલું જ કહીશ કે, જેમ બને તેમ ઉડાઉ ખરચો બંધ કરી કરકસરનું ધોરણ રાખવાની જરૂર છે. મરણ પાછળના અયોગ્ય ખરચામાં આપણી કોમની મોટી પેદાશ વપરાઈ ગઈ છે. દીકરીઓને સુખી થયેલી જોવા માટે પણ આપણે પુષ્કળ પૈસા તેમની પાછળ ખર્ચ્યા છે પરંતુ સંતાનોને કેળવવા પાછળ કંઈ ખરચ કર્યું નથી એ જ કારણ આપણી નબળી સ્થિતિને લાવનારું છે. જેઓ કંઈક સમજતા થયા છે તેઓ અયુક્ત ખરચો કરતાં ડરે છે, પણ જેમને પોતાના લાભ-હાનિનું કંઈ ભાન જ નથી તેઓ એકબીજાથી શ્રેષ્ઠ થવાની લાલસાએ પૈસાનો દુરુપયોગ કરે છે. કેટલાક તો કરજે કરીને પણ પોતાનું ઊંચું રાખવા ચૂકતા નથી ! આ સ્થિતિ આપણી ગરીબ દશાને ખેંચી લાવનારી છે તેનો આપ અવશ્યે વિચાર કરશો. વધારે કમાવવાની લાલચે ઘણા બંધુઓ આવા શહેરોમાં દેશ છોડી ચાલ્યા આવે છે, પણ વિદ્યા અને વિચારશક્તિની ખામીવાળા માણસોને તો મજૂરી જ કરવી પડે છે, શહેરોનો ખરચ પણ મોટો હોય છે એટલે મોટાં શહેરોમાં પણ જે ભાઈઓ દેશ છોડી ચાલ્યા આવે તેમને ધંધા-રોજગારે વળગાડવા અને તે દરમિયાન તેમના માટે આશ્રમસ્થાન અને નિભાવઅર્થે પણ કંઈક ગોઠવણો મોટાં શહેરોમાં થવાની જરૂર છે.



હું આપને ફરીથી કહું છું કે, અમારા મુંબઈવાસી ભાઈઓ માટે તો આજે અપૂર્વ આનંદનો દિવસ છે. જ્ઞાતિહિતનાં કાર્યો વિષે વિચાર કરવાનો આ શહેરમાં

અમને પ્રથમ જ પ્રસંગ મળે છે. અમારા મનથી જ્ઞાતિહિત એ જ અમારું પોતાનું હિત છે. એટલે અમારાથી બની શકશે ત્યાં સુધી જ્ઞાતિ સેવાના કાર્યમાં પછાત નહીં પડવા અમે પ્રયત્ન કરીશું. જે ઐક્યના સિદ્ધાંતને ઓળખી તેનું બળ અને સમૃદ્ધિનો વિચાર કરી જ્ઞાતિહિત સાધવા આપ અત્રે પધાર્યા છો તેનું શુભ પરિણામ અવશ્યે આવશે જ, અને આપની સેવા કરવાનું અમને પણ યાદ રહી જાય એવાં જ્ઞાતિહિતનાં કાર્યો આ ખાસ બેઠકમાં આપ હાથ ધરશો એવી દરેક બંધુઓને અમારી નમ્ર અરજ છે. તે સાથે અત્રે પધારેલી બહેનો પણ આ સભામાંથી કંઈ ઉત્તમ પાઠો ગ્રહણ કરશે અને પોતાનાં સંતાનોને ઉત્તમ ચારિત્ર્યવાન કરવા પ્રયત્ન કરશે તો અમારો પ્રયત્ન સફળ થયેલો અમે માનીશું. જ્ઞાતિની સંપત્તિ કે દોલત સમાન બાળકોને ઉત્તમ સંસ્કારી અને રત્નો સમાન બનાવવાનો ભાર, બહેનો ! તમારા માથે છે. તમે જ ઘરસંસારની સાચી રક્ષક અને પાળક છો. તમે દેવીઓ છો, તમે માતાઓ થવાને સરજાયેલી છો. શ્રીકૃષ્ણ જેવા દૈવી પુરુષોને જન્મ આપનારી પણ માતાઓ જ હતી. દ્રૌપદી અને તારા જેવી સતીઓ પણ માતાના જ પેટે અવતરી છે. દેશમાં જે જે યોદ્ધાઓ અને વિદ્વાન પુરુષો કે ધર્મગુરુઓ અને આચાર્યો થઈ ગયા છે તેઓ પણ માતાના જ પેટે અવતર્યા છે. એ માતાઓ અને તમારામાં એક જ તત્ત્વ ખૂટે છે. માત્ર શક્તિ અને જ્ઞાનની ખામી છે તે દૂર કરો ! તમારા અને પુત્રીઓના પેટે એવા જ વીર પુત્રો અને પુત્રીઓ ઉત્પન્ન થશે. સાચા ધર્મને ઓળખો અને જે રિવાજો અધર્મયુક્ત હોય તેનો ત્યાગ કરવા જરા પણ આળસ ન રાખો એવી તમારી પાસે અમારી ખાસ વિનંતી છે. અત્રે પધારવા તમે જે તસ્દી લીધી છે તે માટે અંતઃકરણથી આપ સર્વેનો આભાર માનું છું અને કાર્યમાં જોડાવા વિનંતી કરું છું. (તાલીઓ)

ઉપર પ્રમાણે ચેરમેનસાહેબનું ભાષણ પૂર્ણ થતાં તાળીઓના અવાજથી તેને વધાવી લેવામાં આવ્યું હતું. ત્યાર બાદ વ્ય. કમિટીના સભ્ય દેસાઈ અમરસિંહજીએ મે. પોપટલાલભાઈને પ્રમુખસ્થાન લેવા માટે વિનંતી કરી હતી, જેને શિરસ્તા મુજબ સંસ્થાના જ. સેક્રેટરી મિ. કેશવલાલ વકીલે ટેકો આપ્યો હતો. ત્યાર બાદ મે. પ્રમુખસાહેબ તાળીઓના ગગડાટ વચ્ચે ઊભા થયા હતા. શ્રી ઉમિયામાતાની જય ! પ્રમુખસાહેબની જય ! ના ઘોષો મંડપની આસપાસ ચાલ્યા જતા હતા તે દરમિયાન ચેરમેનસાહેબે મે. પ્રમુખસાહેબને હારતોરા અર્પણ કર્યા હતા અને તેમણે પોતાની પ્રમુખ તરીકે બેઠક લીધા બાદ જે બોધદાયક ભાષણ આપ્યું હતું તે નીચે પ્રમાણે છે :

**જ્ઞાતિહિત ચિંતક ભાઈઓ, બહેનો અને સદ્‌ગૃહસ્થો !**

પશ્ચિમ, હિંદુસ્તાનની રાજધાની અને સ્વતંત્રતા તથા સુધારામાં અગ્રગણ્ય મુંબઈ શહેરમાં કચ્છ, નિમાડ, માળવા, ગુજરાત, કાઠીયાવાડ વિગેરે પ્રદેશમાં વસતા આપણા સમસ્ત ભાઈઓના પ્રતિનિધિઓની "શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજ"ની આઠમી બેઠકના પ્રમુખસ્થાને મને નીમવાનું ઉચિત ધારી મારા માન અને ગૌરવમાં જે વૃદ્ધિ કરેલ છે તેનું યથાસ્થિત વર્ણન કરવું તદ્દન અશક્ય છે અને તેથી સઘળા ભાઈઓનો હું અંતઃકરણપૂર્વક ઉપકાર માનીને જ કૃતકૃત્ય થાઉં છું. પ્રેસિડન્ટ તરીકે મારી ફરજ અને જવાબદારીઓ શું છે તે હું સારી રીતે સમજું છું. સમાજનો અર્થ એક વર્ષમાં ત્રણ દિવસ ભાષણ આપવા અને તે પછી પોતપોતાને ત્યાં જઈ જ્ઞાતિની કે કોઈની પરવા રાખ્યા સિવાય એશ-આરામમાં દિવસો ગુજારવા એવો થતો નથી. સમાજ અને તેના પ્રત્યેક મેમ્બરની ફરજ છે. અંતિમ હેતુને માટે આપણે કમર કસીને આગળ પડ્યા છીએ. તે હેતુ સફળ થતાં સુધી વર્ષોના વર્ષો સુધી લંબાય છે. જ્યારે પ્રેસિડન્ટની ફરજ - આ ફરજ ઉપરાંત એક વર્ષ સુધી સમાજના કાર્યનું નેતાપણું સાચવવાની છે. આપણા સમાજનો આ આઠમો મહોત્સવ છે. પણ તેટલા ટૂંકા સમયમાં આપણે આપણી જ્ઞાતિને અધોગતિએ પહોંચાડનાર હાસ્યાસ્પદ બાળલગ્નના રિવાજ સંબંધીની સેંકડો વર્ષથી દૃઢીભૂત થયેલ પ્રમાણ વગરની માન્યતાને છિન્નભિન્ન કરેલ છે. પણ બીજી બાબતોમાં હજુ આપણું સમાજરૂપી નાવ મધ્ય દરિયે ઝોલાં ખાય છે. તેના સુકાની તરીકે મને આજે નીમવામાં આવ્યો છે. પણ સુકાની એકલાનો પ્રયત્ન નાવને કિનારે લઈ જવાને તદ્દન નિષ્ફળ છે. આપ સઘળા જો ખરા હૃદયથી જ્ઞાતિહિતના પરમાર્થ કાર્યનો વિચાર કરી સમાજના શુભ ઉદ્દેશો ફળીભૂત કરવામાં મદદ કરશો તો મને આશા છે કે, આપણે આ હરીફાઈના જમાનામાં આપણી જ્ઞાતિ કે જે પ્રાચીન સમયમાં ઘણી મોભાદાર ગણાતી હતી, પણ હાલમાં તેની અજ્ઞાનતાને લીધે અને કેટલાક નિંદ્ય અને અશાસ્ત્રીય રિવાજને પરિણામે અધોગતિને પામી છે તેને તેનો અસલનો દરજ્જો આપી બીજી જ્ઞાતિની સાથે ઉન્નતિને રસ્તે લઈ જઈ શકીશું.



**મિ. પુરુષોત્તમદાસ**

આપણી જ્ઞાતિની ઉન્નતિનો વિચાર કરતી વખતે મારા મન ઉપર સચોટ અસર કરનારી એક બિના યાદ આવ્યા વગર રહેતી નથી. જે સાંભળી આવતાં મારા ગાત્રો શિથિલ થઈ જાય છે અને શોકમય લાગણીની સાથે આપણી કડવા

પાટીદાર જ્ઞાતિના ભવિષ્યને માટે શંકા રહ્યા કરે છે. કારણ આ સમાજના સુકાનીઓનો પણ સુકાની આત્મબંધુ પુરુષોત્તમદાસ આપણા વચ્ચેથી એકદમ અદૃશ્ય થઈ ગયેલ છે. પોતે કુળવાન હોવા છતાં કુળવાનોની અહંતા તથા અધમતાને ઠોકર મારી અનેક પ્રહારો સહન કર્યાં, છતાં આત્મસંયમથી ભગવી કંથા ધારણ કરી જ્ઞાતિની ઉન્નતિને માટે જીવતોડ મહેનત કરી સમાજને તેણે આ સ્થિતિ પર મૂકેલ છે. હજુ તેના શુભ ઉદ્દેશો ફળીભૂત થયા નથી અને તેનો અંતરાત્મા તે શુભ ઉદ્દેશો ફળીભૂત થયેલ જોવાને સ્વર્ગમાં આપણી તરફ નજર કરીને વિરાજીત થયેલ છે. તે પવિત્ર આત્માના નામથી હું આપ સઘળા ભાઈઓને વિનંતી કરું છું કે કાંઈ પણ શિથિલતા લાવ્યા સિવાય આપણા અજ્ઞાન ભાઈઓને સમજાવીને અધમ અને અવદશાએ પહોંચાડનાર અશાસ્ત્રયુક્ત રિવાજોમાંથી મુક્ત કરી, કેળવણી સંપાદન કરાવી, તેમનું જીવન સુખમય અને સાધન સંપન્ન બનાવવા એકસંપે ભગીરથ પ્રયત્ન આદરશો.

## આપણી આધુનિક સ્થિતિ, આપણી પ્રાચીન સ્થિતિ, સ્વાર્થઅંધતા અને પરોપકાર

કડવા પાટીદાર જ્ઞાતિની આધુનિક સ્થિતિ કેવી છે તે આપના લક્ષ બહાર નથી. તે સ્થિતિનો ચિતાર રજૂ કરતી વખતે આપણાં હૃદયો દ્રવિત થવાનો સંભવ છે. માન અને પ્રતિષ્ઠા વગર એક ઉત્તમ ધંધો સ્વીકાર્યા છતાં તદન કંગાલિયત સ્થિતિમાં બીજાની ગુલામગીરી ઉઠાવતી આપણી જ્ઞાતિ આપણી નજરે પડે છે. જો તેઓ આવી દશામાં પણ પોતાને સુખી માનતા હોય, તો તે વિષકૃમી ન્યાય છે. ઝેરનો કિડો ઝેરમાં જ જીવે તેવી તેમની સ્થિતિ છે. તેમના ધંધામાં કેટલી મહેનત કરવી પડે છે તે આપને સુવિદિત છે. છતાં તે મહેનતના ફળ તરીકે તેમની પાસે શું રહે છે ? તેમના ઉપર કેવી જાતના કરો પડે છે ? તે કરોની સામે કેવી રીતે લડાઈ ચલાવવી તેની તેઓની કેળવણીની ખામીને લઈને ખબર નથી. તેઓના શું હકો છે તે જાણવાની તેમને પરવા નથી. રાજ્યની તેમજ બ્રિટીશ સલ્તનતની પેદાશનો ઘણોખરો હિસ્સો તેઓ પૂરો પાડે છે અને તેમના વગર રાજ્યની તિજોરીની તેમજ રાજ્ય વ્યવસ્થાની પણ શું દશા થાય તે સ્પષ્ટ છે. છતાં એક હલકામાં હલકો નોકર તેમને અયોગ્ય રીતે સતાવે છે અને આ હેરાનગતિઓ તેઓ મૂંગે મોંઢે માન-અપમાનની દરકાર રાખ્યા વિના સહન કરે છે. મોટા અમલદારો પાસે જવાના પ્રસંગ માત્રથી જ તેઓ બીએ છે અને તેવો પ્રસંગ જો તેઓની ઇચ્છા વગર આવી પડે છે તો તેમની સ્થિતિ દયાજનક થઈ

પડે છે. વિદ્યાદેવીની સાથે તેઓએ હંમેશને માટે રૂસણું લીધેલ હોવાથી હિસાબ-કિતાબ અને જમે-ઉધાર શું છે તે જાણવાની ચિંતા રાખેલ નથી અને તેથી સ્વાર્થ તેમજ ઈશ્વરનો ડર નહિ રાખનાર વેપારીઓના સખ્ત પંજામાં સપડાયા જ રહે છે અને ખરી મહેનતથી કરેલી કમાણી તેઓને ત્યાં જ સમર્પણ કરવામાં આવે છે. આ સામાજિક સ્થિતિના કરતાં પણ તેઓની સાંસારિક સ્થિતિ વધારે દિલગીરી ઉત્પન્ન કરે તેવી છે. બાળલગ્નના અતિશોચનીય રિવાજને પરિણામે પતિપત્ની વચ્ચેના પ્રેમનું આપણી જ્ઞાતિમાં મોટું શૂન્ય છે. હજારો કજોડાં થાય છે. છેડાછૂટકાનો પણ કાંઈ પાર નથી. એક ઉપર બીજી અને બીજી ઉપર ત્રીજી સ્ત્રીઓ કરવાના ઘણા પ્રસંગો આપણે જોયા છે અને જેને પરિણામે કંકાસ, કંકાસ અને કંકાસ વગર આપણી નજરે કાંઈ આવતું જ નથી. આપણી બહેનદીકરીઓની કુળવાન સાસરિયામાં થતી અવદશા આપણાં મન ડગમગાવે છે. સામાજિક અને સાંસારિક સ્થિતિમાં આવી આવી હાડમારીઓ હોવા છતાં અહંકાર, ફૂલણજીપણું તથા કુસંપમાં કુશળતાપણું તો આપણે જેવું ને તેવું જ જાળવી રાખ્યું છે. અહંકાર અને કુસંપ આપણે આપણી જ્ઞાતિ પરત્વે જ અન્યોન્ય રાખવામાં બહાદુરી માનેલ છે. અન્ય જ્ઞાતિની સાથે તેવો વહેવાર રાખવા જેટલી હિંમત અને અક્કલ નથી. ફૂલણજીપણું એટલી બધી હદ સુધી આવી ગયું છે કે તેમાં પાત્રએપાત્રનું કે પોતાની સ્થિતિનું પણ ભાન રહેતું નથી, અને અંતે સરવૈયું તપાસતાં સરવાળે તો પસ્તાવો જ બાકીમાં રહે છે. જ્યારે આપણી આધુનિક સ્થિતિ આવી છે, ત્યારે પ્રાચીન સ્થિતિ કેવી હતી ? આ સ્થિતિ જણાવવાને માટે ફક્ત એક જ ગ્રામ્ય કહેવત પૂર્ણ છે. તે કહેવત નીચે પ્રમાણે પ્રમાણે છે :

**"કણબી પાછળ કરોડ, કણબી કોઈની પાછળ નહિ,**
**હળથી બાંધે હોડ, પેટ ભરે પાદશાહ તણાં."**

આ કહેવતના દરેકેદરેક શબ્દ મનન કરવા યોગ્ય છે. તેની સાથે તે શબ્દોનો અર્થ શું સૂચવે છે તે પણ બારીકાઈથી જોવાની જરૂર છે. આ કહેવત આપણી જ્ઞાતિનો માનમરતબો અસલના વખતમાં કેવો હતો તે સ્પષ્ટ પણે બહાર પાડે છે. કણબીને કોઈની જરૂર પડતી નથી, તેમજ પાદશાહને પણ તેમની જરૂરિયાત હતી અને કણબી પર જ સઘળાનો આધાર હતો એવી જાતની સઘળાની માન્યતા હતી અને એ માન્યતા પ્રમાણે જ તેઓનો માનમરતબો હોવો જોઈએ, એટલું જ નહીં, પણ તેઓની આર્થિક સ્થિતિ પણ એવી જ હોવી જોઈએ એ મારા સુજ્ઞ શ્રોતાઓને હવે કહેવાની જરૂર નથી. ભાઈઓ ! સ્વાર્થલંપટ તથા પારકે

પૈસે તાગડધિન્ના કરનારા વહીવંચાઓ તથા તેમના જેવા જ ગોરોના અતિનિંદ્ય કર્મોને લઈ દાખલ થયેલ અતિત્રાસદાયક બાળલગ્નને લીધે અને તેમાંથી ઉપસ્થિત થયેલ બીજા અનેક કુધારાઓને પરિણામે આપણી શારીરિક, માનસિક અને આર્થિક સ્થિતિની અવનતિ થતાં આપણે અત્યારની શોચનીય સ્થિતિએ પ્રાપ્ત થયેલ છીએ. આ સ્થિતિમાંથી આપણી જ્ઞાતિને મુક્ત કરી તેનો ઉદ્ધાર કરવા આપણો પ્રયાસ છે. આ પ્રયાસ વખતે આપણે શું શું કરવાનું છે, તેમજ આપણામાં શું શું ખામીઓ છે તે આગળ ઉપર જણાવવામાં આવશે. અત્યારે તો હું આપ સઘળાનું ધ્યાન એકબે બીજી બાબતો પર ખેંચવા માગું છું. ભાઈઓ, આપણી જ્ઞાતિનો ઉદ્ધાર કરવાનો આપણો પ્રયાસ સ્તુત્ય છે કે કેમ ? સ્વાર્થી અને મમતવાળા માણસો સિવાયના વિચારવંત માણસોને આ પ્રયાસ અતિઉત્તમ જણાશે, પણ મારે દિલગીરી સાથે જણાવવું પડે છે કે આ આપણા પ્રયાસની સામે આપણી જ્ઞાતિના થોડાક માણસો યત્ન કરે છે, અને આ પ્રમાણે વર્તન ચલાવવામાં તેમનો સ્વાર્થ અને મમત તેમને દોરવે છે. સ્વાર્થ અને મમતમાં તેઓ એટલા બધા અંધ થઈ ગયેલ છે કે તેમના પ્રહારો કેના પર પડે છે તેનું જ તેમને ભાન નથી. દેશભક્ત દાદાભાઈ નવરોજી, શ્રીમાન ગોખલે જેવા પ્રતાપી પુરુષો કે જેમનું ક્ષેત્ર અતિવિશાળ અને દેશને માટે હતું. તેમના નામ પણ તેઓએ સાંભળ્યાં છે કે કેમ તે તેમના કર્તવ્ય પરથી શંકાવાળું જણાય છે. કારણ કે જો આવા હિંદવીરોનાં નામ તેઓએ સાંભળ્યાં હોત અને તેઓની દેશભક્તિથી તેઓ જાણીતા હોત તો પોતાની જ જ્ઞાતિને અંધારા કૂવામાં સંડોવી રાખવાની તેમની વૃત્તિ રહેત જ નહિ. આવા સ્વાર્થી અને મમતને આધીન ભાઈઓને હું વિનંતી કરું છું કે તેઓ આવા આવા મહાન દેશભક્તોના દાખલાનો વિચાર કરી, પરમાર્થ જીવનનું રહસ્ય સમજી, પોતાની જ જ્ઞાતિની ઉન્નતિમાં અંતરાય નહિ થવાનું ડહાપણ સ્વીકારશે. મહાન કવિ ભર્તૃહરિ કહે છે કે :

एते सत्पुरुषाः परार्थघटकाः स्वार्थान्परित्यज्य ये।
सामान्यास्तु परार्थमुद्यममृताः स्वार्थाविरोधेन ये॥
तेऽपि मानवराक्षसाः परहितं स्वार्थाय निघ्नन्ति ये।
ये निघ्नंन्ति निरर्थकं परहितं ते के न जानीमहे॥



"પોતાના સ્વાર્થનો ત્યાગ કરી પારકાનું હિત કરે તે ઉત્તમ પુરુષો. પોતાના સ્વાર્થનો અંતરાય ન હોય અને પારકાનું સારું કરે તે સામાન્ય પુરુષો. જે પોતાના સ્વાર્થને માટે પારકાનું અહિત કરે તે મનુષ્યરૂપે રાક્ષસો અને કાંઈ પણ કારણ

સિવાય પારકાને નુકસાન કરે તેને શું સંબોધન આપવું તેની મહાન ભર્તૃહરિને પણ ખબર નથી.'' આપણી જ્ઞાતિના શુરવીરો તો આ શ્લોકની મર્યાદા પણ વટાવી ગયેલ છે, જેનો ખ્યાલ સુદ્ધાં પણ ભર્તૃહરિને નહિ હોય. તેઓ તો પોતાના કાર્યથી પારકાનું હિત બગાડે છે અને સાથે સાથે પોતાની પણ અવદશા આણે છે. આવા પુરુષો હવે તો વિચાર કરે તો સારું. પોતાના સ્વાર્થ અને મમતમાં પોતાની જ્ઞાતિને તો અધમ સ્થિતિમાં લાવી મૂકી છે પણ તેમની પોતાની પ્રજાની ભવિષ્યમાં શી દશા થશે તેનો પણ તેમને ખ્યાલ નથી. તેઓ પોતાની અક્કલ પર જ મસ્ત રહે છે, પણ સારાસારનો વિચાર કરવાની તેમનામાં શક્તિ કે જ્ઞાન નથી. જો સમાજ અને સમાજના મેમ્બરો તરફ તેમને શ્રદ્ધા ન હોય અને જો સમાજના મેમ્બરો જ્ઞાતિને ઊંધે રસ્તે દોરવે છે એમ તેઓની પરિપક્વ અક્કલ અને સૂક્ષ્મ બુદ્ધિને જણાતું હોય તો અન્ય જ્ઞાતિના વિચારવંત વિદ્વાન પુરુષો કે જેમનામાં તેમને શ્રદ્ધા હોય, તેમને પૂછીને પોતે જે રસ્તો ગ્રહણ કર્યો છે તે યોગ્ય છે કે અયોગ્ય તેની ખાત્રી કરે. જો અજ્ઞાનતાને લીધે તેઓની આ ભૂલ થતી હશે તો તેઓ તે સુધારી શકશે, પણ જો પોતાના સ્વાર્થ અને મમતને લઈને પોતાના અંતરાત્માની પ્રેરણા વિરુદ્ધ પણ પોતાનો કક્કો ઘૂંટ્યા કરશે, તો તેઓનો અપરાધ ઈશ્વરની પાસે ક્ષમાપાત્ર થશે નહિ અને તેનાં ફળ તેઓને કેવાં મળે છે તે આપણે જોઈ શકીશું. આ વિવેચન પરથી તેઓએ એમ સમજવાનું નથી કે સમાજ તેમના આ અંતરાયથી હતાશ થઈ ગયેલ છે. સમાજ અને સમાજના મેમ્બરો તો તેઓના આ અંતરાયને તૃણવત્ લેખી સમાજના ઉદ્દેશોને ફળીભૂત કરવાને માટે સ્વાર્થનો ત્યાગ કરી આકાશજમીન એક કરશે. કારણ ''प्रारब्ध मुत्तमजना न परित्यजन्ति – આરંભેલું કાર્ય ડાહ્યા પુરુષો કોઈ દિવસ છોડી દેતા નથી.'' અમારું વિવેચન આવા છૂટાછવાયા માણસો તરફ તેઓની ગેરસમજ દૂર કરવાને માટે અને તેઓનું હિત તેઓ સમજતાં શીખે તે માટે, પ્રેમ અને દયાની લાગણીથી કરવામાં આવેલ છે, કારણ તેઓ પણ અમારા ભાઈઓ જ છે અને અમારી વૃત્તિ એવી સંકુચિત નથી કે તેઓના તરફ વિષમ બુદ્ધિ રાખી તેમને ઊંધે રસ્તે જતા અટકાવીએ નહિ.

## વિદ્વાનોની શિથિલતા



બીજી હકીકત આપ સઘળા ભાઈઓના ધ્યાન પર મૂકવાની એ છે કે, આપણી જ્ઞાતિમાં જે થોડી સંખ્યામાં વિદ્વાન પુરુષો છે તેઓ પણ જ્ઞાતિહિતના કાર્યમાં હજુ જોઈએ તેવું લક્ષ આપતા નથી. આ પરથી મારું એમ કહેવું નથી

કે, મહાન કવિ ભર્તૃહરિના ઉપરના શ્લોકમાંના કોઈ પણ દોષને તેઓ પાત્ર છે પણ તેઓની શિથિલતા તો સ્પષ્ટપણે જણાઈ આવે છે. તેઓએ સારી વિદ્યા સંપાદન કરેલ છે અને તે વિદ્યાના ઉપયોગથી, જો તેઓ ધારે તો આપણા ઘણા ભાઈઓને ઉપદેશ આપી સીધે રસ્તે લઈ જઈ શકે, અને તેઓની સ્થિતિમાં પણ ફેરફાર કરી શકે. તેઓની વિદ્યાની સાર્થકતા ત્યારે જ કહેવાય કે જ્યારે પોતાના અજ્ઞાન ભાઈઓને તેઓ પોતાના જેવા બનાવે. મારા વિદ્વાન બંધુઓ ! કડવા પાટીદાર જ્ઞાતિનું ભવિષ્ય આપના જ્ઞાન, ઉપદેશ અને મહેનત પર અવલંબીને રહ્યું છે. તે જ્ઞાતિ અત્યારે એવા સંજોગો તળેથી પસાર થાય છે કે તેને આપની સલાહ અને મદદની જરૂર છે. તેવે વખતે જો આપ કુંભકરણની નિદ્રામાં ઊંઘી રહેશો તો તે જ્ઞાતિ એવી દશાએ આવી પહોંચશે કે તેની ઉન્નતિ કરવાની આપની ઈચ્છા થશે તો તે પણ નિષ્ફળ જશે. તેમની ઉપયોગિતા અને મહેનતના પ્રમાણમાં તેઓને શું હક મળવા જોઈએ તથા તે હકો કેવી રીતે મેળવવા અને તેમની સ્થિતિ સુધારવાને માટે શું શું કરવું જોઈએ તે તેઓ જાણતા નથી. આપ તે સારી રીતે જાણી શકો છો. આ હકો મેળવવાને માટે અને તેમની સ્થિતિ સુધારવાના ઉપાયો યોજાવાને માટે કડવા પાટીદાર જ્ઞાતિના આપના જ અજ્ઞાન ભાઈઓ મારી મારફત આપની પાસે યાચના કરે છે.

### કેળવણી

આપણી જ્ઞાતિની હાલની શોચનીય સ્થિતિ થવાનાં ઘણાં કારણો છે. તેમાં પ્રથમ અને મુખ્ય તો કેળવણીની ખામી છે. કેળવણી એ જનસમાજની ઉન્નતિનું કેન્દ્રસ્થાન છે. પૃથ્વી પરના દરેક પ્રદેશ, દરેક પ્રજા અને દરેક વ્યક્તિ તરફ આપ નજર કરશો તો કેળવણીથી થતી ઉન્નતિ, તથા કેળવણી વગર થતી અવનતિની પ્રતીતિ સહજ જણાઈ આવશે. પાશ્ચાત્ય પ્રજાની સર્વ દિશા તરફની પ્રવૃત્તિ તપાસો, જાપાન દેશની ૫૦ વર્ષની ટૂંક સમયની જાહોજલાલીનો ખ્યાલ કરો, અમેરિકાની આર્થિક સ્થિતિનું બારીકાઈથી અવલોકન કરો, આ સઘળું આપને શું બતાવે છે ? કડવા અને લેઉવા પાટીદારો ભાઈઓ જ છે, એક જ પિતાના પુત્રો છે, છતાં તેમની અને આપણી સ્થિતિમાં આટલો બધો ફેર કેમ ? એટલું જ નહીં, પણ કેટલીક વ્યક્તિઓ તરફ આપ માનની નજરથી જુઓ છો તેમજ તેમણે કહેલી હકીકત પ્રત્યુત્તર વાળવાની ઈચ્છા વગર સ્વીકારો છો તેનું શું કારણ ? આ સઘળી બાબતો વિષે સૂક્ષ્મ દૃષ્ટિએ આપે કોઈ દિવસ વિચાર કર્યો છે ? જો આપે વિચાર કર્યો હોય તો આપને કેળવણીના પ્રતાપની સમજ પડત.

## શારીરિક કેળવણી

શારીરિક કેળવણીનો વિચાર કરતાં મારે કહેવું જોઈએ કે, આપણી ખેતીવાડીનો ધંધો એટલો બધો અંગકસરત આપનારો છે કે, આપણાં શરીર હંમેશ સુદૃઢ રહેવાં જોઈએ. પણ ખરી સ્થિતિ તો તેથી વિલક્ષણ જ જણાય છે. આનું કારણ કાંઈ દૂર શોધવા જવું પડે તેમ નથી. આપણામાં આપણા રુધિરનું શોષણ કરનાર ત્રાસદાયક બાળલગ્નનો રિવાજ છે. તે રિવાજને આપણી આ વિલક્ષણ સ્થિતિ આભારી છે. જો આ રિવાજ આપણામાંથી નષ્ટ થાય અને આપણાં શાસ્ત્રોએ નિર્ણિત કરેલ વયે આપણામાં લગ્ન થાય, તો શારીરિક કેળવણી માટે આપણે વધારે વિચાર કરવો પડે તેમ નથી. મારે એ કહેવાની જરૂર નથી કે જો શરીર તંદુરસ્ત હોય છે તો જ સંસાર સુખમય લાગે છે અને ત્યારે જ મનને કેળવી આપણા ધર્મશાસ્ત્રો પ્રમાણે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ મેળવી શકાય છે.

## માનસિક કેળવણી

જનસમાજ જેને સાધારણ રીતે કેળવણી કહે છે તે માનસિક કેળવણી છે. માનસિક કેળવણીની અસર અલૌકિક છે. તે આપણા મનને આનંદમસ્ત રાખે છે, એટલું નહિ પણ વિચારશક્તિને ખીલવી લાભાલાભનો વિચાર કરતાં શીખવી દુર્ગુણોનો ત્યાગ કરાવતા સદ્‌ગુણો સંપાદન કરાવી, સ્વાર્થી અને પ્રપંચી લોકની કપટજાળમાંથી પોતાની સ્થિતિ નિભાવી રાખવાનું શીખવે છે અને આપણી સ્થિતિને ઉન્નત પણ બનાવે છે. આ જ કેળવણીથી જનસમાજમાં આપણી ઉપયોગિતા કેટલી છે અને તેના પ્રમાણમાં આપણો માનમરતબો સચવાય છે કે કેમ, તથા હકો મળે છે કે કેમ તે જાણી શકાય છે, અને તે હકોને માટે લડત ચલાવી શકાય છે. કેળવણી બાબતમાં હજુ આપણે મંગળાચરણ કરવાનું છે. એટલે હાલને માટે તો પ્રાથમિક કેળવણીની સાથે ખેતીવાડીનું સંપૂર્ણ જ્ઞાન મળે તેવી કેળવણીની આપણને અવશ્ય જરૂર છે. આ ઉપરથી મારું કહેવું એમ નથી કે કોઈએ કોલેજમાં જઈને B.A., M.A. કે L.L.B. થવું નહિ. આવા આવા વિદ્વાનોની તો આપણી જ્ઞાતિને અત્યારના સંજોગે સૌથી વધારે અગત્ય છે. મને જણાવતાં અત્યંત દિલગીરી ઉત્પન્ન થાય છે કે લાખો માણસોની સંખ્યાવાળી આપણી જ્ઞાતિમાં દશ-બાર જ ગ્રેજ્યુએટ છે. જ્યાં સુધી આપણી જ્ઞાતિના પ્રમાણમાં સારા વિદ્વાન ન હોય, ત્યાં સુધી આપણી અવદશાનાં કારણો આપણને કોણ બતાવી શકે ? અને જ્યાં સુધી તે કારણો આપણે જાણી શકીએ નહિ, ત્યાં સુધી આપણે ઉન્નતિનો માર્ગ શી રીતે ગ્રહણ કરી શકીએ ? આખા સમૂહને માટે અત્યારની સ્થિતિએ શું લાભાવહ છે તે જ ઉપર દર્શાવેલ

છે. જેમ જેમ આપણે આને પરિણામે આપણી સ્થિતિ સુધારી શકીશું તેમ તેમ કેળવણીનો પ્રદેશ આપણે આપણી પોતાની મેળે જ વિસ્તારી શકીશું. આપણી જ્ઞાતિમાં બાળકોને નિશાળે મોકલવામાં આવતાં નથી અને તેના કારણમાં માબાપો એમ કહે છે કે, ''ક્યાં તેમને મ્હેતાગીરી કરવાની છે !'' આ શબ્દો જ તેમની અજ્ઞાનતા સૂચવે છે. અમે હાલ જે કેળવણી આપવાનું કહીએ છીએ તે સાધારણ સમજ શક્તિવાળો બાળક ૧૬ વર્ષની વયે પ્રાપ્ત કરી શકે. ૧૧ વર્ષની વય સુધી કોઈ પણ બાળક ખેતીના ધંધાને માટે લાયક હોઈ શકે નહિ અને બીજા પાંચ વર્ષમાં પણ તે જૂજજાજ કામ કરી શકે. આટલું કામ કરવાને માટે બાળકોને નહિ ભણાવવાથી, તેઓને અંતે શું નુકસાન થાય છે તેનો વિચાર કરવાની દીર્ઘદૃષ્ટિ તેઓ વાપરી શકે તેમ નથી. ત્યારે આવી વિદ્યા આપણા બાળકોને ફરજિયાત રીતે અપાવવાની ફરજ આપણી મહેનતનું ફળ મેળવનાર રાજામહારાજાઓ અને બ્રિટીશ સલ્તનત પર છે. જેમ ગાયકવાડ સરકારે કેળવણી ફરજિયાત કરેલ છે, તેમ બ્રિટીશ સલ્તનતે તેમજ બીજા દેશી રાજ્યોએ પણ કરવાની જરૂર છે. જો તેઓ નામવરોને એમ દહેશત હોય કે કણબીઓને ભણાવવાથી તેઓ ખેતી કરતા અટકશે અને તેમની મહેસૂલ એકદમ બંધ પડી જશે તો તે નિરર્થક છે. કારણ ખેતી એ સર્વોતમ ધંધો છે એમ અમે માનીએ છીએ અને અમારાં શાસ્ત્રો પણ પોકારીને કહે છે. અમે તો ફક્ત કેળવણી સંપાદન કરી અમારી મહેનતનું ફળ બીજાઓ અયોગ્ય રીતે ખૂંચવીને લઈ જાય છે તેમાંથી બચવા માંગીએ છીએ. એટલું જ નહીં, પણ કેળવણી સંપાદન કરવાથી અમે અમારો ખેતીવાડીનો ધંધો સુધારી શકીશું. અમે અહીંની ખેતી અને વૈજ્ઞાનિક કળાકૌશલ્યને લઈ ચાલતી અમેરિકાની ઉત્કૃષ્ટ ખેતીની તુલના કરતાં શીખીશું અને ત્યાંના મોટા મોટા વિદ્વાન અને શ્રીમંત જમીનદારો પણ ખેતરમાં મહેનત કરવા જાય છે તેનો દાખલો લઈ શ્રીમંતાઈ અને વિદ્યાનું ગુમાન ધરાવી ખેતીનું કામ મજૂરો પર મૂકવાને બદલે જાતમહેનત કરતાં શરમાવાનું મૂકી દઈશું. આ પરથી હું માનવંતા દેશી રાજ્ય કર્તાઓને તેમજ નામદાર બ્રિટીશ સલ્તનતને કડવા પાટીદાર શુભેચ્છક સમાજ તરફથી નમ્રતાપૂર્વક વિનંતી કરું છું કે પ્રાથમિક કેળવણી ફરજિયાત, જેમ બને તેમ જલ્દીથી, તેઓ નામદાર સાહેબો કરે અને વિશેષતઃ ખેડૂતોને માટે ખેતીવાડીનું જ્ઞાન સાથે સાથે મળે તેવી યોજનાઓ રચે. ફરજિયાત કેળવણીની માંગણી અમે પ્રથમથી જ કરતા આવ્યા છીએ, છતાં હજુ તેના પર કાંઈ પણ ધ્યાન આપવામાં આવતું નથી તે અત્યંત શોચનીય છે. વિદ્યા વિના અમને સંસારસુખનું સ્વપ્ન પણ મળતું નથી. વિદ્યા વિના અમારી શ્રીમંતાઈ પણ નકામી છે, કારણ તે વધારે વાર જાળવી રાખવાની અમારામાં શક્તિ

નથી, અમે જો જાળવી શકીશું તો અમારાં અજ્ઞાન બાળકો તે ગુમાવી બેસશે. વિદ્યાની મહત્તા અને આવશ્યકતાને માટે આ સમાજમાં પહેલાં અસંખ્ય ભાષણો અપાઈ ગયાં છે એટલે તે વિષે વધારે વિવેચન કરવાની હું જરૂર ધારતો નથી.

## આધ્યાત્મિક કેળવણી

આધ્યાત્મિક કેળવણીની જરૂર આપણી જ્ઞાતિને વિશેષ છે. મનુષ્ય હમેશાં ધર્મના અંકુશથી જ સીધે રસ્તે જાય છે. ધર્મથી વિમુખ થયેલ અથવા તો ધર્મના તત્ત્વને નહિ જાણનાર માણસને હાથે ઘણા અત્યાચારો થવા સંભવ છે. જ્યાં પાપપુણ્યનો સવાલ નીકળી જાય ત્યાં કાર્ય-અકાર્યનો વિચાર રહે જ નહિ. આ આધ્યાત્મિક વિદ્યાના ખરા રહસ્યને નહિ જાણવાને લીધે જ આપણામાં શાસ્ત્રનિંદિત બાળલગ્ન, કન્યાવિક્રય, છેડાછૂટકો, મરણ પાછળના જમણવારો વિગેરે રિવાજો ઘૂસવા પામ્યા છે. આ રિવાજોનો જલદીથી અંત આણવાને માટે ધાર્મિક જ્ઞાનનો ઉપદેશ પણ આપવાની જરૂર છે. ધાર્મિક કેળવણીની બીજી અસર મનુષ્યના મન પર થાય છે. તે તેને શાંત સ્વભાવનો બનાવી પરમાર્થના કાર્યમાં જોડે છે અને પાત્ર-અપાત્રનો વિચાર કરી ભાટભવાયાચારણોની ખાલી ખુશામતથી દોરવાઈ પોતાના પૈસાની બરબાદી કરવા કરતાં પોતાની જ્ઞાતિના હિતને માટે પૈસા વાપરવાનું શીખવે છે. આપણી કુળદેવીશ્રી શક્તિ માતાના પવિત્ર સ્થાન ઊંઝાની પાસેના ગામડામાં વસતા આપણા ભાઈઓ કે જેઓ પોતાના સ્વાર્થને લઈને બાળલગ્નના રિવાજની તરફદારી કરે છે તેઓને ધર્મનું રહસ્ય સમજવાને માટે આધ્યાત્મિક કેળવણી લેવાની હું ભલામણ કરું છું.

## સ્ત્રીકેળવણી

જે જ્ઞાતિમાં બાળકોની કેળવણીને માટે હજુ મંગળાચરણ કરવાનું છે તેવી આપણી જ્ઞાતિમાં સ્ત્રીકેળવણીનો સવાલ ઉપસ્થિત થાય છે તે જોઈ આપને નવાઈ લાગશે. પણ ભાઈઓ ! દેશ અથવા જ્ઞાતિના ઉદ્ધારને માટે પુરુષકેળવણી કરતાં સ્ત્રીકેળવણીની કેટલી બધી આવશ્યકતા અને મહત્તા છે ! ફ્રાન્સ દેશમાં પ્રજાસત્તાક રાજ્યનો પાયો નાંખનાર રાજ્યનીતિજ્ઞ નેપોલિયન બોનાપાર્ટ તથા બીજા રાજ્ય-વેત્તાઓ સ્ત્રીકેળવણીની હિમાયત કરતા આવ્યા છે. શિવાજી અને નેપોલિયનમાં  સ્વદેશપ્રેમ ઉત્પન્ન કરનાર તેમની માતાઓ જ હતી. માતાઓની મહત્તાના સંબંધમાં પૃથ્વીના તમામ દેશના લોકોનો એક જ મત છે. નેપોલિયન બોનાપાર્ટ કહેતો કે, ''બાળક સારું કે નઠારું નીવડે તેનું કારણ તેની માતાના સારા કે નરસા

વિચાર છે. મારામાં જે કાંઈ દૃઢતા અને પરાક્રમ હશે તે મારી માતાનાં જ આવેલાં છે'' સ્ત્રી કેળવણીની જ્યાં વધારે પ્રાબલ્ય છે તે દેશો અને જ્ઞાતિની પ્રવૃત્તિ અને સ્થિતિ આશ્ચર્યકારક રીતે આપણું ધ્યાન ખેંચી રહી છે. રાજ્યનીતિજ્ઞ પુરુષો ગમે તેમ કહેતા હોય, પણ સ્ત્રીકેળવણીની આવશ્યકતા તથા તેનાથી દેશ તથા જ્ઞાતિની ઉન્નતિ થાય છે તે અમારા અજ્ઞાન ભાઈઓના ખ્યાલમાં આવી શકે તેમ નથી. તેમની સમજમાં આ હકીકત ન આવે તે સ્વભાવિક છે. આ સમજણ તેઓને આપવી એ સમાજ અને સમાજના દરેક મેમ્બરનું કર્તવ્ય છે. ભાઈઓ ! બાળકો આઠ વર્ષની ઉંમર સુધીમાં જેટલું શીખે છે તેટલું તેમની પાછળની આખી જિંદગીમાં શીખી શકતાં નથી, એટલું જ નહિ, પણ તેમના મગજમાં જે સારાનઠારા સંસ્કારોની છાપ પડે છે તે જિંદગીભર કાયમ રહે છે. જેવી રીતે જમીનનો સ્વભાવ છે કે તેમાં સારાં બીજ વાવવામાં નહિ આવે તો તૃણાદિ હલકા છોડવાઓ આપોઆપ ઊગી આવે છે. તેવી જ રીતે જે બાળકોને બચપણથી સારી ટેવોનો અભ્યાસ નહિ પાડવામાં આવે તો તે આપો આપ નઠારી ટેવો પકડી લે છે. સારી કે નઠારી ગમે તેવી આદત એકવાર પડી તો તેના પંજામાંથી છૂટવું ઘણું જ મુશ્કેલીભરેલું છે. બાળકોની બાલ્યાવસ્થા તેમની માતાઓના સહવાસમાં જ જાય છે. જો માતાઓ સુશિક્ષિત હોય, તો જ બાળકોમાં સારા સંસ્કારો આવે છે અને સંસ્કારો ઉપર જ મનુષ્ય ચારિત્ર્ય બંધાય છે. આ ઉપરથી આપને જણાશે કે, પુરુષકેળવણી કરતાં સ્ત્રીકેળવણીની વધારે આવશ્યકતા છે. એટલે આપણી જ્ઞાતિમાં ભલે બાળકોની કેળવણીનું હજી મંગળાચરણ થાય પણ સ્ત્રીકેળવણીનો સવાલ તેની સાથે ને સાથે જ - પણ વધારે આગ્રહથી આગળ ધરવો જોઈએ. મારે અત્યારે આપને એ પણ યાદ આપવું જોઈએ કે આપણો ગૃહ સંસાર સુખરૂપ નીવડે તે માટે સ્ત્રીઓની વ્યવહારિક અને ધાર્મિક કેળવણી તરફ વધારે લક્ષ આપવું જોઈએ. આપણા પવિત્ર સનાતન ધર્મના ઉચ્ચ સંસ્કારોથી તેમને વિભૂષિત કરવી જોઈએ. સીતા, દ્રૌપદી, અહલ્યા, તારા, લીલાવતી વિગેરે આર્યાવર્તની ઉજ્જવળ કીર્તિવાળી સતીઓના અપરિમિત શુભ લક્ષણોનું અનુકરણ કરતાં શીખવવું જોઈએ. વિવેકમર્યાદા અને સહનશક્તિના સંસ્કારો બાળવયથી જ તેમનામાં પાડવા જોઈએ, કરકસરથી ઘરનો વહીવટ ચલાવવાની તેનામાં શક્તિઓ આવે, સ્વચ્છતા અને સુઘડતાના નિયમોની સાથે બાળકોને લાલન કરી ઉછેરે, પતિના કુટુંબ તરફ સદ્ભાવ રાખી સદ્વર્તનવાળી બની, પતિના ગૃહ સંસારને દીપાવે ત્યારે જ સ્ત્રીકેળવણીની સાર્થકતા ગણાય અને ત્યારે જ તે ખરી રીતે ગૃહિણી કહેવાય. આપણી જ્ઞાતિમાં સ્ત્રીઓની સ્થિતિ ઘણી જ દયાજનક છે. તેઓને

વ્યાવહારિક, ધાર્મિક કે કોઈ પણ જાતની કેળવણી આપવામાં આવતી નથી એ મારે કહેવાની કાંઈ જરૂર પડે તેમ નથી. પણ બાળલગ્નના રિવાજને પરિણામે નાનપણથી જ તેને સાસરે મોકલવામાં આવે છે અને ૧૪-૧૫ વર્ષની વયમાં તે બાલ-બચ્ચાંવાળી થાય છે. આવી અજાણ તથા પોતે જ બાળ અવસ્થાવાળી પોતાના બચ્ચાંમાં કેવી જાતના સંસ્કારો મૂકે ? આ બચ્ચાંઓ મોટા થયે દેશનો તથા જ્ઞાતિનો શો ઉદ્ધાર કરે ! આપણી જ્ઞાતિમાં આધ્યાત્મિક કેળવણીના અભાવને લઈ સ્ત્રીઓનો શો દરજ્જો છે તેનો કોઈને ખ્યાલ નથી. સ્ત્રીઓને ગુલામડી સ્થિતિમાં રાખવામાં આવે છે. મનુમહારાજના "यत्र नार्यस्तु पुज्यन्ते रमन्ते तत्र देवता: જ્યાં સ્ત્રીઓનું સન્માન થાય છે ત્યાં દેવતાઓ રમે છે." એ વાક્ય પર શ્રદ્ધા નથી. અર્ધાંગના—સ્ત્રી, પુરુષનું અરધું અંગ છે એ શબ્દ તેમની શબ્દપોથીમાં જ નથી. એવું એક પણ શાસ્ત્ર અમે જોયું નથી કે જેમાં પુરુષોના હકો કરતાં સ્ત્રીઓના હકો કાંઈ પણ ઓછા લેખવામાં આવ્યો હોય. પાશ્ચાત્ય પ્રદેશમાં જ્યારે સ્ત્રીઓ રાજ્યકારોબારમાં પણ હક ધરાવતી માલુમ પડે છે ત્યારે આપણી જ્ઞાતિમાં તો સ્ત્રીઓને પોતાના ઘરમાં જ કોઈ પણ જાતનો અખત્યાર હોય એમ માનવામાં આવતું નથી. તેમની સ્થિતિ એક દાસીના કરતાં પણ અધમ છે. આ પ્રમાણે થવાથી જ આપણે અત્યારની શોચનીય સ્થિતિમાં આવી પડ્યા છીએ. જો તમે સુખી થવા માગતા હો, જો તમને તમારી ઉન્નતિની દરકાર હોય, તો સ્ત્રીઓને કેળવણી આપી અર્ધાંગના તરીકેના તેના હકો સ્વીકારો.

**ખેતીવાડી**

આપણી ઉન્નતિના આધારરૂપ ખેતીવાડી ઉપર હવે હું આવું છું. આપણા ધર્મશાસ્ત્રો પ્રમાણે આ ધંધો સર્વોત્તમ મનાયેલ છે. આ ધંધાને લઈને જ પ્રાચીન સમયમાં આપણી સ્થિતિ વજનદાર તથા અર્થસંપન્ન હતી પણ અત્યારે દયાજનક સ્થિતિ ભોગવીએ છીએ. આ સ્થિતિને માટે આપણા અજ્ઞાની ભાઈઓ જ દોષવાન છે એમ નથી; તેઓ કાંઈ આળસુ થઈને બેસી રહેતા નથી, મહેનત તો તેઓ પ્રાચીન સમયના કરતાં પણ વધારે કરે છે, પણ હાલનો દેશકાળ પ્રવૃત્તિનો છે. નવા નવા સિદ્ધાંતો હંમેશાં ખડા કરવામાં આવે છે. નવી નવી શોધખોળો હંમેશા થયા જ કરે છે. પરિવર્તન કુદરતનો નિયમ મનાયેલ છે. આને લઈને મનુષ્યોની તથા રાજ્યોની જરૂરિયાતો એકદમ વધી પડી અને આ જરૂરિયાતો પૂરી પાડવાને માટે જમીન અને ખેડૂત ઉપરના કરો વધારવામાં આવ્યા. પહેલાં જ્યારે જમીનની ઊપજનો આઠમો દશમો ભાગ લેવામાં આવતો તે હળવે હળવે વધારતાં ત્રીજો

ચોથો ભાગ અત્યારે લેવામાં આવે છે અને તેથી ઊલટું જમીનની ફળદ્રુપતા—હજારો વર્ષો પૂર્વેથી ચાલી આવતી ઢબ પ્રમાણે ખેતીવાડી આપણે કરતા આવતા હોઈ અને જમીનનો રસકસ શી રીતે સુધારવો તેનું જ્ઞાન નહિ હોઈ ઘટાડી છે. એક તરફથી જમીન પર કર વધ્યા અને બીજી તરફથી જમીનની ફળદ્રુપતા ઘટી. એને પરિણામે આપણે દુર્દશામાં આવવા લાગ્યા અને તેથી બાળકોને કેળવણી આપવાનું બંધ કરી, તેઓ પણ ખેતીના કાર્યમાં જે કાંઈ મદદ આપી શકે તે મદદ ગરીબાઈને લીધે પૈસા ખર્ચી કામ કરાવવાની અશક્તિને પરિણામે લેવા લાગ્યા. જેથી આખી જ્ઞાતિ હળવે હળવે કેળવણી રહિત થવા માંડી અને તેથી જ અશાસ્ત્રયુક્ત રિવાજો આપણામાં દાખલ થઈ ગયા અને આપણી અધોગતિ થઈ. જેવી રીતે રાજા-મહારાજાઓએ જમીનના કરો વધાર્યા તેવી જ રીતે જમીનની ફળદ્રુપતા વધારવાને માટે તેઓએ પ્રયત્ન કરવો જોઈતો હતો. અમેરિકા વગેરે દેશોના ખેડૂતોની પેઠે રસાયણશાસ્ત્ર અને યાંત્રિક બળનો આશ્રય આપી નવી ઢબ અને નવા ઓજારોથી ખેતીવાડીને સુધારવી જોઈતી હતી. આ પ્રમાણે થયું નથી અને તેથી અમેરિકા વિગેરે દેશોના ખેડુ લોકોની લાખોકરોડોની સમૃદ્ધિ પાસે આપણી કંગાલિયતભરી અવસ્થા નજરે પડી આવે છે. ઈંગ્લાંડમાં સોએ ૫૮ માણસ ઉદ્યોગહુન્નરમાં જોડાયેલ છે, ત્યારે ફક્ત ૮ માણસ ખેતીવાડીનું કામ કરે છે. પણ હિંદુસ્તાનમાં સોએ ૭૧ માણસ ખેતીવાડી કરે છે અને ફક્ત ૧૨ માણસ ઉદ્યોગહુન્નરમાં, ૫ વેપાર, ૨ ખાનગી નોકરી, ૧½ ધંધાર્થી તરીકે અને ૧½ સરકારી નોકરી અથવા લશ્કરમાં કામ કરે છે. ૩૧ કરોડ માણસની વસ્તીમાં ૨૨ કરોડ માણસ ફક્ત ખેતીવાડી પર ગુજરાન ચલાવે છે. આવી રીતે જ્યારે હિંદુસ્તાનનો આધાર ખેતીવાડી પર જ છે, ત્યારે ખેતીવાડીની કેળવણી આપવા તથા ખેડૂતોની સ્થિતિ સુધારવાને માટે શું ઉપાયો લેવામાં આવે છે ? હાલમાં અપાતી કેળવણીથી તો દરેક વર્ષે ધારાશાસ્ત્રીઓ તથા સરકારી નોકરી માટે સંખ્યાબંધ ઉમેદવારો બહાર આવે છે અને આવી રીતે તેઓની સંખ્યા વધતી જ જવાથી તેઓની કિંમત પણ ઘટી ગઈ છે. ઔદ્યોગિક કેળવણી તરફ કાંઈ પણ ધ્યાન આપવામાં આવતું નથી. તેમાં, ખેતીવાડીને માટે તો કાંઈ પણ કરવામાં આવ્યું જ નથી. હિંદુસ્તાનમાં ખેતીવાડીની ફક્ત બે જ કોલેજો છે જ્યારે સોએ ૧½ ટકા ધંધાર્થી અને ૧½ ટકા સરકારી નોકરીના ઉમેદવારો મેળવવા માટે પ્રાથમિક અને ઉચ્ચ કેળવણીની પાછળ લાખો અને કરોડો રૂપિયા ખર્ચવામાં આવે છે. યુરોપીય મહાન વિગ્રહને પરિણામે ઔદ્યોગિક કેળવણી તરફ હવે ધ્યાન અપાયું છે અને અમે આશા રાખીએ છીએ કે ખેડૂતો અને ખેતીવાડીની સ્થિતિ સુધારવાને

માટે ફરજિયાત પ્રાથમિક કેળવણીની સાથે ગામેગામ ખેતીવાડીનું પણ જ્ઞાન અપાવવાની ગોઠવણ કરવામાં આવશે.

### ખેડૂતોની જરૂરિયાતો

આ ઉપરાંત ખેડૂતોની શી શી જરૂરિયાતો છે તેનું વર્ણન નામદાર વાઈસરોય અને સેક્રેટરી ઓફ સ્ટેટ તરફથી રાજ્ય કારોબારને લગતા સુધારાનો જે રિપોર્ટ બહાર પડેલ છે તેમાં સરસ રીતે કરવામાં આવેલ છે. તેનાં કેટલાંક જરૂરી વાક્યો નીચે પ્રમાણે છે :-

"તેઓને માટે સરળ સોંઘું અને ચોક્કસ કોર્ટોનું બંધારણ થવું જોઈએ. દુષ્કાળના ભયમાંથી તેમને મુક્ત કરવાને માટે લાખો અને કરોડોના ખર્ચે નહેરોના બાંધકામ અને કૂવાની સગવડતા કરી આપવી જોઈએ. સરકારી નોકરોની હંમેશની હેરાનગતિમાંથી તેમને મુક્ત કરવા જોઈએ. બી, ખાતર અને ઓજારોમાં સુધારો થવો જોઈએ. તેને પૈસા ધીરવાને માટે સહકારી મંડળ સ્થાપવાં જોઈએ વિગેરે. ઉપરની ખેડૂતોની જરૂરિયાતો પર બ્રિટીશ સલ્તનતનું ધ્યાન ગયું છે અને રાજા મહારાજાઓ પણ આ હકીકત લક્ષમાં લેશે એમ અમે વિનંતી કરીએ છીએ."

### અન્ય જ્ઞાતિનો વિદ્વાનવર્ગ

રાજામહારાજાઓ અને બ્રિટીશ સલ્તનતને ઉપર પ્રમાણે અરજ કરવા ઉપરાંત અન્ય જ્ઞાતિના વિદ્વાનવર્ગને પણ અમારે વિનંતી કરવાની છે કે તેઓ પણ અમને અમારી જ્ઞાતિની ઉન્નતિના કાર્યમાં મદદ કરે. તેઓમાંના ઘણાખરા દેશભક્તો તરીકે બહાર આવ્યા છે, પણ તેઓના પર એવો દોષારોપણ મૂકવામાં આવે છે કે, તેઓએ જે કાંઈ કર્યું છે તે તેઓની અને તેઓનાની સ્થિતિ ઉન્નત કરવાને માટે કરેલ છે. ખેડૂત અને મજૂરવર્ગને માટે જોઈએ તેવું ધ્યાન આપેલ નથી. સમસ્ત પ્રજાના આગેવાન બનીને તેઓએ આ દોષારોપણમાંથી મુક્ત થવું જોઈએ. અત્યારનો દેશકાળ તેઓને માટે એક અમૂલ્ય અવસર છે અને આ અવસરનો તેઓ લાભ લેશે એમ આશા રાખવામાં આવે છે.

### મહામંડળ



આપણી જ્ઞાતિમાં કેળવણીનો પ્રચાર વધારવાને માટે તથા ખેતીવાડી સુધારવાને માટે પ્રાતઃસ્મરણીય સ્વર્ગસ્થ નામદાર દરબારશ્રી સૂરજમલજીસાહેબ બહાદુરના શુભ પ્રયાસથી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળની સ્થાપના થઈ છે. આ સંસ્થા ઉપસ્થિત થયાને નવ વર્ષ લગભગ થવા આવ્યાં છે તે દરમિયાન

તે સંસ્થા તરફથી અમદાવાદમાં એક બોર્ડિંગ હાઉસની યોજના થયેલ છે. આ બોર્ડિંગની વ્યવસ્થા કેવી રીતે ચાલે છે તે આપને વિદિત છે. એટલે તે વિષે મારે કાંઈ કહેવાની જરૂર નથી. આ સમાજની શેરથાની ગઈ બેઠક વખતે તથા યુવકમંડળ તરફથી આ સંસ્થા તરફ બોર્ડિંગને માટે તેમજ બીજી કેટલીક સૂચનાઓ સહિત વિનંતી કરવાના ઠરાવો મોકલવામાં આવ્યા હતા, તે તરફ કાંઈપણ ધ્યાન આપવામાં આવ્યું છે કે કેમ તેની અમને ખબર નથી. કોલેજમાં અભ્યાસ કરવા ઈચ્છતા આપણી જ્ઞાતિના બાળકોને બોર્ડિંગમાં દાખલ કરવામાં આવતા નથી, તેમજ આર્ટ્સ કોલેજ કે ખેતીવાડીની કોલેજમાં વિદ્યા સંપાદન કરવાની ઈચ્છા રાખતા કોઈ યુવાનને સ્કોલરશીપ આપવામાં આવતી હોય એમ જણાતું નથી. બોર્ડિંગ ફક્ત હાઈસ્કૂલની છેવટની પરીક્ષા પાસ કરે ત્યાં સુધીના વિદ્યાર્થીને માટે રાખવાની આ સંસ્થાની ગોઠવણ હોય, અને આટલું જ કરીને આપણી જ્ઞાતિનો ઉદ્ધાર કરવાની આ સંસ્થાની ઈચ્છા હોય તો આપણી જ્ઞાતિની ઉન્નતિ ટૂંકા સમયમાં થશે ? જો આ પદ્ધતિએ કામ કરવામાં આવશે તો આપણી જ્ઞાતિની ઉન્નતિને માટે સેંકડો અને હજારો વર્ષ સુધી રાહ જોશું તોપણ તેમાં આપણે નિરાશ થવું પડશે. આ સંસ્થાની પાસે એક લાખ રૂપિયા જેટલી મોટી રકમ એકત્ર થયેલ છે અને તેના કાર્યવાહકો જો પ્રયત્ન કરે તો હજુ પણ બીજી મોટી રકમ આવવાનો સંભવ છે. જો તેઓને ભીતિ હોય કે બીજી રકમ થવાનો સંભવ નથી, તો તે ભીતિ અસ્થાને છે. આપણી જ્ઞાતિની દાન કરવાની શક્તિ હજુ નાશ પામી નથી. તેમજ પરોપકારાર્થે પોતાના પૈસાનો વ્યય કરનારા અન્ય જ્ઞાતિમાં અસંખ્ય ગૃહસ્થો હિંદુસ્તાનમાં હયાત છે. પણ દલીલની ખાતર એમ સ્વીકારીએ કે બીજી રકમ આવવાની જ નથી. તો હાઈસ્કૂલ સુધીના જ બાળકોને ભણાવવાની સગવડતા કરતી એક બોર્ડિંગ સ્થાપીને જ જ્ઞાતિની ઉન્નતિ કરવાની જે શૈલી આ સંસ્થાએ અખત્યાર કરેલ છે તે શૈલી તદ્દન ભૂલભરેલ છે એમ અમારું માનવું છે. આ સંસ્થાની સ્થાપના થઈ તે વખતના ઉત્સાહ તથા તે વખતના ભાષણો પરથી લોકોએ આ મંડળ તરફથી ઘણી આશાઓ રાખી હતી, પણ તે આશાઓ ફળીભૂત થતી નહિ જોવાને લીધે તેઓ નિરાશ થયેલ છે અને તેથી અમારી તે સંસ્થાના કાર્યવાહકોને નમ્રતાપૂર્વક અરજ છે કે કેળવણીનો જેમ બને તેમ વધારે પ્રચાર કરવાને માટે તેમજ ખેતીવાડીની સુધારણાના જે ઉત્તમ આશયો મંડળે સ્વીકારેલા છે તે આશયોને માટે ફંડનો વ્યય કરવાને માટે કાર્યવાહકો હવે વેળાસર સતેજ થશે. અમારા નમ્ર અભિપ્રાય પ્રમાણે તો જેમ બને તેમ વધારે પ્રમાણમાં અને એકદમ આર્ટ્સ તથા ખેતીવાડીની કોલેજના ગ્રેજ્યુએટો બહાર પાડવાની અને

જ્ઞાતિના ગરીબ ભાઈઓને પૈસા ધીરી મદદ આપવાનું ન બની શકે તો, સુધરેલી ઢબના ઓજારોથી નવીન પદ્ધતિએ ખેતીવાડીનું સપ્રમાણ જ્ઞાન જેમ બને તેમ વધારે સ્થળે આપણા ભાઈઓને આપવાની જરૂર છે. સંસ્થાની મદદથી ફતેહમંદ થયેલ ગ્રેજ્યુએટો જ્ઞાતિહિતના કાર્યમાં અડગ નિશ્ચયવાળા થશે અને ખેતીવાડીના સપ્રમાણ જ્ઞાનથી ખેતીવાડીને માટે લોક ઉત્સાહ વધશે. બંને રીતે લોકમત કેળવાશે અને આટલું થતાં મંડળની અત્યારની સઘળી પૂજી ખલાસ થશે તો તે પણ આવકારદાયક લેખાશે, કારણ લોકમત કેળવાશે તો આપણી જ્ઞાતિની ઉન્નતિનો માર્ગ સરળ અને નિષ્કંટક થશે, અને મંડળના કાર્યવાહકોની ભીતિ કે મંડળને બીજી રકમ મળશે નહિ તે પણ નિર્મૂલ થશે. આ અમારા વિવેચનથી અમે મહામંડળનું અપમાન કરતા નથી, તેમ તેના કાર્યવાહકોનું મન દુઃખવવા માગતા નથી. મહામંડળ અને સમાજ બંને જ્ઞાતિની ઉન્નતિને માટે છે અને તેથી તેઓ બંને અન્યોઅન્ય એકબીજાને સલાહ આપવા બંધાયેલ છે. મહામંડળથી નવ વર્ષના પોતાના અસ્તિત્વમાં કાંઈપણ જ્ઞાતિની ઉન્નતિના કાર્યમાં બની શક્યું નથી તેની તેના કાર્યવાહકો ના પાડી શકે તેમ નથી. તેઓનામાં શા માટે આ શિથિલતા આવી છે તે તેમના તરફથી કાંઈ પણ રિપોર્ટ બહાર નહિ પડતા હોઈ અમે જાણી શકતા નથી, તેઓ વિદ્વાન છે, શ્રીમંત છે અને લાગવગ ધરાવનાર છે. જો તેઓ ધારે તો જ્ઞાતિની ઉન્નતિનો માર્ગ ઘણો સરળ બનાવી શકે તેમ છે એમ અમારી માન્યતા છે, અને તે માન્યતાને લઈને જ તેઓની આ શિથિલતા દૂર કરી જ્ઞાતિહિતનું કાર્ય તેઓ મન ઉપર લે તેટલા માટે ઉપરનું વિવેચન કરવાની અમારે દિલગીરી ભરેલી ફરજ બજાવવી પડે છે અને તે ક્ષંતવ્ય થશે એમ યાચના કરવામાં આવે છે.

### બાળલગ્ન

આર્યધર્મના જુદાં જુદાં પુસ્તકો પરથી આપણે જાણી શકીએ છીએ કે શરૂમાં તો સર્વ મનુષ્યો એક જ પુરાણપુરુષથી ઉત્પન્ન થયેલ ઋષિમુનિઓના કુળના પવિત્ર બ્રાહ્મણો જ હતા. તે પછી જેમ જેમ જરૂર પડતી ગઈ તેમ તેમ જુદા જુદા કર્મોમાં ઉદ્યુક્ત થવાથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એવા તેના ચાર વર્ણો સ્થપાયા અને વખતના વહનની સાથે આ મુખ્ય વિભાગોમાંથી પણ વ્યવહારિક ધંધા પ્રમાણે જુદા જુદા પેટા વિભાગ પડી ગયા. તે એટલે સુધી કે હાલ દેખાતી અમુક જ્ઞાતિ પ્રથમના ચાર વર્ણમાંના કયા મુખ્ય વર્ણનો પેટા વિભાગ હશે તે જાણવું પણ મુશ્કેલ થઈ પડ્યું. આપણા પૂર્વજો, રાજ્યકર્તાઓ તેમજ શસ્ત્ર

ધારણ કરનારા હોઈ આપણે ક્ષત્રિય વર્ણના છીએ એમ આપણામાંના ઘણાખરાનું માનવું છે. તે માન્યતા દૂર રાખીએ તોપણ શ્રીકૃષ્ણ પરમાત્માના "कृषि गोरक्ष वाणिज्यं वैश्यस्य हि स्वभावजम." એ નિયમ પ્રમાણે આપણે વૈશ્ય છીએ. આપણા શાસ્ત્રો પ્રમાણે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય ત્રણે દ્વિજ ગણાય છે અને તેમનાં લગ્ન તથા ઉપનયનાદિ સંસ્કારોને માટે સ્મૃતિમાં નિર્ણય કરેલ છે. આપણા કમનસીબે આપણે આ સંસ્કારોથી રહિત થયા છીએ અને સ્મૃતિમાં ફરમાવેલ લગ્નપદ્ધતિને બદલે અત્યારની હાંસીપાત્ર વિચિત્ર લગ્નપદ્ધતિ આપણી નજરે પડે છે. આ અશાસ્ત્રયુક્ત, આપણા માન મહત્તાને ઘટાડનાર અને અન્ય જ્ઞાતિની દૃષ્ટિએ આપણને હલકા પાડનાર રિવાજ ક્યારે અને કેવી રીતે ઉત્પન્ન થયો તે વિષે તે રિવાજની તરફદારી કરનારા કોઈ પણ સ્મૃતિ કે ઇતિહાસનો આધાર આપી શકતા નથી. એટલું જ નહીં, પણ પાશ્ચાત્ય દેશ અને ચીન વિગેરેથી આવેલ મુસાફરો કે જેમણે હિંદુસ્તાનના દરેક સ્થળે ફરી લોકોના રીત-રિવાજ સંબંધી જે બારીકાઈથી પુસ્તકો લખેલ છે તેમાં પણ આવા હાંસીપાત્ર અને કઢંગા રિવાજને માટે કાંઈપણ ઉલ્લેખ કરવામાં આવેલ નથી. એટલે આ રિવાજ જૂના સમયનો નથી પણ વધારેમાં વધારે ત્રણસો કે ચારસો વર્ષ પૂર્વેનો છે કે જ્યારે ધર્માંધ મુસલમાન બાદશાહોના અતિત્રાસદાયક અને અનિશ્ચિત રાજ્ય અમલના જમાનામાં દેશની તમામ પ્રજા અને મુખ્યત્વે કરીને ગામડામાં વસતા કણબીઓને પોતાના જાનમાલ સંભાળવાની અહર્નિશ ચિંતા રહેતી હતી. જ્યારે તાર-ટપાલ કે રેલવે જેવાં સાધનો નહિ હોવાથી દેશના એક ભાગમાં બનતી ગમે તેવી અગત્યની બાબતોથી તે જ દેશના બીજા ભાગોનો પ્રજાવર્ગ તદ્દન અજ્ઞાન રહેતો, તેવા અંધાધુંધીના વખતમાં આપણા ભોળા ભાઈઓની સરળ બુદ્ધિને ભમાવનાર સ્વાર્થલંપટ પણ અક્કલવાન દીર્ઘદર્શી બ્રાહ્મણોએ આવી વિચિત્ર લગ્નપદ્ધતિ કલ્પી કહાડી અને આપણી ઉત્પત્તિને માટે પણ તરકટી ગપગોળા ચલાવી દેવ-દેવીઓને નામે શ્રદ્ધાપૂર્વક તે સાચી મનાવી. તે સમયમાં જ્યારે શાસ્ત્રોનું તેમજ વ્યવહારનું જ્ઞાન પણ ક્રમેક્રમે ક્ષીણ થતું હતું અને તર્કવિતર્ક કરવાની શક્તિ પણ કલુષિત થઈ હતી ત્યારે આવી વિચિત્ર પદ્ધતિ વિષે બારીકાઈથી શોધ કરી તેનું રહસ્ય તપાસવાનો વિચાર કોઈને ભાગ્યે જ ઉદ્ભવે તેમ હતું. કાળના વહન સાથે આવી અકુદરતી વાતો હજારો મોઢે રૂપાંતર થતાં હાલ સુધી લગનિયા તથા વહીવંચાઓએ 
મગજમાં રાખી પોતાના ધંધાનું તથા સ્વાર્થને માટે પોતાની વાર્તાનું ગૌરવ વધારવા દેવદેવીઓને આપણી ઉત્પત્તિ અને લગ્નપદ્ધતિમાં મધ્યસ્થ રાખી આપણી કોમ પર હંમેશનો કાબૂ બેસાડી અત્યાર સુધી આપણને તદ્દન અંધારામાં રાખ્યા. પણ

હાલમાં આપણા ભાગ્યોદયે આ વાતનું સંશોધન થતાં ખરુ પોકળ બહાર આવ્યું અને ઊંઝાદેવીના મંદિરનાં કમાડ લગ્નને વરસે આપોઆપ ઊઘડી જાય છે તે દૈવી ચમત્કારને બદલે ઊંઝા, ચાણસમા વિગેરે આસપાસના છ-સાત મુખી પાટલાવાળા પટેલિયાઓની ઇચ્છાનુસાર લગ્નની તિથિઓની ચિઠ્ઠીઓ નાંખી એક કુમારિકા પાસે ઉપડાવી લાખો માણસોની સંખ્યાવાળી કણબી કોમના બાળકો તથા કન્યાઓનાં એક જ દિવસે લગ્ન થવાની અશાસ્ત્રીય, અધર્મયુક્ત પદ્ધતિ માલુમ પડી. આ પદ્ધતિ પ્રમાણે આપણી કોમમાં દશ દશ વર્ષે લગ્ન થવા લાગ્યાં, પરંતુ દશ વર્ષ એ પણ લાંબી મુદત હોવાથી લગ્નના લ્હાવ લેવાની ઇંતેજારીમાં તથા હવે પછીનાં દશ વર્ષ સુધીમાં પોતાનો દેહ કાયમ રહેશે કે કેમ એવા તર્કવિતર્કથી આ રૂઢિએ એવું ગંભીર રૂપ ધારણ કર્યું કે છેવટે મહિના બે મહિનાનાં બાળકોને પણ પરણાવી દેવા માંડ્યાં. આ ભયંકર રીતિનું શું હાનિકારક પરિણામ આવ્યું તે આપણે આગળ ઉપર તપાસીશું, પણ અત્યારે લગ્નની ઉંમર વિષે આપણાં શાસ્ત્રો શું કહે છે તે આપણે નિહાળીએ :

**બાળલગ્નને માટે શાસ્ત્રનિર્ણય**

અન્ય કોમના બાળલગ્નના હિમાયતીઓ दशमे कन्यका प्राप्ता. એ સ્મૃતિનાં શ્લોક પર આધાર રાખી બાળલગ્ન શાસ્ત્રસંમત છે એમ જણાવે છે, પણ આ સંબંધી મનુમહારાજ શું કહે છે તે જાણવાની વધારે જરૂર છે, કારણ જ્યારે અન્ય સ્મૃતિઓને મનુસ્મૃતિ સાથે અમુક બાબત પર મતભેદ પડે ત્યારે મનુસ્મૃતિ જ પ્રમાણગ્રંથ છે.

वेदार्थोपनिबन्धृत्वात् प्राध्यानं हि मनोःस्मृतिः

મનુમહારાજ લગ્નની બાબતમાં નીચે પ્રમાણે ફરમાન કરે છે.

त्रीणि वर्षाण्युदीक्षेत कुमार्युतुमती सती।
ऊर्ध्वं तु कालादेतस्माद्विन्देत सदृशं पतिम्॥

"ઋતુ પ્રાપ્ત થયા પછી કુમારીએ ત્રણ વર્ષ સુધી રાહ જોવી અને ત્રણ વર્ષ થયા પછી પોતાને લાયક પતિની સાથે લગ્ન કરવું." કન્યાને ઋતુ ૧૩ વર્ષની વયે પ્રાપ્ત થાય તો પછી ત્રણ વર્ષ સુધી રાહ જોઈ ૧૬ વર્ષે કન્યાનાં લગ્ન કરવાં જોઈએ. ઉપર પ્રમાણે શાસ્ત્રનું ફરમાન છતાં મહિના - બેમહિનાનાં નાનાં બાળકોને પરણાવી દેવાની આ ઘાતકી રૂઢિની હિમાયત કરનારા, બાળલગ્નના નુકસાનકારક અને સંસારને વિષમ બનાવનાર પરિણામને ભોગવે

છે છતાં પોતાના સ્વાર્થ અને મમતની ખાતર બાળલગ્નની તરફેણમાં નીચેનાં ત્રણ કારણો આપે છે.

## બાળલગ્નના હિમાયતીઓનો આધાર

"પહેલાં તો તેઓ એવું કહે છે કે, મોટી ઉંમરે પુંખણું થવાથી બાળલગ્નનો બાધ આવતો નથી." મોટી ઉંમરે પુંખણું થાય છે એ જ હકીકત પહેલાં તો અસત્ય છે. આપણી જ્ઞાતિમાં પુંખણાની ઉંમરને માટે કાંઈ પણ નિર્ણય કરવામાં આવેલ નથી અને લગભગ દરેક કેસમાં લગ્નની સાથે જ પુંખણાની ક્રિયા ઉકેલી લેવામાં આવે છે, તોપણ મોટી ઉંમરે થતું પુંખણું બાળલગ્નનો બાધ મટાડવાને બદલે બાળકને પરણાવી દેવાં એ અયોગ્ય અને બિનજરૂરિયાતનું છે એમ બતાવે છે. કેમકે લગ્નની આ પ્રથા જો યોગ્ય અને પરિપૂર્ણ હોત તો પુંખણાનો આ રિવાજ હોવો સંભવતો નથી.

"બાળલગ્નની તરફેણમાં બીજું કારણ એ આપવામાં આવે છે કે, કોઈના દીકરાદીકરી કુંવારાં ન રહે." લગ્નની ચાલતી રૂઢિમાં ફેરફાર કરવામાં આવે તો કયા કારણથી કોઈના દીકરાદીકરી કુંવારાં રહી જાય તે અમારાથી સમજી શકાતું નથી. શું તેઓ એમ માને છે કે દીકરા કરતાં દીકરીઓ ઓછી જન્મે છે ? જો તેમ હોય તોપણ આ રિવાજ ચાલુ રહેતાં પણ તે દુઃખ કાયમ રહેશે એટલે આ દલીલ પણ તેમની ક્ષુલ્લક છે. તેઓની ત્રીજી દલીલ એવી છે કે "ખર્ચમાં કિફાયત થાય છે" આ દલીલ તો તદ્દન વિચાર વગરની છે. કારણ પરણેતરના ખર્ચ પછી પુંખણાનું ખર્ચ કરવું પડે છે. તે સાથે કન્યાને વોળાવતી વખતે પોતાના ઘરને આંગણે વિવાહ દેખાય તે સારુ કેટલેક ઠેકાણે જમાઈ રમવા તેડાવવાનો ખર્ચ કરી રિવાજના પ્રતાપે પડેલી ખામી કેટલેક દરજ્જે પૂરી પાડવામાં આવે છે. એટલું જ નહિ પણ નાની ઉંમરના બાળકોમાં મરણનું પ્રમાણ વધુ હોય છે તેથી કેટલાંક જોડાંઓ ખંડિત થાય છે, તો ફરીથી વળાવવાનું પણ ખર્ચ કરવું પડે છે. આ સિવાય બાળલગ્નના ધિક્કારવા યોગ્ય રિવાજથી અસંખ્ય કજોડાંઓ થાય છે તેથી છૂટકો લેતાં અને બીજે વોળાવતાં પણ કેટલેક ઠેકાણે કન્યાના બાપને નવો ખર્ચ કરવો પડે છે, એટલે તેમની ખર્ચની દલીલ પણ તદ્દન ભૂલભરેલી છે.



## અશાસ્ત્રયુક્ત રિવાજોની ઉત્પત્તિ, સમાજની ઉત્પત્તિ અને છૂટાંલગ્ન

આ બાળલગ્નના રિવાજમાંથી શું શું અંકુરો ફૂટ્યા તે તરફ આપણે હવે ધ્યાન આપીએ.

આપણા રિવાજને પરિણામે લગ્ન વખતે દીકરા દીકરીઓનો સંબંધ કરવાની એટલી બધી દોડાદોડ થવા માંડી કે દંપતીના કલ્યાણ માટે વિચાર કરવાનો અવકાશ રહ્યો નહિ, કારણ કન્યા જો કુંવારી રહે તો વશ કન્યા ગણાય અને દીકરો કુંવારો રહે તો મા-બાપની આબરૂ જાય ! આને લઈ આંખો મીંચી વર, ઘર કે કન્યા બાબત બિલકુલ તપાસ કર્યા સિવાય સગપણના રૂપિયા આપી આબરૂસર વિવાહ ઉકેલી લેવામાં આવ્યા કે તરત જ વેવાઈ વેવાઈ વચ્ચે વાંધા પડવાની શરૂઆત થઈ. અથવા તો કેટલાંક વરઘોડિયામાં શારીરિક ખોડો આવી પડી, તેમજ બાળલગ્નને લીધે વરવધુની ઉંમરમાં જે સાધારણ રીતે ફેર રાખવો જોઈએ તે રહ્યો નહિ તેથી અસંખ્ય કજોડાં થયાં અને પરિણામે વરવધુ વચ્ચે અણબનાવ ઉત્પન્ન થયો અને ઘરમાં હંમેશાં નાનીમોટી તકરારો થવા માંડી. તેમ થવાથી દીકરાના બાપાઓએ એક ઉપર બીજી સ્ત્રી પરણાવવાનો રિવાજ શરૂ કર્યો અને કન્યાના ત્રાસનો કાંઈ પાર રહ્યો નહિ. આ મુશ્કેલીનો અંત આણવાને માટે અનુક્રમે બે પદ્ધતિઓનો સ્વીકાર કરવામાં આવ્યો. પ્રથમ તો, પરણેલ કન્યાનો ત્રાસ સહન નહિ થઈ શકવાથી માબાપોએ મોટી રકમ ખર્ચી તેમના છેડાછૂટકા લીધા અને પછી સારુ ઠેકાણું જોઈ તેમને વળાવવા માંડી. આપણામાં જે કુળવાન હતા તેઓએ આમાંથી પણ પોતાનો લાભ શોધ્યો. એક કન્યાનો કાંઈ પણ કારણ સિવાય ત્યાગ કરી બીજી કરી અને બીજીનો પણ તે જ પ્રમાણે ત્યાગ કરી અને પહેલીનો છૂટકો આપતાં તથા બીજીને લાવતાં બંને રીતે પૈસા મેળવવાની યુક્તિ રચી. કુળવાનપણા પર આપણી જ્ઞાતિ એટલી બધી અંધ હતી કે કુળવાનોના આ અત્યાચારો જોવા છતાં પણ તેઓને એક પછી એક કન્યાઓ આપવા લાગ્યા. આ અંધપણું હવે નષ્ટ થતું જાય છે એ જોઈ મને અત્યંત હર્ષ થાય છે. બીજી પદ્ધતિમાં છૂટકો લીધેલ કન્યાઓને સારા વર ઘર જોઈને વળાવવાથી તેઓને સુખી થયેલ જોઈ કન્યાના માબાપોએ લગ્નની પ્રથામાં એક નવીન જાતનો સુધારો કર્યો અને બાંહ્યવરનો રિવાજ ત્યારથી દાખલ થયો. બાંહ્યવરનો રિવાજ આપણી જ્ઞાતિનો પેટંટ છે, એટલે તેને માટે મારે વિવેચન કરવાની જરૂર નથી. આ બાંહ્યવરના રિવાજથી પણ આપણી સ્થિતિ સુધરી નહિ, કારણ ભાડાના વરના બાપે ફારગતી પર સહી કરવાની આનાકાની કરી પૈસા અને બીજી જાતની મુશ્કેલીઓ ઊભી કરી. મુશ્કેલીઓમાંથી મુક્ત થવાની આપણી જ્ઞાતિની સૂક્ષ્મ બુદ્ધિએ બાંહ્યવરના રિવાજને બદલે જડચૈતન્યનો વિવાહ કર્યો અને ફૂલના દડાની સાથે કન્યાઓને પરણાવવાની પ્રથા શરૂ થઈ. જો ફૂલના દડાની પ્રથા અને તે પછી યોગ્ય ઉંમરે આવતાં કન્યાઓને વોળાવવાની ક્રિયામાંથી ધાર્મિક તત્ત્વને લઈએ

તો છૂટાં લગ્ન અને આમાં કાંઈ ફેરફાર રહેતો નથી. ફૂલના દડા સાથે પરણાવવાની પ્રથાથી દીકરીઓના માબાપોનાં મન જરા શાંત થયાં, પણ શાંતિમાં જીવન ગાળવું એ આપણી જ્ઞાતિને માટે નસીબમાં નોંધાયેલ નહિ હોઈ ફૂલના દડા સાથે પરણાવવાના રિવાજના વધુ પ્રચારથી કન્યા વિક્રયનો જન્મ થયો, ફૂલના દડા સાથે પરણાવવાને લીધે કન્યાઓની અછત માલુમ પડી અને દીકરાઓને નહિ પરણાવતાં આબરૂનો સવાલ તો ઊભો રહ્યો, તેથી દીકરાઓના માબાપોએ કન્યાઓના માબાપને રૂપિયા આપીને પણ પોતાની આબરૂ સાચવી. આવી રીતે ઉત્પન્ન થયેલ કન્યા વિક્રયનો ચેપ સર્વત્ર ફેલાઈ ગયો. એને લઈને વૃદ્ધ લગ્ન અને બહુલગ્નને ઉત્તેજન મળ્યું. ફૂલના દડાના વધુ પ્રચારથી લગ્ન પ્રથા છિન્નભિન્ન થવાની અણી પર હતી અને લગ્નપ્રથાની પૂર્ણાહુતિમાં આગેવાનોના અમલની પણ પૂર્ણાહુતી થવાની હતી તેથી અક્કલહીન આગેવાનોએ પોતાની સત્તા જાળવી રાખવાને માટે ગામોના ગોળ પણ બંધાવ્યા. આપણી જ્ઞાતિમાં જ્ઞાતિનું કોઈ જાતનું બંધારણ નહિ હોવાથી આ ગોળની વ્યવસ્થામાં પણ અવ્યવસ્થા ચાલી અને કોઈના દીકરા કુંવારા રહે નહીં અને કન્યા વિક્રય થાય નહિ એવા જે ગોળના ઉદ્દેશ બર આવ્યા નહિ અને વિપરીત પરિણામો દૃષ્ટિગોચર થયાં. કન્યા વિક્રય બંધ થવાને બદલે વધારે જોરમાં ચાલ્યો. આવી સ્થિતિને વખતે આપણી આ સમાજની ઉત્પત્તિ થઈ અને આ સઘળા અશાસ્ત્રયુક્ત રિવાજોના કારણભૂત બાળલગ્નના સવાલને આપણે મક્કમ રીતે અને બુદ્ધિપૂર્વક હાથ ધર્યો. આપણા સતત પ્રયાસ અને શુભ ઉપદેશનું પરિણામ સત્વર અને આશાજનક આવ્યું. બાળલગ્નથી થતા ગેરફાયદા આપણી જ્ઞાતિ સમજવા લાગી અને જ્ઞાતિમત આ પ્રમાણે કેળવાયાથી છૂટાં લગ્ન કરવાનો માર્ગ ઉઘાડો થયો. દશ દશ વર્ષે એક જ તારીખે લગ્ન કરવાં એવો હવે કોઈ પ્રતિબંધ રહ્યા નથી. સ્વર્ગસ્થ નામદાર દરબારશ્રી સૂરજમલજીસાહેબ બહાદુરે પણ આ સંબંધી જાહેર કરી આપેલ છે કે "લગ્ન છૂટાં થઈ ગયેલ છે. જૂના વિચારવાળાની હઠીલાઈથી આ પરિણામ આવ્યું છે અને જેને યોગ્ય લાગે તે પ્રમાણે કરવાની દરેકને છૂટ છે." હવે આપણી જ્ઞાતિમાં દર વર્ષે છૂટાં લગ્ન થયે જાય છે. જેમાં જ્ઞાતિનો દરેક વર્ગ હાજરી આપી પોતાની સહાનુભૂતિ દર્શાવે છે. કોઈને જ્ઞાતિ બહાર મૂકવાની હિલચાલ કરવામાં આવતી નથી. મને જણાવતાં અત્યંત હર્ષ થાય છે કે જે છૂટાં લગ્નો અત્યાર સુધી કરવામાં આવ્યાં છે તે ઘણે ભાગે ગામડાવાળા તરફથી જ થયેલ છે. શહેરમાં પણ તેઓનું જલદીથી અનુકરણ કરવામાં આવે એમ આશા રાખવામાં આવે છે.

## બાળલગ્ન પ્રતિબંધક નિબંધ

અત્યારે મારે ગાયકવાડ સરકારના ''બાળલગ્ન પ્રતિબંધક નિબંધ'' માટે બોલવાની આવશ્યક્તા છે. તે નિબંધની ૮મી કલમની પેટાકલમ 'क' કાઢી નાંખી આપણી જ્ઞાતિને તે નિબંધ સંપૂર્ણપણે લાગુ કરવાને માટે વર્ષોવર્ષ આપણે ઠરાવો કરેલ છે. પણ તે સંબંધી હજુ આપણી વિનંતી ધ્યાનમાં લેવામાં આવી નથી. બાળલગ્ન પ્રતિબંધક નિબંધ પ્રજાના કલ્યાણ અર્થે બહાર પાડવામાં આવેલ છે અને બાળલગ્ન આપણી જ્ઞાતિમાં જેમ ચાલે છે તેમ ચાલવા દેવાથી આપણું કલ્યાણ થશે નહિ તે પણ ચોક્કસ છે. છતાં હજુ 'क' કલમ શા માટે રદ કરવામાં આવતી નથી ? આપણામાં દશ દશ વર્ષે જે લગ્ન થાય છે તે શાસ્ત્રસંમત નથી. એટલું જ નહિ પણ તે અમુક પાટલાવાળાઓની જ ઇચ્છા પ્રમાણે દેવદેવીઓને નામે જૂઠી રીતે પળાવવામાં આવે છે. આવી ખાત્રી જો શ્રીમંત સરકારને થઈ હોય તો અને અમારામાં હવે દર વર્ષે છૂટાં લગ્ન થયે જાય છે તે હકીકત ધ્યાનમાં લઈ જૂની પદ્ધતિ પ્રમાણે લગ્ન કરાવવામાં જ જેઓનો સ્વાર્થ છે તેઓની અરજ વિષે તેઓના સ્વાર્થ પૂરતી જ કદર કરી બાળલગ્ન પ્રતિબંધક નિબંધની ૮મી કલમમાંથી 'क' કલમ જેમ બને તેમ જલદીથી રદ કરવાને માટે પવિત્ર હુકમ ફરમાવવા તેઓ નામવર કૃપા કરશે.

### ગોળ

આ સંબંધમાં મારે હવે ફક્ત એક જ બાબત વિષે બોલવાનું રહે છે અને તે આપણી જ્ઞાતિમાં બંધાયેલ ગોળને માટે છે. જો છૂટાં લગ્નની પ્રથા હવે અખત્યાર કરવામાં આવે તો ગોળને પરિણામે ઉંમરના કજોડાં વર-વહુ વચ્ચે થવાનો સંભવ ઓછો રહે છે પણ સ્વભાવ અને અક્કલનાં કજોડાં તો રહેશે. પોતાની કન્યાઓને થતાં દુઃખોમાંથી મુક્ત કરવાને માટે આ ગોળ બંધાય છે. જો આશય આપણી જ્ઞાતિવાળા પોતાના હૃદયમાં કાયમ રાખશે તો ગોળની મર્યાદામાં બંધાઈ રહેવાનું બંધ કરવાથી તેઓ તેઓની કન્યાઓને વધારે સુખી કરી શકશે. ગોળની જરૂરિયાતો જ્યારે આપણે બાળલગ્નના ચુસ્ત હિમાયતી હતા અને કુળવાનોની મોટાઈમાં અંજાઈ જવાની દહેશતમાં રહેતા તે વખતે હતી. કુળવાનોની કુલીનતા હવે આપણે જાણી ગયા છીએ અને બાળલગ્નથી થયેલ અધોગતિએ તો આપણી આંખ ઉઘાડી દીધી છે. આપણી જ્ઞાતિની ઉન્નતિને માટે આપણામાં એકસંપની જરૂર છે. ગોળમાં પડી રહેવાથી આપણી વૃત્તિ ગોળ બહાર જઈ શકશે નહિ અને તેથી તે આપણી જ્ઞાતિની ઉન્નતિમાં અંતરાય રૂપ થઈ પડશે. આપ જરા દેશની પ્રવૃત્તિ તરફ નજર કરો.

ઓનરેબલ મિ. વિઠ્ઠલભાઈ પટેલ હિંદુ હિંદુ વચ્ચેનાં લગ્ન કાયદેસર ઠરાવવાને મથન કરે છે ત્યારે આપણે તો આપણી જ્ઞાતિમાં પણ એકબીજાને કન્યા લેવા દેવાનો વહેવાર બંધ કરતા જણાઈએ છીએ. જો આપ ગોળના ફાયદા અને ગેરફાયદાની બારીકાઈથી તુલના કરશો તો ગોળના બંધારણથી થતાં અનિષ્ટકારક પરિણામ આપને જણાઈ આવશે. આ ઉપરથી આપ સઘળા ભાઈઓને હું વિનંતી કરું છું કે સંકુચિત વૃત્તિનો ત્યાગ કરી જ્ઞાતિની ઉન્નતિ માટે એકસંપ થવાની જરૂરિયાત વિચારી આ ગોળના બંધારણને તિલાંજલી આપશો.

## મરણ પાછળનો જમણવાર

હવે મારે ફક્ત એક જ બાબત પર બોલવાનું બાકી છે અને તે મરણ પાછળના જમણવારો માટે છે. આ જમણવારોએ પણ આપણી જ્ઞાતિની અવનતિમાં સારો ભાગ ભજવ્યો છે. આ જમણવારો કયા શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે કરવામાં આવે છે તેની મને ખબર નથી. ગરૂડપુરાણમાં તો આ વિષે કાંઈ ફરમાન નથી તેની મને ખાત્રી છે. પણ બીજા કોઈ આપણા કુશાગ્રબુદ્ધિવાળા અને મીઠી દાઢોવાળા ભાઈઓનાં બનાવેલ શાસ્ત્રમાં હોય તો તે શાસ્ત્ર વંચાવવાની કોઈ કૃપા કરશે તો હું તેનો ઉપકાર માનીશ. ભાઈઓ ! આ જમણવારોને માટે કોઈપણ શાસ્ત્રનો આધાર નથી. તેમાં કોઈ પણ જાતનું ધાર્મિક તત્ત્વ સમાયેલ નથી અને તેથી મરનારના આત્માને શાંતિ પણ મળતી નથી. આપણો આર્યાવર્ત દેશ પ્રથમથી જ આલોકના સુખ કરતાં પારલૌકિક સુખની વધારે દરકાર કરતો આવ્યો છે અને તેથી કોઈપણ માણસ બનતા સુધી કોઈનો ઋણી થતો નથી. એટલે મરનારને સ્મશાને પહોંચાડવામાં જેઓ આવેલ હોય તેને જમાડવામાં આવતા, પણ આ રીતમાં વહેવારને લીધે ઉમેરો થતો ગયો અને અત્યારે ધાર્મિક તત્ત્વ તદન વિસારામાં પડી ગયું અને આ જમણવારો ફરજિયાત રીતે અને મરનારની ઉંમરની દરકાર રાખ્યા સિવાય કરાવવાનું ધોરણ આપણા આગેવાનોએ ગ્રહણ કર્યું. કારજ કરનારની સ્થિતિનું ભાન રહ્યું નહિ. કરજ કરીને પણ જમણવારો કરાવવામાં આબરૂ સચવાતી જણાઈ. અને અંતે એવી દશા થઈ કે ઘણાખરાઓને મજૂરીનું કામ કરવાનો વખત આવ્યો. આપણા વિદ્વાન વ્યાખ્યાનકાર જ્ઞાતિબંધુ અમરસિંહજીભાઈનું ''માબાપનાં પિતાનું પ્રેતભોજન''નું આખ્યાન આપણે ઘણી વખત સાંભળ્યું છે અને તેની અલૌકિક અસર અનુભવી છે, એટલે આ વિષે મારું ભાષણ આપને રૂચશે કે કેમ તે શંકાથી હવે હું વધારે બોલવાનું બંધ કરું છું.

## ઉપસંહાર

હું હવે આપનો વધારે વખત રોકવા માંગતો નથી. આપણી જ્ઞાતિની આ કનિષ્ઠ સ્થિતિ, કેળવણીની ખામી તથા અશાસ્ત્રયુક્ત રિવાજોનું વર્ણન કરી હું કોઈપણ રીતે નિરાશાનું ચિહ્ન ખડું કરવા માંગતો નથી. પણ આપણામાં શિથિલતા ન આવે તે માટે જ મારું વર્ણન છે. હું નિરાશાવાદી નથી, પણ આશાવાદી છું. એટલું નહિ, પણ આપણને નિરાશ થવાનું પણ કાંઈ કારણ નથી. આપણે આ આઠ વર્ષમાં શું શું કર્યું છે? આપણા જ પ્રયાસથી સેંકડો વર્ષથી ચાલી આવતી બાળલગ્નની રૂઢિ મરણ-શરણ થવા આવી છે અને છૂટાં લગ્નો દર વર્ષે થયાં જ કરે છે. આ જ હકીકત આપણે માટે ઓછી માનપ્રદ નથી. સમાજની ઉત્પત્તિ વખતે આ સવાલને હાથ પર લેવાને માટે શંકા રાખવામાં આવતી હતી, પણ આપણા સદભાગ્યે તે સવાલ પણ તરત જ હાથ ધરવાનું નક્કી કરવામાં આવ્યું અને આપણા ચાર પાંચ વર્ષના જ પ્રયાસમાં આપણે આપણા અજ્ઞાન ભાઈઓની ગેરસમજણ દૂર કરવાને શક્તિવાન થયા. પણ આટલેથી જ આ વિષયમાં આપણે ફત્તેહમંદ થયા છીએ એમ ગણવાનું નથી. કારણ છૂટા લગ્નો આપણી જ્ઞાતિની સંખ્યાના પ્રમાણમાં હજુ ઘણાં ઓછાં થાય છે અને લોકમત કેળવાયેલ છે છતાં આપણી જ્ઞાતિનાં બધાં કન્યા બાળકોનાં દશ દશ વર્ષે એક જ દિવસ લગ્ન થતાં હોવાથી સમગ્ર રીતે એકી સાથે જ સુધારો કરવામાં આવે તો જ થઈ શકે તેમ છે. બે વર્ષમાં જૂની પદ્ધતિ પ્રમાણેનાં આપણાં લગ્ન આવવાનાં છે, એટલે આપણો પ્રયાસ આપણે બહુ જ ઝડપથી, સંભાળથી તેમજ મક્કમ રીતે કરવાની જરૂર છે. નામદાર ગાયકવાડ સરકાર જો બાળલગ્ન પ્રતિબંધક નિબંધની ૮ કલમની 'क' કલમ રદ કરે તો આપણી મહેનત તદ્દન સરળ થાય અને આપણે એક વિષયમાં તો ફતેહ મેળવીએ. આપણી વસ્તીનો મોટો ભાગ શ્રીમંત સરકારના તાબામાં હોઈ અને તેઓ જો કાયદાના બંધારણમાં આવી જાય તો તેમની પાછળ બહારના લોકોને જવું પડે અને જૂની રૂઢિ નાબૂદ થઈ આપણી સ્થિતિમાં પણ અજાયબ રીતે સુધારો થાય.

આ સિવાય આપણા પ્રયાસથી જ મહામંડળની સ્થાપના થઈ છે. જ્ઞાતિની ઉન્નતિને માટે એક લાખ રૂ. જેટલી રકમ ભરાઈ ગઈ છે. આ હકીકત પણ લોકોની જાગૃતિ માટે સાક્ષી પૂરે છે અને આપણામાં કેળવણીની ખામી તથા ખેતીવાડી સુધારવાની જરૂર છે તે આપણે સમજતાં શીખ્યા છીએ એ બતાવે છે.



આપણી જ્ઞાતિ તદ્દન અજ્ઞાન અવસ્થામાં હતી. એટલું જ નહિ પણ પોતે કેવી દશા ભોગવે છે તેનું પણ ભાન નહોતું. તે સ્થિતિ હવે રહી નથી. જ્યાં

જ્યા આપણી સમાજની બેઠકો થઈ ત્યાં ત્યાં તે તરફનાં લોકોનો ઉત્સાહ તથા સ્ત્રીઓની મોટી સંખ્યામાં હાજરી સમાજના મેમ્બરોને ગર્વનું કારણ છે. કોઈપણ જાતનો સુધારો થયાં પહેલાં લોકમત કેળવવાની જરૂર છે. આપણી જ્ઞાતિમાં તેઓની સ્થિતિનું તેમને ભાન કરાવતાં પણ આપણે ઘણું સહન કરવું પડ્યું છે, પણ આપણે શ્રીકૃષ્ણ પરમાત્માના ''कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन'' એ વાક્યમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખીને જ પ્રયાસ કાયમ રાખ્યો છે અને અત્યારની સ્થિતિએ પહોંચ્યા છીએ. નાના બાળકો તો કેળવણી લઈને પોતાની સ્થિતિ સુધારવા માટે પ્રયત્ન આદરશે પણ ઘરડા માણસોને તો ઉપદેશની જરૂર છે, એટલે સમાજ તરફથી આવા ઉપદેશકો સ્થળે સ્થળે મોકલવાની ખાસ જરૂર છે. છેવટમાં કોઈ પણ રીતે નાસીપાસ થયા વિના ધારેલું કાર્ય પાર પાડવાને માટે જે પ્રયત્ન શરૂ કરેલ છે તે પ્રયત્ન જારી રાખશો એ જ વિનંતી કરીને આ સમાજના પ્રમુખપદે મને નીમેલ છે તેને માટે ફરીને આપ સઘળા ભાઈઓનો ઉપકાર માનું છું અને આપણી કુળદેવી શ્રી શક્તિમાતાને પ્રાર્થના કરું છું કે આપણા ભાઈઓને સદ્‌બુદ્ધિ આપી અશાસ્ત્રયુક્ત રિવાજોમાંથી મુક્ત કરી તેમની સ્થિતિ સુખમય બનાવે.

પ્રમુખસાહેબનું ભાષણ પૂર્ણ થતાં સબજેક્ટ કમિટીના મેમ્બરોનું એક લિસ્ટ તૈયાર કરવામાં આવ્યું હતું જે વાંચી સંભળાવ્યા બાદ તેમાં કેટલાંક નામો ઉમેરવામાં આવ્યાં હતાં. છેવટે તે નક્કી થયેલાં નામોમાં કોઈને તેમાં સુધારો-વધારો કરાવવો હોય તો તે માટે ફરીથી તે લિસ્ટ વાંચી સંભળાવ્યા બાદ નીચે જણાવેલા બંધુઓની એક સબજેક્ટ કમિટી નીમવામાં આવી હતી.

## સબજેક્ટ કમિટી

મે. પ્રમુખસાહેબ પોપટલાલભાઈ B.A., L.L.B. પ્રાંગધ્રા
શેઠ સા. કુબેરદાસ ખોડીદાસ મુંબઈ
શેઠ સા. કેશવલાલભાઈ છક્કડસીભાઈ અમદાવાદ
મે. ડો. સા. પીતામ્બરદાસ કુબેરદાસ L.M. & S. અમદાવાદ
મિ. કેશવલાલ માધવલાલ વકીલ વિરમગામ
શેઠ ગોરધનભાઈ મોહનલાલ વિરમગામ
શેઠ સોમનાથભાઈ જેકીસનદાસ સુરત
રા. નારણજીભાઈ રામજીભાઈ મિસ્ત્રી મુંબઈ
મિ. શંભુપ્રસાદ ખોડીદાસ B.A., L.L.B. અમદાવાદ
મિ. સાંકળચંદ લલ્લુભાઈ અમદાવાદ
શેઠ કેશવલાલ જીવાભાઈ અમદાવાદ
મિ. ગોકળદાસ હાંસજીભાઈ અમદાવાદ
મિ. મગનલાલ ગોવિંદલાલ એન્જિનિયર અમદાવાદ
દેસાઈ અમરસિંહજી દેસાઈભાઈ વિરમગામ
રા. રામજીભાઈ ભોજાજી વીરાણી-કચ્છ
રા. રતનશીભાઈ કરસનદાસ ઘાટકોપર
મિ. લક્ષ્મીપ્રસાદ કેશવલાલ મુંબઈ

| | | | |
|---|---|---|---|
| भाई रामचंद्र लक्ष्मण | कसरावद | દેસાઈ પ્રાણજીવન વ્રજલાલ | પાટડી |
| રા. ત્રીકમલાલ દલપતરામ | અમદાવાદ | મિ. પોચાભાઈ જીવાભાઈ | અમદાવાદ |
| પા. રણછોડભાઈ જીવણદાસ | શેરથા | મિ. અંબાલાલ મોહનલાલ | અમદાવાદ |
| પા. રણછોડભાઈ શીભાઈદાસ | શેરથા | પા. નાથાલાલ છગનલાલ | શેરથા |
| દેસાઈ ચંદુલાલ મણીલાલ | મુંબઈ | મિ. જીવાભાઈ ખુશાલદાસ | ભાવનગર |
| રા. મફાભાઈ ગોવિંદજી | વિરમગામ | મિ. લાલજીભાઈ દેવજીભાઈ | ભાયાવદર |
| રા. તલજાભાઈ નાથાભાઈ | પાદરા | મિ. મહીદાસ પ્રેમજી જાગાણી | સાંતાક્રુઝ |
| રા. માનચંદભાઈ કુબેરદાસ | મુંબઈ | પા. પુરુષોત્તમદાસ લલ્લુભાઈ | મગોડી |
| રા. ચુનીભાઈ વનમાલીદાસ | ભરૂચ | મિ. કૃષ્ણાલાલ રામચંદ્ર | વડોદરા |
| રા. જેઠાભાઈ વનમાલીદાસ | તરસાળી | મિ. ભોગીલાલ માણેકલાલ | ભરૂચ |
| રા. પુરુષોત્તમદાસ હરગોવિંદદાસ | વડોદરા | મિ. માધવજી રામદાસ | ભરૂચ |
| રા. માણેકલાલ કેસવલાલ | અમદાવાદ | મિ. કરસનભાઈ લાખાભાઈ | ઉપલેટા |
| રા. છગનલાલ પીંતાબરદાસ | સરઢવ | પા. જીવરાજ ખેતસીભાઈ | ગડાણી |
| રા. પુરુષોત્તમદાસ કાનદાસ | વાસણા | મિ. ડાહ્યાલાલ રામજીભાઈ | |
| રા. છોટાભાઈ રાયજીભાઈ | ગણપતપુરા | મિ. પુરુષોત્તમ માધવજી | |
| રા. પુરુષોત્તમદાસ નારણજી | તતારપુરા | શેઠ શંભુદાસ લલ્લુભાઈ | અમદાવાદ |
| રા. અંબાલાલ ઝવેરભાઈ | પાદરા | મિ. મુળજીભાઈ પરભુદાસ | ભાવનગર |
| રા. બાપાલાલ વીરચંદ | અમદાવાદ | મિ. રતીલાલ હરજીવનદાસ | ભાવનગર |
| રા. જીવાભાઈ ખુશાલદાસ | ભાવનગર | મિ. નાથાલાલ દામોદરદાસ | વિરમગામ |
| પા. નારણજી રતનજી | વાંકડા | મિ. ગોકળદાસ પ્રાણદાસ | શેરથા |
| પા. મોહનલાલ લાલદાસ | આદ્રજ | પા. વાલજી શીવદાસ | |
| ભવરલાલજી મગનીલાલજી સુનેલ | માળવા | પા. પોપટલાલ મનજી | બાણુગામ |
| પા. મગનલાલ વીસાભાઈ | બોરીસણા | પા. જોઈતાભાઈ બાજીદાસ | |
| પા. શીવરામ કુબેરદાસ | ભાદોલ તા. કલોલ | पा. छीतरभाई रुसात | सातकुट |
| પા. વિઠલભાઈ જેસંગભાઈ | સરઢવ | पा. भीलाजीभाई केशव | कसरावद |
| ओंकारजीभाई दावडया | कसरावाद | પા. કાશીરામ કેવલદાસ | આરસોડીયા |
| भाई फत्तेहसिंहजी भवरलाल | इन्दोर | પા. ખોડીદાસ બાપુજી | સાણંદ |
| મિ. રામચંદ્ર જમનાદાસ અમીન | ગોજારીયા | પા. ત્રીકમભાઈ વ્રજલાલ | સાણંદ |
| મિ. માણેકલાલ ગોવિંદલાલ | મુંબઈ | રા. રતનશી ખીમજી | વીરાણી-કચ્છ |
| મિ. છબીદાસ છોટાલાલ | મુંબઈ | | |

ઉપર મુજબ કમિટી નીમવાનો ઠરાવ મંજૂર થઈ ગયા બાદ તે કમિટી રાતના ભોજન લીધા બાદ મોરાર બાગના દીવાનખાનામાં બેસશે એવું જાહેર કરવામાં આવ્યું હતું. આ બેઠકમાં જે જે ઠરાવો લાવવાના તે ઘડવાનું અને તે ઉપર વિચાર ચલાવવાનું કાર્ય આ કમિટીનું હોવાથી તે પ્રસંગે ચર્ચા સાંભળવા ઈચ્છતા અગર કોઈ વાત પર પોતાના વિચારો જણાવવાની જેને ઈચ્છા હોય

તેમને તે પ્રસંગે હાજરી આપવાની સૂચના કરવામાં આવી હતી. આ વખતે લગભગ ચાર વાગ્યા હતા. એટલે પંદર મિનિટના આરામ માટે સભા બરખાસ્ત થશે અને ત્યારબાદ સુપ્રસિદ્ધ જ્ઞાતિભક્ત અને સંસ્થાના એક બાહોશ નેતા દેશાઈ અમરસિંહજી ''માધાના પિતાનું પ્રેતભોજન'' એ નામક મરણ પાછળના જમણોથી થતી પાયમાલીનું આખ્યાન કરી બતાવશે એવી મે. પ્રમુખ સાહેબે સૂચના કરી હતી. જે ઉપરથી જૂજ વખતમાં આરામ લઈ સઘળા મેમ્બરો અને સન્નારીઓએ તાકીદે પોતાની બેઠક લીધી હતી.

આખ્યાનનો વિષય એક સત્ય દૃષ્ટાંત હોવાથી તેમજ દેશાઈજીની વાણી, અનુભવ અને જ્ઞાતિબંધુઓના હિતાર્થે સેવા બજાવવાની આતુર જિજ્ઞાસા પ્રત્યે ભાગ્યે જ બંધુ અજાણ હશે. જેમણે તેમનાં વચનામૃતનું પાન કર્યું છે તેવા વાચક વર્ગની જાણ માટે અત્રે કંઈ લખવું તે સોના ઉપર ગીલેટ ચડાવવા સરખું છે. જેઓ તે લાભ લેવામાંથી બેનસીબ રહ્યા હોય તેમને ખાસ દેશાઈજીના આખ્યાનો સાંભળી બોધ ગ્રહણ કરવાની જરૂર છે એટલું જ અત્રે કહીશું. મરણ પાછળના જમણને પ્રેત ભોજન શા માટે કહેવું એવી જેને શંકા થતી હોય તેમણે તો અવશ્યે એક વખત આખ્યાનનું પુસ્તક જોઈ જવું. આખ્યાનની શરૂઆત શ્રી ઉમિયા દેવીની સ્તુતિ વડે થાય છે અને તેની સમાપ્તિ પણ તે જ ભગવતીની કૃપા યાચનામાં થાય છે. આખ્યાનની જમાવટ એવી સારી રીતે થઈ હતી કે ઘણી સન્નારીઓ અને શ્રોતા વર્ગમાંથી પુરુષોએ મરણ પાછળનાં જમણ નહીં ખાવાની પ્રતિજ્ઞાઓ લીધી હતી. આ બનાવ કાંઈ અસાધારણ નહોતો. દરેક પ્રસંગે જ્યારે જ્યારે આખ્યાન થાય છે ત્યારે ત્યારે જેઓને આ પ્રેતભોજનોએ ખરાબી કરી છે તેનો ખ્યાલ ન હોય તેવા ઘણાઓ પ્રતિજ્ઞા કરે છે, અને તેના પરિણામે આજે ઘણાં ગામોએ મરણ પાછળનાં જમણો થતાં અટકી ગયાં છે. ભાગ્યે જ કોઈ અણસમજુઓ આ પ્રેતયજ્ઞમાં પોતાની સંપત્તિની આહુતી આપે છે. લગભગ ત્રણ કલાક સુધી આખ્યાન ચાલ્યું હતું અને સાંજના સાત વાગે પહેલા દિવસની બેઠકનું કાર્ય પૂર્ણ થયેલું જાહેર થયું હતું. રાતના આઠ વાગ્યાથી સાડાબાર વાગ્યા સુધી સબજેક્ટ કમિટીએ ઠરાવો ઘડવાનું કાર્ય કર્યું હતું.

## બીજા દિવસની બેઠક



આજની બેઠકનો વખત બપોરના અગિયાર વાગ્યાનો રાખવામાં આવ્યો હતો છતાં કેટલાક સભાસદો ફરવા ચાલ્યા ગયા હતા અને કેટલાક પોતાના ખાનગી કામે ગયેલા હોવાથી લગભગ દોઢ કલાક જેટલી મોડી બેઠક થઈ હતી.

શરૂઆતમાં મંગળાચરણ થઈ રહ્યા બાદ મિસીસ લલીતાગૌરી મહીદાસ માસ્તરે સ્વદેશ સેવાનું એક ગીત ગાયું હતું. જોકે શ્રોતાવર્ગનો વિચાર કરતાં તે અસ્થાને લાગતું હોય એમ જણાવા છતાં સ્વકોમની આગળ વધેલી આ બહેનની હિંમત અને ઉમદા વિચારોએ તે પ્રસંગે હાજર રહેલા વિદ્વાન વર્ગ ઉપર સચોટ અસર કરી હતી અને તેમનું ગીત પૂરું થતાં સ્વજ્ઞાતિમાં લલીતાબહેન જેવી બાહોશ સન્નારીઓ પણ છે એવા ઉત્સાહના આવેગમાં જોશભેર તાળીઓ પાડી સ્ત્રી અને પુરુષ વર્ગે તે બહેનને ધન્યવાદ આપ્યા હતા. ત્યાર બાદ મે. પ્રમુખસાહેબે કામકાજની શરૂઆત કરતાં ઠરાવો રજૂ કરવાની વાત જણાવી હતી અને નીચે જણાવેલા ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતા.

**ઠરાવ ૧ લો :** દેશના કૃષિકારો પૈકીની એક મોટી જ્ઞાતિની આ સભા આપણા ના. શહેનશાહ પંચમ જ્યોર્જ અને મહારાણી મેરીનું સહકુટુંબ દીર્ઘાયુષ્ય ઇચ્છે છે અને બ્રિટીશ તાજ પ્રત્યે પોતાની વફાદારી જાહેર કરી, સ્વાતંત્ર્ય, ન્યાય અને આત્મનિર્ણયના સિદ્ધાંતો વડે જગદ્વ્યાપી યુદ્ધમાં જોડાયેલાં મિત્રરાજ્યોને મળેલી ફત્તેહ માટે પોતાનો આનંદ પ્રદર્શિત કરે છે અને તે સિદ્ધાંતની અંતિમ સિદ્ધિ માટે પ્રાર્થના કરે છે.

**ઠરાવ ૨ જો :** દેશના જુદા જુદા ભાગોમાં રહેતા સમસ્ત કડવા પાટીદારોની આ સભા શ્રીમંત મહારાજા સયાજીરાવનું સહકુટુંબ દીર્ઘાયુષ્ય ઇચ્છે છે અને ફરજિયાત કેળવણી તથા બાળલગ્નો અટકાવાના પ્રજા હિતાર્થે કરેલા કાયદાઓનો સર્વાંશે અમલ થાય અને ખેડૂત પ્રજાના હિતાર્થે અનેક યોજનાઓ ઘડી શ્રીમંત મહારાજાને હાથે તેમનું સત્વર કલ્યાણ થાય એ માટે પ્રાર્થના કરે છે.

**ઠરાવ ૩ જો :** પોતાની અજ્ઞાન ખેડૂત પ્રજાના હિતાર્થે મફત અને છઠ્ઠા ધોરણ સુધીનું ફરજિયાત કેળવણીનું ધોરણ બનતી ત્વરાએ દાખલ કરી દેશના આધારરૂપ આ પછાત જ્ઞાતિની હિત વિચારવા ના. બ્રિટીશ સરકાર અને દેશી રાજા મહારાજાઓનું આ સભા માનસહિત ધ્યાન ખેંચે છે, અને આશા રાખે છે કે રાજ્યની ઉપજનો સહુથી મોટો ફાળો આપનાર સંપૂર્ણ વફાદાર આ પાછળ પડી ગયેલી પ્રજાની ઉન્નતિનાં કાર્યો વહેલી તકે હાથ ધરી તેમને આગળ વધારવાની જરૂર વિસારી દેવામાં આવશે નહિ.



**ઠરાવ ૪ થો :** દેશના આધારરૂપ ખેતીવાડીનું શિક્ષણ ખેડૂત પ્રજાનાં સંતાનોને માતૃભાષામાં મળી શકે તેમજ એક શહેરી પ્રજા તરીકે જીવન ગાળવામાં આ અગત્યની કોમ પાછળ ન રહી જાય તે ધોરણ પર તેમના માટે ખાસ નિશાળો

અને કોલેજો ઉઘાડી ખેડૂત પ્રજાનું હિત સાચવવા દરેક રાજામહારાજા અને ના. બ્રિટીશ સરકારને આ સમાજ આગ્રહપૂર્વક અને માનપૂર્વક વિનંતી કરે છે.

**ઠરાવ ૫ મો :** બાળલગ્નના અધર્મયુક્ત અને હાનિકારક રિવાજને સત્વર નાબૂદ કરવા આ સભા દરેક જ્ઞાતિબંધુને આગ્રહપૂર્વક ભલામણ કરે છે, અને શાસ્ત્રોક્ત રીતે યોગ્ય ઉંમરે આવેલાં ફરજંદોને છૂટક તારીખોએ પરણાવનાર માબાપોને ધન્યવાદ આપે છે.

**ઠરાવ ૬ ઠો :** દેશના જુદા જુદા ભાગોમાં રહેતા કડવા પાટીદારોની સમસ્ત જ્ઞાતિની આ સભા શ્રીમંત વડોદરા સરકારને આગ્રહપૂર્વક વિનંતી કરે છે કે :-

અમારી જ્ઞાતિએ જુના લગ્નના રિવાજને તજી દીધો છે અને પોતાની વહાલી પ્રજાના હિતાર્થે શ્રીમંત સરકારે કાયદો કર્યો ત્યારથી અત્યાર સુધી અમારી જ્ઞાતિએ મોટાં ખરચો કરી કાયદાની તરફેણમાં જ્ઞાતિમત કેળવવા લાંબા વખતથી સતત પ્રયત્નો કર્યા છે અને તેના પરિણામે યોગ્ય ઉંમરે છૂટક દિવસોએ છોકરા છોકરીઓનાં લગ્ન કરવાનો માર્ગ ખુલ્લો થયો છે અને દર વર્ષે એવાં લગ્નો થયે જાય છે. જ્ઞાતિ તરફથી કોઈને કોઈ પ્રકારની અડચણ કરવામાં આવતી નથી એટલા માટે બાળલગ્ન પ્રતિબંધક નિબંધની કલમ ૮ની પેટા કલમ ૨નો क અપવાદ અમારી જ્ઞાતિ માટે નથી એમ ઠરાવવું અને અમારી તરફથી હમણાં જે અરજી મહેરબાન ન્યાયમંત્રી સાહેબ અને રાજ્યના ઑફિસરો તરફ મોકલવામાં આવી છે અને જે ઉપરથી મિ. વ્રજભાઈ વાઘજીભાઈએ ધારાસભામાં क અપવાદ રદ કરવા જે ખરડો રજૂ કર્યો છે તે પસાર કરી અમને ન્યાય આપવા આ પરિષદ શ્રીમંત સરકારને આગ્રહપૂર્વક વિનંતી કરે છે અને અમારી કોમ ઘણી પછાત હોવાથી નિબંધ અન્વયે આવેલી દંડની રકમ અમારી જ્ઞાતિનાં સંતાનોને કેળવવા માટે વધારાના ખર્ચ તરીકે વાપરવા શ્રીમંત મહારાજા અવશ્યે હુકમ કરશે એવી અમારી પ્રજા આતુરતાપૂર્વક માગણી કરે છે. તે સાથે -

અમારી શક્તિ ઉપરાંત ખરચો કરી અમારી સ્થિતિ સુધારવા અમે પદ્ધતિસર પ્રયત્નો કર્યા છે તેને શ્રીમંત સરકાર તરફથી અત્યાર સુધી કંઈ પણ ટેકો મળ્યો નથી, તેમજ લાંબા વખતથી ઠરાવો કરીને કરવામાં આવતી માગણીઓ પૈકીની એક પણ માગણી રાજ્યના કમાઉ દીકરાઓના ભલા માટે સ્વીકારવામાં આવી નથી એવો આ સભા મજબૂત અભિપ્રાય ધરાવે છે અને તે શ્રીમંત મહારાજા સયાજીરાવના ધ્યાન ઉપર મૂકવાનો ઠરાવ કરે છે.



**ઠરાવ ૭ મો :** એક સ્ત્રીની હયાતીમાં ખાસ કારણ સિવાય અને સ્ત્રીની

૩૦ વર્ષની વય પહેલાં બીજી સ્ત્રી કરવાના અને છૂટાછેડાના રિવાજને આ સભા વખોડી કાઢે છે.

પાંચમા અને છઠ્ઠા ઠરાવ ઉપર ઘણા વિદ્વાન અનુભવીઓએ લંબાણ ભાષણો કર્યાં હતાં જેની શ્રોતાઓ ઉપર સચોટ અસર થઈ હતી તેમજ સ્વામી હરિહરાનંદજી પરમહંસે બાળકોની લગ્નવય અને શાસ્ત્રોક્ત લગ્નપદ્ધતિ ઉપર સારો બોધ આપ્યો હતો.

ઉપર પ્રમાણે ઠરાવો પસાર થઈ રહ્યા બાદ થોડો વખત આરામ લેવા માટે સભા બરખાસ્ત થઈ હતી અને અડધો કલાક આરામ લીધા બાદ "મહાલક્ષ્મીનું મહાકષ્ટ" નામક આખ્યાનનો પહેલો ભાગ દેશાઈ અમરસિંહજીએ કહી સંભળાવ્યો હતો. બાળલગ્નની પ્રાચીન પ્રથામાં અધર્મયુક્ત રિવાજો કેવી રીતે ઘર કરી ગયા અને લગ્ન વધાવવામાં તેમજ બાળકોને પરણાવવામાં માન, ઈર્ષ્યા અને મમતને ખાતર મા બાપો કેવી રીતે લાકડે માંકડુ વળગાડી દે છે અને પરિણામે તે કેવું દુ:ખરૂપ અને જ્ઞાતિની પાયમાલી કરનારું આગેવાનોનું કર્તવ્ય નીવડે છે તેનો અસરકારક બોધ તે આખ્યાનમાંથી શ્રોતાઓને મળી શક્યો હતો. દીવાબત્તી થતાં આખ્યાન પૂરું થયું હતું અને સભા બરખાસ્ત થઈ હતી.

### બેઠકનો ત્રીજો દિવસ

ગયા બે દિવસની બેઠકમાં જે કાર્ય થઈ ગયું હતું તે કરતાં વિશેષ કાર્ય આજના એક દિવસમાં પૂરું કરવાનું હોવાથી દરેક બંધુઓ ન્હાઈ, ખાઈને પરવારી જલદી બેઠકમાં ભાગ લેવા ઉત્સુક જણાતા હતા, છતાં સાડા આગીયાર વાગ્યા પછી બેઠકનું કાર્ય શરૂ થયું હતું. ઠરાવો ઘડવાનું કાર્ય સબજેક્ટ કમિટીએ ગઈ રાતના એક વાગ્યા સુધી કર્યું હતું. જ્યારે ઠરાવો સર્વાનુમતે તૈયાર કરી શકાયા હતા. રજૂ કરનાર અને ટેકો આપનાર બંધુઓએ સારી તૈયારી કરી હતી અને દરેક ઠરાવ સારી રીતે ચર્ચવામાં આવ્યો હતો. "મહામંડળ" સંબંધી ઠરાવ રજૂ કરવા અને ટેકો આપવા માટે કેટલાક યુવકવિદ્યાર્થીઓ તરફથી માગણી કરવામાં આવી હતી પરંતુ છેવટે પ્રમુખસાહેબ તરફથી જ તે રજૂ થયો અને સર્વાનુમતે પસાર થયો હતો. આ ઠરાવે સબજેક્ટ કમિટીમાં સારો વખત લીધો હતો અને "મહામંડળ"ના કાર્ય સંબંધી સારી ચર્ચા થવા પામી હતી, પરંતુ મહામંડળની આવતી જનરલ મિટિંગમાં વિદ્યાર્થિઓની અગવડો દૂર થઈ શકશે અને નાણાંનો છૂટથી ઉપયોગ કરી દરેક વિદ્યાર્થિઓને સગવડ કરી આપવામાં આવશે એવી ગોઠવણ થવાની છે એવો મે. ડૉક્ટરસાહેબ તથા અન્ય સદ્દગૃહસ્થોએ ભરોષો

આપ્યો હતો જેથી દરેકને સંતોષ માનવાનું કારણ મળ્યું હતું. આજે બાકી રહેલા નીચે જણાવેલા સઘળા ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતા.

**ઠરાવ ૮ મો :** કન્યાવિક્રય, વરવિક્રય અને બંને પક્ષો વચ્ચે તકરાર વખતે કન્યાઓને વર અને કન્યાનાં માબાપ પાસેથી લઈને ગોળના આગેવાનો કન્યાને ગોળની ઠરાવી લઈ બીજે સ્થળે ઠામ બેસાડી કન્યાવિક્રય જેવા પાપી રિવાજને ઉત્તેજન આપે છે તે પદ્ધતિને સંપૂર્ણ રીતે નાબૂદ કરવા સમસ્ત જ્ઞાતિની આ સભા દરેક બંધુને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૯ મો :** મરણ પાછળનાં જમણો શાસ્ત્ર વિરુદ્ધ, અયુક્ત, ખર્ચાળ અને દુર્દશાએ પહોંચાડનાર હોવાથી તેને નાબૂદ કરવા આ સમાજ દરેક જ્ઞાતિબંધુને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૧૦ મો :** વિદ્યા એ સર્વોત્તમ શક્તિ હોવાથી તે પ્રાપ્ત કરવા કરાવવા પોતાનાં પુત્રપુત્રીઓને બને ત્યાં સુધી દરેક પ્રકારની ઉત્તમ કેળવણી આપવા આ સમાજ દરેક જ્ઞાતિબંધુને આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

**ઠરાવ ૧૧ મો :** આપણી કોમની ખેતીવાડી અને કેળવણીની ખિલવણી કરવાના આશયથી શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ નામની જે સંસ્થા સ્થાપન થઈ છે તે સંસ્થાના મે. સદ્‌ગૃહસ્થોને નીચે પ્રમાણે ગોઠવણ કરવા આ સમાજ વિનંતી કરે છે :

**અ.** અન્ય જ્ઞાતિઓની હરીફાઈમાં આપણી કોમના કેળવણી લેતા વિદ્યાર્થીઓ પાછળ ન રહી જાય તે સારુ તેવા વિદ્યાર્થીઓને છૂટથી મદદ કરવાની અને આપણી કોમના હાઈસ્કુલ અને કોલેજમાં ભણતા (ફી ભરી શકે કે ન ભરી શકે તેવા) દરેક વિદ્યાર્થીને બોર્ડિંગનો લાભ મળે તેવી ગોઠવણ કરવાની આ સમાજ વિનંતી કરે છે.

**બ.** અને આ આશયને માટે મહામંડળના સદ્‌ગૃહસ્થોની દિલસોજી મેળવવાનો આ સમાજ ઠરાવ કરે છે.

**ઠરાવ ૧૨ મો :** ખેતીવાડી એ આપણી જ્ઞાતિનો મુખ્ય ધંધો હોવાથી તેનું શાસ્ત્રીય જ્ઞાન સંપાદન કરવા તથા ગૌપાલન કરવા આ સમાજ દરેક બંધુને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.



**ઠરાવ ૧૩ મો :** નીચેના જ્ઞાતિબંધુઓને ઉચ્ચ કેળવણી લઈ પાસ થવા માટે આ સમાજ અભિનંદન આપે છે.

| | |
|---|---|
| મિ. બહેચરદાસ લક્ષ્મીદાસ | બી.ઈ. |
| **મિ. રામચંદ્ર જમનાદાસ અમીન** | પહેલી એલ.એલ.બી. |
| મિ. ગોવિંદલાલ ત્રીકમલાલ | જુનિયર બી.એ. |
| **મિ. કહાનજીભાઈ શીવલાલ** | જુનિયર બી.એ. |
| **મિ. બાપુભાઈ વી. ગામી** | જુનિયર બી.એ. |
| મિ. માણેકલાલ ગોવિંદલાલ | જુનિયર બી.એ. |
| મિ. મણીલાલ સી. પટેલ | ત્રીજા વર્ષ એમ.બી.બી.એસ. |
| મિ. આત્મારામ નારણજી | ફર્સ્ટ જુનિયર બી.ઈ. |
| મિ. લક્ષ્મીપ્રસાદ કેશવલાલ | ઈન્ટર બી.એ. જુનિયર |
| મિ. ત્રીભુવન શીવલાલ | પ્રીવીયસ |
| મિ. બળદેવભાઈ ચુનીલાલ દેસાઈ | ઈન્ટર આર્ટ્સ |
| મિ. છબીલભાઈ છોટાલાલ | પ્રીવિયસ |
| **મિ. પોપટલાલ ગુલાબદાસ** | પ્રીવિયસ |
| મિ. રતીલાલ ચીમનલાલ | પ્રીવિયસ |
| મિ. બળદેવભાઈ ગોવિંદજી | પ્રીવિયસ |
| મિ. રામચંદ્ર ચુનીલાલ | મેટ્રિક |
| મિ. ત્રીકમલાલ માણેકલાલ | મેટ્રિક |
| મિ. શાન્તિલાલ આત્મારામ | મેટ્રિક |
| મિ. પુરુષોત્તમ દલસુખભાઈ | મેટ્રિક |
| **મિ. પુરુષોત્તમ રણછોડદાસ** | મેટ્રિક |
| **મિ. અંબાલાલ શીવલાલ** | મેટ્રિક |

**ઠરાવ ૧૪ મો :** આ સંસ્થાનો ઉદ્દેશ સારી રીતે બર લાવવા માટે નીચે મુજબ શાખાઓ ખોલવાનો તથા પ્રત્યેક પેટા શાખાનું કામકાજ કરવા નીચેના જ્ઞાતિહિતચિંતક બંધુઓને જોઈન્ટ સેક્રેટરીઓ તરીકે નીમવાનો ઠરાવ કરે છે.

| | |
|---|---|
| મુંબઈ અને કચ્છ પ્રદેશ | રા. મંગુભાઈ કીલાભાઈ |
| વડોદરા તથા સુરત અને ભરૂચનો પ્રદેશ | રા. તળજાભાઈ નાથાભાઈ-પાદરા |
| વડોદરા સીટી (શહેર) | રા. પુરુષોત્તમદાસ હરગોવિંદદાસ-વડોદરા |
| ભરૂચ વિભાગ | રા. ચુનીભાઈ વનમાલીદાસ-ભરૂચ |
| અમદાવાદ તથા પરાં અને પ્રાંતીજ મોડાસ | રા. ત્રીકમલાલ દલપતરામ |
| | રા. ગોકલદાસ હાંસજીભાઈ એન્જિનિયર |

| | |
|---|---|
| વિરમગામ અને ચુંવાલ પ્રદેશ | શેઠ છગનલાલ નરોત્તમદાસ |
| | રા. નાથાલાલ દામોદરદાસ |
| કડી પ્રાન્ત | રા. રણછોડભાઈ જીવણદાસ |
| | રા. રણછોડભાઈ શ્રીભાઈદાસ |
| દસક્રોસી ભાલ | રા. પુરુષોત્તમદાસ કહાનદાસ-વાસણા |
| ઝાલાવાડ મચ્છુ કાંઠા (ધ્રાંગધ્રા) | રા. શીવલાલભાઈ પિતાંબરદાસ |
| ગોહેલવાડ (ભાવનગર) | રા. જીવાભાઈ ખુશાલભાઈ |
| માળવાનો પ્રદેશ | રા. ભક્તિરામજી મેઘરાજજી (જાવદ) |
| નીમાડ પ્રદેશ | રા. ઓંમકારજી હીરાજી દાવડા-કસરાવદ |

**ઠરાવ ૧૫ મો :** આ સમાજના કામ માટે નીચે પ્રમાણે હિતચિંતક બંધુઓનું કાર્યવાહક મંડળ નીમવામાં આવે છે અને દરેક કાર્યવાહકને પોતાના કાર્યમાં પુરતું ખર્ચ કરવાની સત્તા આપવામાં આવે છે તેમજ આ સમાજનાં તમામ જાતનાં ફંડ અને આવકનાં નાણાં ટ્રેઝરરને ત્યાં જમે મૂકવા અને સમાજના કામના ખર્ચને માટે ઉપાડવાની જનરલ સેક્રેટરીને સત્તા આપવામાં આવે છે.

| | |
|---|---|
| **જનરલ સેક્રેટરી** | મિ. કેશવલાલ માધવલાલ |
| **એડીશનલ સેક્રેટરી** | શેઠ મફાભાઈ ગોવિંદજી |
| **ટ્રેઝરર** | શેઠ જેસંગભાઈ ત્રીકમદાસ-વિરમગામ |
| | શેઠ તુળશીદાસ વલભદાસ-મુંબઈ |
| **ઓડીટર** | દેશાઈ નારણદાસ જોરાભાઈ |
| **અધિપતી અને પ્રકાશક** | ''કડવા વિજય'' પટેલ મોતીલાલ કાળીદાસ |
| **મેનેજર** | રા. મફાભાઈ ગોવિંદજી |
| **તંત્રી** | મિ. મગનભાઈ જી. એન્જિનિયર |

**વ્યવસ્થાપક મંડળ**

| | |
|---|---|
| મે. પ્રેસિડન્ટ સાહેબ પોપટલાલભાઈ શીવલાલ | ધ્રાંગધ્રા |
| કુમારશ્રી લાલસિંહજી રાયસિંહજી | વિરમગામ |
| દેશાઈ અમરસિંહજી દેશાઈભાઈ | વિરમગામ |
| શેઠ ગોરધનદાસ મોહનલાલ | વિરમગામ |
| પારી લાલજીભાઈ દયારામ | વિરમગામ |
| શેઠ સોમનાથભાઈ રૂપજીદાસ | અમદાવાદ |

| | |
|---|---|
| શેઠ કેશવલાલ જીવાભાઈ | અમદાવાદ |
| શેઠ કેશવલાલ છક્કડશી | અમદાવાદ |
| દેશાઈ કાળીદાસ હરજીવનદાસ | અમદાવાદ |
| શેઠ દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ | અમદાવાદ |
| ડૉ. સા. પીતાંબરદાસ કુબેરદાસ | અમદાવાદ |
| પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ | અમદાવાદ |
| શેઠ શંભુપ્રસાદ ખોડીદાસ અતલસવાળા | અમદાવાદ |
| શેઠ છગનલાલ નરોત્તમદાસ | અઘાર |
| મિ. કેશવલાલ માધવલાલ જનરલ સેક્રેટરી | વિરમગામ |
| મિ. ચુનીભાઈ વનમાળીદાસ | ભરૂચ |

**ઠરાવ ૧૬ મો :** આ સંસ્થાનું નામ **શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજને બદલે "શ્રી કડવા પાટીદાર પરિષદ" રાખવામાં આવે છે** અને આ સમાજના બંધારણના જે નિયમો છે તેને મંજુર રાખવાનો ઠરાવ કરવામાં આવે છે.

**ઠરાવ ૧૭ મો :** આ સમાજમાં થયેલા સઘળા ઠરાવોનો અમલ કરવાને માટે મહેરબાન પ્રેસિડન્ટ સાહેબ તથા જનરલ સેક્રેટરીને અધિકાર આપવાનો આ સમાજ ઠરાવ કરે છે.

**ઠરાવ ૧૮ મો :** આ સમાજ તેની ચાલુ બેઠકમાં અડચણોને લઈ પોતે હાજરી નહીં આપી શકવાના કારણથી જે જે બંધુઓએ તાર અને કાગળો દ્વારા સમાજના કાર્ય પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી ફતેહ ઇચ્છી છે તેમને ધન્યવાદ આપે છે.

**ઠરાવ ૧૯ મો :** સદ્‌ગત જ્ઞાતિભક્ત ભાઈ પુરુષોત્તમદાસની જ્ઞાતિ સેવાની કદર કરી તેમનું સ્મારક કરવા સંબંધી ગઈ બેઠક વખતે કરવામાં આવેલા ઠરાવ ૩૦ માનો સત્વર અમલ કરવાનો ઠરાવ કરવામાં આવે છે.

**ઠરાવ ૨૦ મો :** આ સમાજ તરફથી શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળને જે રકમ આપવામાં આવી છે તેના પ્રમાણમાં આ સમાજ તરફથી ઉક્ત મંડળના સભાસદ તરીકે કડવા વિજયના તંત્રી મિ. મગનભાઈ જી. એન્જિનિયરની નિમણૂક કરી મહામંડળના કાર્યમાં ભાગ લેવાનો અધિકાર આપવામાં આવે છે.



**ઠરાવ ૨૧ મો :** રા. રા. વલભદાસ નરોત્તમદાસે જે ઉત્તમ આશયથી આપણા સમાજને રૂ. ૧૦૦૦ સમાજના નિભાવને માટે અને રૂ. ૧૦૦૦ સમાજના કેળવણી ફંડમાં મળી રૂ. ૨૦૦૦ ની મોટી રકમ અર્પણ કરેલ છે અને કડવા પાટીદારો

અને લેઉવા પાટીદારો વચ્ચે ઐક્યની પ્રતીતિ કરાવેલ છે તેને માટે તેઓ ભાઈનો આ સમાજ અંતઃકરણપૂર્વક ઉપકાર માને છે અને તેવી જ રીતે બંને જ્ઞાતિ વચ્ચે ઐક્ય વધે તે માટે આ સમાજ દરેક બંધુને આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

**ઠરાવ ૨૨ મો :** સમાજના નિભાવને માટે જે ફંડ આજ થયું છે તેમાં અને સ્પેશીયલ ફંડમાં નાણાં ભરનાર આપણા ભાઈઓનો આ સમાજ અંતઃકરણપૂર્વક ઉપકાર માને છે અને સદરહુ ફંડ વધારવાને માટે પ્રયત્ન કરવા દરેક બંધુને આગ્રહ કરે છે.

**ઠરાવ ૨૩ મો :** આપણી જ્ઞાતિની સભાની આઠમી બેઠક ભરવામાં ઘણી અગવડો વેઠી આ સમાજના દિલસોજ મેમ્બરો પૈકી શેઠ કુબેરદાસ અતલસવાળા, રા. નારણજીભાઈ મિસ્ત્રી તથા દેશાઈ ચંદુલાલભાઈ વગેરે મુંબઈ શહેરના જ્ઞાતિબંધુઓએ ઘણી ખંત અને ઉત્સાહથી મદદ કરી છે તે માટે તેમનો તથા મુંબઈ અને ઘાટકોપરના સ્વયંસેવકોએ બજાવેલી સેવા બદલ તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

**ઠરાવ ૨૪ મો :** લાડવણિક જ્ઞાતિના સદ્‌ગૃહસ્થ શેઠ રણછોડદાસ વરજીવનદાસ શ્રોફે આપણા ડેલીગેટો માટેના ઉતારાઓનાં મકાનોની સગવડ કરાવી આપી મંડપના કાર્યમાં પોતાની કિંમતી વસ્તુઓ વાપરવા આપીને તેની શોભામાં વૃદ્ધિ કરવા જાતે પરિશ્રમ લઈ આપણા પ્રત્યે તે સાહેબે જે દિલસોજી બતાવી છે તે ખાતે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

**ઠરાવ ૨૫ મો :** આ બેઠકનું કામ શાંતિપૂર્વક પૂર્ણ કરવા માટે આ સમાજ મે. પ્રમુખસાહેબનો ઉપકાર માને છે. (અપૂર્ણ)



## આપણા સુ. યુવકમંડળની મુંબઈની શાખા તેની કાર્યશક્તિ અને જ્ઞાતિ સેવા

### ઉદારચિત્ત પાટીદાર બંધુ તુલસીદાસભાઈને માનપત્ર

જ્યારે શેરથા ગામે સમાજની બેઠકનો સાતમો મહોત્સવ હતો તે પ્રસંગે શ્રી કડવા પા. સુ. યુવકમંડળની સ્થાપના અને તે ખુલ્લુ મુકવાનો સમારંભ રા. નારણજીભાઈ મિસ્ત્રીના હાથે થયો હતો તે પ્રસંગે આપણા યુવકોએ જે ઉત્સાહ બતાવ્યો હતો તે જોતાં ખરેખર દરેકને ઘણો જ આનંદ અને સંતોષ થયો હતો. આ યુવકમંડળના નિયમ પ્રમાણે કેટલેક સ્થળે તેની પેટા શાખાઓ ખોલવામાં આવી

છે અને ત્યારબાદ તેનો પહેલો મહોત્સવ પણ અમદાવાદ શહેરમાં મે. ડૉક્ટરસાહેબ પીતામ્બરદાસભાઈના અધ્યક્ષ નીચે તેમણે ઉજવ્યો છે. પેટાશાખાના સ્થળે મંડળના જો. સેક્રેટરીઓએ સંસ્થાનો ઉદ્દેશ બર લાવવાનાં કાર્યો કરી મંડળની કીર્તિ વધારવામાં જે ખંત અને ઉત્સાહ બતાવવાની જરૂર છે તેનો અચૂક દાખલો મુંબઈના યુવકમંડળની શાખાએ બેસાડ્યો છે. અમારા જાણવા પ્રમાણે અસ્ખલિત રીતે, જ્ઞાતિના અભ્યુદય વિષે લોકમત કેળવવા અને સેવા ઉઠાવવા મુંબઈની શાખાના યુવકો અન્ય શાખાઓ કરતાં પહેલો દરજ્જો ધરાવે છે. તેમની સેવાભાવના એટલી તો દઢ છે કે ગમે તેવા સંયોગોમાં પોતે હોય છતાં મુંબઈનો યુવક તેને બતાવવામાં આવેલા સેવા ધર્મની અવગણના કરતો નથી, એટલું જ નહિ પરંતુ આનંદ સાથે જ્ઞાતિ સેવાનું કાર્ય પોતાના ખાનગી કામ કરતાં વધારે ચીવટ અને ત્વરાએ કરતો હોય તેમ જણાય છે. આ મંડળનો મોટો ભાગ કચ્છી યુવકબંધુઓનો છે અને તેઓ જ્ઞાતિ સેવાને એક પવિત્ર કાર્ય માફક ગણી દેવદેવીઓ કે ગુરુજનોની જાણે આજ્ઞા ઉઠાવતા હોય તેવા ભાવથી પોતાના ઉપરી અગર અન્ય જ્ઞાતિ આગેવાનનો હુકમ ઝીલવા તૈયાર જ રહે છે. વિદ્યાર્થી જ માત્ર વિનય આવે તે વાત મુંબઈના કચ્છી યુવકો જુઠ્ઠી પાડે છે. તેઓ ઘણા ખરા ભાગ્યે જ પૂરું ગુજરાતી પણ ભણેલા છે છતાં ભણેલા ગુજરાતી યુવકો કરતાં વિશેષ વિનયી, કાર્યદક્ષ અને કેટલાક વિશેષ બુદ્ધિશાળી પણ છે. તેમની જ્ઞાતિ સેવા કરવાની જિજ્ઞાસા તો બેશક છે. ગુજરાતી યુવકો વિદ્યાભ્યાસમાં જોડાયેલા છે જ્યારે મુંબઈના સ્થાનિક યુવકો નિયમીત અને પુરુષાર્થ પ્રમાણે લાભ મળે તેવી પ્રવૃત્તિવાળા સ્થળે રોકાયેલા જ હોય છે, એટલે અવકાશ તો બંનેને સરખો જ મળે, છતાં વિદ્વાન કરતાં અવિદ્વાન અથવા અભણ યુવક વધારે પ્રમાણમાં જ્ઞાતિસેવા કરી શકે અગર તેની ભાવના વિશેષ બળવત્તર હોય એમ બનવું એ વિદ્વાન યુવક માટે માનભરેલું નથી એમ કહેવું જોઈએ. આ પ્રસ્તાવનો અર્થ એવો કરવાનો નથી કે ગુજરાતી કિંવા વિદ્વાન યુવકો કચ્છી યુવકો કરતાં ઉતરતા પ્રકારના છે, પરંતુ પહેલા પ્રકારના યુવકોએ પોતાના મંડળમાં માત્ર નામથી જ કે કોલેજની ડિગ્રીથી પદવી શોભાવવી એમાં તેમની શોભા નથી પરંતુ દરેક યુવકે જ્ઞાતિસેવાની છેલ્લી પરીક્ષા કે જે યુનિવર્સિટીના ધોરણ કરતાં તદ્દન ઊંચા પ્રકારની છે તેમાં પસાર થવાનું છે એ વાત તેમના સ્મરણમાં રહે એ જ હેતુ છે. વિદ્વાન યુવકો જ જ્ઞાતિના ભવિષ્યને ઘડનારા છે એવી અમારી દઢ માન્યતા હોવાથી પ્રસંગોપાત તે વિષે આ કહેવાયું છે અને તે પુરેપૂરું સમજી જે કઠીન સેવાધર્મ, વિદ્વાન યુવકોએ અંગીકાર કર્યો છે તેની સિદ્ધિ અર્થે વિનય અને સમજ કે સહનશક્તિથી તેઓ વેગળા નહીં જાય એવી આશા છે.

જ્ઞાતિ ઉન્નતિની જે હિલચાલ આજે લાંબા વખતથી શરૂ થઈ છે તે પણ યુવકોને જ આભારી છે પરંતુ દશ વર્ષ પહેલાંના કેટલાક યુવકો નરમ વિચારના, શુદ્ધ ચારિત્ર્યના અભાવવાળા અને કામ કરીને જાણે થાકી ગયા હોય તે તેમને જાણે સત્ય બોલતાં કે તે પ્રમાણે ચાલતાં ચલાવતાં આવડતું ન હોય એવું સમજી હમણાંના કેટલાક તાજા યુવકોએ પોતાના મંડળના મેમ્બરની ઉંમરની હદ બાંધી દીધી છે અને જેને ૩૦ વર્ષ થઈ ગયાં હોય તેમને પોતાના મંડળમાં તેઓ દાખલ કરતા નથી. આ તાજા યુવકો પૈકી ઘણા સમાજસેવાના કાર્યમાં ઉમંગથી ભાગ લે છે અને સમસ્ત જ્ઞાતિની જે સમાજ-પરિષદ છે તેને મદદ કરવામાં પાછી પાની કરતા નથી. કેટલાકે તો સમાજનો સારો અભ્યાસ કર્યો છે અને સમાજના ઘણા મેમ્બરોમાં પ્રિય થઈ પડ્યા છે. તેમના સિદ્ધાંતો ઘણા જ ઉચ્ચ છે અને જે હેતુથી તેમણે પોતાના સમવયી યુવકોનાં મંડળની સ્થાપના કરી છે અને નિયમો ઠરાવ્યા છે તે પરિષદના સિદ્ધાંતો કરતાં પણ ઘણા આદર્શરૂપ છે. ''ભણ્યો ભૂલે અને તારો ડૂબે'' એ કહેવત પ્રમાણે કેટલાક યુવકો વિરોધીઓના હાથે Cat's Paw થઈ જાય તેવો છે કે કેમ તે તો અનુભવથી જ સમજાશે છતાં પરિષદની ઉન્નતિ સાથે જ પોતાના મંડળની પણ ઉન્નતિ છે એવી સમજવાળા તો ઘણા છે જ અને તે ખુશી થવા જેવું છે.

પરિષદની મુંબઈની બેઠક વખતે લેવા પાટીદાર મુરબ્બી વલ્લભભાઈ નરોત્તમદાસ ધરમજવાળાના પુત્રરત્નો પૈકી ભાઈશ્રી પરભુદાસભાઈ અને તુલસીદાસભાઈએ આપણી સંસ્થાના ફંડમાં અત્યાર સુધી કોઈએ નહીં આપેલી એવી મોટી રકમ ભેટ આપી ક. પા. જ્ઞાતિ પ્રત્યે બંધુત્વ ભાવ દર્શાવ્યો છે, તેનો વિવેકભર્યો આભાર મુંબઈના યુવકમંડળની શાખાએ પરિષદ તરફથી દર્શાવ્યો છે. ગઈ બેઠક વખતે યુવકમંડળ તરફથી સદ્‌ગત તંત્રીની મોટી છબી સમાજને ભેટ આપવામાં આવી હતી, આ પ્રસંગે તેની મુંબઈની શાખાએ સંસ્થાને મદદ કરનાર માનવંતા પાટીદાર કુટુંબના પ્રતિનિધિને માનપત્ર સાથે જ્ઞાતિના કેટલાક આગેવાનોને પણ પોતાની શક્તિ અનુસાર નોતરી પાર્ટી આપી છે, તે ખાતે પરિષદના વ્યવસ્થાપકો અને કાર્યવાહકોનું અત્રે ધ્યાન ખેંચવાની જરૂર છે. રા. તુલસીદાસભાઈને જે શબ્દોમાં ત્યાંના યુવકોએ માનપત્ર અર્પણ કર્યું છે તે યથાર્થ છે, તેમના ચારિત્ર્ય અને ગુણોની જેટલી પ્રશંસા કરવામાં આવે તેટલી થોડી છે, પરંતુ જે પદ્ધતિ અને અતિશયોક્તિ માનપત્રોમાં સ્વાભાવિક રીતે જણાય છે તેવા કોઈ પ્રકારના દોષથી આ યુવકોનું માનપત્ર મુક્ત છે એ માટે તેના લેખકને ખરેખર ધન્યવાદ ઘટે છે અને તેટલો જ ધન્યવાદ યુવકમંડળની મુંબઈની શાખાના

દરેક મેમ્બરોને ઘટે છે કે પોતાને મળેલા જૂજ વખતનો લાભ લઈ માનપત્ર અને પાર્ટી આપવાનું કાર્ય પરિષદના કાર્યમાં અગવડ કર્યા સિવાય નિગેહબાનીથી પતાવી દીધું છે. પાર્ટી આપવાની રીતભાત આપણી પાટીદારશાહી નહોતી, પરંતુ તે વિદેશી હતી. ટેબલ ખુરશીઓ ઉપર સૂકાલીલા મેવા, સોડા, લેમન, ચા, ચિરૂટ, સીગારેટ રકાબીઓમાં ગોઠવવાં પડે, વળી જેને આમંત્રણ હોય-જેની પાસે કાર્ડ હોય તે જ તેમાં જઈ શકે એવી રીતભાત ઘણે અંશે આ પાર્ટીમાં હતી અને તે પ્રસંગે તેમ કર્યા સિવાય એમને ચાલે તેમ પણ નહોતું. તેમને સાધેલો યોગ અને મંડળની શાખાની આર્થિક ઘટના જોતાં અમે તેના કાર્યવાહકોની પ્રશંસા કર્યા સિવાય રહી શકતા નથી.

માનપત્ર આપવાની ક્રિયા પરિષદના મંડપમાં જ બેઠકના છેલ્લા દિવસે થઈ હતી અને તે પ્રસંગ માટે લગભગ ૦।। કલાક પરિષદનું કાર્ય બંધ રાખવું પડ્યું હતું. પરિષદના સભાસદોને તેમાં ભાગ લેવા શાખાના કાર્યવાહકો પૈકી મિ. માણેકલાલે વિનંતી કરી હતી. અમદાવાદવાળા શેઠ ઉમેદરામ જીવાભાઈને તે ક્રિયા વખતે પ્રમુખપદ લેવા દરખાસ્ત કરી. જેને મંડળના મેમ્બરો પૈકી ગણપતપુરાવાળા રા. છોટાભાઈ વગેરેએ અનુમોદન આપતાં શેઠ ઉમેદરામભાઈએ તે સ્થાન સ્વીકાર્યું હતું અને રા. તુલસીદાસભાઈ એક લેઉવા જ્ઞાતિના હોવા છતાં આપણી જ્ઞાતિ તરફ જે મમતા અને સંબંધ રાખે છે તે માટે તેમની પ્રશંસા કરી હતી. તે સાથે આપણામાંથી પણ અન્ય જ્ઞાતિઓમાં મદદ કરનારા નીકળે તેમ છે વગેરે કહી આ સંસ્થાના કામમાં નાણાંની મોટી રકમોની જરૂર જણાવતાં પોતે શ્રી કડવા પા. હિતવર્ધક મહામંડળનો દાખલો આપ્યો હતો અને તેના ફંડની મોટી રકમનો સારો ઉપયોગ થતો નથી એ જોઈ આવી પરિષદ જેવી સંસ્થા જેને મોટા ફંડની જરૂર છે તેમાં લોકો આપતાં ખચકાય છે એમ જણાવ્યું હતું. ત્યારબાદ શેઠ તુલસીદાસભાઈને આપવાનું માનપત્ર મિ. માણેકલાલે વાંચી સંભળાવ્યું હતું ને શેઠ ઉમેદરામભાઈના હાથે તેમને અર્પણ કરવામાં આવ્યું હતું.

## માનપત્રની નકલ

**ઉદારચિત્ત, શાંતિપ્રિય, ધર્મશીલ, શ્રીયુત્**

**ભાઈશ્રી તુલસીદાસભાઈ વલભદાસભાઈની પવિત્ર સેવામાં-સ્વસ્થાન શ્રી મુંબઈ**



આપશ્રીના સમક્ષ એ અભિલાષાએ આવીએ છીએ કે આપ કડવા પાટીદાર જ્ઞાતિ તરફ શરૂઆતથી જ જે પ્રેમ મમતા અને ભાતૃભાવ દર્શાવી અન્ય જ્ઞાતિને એકતાના પાઠરૂપ સમદર્શીપણાના ઉચ્ચ ગુણને આધિન થઈ ભવિષ્યની પ્રજા,

આશામય, તંદુરસ્ત, સુખી અને પવિત્ર ધર્મ કર્મમાં પ્રવૃત્ત થાય એ દૃષ્ટિએ તેમના શિક્ષણાર્થે આપનો પ્રશસ્ત હસ્ત લંબાવી જે ઉદારતા બતાવી છે તે ઋણ આ નાનાસરખા નજીવા પણ જીવંત સ્મરણાથી અદા કરી એક ફરજ બજાવવાની પરવાનગી આપશ્રી ચોક્કસ આપશો જ.

આપશ્રીનો કડવા પાટીદાર સાથેનો કેવો મીઠો સંબંધ ! આ સંબંધની વખતે વખતે મીઠાશ લેવાની, મીઠાશ દેવાની, આપની અનુકરણીય રીતિ એ સંયોગોની સાથે લેતાં ખરેખર મોહ ઉપજાવવાની સાથે આપશ્રીના પૂજ્યભાવ પ્રત્યે વધુને વધુ પ્રેરાવે છે. આપનો વ્યવહાર કુશળ છતાં ધર્મપ્રિય, આગ્રહી છતાં સમાન દૃષ્ટિવાળો, રસિક છતાં સાદાઈમાં શોખ માનનારો, ઉદ્યોગી છતાં કર્તવ્યપરાયણ, વિદ્યાવિલાસી છતાં નિરભિમાન, નમૂના વગરનો સ્વભાવ અમારા યુવાન હૃદયોને આપના પ્રત્યે સંપૂર્ણ માન ઉપજાવે તેવો છે.

પશ્ચિમના વૈભવી પ્રદેશમાં વારંવાર પ્રવાસ કરી, ઇંગ્લીશ, ફ્રેંચ વગેરે પરદેશીઓના ગાઢ સહવાસમાં રહી, હૃદયમાં તેમજ રીતભાતની જે અસાધારણ સાદાઈ આ દેશના કાંઠે આપ સાથે લેતા આવો છો તે જ આપની સરળતા અમને આજે આ पत्रं पुष्पम् ફૂલ નહિ અને ફૂલની પાંખડી ભેટ નહિ પણ સંભારણા તરીકે આપની સેવામાં રજૂ કરાવે છે.

આપના વિશેષ ગુણગાન કરી આપની કર્તવ્યપરાયણ બુદ્ધિ ધર્મકર્મચ્યુત થાય તો આપ નારાજ થાઓ તે ન કરતાં છેવટે એટલું જ પરમકૃપાળુ જગદીશ પાસે માગીએ છીએ કે આપની સંપત્તિ સિદ્ધિ રિદ્ધિ અને કુટુંબ પરંપરા અનેરી અનેરી ભાવનાઓથી ભરે અને એની સુગંધ ચોતરફ કસ્તુરીમૃગ માફક મહેકે એ અમે દૃષ્ટિગોચર કરીએ.

આપના હાથે આવાં ને આવાં અનેક યશસ્વી કાર્યો શ્રી પ્રભુજી આપને સંપૂર્ણ આરોગ્યમય, સુખી અને સંતુષ્ટ દીર્ઘાયુષ્ય બક્ષી ડગલેને પગલે કરાવે તેવી અંતરોર્મિ સાથે,

મોરારબાગ-મુંબઈ લી. અમે છીએ આપશ્રીના સેવકો,

તા. ૩૦-૧૨-૧૮ **નારણજી, લધાભાઈ, જીવરાજ, માણેકલાલ વગેરે**
શ્રી ક. પા. સુ. યુવકમંડળના સભ્યો-મુંબઈ બ્રાન્ચ

માનપત્રનો જવાબ વાળતાં શેઠ તુલસીદાસે જણાવ્યું કે :-

## મારા યુવક ભાઈઓ અને સદ્‌ગૃહસ્થો

આપ સઘળાએ મારા તરફ માયાળુ લાગણી બતાવી મારા સ્વભાવ અને રીતભાતનાં જે વખાણ કર્યાં છે તેટલા બધા સારા ગુણો મારામાં હોય એમ હું માનતો નથી. આપણી પાટીદારની જ્ઞાતિ ઘણી જ મોટી છે અને કેટલાંક વર્ષોથી કડવા અને લેઉવા એમ બે વિભાગ પડી ગયા છે પરંતુ એક જ પિતાના આપણે પુત્રો છીએ એ વાત મારા વડીલોએ ઘણા વખતથી મને સમજાવી છે. કડવા અને લેઉવા એ બંને જ્ઞાતિબંધુઓએ આપણી પાટીદાર કોમની ઉન્નતિ માટે કાળજી રાખવાનો આ સમય છે, અને તે જવા દઈશું તો આપણી બંને કોમો ઘણી જ પછાત રહી જશે. દેશાટણ કરવાથી મને જે કંઈ પ્રાપ્ત થયું છે અને હું શીખ્યો છું તે એટલું જ છે કે, આપણી પાટીદાર જ્ઞાતિની ઉન્નતિ માટે આપણી બંને કોમના વિદ્વાન અને આગેવાન ભાઈઓએ, એકબીજાની સાથે ઐક્ય રાખી પ્રસંગોપાત દરેક પ્રકારની મદદ કરવાની જરૂર છે. ભાઈઓ, અમારા કુટુંબ તરફથી આપણી કડવા પાટીદાર જ્ઞાતિને કંઈક મદદ કરી હોય તેમાં અમે કંઈ ઉપકાર કરવા જેવું કર્યું નથી, તે તો અમારી જન્મથી જ ફરજ છે. આપની જ્ઞાતિના કેટલાક બંધુઓ સાથે હું લાંબા વખતથી સહવાસમાં આવ્યો છું, અને જે જે ભાઈઓ સાથે મારે પરિચય થયો છે, તેમાં મને જણાયું છે કે, આપણી બંને કોમો એકબીજા પ્રત્યે સ્નેહ અને સદ્‌ભાવ રાખી ઐક્ય સાધવા તત્પર જ છે. મારા કુટુંબના અને આપણી જ્ઞાતિના કેટલાક બંધુઓ સાથેનો સંબંધ એક જ કુટુંબના જેવો થઈ ગયો છે, અને જે યુવક ભાઈઓએ આજે મારી પ્રસંશા કરી માન આપવા જેવું કર્યું છે, તે મારા પ્રત્યેના તેમના અપૂર્વ સ્નેહને લીધે જ હોય એમ હું માનું છું, કારણ માન લેવા જેટલી મારામાં લાયકાત હોય એમ હું ધારતો નથી. મને જે માન આ શહેરના યુવકમંડળ તરફથી આપવામાં આવ્યું છે તે ખાતે હું તેમનો આભાર માનું છું અને આશા રાખું છું કે આપણી બંને કોમો વચ્ચે ઐક્ય વધે તે માટે પરમાત્મા પાસે હું પ્રાર્થના કરું છું અને જ્ઞાતિના હિતના કાર્યમાં મારા લાયક જે કંઈ સેવા ફરમાવશો તે મારાથી બનતી હું યથાશક્તિ કરીશ.

ઉપર પ્રમાણેની ક્રિયા ખલાસ થતાં મે. પ્રમુખ સાહેબે શેઠ તુલસીદાસભાઈને હારતોરા અર્પણ કર્યા હતા અને ટૂંકામાં એક બે યુવકોએ પરિષદના મેમ્બરો વગેરે પ્રત્યે આભારદર્શક વિવેચનો કર્યા બાદ તે ક્રિયા સમાપ્ત થઈ હતી અને મોરારબાગના ડ્રોઈંગ હોલમાં શેઠ તુલસીદાસભાઈને પાર્ટી આપવામાં આવી હતી. જે પ્રસંગે જ્ઞાતિના આગેવાનો અને ગૃહસ્થો પૈકી જેઓ હાજર હતા તેમણે મુંબઈના

યુવકોની ઘણી જ પ્રશંસા કરી હતી. અમે પણ તે મંડળના દરેક યુવકોનું દીર્ઘાયુષ્ય ઈચ્છી તેમના સેવાધર્મની સંપૂર્ણ ફત્તેહ ઈચ્છી અત્રે વિરમીશું.

## શ્રી કડવા પાટીદાર પરિષદની શાખાઓ

| પેટે સંસ્થા | સ્થળ | જો. સેક્રેટરીનું નામ |
|---|---|---|
| અમદાવાદ અને પ્રાંતિજ | અમદાવાદ | રા. બાપાલાલભાઈ વીરચંદ |
| વિભાગની પેટા શાખા | અમદાવાદ | વાળંદવાળી પોળ-વાડીગામ |
| | | મિ. ગોકળદાસ હાંસજીભાઈ એન્જિનિયર |
| | | ન્યુ માણેકચોક મીલ |
| વિરમગામ અને ચુંવાળ | વિરમગામ | મિ. નાથાલાલ દામોદરદાસ |
| પ્રદેશની પેટા શાખા | વિરમગામ | શેઠ છગનલાલ નરોત્તમદાસ-અઘાર |
| દશક્રોસી ભાલ અને | બાવળા | પા. પુરુષોત્તમદાસ લલુભાઈ |
| ચરોતર વિભાગ | વાસણા મા. | પા. પુરુષોત્તમદાસ કહાનદાસ |
| કડી પ્રાંત વિભાગની | શેરથા | પા. રણછોડભાઈ જીવણદાસ |
| પેટા શાખા | (તા. કલોલ) | પા. રણછોડ શ્રીધરદાસ |
| વડોદરા સીટી | વડોદરા | મિ. પુરુષોત્તમદાસ હરગોવિંદદાસ |
| | | પ્રેમાનંદ કવિની પોળ-વાડીમાં |
| સુરત ભરૂચ અને | ભરૂચ | રા. ચુનીભાઈ વનમાળીદાસ |
| પાદરા વિભાગ | પાદરા | રા. તળજાભાઈ નાથાભાઈ |
| કાઠીયાવાડના પ્રદેશની | ટીકણ-રણની | પા. શીવલાલભાઈ પિતાંબરદાસ |
| પેટા શાખા | ભાવનગર | રા. જીવાભાઈ ખુશાલદાસ-કણબીવાડ |
| મુંબઈ અને કચ્છ | મુંબઈ | રા. મંગુભાઈ કીલાભાઈ ઠે. ત્રીકમભાઈ |
| પ્રદેશની શાખા | | ગોપાળદાસ કાંબેકર સ્ટ્રીટ પો. નં. ૩ |
| निमाडना प्रदेशनी | कसरावद | ओंमकारजी हीराजी दावड्या |
| पेटा शाखा | | (होलकर स्टेट) |
| माळवा प्रदेशनी | जावद | बाबु भक्तिरामजी मेघराजजी |
| पेटा शाखा | | (होलकर स्टेट) |



| **શેઠ મફાભાઈ ગોવિંદજી** | **મિ. કેશવલાલ માધવલાલ વકીલ** |
|---|---|
| **એડીશનલ સેક્રેટરી–વિરમગામ** | **જનરલ સેક્રેટરી–વિરમગામ** |

## શ્રી કડવા પાટીદાર સુધારક યુવકમંડળનો સને ૧૯૧૮-૧૯નો રિપોર્ટ

આજથી લગભગ ત્રણ ચાર વર્ષ ઉપર જ્ઞાતિના કેટલાક યુવકોના હૃદયમાં રમી રહેલી જ્ઞાતિસેવાની પવિત્ર અભિલાષાએ યુવકોનું એક મંડળ સ્થાપવાનો વિચાર તેમના હૃદય પ્રદેશમાં ઉત્પન્ન કર્યો હતો. પણ કેટલાક સમય સુધી તે વિચારે કાર્યનું સ્વરૂપ પકડ્યું નહિ. આપણી જ્ઞાતિના સુધારાના મહાન સમર્થ સુકાની સ્વ. પુરુષોત્તમદાસભાઈની ખોટે અને તેથી જ્ઞાતિ ઉન્નતિની હિલચાલ મંદ પડી જવાના ભયે યુવકોના તે હૃદય વિચારને પ્રદીપ્ત અને પ્રબળ કર્યો. યુવકોએ તે પ્રબળતાને મંદ પડી જવા ન દેતાં સને ૧૯૧૮ ના એપ્રિલ માસમાં યુવકમંડળ સ્થાપવા માટે એક યોજના તેના ઉદ્દેશો અને નિયમો સહિત પ્રસિદ્ધ કરી અને ઓર્ગેનાઈઝીંગ સેક્રેટરીઓ અને ઓર્ગેનાઈઝીંગ કમિટી નીમવામાં આવી. મેમ્બરો કરવાનું કાર્ય શરૂ કરી નાખવામાં આવ્યું. ત્યારબાદ સમાજની શેરથાની બેઠક વખતે મેમ્બરો વધતાં શેરથાની શાખા ખુલ્લી મૂકવામાં આવી. ત્યારબાદ અમદાવાદ મુકામે ૧૯૧૮ના જૂન માસમાં ડૉ. રા. પીતામ્બર કુબેરદાસના પ્રમુખપદ નીચે યુવકમંડળનો પહેલો મહોત્સવ ઉજવવામાં આવ્યો અને મંડળની જનરલ મિટિંગ ભરી પ્રમુખ, ઉપપ્રમુખ, સેક્રેટરી તથા કાર્યવાહી કમિટીની નીમણૂક કરવામાં આવી. કાર્યવાહી કમિટીને સ્થપાયે થોડો વખત થયો તેટલામાં કેળવણીનો એક પ્રશ્ન તેને ગુંચવવા લાગ્યો. મહામંડળની બોર્ડિંગમાં વિદ્યાર્થીઓને જગ્યા મળવાની મુશ્કેલી તથા બીજી ફરીયાદો કાર્યવાહી કમિટીને કાને પ્રમુખ મહાશય તથા સેક્રેટરી મારફત આવવા લાગી. આ પ્રશ્ન ઘણો અગત્યનો હતો અને હું માનું છું કે કાર્યવાહી કમિટીએ તે સંબંધમાં પોતાથી બનતો દરેક પ્રયાસ કર્યો છે. જ્ઞાતિનું ભવિષ્ય વિદ્યાર્થીઓ ઉપર અવલંબે છે અને જ્ઞાતિના વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસ કરવાની સગવડ ન મળે તો વિદ્યાનો પ્રચાર અટકે તે જ્ઞાતિને માટે ઘણું જોખમ ભરેલું લાગવાથી તે સંબંધી વિચાર કરવા બે મિટિંગો બોલાવવામાં આવી હતી. પહેલી મિટિંગમાં ઠરાવ્યા પ્રમાણે વિદ્યાર્થીઓની ફરીયાદ માટે બોર્ડિંગ કમિટીના પ્રમુખ સાહેબને લખવામાં આવ્યું અને પાછળથી રજીસ્ટર્ડ કાગળથી વિનંતી કરી, પણ જવાબ ન મળ્યો. તેથી મહામંડળના જનરલ સેક્રેટરીને પણ વિનંતી કરવામાં આવી પણ તેનો પણ જવાબ ન મળી શક્યો. આ પ્રશ્નનો હજુ તો નિવેડો આવ્યો નહોતો, ત્યાં તો કાર્યવાહી કમિટી સમક્ષ બીજો પ્રશ્ન રજૂ થયો તે પણ કંઈ ઓછો મહત્ત્વનો નહોતો.

મહેસાણા અને ઊંઝા બાજુના કેટલાક જ્ઞાતિભાઈઓને ના. ગાયકવાડ સરકારને બાળલગ્ન પ્રતિબંધક નિબંધમાં જ્ઞાતિહિતને નુકસાન કરે તેવો ફેરફાર કરવાની અરજ કરી હતી. લગ્ન આવવાનું પણ એક જ વર્ષ બાકી હતું. જ્ઞાતિનાં ઘણાં બાળકોનો ભોગ અપાય તેમ છે અને હતું, તેથી બાળલગ્ન પ્રતિબંધક નિબંધના અનુમોદનમાં અને ઉક્ત જ્ઞાતિભાઈઓની વિરુદ્ધમાં સંપૂર્ણ અને સુરક્ષિત દલીલો ભરી એક અરજી વડોદરા રાજ્યના મે. ન્યાયમંત્રી સાહેબને ૧૯૧૮ના નવેમ્બર માસમાં કરવામાં આવી. આ દરમિયાન ઉપદેશનો વિચાર પણ થયો હતો. પરંતુ ઈન્ફલ્યુએન્ઝાની પ્રબળતાને અને વર્ષની નિષ્ફળતાને લીધે ગામડાની ચિંતાતુર થયેલી સ્થિતિમાં તે વિચાર દિલગીરી સાથે છોડી દેવો પડ્યો. હવે કેળવણીના ઉપર જણાવેલા પ્રશ્નનો કાંઈ રસ્તો કાઢવાનું અત્યંત આવશ્યક જણાયું, અને કાર્યવાહી કમિટીના ઠરાવથી અને કુમાર શ્રી લાલસિંહજીભાઈ, શેઠ દુર્ગાપ્રસાદભાઈ અને શેઠ પ્રાણસુખભાઈની મદદથી વિદ્યાર્થીઓની અગવડ દૂર કરવામાં આવી. આ પ્રયત્ન આટલેથી જ અટક્યો નહિ પણ તે માટે સતત પ્રયત્ન કરનાર મારા મિત્ર રા. નગીનભાઈ તે બોર્ડિંગને ઉક્ત ગૃહસ્થો તથા શેઠ સોમનાથભાઈની મદદથી આર્થિક સુસ્થિતિમાં કેટલેક અંશે મૂકવાને શક્તિમાન થયા છે.

આ પછી કેળવણીના પ્રદેશમાં બીજું પણ એક અગત્યનું કાર્ય થયું છે. ઊંઝા આદિ સ્થળોએ ઉપદેશનું કાર્ય શરૂ થયું. સરઢવ મુકામે કડીપ્રાંત તથા અન્ય ભાગના કેટલાક ભાઈઓ મળ્યા અને કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ સ્થાપવામાં આવ્યું, અને સાથે કડીપ્રાંત માટે એક ફંડ પણ કરવામાં આવ્યું. હર્ષની વાત તો એ છે કે ગામડાના આગેવાનો ત્યાં પધાર્યા હતા તેમણે પોતાના ગામ તરફથી ફંડમાં અમુક અમુક રકમો આપવા જણાવ્યું હતું. આ સભાનો રીપોર્ટ બહાર પાડવામાં આવ્યો છે તે સભામાં આપણા પ્રયત્નથી તે સંસ્થા સ્થપાવા માટે ઉપકાર માનનારો ઠરાવ કરવામાં આવ્યો હતો, તેનો વળતો ઉપકાર આપણે માનીએ છીએ.

આ સઘળા વખત દરમિયાન મેમ્બરો વધારવાનું તથા પત્રિકાઓ બહાર પાડવાનું કાર્ય ચાલુ જ હતું. ધીમે ધીમે પાદરા, નરોડા, મુંબઈ, વિરમગામ વિગેરે સ્થળે શાખાઓ સ્થાપવામાં આવી. હાલ મંડળની પાંચ શાખાઓ છે અને મેમ્બરની કુલ સંખ્યા ૧૯૦ લગભગ છે. પહેલા મહોત્સવ પ્રસંગે બે પત્રિકાઓ બહાર પાડવામાં આવી હતી (૧) બ્રહ્મચર્ય સંબંધી મહાત્મા ગાંધીજીના વિચારો (૨) નિમાડ સભામાં સ્ત્રીશિક્ષણ ઉપર ત્રણ ભાષણો. ત્યાર પછી બે પત્રિકાઓ બહાર

પાડવામાં આવી હતી. (૩) એક તિથિનાં લગ્ન અને આપણી પડતીનાં કારણો (૪) વડોદરા રાજ્યના મે. ન્યાયમંત્રી સાહેબને અરજી. તદુપરાંત આ મંડળ તરફથી તેની શાખાઓએ સદ્‌ગત પુરુષોત્તમદાસભાઈની સંવત્સરી પણ મહાશિવરાત્રીને દિવસે ઉજવી તેમનો પવિત્ર ઉદ્દેશ બીજાઓને અર્પવા પ્રયત્ન કર્યો હતો.

આ ઉપરથી સર્વે જ્ઞાતિભાઈઓને જણાયું હશે કે આ મંડળને મળેલી આર્થિક મદદનો તેણે ઘણી સારી રીતે ઉપયોગ કર્યો છે. અંતમાં આ મંડળને તન, મન અને ધન સર્વે રીતે મદદ કરનારનો આ મંડળ ઉપકાર માને છે.

**છબીલદાસ છોટાલાલ**

જનરલ સેક્રેટરી

■ ■ ■

# પ્રકરણ-૩

## શ્રી કડવા પાટીદાર જ્ઞાતિના વડોદરા જિલ્લાના સત્તાવીશના પંચની સભા

### ગણપતપુરા, તા. ૬-૨-૧૯ ગુરુવાર

ગણપતપુરાના સુવિખ્યાત પટેલ રાયજીભાઈ રામદાસના કુટુંબથી કોઈ અજાણ્યું નહિ જ હોય. તેમના ચિ. પટેલ બહેચરભાઈ, ઝવેરભાઈ, કેશુભાઈ તથા છોટાભાઈના આમંત્રણને માન આપી આજે પાંચ વાગે ગામો ગામથી જ્ઞાતિબંધુઓ પધાર્યા હતા અને સભાની ધામધુમ ચાલી રહી હતી. સભાનું સ્થાન યુવકમંડળના સેક્રેટરી રા. રા. છોટાભાઈ રાયજીભાઈના સુશોભિત મકાનમાં રાખવામાં આવ્યું હતું. ભોજન લીધા બાદ સાંજના છ વાગે સભાની શરૂઆત કરવામાં આવી હતી.

પ્રથમ મંગળાચરણ તથા શ્રી ઉમિયા માતાજીની સ્તુતિ સ્વયંસેવકોએ કર્યા બાદ યુવકમંડળના સેક્રેટરી અને સ્વાગત કમિટીના ચેરમેન રા. રા. છોટાભાઈ રાયજીભાઈએ સર્વ ભાઈઓને આવકાર આપનારુ વિદ્વતા ભરેલું નીચે પ્રમાણેનું ભાષણ શરૂ કર્યું હતું.

**પરમ પ્રિય જ્ઞાતિબંધુઓ**

શ્રીમંત સરકાર સર સયાજીરાવ ગાયકવાડ મહારાજાની શીતળ છાયા નીચે આપણા શ્રી વડોદરા જીલ્લાના સત્તાવીસ ગામના કડવા પાટીદાર જ્ઞાતિના આગેવાનો તથા બંધુઓ ! અત્રે અમારા એક નજીવા નહાના ગણપતપુરા ગામે પધારી અમારા ગામને આપના શુભ ચરણોથી પાવન કર્યું છે, તેથી તથા વખતોવખત જ્ઞાતિહિતનાં કામો કરવા માટે અમારા ગામ પર કૃપાદૃષ્ટિ રાખી આપણને ઉન્નતિના શિખરે લઈ જનારા ફેરફારો કરી તેને અમલમાં મૂકી જે શુભ લાગણીઓ દર્શાવો છો, તેથી અમો અમારા જીવનને ભાગ્યશાળી માનીએ છીએ અને આપે દૂરદૂરથી પધારી લીધેલી તસ્દી માટે આપનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.



અમારી ઘણા વખતથી ખાસ ઈચ્છા હતી કે જ્ઞાતિ માટે શુભ વિચાર કરનાર

ભાઈઓને અમારે ત્યાં બોલાવવા વિચાર ચલાવતા હતા, અને તેના પરિણામે આ અમુલ્ય તક આપવા કૃપા કરી છે તથા જ્ઞાતિસેવા કરવાનો જે લાભ આપ્યો છે તેથી આપના અમો ઘણા આભારી છીએ. આપણે આપણી જ્ઞાતિમાં સુધારા વધારા કરવાનું ઈષ્ટ લાગવાથી અમો આપ ભાઈઓને આમંત્રણ કર્યું હતું. તે પ્રમાણે અમારી માગણીનો સ્વીકાર કરી અત્રે પધારી જે અમારા ઉત્સાહમાં વધારો કર્યો છે અને આપ ભાઈઓની સેવા કરવાની જે તક આપી છે તેમાં અમારા તરફથી કોઈ પ્રકારની ખામી જણાય તો આપના પ્રેમાળ અને ઉદાર સ્વભાવથી દરગુજર કરશો.

શ્રીમંતની આપેલી ફરજિયાત કેળવણીનાં મીઠાં ફળ ચાખી આપણે આપણી સ્થિતિનું ભાન કરતાં થયા છીએ તેને લઈને અત્યારનો જમાનો કેટલા વેગથી કામ કરી રહ્યો છે તે આપણને સમજાતું જાય છે. જમાનાની સાથે ચાલવાથી આપણે આપણી સ્થિતિ સુધારી શકીશું. તે માટે આપ વિચાર કરશો એવી આશા છે.

આપણે જ્ઞાતિમાં સમયને અનુસરી કેટલાક રીત-રિવાજોમાં ફેરફાર કરતા રહીએ છીએ અને આપણે આપણું મૂળસ્થાન ટકાવી રાખ્યું છે. આપણા વડીલોએ આવી જે અનીતિથી દૂર રહેવાની ઈચ્છાએ આપણા સત્તાવીશ ગામનો જથો બાંધ્યો છે, તેમાં જથ્થાની આબરૂ વધારવાને બદલે છિન્નભિન્ન કરવાના પ્રયત્નો આજકાલ કેટલાક ભાઈઓ કરી રહ્યા છે, તે આપ અત્રે પધારેલા ભાઈઓની ધ્યાન બહાર નહિ જ હોય. તેમાં આપ સઘળા સમજુ વર્ગ વિચાર કરી આપણો જથો શી રીતે કાયમ રહે અને તેમાં વૃદ્ધિ થાય તેવા શુભ વિચારો કરશો. છેવટમાં મારે એટલું જ જણાવવાનું કે - કિંમતી વખત અને પૈસાનો ભોગ આપી આપ સઘળાઓએ અત્રે પધારવા તસ્દી લીધી છે તે માટે આપ સઘળાઓનો હું ફરીથી ઉપકાર માનું છું અને એકંદર હકીકત ધ્યાનમાં લઈ તે માટે શુભ વિચારો કરશો એવી આશા છે.

આપણા આ આદરેલા શુભ કાર્યમાં ભાગ લેતા સત્તાવીશના પંચના ભાઈઓ તથા આગેવાન પંચોએ જે હાજરી આપી છે અને આપણે જે કાર્ય કરવાનું છે તેમાં આપણે અવળે રસ્તે ન દોરાઈ જઈએ તે માટે આપ સઘળા બંધુઓ વિચાર કરી આપણા આજના કરવાના કાર્યને શુદ્ધ અને સરળ રસ્તે ચઢાવવા અત્રે પધારેલા ભાઈઓમાંથી એક સારા અનુભવીને આગેવાન તરીકે કાર્યની શરૂઆત કરતા પહેલાં નિમણુંક કરશો.



અત્રે સભામાં પધારેલા સર્વે ભાઈઓમાંથી આગેવાન (પ્રમુખ)ની પસંદગી કરવા માટે સ્વાગત કમિટીના ચેરમેને દરખાસ્ત મૂકી હતી, તે દરખાસ્તને વડદલાના

પટેલ ગોરધનભાઈ હરજીભાઈ તથા આંતીના પા. અમથાભાઈ હીરાભાઈ તથા પાતરવેણીના પા. લલુભાઈ બાપુભાઈ વિગેરેએ ટેકો આપતાં સર્વાનુમતે તતારપુરવાળા વૃદ્ધ અને સત્તાવીસના જથાના આગેવાન અને અનુભવી સદ્‌ગૃહસ્થ તથા લાયક પા. પુરુષોત્તમદાસ નારણદાસને પસંદ કરવામાં આવ્યા હતા. ત્યાર બાદ તેમણે પોતાનું આગેવાનપદ (પ્રમુખપદ) તાળીઓના અવાજ સાથે સ્વીકાર્યું હતું અને તેઓશ્રીએ પોતાનું વિદ્વતાભર્યું અનુભવસિદ્ધ મનન કરવા લાયક ભાષણ નીચે પ્રમાણે વાંચી સંભળાવ્યું હતું.

**પરમ પ્રિય જ્ઞાતિબંધુઓ, આગેવાનો, ગૃહસ્થો વગેરે**

આપ સર્વ તરફથી આજના અગત્યના કાર્ય માટે આગેવાન તરીકે મને પસંદ કરવામાં આવ્યો છે. આ કામ ઘણું વિકટ અને મુસીબત ભરેલું છે. મારા કરતાં બીજા બંધુઓ લાયક છે છતાં પણ આપ મારે માટે આગ્રહ બતાવો છો તેને માટે હું આપ સર્વનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

બંધુઓ ! છેલ્લા પંદર વર્ષોથી આપણી સત્તાવીસના ગોળની સ્થિતિ સુધારવા તરફ આપ સઘળા ભાઈઓ ખાસ લક્ષ આપતા આવ્યા છો, અને તેના પરીણામે, આપણી જ્ઞાતિમાં ઘણાં વર્ષોથી ચાલ્યા આવતા બાળલગ્નના હાનિકારક રિવાજમાં કાંઈક ફેરફાર કરી શક્યા છીએ તે એ કે વર તથા કન્યા વચ્ચે ચાર વરસનો તફાવત રાખી સંબંધ કરવાનો જે .......... કર્યો છે તે-તેમજ જ્ઞાતિમાં જે દંડની રકમો આવતી હતી, તેનો હિસાબ ઘણાં વર્ષોથી .......... તપાસતું ન હતું તે પણ આપણા ઘણા ભાઈઓના આગ્રહથી હિસાબ તપાસતાં પાંત્રીસ .......... વહીવટમાં જૂજ રૂપિયા આઠસોને આશરે સીલક નીકળી તેની સારી વ્યવસ્થા .......... મુકવાનો વહીવટ શરૂ કર્યો. સત્તાવીસના ગોળનું બંધારણ સંવત ૧૯૨૬ની સાલથી થયું છે, ત્યાંથી માંડીને સંવત ૧૯૬૦ની સાલ સુધીમાં દંડની રકમનું ભારે તારણ છતાં ઉપર લખેલી જૂજ સીલક નીકળી અને ત્યાર પછી સંવત ૧૯૬૦ની સાલથી સંવત ૧૯૭૫ સુધીમાં આશરે રૂપિયા સાતઆઠ હજાર જેવડી મોટી રકમ આપણે એકઠી કરી શક્યા છીએ. નાણાંને ધક્કો ન પહોંચે તે માટે તથા સર્વે ભાઈઓને સરખો લાભ મળે તેવા ઉદ્દેશથી ગોળના જ્ઞાતિબંધુઓને સો સો રૂપિયાની રકમ વ્યાજે ધીરવામાં આવી છે અને તેનો હિસાબ તથા ખાતા પંચના દફતરમાં છે અને તેથી કરીને તેનો દુરુપયોગ કોઈથી થઈ શકે નહીં. આ નાણાં ઉપર જ્ઞાતિના ગોળમાં રહેલા સર્વ ભાઈઓનો સરખો હક્ક છે અને રહેશે.

આપણા ને. ના. શ્રીમંત મહારાજાસાહેબે બાળલગ્ન નાબૂદ કરવા માટે જે કાયદો પ્રજાના હિતને માટે કર્યો છે તે શ્રીમંતની આજ્ઞાને અનુસરી આપણે ચાલવું જ જોઈએ. તે આધારે આપણી જ્ઞાતિમાં જે ચાર વરસના અંતરનો કાયદો કર્યો છે. તે જ વખતે દર પાંચ પાંચ વર્ષે એક જ મીતીનાં લગ્ન કાઢવાં તે વાત પણ ચોક્કસ થઈ ચૂકી છે. હવે દર પાંચ પાંચ વરસે એક જ મીતીનાં લગ્ન કઢવામાં આવે નહીં તો એકંદરે હાલની સ્થિતિનો વિચાર કરતાં ચાર વરસના અંતરનો કાયદો નભી શકવો મુશ્કેલ છે. તે આપ સર્વે ભાઈઓના ધ્યાન બહાર નહિ જ હોય. હવે આ બાબતનો જ્ઞાતિના આગેવાનો તથા બંધુઓ વિચાર જલદી કરશે નહીં, તો થતા માઠા પરીણામનું ફળ આપણે ચાખવું પડશે. તેથી તેવાં ફળ આપણા બંધુઓને ચાખવાં ન પડે તેવો વિચાર કરી સરળ અને મજબુત બંધારણવાળો ઠરાવ આગેવાનો એકસંપે થઈ કરશે એવી આશા છે.

શારીરિક સિવાય આર્થિક અને માનસિક કેળવણીની બાબતમાં પણ આપણે દરેક કોમ કરતાં ઘણાં પછાત છીએ. તેનું કારણ પણ બાળલગ્નના બૂરા રિવાજ સિવાય બીજું મળી આવતું નથી એમ ખાત્રી થાય છે. ફરજિયાત કેળવણીનું ધોરણ દાખલ થયું છે તોપણ જ્યાં સુધી છોકરો કે છોડી નિશાળે જતાં હોય ત્યાં સુધી સંસાર માંડવાના સંસ્કારો તેમનામાં નાંખવા એ પણ મોટું પાપ છે. આ સ્થિતિ કેટલી દુઃખદાયક અને નુકસાન કરનારી છે તેનો ખ્યાલ મા-બાપ કરી શકતા નથી. કારણ કે કેળવણીના ફાયદાથી તેઓ તદન અજાણ છે. આપણામાંના કેટલાક ભાઈઓ પસ્તાય છે કે, ઇંગ્રેજી ભણ્યા હોત તો બહુ સારું થાત. હું માનું છું કે એ વાત સાચી છે–ઇંગ્રેજી રાજભાષા છે અને તે વેપાર, ખેતીવાડી, નોકરી વિગેરે ધંધામાં ઘણી ઉપયોગી છે, આપણો ખાસ ધંધો ખેતી છે, તેમાં સુધારો વધારો કરવામાં યુરોપ, અમેરીકા, આદી દેશોની ખેતીના કામોનો મુકાબલો તે ભાષા જાણતા હોય તો જ થાય, એટલે દરેક માણસને ઇંગ્રેજી ભાષા શીખવાની ખાસ જરૂર છે. આપણી પ્રાચીન સ્થિતિ ઘણી માનપ્રદ હતી. આપણા બાપદાદા રાજદરબારમાં સારુ માન ધરાવતા એટલું જ નહીં પણ જમીનદારો, દેસાઈઓ અને રાજ્યપતિઓ પણ હતા, દાખલા તરીકે, પાટડી તથા વિરમગામના દરબાર જે આપણા જ્ઞાતિબંધુઓ જ છે, અને તે રાજદરબારમાં ભાગીદાર છે.



બંધુઓ ! આપણે હવે જુની વાતો કરી ખુશી થવા જેવું નથી, કારણ જમાનો ઘણા જ વેગથી આગળ વધતો જાય છે, જો આપણે પાછળ પડી જઈશું તો ભવિષ્યમાં આપણે કઈ અધમ સ્થિતિમાં આવી પડીશું અને દુનિયા આપણને

કઈ ગણનામાં મુકશે તે કહેવું પણ સમજાતું નથી, માટે જ્ઞાતિના આગેવાનો તથા સમજુ જ્ઞાતિવર્ગે જલદી બહાર આવી, ડુબતા જ્ઞાતિના બાળકોના હાથ ઝાલી તેમને વિદ્યા પ્રાપ્ત કરવાનાં સાધનો સત્વર મેળવી આપવાની મહેરબાની કરશો. પારકી આશ સદા નિરાશ – આપણું દુઃખ બીજાઓ ભાગશે એવા આધાર ઉપર બેસી રહેવું એ તો એકજાતનું કાયરપણું છે, હું નથી ધારતો કે આપણા જ્ઞાતિબંધુ એવી આશા રાખતા હોય. પ્રભુ આપણને તેવી આશામાંથી બચાવે અને પોતે પોતાનું તેમજ જ્ઞાતિનાં સંતાનો ગણી તેમનું દુઃખ ભાંગવા તૈયાર થશે તેમજ જ્ઞાતિનું એકઠું કરેલું ધન જ્ઞાતિના બાળકોને કેળવણી આપવામાં ખરચશે અને તેમાં બનતી મદદ કરવા તૈયાર થશે, આ બાબતમાં આપણે સાહસ કરવાનું છે. જો આળસમાં ઊંઘીશું તો હિંદુસ્તાનમાં વસતી સઘળી કોમો કરતાં પછાત રહી જઈશું અને ઘણા દુઃખી થઈશું.

બંધુઓ, આપણી આર્થિક સ્થિતિની બાબતમાં હું હાલ એટલું જ કહીશ કે જેમ બને તેમ ઉડાઉ ખરચો બંધ કરી કરકસરનું ધોરણ રાખવાની જરૂર છે. મરણ પાછળના વરામાં મિષ્ઠાન ઉડાવવામાં આપણી કોમની મોટી પેદાશ વપરાઈ ગઈ છે. આપણી બહેનો યા દીકરીઓને સુખી થયેલી જોવા માટે પણ આપણે પુષ્કળ પૈસા તેમની પાછળ ખરચ્યા છે. પરંતુ આપણાં કુળ ઉદ્ધારક વહાલામાં વહાલાં સંતાનો કેળવવા માટે એક પાઈનું ખર્ચ હજી સુધી કર્યું નથી - એ જ કારણ આપણી નબળી સ્થિતિને લાવનાર છે. જે ભાઈઓ કાંઈક સમજતા થયા છે તેઓ ખોટા ખરચો કરતાં ડરે છે. પણ જેમને પોતાના લાભ કે હાનીનું કાંઈ ભાન જ નથી, તેઓ એકબીજા શ્રેષ્ઠ થવાની લાલચે નાણાંનો દુરુપયોગ કરે છે. કેટલાક ભાઈઓ તો કરજ કરીને પણ પોતાનું ઊંચું રાખવા ચૂકતા નથી. આ સ્થિતિ અને આ રિવાજો આપણને ગરીબ દશામાં ખેંચી લાવનારા છે તેનો પણ આપ અવશ્ય વિચાર કરશો. આવી રીતે કેટલાક બંધુઓ કારજ-વરા કરવામાં તથા મોટાની સાથે હરીફાઈ કરવામાં તુટ્યા હોય તો તે નુકસાન આપણને જ છે. એમ સમજી ટૂંકા પ્રમાણમાં પોતાની સ્થિતિ અનુસાર કરવા માટે આગેવાનો ફરમાન કરશે તથા તેવો બંદોબસ્ત રહેવા સરળ તેમજ ચોક્કસ વિચાર કરી જ્ઞાતિબંધુઓને અડચણ ન થાય તેવો ઠરાવ કરશે.



આ ઉપરની એકંદર હકીકતનો વિચાર કરી સાચા ધર્મને ઓળખો અને જે રિવાજો અધર્મયુક્ત તથા હાનીકર્તા હોય તેનો ત્યાગ કરવા જરા પણ આળસ ન રાખો એવી તમારી પાસે અમારી ખાસ વિનંતી છે. આપ સઘળા બંધુઓએ

મારું કહેવું શાંતપણે સાંભળ્યું છે તેનું મનન કરશો અને બાકીના અત્રે નહીં પધારી શકેલા ભાઈઓ અને સંબંધીઓને તે સમજાવશો, જ્ઞાતિહિત માટે કાળજી રાખશો અને આપ સર્વ ભાઈઓએ મને આપેલા માન માટે સર્વે બંધુઓનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું અને હું સમજું છું કે, જ્ઞાતિહિતનાં કાર્યો કરી મારા પ્રેમી બંધુઓ શી રીતે સંપૂર્ણ આનંદીત થાય તે તરફ લક્ષ રાખવું એ મારી ફરજ છે. એમ સમજી હું તન, મન અને ધનથી મદદ કરીશ એટલું કહી બેસી જવાની રજા લઉં છું.

ત્યારબાદ સબજેક્ટ કમિટીના સભ્યોના નામની યાદી નીચે પ્રમાણે વાંચી સંભળાવવામાં આવી હતી.

૧. રા.રા. પુરુષોત્તમદાસ નારણદાસ તતારપુરા
૨. રા.રા. છોટાભાઈ રાયજીભાઈ ગણપતપુરા
૩. રા.રા. બેહચરભાઈ રાયજીભાઈ ગણપતપુરા
૪. રા.રા. કેશુરભાઈ રાયજીભાઈ ગણપતપુરા
૫. રા.રા. શીવાભાઈ ગીરધરભાઈ તતારપુરા
૬. રા.રા. નારણભાઈ મુળજીભાઈ તતારપુરા
૭. રા.રા. ઝવેરભાઈ રાયજીભાઈ ગણપતપુરા
૮. રા.રા. ફૂલજીભાઈ જીભાઈ મસ્તુપુરા
૯. રા.રા. જેઠાભાઈ વનમાળીભાઈ તરસાળી
૧૦. રા.રા. ઈશ્વરભાઈ મનોરભાઈ તરસાળી
૧૧. રા.રા. છોટાભાઈ ઈશ્વરભાઈ પાતરવેણી
૧૨. રા.રા. લલુભાઈ બાપુભાઈ પાતરવેણી
૧૩. રા.રા. હરીહરપ્રસાદ નર્મદાશંકર પાતરવેણી
૧૪. રા.રા. દેસાઈભાઈ કીલાભાઈ ટીંબી
૧૫. રા.રા. રાયજીભાઈ હરગોવંદભાઈ પાવડીપુરા
૧૬. રા.રા. લલ્લુભાઈ વેણીદાસ સાઢલી
૧૭. રા.રા. તળજાભાઈ નાથાભાઈ પાદરા
૧૮. રા.રા. અંબાલાલ ઝવેરભાઈ પાદરા
૧૯. રા.રા. માધવભાઈ કીલાભાઈ મુઆલ
૨૦. રા.રા. અમથાભાઈ હીરાભાઈ આંતી
૨૧. રા.રા. ગોવિંદભાઈ નારણભાઈ આંતી
૨૨. રા.રા. લલુભાઈ ખુસાલભાઈ ગવાસદ
૨૩. રા.રા. અંબાલાલ આશાભાઈ અભોર
૨૪. રા.રા. દેસાઈભાઈ ગરબડભાઈ સાંપતા
૨૫. રા.રા. દેસાઈભાઈ પુજાભાઈ ઈટોલા
૨૬. રા.રા. છગનભાઈ રણછોડભાઈ વડોદરા
૨૭. રા.રા. પુરુષોત્તમદાસ હરગોવંદ વડોદરા
૨૮. રા.રા. ભગવાનભાઈ ઈશ્વરભાઈ વડદલા
૨૯. રા.રા. પરભુદાસ બાજીભાઈ વડદલા

ઉપર પ્રમાણે સબજેક્ટ કમિટી વંચાયા બાદ શ્રી ઉમિયા માતાજીની જય બોલાવી આજના દિવસનું કામ સમાપ્ત કરવામાં આવ્યું હતું.

ત્યાર બાદ અત્રે સબજેક્ટ કમિટી ભરાઈ. વિષયોની મુકરરતા કરવામાં આવી હતી.



**શુક્રવાર તા. ૭-૨-૧૯.**

આજે સભાની શરૂઆત દિવસના અગીયાર વાગે જમી પરવારીને કરવામાં આવી હતી. પ્રથમ ઉમિયા માતાજીની સ્તુતિ વડોદરાવાળા સેક્રેટરી પુરુષોત્તમદાસે

હારમોનીયમ સાથે ગાઈ સંભળાવી હતી. ત્યારબાદ વડોદરા વિભાગના ડેપ્યુટી એજ્યુ. ઈન્સ્પેક્ટર મે. પા. પ્રેમાનંદભાઈ પધાર્યા હતા તેથી સભામાં ઘણો જ આનંદ થયો હતો. પ્રથમ સભાના આગેવાન (પ્રમુખ) સાહેબ તરફથી નીચે પ્રમાણે ઠરાવ મુકવામાં આવ્યો હતો.

**ઠરાવ ૧ :**

આ સભા આપણા નેક નામદાર પરમ કૃપાળુ શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ સેના ખાસખેલ શમસેર બહાદુરશ્રીનું કુટુંબ પરીવારસહ દીર્ઘાયુષ્ય ઇચ્છે છે.

આ ઠરાવ સભા તરફથી ઘણા હર્ષ સાથે પસાર કરવામાં આવ્યો હતો.

**ઠરાવ ૨ : કેળવણી વિષે**

વિદ્યા એ સાચું અને અખુટ ધન તેમજ મોટામાં મોટા શક્તિ હોવાથી દરેક બંધુએ પોતાના સંતાનોને અવશ્ય કેળવણી આપવા આ સભા આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

શરૂઆતમાં પાતળવેણીવાળા પટેલ ભગવાનભાઈ જીજીભાઈએ કેળવણીને લગતું ગાયન ગાઈ સંભળાવ્યું હતું.

**રાગ માઢ**

બંધુ કાંઈ વિચારો, ટાળી કુધારો, લીયોને સાચો પંથ;
સુખસાગરે મહાલો-પીયુષ પ્યાલો પીયોને આણી ઉમંગ.

વિદ્યા દાન શાસ્ત્રે કહ્યું મોટું, પુણ્ય એ જાણો મન;
નાણું સાચું કદી લુંટાઈ જાયે, પણ એ ન્હોય ચંચળ ધન. રે બંધુ.

ભુષણ માનવનું એ ગણાયે, અપાવે એ સન્માન;
જાહોજલાલી કીર્તી અપાવે, કરે સદાએ કલ્યાણ. રે બંધુ.

સુખ સરવ વિદ્યાથી મળે છે, યશ ને કીર્તીના લ્હાણ,
વિદ્યા ખરેખર સાચો ગુરૂ છે, એ વીણ ડૂબે વ્હાણ. રે બંધુ.

સાચું સ્નેહી એ જંગ માંહી, વિદ્યા એ જ ગણાય,
દૈવને જ્યોતિ એ જ માનવનું, અંધારૂ અન્ય જણાય. રે બંધુ.

વિદ્યા જ રાજમાં માન અપાવે, ધનનો ના કાંઈ હિસાબ,
વિદ્યા વિના સહુ માનવી જાણો, પશુ સમાન ગણાય. રે બંધુ.

ત્યાર બાદ ઉપર પ્રમાણેનો ઠરાવ યુવકમંડળના સેક્રેટરી રા. છોટાભાઈએ મુક્યો હતો. કેળવણી એટલે શું ? કેળવણી કોને કહે છે ? તેથી શું શું ફાયદા છે, ક્યા પ્રકારની કેળવણી આપવી, વ્યવહારમાં તેની શું શું જરૂર છે. કેળવણી વિના હાલની થયેલી પડતી સ્થિતિ વિગેરેનું સારુ છટાદાર ભાષણ કર્યું હતું. તેને વડોદરાવાળા સેક્રેટરી પુરુષોત્તમદાસે તથા મીસ્ટર હરીહરપ્રસાદભાઈએ દાખલા દલીલો સાથે લોકોને સારી અસર થાય તે પ્રમાણે સમજાવ્યું હતું. ત્યાર બાદ સર્વાનુમતે આ ઠરાવ પાસ કરવામાં આવ્યો હતો. ત્યાર બાદ મે. રા. રા. ડેપ્યુટી સાહેબ પ્રેમાનંદભાઈએ ભાષણ કર્યું હતું તેનો ટૂંકસાર એ હતો કે - પટેલ ભાઈઓ ! હું કેળવણી ખાતામાં ત્રીશ વરસથી કામ કરું છું. મને આપણા ગાયકવાડી રાજ્યના ચારે પ્રાંતનો અનુભવ છે. તે ઉપરથી જણાવું છું કે લેવા પાટીદારો કરતાં કડવા પાટીદારોની સ્થિતિ સારી નથી. લેવા પાટીદારો સર્વ રીતે આગળ વધેલા છે તેનું કારણ કેળવણી જ છે. કેળવણી વિના વાણીયા, શાહુકારો, બ્રાહ્મણો, તલાટીઓ વિગેરે આપણા બધા પૈસા ખાઈ જાય છે. કેળવણીથી ખેતીનો પણ સારો સુધારો થઈ શકે છે. કેળવણીથી અમેરિકા, યુરોપ, આદી દેશોના ખેડૂતો ખેતીવાડીમાં સારો સુધારો કરી તવંગર થયા છે. ત્યારે કેળવણી વિના આપણી ખેતીની સ્થિતિ એટલી બધી ખરાબ છે કે ખેડૂતનાં છોકરાંને પેટપુરતું અનાજ પણ મળી શકતું નથી, તો પછી સારી સુખી જિંદગી ગુજારવાનું તો હોય જ ક્યાંથી ? માત્ર આપણે મજુરી કરી આપણું પરાણે પેટ ભરીએ છીએ અને દુઃખમાં દિવસો ગાળીએ છીએ. કેળવણી કાંઈ નોકરી કરવા માટે કે અમલદારી કરવા માટે ખાસ નથી પણ મેં જોયું છે કે કેટલાક ભાઈઓ ઇંગ્રેજી આદિ ભાષાનું સારું જ્ઞાન મેળવીને પણ ખેતીવાડીના ધંધામાં પડી સારા સુધારા વધારા કરી ખેતીમાંથી સારી કમાણી કરે છે. કેટલાક ભાઈઓનું એમ કહેવું છે કે, ખેતી કરવામાં વિદ્યાની શી જરૂર છે પણ તે ધારવું તેમનું ભૂલભરેલું છે. દરેક ધંધામાં વિદ્યાની ખાસ જરૂર છે તે આપ સઘળા ભાઈઓને અનુભવ કરવાથી માલુમ પડશે.

ભાઈઓ ! કેળવણીના સાધનો તરીકે તમારા સંતાનો માટે એક બોર્ડિંગ વડોદરા શહેરમાં ખોલવાની ખાસ જરૂર છે. હાલ ઉદા પાટીદાર તરફથી પણ નવસારીમાં બોર્ડિંગ સ્થપાઈ છે, તેમ છાણીમાં, એક શ્રાવક બાઈએ રૂપીયા દશ હજાર આપી સાર્વજનિક બોર્ડિંગ ખોલી છે. પારસી કોમ લાખો રૂપીયાની સખાવત કરી વિદ્યાદાન કરે છે. હાલમાં નવસારીમાં કોળી જેવી હલકી જ્ઞાતિએ પણ બોર્ડિંગ કરી પોતાના જ્ઞાતિનાં સંતાનોને વિદ્યા લેતા કર્યા છે. તેમો તેમના કરતાં ઘણી જ ઊંચી કોમના હોવા છતાં કેળવણીમાં આટલા બધા પછાત છો તે જોઈ મને

ઘણી જ દિલગીરી ઉપજે છે. તમારો સ્વભાવ ઘણો ઉદાર છે, તમો ખળામાં એકઠા કરેલા અનાજમાંથી ઘણાઓને સુપડેને સુપડે આપી તેમને જીવાડો છો, પરંતુ તમો તમારી પોતાની જ્ઞાતિના સંતાનો પોતાના જ છે એમ સમજી વિદ્યા વિના રવડે છે તેને માટે લેશ પણ કાળજી રાખતા નથી એ ઘણી જ શરમની વાત છે. "રોટલી નાખી ભીખારી ન રાખો" આ કહેવત બરાબર સમજી લાયકને રોટલી આપી એંશી લાખ સાધુ કે જે આળસુ અને પ્રમાદમાં પડી રહી દેશને બોજારૂપ છે તેમને ઉત્તેજન ન આપો અને તમે તમારા સંતાનોનું ભવિષ્ય સુધારો અને લેવા પાટીદાર ભાઈઓની માફક આગળ આવો. ભાઈઓ, તમારી જ્ઞાતિનું નાનું યા મોટું ફંડ કે રકમ જે કાંઈ હોય અને તેનું જે કાંઈ વ્યાજ વિગેરે ઉપજાવતા હોય તે રકમ બોર્ડિંગ ખાતામાં તમારા સંતાનો માટે વાપરો અને ફંડ વધારવા માટે ખોટા ખર્ચા ઓછા કરી તે રકમમાંથી અગર ઉઘરાણું કરી ફંડ વધારશો તો તમારી બોર્ડિંગ દિનપ્રતિદિન વૃદ્ધિને પામશે અને તમારા સંતાનો વિદ્યા વિના જે રવડે છે તે ન રવડતાં લાયક ને જ્ઞાનિ થઈ તમારો મોટો ઉપકાર માની આશીર્વાદ દેશે.

ભાઈઓ ! તમારામાં લગ્નની રૂઢિ ઘણી જ ખરાબ અને નિંદવા યોગ્ય છે તેથી શારીરિક સંપત્તિમાં પણ તમો ઘણા જ પાછળ પડતા છો. મને જાતઅનુભવ છે કે, કડવા પાટીદાર જ્ઞાતિ બાળલગ્નના પંજામાં ફસાયાથી તેમનાથી બિલકૂલ આગળ કોઈ પણ રીતે અજવાળામાં આવી શકતું નથી. જો તમારામાંથી બાળલગ્ન આદિ ખરાબ રૂઢિઓ દૂર થાય અને તમે તમારાં સંતાનોને યોગ્ય ઉંમરે પરણાવશો તો આપણા લેવા પાટીદાર ભાઈઓની સાથે દરેક બાબતમાં હરીફાઈ કરવાને શક્તિવાન થશો. એકી વખતે સામટાં લગ્ન કરવામાં ખર્ચ કમી થાય છે પણ તે વાત બિનપાયાદાર છે. તમારા જેવો જ નિંદવાલાયક રિવાજ રબારી, ગોલા, કાછીયા વિગેરે કોમોમાં છે પણ તેઓ યોગ્ય ઉંમરે બે ત્રણ વર્ષને અંતરે લગ્ન કરે છે. તેથી કાંઈ તમારા જેવાં બાળલગ્ન તેઓ કરતા હોય તેમ કહી શકાય નહીં. તમારા લગ્નનો કોઈ શાસ્ત્રમાં કે પુરાણમાં આધાર મળી આવતો નથી. માટે માત્ર તમો રૂઢિને જ આધીન થઈ તેને વશ થયેલા જણાઓ છો, તેથી જ તમારી પડતી થવાનું મૂળ કારણ છે.



ભાઈઓ, આ જમાનો વિદ્યાનો છે. હલકામાં હલકી કોમો પણ વિદ્યા લઈ ઘણી જ આગળ આવી છે. જો તમો આળસમાં અને પ્રમાદમાં રહેશો તો ભવિષ્યમાં તમારી શું સ્થિતિ થશે અને કેવાં સંકટો વેઠવાં પડશે તે હું સમજી શકતો નથી. આટલું કહી તેઓ સાહેબે પોતાનું ભાષણ સમાપ્ત કર્યું હતું.

**ઠરાવ ૩ : બોર્ડિંગ વિષે.**

આપણી જ્ઞાતિના વિદ્યાર્થીઓના અભ્યાસની સગવડ માટે કરેલી યોજનાના આધારે વડોદરા મુકામે એક બોર્ડિંગ સ્થાપી તેને સત્વરે અમલમાં મુકવા આ સભા ઠરાવ કરે છે.

આ વિષયને લગતી કવિતા તતારપુરાવાળા રા. રા. નારણભાઈ મુળજીભાઈએ ગાઈ હતી. જે નીચે પ્રમાણે છે.

**ગાયન**

ચાહો જો જ્ઞાનેશ, જ્ઞાતિને કરવા આબાદાન;
પ્રથમ પગથીયું હાથ કરી લ્યો, દ્યો વિદ્યાનું દાન.
ચાહો જો.

હોય જો પતિપત્ની ગુણવાન,
ઉછેરે રૂડી રીતે સંતાન,
કરાવી જ્ઞાન સુધારસ પાન.........જ્ઞાતિને.

**સાખી**

કેળવણીથી જગતમાં, કરે મહા મોટાં કામ,
વિદ્વાનો પોતે બની, વધારે જ્ઞાતિનું માન,
નથી જ્યાં સંતાનો ગુણવાન,
કરે લજ્જીત જ્ઞાતિનું માન;
બને જડ કઠીણ શીલાની સમાન... જ્ઞાતિને.

આ ઠરાવ તરસાળીવાળા જ્ઞાતિહિતચિંતક રા. રા. પટેલ જેઠાભાઈ વનમાળીદાસે મુક્યો હતો. બોર્ડિંગ કોને કહે છે ? બોર્ડિંગથી શું ફાયદા છે ? આગળના વખતમાં ગુરુકુળો હતાં. વિદ્યાર્થીઓ ગુરુને ત્યાં રહી વિદ્યાભ્યાસ કરતા અને બ્રહ્મચર્ય પાળતા. ગુરુની સેવા કરતા, ગુરુકુળો નદી કિનારે કે એકાંત સ્થાનમાં હતાં. રામકૃષ્ણ આદિ અવતારી પુરુષો પણ ગુરુને ત્યાં વિદ્યાભ્યાસ માટે રહેલાના દાખલા શાસ્ત્રપુરાણમાં છે. હાલ એવી સંસ્થાઓના અભાવે કેળવણી વિદ્યાભ્યાસ વિગેરે જ્ઞાન પ્રાપ્ત કરી શકાતું નથી અને બ્રહ્મચર્ય પણ પાળી શકાતું નથી. તેથી માનસિક અને શારીરિક સ્થિતિ પણ આગળના જેવી જોવામાં આવતી નથી વગેરે સારુ બોધદાયક ભાષણ કરી સમજાવ્યું હતું. તેને પાદરાવાળા સેક્રેટરી રા. પટેલ તળજાભાઈએ તથા મુરબ્બી જ્ઞાતિભક્ત પટેલ બહેચરભાઈ તથા રા.

હરીહરપ્રસાદભાઈએ સ્પષ્ટીકરણ કરી સારું સમજાવ્યું હતું, તેની સારી અસર થવાથી સભામાં પધારેલા તમામ ભાઈઓએ ઉમંગમાં આવી એક પછી એક ઊભા થઈ પોતાથી બનતા તન, મન અને ધનથી મદદ કરવા ખુશી બતાવી હતી. ત્યાર બાદ સર્વાનુમતે ઘણા આનંદ સાથે તાળીઓના અવાજથી ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. આ વખતે કેટલાક ભાઈઓએ સત્વર બોર્ડિંગ ખોલવા ખાસ ભલામણ પણ કરી હતી.

**ઠરાવો ૪ : બાળલગ્ન વિષે.**

બાળલગ્નના ચાલતા બૂરા રિવાજને લીધે આપણી કોમની તન, મન અને ધનથી થતી પાયમાલી જોવામાં આવે છે, તેથી તેને તજી દર પાંચ પાંચ વરસે એક જ મીતીએ પોતાના સંતાનોનાં યોગ્ય ઉંમરે લગ્ન કરવા આ સભા ખાસ આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

પ્રથમ રા. રા. હરિહરપ્રસાદભાઈએ બાળલગ્ન વિશે તરસાળીવાળા જ્ઞાતિસેવક રા. રા. જેઠાભાઈની બનાવેલી કવિતા ગાઈ સંભળાવી હતી.

**હરિગીત**

પ્રિયબંધુ પાટીદાર આ, વિનતી જરા ઉરમાં ધરો;
કરીને પ્રફુલ્લિત મન, સુણવા કર્ણને તત્પર કરો,
સમજો સ્થિતિ સૌ આપણી, બેહાલ ઝાઝી થાય છે;
એ બાળલગ્ને લ્હાય મોટી, અંતરે સળગાય છે. ...૧

બાળક બિચારાં આપણાં, તે પારણે પરણી ગયાં;
નિર્માલ્ય અંગો એમનાં, બળ બુદ્ધિ હીણ થાતાં ગયાં;
માબાપ વર કન્યા તણાં સૌ, લ્હાવ લેવા જાય છે,
એ બાળલગ્ને લ્હાય મોટી, અંતરે સળગાય છે. ...૨

શું રીત સમજે સપ્તપદી તે, લગ્નમાં શુભ કામની,
વાતો ઊંડી વરને વધૂના, જીવન દીલ આરામની;
મન ને શરીરો એમનાં, નબળાં તદ્દન થઈ જાય છે,
એ બાળલગ્ને લ્હાય મોટી, અંતરે સળગાય છે. ...૩

વયમાં અધિક વધુ હોય તો, નિસ્તેજ વર થઈ જાય છે,
દુ:ખી જિંદગી સંસારમાં, કરમે કજોડું થાય છે;
સદ્‌વિદ્યા ભણવાનો સમો, વ્યર્થ વહ્યો સહુ વહી જાય છે,
એ બાળલગ્ને લ્હાય મોટી, અંતરે સળગાય છે. ...૪

લગ્ને રિવાજો આપણા, વર્ણો અઢારેથી જુદા,
એ વાત કેવી અજબ છે, શાસ્ત્રે કહ્યું પણ નવ કદા;
કદી દેવ દેવી આપણાં, સ્થિતિ અધમ કરવા ચ્હાય છે,
એ બાળલગ્ને લ્હાય મોટી, અંતરે સળગાય છે. ...૫

બંધુ દિલે સમજી લીયો, હિત થાવા હું મુખે વદું,
જાગૃત થઈ જુઓ તમે, આળસ તજી દ્યોને બંધુ;
નિજ શ્રેય કરવાને સહુ, તત્પર બનો દીલ ચ્હાય છે,
એ બાળલગ્ને લ્હાય મોટી, અંતરે સળગાય છે. ...૬

ત્યાર બાદ ઉપરનો ઠરાવ તરસાળીવાળા રા. રા. પટેલ જેઠાભાઈ વનમાળીદાસે બાળલગ્નથી થતી હાનિ, લગ્ન કેટલી ઉંમરે અને કેવી રીતે થવાં જોઈએ, સ્વયંવરો અને સપ્તપદીનો સંવાદ, સંતાનો નિર્બળ થવાનું કારણ (કાચા બીજનો દાખલો), ગુણ કે સ્વભાવની વિરુદ્ધતાથી થતા છેડાછૂટકા, બાળલગ્નથી થતાં નાણાંનો દુરુપયોગ, યોગ્ય ઉંમરે લગ્ન કરવાથી સગાસંબંધીઓને થતો આનંદ અને તેમને લગ્નમાં ભાગ લેવાની મળતી તક, બાળલગ્નથી બ્રહ્મચર્યનો ભંગ થવાથી કેળવણી લેવામાં પડતી મુશ્કેલીઓ અને તેથી આવનારી પડતી સ્થિતિ, બાર વરસે એક જ મીતીએ લગ્ન કરવાથી ખર્ચમાં થતા ફાયદા કહેનારની ખોટી દલીલના રદીયા, બાળલગ્નથી બંધાયેલા જોડાં યોગ્ય ઉંમરે આવતાં સુધીમાં રોગને ભોગ થઈ સેંકડે પચીસ ટકા મરણને શરણ થાય છે તેથી પૈસાની થતી બરબાદી (આંબાના મૉરનો દાખલો) વિગેરે દૃષ્ટાંતો આપી, છટાદાર અને સભાના મન ઉપર સારી અસર થાય તેવું ભાષણ કર્યું હતું. ત્યાર બાદ પાતળવેણીવાળા શ્રીયુત રા. હરિહરપ્રસાદભાઈ તથા વડોદરાવાળા સેક્રેટરી રા. પુરુષોત્તમદાસે અનુમોદન આપી દાખલા દલીલોથી સમજાવ્યું હતું. બાદ આ ઠરાવ સર્વાનુમતે પાસ કરવામાં આવ્યો હતો.

**ઠરાવ ૫ : કન્યાવિક્રય વિષે**

કન્યાવિક્રયનો ક્રૂર રિવાજ શાસ્ત્ર વિરુદ્ધ અને મહા પાતકી હોવાથી તેને સત્વરે તિલાંજલી આપવા આ સભા ઠરાવ કરે છે.



આ વિષયને લગતું પ્રથમ તરસાળીવાળા રા. રા. ઈશ્વરભાઈ રણછોડભાઈએ ગાયન ગાઈ સંભળાવ્યું હતું.

### કન્યાવિક્રયનો કેર

### રાગ : દાસપરે દયા લાવો રે...

દીકરીનું ધન લાગે સારું રે, દુષ્ટોને સદા દીકરીનું ધન લાગે સારું
કીકી કીકી ઘરમાં કહેતાં, માતા પિતા આનંદે રહેતાં;
ક્યારે ઉઘડશે તિજોરીનું બારું રે... ... ... ... ... ... ...દુષ્ટોને સદા.
મન ગમતા ભોજન જમાડે, વિવિધ જાતનાં લાડ લડાવે;
નાણું મેળવવાનું બારું સારું રે... ... ... ... ... ... ... ..દુષ્ટોને સદા.
બુઢ્ઢા સાથે લગ્ન જ થાયે, આખી જિંદગી એળે જાયે;
પહેલેથી રંડાવાનું ધાર્યું રે... ... ... ... ... ... ... ... દુષ્ટોને સદા.
પોતપોતાનું પેટ જ ભરવા, ઘરની તિજોરી તર કરવા;
બગાડે જીવતર જનમારું રે... ... ... ... ... ... ... ... .. દુષ્ટોને સદા.
મુજ નાણાંથી પેટ જ ભરશે, રૂંવે રૂંવે કીડા પડશે;

* * *

કન્યાવિક્રય જે કોઈ કરશે, અંતે રીબાઈ રીબાઈ મરશે;
આથી તો ડુબી મરવું સારું રે... ... ... ... ... ... ... ... દુષ્ટોને સદા.
પુત્રી વેચી ધનવાન થાયે, નિશ્ચે એ તો નર્કે જાયે;
પછી મુખ કરે બહુ કાળું રે... ... ... ... ... ... ... ... . દુષ્ટોને સદા.
મોટર ગાડીમાં સેલજ થાયે, હોટલમાં બેસીને ખવાયે;
દીકરીને દુ:ખ જનમારાનું રે... ... ... ... ... ... ... ... . દુષ્ટોને સદા.

ત્યાર બાદ ઉપરનો ઠરાવ તતારપુરવાળા રા. રા. પા. શીવલાલભાઈ ગીરધરભાઈએ મુક્યો હતો. કન્યાવિક્રયથી થતા ગેરલાભ તથા દોષ, કન્યા કોને કહેવી, કન્યાએ ભવિષ્યમાં થતી માતા હોવાથી તેને સારા જ્ઞાનની આવશ્યકતા તથા કન્યાવિક્રયથી થતું મહાપાપ, કન્યાવિક્રયથી મેળવેલા ધનથી થતી ખરાબ સ્થિતિ, પુત્ર પુત્રીને સમાન ગણવાને બદલે પુત્રી માટે હલકો અને સ્વાર્થી વિચાર, બહારથી કન્યાના સુખને માટે બતાવવામાં આવતી ખોટી કાળજીનો ચીતાર, કન્યાનું વેચાણ કરવા છતાં કન્યાદાન કહેવાનો ખોટો આડંબર વગેરેનું સારું - અસર કરે તેવું ભાષણ આપ્યું હતું. ત્યાર બાદ પાતળવેણીવાળા શ્રીયુત હરિહરપ્રસાદ તથા તતારપુરાવાળા રા. રા. નારણભાઈ મુળજીભાઈએ વધુ ખુલાસામાં જણાવ્યું કે - એક સુશિક્ષિત માતા સો શિક્ષકની ગરજ સારે છે. વૃદ્ધ-બુઢ્ઢાને રૂપિયા લઈને

બાળકી આપી લગ્નક્રિયા વખતે જે દાનનો (કન્યાદાનનો) સંકલ્પ કરવામાં આવે છે, તે વખતે વૃદ્ધ બુઢ્ઢાએ સંકલ્પ ન કરતાં કહ્યું કે હું કન્યાદાન લેતો નથી, પણ રૂપિયા આપીને વેચાણ લઉં છું. તેથી કન્યાદાન કહી શકાતું નથી, વગેરે દાખલા આપી સભાના મનને સંતોષ પમાડ્યો હતો. આ વખતે સભાને સારી અસર થાય તેવી તતારપુરવાળા રા. રા. પટેલ નારણભાઈ મુળજીભાઈએ મધુર સ્વરે આ વિષયને લગતી રસભરી કવિતા ગાઈ સંભળાવી હતી. ત્યાર બાદ સર્વાનુમતે આ ઠરાવ પાસ કરવામાં આવ્યો હતો.

**ઠરાવ ૬ : રોવા-કૂટવા વિષે**

જાહેર રસ્તા ઉપર રોવા-કુટવાનો નિંદિત અને શરમ ભરેલો હાનિકારક રિવાજ નાબૂદ કરવા અને તેને બદલે દીલાસો આપવા જવાનો રિવાજ ચાલુ કરવા આ સભા પસંદગી બતાવે છે.

આ ઠરાવ પાદરાવાળા સેક્રેટરી રા. રા. પટેલ તળજાભાઈ નાથાભાઈએ મુક્યો હતો અને પોતાનું ભાષણ સંભળાવ્યું હતું.

**વહાલા પ્રિય જ્ઞાતિબંધુઓ,**

રોવા-કુટવાનો ઘેલો ચાલ થોડા વખતથી ઘણા ભાગે હિંદુસ્તાનમાં હિંદુ કોમમાં દાખલ થયેલો જણાય છે. પારસી, મુસલમાન, નાગર વિગેરે કોમોમાં રોવા-કુટવાનો ચાલ જણાતો નથી. રોવા-કુટવાનો ચાલ કયા શાસ્ત્ર આધારે દાખલ થયેલો છે તે બદલ તપાસ કરતાં કશો આધાર મળી આવતો નથી, પણ તપાસ કરતાં તે વિરુદ્ધ આધારો મળી આવે છે.

અર્જુનનું કોઈ નજીકનું સગું ગુજરી જવાથી શોક થયેલો તે વખતે કૃષ્ણ ભગવાને અર્જુનને બોધ આપેલો છે કે મરનાર પછવાડે શોક કરવો નકામો છે અને તું પંડિત પ્રમાણે વાદ કરે છે માટે તારા જેવાએ મરનાર માટે શોક કરવો નકામો છે. પંડીત અને સમજુ માણસોએ મુવાનો શોક કરવો નકામો છે એ બદલ ધર્મશાસ્ત્રોમાં લખેલું છે કે મરનારની પછવાડે તેનાં સગાં વહાલાંઓ રડી-કુટીને આંસુ અને લીંટ પાડે છે તેથી મરનાર માણસ પ્રેતરૂપે થાય છે. માટે મરનારની પછવાડે રોવું-કુટવું નહી પણ મરનારની ઉત્તરક્રિયા શાસ્ત્ર આધારે સ્થિતિના પ્રમાણમાં કરવી જોઈએ. તે વિષે ગરૂડપુરાણ જોવાથી બંધુઓને ખાત્રી  થશે તેમજ મરનાર પછવાડે રોવા-કુટવાથી અને લીંટ પાડવાથી મરનાર સ્વર્ગે નહી જતાં નર્કે જાય છે. એમ છે તો આપણે તો આપણા મરનાર સગાને સ્વર્ગે નહી મોકલતાં નર્કમાં મોકલવા તૈયાર થઈએ છીએ.

કોઈનું વહાલું સગું મરી જવાથી અને સદાને માટે વિયોગ થવાથી દરેક માણસને તે બદલ શોક થાય એ વાત નિર્વિવાદ છે. સમજુ માણસના અંતઃકરણમાં ઘણો શોક થાય છે. પણ તે શોક તે મર્યાદામાં રાખી શકે છે. મરનાર માટે દિલગીરી ઉપજે, આંસુ આવે પણ આપણી હિંદુ કોમનાં બૈરાનો શોક તો ઘેલછા ભરેલો હોય છે અને તે રોવા-કુટવામાં ઘણો જ ઢોંગ કરે છે એ વાત ખોટી નથી એમ મારું ધારવું છે. એવો મિથ્યા ઢોંગ અને ઘેલો ચાલ સ્ત્રીઓમાં અજ્ઞાનતાને લીધે હોય છે. કોઈ માણસ મરી જવાની તૈયારીમાં હોય છે તે વખતે મરનાર પ્રાણીના આત્માને ગભરાવી તેની પરલોક ગતીને બગાડે છે અને નર્કે નાખી આ લોકની વાસના તજી અંતસમે પ્રભુ ભજન કરી મોક્ષ મેળવવાના વખતે તે ભૂલાવી વાસનાની હાયકુટ પોતાના સ્વાર્થના વિચારોમાં તે જીવને નાખે છે અને રોકકળ શરૂ કરે છે અને અંતકાળે તો હદ પણ રહેતી નથી. મડદું લઈ પુરુષો ઘરમાંથી બહાર નીકળ્યા કે બૈરાં ચકલા અગર ભાગોળ સુધી પછવાડે દોડતાં જઈ હદ પાર રડે છે તે ઠીક છે, પણ તે કરતાં પણ હદ બહાર જઈ પાછા ઘર તરફ આવતાં દરેક ચકલે રાજવી રાજવી વગેરે પ્રકારના રાજીઆ ગાઈ ઘણી જ ભારે ધુમ મચાવી મુકે છે. જેથી તે તાયફો જોવા સારુ રસ્તે જતાં આવતાં હજારો લોકોનાં ટોળાં ચોફેર ઊભાં રહી ઘણા પ્રકારની ટીકાઓ કરે છે. ફરી રડતાં રડતાં ઘેર જઈ તેટલેથી નહીં આટોપતાં ફરી નહાવા સારું નદી તળાવ અગર કૂવે જતાં આવતાં પણ વિવિધ પ્રકારે રાજીઆ વિગેરે ગાઈ ધમાલ કરે છે. ભોગજોગે જો કોઈ જુવાન માણસનું મરણ થયું હોય તો ચકલા વચ્ચે કુદી કુદીને લાંબા રાગે રડી બૈરાં પોતાની છાતીઓ ધીબેડી નાંખે છે અને ઘણા વખત તો લોહીલુહાણ કરી નાંખે છે છતાં પણ મરનાર પાછું આવતું નથી. છાતી ઉપર વધારે જોરથી કુટવું એ વૈદકીય નિયમ પ્રમાણે નુકસાનકર્તા છે. જેથી ઘણા ભાગે રોગી થઈ માંદુ પડવાનો પ્રસંગ પણ આવે છે. બૈરાં રસ્તે વધારે રડવાથી અને રાજીઆ ગાવાથી રસ્તે જતા આવતા સુધરેલી કોમના લોકો – જેવા કે પારસી, નાગર, મુસલમાન, યુરોપીયન વગેરે લોકો કંટાળી જઈ કહે છે કે હિંદુ લોકો "બેવકૂફ છે" જેથી આપણે આ રિવાજને લીધે સુધરેલી જ્ઞાતિઓ આગળ હલકા પડીએ છીએ તેમજ બૈરાંની લાજ-મર્યાદા રોવા-કુટવાના રિવાજથી ઓછી થતી જાય છે. શરીર બગડે છે, અને વધારે શોક અને થાક લાગવાથી મન નબળું પડે છે તેથી વિવેક, બુદ્ધિ ઓછી થાય છે. રોવા-કુટવાથી સેંકડો જાતનાં નુકસાન થાય છે, રોવા-કુટવાનો ચાલ પ્રાચીન નથી. શાસ્ત્રમાં એની મના કરેલી છે. આ ચાલથી બૈરાં તથા પુરુષો કાણે જવા આવવાથી ઉભયને નુકસાન કરે

છે. કામ-ધંધો ચૂકે છે અને સામા મરનારના સગાને પણ છ માસ સુધી નિરાંતે નહી બેસવા દેતાં ભારે નુકસાનમાં ઉતારે છે. માટે સમજુ બંધુઓએ આ ચાલ થોડે થોડે બંધ કરવો જોઈએ. ઘણી જ્ઞાતિઓમાં મરનાર પછવાડે ભરબજાર વચ્ચે કેડે સાલ્લા બાંધી પછાડા ખાવાનો રિવાજ પણ છે. તો પોતાની દીકરીઓ વગેરેને આ બદલ કેળવણી આપતા જવી. તે સમજશે એટલે થોડા વખતમાં લગ્નમાં ફટાંણાં ગાવાં, નિર્લજ રીતે ભરબજાર વચ્ચે રોવા-કુટવાનો અને લાંબા રાગથી રાજવી વિગેરે ગાવાનો ઘેલો ચાલ આપોઆપ બંધ થશે.

પ્રિય બંધુઓ ! આ પ્રમાણે મારું મારી અલ્પ બુદ્ધિ અનુસાર કહેવું છે તો તે બદલ સાર અસારનો યોગ્ય વિચાર કરી આ રિવાજમાં સુધારો કરવા મહેરબાની કરશો. આ બદલ મારી કોઈ પણ પ્રકારની ભૂલચૂક થઈ હોય તો તે બદલ માફ કરશોજી.

ત્યાર બાદ તેને તતારપુરાવાળા યુવક રા. રા. પટેલ શામળભાઈ પુરુષોત્તમદાસ તથા રા. રા. પટેલ નારણભાઈ મુળજીભાઈએ રોવાનું કારણ, કોને માટે અને કઈ વખતે રોવું, સતત રડવાથી શરીર ઉપર અને મન ઉપર થતી માઠી અસર વિગેરે જણાવી સારું સ્પષ્ટીકરણ કર્યું હતું. બાદ આ ઠરાવ સર્વાનુમતે પાસ કરવામાં આવ્યો હતો.

**ઠરાવ ૭ : કારજવરા વિષે.**

મરણ પાછળનું મિષ્ઠાન ભોજન શાસ્ત્રવિરુદ્ધ હોવા છતાં કરજ કરીને તેને મોટા પ્રમાણમાં ઉત્તેજન અપાય છે, તેને બદલે પોતાની સ્થિતિના પ્રમાણમાં શાસ્ત્ર આધારે ક્રિયા, ખર્ચ કરવા આ સભા ભલામણ કરે છે. પ્રથમ તરસાળીવાળા રા. રા. પટેલ ઈશ્વરભાઈ રણછોડભાઈ તથા છન્નુના જથાના યુવક રા. રા. પટેલ ખોડાભાઈ મુળજીભાઈએ કવિતા ગાઈ સંભળાવી હતી.

**મરણ પાછળનો ખરચ ન કરવા વિષે**

પટેલો અરજ ઉરમાં ધરો, વરાને વેગે બંધ જ કરો;
મંદવાડમાં સુખી જ કરવા, જંઈ ના વાપર્યા ખરા.
મુવા પછી પ્રેત ભોજન કરવા, તણાઈ તણાઈ મરો. પટેલો.
જીવતાને કંઈ સુખ ના દીધું, મીથ્યા વાદમાં મરો;

તેથી તે શું સ્વર્ગે જાશે, પોતે કુપમાં પડો. પટેલો.
બાર વર્ષની બાળા રાંડી, શોક કરીને ફરો;
તેનો ખાંતે દહાડો ખાવા, વિચાર ઉર ન ધરો. પટેલો.

માણસ મરતાં શોક થાય છે, લાડુ ખાવા ફરો;
ક્રિયા કર્મને કોરે મુકી, પાપે પેટ જ ભરો. પટેલો.

એક દિવસના વાળુ માટે, વેચે ખેતર ઘરો;
આવી રીતે વરા કરીને, શી રીતે ભઈ તરો. પટેલો.

પ્રેત ભોજનો જમી જમીને, બુદ્ધિ ભ્રષ્ટ તો કરો;
ગયા પોતાનો ધર્મ જ ભૂલી, નક્કી નર્કે સંચરો. પટેલો.

સુખી જ્ઞાતિ સંતાનો કરવા, વરા વિદેશે કરો;
જીવન બાગને પુર્ણ ખીલાવી, સુખી બની સૌ ફરો. – પટેલો.

આ ઉપરનો ઠરાવ તરસાળીવાળા રા. રા. પટેલ ઈશ્વરભાઈ મનોરભાઈએ રજૂ કર્યો હતો, તેમાં વરા કરવાનો હેતુ, કેવા વરા કરવા યોગ્ય છે અને કયા વરા કરવા યોગ્ય નથી, વરા કરવામાં આર્થિક સ્થિતિનો વિચાર, વરા કરવાનો સમય, અનેક મોસમમાં વરા કરવાથી દ્રવ્ય આદિની પડતી મુશ્કેલી, દેવું કરી વરા કરવાથી માલમિલકત, ઘર, ખેતર ગુમાવી પડતી સ્થિતિમાં અવાય છે તેનું સારી રીતે વિવેચન કરી સમજાવ્યું હતું. ત્યાર બાદ અભોરવાળા યુવક રા. રા. પટેલ અંબાલાલ આશાભાઈએ વધુ ખુલાસો કર્યો હતો. વડોદરાવાળા સેક્રેટરી રા. રા. પટેલ પુરુષોત્તમદાસે ઉપસંહાર કરી સર્વાનુમતે આ ઠરાવ પાસ કરવામાં આવ્યો હતો.

**ઠરાવ ૮ : પંચ-કમિટી વિષે.**

આપણી જ્ઞાતિમાં સંપ, સરળતા અને ઉત્સાહ વધે તેમજ વાજબી ન્યાય મળે તેટલા માટે ગામોની વસ્તીના પ્રમાણમાં કામ કરી શકે તેવા પંદર વીસ ભાઈઓની પસંદગી કરી કમિટી નીમવા આ સભા આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

આ ઠરાવ તરસાળીવાળા રા. રા. પટેલ જેઠાભાઈ વનમાળીદાસે રજૂ કર્યો હતો, અને તે જરૂરીયાત બદલ કેટલાક મુદ્દાઓ ઉપર સારુ વિવેચન કર્યું હતું. તેમાં સંપ રાખી કામની સરળતા કરવાથી જ્ઞાતિબંધુઓને વાજબી ન્યાય મળે, ભ્રાતૃભાવ વધે, જ્ઞાતિહિતનાં કાર્ય થાય અને કલેશ દૂર થાય તેવો સવિસ્તર ખુલાસો કરી સમજાવ્યું હતું. આ ઠરાવને ગણપતપુરાવાળા મુરબ્બી જ્ઞાતિહિતેચ્છું રા. રા. પટેલ બેહેચરભાઈ રાયજીભાઈ તથા પાદરાવાળા સેક્રેટરી પટેલ તળજાભાઈ નાથાભાઈએ વધુ સમજ પાડી જ્ઞાતિબંધુઓના ફાયદાની વાત સાબિત કરી આપી હતી તે ઉપરથી સભાના સર્વે ભાઈઓ એકમતે થઈ ઘણા આનંદ સાથે આ ઠરાવ વધાવી લીધો હતો અને પાસ થયો હતો.

સભામાં ઠરાવો મંજુર થયા બાદ યુવકમંડળના સેક્રેટરી રા. રા. છોટાભાઈએ તથા સેક્રેટરી દાસભાઈએ સર્વ ઉપયોગી ગઝલ તથા કવાલી સંગીત સાથે ગાઈ સભાસદોને આનંદ આપ્યો હતો.

### ગઝલ

કર્યા નવ દેશનાં કામો, નહિ વિદ્વાનને જાણ્યા;
પૂછ્યા ના ભાવ ભુખ્યાના, બન્યા શ્રીમંત તેથી શું. ૧

ન ધાયા રાંક અબળાની, ગરીબ કે ગાયની વ્હારે;
લઢ્યા ના દેશને કાજે, બન્યા શુરવીર તેથી શું. ૨

લઈને ઉચ્ચ કેળવણી, ફર્યા ચારેય દીશામાં;
આપ્યાં ભાષણો મોટાં, થયા વિદ્વાન તેથી શું. ૩

લઈ વિદ્યા કર્યો સત્સંગ, જણાવ્યું જ્ઞાન ઈશ્વરનું;
નહીં રહેણી અને કરણી, થયા જ્ઞાનિ જ તેથી શું. ૪

ભુખે મરતાં ગરીબોને, અબોલાં પ્રાણીયો પ્રત્યે;
દયા નવ હોય અંતરમાં, બન્યા મહાજન તેથી શું. ૫

ન ટાળ્યાં જ્ઞાતિનાં દુઃખો, ન આપ્યો લેશ પણ ઈન્સાફ;
થયું નવ શ્રેય જ્ઞાતિનું, કરી પટલાઈ તેથી શું. ૬

ધરાવ્યું નામ ગુરુનું, ન ટાળ્યું લેશ પણ અજ્ઞાન;
રચે છે સ્વાર્થની બાજી, થયા છે ગોર તેથી શું. ૭

ત્યાર બાદ મહેરબાન ડેપ્યુટીસાહેબ પ્રેમાનંદભાઈએ આજના કામના ઉપસંહારનું ભાષણ કર્યું હતું. તેનો ટૂંકસાર એ હતો કે–

આપ સઘળા ભાઈઓએ આવા સારા ઉપયોગી ઠરાવો કર્યા છે, તે તમોને ઉન્નતિને શિખરે લઈ જનારી નિશાની છે અને આપ સર્વભાઈઓ તેને અંતઃકરણપૂર્વક અમલમાં મુકશો. સ્મશાન વૈરાગ્ય જેવું ન થાય તેને માટે ખાસ કાળજી રાખશો. આમાંના કેટલાક ઠરાવો પોતાના ઘેર જઈ સર્વને સમજાવવા જેવા છે. તે સમજાવશો કારણ કે તમારા એકલાથી કેટલાંક કાર્ય થઈ શકે તેવાં નથી. કડવા પાટીદાર ભાઈઓમાં આવા સારા સુધારા થાય, અમલમાં જલદી મુકાય અને તેનું સારું પરિણામ આવે તે જોવા હું ઘણો જ ઇન્તેજાર છું. જ્ઞાતિના ગોર (ગુરુ) સંબંધી જે કહેવામાં આવ્યું છે, તે ઘણું જ અગત્યનું છે, કારણ

કે હાલમાં ગોર એ જ્ઞાતિના સુકાની તરીકે થઈ પડેલા હોય છે. જોકે તેમની ફરજ ધાર્મિક અને નૈતિક રીત-રિવાજો સુધારવાની છે, પણ અજ્ઞાનતાનો લાભ લઈ તેઓ વ્યવહારિક કાર્યમાં પણ માથું મારી પોતાના સ્વાર્થની ખાતર કેટલાક સ્વાર્થી ગોર જ્ઞાતિને ઊંધે રસ્તે દોરવા પ્રપંચની જાળ પાથરી ઊંધુંચતું સમજાવી પોતાનો સ્વાર્થ સાધી ખિસ્સા તર કરવામાં મશહુર રહે છે. જે જ્ઞાતિઓમાં કે કુટુંબોમાં કેળવણીના ઉચ્ચ સંસ્કાર પડેલા હોય છે, ત્યાં આવા ખટપટીયા તેમજ સ્વાર્થ-સાધુ ગોર બીલકુલ ફાવી શકતા નથી વગેરે મનન કરવા જેવા પોતાના વિચારો કેટલાક દાખલા દૃષ્ટાંત સાથે સમજાવી પોતાનું ભાષણ પૂરું કર્યું હતું. ત્યાર બાદ વડોદરાવાળા દાસભાઈએ મે. ડેપ્યુટી સા. પ્રેમાનંદભાઈએ ઘણો શ્રમ લઈ અત્રે પધારી આપણા પ્રત્યે કાળજી રાખી આપણને જે બોધ આપ્યો છે, તે ઘણો જ મનન કરવા જેવો છે, વિગેરે કહી તેઓ સા. લીધેલી તસ્દી માટે સભા તરફથી તેમનો આભાર માન્યો હતો. વળી, જણાવ્યું હતું કે, આપણું આદરેલું કામ માતાજીની કૃપાથી પરીપૂર્ણ અને સફળ થયું છે તેનું કારણ આપણને મળેલા વૃદ્ધ, અનુભવી અને સંપૂર્ણ લાયકાતવાળા સુકાની (આગેવાન) પુરુષોત્તમદાસ નારણદાસ જ છે, તેથી તેમનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. તેમના શુભ હસ્તે અનેક જ્ઞાતિહિતનાં શુભકાર્યો થાય એવી સભા તરફથી પ્રભુ પ્રત્યે મારી પ્રાર્થના છે.

વળી ઘણો શ્રમ લઈ તન-મનથી પોતાના ખર્ચે આપણને ભેગા થવાનો આ જે સમય આપ્યો છે તેને માટે પટેલ રાયજીભાઈ રામદાસના કુટુંબનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. આ ઠરાવને પાદરાવાળા પટેલ તળજાભાઈએ તથા શ્રીયુત હરિહરપ્રસાદ ભાઈએ અનુમોદન આપી સર્વાનુમતે પાસ કરાવવામાં આવ્યો હતો.

બાદ સ્વાગત કમિટીના પ્રમુખ છોટાભાઈએ જુદા જુદા ગામોથી પધારેલા જ્ઞાતિબંધુઓનો તથા આ શુભકાર્યને મદદ કરનાર ભાઈઓનો અંતઃકરણપૂર્વક આભાર માન્યો હતો. છેવટે સંગીત સાથે માતાજીની સ્તુતિ કર્યા બાદ શ્રી ઉમિયા માતાજીની જય બોલાવી સભાનું કામ સમાપ્ત થયું હતું.

રાત્રે ભોજન લીધા બાદ જ્ઞાતિહિતના વિચાર કરવા માટે સઘળા બંધુઓની સભા ભરાઈ હતી. તેમાં હારમોનીયમના મધુર સ્વર સાથે ગાયનનો જલસો તથા  આંતીવાળા રા. રા. છોટાભાઈએ ફોનોગ્રાફની ચીજો સંભળાવી સભાને અતિ આનંદ આપ્યો હતો. બાદ સભા વિસર્જન થઈ હતી.

■ ■ ■

# પ્રકરણ-૪

# કાંઝ પરિષદ

## વીરમગામ-ચુંવાળા વિભાગની પહેલી પરિષદ

**૮-૯-૧૦ ફેબ્રુઆરી, ૧૯૧૯**

### પ્રમુખપદેથી દેશાઈ કાળીદાસભાઈએ આપેલું ભાષણ

**મારા વહાલા જ્ઞાતિબંધુઓ અને બહેનો,**

વિરમગામ ચુંવાળ કડવા પાટીદાર પ્રાંતિક પરિષદની પહેલી બેઠકનું પ્રમુખપદ મને આપ્યું તે માટે હું તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. મારાં કરતાં બીજા વધારે લાયક માણસો છે પણ જ્યારે આ પ્રાંતિક પરિષદની પહેલી બેઠકના પ્રમુખ તરીકેની જ્ઞાતિ સેવા કરવાનું પ્રથમ મને આમંત્રણ ફરમાવવામાં આવ્યું ત્યારે મારે તે સ્વીકારવું એ મારી ફરજ છે એમ જાણી મેં હા પાડી.

મુંબઈ મધ્યે આ સાલ કડવા પાટીદાર પરિષદની સાતમી બેઠક મળી હતી તે વખતે પરિષદની સાથે જ પ્રાંતિક પરિષદો પણ ભરવી એવો ઠરાવ થયો હતો. તે ઠરાવને અનુસરી વિરમગામ ચુંવાળ પરિષદની પહેલી બેઠક ભરવાનું આમંત્રણ તમો કાંઝના જ્ઞાતિબંધુઓએ કડવા પાટીદાર પરિષદની મેનેજીંગ કમિટીને આપ્યું. તે ઉપરથી મહા સુદ ૮-૯ તા. ૮-૯ મી ફેબ્રુઆરીના રોજ તમારા ગામમાં પહેલી બેઠક ભરવાનું નક્કી કર્યું.

આ સાલ મુંબઈ ખાતે ભરાયેલી બેઠક વખતે "શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજ" એ નામ ફેરવીને "શ્રી કડવા પાટીદાર પરિષદ" નામ રાખ્યું છે, તેથી હવે તે જ નામથી ઓળખાશે.

આપણી પ્રાંતિક બેઠકનું કામ શરૂ કરતાં પહેલાં આપણી પરિષદના સ્તંભ રૂપ તથા પરિષદને પાળીપોષી આવી સારી સ્થિતિ પર મુકનાર નિઃસ્વાર્થ જ્ઞાતિસેવા કરનાર તથા અહોનીશ જ્ઞાતિનું શુભ ઇચ્છનાર જ્ઞાતિભક્ત પુરુષોત્તમદાસ લલ્લુભાઈના અકાળે થયેલા મરણનો શોક દર્શાવવો જોઈએ. મરહુમ જ્ઞાતિબંધુ આ વખતે હયાત હોત તો તેમની સેવાથી આ બેઠકને આથી પણ ઘણી સારી

શોભા મળત, પણ મહાન ઈશ્વર આગળ આપણો ઉપાય નથી તેથી આપણે તેમના આત્માને ઈશ્વર શાંતિ આપે એવી પ્રાર્થના કરીશું.

આ પ્રાંતિક પરિષદમાં ચર્ચાવાના પ્રથમ વિષય તરીકે બાળલગ્ન છે. તે બાળલગ્નના ત્રણ ભાગ પાડી શકાય. પ્રથમ નાના બાળકોનાં લગ્નો થતાં અટકાવવાં, બીજું એક તિથિનાં લગ્ન બંધ કરવાં તથા ત્રીજું છૂટક લગ્ન યોગ્ય ઉંમરે કરવાં.

નાના બાળકોનાં લગ્ન કરવાં તેને હિંદુ ધર્મનું શાસ્ત્ર કોઈ પણ રીતે સંમતિ આપતું નથી. શાસ્ત્રમાં આઠ જાતનાં લગ્ન કરવાની વિધિ જણાવેલી છે. તેમાં એક પણ વિધિમાં હાલ આપણી જ્ઞાતિમાં થતાં લગ્ન આવતાં નથી. વળી દ્વારકાપીઠના મરહુમ શંકરાચાર્ય માધવાતીર્થ આપણા હાલ થતાં લગ્નોને અશાસ્ત્ર ઠરાવ્યાં છે. એટલું જ નહિ પણ તે લગ્ન કરાવનાર બ્રાહ્મણોને નહિ કરાવવા આજ્ઞા કરેલી છે.

કોઈપણ ઉચ્ચ હિંદુ જ્ઞાતિમાં આવી જાતનાં લગ્નો થતાં નથી. કોઈપણ જ્ઞાતિ આવાં બાળલગ્નો કરવાનું પસંદ પણ કરે નહિ. શાસ્ત્રમાં પુરુષની ઉંમર સ્ત્રી કરતાં ઓછામાં ઓછી પાંચ વર્ષથી ઓછી નહિ જોઈએ એવો લેખ છે તો તે પ્રમાણે આવા બાળલગ્નથી સાલવી શકાય નહિ કારણ કે પાંચ વર્ષની ઉંમરના વરને પાંચ વર્ષથી નાની કન્યા કેવી રીતે મળી શકે ? તે અસંભવિત છે. વળી પાંચ વર્ષથી નાની ઉંમરના બાળકનો જોષ પણ જોવાની મના કરેલી છે, કારણ કે પાંચ વર્ષની અંદરના બાળકોનું મૃત્યુ પ્રમાણ ઘણું જ વિશેષ હોય છે. ઓરી, અછબડા, બળીયા, વરાધ વગેરે દર્દો નાના બાળકોને થાય છે અને તે ઘણી વખત મૃત્યુ લાવે છે. વળી, જેને છોકરાં જીવતાં ન હોય તે પોતાના બાળકને લુગડાં પહેરવાની પાંચ વર્ષ સુધી બાધા રાખે છે, કારણ કે પાંચ વર્ષ સુધી પોતે તે બાળકને પોતાનું ના ગણવું એમ નક્કી કરે છે. એટલે તેના ઉપર પાંચ વર્ષ સુધી મોહ ઓછો રહે. વળી નાનપણમાં લગ્ન કરવાથી બાળકોના સ્વભાવ પણ જાણી શકાતા નથી. તેથી મોટી ઉંમર કરતાં નાની ઉંમરના લગ્નોમાં ગુણકજોડાં વિશેષ થવા સંભવ છે. બાર તેર વરસની ઉંમરની એકાદ આણું જઈ આવેલી છોડીઓ ઉપર શહેરમાં બીજી લાવવાના દાખલાઓ જોવામાં આવે છે, તે બાળલગ્નના જ પ્રતાપે છે. વળી નાની ઉંમરનાં બાળકોમાં ખોડખાંપણ પણ આવવા સંભવ હોય છે તે મોટી ઉંમરમાં ઓછાં માલમ પડે છે. વળી નાની ઉંમરમાં પરણાવવાથી આપણી દીકરીઓ બીજી જ્ઞાતિ કરતાં વિધવા ઘણી થાય છે. વળી નાનપણમાં મરણ પ્રમાણ વધારે થવાથી

પરણાવવાનાં તમામ ખર્ચા નકામાં જાય છે અને પાછા મોટી ઉંમરે વોળાવવાના ખર્ચ ફરીથી કરવા પડે છે. વળી નાની ઉંમરમાં લગ્ન થવાથી વિધવાઓ ઘણી થાય છે અને તે વિધવાઓને મોટી ઉંમરે વોળાવતી વખતે પ્રથમ ધણીના સગાં વહાલામાં અગર તે ગામોમાં લગ્ન ન થાય તેથી તેનો સંબંધ શોધવામાં ઘણી અડચણ પડે છે. અત્યાર સુધી કેળવણીમાં આપણી જ્ઞાતિ પછાત હતી અને બીજી જ્ઞાતિઓનાં પ્રમાણમાં હજી પણ પછાત છે. તેથી આવા બાળલગ્નો અટકાવવા બાબત થોડાં કેળવાયેલાં બંધુઓએ પ્રયાસ કરેલો નહિ. પણ જ્ઞાતિબંધુઓ વધારે કેળવણી લેવા લાગ્યા તેમજ બહારગામ વેપારવણજ માટે વધારે જવા લાગ્યા, તેમજ સારા સારા બીજી જ્ઞાતિના માણસો સાથે લગ્ન સંબંધી વાદવિવાદ કરવા લાગ્યા, તેથી આવાં લગ્નો પોતાની જ્ઞાતિમાં ના થાય તો સારુ તેને માટે પ્રયાસ કરવા લાગ્યા. આ પ્રયાસને અંગે જ્ઞાતિબંધુઓની સમાજ ભરવી અને ત્યાં આ તથા બીજા વિષયો ચર્ચાવવા તથા તે સંબંધી ઠરાવ કરવા સારુ વિરમગામ મુકામે પહેલી સમાજ ભરી અને બાળલગ્ન વિરુદ્ધ ચર્ચા કરી, સર્વાનુમતે ઠરાવ કર્યા ત્યારથી હાલ સુધી સમાજ એટલે પરિષદ ભરાય છે અને દરેક વખતે બાળલગ્ન ના કરવાં તે સંબંધી ઠરાવોને અનુસરી બાળલગ્ન થતાં અટકાવવા લાગ્યા છે અને હજુ પણ વિશેષ પ્રયાસ થશે તો દિનપ્રતિદિન બાળલગ્ન અટકી જશે અને આપણી જ્ઞાતિ હિંદુઓની બીજી જ્ઞાતિઓની બરોબરી કરશે.

**એક તિથિનાં લગ્ન કરવાનો રિવાજ** – પ્રથમ આપણી જ્ઞાતિ તદન ખેતીવાડીનોજ ધંધો કરતી હશે તે વખતે કેટલાંક કારણોથી પડ્યો હશે, પણ હવે તો તે વખત બદલાઈ ગયો છે. ખેતીવાડી ઉપરાંત બીજા ધંધાઓમાં પણ આપણા જ્ઞાતિબંધુઓ પડ્યા છે. વળી કેળવણી લેવા સારુ વિલાયત અગર બીજે દેશ જવાની જરૂર પડવા લાગી છે. તેથી કરીને દરેકને બાર બાર વરસે એક જ તિથિનાં લગ્ન કરવા પાલવી શકે નહિ. વળી, ખેડૂતોને પણ એક તિથિનાં લગ્ન કરવામાં પણ હરકત પડે છે. આવાં એક તિથિનાં લગ્નો સંવત ૧૯૬૬ના વિવાહ વખતે બંધ પડી ગયા જેવાં થયાં હતાં. ચૈત્રી સુદી ૧૦ થી માંડી તે માસ દોઢ માસ સુધી જ્યારે જ્યારે જેને નજરમાં આવ્યાં તેમ તેમ લગ્નો કર્યાં હતાં. તે જ બતાવે છે કે હવે એક તિથિનાં લગ્ન દરેકને બંધબેસતાં આવતાં નથી. કોઈને છોકરો  નહિ હોય, કોઈને તે વખતે શોક હોય, કોઈને સરકાર દરબારમાં કેસો ચાલતા હોય ને હરકત હોય, કોઈના ઘરમાં મંદવાડ હોય, કોઈને પૈસા સંબંધી તે વખતે હરકત હોય વગેરે ઘણી ઘણી હરકતો હોય છે. વળી એક જ દિવસે લગ્ન હોવાથી જાનમાં પોતાના સગાસંબંધી આવી શકતાં નથી અને પરનાતનાં માણસોને લાવવાં

પડે છે. એક જ તિથિનાં લગ્નમાં કાપડ, દાણા, ઘી, પતાસાં, ખારેકો, સોપારી વગેરેની મોંઘવારી ઘણી જ થાય છે. તેથી ખર્ચ પણ વધારે થાય છે.

એક જ તિથિનાં લગ્ન સંબંધી આપણી જ્ઞાતિના વિચારોમાં ફેરફાર થવા લાગ્યા છે. સમાજની પહેલી બેઠક પછીથી ઘણાં છૂટાં લગ્નો થયાં છે તથા ઘણા બંધુઓની છૂટા લગ્ન કરવા સંબંધી સંમતિ ને ઇચ્છા છે. જ્યાં જ્યાં છૂટા લગ્નો થયાં છે, તે ગામમાં કોઈપણ જાતની તકરારો થઈ નથી તથા છૂટાં લગ્ન કરનાર માણસને કોઈપણ પ્રકારની અડચણ કરવામાં આવતી નથી. છૂટાં લગ્ન કરવાં એટલે શાસ્ત્ર પ્રમાણે લગ્નવિધિ કરવી. છૂટાં લગ્ન કરવાથી પોતાનાં સગાસંબંધી પણ લગ્નમાં આવી શકે છે તથા બાળકબાળકીને સંસાર વહેવાર ઉપયોગી તથા ધાર્મિક કેળવણી આપી શકાય છે. તેમજ મોટી ઉંમરે લગ્ન કરવાથી તંદુરસ્તી પણ વધે છે. સાધારણ નિયમ એવો છે કે ભૂખ લાગે ત્યારે ખાવું અને તરસ લાગે ત્યારે પાણી પીવું, તે પહેલાં ખાવા અગર પીવાથી નુકસાન થાય છે તે જ પ્રમાણે જ્યારે સ્ત્રીની જરૂર હોય તે જ વખતે સ્ત્રી કરવી એ ઉત્તમ છે. તે પહેલાં સ્ત્રી કરવી એ બિનજરૂરી છે એટલું જ નહિ પણ તે નુકસાનકર્તા થાય છે. નાની ઉંમરની છોડીઓ સાસરે જઈ વહેલી ઘરસંસારમાં પડીને પોતાના પિયર આવે છે ને જે સાસરે ન ગઈ હોય તેવી છોડીઓ પાસે પોતાના અનુભવની વાતો કરે છે. સાસરે ન ગયેલી નાની ઉંમરની છોડીઓ તે ઘણી હોંસથી સાંભળે છે અને પછી તે સંબંધીના વિચારો કરતાં શીખે છે. વૈદિક નિયમ પ્રમાણે અપરિપક્વ ઉંમરે લગ્ન સંબંધીત વિચારો થવાથી રજસ્વલાપણું વહેલું આવે છે અને તાકાત ઘટે છે. વળી નાની ઉંમરે સાસરે જવાથી શ્રીમંત વહેલું આવે છે. શરીર બાળકને જન્મ આપવાની સ્થિતિમાં ના હોય તેવી વખતે બાળક જન્મતાં ઘણી સ્ત્રી મરી જાય છે, તેમજ બાળકો પણ મરી જાય છે. કદાચ જીવે છે તો ઘણી જ નબળી તંદુરસ્તી ભોગવે છે તેમજ બાળકો પણ નબળાં રહે છે.

આ સર્વે ઉપરની બાબત ધ્યાનમાં લઈ તમો બાળલગ્ન અટકાવી મોટી ઉંમરે લગ્ન કરવા સારુ દૃઢ સંકલ્પ કરશો તથા તમારા બીજા બંધુઓ જે જે તમારા સમાગમમાં આવે તેને સમજાવશો તો જરૂર તમો ફતેહ પામશો. વધુ કેળવણીના ફેલાવાથી આવાં બાળલગ્નો ઓછાં થતાં જશે તેમજ તમો પ્રયાસ જારી રાખશો તો જરૂર ઓછાં થતાં જશે. પહેલાં દીકરી કુંવારી રહે તો લાજ જતી એટલું જ નહિ, પણ નાતમાં કાંઈ બોલવા જાય તો કે મેણાં મારતાં પણ અત્યારે તો ના પરણાવે તો તેને કોઈ જ્ઞાતિબંધુ કાંઈ કહે નહિ તેમજ જ્ઞાતિમાં

નાનમ ગણાવી તે પણ જતી રહી છે. તે જ દેખાડે છે કે સુધારો આગળ વધતો જાય છે. જે વસ્તુ સત્ય છે તેને ગમે તેટલી વિરુદ્ધતા હશે, તોપણ આખરે તે ફાવે છે એ નક્કી છે. માટે બંધુઓ તમો યત્ન કરવા લાગો. પ્રથમ તમને કદાચ અડચણો આવે તોપણ હિંમત છોડશો નહિ કેમ કે આખરે તમારો જ જય છે એ નક્કી જાણજો.

બીજો વિષય આપણી જ્ઞાતિને ઉન્નતિના રસ્તે જતાં અટકાવનાર અજ્ઞાનપણું છે. આપણી જ્ઞાતિ ખેતીવાડીમાં પડેલી છે તેથી ભણવા તરફ તેનું લક્ષ ઘણું જ ઓછું રહે છે. તેથી સવારથી સાંજ સુધી હંમેશાં મહેનત કરનાર ખેડૂતને પૂરું ખાવાનું મળતું નથી. તેનું કારણ કે મોલ પાક્યો હોય તે વેચતાં આવડે નહિ તેમજ બી વગેરે વેચાતી લેવાની ચીજો પણ અજ્ઞાનતાને લીધે વધારે ભાવે મળે છે. વળી શાહુકારને ત્યાંથી લીધેલા નાણાંનો હિસાબ ગણતાં આવડે નહિ તેથી વ્યાજ પણ વધારે ગણી લે છે તથા વેઠવાડ પણ ઘણા જ કરવા પડે છે. એક હવાલદાર મોટા ખેડુતને ધમકાવી જાય તથા કામ પણ કરાવી જાય. સરકાર દરબાર એટલે શું ? તે અજ્ઞાનતાને લીધે સમજ ના પડે તેમજ સાધારણ કાયદાનું પણ જ્ઞાન હોય નહિ તેથી જેમ હલકા નોકરો ધમકાવે, લાંચ માગે, કામ કરાવે તે બધું કરવું પડે છે. આથી હંમેશા તેમને પૈસાની તાણ રહે છે અને ખેતીમાં સારા બળદો, ઓજારો, સારાં બીયાં, સારાં ખાતરો, કૂવા વગેરેની જે જરૂર હોય છે તે પૂરી પાડી શકાતી નથી. તેથી ખેતીમાં પણ ફાવી શકતા નથી. માટે બંધુઓ તમારા બાળકોને ભણાવવા સારું પ્રયત્ન કરો તથા બીજા બંધુઓ ભણાવે નહિ તેમને ભણાવવાનું કહો. વળી અજ્ઞાનતાને લીધે ભાટ, ભવાયા, માંગણ વગેરે લોકો બાપા, બાપા કહી ફુલાવી પૈસા કઢાવે છે. વેઠ વગેરે દુ:ખો કોઈ સારા માણસની મહેનતથી ઓછાં થાય છે પણ અજ્ઞાનતાને લીધે પાછાં તેનાં તે જ દુ:ખો રહે છે. તે દુ:ખો એક રીતે ઓછાં થાય તો બીજી રીતે નડે છે. જેમ શરીરનું લોહી બગડ્યું હોય અને ગુમડું થાય છે તે ગુમડું મટાડીએ એટલે બીજે ગુમડું થાય છે, એટલે બગડેલું લોહી સુધારીએ નહિ ત્યાં સુધી ગુમડાં નીકળે જવાનાં તે પ્રમાણે અજ્ઞાનતા જ્યાં સુધી દૂર કરીશું નહિ, કેળવણી લઈ અજવાળામાં આવીશું નહિ, ત્યાં સુધી અજ્ઞાનતાનાં દુ:ખો એક ઓછું થયું કે બીજું આવવાનું જ. માટે ભાઈઓ ! આપણાં બાળકોને કેળવણી આપવાનો યત્ન કરો. કેળવણી એ જ આ સંસારમાં જન્મી સાર્થક કરવાનું મૂળ છે. જુઓ આપણા અજ્ઞાન ખેડૂતો અને અમેરિકાના ભણેલા ખેડૂતો ! તેઓ વચ્ચે કેટલો બધો તફાવત છે ! અમેરિકાના ખેડૂતો ધનવાન છે ત્યારે આપણા ખેડૂતોમાંના ઘણા જણને પેટ પૂરતું ખાવા પણ મળતું નથી.

વળી જ્યારે આપણામાં પુરુષવર્ગ જ કેળવણીમાં ઘણો જ પછાત છે ત્યારે સ્ત્રીકેળવણી વિના પુરુષની કેળવણી તો તદ્દન નકામા જેવી છે. જેની માતા કેળવાયેલી નથી તેની સંતતિ કેવી રીતે કેળવાય ? બાળકોને પ્રથમ કેળવણી માતા તરફથી મળે છે તે માતા જ્યારે અભણ હોય તો બાળક પર સારા સંસ્કાર ક્યાંથી પડી શકે ? માટે બંધુઓ ! બાળકોને કેળવણી આપો તે સાથે બાળકીઓને પણ કેળવવાની તેટલી જ તજવીજ કરશો.

આપણી જ્ઞાતિના કેટલાક ઉદાર ગૃહસ્થોએ કડવા પાટીદાર મહામંડળ નામે સંસ્થાની સ્થાપના કરી છે. તે સંસ્થા આપણા જ્ઞાતિબંધુઓને કેળવણીમાં આગળ વધારવા સારું બોર્ડિંગ, સ્કોલરશીપ વગેરેથી મદદ કરે છે તેને ઉદાર પુરુષોએ મદદ કરવી જોઈએ, તથા બીજા બંધુઓ જેઓને મદદની જરૂર હોય તેઓ તેનો આશરો માગો. વળી આપણી જ્ઞાતિમાં યુવકમંડળ નામનું પણ એક નવું મંડળ ગઈ સાલથી અમદાવાદમાં, કેળવણી વગેરેમાં આપણી જ્ઞાતિને આગળ વધારવાના ઉદ્દેશથી સ્થાપન થયું છે તેને પણ મદદ કરો તથા જેઓને મદદ વગેરેની જરૂર હોય તેને તેઓ પાસે જવું. વળી દરેક મોટા ગામોએ તથા ગામના સમુહોએ મળીને જ્ઞાતિના બાળકોને કેળવણી આપવાને જોઈતી મદદ કરવા સારુ ફંડ સ્થાપી નાણાં એકઠાં કરવાં જોઈએ. નામદાર મહારાજા ગાયકવાડ સરકારે મફત તથા ફરજિયાત કેળવણી આપવાનું પોતાના રાજ્યમાં દાખલ કર્યું તેનો પોતાના બાળકો લાભ લે તે માટે દરેક ગાયકવાડી પ્રજાએ યત્ન કરવો જોઈએ.

ત્રીજો વિષય મરણ પાછળ થતાં જમણો સંબંધી છે. મરણ પાછળના જમણોથી આપણી જ્ઞાતિ મૂળ તો ગરીબ છે તેમાં ગરીબાઈનો વધારો કરે છે. એક પૈસાદાર માણસ નાત જમાડે તેથી પાછળના માણસને તણાઈને પોતાને નાત જમાડવાની જરૂર પડે છે, અને પૈસા ન હોય એટલે પોતાના ઘર, ખેતરો વગેરે શાહુકારને ત્યાં મુકવાં પડે છે અને તે ------ આપી નહિ શકાવાથી વેચવા પડે છે. સરકારે ખેડૂત સંકટ નિવારણ કાયદો કરેલો છે તેમાં કોઈ ખેડૂત ઉપર દાવો કરે તો તે ખેડૂતને દેવું શાથી કરવું પડ્યું તેની ઊંડી તપાસમાં ઉતરતાં ઘણી વખત માબાપનાં મરણ પાછળનાં જમણોને લીધે જ દેવાદાર થયાના દાખલા મળે છે. આપણા કોઈ પણ શાસ્ત્રમાં મરી ગયા પછી નાત જમાડવાનું લખેલું નથી. ગરૂડપુરાણમાં મરણની તમામ જાતની ક્રિયાઓ કરવાનું લખેલું છે, પરંતુ તેમાં નાત જમાડવાનું કોઈ જગાએ વિધાન લખેલું નથી. વળી મરણ પાછળ આપણા આચાર્યો પણ જમણવાર કરતા નથી. દક્ષિણી બ્રાહ્મણો મરણ પાછળનું જમણ જમતા નથી એટલે

શાસ્ત્રમાં કોઈ જગ્યાએ તેમ કરવાનું કહ્યું નથી. વળી ન્યાય પ્રમાણે પણ વિવાહ જેવો હર્ષ નથી, તેમજ મરણ જેવો શોક નથી, તો મરણ પાછળ શોકને બદલે સારાં સારાં જમણો, પકવાનો કરવાં, મિજબાનીઓ કરવી એ યોગ્ય થતું નથી. વળી હાલ એટલી બધી મોંઘવારી છે તથા પ્રથમ કરતાં એટલાં બધાં ખરચો વધી ગયાં છે કે આવાં ઉડાઉ ખરચો અટકાવાની ખાસ જરૂર છે.

ચોથું કન્યાવિક્રય સંબંધી કેટલુંક કહેવાનું છે. કન્યાવિક્રય એટલે પોતાની કન્યા પરણાવી વર પાસેથી રૂપિયા લેવા તે – એટલે કન્યાને વેચવી તે. આપણા શાસ્ત્રોમાં કન્યાને દાનમાં આપવા કહેલું છે. એટલે કન્યાદાન કરવાનું કહેલું છે. પણ કન્યાવિક્રય કરવાનું ક્યાંય કહેલું નથી. કન્યાના પૈસા લેવા જેવું મહાપાપ એકે નથી. પોતાની ગમે તેવી સ્થિતિ હોય તો ભીખ માગવી સારી, પણ કન્યાના પૈસા લેવા એ મહા બૂરું છે. કન્યાવિક્રય કરનાર મહાપાપી આપણા શાસ્ત્રમાં ગણાય છે. ''કન્યા ને ગાય જ્યાં દોરે ત્યાં જાય'' એવી આપણામાં કહેવત છે. તો કન્યાના પૈસા લઈ ગમે તેવા વરને આપીએ તો તે કન્યા તો ના નહિ કહે, પણ આપણે તેમના પિતા તથા પાલકો વિશ્વાઘાતી થઈએ છીએ. ઈશ્વરે આપણને આપણા બાળકોના કુદરતી વાલી નિર્માણ કરેલા છે. વાલીની ફરજ પોતાના બાળકોને સારી સ્થિતિમાં મુકવાની છે. તે વાલી પોતાની દીકરીને જ્યારે પૈસા લઈને દુ:ખમાં નાખે તે કેટલું બધું નીચું કહેવાય ?

કોઈ એક હિંદુને કોઈ ફકીરે તેનો રોગ મટાડ્યો તેના બદલે તેને એક શેર માંસ લાવી આપવા કહ્યું. તે માણસે બીજાને કહ્યું કે હું હિંદુ છું અને માંસ કેવી રીતે લાવું ? ત્યારે તે બીજા હિંદુએ કહ્યું કે ભાઈ કોઈ કન્યાના પૈસા લઈ જમણ કરતો હોય તેને ત્યાંથી શેર મિષ્ઠાન લાવી ફકીરને આપ એટલે તે માંસ થશે. કારણ કે છોડીને વેચીને તેના પૈસાનું તે જમણ કરે છે માટે તે જમણ માંસ જ છે. કહેવાની મતલબ એ છે કે કન્યા વેચીને લીધેલા પૈસા ખાવા તે તેનું માંસ ખાવા બરાબર છે.

હવે કન્યાવિક્રય સંબંધી આટલું બોલીએ ત્યારે વરવાળાઓ કન્યાના વાલી પાસેથી ફરજિયાત રૂપિયા કઢાવે છે તે સંબંધી પણ બે બોલ બોલવા પડે છે. કન્યા પાછળ દાન આપવું એ તો આપણા શાસ્ત્રોમાં લખેલું છે. ઘણા રાજાઓએ પોતાની પુત્રી પાછળ દાન કરેલું તેના દાખલા ભાગવતમાં અનેક છે. એટલે કન્યા પાછળ ખુશીથી દાન કરવું તેમાં કાંઈ હરકત નથી. પણ વરના વાલીએ કન્યાના માબાપ પાસે જોર જુલમથી પૈસા કઢાવે છે, પૈસા ના આપે તો કન્યાને

કાઢી મૂકે છે તથા તેના ઉપર બીજી લાવે છે, મેણાં મારે છે વગેરે અનેક રીતે કનડગત કરે છે તે ખોટું છે માટે તે બંધ કરવાની જરૂર છે.

એક સ્ત્રી જીવતાં બીજી સ્ત્રી કરવા સંબંધી થોડું કહેવું યોગ્ય ધારું છું. એક સ્ત્રી જીવતાં બીજી ના કરવી એના જેવું ઉત્તમ એકે નથી. રામચંદ્રજીએ પણ એક જ સ્ત્રી કરી હતી. પરંતુ સંતાન અગર એવા કોઈ ખાસ કારણસર બીજી સ્ત્રી કરવાની જરૂર પડે તો ત્રીસ વરસની ઉંમર થયા પછી પોતાની હયાત સ્ત્રીની સંમતિ લઈને કરવી જોઈએ. આ દુર્ગુણ આપણા સુધરેલા તેમજ આપણા બિનસુધરેલા તમામમાં થોડાઘણા અંશે જોવામાં આવે છે. તો આપણા સુધરેલા ગણાતા બંધુઓએ બિનસુધરેલા અજ્ઞાન બંધુઓ ઉપર સારો દાખલો બેસાડવા માટે તૈયાર થવું જોઈએ. આ બોલવું કોઈ પણ વ્યક્તિ પરત્વે નથી પણ સર્વે બંધુઓને ઉદ્દેશીને છે.

રોવા-કૂટવાનો ચાલ આપણામાં ઘણો જ ખરાબ છે. માણસ મરી જાય તેમાં ખાસ જુવાન માણસના મરણ પાછળ સ્ત્રીઓમાં છાતીઓ કુટવાનો, માથાં કુટવાનો, પોકેપોક મૂકી રોવાનો જે ચાલ છે તે થોડા ઘણા અંશે બંધ થવાની જરૂર છે. માણસ મરી ગયા પછી પાછું આવતું નથી તેમજ પોતાના ખાસ સગાના મરણથી માણસને શોક થાય તે સ્વાભાવિક છે પણ બહાર દેખાડવા હદ બહાર શોક કરવો એ સારું નથી. આપણે હદ બહાર શોક કરીએ એટલે આપણા સગાંવહાલાં ને સ્નેહીઓને પણ આપણને તથા બહારનાને દેખાડવા શોક કરવો પડે છે અને પછી સ્ત્રીઓમાં તો હદ બહાર કુટવાથી રોગ ઉત્પન્ન થાય છે. માટે બહેનો ! મનુષ્યનું મરણ એ ઈશ્વરી નિયમ જ ગણીને તથા એક દિવસ આપણે પણ તે જ રસ્તે જવું છે એ જાણીને હદ બહારનું રોવા-કુટવાનું બંધ કરો. રોવું-કુટવું એ શાસ્ત્ર ને ઈશ્વરી આજ્ઞા વિરુદ્ધ છે. જે વસ્તુમાં આપણો ઉપાય નથી તે વસ્તુનો વિશેષ શોક કરવો તે મિથ્યા છે. ગયેલું પાછું આવતું નથી, જાણીને તેની પાછળ શોક કરવાને બદલે ઈશ્વર ભજન કરવું, તેના આત્માને ઈશ્વર શાંતિ આપે એમ પ્રભુ પાસે પ્રાર્થના કરવી તથા તે મરનાર પાછળ કાંઈ પણ લોકોપકારી કાર્ય થાય તે કરવું એટલી આપણી મનુષ્ય તરીકેની ફરજ છે. આપણે પણ એક વાર તેની પેઠે મરવું છે એમ જાણી ધર્મ ને નીતિનું પાલન કરવું, ઈશ્વરનું ભજન કરવું, તથા આપણાથી લોકસેવા બને તે કરવી એ આપણો ધર્મ છે. બંધુઓ તથા બહેનો ! મારે આપની રૂબરૂ જે કાંઈ બે શબ્દો કહેવાના છે તે કહ્યા છે. તેમાંથી હંસની પેઠે દૂધ લઈને જે જે આપણને યોગ્ય લાગે

તે ગ્રહણ કરીને તથા તે જ પ્રમાણે બીજા બંધુઓ તથા બહેનોને કહી કહેવરાવીને તથા તે રસ્તે ચાલીને મને આપના જ્ઞાતિ સેવકને ઉપકારી કરશો. બંધુઓ ! રિવાજોમાં વખતને અનુસરીને ફેરફાર કરવા અને નહી કરો તો ફેરફારો તો થવાનાં જ છે એ ઈશ્વરી નિયમ છે. કોઈ પણ વસ્તુ અચળ નથી. જગતનું સ્વરૂપ જ ફેરફારનું છે. એક ડાહ્યા માણસે કહ્યું છે કે, ''નિરંતર રૂપાંતર પામતા જગતમાં સ્થિરતા મૂર્ખજનોને ભાવે છે'' એટલે હંમેશા ફેરફાર થયા જ કરે છે. પણ જો આપણે ડહાપણથી તથા વિચાર કરીને જો અયોગ્ય રસ્તે થતા ફેરફારો અટકાવીએ તો આપણે સુખી થઈએ અને આપણી પછીની સંતતિ સુખી થાય.

બંધુઓ તથા બહેનો, છેવટે મને પ્રમુખ નીમી મારા ઉપર જે ઉપકાર કર્યો છે તેને માટે આપનો ફરીથી ઉપકાર માની બેસી જવાની રજા લઉં છું.

## (વિરમગામ-ચૂંવાળ વિભાગની પહેલી પરિષદ)
## (તા. ૮-૯-૧૦ ફેબ્રુઆરી ૧૯૧૯)

સ્વધર્મને તજી અધર્મે ચાલનાર દરેક પ્રજા જેટલા પ્રમાણમાં માનવધર્મથી વિમુખ થતી જાય છે તેટલું તેનું જીવન પણ અધર્મયુક્ત અને દુઃખમય બને છે તેમજ અન્ય કોમોની હરીફાઈમાં તેનામાં પછાત રહેવાપણું આવે છે એટલે જગતની દૃષ્ટિએ તેની કિંમત કોડીની થઈ જાય છે. આ વસ્તુસ્થિતિ આપણને સંપૂર્ણ રીતે લાગુ પડી અને કેટલાક સુજ્ઞ પુરુષોને તે સમજાઈ પણ ખરી. અફીણ ખાનાર બંધાણીને જેમ તેના ઝેરથી થતી ખરાબી સમજાતી નથી તેમ અજ્ઞાન વર્ગને પણ અધર્મયુક્ત રીત-રિવાજોથી ઉત્પન્ન થતી ખરાબી સમજાતી નથી. એ દોષ જેમ અફીણનો છે તેમ અધર્મયુક્ત રિવાજો ખરાબીનું મૂળ કારણ છે. જેને એ વાત સમજાતી નથી તેઓ ખરેખર દયા ખાવાને પાત્ર છે અને તેમની દયા ખાવી જ જોઈએ. પરંતુ પટલાઈ કે માનમરતબો સચવાઈ રહે તે ખાતર સ્વાર્થી કે દુરાગ્રહી વ્યક્તિઓ પ્રત્યે દયા ખાવાનો પ્રયોગ અસ્થાને છે, તેમનું તો જેમ કલ્યાણ થાય તેમ કરીને ઉન્નતિનો માર્ગ સાફ કરવાનો પ્રસંગ જવા દેવો તે ઇષ્ટ નથી.

બાળલગ્ન જેવા અશાસ્ત્રોક્ત અને અધર્મયુક્ત રિવાજોને તજી દેવા એમાં જ હાલ તો આપણો સુધારો આવી જાય છે અને તે માટે જ્યારે જ્ઞાતિના સમજુ પુરુષોએ પ્રયત્ન આદર્યો ત્યારે વિરમગામના આગેવાનો પૈકી કેટલાક મમત્વીઓએ તેમની સામે વિરોધ ઊભો કર્યો. સુધારકોના સત પુરુષાર્થને જ્યારે તેઓ પહોંચી શક્યા નહિ, સત્યની સામે અસત્યનું જોર નરમ પડી ગયું ત્યારે ઉક્ત મમત્વીઓએ પોતાનું જોર વધારવા ગામના અન્ય માણસો કે જેમને તેઓ કદાપિ ગામની

નાત ભેગી થવાની ખબર સુદ્ધાં પણ આપતા નહિ તેવા વર્ગને પણ આગેવાન ગણાવી આગળ કરવા લાગ્યા. આ પછાત વર્ગ જેમણે અગાઉ ભાગ્યે જ સાધારણ જમણો પ્રસંગે વિરમગામની નાતનાં દર્શન પણ કર્યાં હશે તેવાઓને નાતની પટલાઈ કરવાનો લાભ મળ્યો. જોકે તેઓ કેમ ઠગાય છે અને આ નામધારી આગેવાનો (મમત્વીઓ) તેમની શા માટે ગરજ રાખે છે તે અત્યાર સુધી તેઓ સમજતા નથી. પરંતુ તેમને જે માન સુધારકોના પ્રતાપે પ્રાપ્ત થયું તેનો કંઈક મદ તો તેમને ચડ્યો. જૂના રિવાજથી જ તેમનાં છોકરાં પરણે છે એવું આ મમત્વીઓએ તેમને પૂંછડુ ઝલાવ્યું એટલે વિરોધ પ્રસંગે જોર કરવાનો પણ તેમનો ઉત્સાહ કંઈક વધ્યો અને વિવાહ આવે છે એ ગણતરીએ છોકરાંના સગપણ શોધવા લાગ્યા. આ પ્રસંગે તેમના છોકરાઓ માટે વિભાગમાંથી કન્યાઓ મળતી ત્યાંના જ્ઞાતિબંધુઓ જ આ વિભાગની પરિષદ પોતાની તરફ ભરવાની ઈચ્છા પ્રદર્શિત કરી કારણ કે બાળલગ્નની પ્રથાથી થતી ખરાબી તેઓને લાંબા વખતથી સમજાઈ હતી એટલે પોતાના વિભાગના કેટલાક અજ્ઞાન બંધુઓ જૂના રિવાજથી થતી ખરાબી સમજે અને લોકમત કેળવાય તે ઈરાદે કાંઝના પટેલ અંબારામભાઈ તથા બાપુભાઈ વગેરેએ આ જ્ઞાતિ સેવાનું સાહસ ઉઠાવ્યું. આ વિભાગમાં વિરમગામ પાટડી બાદ કરતાં અઘાર, દેત્રોજ વગેરે પાટલાનાં ગામો ગણાય છે છતાં તેમની નિદ્રા હજી ઊડી નહોતી એટલે ઉપરોક્ત બંધુઓએ પોતાના ગામ પરિષદ ભરવાની મુખ્ય સંસ્થા પાસે માગણી કરી. વિરમગામના સુધારકોને તો આ ઉત્તમ તક મળી અને તેનો સંપૂર્ણ લાભ લેવા પ્રયત્ન કર્યો. જે પછાત વર્ગને સુધારકોના પ્રતાપે નાતમાં બેસવા કરવાનો લાભ મળ્યો હતો, છતાં તેમના વિરુદ્ધમાં જ બોલવું-કોઈપણ બાબતમાં-એવો જેમણે નિયમ કર્યો હતો (કારણ તેમને નાતમાં પટલઈ કુટવાની મળે અને છોકરાં ઝટ પરણે-સંથાઈ જાય એ આશયથી) તેમનાં ગાત્ર શિથિલ થઈ ગયાં. વિવાહને સગાઈની વાતો કાંઝ પરિષદ ભરવાનું સાંભળતાં મંદ પડી ગઈ, એટલે તે પરિષદ ભરાતી અટકે એવો સગેવહાલે કહી કહેવડાવી પ્રયત્ન કરવા લાગ્યા. તેમનો આ પ્રયાસ "આવળે બાચકા" ભરવા જેવો હતો. ચૂંવાળ પ્રદેશમાં કાંઝના પાટીદારો મજબુત મનના, ઉદાર, નિરભિમાની અને પરોક્ષ રીતે સત્યાસત્યનો નિર્ણય કરી શકે તેવા છે. તેમજ એ પ્રદેશમાં સમસ્ત કૈડવી નાતની પટલાઈ કરવાનો કોઈએ ઈજારો લીધો નથી. પાટલાનાં ગામ છે પરંતુ, તે ગામો પોતાનો સ્વાર્થ તાકે એ સ્વાભાવિક છે; છતાં ત્યાંના આગેવાનો દીર્ઘદર્શી અને શાણા છે. મમત્વીની સંખ્યા નહી જેવી જ છે. બાળલગ્નના જૂના રિવાજથી છોકરા છોડીઓની જિંદગી પાયમાલ થઈ જાય છે એ વાત તેઓ સ્વીકારે છે

અને તે સંપૂર્ણ રીતે સમજ્યા છે. એટલે કાંઝ ગામ તરફથી જે માગણી કરવામાં આવી તેમાં તેમની પણ સંપૂર્ણ સલાહ અને ઇચ્છા હતી એવું તેમણે હાજરી આપીને જ નહિ, પરંતુ પોતાના વિભાગમાં તેવા ઠરાવો વગેરે પસાર કરાવીને પણ બતાવી આપ્યું છે, જે આ બેઠકનો સંપૂર્ણ અહેવાલ વાંચી જોવાથી સમજાશે.

મુખ્ય પરિષદની બેઠક જેટલી જ ધામધૂમથી કોઈ રીતે ઊણપ આવે નહિ અને ગમે તે ખર્ચ થાય તે કાંઝ ગામ તરફથી કરવાની સંપૂર્ણ છૂટ આપી પરિષદનું કાર્ય દીપાવવા કાંઝના પટેલ બાપુભાઈ વગેરેએ વિરમગામની ઑફિસને વિનંતી કરી હતી. તદુપરાંત ભોજન વગેરે પ્રકારની સર્વોત્તમ ગોઠવણ પણ કાંઝ ગામ તરફથી જ રાખવાનો તેમણે દૃઢ આગ્રહ કર્યો હતો અને સઘળી વ્યવસ્થા કરવાની વિરમગામના ક. પા. હિ. મંડળ (ક્લબ)ના બંધુઓને સોંપી દીધી હતી. જે ઉપરથી મંડપ વગેરે કાર્ય માટે દેશાઈ મગનભાઈ, લાલભાઈ, મફાભાઈ વગેરે મંડળના-ક્લબના-મેમ્બરો ત્યાં અગાઉથી ગયા હતા અને ઘણી ઉત્તમ વ્યવસ્થા કરી હતી. મંડપની રચનામાં પુલપીટ અને સ્ત્રીઓ માટેની ગોઠવણ, તેમજ સ્વ. તંત્રીજી અને શ્રી ઉમિયા દેવીની સ્થાપના ખાસ ધ્યાન ખેંચે તેવી હતી. લગભગ ૫૦૦ મેમ્બરો માટે ખુરશીઓની ગોઠવણ રાખી હતી, છતાં મેમ્બરો અને પ્રેક્ષકોની સંખ્યા વધી જવાથી ઘણાઓને જાજમ ઉપર બેસવું પડ્યું હતું. અન્ય જ્ઞાતિના માણસોની ઠઠ મંડપ બહાર એટલી જામી હતી કે તેમને શાંત રાખવાની ફરજમાંથી સ્વયંસેવકોને ભાગ્યે જ વખત મળતો. પરિષદની ઑફિસેથી સમસ્ત જ્ઞાતિમાં ઘણાખરા વિદ્વાનો અને આગવાનોને કાંઝ ગામ તરફથી આમંત્રણ મોકલવામાં આવ્યાં હતાં. નિકોરાથી સ્વામી હરિહરાનંદજી ખાસ તસ્દી લઈ કાંઝ મુકામે પધાર્યા હતા તેમજ પ્રો. જેઠાલાલભાઈ, બાપાલાલભાઈ, ધનશાભાઈ તથા સરઢવવાળા છગનલાલભાઈ વગેરે પોતાના જ્ઞાન અને અનુભવનો લાભ આપવા પધાર્યા હતા. માત્ર બે જ દિવસ બેઠક માટે મુકરર કરવામાં આવ્યા હતા. પરંતુ દેસાઈ અમરસિંહજીના આખ્યાન સાંભળવાની જિજ્ઞાસા ઘણી તીવ્ર જણાયાથી કાંઝના બંધુઓએ એક દિવસ વધારે બેઠક રાખવાની માગણી કરી હતી અને તે સભા તરફથી સ્વીકારવામાં આવી હતી. આ સઘળું રી. ક. ના ચેરમેન વયોવૃદ્ધ મુ. ગોપાળદાસ હીરદાસની જ્ઞાતિસેવા કરવાની તીવ્ર ઇચ્છાને આભારી હોય એમ જણાતું હતું. સભાનું પ્રમુખસ્થાન વિરમગામવાળા દેશાઈ કાળીદાસભાઈ હરજીવનદાસને આપવામાં આવ્યું હતું. "ભાવ એવી ભક્તિ" એમ કહેવાય છે તે સત્ય જ છે. મુ. કાળીદાસભાઈની સ્વજ્ઞાતિ માટેની લાગણી અને તેને ઉન્નત દશાએ આવેલી જોવાની તેમની લાંબા વખતની ઇચ્છા અને તે માટેના પુરુષાર્થ તેમજ દૃઢ ટેકથી ભાગ્યે જ કોઈ બંધુ

અજાણ હશે. કેટલીક અગવડો અને શારીરિક નાદુરસ્તી છતાં મુ. કાળીદાસભાઈને તે પદ સ્વીકારવાની ફરજ પાડવામાં આવી હતી એમ અવશ્યે કહેવું જોઈએ.

### તા. ૮મીનો પહેલો દિવસ

મે. પ્રમુખસાહેબ વગેરે મંડપમાં પધારતાં શ્રી ઉમિયામાતાજીની જય બોલાવી તેમને વધાવી લેવામાં આવ્યા હતા અને સ્વામીજી પધારતાં સઘળાઓએ તેમની જય બોલાવી નમસ્કાર કર્યા હતા. ગામમાંથી સ્ત્રીવર્ગે પધારીને સારી સંખ્યામાં હાજરી આપી હતી. કોઈપણ બહેન સભામાં આવ્યા સિવાય રહી નહોતી. સઘળાઓએ પોતાની બેઠક લીધા બાદ બપોરના દોઢ વાગતાં દેશાઈ સબળસિંહ તથા અમરસિંહજીના ચી. ભીખુભાઈએ સંગીતનાં સાજ સાથે શ્રી ઉમિયાદેવીની સ્તુતિ કરતાં મંગળાચરણ ગાયું હતું.

મંગળાચરણ થઈ રહ્યા બાદ રી. ક. ના ચેરમેન મુ. ગોપાળદાસ વયોવૃદ્ધ હોવાથી તેમજ સ્વજ્ઞાતિબંધુઓનાં દર્શનનો લાભ લેવાની પોતાની ઇચ્છા પાર પાડેલી જોઈ હર્ષના આવેગમાં બોલાવા અશક્ત જણાયાથી તેમના ભત્રીજા રા. અંબારામભાઈ અમથાભાઈ જેઓ સુધારાની હિલચાલના પાકા અભ્યાસી અને તીવ્ર જિજ્ઞાસાવાળા છે તેમણે સઘળા બંધુઓને આવકાર આપતાં જણાવ્યું કે -

### મારા પાટીદાર બંધુઓ !

આજે દશ વર્ષ થયાં આપણી જ્ઞાતિની ઉન્નતિ માટે આપણા વિદ્વાનો અને સમજુ આગેવાનો પ્રયત્ન કરે છે અને શ્રી કડવા પાટીદાર પરિષદ નામની આપણી સમસ્ત જ્ઞાતિની સંસ્થા સ્વીકારવા દરખાસ્ત કરી જેને મિ. કેશવલાલભાઈ વકીલે અનુમોદન આપ્યા બાદ પ્રમુખસાહેબે પોતાની જગ્યા લીધી હતી અને મુ. ગોપાળદાસે પ્રમુખસાહેબ, સ્વામીજી, લાલસિંહજી વગેરેને હારતોરા અર્પણ કર્યા હતા. સ્વ. તંત્રીજીની છબીને મોતીકાકાએ હાર પહેરાવતાં શ્રી ઉમિયામાતાની જયઘોષણાથી મંડપ ગાજી રહ્યો હતો. ત્યાર બાદ મે. પ્રમુખસાહેબે સ્વહસ્તે મુ. ગોપાળદાસને હાર પહેરાવી તેમના શુભ વિચારો અને સેવાની કદર કરી હતી. દેશાઈ અમરસિંહજીએ પા. બાપુભાઈના હાથે શ્રી ઉમિયાદેવીની સ્થાપના કરાવી હતી, પા. મોતીદાસે માતાજીને છતર, તથા પા. લાલદાસે ચૂંદડી ચડાવ્યા બાદ પા. ગુલાબદાસે માતાજીને પુષ્પે વધાવ્યાં હતાં. આ કાર્યની પૂર્ણાહુતી થતાં મે.  પ્રમુખ સાહેબે સઘળા બંધુઓનો આભાર માની તેમને ઉદ્દેશી કામકાજની શરૂઆત કરતાં એક બોધદાયક ભાષણ આપ્યું હતું. ત્યાર બાદ સ્વામીજીએ ધર્મ, કર્મ વિષે દૃષ્ટાંતો અને વેદોક્ત આધારો સાથે બોધદાયક ઉપદેશ કર્યો હતો. ત્યાર બાદ

નીચે જણાવેલા મેમ્બરોની એક સબજેક્ટ કમિટી નીમવામાં આવી હતી જેના કાર્ય અને ઠરાવો ઘડવાની યોજના વિષે મે. પ્રમુખ સાહેબે સઘળા મેમ્બરોને સમજ આપી હતી અને તે કમિટી સભા બરખાસ્ત થતાં ભોજન લીધા બાદ મંડપમાં પોતાના કાર્ય માટે બેસશે તે પ્રસંગે, જે બંધુને જેને કાંઈ સૂચના કરવી હોય તે કરવાની છૂટ આપવાનું જણાવ્યું હતું.

## સબજેક્ટ કમિટીના મેમ્બરો

| | | | |
|---|---|---|---|
| મે. પ્રમુખ સાહેબ કાળીદાસભાઈ | | મિ. મગનભાઈ જી. એન્જિનિયર | |
| કુમારશ્રી લાલસિંહજીભાઈ | | | તંત્રી કડવા વિજય |
| દેશાઈ અમરસિંહજી | વિરમગામ | રા. મોતીલાલ કાળીદાસ | અમદાવાદ |
| મિ. કેશવલાલ માધવલાલ વકીલ | | | એડીટર કડવા વિજય |
| શેઠ મફાભાઈ ગોવિંદજી | વિરમગામ | મુ. ગોપાળદાસ હરીદાસ | કાંઝ |
| શેઠ ગોરધનભાઈ મોહનલાલ | વિરમગામ | રા. બાપુભાઈ ગોપાળદાસ | કાંઝ |
| દે. નારણદાસ જોરાભાઈ | વિરમગામ | રા. અંબારામ અમથાભાઈ | કાંઝ |
| દે. વજેસિંહજી હરીભાઈ | વિરમગામ | પા. મોતીદાસ જેઠીદાસ | કાંઝ |
| રા. સોમનાથ નથુભાઈ | વિરમગામ | પા. લાલદાસ ગંગાદાસ | કાંઝ |
| રા. રણછોડભાઈ પ્રેલાદજી | વિરમગામ | પા. ગુલાબદાસ મનોરદાસ | કાંઝ |
| પા. પુરુષોત્તમદાસ કાનદાસ | વાસણા | શેઠ છગનલાલ નરોત્તમદાસ | અઘાર |
| | જો. સેક્રેટરી | પા. અમૃતલાલ મોતીરામ | અઘાર |
| પા. રણછોડભાઈ શ્રીભાઈદાસ | શેરથા | પા. વીસાભાઈ મૂળદાસ | ગલોદરા |
| | જો. સેક્રેટરી | પા. અંબારામ જીવીદાસ | કોઇંતીઆ |
| પા. પીતાંબરદાસ બેચરદાસ | અઘાર | પા. મોતીદાસ નથુદાસ | કોઇંતીઆ |
| મિ. દામોદરભાઈ બાપુજી | દેત્રોજ | પા. શીવાભાઈ જેસંગભાઈ | દેત્રોજ |
| પા. અંબારામ કુબેરદાસ | દેત્રોજ | પા. મફાભાઈ રણછોડદાસ | કાંઝ |
| પા. પુરુષોત્તમ કલ્યાણદાસ | દેત્રોજ | પા. ખોડીદાસ અભેચંદ | સુંવાળા |
| પા. મગનલાલ શંકરદાસ | દેત્રોજ | પા. મોહનભાઈ નથુભાઈ | સુંવાળા |
| મુખી જીજીભાઈ કુબેરદાસ | ડાંગરવા | રા. કરસનજી મલુજી | પાટડી |
| પા. મણીલાલ માધવજી | ડાંગરવા | રા. લાલજીભાઈ દયારામ | વિરમગામ |
| પા. કાશીરામ જેઠીદાસ | રૂદાતલ | પા. અંબારામ મોતીદાસ | કાંઝ |
| પા. ભુદરભાઈ જગાભાઈ | રૂદાતલ | પા. નરોત્તમ વીરદાસ | ડાંગરવા |
| પા. હરગોવનદાસ શંકરદાસ | ઘેલડા | પા. અમીચંદ શંકરદાસ | સુજપરા |
| પા. મનોરમા શંકરદાસ | બામરોલી | પા. ઈશ્વરભાઈ ઝવેરદાસ | સુજપરા |
| પા. રણછોડભાઈ કેશવજી | બામરોલી | પા. હરજીવન બાજીદાસ | ભોયણી |
| પા. ચુનીલાલ રણછોડદાસ | સુંવાળા | પા. ગંગારામ ચેલદાસ | સુંવાળા |

| | | | |
|---|---|---|---|
| પા. છગનલાલ જેરાજ | સીતાપુર | પા. ભગવાનદાસ રામજી | રીબડી |
| પા. રામાભાઈ વેલજી | સીતાપુર | પા. ઈશ્વરદાસ જેઠીદાસ | ઓઢવ |
| પા. દલસુખરામ મુળજી | વેંછણ | | |

ઉપર મુજબ મેમ્બરોની એક કમિટી સર્વાનુમતે ઠરાવવામાં આવ્યા બાદ સભા બરખાસ્ત કરવામાં આવી હતી અને દેશાઇ અમરસિંહજીએ મહાલક્ષ્મીનું મહાકષ્ટ નામક આખ્યાનની શરૂઆત કરી હતી. ત્યાર બાદ સાંજના ભોજન લઈ પરવાર્યા પછી સબજેક્ટ કમિટીએ રાતના એક વાગતા સુધી ઠરાવો ઘડવાનું કામ કર્યું હતું.

**તા. ૯મીનો બીજો દિવસ**

બીજા દિવસની બેઠકનું કામકાજ બપોરના એક વાગ્યા પછી શરૂ કરવામાં આવ્યું હતું. મંગળાચરણ વગેરે થઈ રહ્યા બાદ મે. પ્રમુખસાહેબે નીચે જણાવેલા ચાર ઠરાવો એક પછી એક વાંચી સંભળાવ્યા હતા અને સર્વાનુમતે પસાર થયેલા જાહેર કર્યાં હતા.

**ઠરાવ ૧લો :** આ સભા આપણા ના. શહેનશાહ પંચમ જ્યોર્જ અને મહારાણી મેરીનું દીર્ઘાયુષ્ય ઇચ્છે છે અને બ્રિટીશ તાજ પ્રત્યે પોતાની વફાદારી જાહેર કરી સ્વાતંત્ર્ય ન્યાય અને આત્મનિર્ણયના સિદ્ધાંતો વડે જગદ્વ્યાપી યુદ્ધમાં જોડાયેલાં મિત્રરાજ્યોને મળેલી ફતેહ માટે પોતાનો આનંદ પ્રદર્શિત કરે છે અને તે સિદ્ધાંતની અંતિમ સિદ્ધિ માટે પ્રાર્થના કરે છે.

**ઠરાવ ૨જો :** આ સભા શ્રીમંત મહારાજા સયાજીરાવનું સહકુટુંબ દીર્ઘાયુષ્ય ઇચ્છે છે અને ફરજિયાત કેળવણી તથા બાળલગ્ન પ્રતિબંધક નિબંધના પ્રજાહિતાર્થે કરેલા કાયદાઓનો સર્વાંશે અમલ થાય અને પ્રજાનું સત્વર કલ્યાણ થાય તેવી યોજનાઓ કરવા તે નામદારને અરજ કરે છે.

**ઠરાવ ૩જો :** ખેડૂત પ્રજાના હિતાર્થે મફત અને ફરજિયાત ગુજરાતી સાતમાં ધોરણ સુધીનું કેળવણીનું ધોરણ બનતી ત્વરાએ દાખલ કરી દેશના આધારરૂપ આ પછાત કોમનું હિત વિચારવા આ સભા ના. બ્રિટિશ સરકાર તથા દેશી રાજા મહારાજાઓને આગ્રહપૂર્વક વિનંતી કરે છે તેમજ આ પાછળ પડી ગયેલી પ્રજાની ઉન્નતિનાં કાર્યો વહેલી તકે હાથ ધરવા માન સહિત ધ્યાન ખેંચે છે.

**ઠરાવ ૪થો :** દેશના આધારરૂપ ખેતીવાડીનું શિક્ષણ ખેડૂત પ્રજાનાં સંતાનોને માતૃભાષામાં મળી શકે તેમજ એક શહેરી પ્રજા તરીકે જીવન ગાળવામાં આ અગત્યની કોમ પાછળ ન રહી જાય તે ધોરણ પર, તેમના માટે ખાસ નિશાળો અને કોલેજો ઉઘાડવાથી ખેડૂત પ્રજાનું હિત સાચવવા દરેક રાજા મહારાજા અને ના. બ્રિટિશ સરકારને માનપૂર્વક વિનંતી કરે છે.

**ઠરાવ ૫મો :** બાળલગ્નના અધર્મયુક્ત અને હાનિકારક રિવાજને સત્વર નાબૂદ કરવા આ સભા દરેક જ્ઞાતિબંધુઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે અને શાસ્ત્રોક્ત રીતે યોગ્ય ઉંમરે આવેલાં ફરજંદોને છૂટક તારીખોએ પરણાવવાનો અને પરણાવનાર માબાપોને અંતઃકરણપૂર્વક મદદ કરવાનો આ સભા સર્વાનુમતે ઠરાવ કરે છે.

૫મો ઠરાવ દેત્રોજવાળા માસ્તર દામોદરભાઈએ રજૂ કર્યો હતો જેને નીચે જણાવેલા બંધુઓએ અનુમોદનો આપ્યાં હતાં અને શક્તિ અનુસાર વિવેચન કર્યું હતું.

| | | |
|---|---|---|
| ટેકો આપનાર | કુમારશ્રી લાલસિંહજીભાઈ | વિરમગામ |
| ટેકો આપનાર | પા. મોતીદાસ જેઠીદાસ | કાંઝ |
| ટેકો આપનાર | પા. બાપુભાઈ ગોપાળદાસ | કાંઝ |
| ટેકો આપનાર | પા. લાલભાઈ ગંગારામ | કાંઝ |
| ટેકો આપનાર | પા. છગનલાલ નરોત્તમદાસ | અઘાર |
| ટેકો આપનાર | પા. ઈશ્વરભાઈ રાયચંદદાસ | અઘાર |
| ટેકો આપનાર | પા. કુબેરદાસ શંકરદાસ | કોઇંતીઆ |
| ટેકો આપનાર | પા. નરોત્તમદાસ વીરદાસ | ડાંગરવા |
| ટેકો આપનાર | પા. મણીલાલ માધવજી | ડાંગરવા |
| ટેકો આપનાર | પા. ખોડીદાસ અભેચંદ | સુંવાળા |
| ટેકો આપનાર | પા. કાસીદાસ મીઠાદાસ | રૂદાતલ |
| ટેકો આપનાર | પા. ભુદરદાસ જગમાલદાસ | રૂદાતલ |
| ટેકો આપનાર | પા. મનોરદાસ શંકરદાસ | બામરોલી |
| ટેકો આપનાર | પા. છગનલાલ જેરાજદાસ | સીતાપુર |
| ટેકો આપનાર | પા. રામાભાઈ વેલજીભાઈ | સીતાપુર |
| ટેકો આપનાર | પા. હરજીવનદાસ બાજીદાસ | ભોયણી |
| ટેકો આપનાર | પા. જીવાભાઈ હરગોવન | સીતાપુર |
| ટેકો આપનાર | પા. હરગોવનદાસ શંકરદાસ | ઘેલડા |
| ટેકો આપનાર | પા. શીવદાસ મોહનદાસ | ઘેલડા |
| ટેકો આપનાર | પ્રોફેસર જેઠાલાલભાઈ સ્વામીનારાયણ | અમદાવાદ |
| **વિવેચન કરનાર** | **પા. ધનસાભાઈ જેકણદાસ** | આદ્રજ |
| **વિવેચન કરનાર** | **પા. છગનલાલ પિતાંબરદાસ** | સરઢવ |



એક પણ અપવાદ સિવાય સર્વાનુમતે ઉપર પ્રમાણેનો ૫મો ઠરાવ પસાર થયેલો પ્રમુખસાહેબે જાહેર કર્યો હતો. રજૂ કરનાર માસ્તર દામોદરભાઈએ તથા

પ્રો. જેઠાલાલભાઈ, ધનસાભાઈ, છગનલાલભાઈ વગેરેએ અસરકારક રીતે શ્રોતાઓના મગજ ઉપર બાળલગ્નની થતી ખરાબી સમજાવી હતી અને તેની એવી સચોટ અસર થઈ હતી કે કાંઝના એક ગોરે તો એવાં બાળલગ્ન પોતાના હાથે નહીં કરાવવાની પ્રતિજ્ઞા લીધી હતી. ગામના વિદ્યાર્થીઓએ બાળલગ્નથી થતી પાયમાલી વિષે નીચે જણાવેલી કવિતા ગાઈ હતી જેની સારી અસર થઈ હતી અને આ એક જ ઠરાવે સભાનો આખો દિવસ લીધો હતો ત્યાર બાદ રા. અંબારામભાઈએ કાંઝ તરફથી સભાને એક દિવસ વધારે રોકવાનો આગ્રહ કરતાં તે સ્વીકારવામાં આવ્યો હતો. એક શાસ્ત્રીએ ગામ તરફથી મહેમાનોને આવકાર આપવાની નીચે જણાવેલી કવિતા ગાઈ સંભળાવી હતી. ત્યાર બાદ સભાનું કામકાજ બંધ કરી આખ્યાન કરવામાં આવ્યું હતું.

**બાળલગ્નને બંધ કરો !**

વ્હેલાં પરણે વર કન્યા તો, પ્રગટે વ્હેલાં તેનાં બાળ,
દાદો દાદી ઝટ કહેવાઈએ, કોણે દીઠી કેવી કાલ;
શું એવા નીચ તરંગ સાગરે, દંપતી ઝંપાપાત કરો,
બાળકના પાળક સુખટાળક, બાળલગ્નને બંધ કરો. ૧

અજ્ઞ બાળવય અલ્પ બુદ્ધિમાં, લગ્ન શબ્દનું ભાન નથી,
એ શિશુઓનો હસ્તમીલાપ જ, શીદ કરો છો મથી મથી;
શિશુ વરકન્યા કટી પર લઈને, મંગળ ફરતાં શરમ ધરો,
બાળકના પાળક સુખટાળક, બાળલગ્નને બંધ કરો. ૨

મંડપ મધ્યે ચોરી રચાવી, જવતલ તૂપનો હોમ કરો,
નથી આહુતિ જવતલની એ, દંપતિ કેરો હોમ ખરો;
આસુરી લગ્નો કરી શિશુઓનો શીદ બગાડો જીવન ઝરો,
બાળકના પાળક સુખટાળક, બાળલગ્નને બંધ કરો. ૩

બાળલગ્નથી તનબળ મનબળ, આત્મિક બળની હાનિ ઘણી,
બાળલગ્નરૂપ મહા શત્રુએ, વર્ણશંકરી પ્રજા કરી;
વીર્યહીન થઈ બન્યા બાયલા, બાળલગ્નથી થયો મરો,
બાળકના પાળક સુખટાળક, બાળલગ્નને બંધ કરો. ૪

વીર્ય એ જ છે માનવ જીવન, વીર્ય વીર ઉપજાવે છે,
અંગ તણો જે રાય વીર્ય તે ફોગટમાં વહેવરાવે છે;
બાળલગ્નરૂપ પ્રલયવહ્નિમાં, શીદ હોમવો વીર્ય ઝરો,
બાળકના પાળક સુખટાળક, બાળલગ્નને બંધ કરો. ૫

રાજપાટ સુખ ભોગ વિલાસો, વીર્યહીનથી વિમુખ થયાં,
અજ્ઞ આળસુ નિર્બળ રાંકાં ભારતમાં બહુરે નિપજ્યાં;
બાહુબળ કૌશલ્ય કળાનો, બાળલગ્નથી થયો મરો,
બાળકના પાળક સુખટાળક, બાળલગ્નને બંધ કરો. ૬

લગ્ન સમયના સ્વલ્પ કાળના, ક્ષણિક રાજ વૈભવ નીરખી,
વિદેશીઓ હાંસી ઉચરે છે, ઘેલી જાત હિન્દુઓ તણી,
ભારતની ઉજ્વળ કીર્તિમાં, કલંક કાળાં શીદ ધરો,
બાળકના પાળક સુખટાળક, બાળલગ્નને બંધ કરો. ૭

વીર્યવાન બળવાન આપણા, આર્ય પૂર્વજો યાદ કરો,
રામ ભીમને ભીષ્મ કર્ણ, શ્રી કૃષ્ણાર્જુન વળી ઋષિમુનીઓ;
વીર હાક અવની પર ફરતી, કાળ દૈવ પણ થરથરતો,
બાળકના પાળક સુખટાળક, બાળલગ્નને બંધ કરો. ૮

કાળિદાસ ભવભૂતિ ભારવિ, પ્રીતમ કબીરાદિક કવિઓ,
પ્રતાપ અકબર સંગ શિવાજી, સ્વતંત્ર ભડવીર યાદ કરો;
યાદ કરો દિલ દાદ ધરો, આ રૂઢિ ટાળવા કમર કસો,
બાળકના પાળક સુખટાળક, બાળલગ્નને બંધ કરો. ૯

## સત્કાર

આવો આવો પધારો મોંઘેરા મેમાન
અંતરના વ્હાલે વધાવીએ - ટેક.

અમ દીન તણા અદના આવાસમાં (૨)
તમે ભાગ્યશાળીના અતિ ઉલ્હાસમાં (૨)
ક્યાંથી પગલાં પનોતાં મોંઘેરા મેમાન
અંતરના વ્હાલે વધાવીએ - આ.

નથી કલગી કે હાર હેમ ફૂલના (૨)
નથી મોતી માણેક મહા મુલના (૨)
માત્ર અંતરના ઉન્હા ઉમળકા તૈયાર,
અંતરના વ્હાલે વધાવીએ - આ.



★ ★ ★

## તા. ૯મીનો ત્રીજો દિવસ.

બપોરના એક વાગતાં સભાની બેઠક થઈ અને મંગળાચરણ વગેરે થઈ રહ્યા બાદ ઠરાવો પસાર કરવાનું કામ ચાલ્યું હતું. નીચે જણાવેલા ઠરાવો, નીચે જણાવેલા બંધુઓ તરફથી રજૂ કરવામાં અને ટેકો આપવામાં આવ્યા હતા. ઠરાવ ૬ઠ્ઠાથી ૧૦મા સુધીના મે. પ્રમુખ સાહેબ તરફથી રજૂ કરવામાં આવ્યા હતા અને તે સર્વાનુમતે પસાર થયેલા જાહેર કરવામાં આવ્યા હતા.

**ઠરાવ ૬ઠ્ઠો :** બાળલગ્નની જૂની પ્રથા દૂર કરી યોગ્ય ઉંમરે આવેલાં બાળકોને છૂટક તારીખોએ પરણાવવાનો રિવાજ અમારી જ્ઞાતિમાં ચાલુ થયેલો હોવાથી આ સભા શ્રીમંત મહારાજા સયાજીરાવને આગ્રહપૂર્વક વિનંતી કરે છે કે :-

''પોતાની વહાલી પ્રજાના હિતાર્થે કરેલા બાળગ્ન પ્રતિબંધક નિબંધની કલમ ૮ ની રકમ ૨ નો અપવાદ क દુર કરીને અથવા સદરહુ અપવાદ અમારા માટે નથી એમ ઠરાવીને નિબંધનો લાભ અમારી જ્ઞાતિને સંપૂર્ણ રીતે મળે તે માટે કાયદાનો સખ્તાઈથી અમલ કરવાની કૃપા કરવી અને નિબંધ અન્વયે આવેલી દંડની રકમ કાયદાની તરફેણમાં મત કેળવવા અને અમારી જ્ઞાતિનાં સંતાનો માટે કેળવણીના વધારાના ખર્ચ તરીકે વાપરવાની યોજના કરવાની કૃપા કરવી.''

''અમારા અજ્ઞાન બંધુઓને બાળલગ્નના કાયદાની વિરુદ્ધ ચાલવાની સલાહ આપનાર અને તે વિરુદ્ધ લોકમત ઉશ્કેરવાની હિલચાલ કરનાર કડી પ્રાંતના જે માણસો પોતાના મમતની ખાતર અમારી જ્ઞાતિની પાયમાલી કરે છે અને તેમણે હમણાં જે મે. ન્યાયમંત્રી સાહેબ તરફ અરજ કરી છે કે જેનો જવાબ અમારી સમસ્ત કોમની પરિષદના કાર્યવાહકોએ અરજી દ્વારા આપ્યો છે તે અરજીને ન્યાય આપવા અને તે વસ્તુસ્થિતિની સત્યતા જણાઈ શકે તેવું એક કમીશન નીમવા નામદાર મહારાજાએ સત્વર કૃપા કરવી. એવી નામદાર મહારાજાને અરજ ગુજારવાનો આ સભા સર્વાનુમતે ઠરાવ કરે છે.''

**ઠરાવ ૭મો :** વિરમગામ ચૂંવાળ પ્રદેશના ખેડૂત વર્ગની આ સભા ના. બ્રિટીશ સરકારને માનપૂર્વક અરજ કરે છે કે - તાલુકદારી ગામોમાં વિઘોટી સીસ્ટમને બદલે ભાગીદારી પદ્ધતિ હોવાથી તેમજ ખેડુ હક્કનો લાભ ખેડૂતોને નહીં મળતો હોવાથી ગામ અને ખેડુ પ્રજાની ઘણી રીતે પાયમાલી થાય છે તે સુધારી ખેડુ અને વિઘોટી સીસ્ટમનો લાભ તે ગામોના ખેડૂતોને સત્વર આપવા આગ્રહપૂર્વક અરજ કરે છે.



* * *

**ઠરાવ ૮મો :** ના. સરકારને આ સભા આગ્રહપૂર્વક અરજ કરે છે કે - દુષ્કાળને લીધે ખેડૂતોની સ્થિતિ નબળી પડી જાય છે તે માટે પાણીના સાધન તરીકે તેમના કૂવાઓ સુધારવા અને યોગ્ય જગ્યાએ નવા કૂવાઓ અને બોરીંગવર્કો કરી આપવાની કૃપા કરવી.

**ઠરાવ ૯મો :** ખેડૂતોના ઊભા પાક ઘાસની ગંજીઓ હરામખોરો બાળી નાંખી નુકસાન કરે છે તેનો પહેલાં ના. સરકારે કરેલો બંદોબસ્ત નીકળી જવાથી હાલના વખતમાં ખેડૂતોને અસહ્ય નુકસાન થાય છે તેનો પાકો બંદોબસ્ત કરવા આ સભા ના. સરકારને આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

**ઠરાવ ૧૦મો :** એક સ્ત્રીની હયાતીમાં ખાસ કારણ સિવાય અને સ્ત્રીની ૩૦ વર્ષની વય પહેલાં બીજી સ્ત્રી કરવાનો અને છૂટાછેડાના રિવાજને આ સભા વખોડી કહાડે છે.

નીચે જણાવેલો ઠરાવ અઘારવાળા શેઠ છગનલાલ નરોત્તમદાસે રજૂ કર્યો હતો.

**ઠરાવ ૧૧મો :** કન્યાવિક્રય અને વરવિક્રય કરવો કરાવવો તથા બંને પક્ષોની તકરાર વખતે કન્યાને, વર અને તેનાં માબાપ પાસેથી લઈને ગોળના આગેવાનો એને ગોળની ઠરાવે છે અને બીજે ઠામ બેસાડી કન્યાવિક્રય જેવા પાપી રિવાજને ઉત્તેજન આપે છે તે પદ્ધતિને સંપૂર્ણ રીતે નાબૂદ કરવાની આ સભા દરેક બંધુને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

ઉપરના ઠરાવને દેત્રોજવાળા મોહનભાઈ બાપુજીએ અનુમોદન આપ્યા બાદ બાવળાવાળા પુરુષોત્તમદાસે તથા ધનસાભાઈએ કન્યાવિક્રયના અનિષ્ટ ઉપર વિવેચનો કર્યાં હતાં અને સ્વામીજીએ કન્યાવિક્રય અઘોર પાપનું પ્રાયશ્ચિત પણ નથી વગેરે દાખલા અને આધારો સાથે સમજાવ્યું હતું. ત્યાર બાદ નીચે જણાવેલો ઠરાવ કાંઝના રા. અંબારામભાઈએ રજૂ કર્યો હતો.

**ઠરાવ ૧૨મો :** મરણ પાછળનાં જમણો શાસ્ત્ર વિરુદ્ધ, અયુક્ત અને ખર્ચાળ તેમજ દુર્દશાઓ પહોંચાડનાર હોવાથી તેને નાબૂદ કરવા આ સભા દરેક બંધુને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.



અને સીતાપુરવાળા મણીલાલ વેલજીભાઈએ અનુમોદન આપ્યા બાદ સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો. નીચેનો ઠરાવ મોહનલાલ બાપુભાઈએ રજૂ કર્યો હતો.

**ઠરાવ ૧૩મો :** વિદ્યા એ સર્વોત્તમ શક્તિ હોવાથી તે પ્રાપ્ત કરવા કરાવવા અને પોતાના પુત્રપુત્રીઓને બને ત્યાં સુધી દરેક પ્રકારની ઉત્તમ કેળવણી આપવા આ સભા દરેક બંધુને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

ઉપરના ઠરાવને દેત્રોજવાળા દામોદર મોરારદાસે અનુમોદન આપતાં સ્ત્રી કેળવણીની આવશ્યકતા વિષે સારો પ્રસ્તાવ આપ્યો હતો અને ત્યાર બાદ ઠરાવ સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો. નીચે જણાવેલા ઠરાવો મે. પ્રમુખસાહેબે રજૂ કર્યા હતા જે સર્વાનુમતે પસાર થયા હતા.

**ઠરાવ ૧૪મો :** આપણી કોમની ખેતીવાડી અને કેળવણીની ખીલવણી કરવાના આશયથી શ્રી કડવા પા. હિતવર્ધક મહામંડળ નામની જે સંસ્થા સ્થાપન થઈ છે તે સંસ્થાના મે. સદ્‌ગૃહસ્થોને નીચે પ્રમાણે ગોઠવણ કરવા આ સભા વિનંતી કરે છે.

''અન્ય જ્ઞાતિઓની હરીફાઈમાં આપણી કોમના કેળવણી લેતા વિદ્યાર્થીઓ પાછળ ન રહી જાય તે સારું તેવા વિદ્યાર્થિઓને છૂટથી મદદ કરવાની અને આપણી કોમના હાઈસ્કુલ અને કોલેજમાં ભણતા, ફી ભરી શકે કે ન ભરી શકે તેવા, દરેક વિદ્યાર્થિઓને બોર્ડિંગનો લાભ મળે તેવી ગોઠવણ કરવાની આ સભા વિનંતી કરે છે.''

**ઠરાવ ૧૫મો :** ખેતીવાડી એ આપણી જ્ઞાતિનો મુખ્ય ધંધો હોવાથી તેનું શાસ્ત્રીય જ્ઞાન સંપાદન કરવા તથા ગોપાલન કરવા આ સભા દરેક બંધુને આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

**ઠરાવ ૧૬મો :** અદ્વિતીય કર્મવીર જ્ઞાતિભક્ત સદ્‌ગત ભાઈ પુરુષોત્તમદાસ લલ્લુભાઈના અકાળે થયેલા અવસાનથી આ સભા અને સમસ્ત ક. પા. જ્ઞાતિને જે મહાન ન પૂરી શકાય તેવી ખોટ ગઈ છે તેની દિલગીરી સાથે આ સભા નોંધ લે છે અને જે જ્ઞાતિસેવાના ભાર તળે સદ્‌ગતે આપણી જ્ઞાતિને ઋણી બનાવી છે તે ઋણમાંથી મુક્ત થવા સદ્‌ગતની સેવાના પ્રમાણમાં એક સ્મારક કરવાની ખાસ જરૂર સ્વીકારે છે અને તેમના કોઈ પ્રકારના સ્મારકને અંતઃકરણપૂર્વક વધાવી લઈ તન, મન અને ધનથી દરેક બંધુએ મદદ કરવાનો આ સભા ઠરાવ કરે છે.



**ઠરાવ ૧૭મો :** આ પ્રાંતિક પરિષદના કાર્ય માટે નિયમો ઘડવા, સંસ્થાનો ઉદ્દેશ બર લાવવા અને તેના અંગે જરૂરી કામો હોય તેની વ્યવસ્થા કરવા નીચે જણાવેલા બંધુઓનું એક વ્યવસ્થાપક મંડળ નીમવામાં આવે છે, અને ઓછામાં

ઓછા મંડળના પાંચ સભાસદો હાજર હોય તેનું કામ કરનારું કોરમ ગણાશે એવો આ સભા ઠરાવ કરે છે.

| | | | |
|---|---|---|---|
| શેઠ નાથાલાલ દામોદરદાસ જો. સેક્રેટરી | | રા. મણીલાલ માધવજી | ડાંગરવા |
| શેઠ છગનલાલ નરોત્તમદાસ જો. સેક્રેટરી | | રા. ખોડીદાસ અભેચંદ્ર | સુંવાળા |
| શેઠ મફાભાઈ ગોવિંદજી | | રા. ઈશ્વરદાસ ઝવેરદાસ | બામરોલી |
| રા. સોમનાથ નથુભાઈ | | રા. રામદાસ વેલજી | સીતાપુર |
| રા. મોહનલાલ બાપુજીભાઈ | દેત્રોજ | રા. કુબેરદાસ સાંકળદાસ | કોઈતીઆ |
| રા. અંબારામ અમથાભાઈ | કાંઝ | દેશાઈ મગનલાલ દેશાઈભાઈ | વિરમગામ |

ત્યાર બાદ ઠરાવ ૧૮મો મે. પ્રમુખસાહેબને સત્તા આપવાને લગતો નીચે મુજબ રા. અંબારામભાઈએ રજૂ કર્યો હતો. જેને દે. લાલજીભાઈ દયારામે અનુમોદન આપતાં પસાર થયો હતો.

**ઠરાવ ૧૮ મો :** આ સભામાં થયેલા સઘળા ઠરાવોનો અમલ કરવા માટે મે. પ્રેસિડન્ટસાહેબ તથા જો. સેક્રેટરીઓને સત્તા આપવામાં આવે છે એવો આ સભા ઠરાવ કરે છે.

**ઠરાવ ૧૯મો :** વિરમગામ ચુંવાળ વિભાગની આ પ્રાંતિક પરિષદ પોતાના ખર્ચે કાંઝ ગામે બોલાવવા માટે આ સભા કાંઝ ગામના પાટીદાર બંધુઓ અને ખાસ કરી સ્વાગત કમિટીના ચેરમેન પા. ગોપાળદાસ હરીદાસનો અંતઃકરણપૂર્વક આભાર માને છે અને જ્ઞાતિહિત સાધનારી આ પરિષદ મોટો ખરચ કરી પોતાના ગામે બોલાવી કાંઝ ગામના આપણા પાટીદાર બંધુઓએ જે દાખલો બેસાડ્યો છે અને સભાસદોની ઉત્તમ પ્રકારે સરભરા કરી છે તે ખાતે ગામના બંધુઓને ધન્યવાદ આપે છે.

ઉપર જણાવેલો ઠરાવ કુમાર શ્રી લાલસિંહજીભાઈએ રજૂ કર્યો હતો. જેને દેશાઈ અમરસિંહજીએ ટેકો આપતાં તાળીઓના ગગડાટ વચ્ચે પસાર થયો હતો અને નીચેનો ઠરાવ પણ કુમારશ્રીએ રજૂ કર્યો હતો.

**ઠરાવ ૨૦મો :** આ બેઠકનું કાર્ય શાંતિપૂર્વક પૂર્ણ કરવા માટે આ સભા મે. પ્રમુખસાહેબનો અંતકરણપૂર્વક આભાર માને છે.



ઉપરના ઠરાવને શેઠ છગનલાલ નરોત્તમદાસે ટેકો આપતાં ઉમિયા માતાની જય બોલતાં ઠરાવ પસાર થયો હતો. ત્યાર બાદ કુમારશ્રીએ કોઈ ઉપદેશક મળી આવે તો પોતા તરફથી તેનો એક વર્ષનો ખરચ આપવાની ઈચ્છા પ્રદર્શિત કરી

હતી. સભાનું કામકાજ પૂર્ણ થયું હતું અને ત્યાર બાદ દેશાઈ અમરસિંહજીએ આખ્યાનની શરૂઆત કરી હતી ને તમામ સ્ત્રીપુરુષોએ શાંતિ અને ઉલટથી સાંભળી હતી. ઘણા ખરાએ બાળલગ્ન નહી કરવાની મનથી દઢ પ્રતિજ્ઞા કરી હતી. કાંઝ ગામના બંધુઓએ મોટી રકમનો ખરચ કરી જ્ઞાતિહિતનું જે ઉપયોગી કાર્ય આદર્યું અને નિર્વિઘ્ન માતાજીની કૃપાથી પાર પડ્યું તેની પ્રસંશા કરતાં અને એકબીજાના દિલના ઊભરા કાઢતાં, બાળલગ્ન અને મરણ પાછળનાં જમણોથી થતી ખરાબીને વખોડતા અને તેને ટેકો આપનારાઓનો બહિષ્કાર કરવાની દઢ લાગણી ધરાવતા દરેક બંધુઓ એકબીજાને આનંદથી ભેટતા હતા. પૂર્ણાહુતિમાં શ્રી ઉમિયાદેવીની આરતી ઉતારી અને સર્વ બંધુએ ઊભા થઈ ગાઈ બજાવી છેવટે માતાજીની અને કાંઝ ગામની જયજય વચ્ચે સભા બરખાસ્ત થઈ હતી.

★ ★ ★

## લાંઘણજ મુકામે થયેલી પરિષદ-૧૯૧૯
## ૧૪-૧૫ ડિસેમ્બર

કંડી પ્રાંતના કડવા પાટીદાર બંધુઓની આ પરિષદ લાંઘણજ મુકામે ગઈ તા. ૧૪-૧૫ ડિસેમ્બરે મળી હતી. પહેલેથી જાહેર કર્યા મુજબ કડી પ્રાંતના સૂબા રા. રામલાલભાઈએ પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું. પરંતુ તેઓ બેઠકના બેમાંથી એક પણ દિવસે હાજર થઈ શક્યા નહોતા, તેથી પ્રમખ તરીકે જ્ઞાતિસેવા બજાવવાનો લાભ અમદાવાદના મિ. ત્રીકમલાલ દલપતરામને મળ્યો હતો. રા. રામલાલભાઈએ પોતાનું ભાષણ લખી મોકલ્યું હતું તે વાંચી સંભળાવવામાં આવ્યું હતું. આ પરિષદમાં દોઢેક હજાર માણસો હાજર હતાં. સ્ત્રી વર્ગે પણ સારી સંખ્યામાં હાજરી આપી હતી. આ કડી પ્રાંતની પરિષદ હોઈ તેમાં કડી પ્રાંતને લગતા ઠરાવો કરવામાં આવ્યા હતા. નવા ઠરાવોમાં ખાસ કરીને, કડી પ્રાંતમાં રસ્તાઓ બાંધવાની ના. ગાયકવાડ સરકારને અરજ કરવાનો, મુશ્કેલીભર્યા પ્રસંગને માટે ગામો તરફથી સાલા માંડી રાખવાનો, પરદેશ જતાં ઢોર અટકાવવાનો અને માખણ માટે દૂધની ડેરીઓમાં દૂધ ન આપવાનો વ. ઠરાવ હતા. અધિકારીવર્ગના પ્રમુખે તેમના ભાષણમાં રાજ્યદ્વારી વિષયોને છોડી દેવા સૂચવ્યું હતું. તે આધારે કદાચ વેઠને લગતો ઠરાવ છોડી દેવામાં આવ્યો હશે, પણ વેઠને લગતો ઠરાવ રાજ્યદ્વારી હોવા છતાં સ્વમાન અને ખેતીના હિતને લગતો છે અને વેઠ બંધ કરવાની અરજ કરવી એ કાંઈ રાજ્યદ્વારી વાતાવરણમાં ઝંપલાવી દેવા જેવું નથી. આ પરિષદમાં ભાગ લેવા આવનારામાં કેટલાક તો સુધારાની સભામાં પહેલવહેલાજ

ભાગ લેવા આવ્યા હતા. બાળલગ્નનો ઠરાવ એકમતે પાસ કરવામાં આવ્યો હતો અને તે ઉપર વિવેચન પણ કડીપ્રાંતમાં પાટણવાડામાંથી આવેલા કેટલાક બંધુઓએ કર્યું હતું. આ વર્ષે મોંઘવારી તથા ગયા વર્ષની દુકાળની પરિસ્થિતિ જોતાં લગ્ન મુલતવી રાખવાનો ઠરાવ મહેસાણાવાળા મિ. જેઠાલાલ જેઓ વિરોધી કડીપ્રાંત કડવા પાટીદાર સમાજના કાર્યવાહકોમાંનો એક છે તેઓએ રજૂ કર્યો હતો. થોડો પક્ષ વિરુદ્ધ હતો પણ તે કારણો આપી શક્યો નહોતો. ફક્ત તેણે તો જક જ પકડી હતી. પ્રમુખે તે ઠરાવ પાછો ખેંચી લીધો હતો. સભામાં નવા નવા બંધુઓ આવી ઉપદેશ શ્રવણ કરી ગયા છે તેનાં ફળ અવશ્યે થોડા વખતમાં બહાર જણાઈ આવશે. કેળવણીનો ઠરાવ તો સહર્ષે હવે વધાવી લેવામાં આવે છે. સરઢવ મુકામે જે વિદ્યોતેજક મંડળ સ્થપાયું હતું તેને આગળ વધારવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો અને જો કડીપ્રાંતના જ્ઞાતિબંધુઓનો ઉત્સાહ તેટલો ને તેટલો રહે તો થોડા વખતમાં કડી પ્રાંતમાં યોગ્ય સ્થળે જ્ઞાતિના વિદ્યાર્થીઓ માટે બોર્ડિંગ ખોલવામાં આવશે. अस्तु.

**યુવકમંડળના મેમ્બરોને સૂચના**

લાંઘણજ મુકામે મળેલી પરિષદ વખતે દુકાળ વિગેરે પ્રસંગને પહોંચી વળવા માટે ગામે ગામ લોકો તરફથી સાલા કરી મુકવા એટલે ઘાસચારો સંઘરી મૂકવાની ભલામણ કરવામાં આવી હતી. તેને વ્યવહાર રૂપ આપવા માટે ગામડે ગામડે ફરી યુવકમંડળના મેમ્બરો તેવા સાલા મંડાવી આપવામાં અને જે ગામોને આ સંબંધી જ્ઞાન ન હોય તેમને તે સમજાવવામાં જો પોતાના સમયનો ઉપયોગ કરશે તો તેથી કરીને સારી સેવા બજાવી શકાશે.

**મેમ્બર**

**યુવકમંડળ**

## કડીપ્રાંતના સૂબા રા. રામલાલભાઈએ લાંઘણજ ખાતે મળેલી સભાના પ્રમુખ તરીકે લખેલું ભાષણ

**ગૃહસ્થો,**



તમારી પરિષદનું પ્રમુખસ્થાન લેવા મને તમારા પૈકી કેટલાક ગૃહસ્થોએ આગ્રહ કર્યાથી તમારી સામાજિક સુધારણાની હિલચાલ તરફ મારી સહાનુભૂતિ દર્શાવવા મેં શરૂઆતમાં હાજર રહી પરિષદનું કામ શરૂ કરવા કબૂલ કર્યું હતું, અને મારે સૂચના રૂપે ટૂંકામાં જે કહેવાનું હોય તે કહી રહ્યા બાદ તમારી જ્ઞાતિના

કોઈ લાયક ગૃહસ્થને પ્રમુખસ્થાન આપી તમારું કામ આગળ ચલાવવાની વ્યવસ્થા કરવામાં આવે એવી સૂચના મેં એ ગૃહસ્થોને કરી હતી. તે પ્રમાણે મારે હાજર રહેવું જોઈએ, પરંતુ ખાસ હરકતને લીધે મારાથી હાજર રહી શકાયું નથી, તેથી ઘણો દીલગીર છું. મારાથી હાજર રહી શકાયું નથી તેથી મારી સહાનુભૂતિ કમી થતી નથી. સબબ હું હાજર હોત તો જે કહેત તે ટૂંકામાં નીચે દર્શાવું છું.

તમારી જ્ઞાતિમાં જે એક મહત્ત્વનો પ્રશ્ન કેટલાક વખતથી ચર્ચાય છે તે કેટલાએક વર્ષના અંતરે તમારી જ્ઞાતિમાં થતાં બાળલગ્નોના સંબંધમાં છે. તમારી જ્ઞાતિમાં ચાલતા આવેલા રિવાજના સંબંધમાં જુદા જુદા પ્રસંગે તમારી જ્ઞાતિના જૂના તથા નવા વિચારના ઘણા ગૃહસ્થો સાથે મારે વાતચીત થયેલી છે અને તેથી આ બાબતમાં મારા વિચારો દર્શાવવાની સ્થિતિમાં હું નથી એમ તમને લાગશે નહિ.

લગ્નનો દિવસ શ્રી ઉમિયામાતાના મંદિરમાં મુકરર કરવામાં આવે છે તેમાં દૈવી મદદ છે એવી માન્યતા લોકો ધરાવે એવો સંભવ રહ્યો છે એમ તમને લાગશે નહિ. ઈશ્વર ઉપર દૃઢ શ્રદ્ધા રાખી, શુદ્ધ ધાર્મિક આચારવિચારોને ચુસ્તપણે વળગી રહેવાનો હું મજબુત હિમાયતી છું, તેથી સામાજિક બાબતોમાં ઈશ્વરી દરમિયાનગિરિનું તત્વ દાખલ કરવું એ ઈશ્વરના પવિત્ર નામની અવગણના કરવા જેવું છે એમ જણાવવામાં હું કાંઈ અયોગ્ય કરું છું એમ તમને લાગશે નહિ. ધર્મ ઉપરની શ્રદ્ધા અને ધર્મને નામે વહેમનું અવલંબન એ તદન જુદી બાબતો છે. લગ્નસંબંધી તમારામાં ચાલતા આવેલા રિવાજને શાસ્ત્રનો આધાર છે એમ બતાવી શકાશે નહિ. સામાજિક દૃષ્ટિએ જોતાં નાનાં બાળકોનાં લગ્ન તમારી જ્ઞાતિમાં કરવામાં આવે છે તેનો વાજબી બચાવ કરવો શક્ય છે કે કેમ એ તમારે વિચારવાનું છે. ધર્મની આજ્ઞાનું કોઈપણ રીતે ઉલ્લંઘન કર્યા સિવાય ખામી ભરેલી સામાજિક બાબતો જેમાં સુધારો થઈ શકે તેમ હોય તેમાં સુધારો કરવો એ જ્ઞાતિના દરેક હિતચિંતક અને વિચારશીલ પુરુષની ફરજ છે. કાળ જ્યારે આગળ વધે છે ત્યારે તમારી જ્ઞાતિના કોઈ ભાગે ઉલટી દિશામાં જવાનો વિચાર રાખવો એ તમારી જ્ઞાતિના ઉદય માટે સારું ચિન્હ ગણાય નહિ. બાળલગ્નના આ પ્રશ્ને તમારી જ્ઞાતિના ઐક્યમાં વિઘ્ન નાંખી જ્ઞાતિમાં બે પક્ષ ઊભા કર્યા છે. જ્ઞાતિના હિતની બાબતમાં આવી રીતે રસાકસી થાય એ ઘણું શોચનીય છે. ગયા સયાજીવિજય પત્રમાં કડવા પાટીદાર સમાજના પ્રમુખ અને સેક્રેટરી વિગેરેની સહીથી એક જાહેરાત મારા વાંચવામાં આવી છે. તેમાં આ પરિષદ સાથે એ

સમાજને કાંઈ લાગતુંવળગતું નથી વગેરે હકીકત દર્શાવવામાં આવી છે. આવી જાહેરાત પ્રસિદ્ધ કરી જ્ઞાતિની સેવા બજાવવામાં આવે છે એમ એ ગૃહસ્થોને કેવી રીતે લાગ્યું હશે એ સમજવું મુશ્કેલ છે. જ્ઞાતિમાં ઘણા કાળથી ચાલતો આવેલો આ રિવાજ બંધ કરવાની બાબતમાં જ્ઞાતિ બે પક્ષમાં વહેંચાઈ જાય એ સમજી શકાય તેવું છે, પરંતુ આવી જાહેરાત કાઢવાથી બે પક્ષમા રસાકસી વધી ઈષ્ટ પરિણામ આવી શકતું નથી એ કોઈ પક્ષે ધ્યાન બહાર જવા દેવું જોઈએ નહિ. બંને પક્ષે ભેગા મળી આ બાબતમાં પૂર્ણ રીતે વાટાઘાટ કરી કોઈપણ વચલો રસ્તો હોય, હાલ તુર્તને માટે કાઢવો એ જ્ઞાતિના હિતને માટે જરૂરનું છે. જે ગૃહસ્થોએ આવી જાહેરાત કાઢી તમારી પરિષદમાંથી અલગ રહેવાનું વાજબી વિચાર્યું છે તેઓ જો પરિષદમાં હાજર રહી તેમની દલીલો તમારા આગળ મૂકત તો તેઓ જ્ઞાતિનું હિત વધારે સારી રીતે કરી શકત એમ મારું માનવું છે. જૂના વિચારવાળાને આ બાબતમાં સમયને માન આપી યોગ્ય છૂટ મૂકવાની હું સૂચના કરું છું. તે સામે નવા વિચારવાળા પક્ષે જૂના વિચારવાળાની આ બાબતમાં અવગણના ન કરતાં વચલો રસ્તો કાઢવો આવશ્યક છે એમ જણાવવાની હું જરૂર જોઉં છું. લાંબા સમયથી ચાલતા આવેલા સામાજિક રિવાજોમાં એકદમ ફેરફાર કરવાના વિચારથી પૂર્ણ ફત્તેહ મેળવી શકાતી નથી. બંને પક્ષે પોતપોતાના મમતને વળગી ન રહેતાં આપલેના સિદ્ધાંતને અનુસરીને કામ કરવું જોઈએ.

જે જાહેરાતના સંબંધમાં મેં ઉપર ઈસારો કર્યો છે તેમાંની બે દલીલોએ મારું ધ્યાન ખાસ ખેંચેલું હોવાથી તે વિષે સહેજ ઉલ્લેખ કરવાની મને જરૂર જણાય છે. એ જાહેરાતમાં એમ જણાવવામાં આવ્યું છે કે તમારી જ્ઞાતિમાં ચાલતો આવેલો બાળલગ્નનો રિવાજ ઘરડાએ તમારો પોતાનો ધંધો, કરકસર અને કન્યાવિક્રયથી થતી હાની ધ્યાનમાં રાખીને દાખલ કરેલો છે. ખેતીનો ધંધો એકલા કડવા પાટીદારો કરે છે એમ નથી. વાજબી કરકસર દરેક વિચારશીલ પુરુષ કોઈપણ પ્રસંગે ધ્યાન બહાર જવા દેતો નથી. કન્યાવિક્રય એ ઘણું નિંદ્ય કર્મ છે અને ઈશ્વરનો ડર રાખનાર તથા સમાજમાં પોતાની પ્રતિષ્ઠાની દરકાર રાખનાર કોઈપણ સુજ્ઞ પુરુષ કન્યાવિક્રયનું અવલંબન કરતો નથી, છતાં આવી દલીલ આગળ કરવી એનો પરોક્ષ રીતે એ જ અર્થ થઈ શકે કે જે જ્ઞાતિમાં તમારી જ્ઞાતિ પ્રમાણે કેટલાંએક વર્ષોનાં અંતરે બાળલગ્ન થતાં નથી તે જ્ઞાતિના ખેતીના ધંધાને હરકત આવે છે, એ જ્ઞાતિવાળાને કરકસરનો લાભ મળતો નથી અને ------- થાય છે !! આ પ્રમાણે કહેવામાં કેટલું સાહસ અને સારાસાર વિચારનો અભાવ છે એ વિષે વિવેચન કરવાની ભાગ્યે જ જરૂર છે.

બીજી દલીલ એ જાહેરાતમાં એવી દર્શાવી છે કે કન્યા સ્ત્રીધર્મમાં આવ્યા પછી મોટી ઉંમરે તેને સાસરે મોકલવામાં આવે છે. આ પ્રમાણે થતું હોય તો તે બેશક ઘણું પ્રશંસનીય છે, પરંતુ તેથી ઘણી નાની ઉંમરે લગ્ન કરવાં વાજબી ગણાય એમ કહેવું સયુક્તિક નથી.

આ વિષય બંધ કરતાં પહેલા એક સૂચના કરવાની મને જરૂર જણાય છે, અને તે એ છે કે સામાજિક બાબતમાં સુધારો કરવાનો હોય તો તે જ્ઞાતિના સુજ્ઞ પુરુષો સારી રીતે કરી શકે તેમ છે છતાં સરકારનો આશ્રય માંગવો એ જ્ઞાતિની પરાધીનતા દર્શાવી, પોતાની જ્ઞાતિનો લાભ શેમાં છે એ વિચાર કરવાની શક્તિ જ્ઞાતિના આગેવાનો ધરાવતા નથી એમ કબૂલ કરવા જેવું થાય છે.

તમારી પરિષદમાં કેળવણીના પ્રચાર સંબંધી વય ઉપર પૂરતું ધ્યાન આપવામાં આવશે એવી હું આશા રાખું છું. કેળવણીના ફાયદા વિશે મારે કાંઈપણ વિવેચન કરી તમારો વખત લેવાની બીલકુલ આવશ્યકતા નથી. આપણા રાજ્યમાં આપણા પરમકૃપાળુ મહારાજાસાહેબની પ્રજાની ઉન્નતિ સંબંધી તીવ્ર લાગણીના શુભ ફળ તરીકે ફરજિયાત કેળવણી દાખલ થઈ છે તેના પ્રતાપે તદ્દન અજ્ઞાન કોઈપણ માણસ રહે એ સંભવિત નથી. પરંતુ પ્રાથમિક કેળવણીથી સંતોષ માનીને બેસવામાં તમારી જ્ઞાતિની ઉન્નતિ નથી. આગળની સંગીન કેળવણી સિવાય આ પ્રગતિના જમાનામાં હવે ચાલી શકે તેમ નથી. સબબ આ બાબતમાં બરાબર ધ્યાન તમારી પરિષદે આપવાની જરૂર છે.

કડી પ્રાંતમાંથી ગાયો અને ભેંસો મોટી સંખ્યામાં મુંબઈ વિગેરે સ્થળે જાય છે, અને પ્રાંતમાં દૂધના સંચા નીકળ્યા છે તેમાં દૂધ આપવાથી પ્રજાના જીવનને ઘણું નુકસાન પહોંચે છે, એ બે બાબતો જે હાલમાં સર્વ સ્થળે ચર્ચાય છે તેના સંબંધમાં કંઈ કહેવાની મને જરૂર જણાય છે. આ બે બાબતો ગયા રવિવારે મહેસાણામાં મળેલી કડી પ્રાંત મહાજનસભામાં ચર્ચાઈ તેના સંબંધમાં મારે જે કહેવાનું હતું તે મેં લખી મોકલ્યાથી મહાજન સભાનું કામ શરૂ થતાં પહેલાં તે સભામાં વાંચી બતાવવામાં આવ્યું હતું. તમારા પૈકી જે ગૃહસ્થો એ સભામાં હાજર હશે તેમના જાણવામાં મારા વિચાર આવ્યા હશે. કડી પ્રાંત મહાજનસભાએ કરેલા એ ઠરાવો બરાબર રીતે અમલમાં લાવવાની તમારી પવિત્ર ફરજ છે.  ઢોર તમારું જીવન છે. ઢોરોને તાત્કાલિક નફાની લાલચથી વેચી દેવાથી તમે તમારી જાત તથા તમારા કુટુંબને જ કેટલી હાની કરો છો એ તમારે ધ્યાન બહાર જવા દેવું ન જોઈએ. ઢોર મોટી સંખ્યામાં બહાર જતાં હોવાથી તમે ફરીથી

ઢોર ખરીદી શકો એવી આશા રાખવી વ્યર્થ છે. ગાયો તથા ભેંસોને લઈ જવામાં આવે છે તેથી તેમના દૂધનું પ્રમાણ ઘટી જાય છે એટલે તેમને કતલ કરવામાં આવે છે, તેથી ધર્મની લાગણીનો જો તમારામાં કાંઈ પણ અંશ હોય તો તમારાં ઢોર બહાર લઈ જવા માટે વેચવાં નહિ એ તમારું પરમ કર્તવ્ય છે એમ તમારે સમજવું જોઈએ.

સંચા માટે દૂધ આપવાથી તમે પ્રજાને ચોખ્ખું દૂધ પૂરતા પ્રમાણમાં મળવાનો માર્ગ બંધ કરી પ્રજાના જીવનને હાનિ પહોંચાડો છો. પ્રજાનો આવી રીતે દ્રોહ કરવાનું પરિણામ સારું નથી એ ધ્યાનમાં રાખી સંચા માટે દૂધ ન આપવાનો તમે ચોક્કસ બંદોબસ્ત કરશો.

આ પરિષદ ખાસ તમારી જ્ઞાતિની હોવાથી મારે વિશેષ કહેવું કંઈ ઉચિત નથી. તમારી જ્ઞાતિના જે રિવાજો તમને વાંધાભરેલા જણાય છે તે સંબંધમાં પુખ્ત વિચારથી બરાબર વાટાઘાટ કરી મતભેદથી જ્ઞાતિમાં કલેશ વધે છે એ ધ્યાનમાં રાખી મતભેદનો પ્રસંગ ન આવવા દેતાં એકમતથી ઠરાવ કરશો. ખાસ કરીને તમારી આ સામાજિક પરિષદમાં કોઈ પણ રાજકીય પ્રશ્ન હાથમાં લેવામાં ન આવે એ વિષે હું જો તમને સૂચના કરું તો અયોગ્ય થાય છે એમ તમે માનશો નહિ. તમારી જ્ઞાતિમાં સારી કેળવણી લીધેલા ઘણા વિચારશીલ પુરુષો છે તેમની આગેવાનીથી તમારું કાર્ય નિર્વિઘ્ને પાર પાડવામાં વિજય મેળવો એમ ઇચ્છી હું આ પત્ર બંધ કરું છું.

★ ★ ★

## પ્રકરણ-૫

# શ્રી કડવા પાટીદાર પરિષદ : નવમો મહોત્સવ
## મોખાસણ-૧૯૧૯

### પ્રમુખનું ભાષણ

ભાઈઓ અને બહેનો,

પ્રમુખપદ આપવા માટે આભાર.

એક ધનવાન પિતા હોય તે પોતાના પુત્રને વારસામાં અનેક રિદ્ધિસિદ્ધિવાળી સુશોભિત મનોહર કિંમતી વસ્તુઓ મૂકી જાય છતાં, એ જો પુત્રને સદ્‌વિવેકી બનાવવો ભૂલી ગયો હશે અને પરિણામે પુત્ર મૂર્ખ કે દુરાચારી હશે તો તે પૈસાની અસદ્‌ગતિ થયેલી આપણા જોવામાં અનેક દૃષ્ટાંતો દ્વારા આવી છે. આ વાત આપણને નવી કહેવી પડે તેવી નથી. ગમે તેટલી તમારી પાસે સમૃદ્ધિ હોય, જોકે આ વિપરિત જમાનામાં કેટલાકનું માનવું એવું છે કે પૈસા-ટકાથી જ કરીને સઘળી લાયકાત આવે છે તો તેને કહેવું જોઈએ કે ભલે એનામાં જવાબદારીની બુદ્ધિ આવતી હોય પણ વિવેક, સદ્વિચાર અને સધર્મી કાર્યો કરવાની ખામી તો ઝળકી જ ઉઠવાની. તો પછી તેના હાથે સ્વાર્થ ત્યાગી પરહિતનાં કાર્યો થાય તે કોઈ અપવાદમાં જ. વિદ્યા સમાન અખુટ બળ અને કિંમતી પોષણ તમે તમારાં બાળકોને બીજું કંઈ આપી શકશો નહિ; એ વારસો તમે તમારા બાળકમાં ચોક્કસ મૂકી જશો તો જ તમારી સદ્‌ગતિ થશે, નહિ તો તમારા બાળકોના શ્રાપ 'ભાઈ અમે શું કરીએ, અમારા બાપે અમને ભણાવ્યા નહિ,' તેના શ્રાપ તમારા નશીબે ખાવા જ પડશે. તે સિવાય તમારાં બાળકો નાનાં હોય અને તમારી ઉંમર વૃદ્ધ થઈ ગઈ હોય અને તમે પોતે 'કાલે મરી જઈશું અને મારાં  છોકરાં પૂંખાણાં નથી, મારાં છોકરાંએ કાંઈ સુખ જોયું નથી' એવા ગાંડાઘેલા વિચાર કરી ૧૨ કે ૧૪ વર્ષની નાની ઉંમરમાં જ વિદ્યાભ્યાસ મૂકાવી દઈને, જે હૃદયમાં સરસ્વતી દેવી સિવાય કોઈની ભક્તિ કે ઓળખસરખી પણ હતી

નહી તે હૃદયને તમે ક્ષુલ્લક, માયાવી, પ્રપંચમાં રમતું, કર્તવ્ય ભ્રષ્ટ થઈ, ગૃહદેવીના નજીવા વિલાસમાં તુચ્છ પતંગિયા જેવું બનાવી દ્યો છો, જેથી કેટલો બધો વ્યાઘાત સહન કરવો પડે છે તેનો ખ્યાલ લાવો ! છોકરાઓને ૨૦ વર્ષ સુધી તો ખસૂસે કરીને કુંવારા તો રાખો જ. બ્રહ્મચર્યની આવશ્યકતા તમને સમજાવી જોઈએ. વીર્યરક્ષણથી કરીને જે શક્તિઓનો આપોઆપ બ્રહ્મચારી જીવનમાં પ્રાદુર્ભાવ થાય છે તેના.સારુ પૂર્વના કાળનો ઇતિહાસ જોવો જોઈએ. હાલના જમાનામાં નાની ઉંમરે તદ્દન અપક્વ વયે ગૃહસંસાર માંડવાથી જેમ મીણબત્તીની જ્યોત બે બાજુથી સળગવા માંડે તે માફક પુરુષોનાં શરીર કંતાઈ જાય છે, અને કેટલાક તો પરણવાની યોગ્ય ઉંમરે આવવા પહેલાં તો કેવાયે અસાધ્ય રોગોની દાઢમાં સપડાય છે કે જીવવાની આશા સરખી પણ મૂકી દેવી પડે છે. બીજી બાજુએ આપણી રંક અબળાઓ અજ્ઞાન અવસ્થામાં ગૃહસંસારની સર્વે ફરજો અને કામકાજનો બોજો માથે પડવાથી, સંસાર માંડવાને તદ્દન અશક્ત હોવાથી તેમના જીવનના જે હાલ થાય છે તે વર્ણવી શકાય જ નહિ. આને માટે પુરુષ જાતિ જવાબદાર છે. તેમની બચપણમાં આપણે જે સંભાળ રાખવી જોઈએ, તેમના ઉપર આપણે જે ઉત્તમ પ્રકારનાં સંસ્કારો પાડવાની આપણી ફરજ આપણે ભૂલી જઈ બિનકાળજીમાં તેમને જેમ તેમ મોટી કરી માંથેથી કન્યાઋણ પુત્રીને સાસરે વોળાવી ટાળી નાંખવા ઉપરાંત આપણે ભાગ્યે જ બીજું કાંઈ વધારે કરીએ છીએ. ભાઈઓ અને બહેનો ! તમારી પુત્રીઓ ઉપર પ્રેમ રાખી તેમનું સાચું હિત સમજી તેમને ભવિષ્યમાં ચિરંજીવ સુખ અને આનંદ કેવી રીતે તમે મેળવી આપો તે ખાતર તમારે નાનપણથી જ તેમના શરીરની સંભાળ રાખી, તેમને સારો વિદ્યાભ્યાસ કરાવરાવી, ઘર વ્યવહારની કેળવણી આપી કુશળ બનાવો. દીકરીઓને નિશાળે મોકલતાં બીલકુલ અચકાશો નહિ. તમારા કુટુંબમાં જ્યાં સુધી સ્ત્રીઓ કેળવાયેલી નથી, જ્યાં સુધી પોતાના દરેકેદરેક કુટુંબીજનોના સ્વભાવની પરીક્ષા કરતાં તેમને આવડતું નથી, ત્યાં સુધી તેઓ તમારી જરૂરીયાતો પુરી પાડી શકશે નહિ અને આપણા ઘરમાં કલેશ થવાનું આથી કારણ બને છે. મારા યુવાન ભાઈઓ જે અહીં હાજર છે તેમના પ્રત્યે હું બે બોલ બોલીશ તો અસ્થાને નહિ ગણાય. તમે તમારી જિંદગીની ગમે તે સફરમાં હો, તમો વિદ્યાર્થી હો કે ધંધાદારી હો, પરંતુ યાદ રાખજો કે, 'પુસ્તકો સિવાય તમારો બીજો કોઈ મિત્ર નથી અને પુસ્તકો જેવો બીજો કોઈ તમારો મિત્ર નથી.'



આપણે બાળકોને તો ભણાવીશું પરંતુ જ્યાં સુધી છોકરાની ઉંમર ૨૦ વર્ષની થાય નહિ, જ્યાં સુધી તે ઓછામાં ઓછું બી.એ. કે તેના જેવી બીજી કોઈ

પરીક્ષા પસાર કરે નહિ, જ્યાં સુધી તે પોતાના પગ ઉપર ઊભો રહી શકે તેવી સ્થિતિમાં આવી શકે નહિ ત્યાં સુધી તમે મહેરબાની કરી તેને માથે લગ્નનું બંધન જકડશો નહિ. કારણ આવો પુરુષ પરણીને ૧૯-૨૦ વર્ષની ઉંમર દરમિયાન પ્રજોત્પત્તિ કરી પોતાના માથે ફોકટ ભાર ઊભો કરવા સિવાય બીજું કાંઈ જ કરતો નથી. તેથી પ્રજા નિર્માલ્ય બને છે અને ઉલટી હેરાનગતીમાં વધારો કરે છે. કન્યાઓને તમે ખસૂસે કરી ૧૩-૧૪ વર્ષ સુધી નિશાળે મોકલશો જ અને તમારા કુટુંબને અનુકુળ પડે તેવી ગૃહ કેળવણી, નીતિ અને ધર્મના સંબોધ સાથે હમેશાં આપે જ જશો. હું વૈદકના મારા બહોળા જ્ઞાન અને અનુભવે કહી શકું છું કે ૧૬ વર્ષની કન્યાને ૨૪ થી ૨૫ વર્ષની ઉંમરના યોગ્ય પતિની શોધ કરી કન્યાદાન દેવાનું જે પુણ્ય છે તેનો મહિમા અગાધ છે. આપણી બાળકીઓ જ્યાં સુધી અજ્ઞાન દશામાં રાખવાનો અભિશાપ આપણા માથે છે ત્યાં સુધી આપણું કૌટુંબિક જીવન સુધરે કે સુખની ઝાંખી સરખી પણ થાય તે આકાશકુસુમવત્ સમજશો. માટે ભાઈઓ ! શ્રીમંત ગાયકવાડ સરકારે કરેલી મફત અને ફરજિયાત કેળવણીનો સંપૂર્ણ લાભ લઈ માધ્યમિક શાળાઓમાં અને આગળ કોલેજની કેળવણી માટે તમારા પુત્રોને મોકલવામાં તમારો પ્રથમ ધર્મ સમજતા જેમ જલ્દી થશો તેમ આપણું કલ્યાણ નજીક છે. મુંબઈ સરકારે પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત કરવાનો કાયદો પસાર કર્યો છે પણ તે અમલમાં આવતાં વાર લાગશે માટે તે પહેલાં જ જો આપણે ધારીએ તો આપણી જ્ઞાતિના બાળકોને સરકારની મદદ સિવાય જ મફત અને ફરજિયાત કેળવણી લેતાં કાલ સવારથી જ કરી શકીએ, પરંતુ અફસોસની વાત એ છે કે તે સઘળું કરવા પુરતું આપણામાં ઐક્ય ક્યાં છે ? ઉત્સાહ ક્યાં છે ? કેળવણીની જરૂર સરખી આપણને સમજતાં વાર લાગે છે. બંધુઓ ! યાદ રાખજો, જેટલા આપણે પાછળ રહેવાના તેટલી જ વધારે ઠોકરો ખાવી પડશે. ઉઠ્યા, જાગ્યા સિવાય છૂટકો તો નથી જ. જમાનાના વહાણમાં બેઠા સિવાય ચાલશે જ નહિ છતાં પણ જો આપણે હઠીલા થઈશું તો પછી જમાનાના વહેણમાં તણાવું પડશે અને ડુબવાનું જોખમ સહન કરવું પડશે.

આપણા યુવક ભાઈઓના અભ્યાસને માટે આપણે ઘણી ઘણી સગવડો કરવાની આવશ્યકતા છે. ઠેકઠેકાણે બોર્ડિંગહાઉસો, લાયબ્રેરીઓ વગેરે ઉઘાડી તેમની મદદ દ્વારા ખેતીનું બી અને ખાતર વગેરે ખેતરે ખેતરે મફત વહેંચાવાં જોઈએ. અમે ૧૦ વર્ષમાં રૂ. બે લાખ બોર્ડિંગને માટે પેદા કરી ચૂક્યા છીએ. જ્યારે અમે વિરમગામમાં ભેગા થયા ત્યારે ફક્ત રૂ. ૨૪૦૦૦ની જ રકમ જ મેળવી શક્યા હતા. છતાં પણ નિરાશ ન થતાં અમે જે કાર્ય ઉપાડ્યું હતું તે મારા

સદ્‌ગત મિત્ર પુરુષોત્તમદાસની મદદથી અમે ચાલુ જ રાખે ગયા અને અમારી બોર્ડિંગે ઘણી જ ઉત્તમ જરૂરીયાત તે વખતના શરૂઆતના સમયમાં પુરી પાડી હતી. પુરુષોત્તમદાસને મેં મારી સ્વાર્થ બુદ્ધિથી તેમની આર્થિક સ્થિતિ માટે ઘણી વખત કહ્યું હશે પરંતુ તેણે તો જ્ઞાતિસેવા ખાતર જ દીક્ષા લીધી હતી. આજે અમે એની જ નિસ્વાર્થ સેવાના પરિણામે ચોવીસ હજારની રકમમાંથી બે લાખ જેવું મોટું ફંડ ઉત્પન્ન કરી શક્યા છીએ, છતાં પણ હજી આપણે ઘણી અગવડો દૂર કરવાની બાકી રહે છે.

ઊંચી કેળવણી લેતા બંધુઓને પોતાનો અભ્યાસ વધારવા ખાતર પરદેશ જવાની સગવડ કરી આપવી જોઈએ. જેથી તેઓ મોટી પરીક્ષાઓ પસાર કરી, ત્યાંનો અનુભવ લઈ, હુન્નર ઉદ્યોગની તાલીમ લઈ આવશે ત્યારે આપણી જ્ઞાતિને હિતનાં, આપણી આર્થિક સ્થિતિ સુધરે તેવાં, જનહિતનાં કાર્ય તેઓ કરશે. સર્વેથી અગત્યની બાબત તો એ છે કે આપણે એક એવી વ્યવહારીક યોજના ઘડી અમલમાં મુકવી જોઈએ કે જેથી કરીને દરેક વર્ષે આપણે એક બે યુવક ભાઈઓને ખેતીનું નવી પદ્ધતિવાળું જ્ઞાન કોલેજ શિક્ષણ દ્વારા અમેરીકા યુરોપાદિ ખેતીવાડી પ્રાધાન્ય દેશોમાં પ્રાપ્ત કરવા મોકલી શકવા જોઈએ. જ્યારે આ બંધુઓ પાછા ફરશે ત્યારે આપણા ખેતરને અનુકુળ કરી શકાય તેવાં સાધનો તેમજ હવા પાણીને યોગ્ય ફેરફારો કરી હું ખાત્રી આપું છું કે આપણી ખેતીવાડીમાં ઘણો સુધારો કરી શકશે અને પરદેશની હરીફાઈ કરનારી ખેતી પણ આપણે ટૂંક સમયમાં જ બનાવી શકીશું. આ વિશે તમારે વિચાર કરવાનો છે પણ એટલું તો યાદ જ રાખજો કે જ્યાં સુધી ખેતીની સુધારણા અર્થે કોઈ જાતના સુધરેલી ઢબના પ્રયોગો કરી પરદેશની ખેતીનો અભ્યાસ નહિ કરીએ ત્યાં સુધી આપણી આર્થિક સ્થિતિ એકદમ સંતોષ લેવા જેવી થાય તે આશા રાખશો નહિ. પણ આપણ તો ભાઈઓ ! આપણા ઘરડા ઉત્તરદક્ષિણ ચાસ પાડતા આવ્યા છે તો આપણાથી પૂર્વપશ્ચિમ સરખા પણ પાડી શકાય નહિ, આ કેટલી બધી અજ્ઞાનતા !!

મરણ પાછળના મોટાં જમણવારો ઉપર તમને કહેવાનું હવે રહે છે. શાસ્ત્રમાં એવું કહેલું છે કે મરનારની પાછળ તેનાં કુટુંબીજનોએ માત્ર શ્રાદ્ધ આદિ કર્મ કરી જમવું જોઈએ. આમાં રહસ્ય સમાયેલું છે. પરંતુ આપણામાં જે મોટાં મોટાં ટાણાં આદરવાની ધનવાન કુટુંબોમાં જે પ્રથા શરૂ થઈ તે ગરીબ અને અશક્ત લોકોએ પણ ચાલુ રાખી તેને નભાવી રાખવા ખાતર પોતાથી બનતું કર્યું. એ રીતે આ રૂઢિ બળવત્તર થઈ, તે એટલે સુધી કે આપણી સ્થિતિ દિવસે દિવસે

ઘસાઈ જવા છતાં પણ આપણે ચેત્યા નહિ, સમજ્યા નહિ, અને આપણાં ઘર ઘરાણાં ગીરવી મુકીને પણ કારજવરા કર્યા સિવાય અટકતા થયા નહિ. એનું મૂળ કારણ તો એ જ છે કે જ્યારે કોઈપણ પ્રકારની રીતિ રૂઢિરૂપે સમાજમાં દૃઢ થાય છે ત્યારે તે પ્રમાણે ચાલવામાં મોટો ધર્મ, યશ, આબરૂ અને માન સમાયેલાં છે એવું આપણામાં સમજવામાં આવે છે. આ ખોટી માન્યતાએ આપણી જ્ઞાતિમાં ઘણાંએ કુટુંબોને નિરાધાર, ગરીબ હાલતમાં, ખેતર વગેરે વેચી હલકી નોકરી કરતાં કરી નાંખ્યાં છે તે આપણને ખબર છે. આ વસ્તુસ્થિતિમાં વળી ગામના પંચના આગેવાન પટેલોની સત્તા. મેં કહ્યું તે પ્રમાણે રૂઢિ થઈ એટલે તો આપણો વિનાશ જ થવાનો. જુઓ કન્યાવિક્રય - તેમાં પણ આવું જ થયું છે. પટેલોએ પોતાની જુલમી સત્તાનો માબાપથી વિખુટા પડેલાં કેટલાંય બાળકો ઉપર જે ઉપયોગ કર્યો છે તે મારાથી કહી શકાય તેવો નથી. ઘણા બંધુઓ જેઓ અમદાવાદ, મુંબઈ વગેરે સ્થળોમાં મીલોમાં મજુરી કરતા તેમજ હોટલો કે ગૃહસ્થોને ત્યાં ઘાટીનું કામ કરતા જોવામાં આવે છે. તેમને પૂછી જોશો તો ખાત્રી થશે. આ ટાણાંને અંગે બીજા કેટલા બધા કજીયા ઊભા થાય છે તેનું યથાર્થ વર્ણન હૃદયભેદક ચિતાર દ્વારા મારા વિદ્વાન મિત્ર અમરસિંહજીભાઈ પોતાના આખ્યાન દ્વારા તમને ઘણીવાર સંભળાવે છે.

ભાઈઓ ! મેં તમને સઘળું કહેવાનું હતું તે કહ્યું છે. તમારાં બાળકોને બાળલગ્નની સાંકળથી જકડશો નહિ. બાળલગ્નને તમે આજે જ બંધ કરતા થાઓ તે ખાતર જ અમે અહિં આવ્યા છીએ. તમારા બાળકોને સારી રીતે વિદ્યાભ્યાસ કરાવો. તેમને છોકરાને ૨૫ વર્ષની ઉંમરનો થયે અને છોકરીને ૨૦ વર્ષની ઉંમરની થયે જ વિવાહિત કરવાનો તમારો ધર્મ તમે સમજો. મિથ્યા મોટા ઉડાઉ ખર્ચા બંધ કરો. મરણ પાછળ દેવું કરી જમીન જાગીર વગેરે વેચી નાંખી મોટા કારજ કરવાનું સાહસ હવેથી તમે કરશો નહિ. તમે સાંભળ્યું છે કે જાર બશેરની વેચાણી, તો ભાઈઓ કરકસર કરો. જમીન કોઈ દિવસ વેચતા નહિ. અમદાવાદમાં આજે જમીનનાં દશગણાં નાણાં ઉપજે છે. તમે કોઈવાર જમીન વેચશો નહિ. તેમાં જ તમારું હિત સચવાઈ રહેશે. હિંદુસ્તાન દેશ દુર્બળ થશે તોપણ ખેડૂતની પાસે જો જમીન હશે તો તેને વાંધો આવનાર નથી. હું માનું છું કે જેની પાસે જમીન અને છોકરાં છે તે માણસ કદીએ દુઃખી થતો જ નથી. તમારા ઉપર ઈશ્વરની  કૃપા છે. તેમાં તમે શ્રદ્ધા રાખી, તમારું કર્તવ્ય અને ધર્મ સમજો. જે જે બાબતો મેં તમને કહી છે તેનું ધ્યાન રાખી જ્યારે જ્યારે તમારું જીવન સંકટમાં આવે ત્યારે, તેનો ઉપયોગ કરશો. જ્યારે ગામમાં રોગચારાનો પ્રવેશ થાય ત્યારે

આરોગ્યના સઘળા નિયમો તમે પાળશો જ. પાણી ઉકાળીને પીશો એવી મારી વિનંતી છે. પ્લેગના વખતમાં પ્લેગના ઉંદરવાળું ઘર એકદમ ખાલી કરવું અને રસી મુકાવવી. ઢોરોના રોગથી પકડાયેલાં ઢોરો માટે ગામ બહાર જુદો વાડો બાંધી તેવાં રોગી ઢોરોને ત્યાં જ રાખવાં. ગરીબ માણસના છોકરાઓ ભણે તે ખાતર ગામ દીઠ ઠરાવ કરો કે દરેક ઘરવાળાએ ૧૦ શેર દાણા વર્ષે આપવા જ. તમારાં છોકરાંને ભણાવવામાં તમારું હિત છે. તમારી છોકરીઓને વીસરી જશો નહિ. વિલાયતની સ્ત્રીઓએ કરેલા કામનું દૃષ્ટાંત લેશો.

માત્ર એક જ બાબત તમને વિનવવાની રહે છે. ભાઈઓ ! આપણે આ ત્રણ દિવસ ભેગા થયા છીએ. અહીં ઘણી રસભરી ચર્ચાઓ ચલાવીશું. તેમાંથી આપણે ઘણું નવું શીખવાનું મળશે અને આપણા શ્રેયનો માર્ગ પણ આપણને ચોક્કસ સમજાશે. જે બાબત ઉપર મારે ભાર દઈને કહેવું પડે છે તે એ છે કે અહીંથી ઘેર જઈ આ શિક્ષણ ભૂલી જવાય નહિ. સગાસંબંધીઓ ફરી વળી, તમને સમજાવે, ધમકાવે, અનેક ફંદ તમારા ઉપર કરે તોપણ જે સત્ય વસ્તુનું તમને ભાન થયું છે તેને તેમના કહેવાથી મૂકી દઈ તેમની આજ્ઞાને વશ થઈ જશો નહિ. તેમને ધીમેથી શાંત રાખી તમારી વાત સમજાવશો. દૃષ્ટાંતો દ્વારા તેમના મગજમાં સત્ય વસ્તુનું સત્યસ્વરૂપ તેમને ઓળખાવશો. તેમનો મત મેળવવા ખાતર કે તેમને રીઝવવા ખાતર એક તસુ સરખા પણ ડગશો નહિ, કારણ સત્ય વસ્તુ ઉપર નકામો ઢોળ ચઢાવી તમે તે ઝળકાવી શકશો નહિ. તેમજ જે સત્ય છે તેમાં કોઈ જાતની સમજાવટ જેને - Compromise કહે છે તેવા પ્રકારનું કાંઈ જ કરતા નહિ. કારણ તેથી કરીને સત્યના સિદ્ધાંતોને મહાન આંચ આવે છે, એટલું જ નહિ પણ જ્યારે જ્ઞાતિમાં તમારા જેવા નામાંકિત પુરુષો વાતને લગાર ઢીલી મૂકી સગાસંબંધીઓના આગ્રહને વશ થઈ જાય છે ત્યારે, સાધારણ પુરુષોની તો આશા જ શી ? તેથી કરીને સુધારાનું કાર્ય અટકી જ પડશે. માટે શ્રીકૃષ્ણ પરમાત્માનું વચન–

**यद्यद्याचरति श्रेष्ठस्तद् तदैवेतरोजनः ॥**

જે જે કાર્ય શ્રેષ્ઠ એટલે આગેવાન પુરુષ કરે છે તેનું લોકમાં અનુકરણ માત્ર જ કરવામાં આવે છે. માટે તમારા માથે ઉત્તમ કર્મ કરવાની ફરજ નંખાયેલી છે તે સારી રીતે પાળશો જ એમ હું આશા રાખું છું.



સમાજસુધારાના ક્ષેત્રમાં વીરહાક વગાડનારા સુધારકો પોતાના જીવનમાં સત્ય વસ્તુથી કેટલીકવાર દૂર જઈ બેસે છે અને પોતાના કરેલા કાર્ય ઉપર ધૂળ

મેળવે છે તેવું મને સહેજ અનુમાન થાય છે. ભાઈઓ ! આપણે ઘણા કાળથી આ અધર્મી કુચાલોના ફંદે ફસાયેલા છીએ. તેમાંથી છૂટી શકવું મુશ્કેલ હોય તેમાં નવાઈ શું છે ? પણ જ્યારે આપણે તેમાંથી છૂટવું જ છે તો આપણા સુખના મોટા ભાગનો ભોગ આપણે તેમાં બંધાયેલા હોવાથી આપવો જ પડશે. કારણ આપણે જો બંધાયેલા ન હોત તો આપણે સુધરવા માટે જાગત જ નહિ. પરંતુ જાગીને સ્વાર્થને અંગે આપણી ખાતર કે આપણા સગાસંબંધી કે સ્નેહી મિત્રને સુખ થાય તે આશાએ આપણે જેને સત્યરૂપે સમજ્યા છીએ તેને ખંખેરી નાંખી, આપણા હાથે અપકૃત્ય થાય તો ખરેખર આપણે પાછળ જ પડવાના. 'સુધારો' 'સુધારો' એ શબ્દને નામે આપના વિશે લોકમાં જે સારી કે નરસી વાત થશે તે આપણા કાર્ય ઉપર જ આધાર રાખે છે. ખરો સુધારો, મેં કહ્યું તેમ, ભોગ આપવામાં સમાયેલો છે. માત્ર લેખ લખી કે ભાષણો કરી કોન્ફરન્સો ભરી ત્રણ દિવસ લાંબા લાંબા ઠરાવોનાં ફરફરીયાં વાંચી જઈ સુધારાનું હિત આપણે સહેજ પણ સાધી શકીશું નહિ. સમાજસેવાનો અર્થ આથી જુદો છે. જ્યારે દરેક વ્યક્તિ પોતે સત્યાવલંબી છે તેવું માનવાનું સાહસ કરે છે ત્યારે તે પોતાને માથે મોટું જોખમ ઊભું કરે છે, તે વિસરાવું જોઈએ નહિ.

રાજકીય બાબતોમાં સુધારકોને જે સહન કરવું પડે છે તેથી કાંઈ ઓછું, એક સામાજિક સુધારકને પડતું નથી. સગાંસ્નેહીઓ કુટુંબના અન્ય જનોની સાથે જે નાજુક બંધનથી આપણે બંધાયેલા છીએ તે આવાં સુધારાનાં કાર્ય હાથ ધરતાં ઘણીવાર તુટવાનો પ્રસંગ ઊભો થાય છે. કુટુંબમાં આપણે અળખા તો થઈએ પણ કેટલીકવાર સત્યને આંચ આવે નહિ તે ખાતર ગામ કે નાત બહાર રહેવાનું જે સીતમ આપણે માથે આવી પડે છે તે સહન કરી લેવા આપણે હંમેશાં તૈયાર જ રહેવું જોઈએ. આવા કસોટી કરાવે તેવા પ્રસંગો ઊભાં થતાં જો આપણને સુધારાને નામે લાગણી હશે, સત્યને બદલે અસત્ય સ્વકારી શકવા આપણે અસમર્થ હઈશું, તો સત્યાગ્રહી બની ગમે તે સહન કરીશું. ત્યારે જ સમાજસુધારણાનાં કાર્ય સાધી શકાશે. માણસ ભૂલને પાત્ર છે, માણસજાત સ્વાર્થથી પર થઈ શકે તેમ નથી, તેવું આપણે સમજવા છતાં પણ જો સાચો જ સુધારો કરવાની આપણી ઉમેદ હોય તો કેવળ સત્યને જ પૂજનારા થઈશું. ટૂંકામાં સમાજસેવાનો ખરો અર્થ ત્રણ દિવસ ભેગા થઈ લાંબા લાંબા ઠરાવો કરી ભાષણો વાંચી સમયની  તેમજ પૈસાની બરબાદી કરવાને બદલે તે ઠરાવોનો અંશમાત્ર પણ આપણા જીવનમાં અમલમાં લાવવામાં સમાયેલો છે. તેમ કરતાં જે જે ભોગ આપવા પડે તે આપવા માટે તૈયાર થવામાં જ સમાયેલો છે.

ભાઈઓ ! મારે તમને જે કહેવાનું હતું તે તમને કહ્યું છે. તે શાંતિથી તમે સાંભળ્યું છે તેને માટે તમારો ઉપકાર માનું છું. મારે કડવાશભર્યું વચન તમને કહેવું પડ્યું છે તેને માટે ખરે જ હું અંતઃકરણથી નારાજ છું. પણ જ્યારે મેં જોયું કે, આ સમાજમાં અપ્રિય પણ માફક આવે તેવું રૂચીકર કહેનારા અને સાંભળનારા વીરપુરુષો આ સભામાં મળેલા છે ત્યારે अप्रियस्यापि पथ्यस्य वक्ता श्रोतापि दुर्लभः॥ એ ન્યાયે મારે આપણી આજ સુધીની પદ્ધતિથી નિરાળા પડવું પડ્યું છે. મને એટલો જ સંતોષ થાય છે કે આપે લક્ષપૂર્વક મને સાંભળવાને જે તસ્દી લીધી છે તે માટે હું આપના આભાર નીચે છું. મોખાસણ ગામના ભાઈઓના સન્માનથી મને ઘણી જ પ્રસન્નતા થઈ છે અને તે ખાતર આ ગામમાં કેળવણી ખાતર રૂ. ૧૨૫ હું મારા તરફથી આપું છું. ફરીને આપે મને આપેલા પ્રમુખપદ માટે ઉપકાર માની બેસી જવાની રજા લઉં છું. ॐ ॥ शांतिः॥

## શ્રી કડવા પાટીદાર પરિષદ : નવમો મહોત્સવ

### મુ. મોખાસણ, તા. કલોલ તા. ૨૭-૨૮-૨૯ ડિસેમ્બર ૧૯૧૯

### પ્રથમ દિવસ તા. ૨૭-૧૨-૧૯ વખત બપોરના ૩-૦૦

પરિષદના આ નવમા મહોત્સવ માટે પ્રમુખ તરીકે નક્કી થયેલા ડૉ. પીતાંબરદાસ કુબેરદાસ એલ. એમ. એન્ડ એસ., જ્ઞાતિના કેટલાક સંભવિત ગૃહસ્થો અને સ્વાગતમંડળના પ્રમુખ તથા સભ્યો સાથે પરિષદ માટે રચેલા ભવ્ય મંડપમાં પ્રવેશતાં સઘળા પ્રતિનિધિ બંધુઓએ ઊભા થઈ તેમને માન આપ્યું હતું અને 'ઉમિયામાતકી જય', 'પ્રમુખસાહેબ ભલે પધાર્યા' આદિ અવાજો વચ્ચે સર્વેએ પોતપોતાનું સ્થાન લીધું હતું. મુંબઈની પરિષદ વખતે આપણને સદ્‌બોધ આપનાર સ્વામીશ્રી હરિહરાનંદજી પણ પધાર્યા હતા. સભાનું કામકાજ શરૂ કરતાં તેમણે સંસ્કૃત તેમજ ગુજરાતીમાં પ્રભુપ્રાર્થના કરી હતી. છેવટે 'એ જગન્નિયંતાએ આજે તમારા આગેવાનો તમને સદ્ધર્મ સમજાવી યોગ્ય રસ્તે દોરવા માટે આપ્યા છે તે માટે તે પરમ કૃપાળુ ઈશ્વરનો ઉપકાર માની બેસી જવાની રજા લઉં છું.' એમ જણાવી તેઓશ્રી પોતાના આસન ઉપર બિરાજ્યા હતા. સ્વાગતમંડળના પ્રમુખ મિ. મોહનલાલ ઈશ્વરદાસે પ્રમુખશ્રી તથા સ્વામીજીને હારતોરા પહેરાવ્યા બાદ પરિષદના સેક્રેટરી મિ. કેશવલાલે સંગીતના સાજ સાથે ઈશ્વર સ્તુતિ કરી હતી, અને તે પછી સ્વાગત મંડળના પ્રમુખે પોતાનું ભાષણ આપ્યું હતું. તે ભાષણ પૂરું થતાં પરિષદના જનરલ સેક્રેટરી મિ. કેશવલાલે જણાવ્યું હતું કે :-

ભાઈઓ અને બહેનો ! આપ સઘળા સમજી શકો છો કે પરિષદનો મહોત્સવ ઉજવવા માટે આજે આપણે એકત્ર થયા છીએ અને તેનું કામકાજ નિર્વિઘ્ને બાહોશીથી આપણે પાર પાડી શકીએ તે ખાતર એક વિદ્વાન પ્રમુખ નીમવાની દરખાસ્ત માટે સૂચના થઈ ચૂકી છે, તો તે માટે હું ધારું છું કે ડૉ. પીતાંબરદાસભાઈ તદ્દન લાયક પુરુષ છે અને તેમને માટે હું દરખાસ્ત કરું છું. તેઓ સાહેબને તમો સઘળા ભાઈઓ જાણો છો. આપણી જ્ઞાતિમાં તો શું પણ બીજી જ્ઞાતિના વિદ્વાન અને લાગવગ ધરાવનારા વિદ્વાન પુરુષોમાં તેઓ એક લાયક સદ્‌ગૃહસ્થ તરીકે જાણીતા છે. વિરમગામ મુકામે આ સંસ્થાની પહેલી બેઠક વખતે અમે તેઓ સાહેબને જ પ્રમુખ તરીકે પસંદ કર્યા હતા અને ખાત્રીથી કહું છું કે જે કાર્ય આપણે તેમની બાહોશીથી કરી શક્યા હતા તે ઘણું સરસ હતું. છેલ્લા દશ વર્ષમાં તો આપણે વિચારનો ઘણો ફેરફાર થયેલો જોઈએ છીએ છતાં પણ આજનો વખત ઘણો અગત્યનો છે અને તેથી તેમને પ્રમુખ તરીકે પસંદ કરવા તેવી હું દરખાસ્ત કરું છું. આશા છે કે આપ સઘળા તેને વધાવી લેશો (તાળીઓ.). આ દરખાસ્તને વિરમગામવાળા મિ. લલ્લુભાઈ સોમનાથે તથા મિ. રતીલાલ અંબારામે ટેકો આપતાં તાળીઓનાં ગડગડાટ વચ્ચે પ્રમુખમહાશયે પોતાનું સ્થાન લઈ અનુભવભર્યું ભાષણ આપ્યું હતું.

પ્રમુખમહાશયનું ભાષણ પૂરું થયા બાદ વિષય નક્કી કરનારી કમિટી નીમવામાં આવી હતી. તેમાં નીચેના સભ્યો હતો.

## વિષયનિર્ણાયક કમિટી

| | |
|---|---|
| ડૉ. પીતાંબરદાસ કુબેરદાસ | દેસાઈ અમરસિંહ દેસાઈભાઈ |
| શેઠ કેશવલાલ છક્કડશી | રા. મોતીલાલ કાળીદાસ |
| શેઠ દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ | રા. છબીલદાસ છોટાલાલ |
| રા. ગોકળદાસ હાંસજીભાઈ | રા. ત્રીકમલાલ દલપતરામ |
| રા. મગનલાલ ગોવિંદલાલ | રા. નગીનભાઈ વ્રજલાલ |
| રા. માણેકલાલ ગોવિંદલાલ | રા. ગોવિંદલાલ ત્રીકમલાલ |
| રા. છગનલાલ હાંસજીભાઈ | ડૉ. રામપ્રસાદ મગનલાલ |
| રા. કેશવલાલ માધવલાલ | શેઠ મફાભાઈ ગોવિંદજી |
| રા. લાલજીભાઈ દયારામ | રા. માણેકલાલ કુબેરદાસ |
| રા. લલ્લુભાઈ સોમનાથ | રા. કુબેરદાસ છોટાલાલ |
| રા. અંબારામ અમથાભાઈ | રા. બાપુલાલ ગોપાળદાસ |

| | |
|---|---|
| રા. દામોદરદાસ બાપુજી | રા. કુબેરદાસ સાંકળચંદ |
| રા. નારણજી રામજી મિસ્ત્રી | રા. નાથાભાઈ સીવજી |
| રા. પુરુષોત્તમદાસ હરગોવિંદદાસ | રા. અંબાલાલ ઝવેરદાસ |
| પા. છગનલાલ પીતાંબરદાસ | પા. રણછોડભાઈ શીભાઈદાસ |
| રા. પોપટલાલ ગુલાબદાસ | રા. સાંકળચંદ વનમાળીદાસ |
| પા. ઈશ્વરદાસ જોઈતનદાસ | પા. મોહનલાલ ઈશ્વરદાસ |
| પા. કેશવલાલ બેચરભાઈ | પા. કાળીદાસ શીવલાલ |
| પા. મોહનલાલ દેવજીભાઈ | પા. જોઈતનદાસ લાલદાસ |
| મિ. અંબાલાલ જી. ચાણસ્મા | રા. નારણજી રતનજી |
| મિ. અંબાલાલ મોહનલાલ | પા. ભગવાન રઘુભાઈ |
| પા. ગોવિંદજી જેરાજદાસ | પા. ચુનીલાલ ભાઈજીભાઈ |
| પા. ભાયચંદદાસ ગંગારામ | પા. અંબાલાલ આશાભાઈ |
| પા. મણીલાલ માધવજી | પા. ચુનીલાલ રણછોડદાસ |
| પા. ખોડીદાસ અભેચંદ | પા. માનાભાઈ છગનલાલ |
| રા. મોહનલાલ સોમનાથ | પા. માધવલાલ કીલાભાઈ |
| પા. નાનાભાઈ ગડબડભાઈ | પા. પરશોતમ કાળીદાસ |
| પા. મોહનભાઈ કાશીદાસ | પા. મગનલાલ રઘુભાઈ |
| પા. ચુનીલાલ ધનજીભાઈ | પા. છગનલાલ નરોત્તમદાસ કરજીસણ |
| પા. ભાઈજીભાઈ જેશીંગભાઈ | પા. ડાહ્યાભાઈ અંબારામ |
| પા. મગનભાઈ વીસાભાઈ | પા. આત્મારામ મનસુખરામ |
| અમીન રામચંદ્ર જમનાદાસ | |

સબજેક્ટ કમિટી રાત્રે મળી હતી અને તેણે પોતાનું કામકાજ રાતના ૯ાા વાગતાં પૂરું કર્યું હતું, અને ત્યાર બાદ દેસાઈ અમરસિંહજીએ **'મહાલક્ષ્મીનું મહાકષ્ટ'** એ નામનું આખ્યાન સંભળાવવા માંડ્યું હતું. રસિક વ્યાખ્યાનકારે તેના પૂર્વરંગમાં જ બે કલાક ગાળ્યા હતા એટલે આખ્યાનની શરૂઆતથી તે અધૂરું મૂકવું પડ્યું હતું.

### બીજો દિવસ તા. ૨૮-૧૨-૧૯ રવિવાર

બીજા દિવસની બેઠકનું કાર્ય બપોરના બે વાગતાં શરૂ કરવામાં આવ્યું હતું. આજની બેઠકમાં કલોલના મે. મુનસફ સાહેબે, મે. વહીવટદારસાહેબે અને ફોજદારે પણ હાજરી આપી હતી. કામકાજ શરૂ કરતાં બાળકોએ 'વંદુ ઉમિયા સતી' એ સ્તુતિ ગાઈ હતી. ત્યાર પછી પ્રમુખસાહેબે નીચેના ઠરાવો સભા સમક્ષ રજૂ કર્યા હતા અને તેમને પાસ થયેલા જાહેર કર્યા હતા.

**ઠરાવ ૧ લો :** દેશના કૃષિકારો પૈકીની એક મોટી જ્ઞાતિની આ સભા આપણા નામદાર શહેનશાહ પંચમ જ્યોર્જ અને મહારાણી મેરીનું સહકુટુંબ દીર્ઘાયુષ્ય ઇચ્છે છે અને બ્રિટીશ તાજ પ્રત્યે પોતાની વફાદારી જાહેર કરી સ્વતંત્રતા, ન્યાય અને આત્મનિર્ણયના સિદ્ધાંતની અંતિમ સિદ્ધિ માટે પ્રભુ પ્રાર્થના કરે છે.

**ઠરાવ ૨ જો :** દેશના જુદા જુદા ભાગોમાં રહેતા સમસ્ત કડવા પાટીદારોની આ સભા શ્રીમંત મહારાજા સયાજીરાવનું સહકુટુંબ દીર્ઘાયુષ્ય ઇચ્છે છે અને ફરજિયાત કેળવણી તથા બાળલગ્ન અટકાવવા પ્રજાહિતાર્થે અનેક યોજનાઓ ઘડી શ્રીમંત મહારાજાને હાથે તેમનું કલ્યાણ થાય તે માટે પ્રાર્થના કરે છે.

**ઠરાવ ૩ જો :** શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યકુટુંબમાં અતિખેદજનક યુવાન ઉંમરે થયેલા યુવરાજ્ઞી પદ્માવતીબાઈ તથા કુમારશ્રી શિવાજીરાવના સ્વર્ગવાસ માટે આ પરિષદ પોતાની અત્યંત દીલગીરી જાહેર કરે છે.

ઉપરના ઠરાવોમાંથી પહેલો અને બીજો તાળીઓના ગડગડાટ વચ્ચે પાસ થયા હતા. ત્રીજો ઠરાવ સભાની શાંતિભરી ગમગીની વચ્ચે પસાર થયેલો જાહેર થયો હતો. ત્યાર બાદ ચોથો ઠરાવ મિ. રામચંદ્ર જમનાદાસ અમીને રજૂ કર્યો હતો.

**ઠરાવ ૪ થો :** વિદ્યા એ સર્વોત્તમ શક્તિ હોવાથી તે પ્રાપ્ત કરાવવા પોતાનાં પુત્રપુત્રીઓને બને ત્યાં સુધી દરેક પ્રકારની ઉત્તમ કેળવણી આપવા આ પરિષદ દરેક જ્ઞાતિબંધુને આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

મિ. અમીને આ ઠરાવ રજૂ કરતાં જણાવ્યું કે, આપણી જ્ઞાતિનાં બાળકો સહેલાઈથી વિદ્યાભ્યાસ ચલાવી શકે તે ખાતર આપણે સાધનો પ્રાપ્ત કરી આપવાની ખાસ જરૂર છે. અત્રે હું માત્ર માનસિક કેળવણી ઉપર જ બોલીશ. જો કે શ્રીમંત સરકારે પ્રાથમિક કેળવણી આપણને મફત અને ફરજિયાત કરી આપી છે, છતાં પણ આ બાબતમાં એકલી સરકારથી કાંઈ થઈ શકતું નથી. સ્ત્રીકેળવણીના અભાવે આપણને કેટલું શોષવું પડ્યું છે ? સાધનોની ખામીઓમાં પ્રથમ બોર્ડિંગો ઉઘાડવાની જરૂર હું જોઉં છું. આ ઠરાવને અનુમોદન આપતાં તોરણાવાળા રા. મગનલાલ શ્રીધરભાઈએ કીર્તિદાન નહિ કરતાં, પાત્રદાન કરવાની જરૂર જણાવી હતી. સ્વામી હરિહરાનંદજીએ વિદ્યાનો મહિમા વર્ણવ્યો હતો અને રા. અંબાલાલ મોહનલાલે તે ઠરાવને વિશેષ અનુમોદન આપ્યા બાદ પાસ થયેલો જાહેર કરવામાં આવ્યો હતો.



**ઠરાવ ૫ મો :** બાળલગ્નના અધર્મયુક્ત અને હાનિકારક રિવાજને સત્વર નાબૂદ કરવા આ સભા દરેક જ્ઞાતિબંધુઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે અને

શાસ્ત્રોક્ત રીતે યોગ્ય ઉંમરે આવેલાં ફરજંદોને ભણાવીગણાવી કુશળ કરી વિવાહિત કરવાને આ પરિષદ આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

ઉક્ત ઠરાવ સ્વામીશ્રી હરિહરાનંદજીએ રજૂ કરવા આપતાં પ્રમુખશ્રીએ જણાવ્યું હતું કે, જો કે અમે તમારા ભાઈઓ છીએ તોપણ પક્ષાપક્ષને લઈને અમારું કહેવું તમને રૂચે નહિ એ બનવા જોગ છે. પરંતુ સ્વામીજીને તો તમારી કે અમારી સાથે કાંઈ જ લેવા દેવા નથી. તેમને માત્ર ઈશ્વરની જ પરવા છે, માટે તે કહે તે તમે નિષ્પક્ષપાત બુદ્ધિથી સાંભળશો એવી હું આશા રાખું છું. સ્વામીજી હરિહરાનંદજીએ ઠરાવ રજૂ કરતાં જણાવ્યું હતું કે 'આપણામાંના સઘળા ઉપર એક મહાન ફરજ મૂકવામાં આવી છે અને તે એ છે કે આપણે ધર્મશાસ્ત્રને અનુસરીને જ સઘળાં કાર્યો કરવાં જોઈએ. આપણે હિંદુ અને તેમાં વળી ઉમાના પુત્રો. ઉમાનું ચરિત્ર તમે રામાયણમાં સાંભળ્યું હશે કે ઉમાએ કેટલું બધું ભગીરથ તપ કરીને જ લગ્ન કરવાનું પસંદ કર્યું હતું. વીર્ય જ્યાં સુધી પક્વ થાય નહિ ત્યાં સુધી બાળકનું લગ્ન કરવું એ શાસ્ત્રનું ઉલ્લંઘન કરવા બરાબર છે. શંકરાચાર્યજીએ પણ તમને ખાસ નિર્ણય કરી આપ્યો છે કે કડવા પાટીદારોમાં જે લગ્ન થાય છે તે કોઈ પ્રકારના ધર્મમાં નથી. શાસ્ત્રોને ન માનનારા માટેનું એ ધોરણ છે. ઉમાએ શિવનું તપ કર્યા પછી, શિવે ઉમાની પરીક્ષા કરવા સપ્તર્ષિને મોકલ્યા હતા અને ત્યાર પછી લગ્ન સંબંધ કર્યો હતો. આપણે પણ પુરુષ વિદ્વાન ધર્મકર્મવાળો અને સુશીલ હોય તેમજ તેનું ઘર વિગેરે જોયા પછી સંબંધ કરવો જોઈએ. આ બાબતો બાજુએ મુકી તમારી નાતમાં તો એક ફૂલનો દડો કરીને કન્યા પરણાવી કાઢી તેના હાથથી મંગળ આભૂષણોનું ખંડન કરી માતાપિતા તેને વિધવા બનાવે છે વિધવા. અમારા હિંદુ શાસ્ત્રોમાં તો આવું ધોરણ ક્યાંય નજરે પણ ચઢતું નથી. ફૂલના દડાની સાથે લગ્ન કર્યું, ફૂલના દડાને પુરુષ બનાવ્યો, તેને કૂવામાં નાંખ્યો, તેને મારી નાખ્યો. આ શું કહેવાય ? આ કેટલો બધો અધર્મ ! અથવા તો બાંધવર, એ પણ કંઈ ઓછો અધર્મ છે ? ધર્મશાસ્ત્રને અનુસરી વિદ્વાનોના કહેવા પ્રમાણે તમે વર્તો એવી વિનંતી કરી બેસી જવાની રજા લઉં છું.

ત્યારબાદ સરઢવવાળા પા. છગનલાલ પીતાંબરદાસે તે ઠરાવને અનુમોદન આપતાં જણાવ્યું હતું કે જે કાર્ય રામચંદ્રજીથી નહોતું સાધી શકાયું તે લક્ષ્મણજીએ સિદ્ધ કરી આપ્યું હતું. ઈન્દ્રજીતને મારવાનું તો એક બ્રહ્મચારીથી જ બની શકે. રા. નારણજીભાઈ મિસ્ત્રીએ ઉપરના ઠરાવને વિશેષ અનુમોદન આપતાં જણાવ્યું હતું કે દરેક જ્ઞાતિ પુત્રપુત્રીઓને યોગ્ય વયે પરણાવે છે ત્યારે આપણે ૪૦,

૪૦ દિવસનાં બાળકોનાં લગ્ન કરીએ છીએ. તે શું આપણે ડાહ્યા અને બીજા બધા મૂર્ખ છે ? દાક્તરોએ તથા સુખાકારી ખાતાંઓએ તેઓના લાંબા અનુભવથી સિદ્ધ કરી બતાવ્યું છે કે નાના બાળકોમાંથી સેંકડે ૫૦ ટકા નાનપણમાં મરણ પામે છે તેથી નાનાં બાળકોનાં જે લગ્ન કરવામાં આવે છે તેનું ખર્ચ નકામું જાય છે. अष्टवर्षा भवेद्गौरी नववर्षा च रोहिणी । એવું પરાશરસ્મૃતિમાં કહેલું છે. આ શ્લોકનો અર્થ એમ પણ થઈ શકે કે આઠમે વર્ષે છોડી ગૌરી થાય છે. ગૌરી એટલે પાર્વતીજી, ઉમાજી. ઉમાજીને આપણે માતા તરીકે માનીએ છીએ એટલે આઠમે વર્ષે લગ્ન કરવાં તેમાં માતા સાથે લગ્ન કરવા જેટલું પાપ છે. રોહિણી એ કૃષ્ણની માતા છે અને પરમાત્માની માતા હોઈ આપણી પણ માતા છે. એટલે નવ વર્ષે પણ લગ્ન કરવામાં પાપ છે. જગદ્‌ગુરુ શ્રીમત્ શંકરાચાર્યજી માધવાતીર્થ સ્વામીએ કહ્યું છે કે, ''છ મહિનાથી લઈને પાંચ વર્ષની કન્યાનો ગમે તેટલી વયવાળા પુરુષ સાથે વિવાહ કરવો તે ધનાદિના લોભથી ઉન્મત્ત થયેલાનું કૃત્ય છે. આવાં કૃત્ય કરનાર કન્યાનાં માબાપને રાક્ષસ કરતાં ઉતરતી કોટીનાં સમજવાં જોઈએ. આવાં લગ્નોમાં સહાય આપનાર જ્ઞાતિના આગેવાનો અગર બ્રાહ્મણો સઘળા પાપભાગી છે.'' આવું આપણા જગદ્‌ગુરુએ ખાસ કહેલું છે છતાં આપણે બાળલગ્નને મમતથી વળગી રહેવું એ કેટલી શરમની વાત છે ? તે પછી નરોડાના એક યુવક પા. માધવલાલ છગનલાલે બાળલગ્ન વિષે ''પ્રેમની પીડા ટાળો સુધારકો, પ્રેમની પીડા ટાળો'' એ કવિતા અસરકારક રીતે ગાઈ બતાવી હતી.

તે પછી ઠરાવને તોરણાવાલા મિ. મગનલાલ શ્રીધરભાઈએ અનુમોદન આપ્યું હતું, અને બાળલગ્ન વિષે એક કવિતા ગાઈ બતાવી હતી. કાંઝના એક બ્રાહ્મણ ભાઈ રા. મોહનલાલ અંબારામે પોતે ગોરપદું કરતા હતા છતાં પોતાની પ્રતિજ્ઞા જાહેર કરી હતી કે, ''જ્યાં બાળલગ્ન ઉજવવાનું કાર્ય કરવા મને અમારા ગામવાસીઓ કે અન્ય કોઈ ગૃહસ્થો તરફથી બોલાવવામાં આવશે ત્યાં હું જઈશ નહિ. તેવાં લગ્નોમાં ભાગ લેવો એમાં હું અધમ પાપ સમજું છું.'' તેમણે બાળલગ્ન નહિ કરવાનો આગ્રહ કર્યો હતો. તે પછી પ્રમુખે જેને બોલવું હોય તેને વગર સંકોચે બોલવાની રજા આપતાં પા. ઉમેદભાઈ ધનજીભાઈ ખરણાવાળાએ ઊભા થઈ જણાવ્યું હતું કે, આપણે આપણી કન્યાઓને દશ વર્ષની ઉંમરની થયા પછી જ વોળાવીએ છીએ જેથી આપણામાં ઘરસંસાર નાની ઉંમરે થતો નથી અને તેથી આપણે બાળલગ્ન કરતા નથી. આનો યોગ્ય જવાબ પરિષદના આગેવાનો તરફથી અપાતાં તે ગૃહસ્થના મનનું સમાધાન થયું હતું.

ત્યારબાદ પ્રમુખસાહેબે વિનંતી કરતાં જણાવ્યું હતું કે જેઓ ચુસ્ત સુધારકો હોય તેમણે અહીં જ નક્કી કરી લેવું જોઈએ કે અમે કદાપી બાળલગ્ન કરીશું જ નહિ. આ વિનંતીનો યોગ્ય ઉત્તર ત્યાંને ત્યાં જ વિજાપુરના ગોળના આગેવાન બંધુઓએ ઘણી જાહેર હિંમતથી વાળ્યો હતો. તેમણે ગોળ તરફથી જેપુરના પટેલ ઝવેરભાઈ ભગવાનદાસને બાળલગ્ન અટકાવવા ગોળે કરેલા ઠરાવની કોપી સહીઓ સાથેની લઈ પરિષદ સમક્ષ રજૂ કરવા મોકલ્યા હતા. તેમણે તે ઠરાવો અને સહીઓ વાંચી સંભળાવી હતી કે :-

અમો તાલુકે વિજાપુર પ્રાન્ત કડીના સતાવીશના ગોળના આગેવાનો એકઠા મળી નીચે મુજબ ઠરાવ કરીએ છીએ તે અમારા પંચના સર્વ લોકોને માન્ય છે.

**ઠરાવ ૧ :** નામદાર રાજ્યપિતા શ્રીમંત સર સયાજીરાવ મહારાજાએ પ્રજા હિતાર્થે કરેલા બાળલગ્ન પ્રતિબંધક નિબંધને અમો સર્વાંશે માન આપીએ છીએ તથા હવેથી બાળલગ્ન નહિ કરવા અને વરવધુ વચ્ચે ઓછામાં ઓછા ત્રણ ચાર વર્ષનો અંતર રાખવાનો આ પંચ ઠરાવ કરે છે.

**ઠરાવ ૨ :** શ્રી કડવા પાટીદાર પરિષદના ઉપદેશથી અધર્મયુક્ત તથા શરમાવનાર ફૂલના દડાના અને બાંયવરના રિવાજને હવેથી તદન બંધ કરવા આ પંચ ઠરાવ કરે છે, ને તે વિરુદ્ધ વર્તનારને પંચનો ગુન્હેગાર ગણી રૂ. ૫૧/- એકાવન દંડ કરવાનો ઠરાવ કરે છે.

**ઠરાવ ૩ :** આ ઠરાવો પરિષદ દ્વારા જાહેરમાં મૂકવાનો આ પંચ ઠરાવ કરે છે.

| | | | |
|---|---|---|---|
| પા. જ્વર ભગવાનની | સહી જેપુર | પા. છગનદાસ જીવીદાસ | સહી દ. પોતે હરીપુરા |
| દ. ગોપાળભાઈ દાનસંગ | સહી દ. પોતે | પા. જોઈતાભાઈ વસ્તાભાઈ | સહી દ. પોતે |
| પા. ગોપાળભાઈ | ગામ મુંદરપુર | પા. વિઠલ માધવદાસની | સહી માથીના |
| પા. સાંકળદાસ લાલદાસ | સહી વજાપોર | પા. જોઈતારામ વાલજીની | સહી ગામ માસ |
| પા. પરભુદાસ રામદાસ | ગામ હીરપુરા | પા. પુંજીદાસ જેસંગભાઈ | સહી દા. પોતે |
| પા. પુંજીદાસ ભગવાનદાસ | | પા. શંકર નાનજી દા. પા. બહેચર માધવદાસ | |
| પા. ગોબર પરશોત્તમની | સહી | | ગામ ધનપુરાના |
| પા. પુજા સવજીની | સહી હીરપુર | પા. લખુ બહેચરદાસની સહી | |
| પા. વિઠલદાસ ગોકલદાસની | સહી | પા. બાલચંદ માધુની સહી | |
| પા. ગોબરલાલજીની | સહી દ. વિઠલદાસ | પા. ઉમેદ રામચંદની સહી | |
| પા. ઈશ્વર બહેચરદાસની | સહી દા. પોતે. | પા. બાજીદાસ મોતીદાસની | સહી દ. પોતે |

તે પછી વિજાપુર ગોળના ઉપરના ભાઈઓને મુબારકબાદી અપાઈ હતી. નિમાડવાળા ઓંકારભાઈ અને દેવાજીભાઈ રૂસાંતે ઠરાવને ટેકો આપ્યો હતો. ગોજારીયાના અમીન રામચંદ્ર જમનાદાસે તેને વિશેષ ટેકો આપ્યા બાદ તે ઠરાવ તાળીઓના ગડગડાટ અને 'ઉમિયામાતકી જય' ના અવાજો વચ્ચે સર્વાનુમતે પાસ થયો હતો.

ત્યારબાદ પા કલાકનો આરામ લઈ પરિષદનું કાર્ય શરૂ કરવામાં આવ્યું હતું. પધારેલા અમલદાર વર્ગમાંથી મે. વહીવટદારે વિવેચન કરતાં જણાવ્યું હતું : તમારા જેવો લગ્નનો ચાલ તો ઢેડભંગીમાં પણ નથી. બાળલગ્નથી ઘણા ગેરફાયદા થાય છે. તમારા આગેવાનોએ સંવત ૧૯૭૬-૭૯-૮૧ વિગેરેમાં લગ્ન કરવાના સુધારા કરેલા છે તેમને પગલે ચાલી, મોટાને પગલે ચાલી સુધારા કરવા જોઈએ. અત્યારે તમારાં છોકરાં કુંવારાં હશે તે નવ વર્ષની અંદરનાં હશે. જો ૯ વર્ષનાં છોકરાંનાં લગ્ન ત્રણ વર્ષ પછી કરો તો બાળલગ્ન ગણાય નહિ અને દંડ પણ ન થાય. છેવટે તમારી પરિષદના કામને હું ફત્તેહ ઈચ્છું છું. તે પછી મે. વહીવટદારસાહેબનું વિવેચન પૂરું થતાં દેસાઈ અમરસિંહજીએ તથા પ્રમુખશ્રીએ તેમનો આભાર માન્યો હતો. ત્યારબાદ હારતોરા લઈ અમલદાર વર્ગ વિદાય થયો હતો.

**ઠરાવ ૬ ઠ્ઠો :** આપણી જ્ઞાતિના બાળકોને વિદ્યા લેવાનાં સાધન સરળ કરી આપવા શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળની સ્થાપના થઈ છે અને તે મંડળ તરફથી શ્રી કડી પ્રાંતમાં એક બોર્ડિંગ ઉઘાડવાનું નક્કી થયું છે, તે બોર્ડિંગનો બાર અને સતાવીશ વગેરેનાં પંચોએ જે લાગારૂપે મદદ આપવાના ઠરાવ કર્યા છે તેવા ઠરાવો અન્ય પંચો તથા ગામો કરે એવી આ પરિષદ આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

આ ઠરાવ રજૂ કરતાં પા. છગનલાલ પીતાંબરદાસ સરઢવવાળાએ જણાવ્યું હતું કે બાળકો ભણશે તેમાં સ્વાર્થ અને પરમાર્થ બેઉ સમાયેલાં છે. ગઈ સાલ જ્યારે અમે સમાજ ઉપર મુંબઈ ગયા હતા ત્યારે અમે જે પાટીદારના બાળકોની સ્થિતિ જોઈ તેથી તો અમારાં હૃદય ફાટી જાય છે. મુંબઈના ઘાટીઓનું કામ આપણા બાળકોને ભાગ્ય આવતું જાય છે તે જોઈ તમને શરમ નથી આવતી ? એંઠવાડ ઉપાડવાનું કામ આપણાં 'પટેલ' ભાઈ સિવાય અન્ય કોઈ કરતું નથી. તમો શું તે નહિ અટકાવો ? તમારા બાળકોને માટે બોર્ડિંગો સ્થાપો. કડી પ્રાંતમાં ઘર દીઠ વર્ષ દહાડે ૧૦ શેર દાણા બોર્ડિંગના નિભાવ અર્થે આપવામાં આવે તો લગભગ ૪૦૦ છોકરાં ભણી શકે તેવી યોજના ઘડી શકાય તેમ છે. એટલા

દાણા આપણા હાથેથી કેટલાય વેરાઈ જાય છે, દેવાઈ જાય છે. મારા જેવો કોઈ ભિખારી નહિ મળે. બેતાલીશના ગોળના ભાઈઓએ ઘર દીઠ ૧૦ શેર દાણા આપવાનો ઠરાવ કર્યો છે તેનું બીજા ભાઈઓએ અનુકરણ કરવું જોઈએ. અમદાવાદમાં બે બોર્ડિંગો છે. તેમાંથી એક મંડળની બોર્ડિંગમાં માત્ર રૂ. ૫ ફી રાખવામાં આવે છે, અને તમારાં છોકરાંને ત્યાં ભણાવશો. જ્યારે કડી પ્રાંતમાં બોર્ડિંગ થશે ત્યારે જ મારે મિષ્ટભોજન કરવું, ત્યાં સુધી મારે મીઠું ભોજન લેવાની પ્રતિજ્ઞા છે. (તાળીઓ)

રા. નગીનભાઈ વ્રજલાલે ઉપરોક્ત ઠરાવને અનુમોદન આપતાં જણાવ્યું કે ભાઈઓ ! આપણી પાસે બે લાખની મૂડી તો શું પણ પાટડી દરબારસાહેબની આખી તિજોરી આપણી કેળવણી માટે ખાલી કરવામાં આવે તોપણ તેથી કાંઈ વળે તેમ નથી. ભાઈઓ ! કૃષ્ણ પરમાત્માના વચનાનુસાર જનસમષ્ટિ એકત્ર થઈને જ આવા પરમાર્થનાં કાર્ય સારી રીતે સાધી શકે છે. ફક્ત તમારી ચપટી માત્ર ઘણું કરી શકશે. અંદરથી અજવાળું થશે નહિ ત્યાં સુધી નવું કે સત્ય તમને સૂઝશે નહિ. આપણે ઘણાઓને લાગા આપીએ છીએ તે જ વખતે એક દાપું વધારો. અહીં પધારેલા ઓફિસરો અહીંના જ વતનીઓ છે પણ ભણવાથી તેમને ઊંચી પદવીઓ મળી છે. આપણે પણ આપણા બાળકોને ભણાવીએ તો તેમને ઊંચી પદવીઓ કેમ ન મળે ? જે ભાઈઓએ અમને લાગા કરી આપ્યા છે તેમને જણાવવાનું કે તે ઉઘરાવતાં અમને વાર થાય તો તમો ગામ સમસ્ત એકઠું કરી રાખશો. (તાળીઓ)

અમૃતસિંહભાઈએ જણાવ્યું કે, આ સવાલ કારજવરાનો કે બાળલગ્નનો નથી માત્ર મારી એક જ વિનંતી છે કે ઘર દીઠ આપણે માત્ર દરરોજ એક જ રૂપિયાભાર દાણા બહાર કાઢી મૂકો (તાળીઓ) [પ્રમુખ સાહેબ બોલ્યા – આટલા તો આપણે ચકલાંને પણ દરરોજ નાંખીએ છીએ (તાળીઓ)] આપણા કાર્યની સિદ્ધિ મળતી નથી તેનુ કારણ માત્ર આપણી અશ્રદ્ધા, આપણું શંકાશીલ મન છે. ઈશ્વર ઉપર, તમારા આત્મા ઉપર, તમારી પવિત્ર ઉદારતા ઉપર શ્રદ્ધા રાખી આ કાર્યની શરૂઆત કરો.

એમણે આ પ્રમાણે ભાષણની શરૂઆત કરતાં જ જુદા જુદા વિભાગમાંથી ભાઈઓએ ઊભા થઈ બોર્ડિંગ ઉઘાડવાની યોજનામાં પોતાના નામે ઉદાર રકમો નોંધાવવા માંડી. પાંચ વર્ષ સુધી લગભગ ઘણા ભાઈઓએ તે રકમ મોકલાવી આપવા મંડાવ્યું છે.

તે ફંડનું મંડામણ લગભગ પોણો કલાક ચાલ્યું હતું અને ત્યારબાદ પ્રમુખ સાહેબે જણાવ્યું : 'ભાઈઓ ! અમારી આશાભરી વિનંતીનો અહીં ને અહીં જ તમોએ તમારી ઉદારતાથી પ્રત્યુત્તર આપ્યો તે માટે હું તમારો સઘળાનો ઉપકાર માનું છું. આ ઠરાવ તમારી સન્મુખ આવી સરસ રીતે ચર્ચાયો છે, હવે તે પસાર થયેલો હું જાહેર કરું છું. (તાળીઓ)

**ત્રીજો દિવસ**

આજે પરિષદનું કાર્ય ૧૧ વાગતાં શરૂ કરવામાં આવ્યું હતું. શેઠ દુર્ગાપ્રસાદ લશ્કરીએ આજની સભામાં હાજરી આપી હતી. શરૂઆતમાં સ્વામી હરિહરાનંદજીએ નીચેનો ઠરાવ રજૂ કર્યો હતો :-

**ઠરાવ ૭ મો :** મરણ પાછળનાં જમણ શાસ્ત્રવિરુદ્ધ, અયુક્ત, ખર્ચાળ અને દુર્દશાએ પહોંચાડનાર હોવાથી તેને નાબૂદ કરવા આ પરિષદ દરેક જ્ઞાતિબંધુઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

આ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં અમરસિંહભાઈએ જણાવ્યું કે, ''આ વિષય હું ઘણા વર્ષો થયાં જ્ઞાતિમાં ચર્ચું છું. આ વિષય ઉપર 'માધાના પિતાનું પ્રેતભોજન' નામનું આખ્યાન પણ હું ઘણા વખતથી તમારી સન્મુખ કરું છું. તેની ઘણી સારી અસર થાય છે અને લોકોને તે ઘણું જ પસંદ પડે છે તેમ મારે કહેવું જોઈએ. જમાનો જુઓ. દેશકાળનું પરીક્ષણ કરો. દીકરાની સગાઈ કરવા આવનાર હવે શું પૂછે છે ? કારજ કર્યું તે તો ખરું, પણ ઘરમાંથી પૈસા કાઢીને કે દેવું કરીને ? ભાઈઓ ! મોટી ગામસરવણીઓ કરવા છતાં પણ તેમનાં છોકરાં આજે કુંવારાં રહે છે. અડધા શેરના ઘીમાં બાપુનું બારમું કરવું કે જમાનાના અંગે જોઈતી જરૂરિયાતો પૂરી કરી દુનિયામાં સુખે રહેવું ? આ વિના ચાલે નહિ, જમવા પણ ભાતભાતની શાકભાજી વગેરે જોઈએ, કપડાં પણ મોંઘવારી છે છતાં સારાં દેખાય તેવાં બારીક જોઈએ. આ સ્થિતિ છે. અધર્મના આચરણોથી બુદ્ધિ મલિન થાય છે અને તેથી આપણું કર્તવ્ય આપણે સમજી શકતા નથી. પાટીદારના છોકરા આજે મીલમજૂરી અને ઘાટીનું કામ કરતા થતા જાય છે. આથી બીજું નીચ કામ આપણે શું કરીશું ? તેમને જઈને કારજ-વરાનો મોહ અને લાડુ શીરાનો સ્વાદ હજુ ફીટતો ના હોય તો પૂછો તેઓ કહે છે કે, ''સગા વ્હાલાં અને ભાઈઓએ ભોળવી નાનપણમાં કારજ-વરામાં મોટા કરજ કરાવવાથી જમીનજાગીર વગેરે આજે ખોઈ બેઠા છીએ એટલે આ ધંધો કરવો પડે છે. ઘણું ગમતું નથી.'' આપણા બંધુઓએ પાટીદારનું શુરાતન રાખ્યું હોય તો તે બાપના બારમામાં હજુ રાખ્યું છે. ખર્ચમાં ઉતરવાની સ્થિતિનો વિચાર કર્યા વગર ઉપરાઉપરી જણસો મંગાવવા માંડે અને

આવતી જાય, બધુ થઈ જાય પછી ખર્ચના આંકડા જુએ અને મોટી મુઝવણમાં પડે, પછી આડા અવળા ફાંફા મારી ઘર જમીન વગેરે ગીરવી મૂકે એવી સ્થિતિ આપણા પાટીદારોની થાય છે તે તમે જાણો છો.'' ત્યાર પછી તેમણે જ્ઞાતિબાળકો પાસે તેમના આખ્યાનમાંથી ઘણાં જ રસિક બે ત્રણ ગાયનો સંગીતમાં ગવડાવી તાદૃશ્યતા લોકોની નજર આગળ ખડી કરી હતી. ''પત્રાળાં ફાડી ઉઠી જાય છે.'' એ લીટી ગાયનના અંતમાં આવતાં તેમને સ્ત્રીઓની ફરજ યાદ આવતાં જે સંખ્યાબંધ સ્ત્રીઓ સભામાં દરરોજ હાજરી આપતી હતી તેમને ઉદ્દેશીને તેમણે જણાવતાં કહ્યું : ''દેવીઓ ! તમારા ઉપર અમારો આધાર છે, જો તમે દીકરી સ્ત્રી અને માતા તરીકે જ્ઞાન ધરાવી તમારી ફરજ સમજતાં હોત તો ક્યારનાંયે ચેતી અમારી કાનની બૂટ ઝાલી અમને ચેતાવ્યા હોત. આપણા નસીબે મહારાજાસાહેબે ફરજિયાત કેળવણી કરી છે જેથી હવે કાંઈ સારું પરિણામ દેખાશે જ. બહેનો ! તમારા હાથમાં અમારા ગૃહકાર્યભારની દોરી ઈશ્વર તરફથી સોંપાયેલી છે, અમને સદ્દરસ્તે દોરવા માટે તમને ફરમાવેલું છે. તમે તમારી ફરજ સમજો. મરણ પાછળનાં ખર્ચમાં ભાગ લેવાનું બંધ કર્યું હોત તો આજે આખી જ્ઞાતિમાં ક્યારના કારજ-વરા સઘળે બંધ થઈ ગયા હોત. અમને સમજાતું નથી કે હજુ આપણા બંધુઓને આ લોહીના લાડુ જમવામાં શું રસ રહેલો છે કે ગંગાપૂજન કે લગ્નપ્રસંગ જેવા મંગલ સમય ઉજવતા નથી, વિવાહમાં દીકરીઓને પોતાને ઘેર તેડાવતાં નથી. ગામમાં જ્યારે ઢેડઅમલદાર આવે ત્યારે હાથ જોડી સામા ઊભા રહીએ છીએ છતાં આપણને સૂઝ આવતી નથી. હવે તો આથી વિશેષ બૂરી દશા ન આવે માટે ચેતો, જાગો તો ઘણું સારું.''

તેમની ઉપલી ઉક્તિને સાબિત કરી આપવા માટે તેમણે સઘળાને પૂછ્યું કે કેમ, આ વાત સાચી છે ને ? કે તમને કાંઈ શંકા લાગે છે ? ત્યારે ઘણા ભાઈઓ ઘણા અચંબા વચ્ચે ઊભા થઈ સંમતિ આપવા લાગ્યા અને મોહનભાઈ દેવીદાસ પટેલ સ્ટેજ ઉપર આવી કહેવા લાગ્યા : ''અમારા ગામની મોજણી કરવા સરવેયર તરીકે એક ઢેડ મોજણી કામદાર આવ્યો હતો. જ્યારે તેની સરભરામાં ઢેડવાડામાં જુદું ઘર આપવાનું અમે કહ્યું ત્યારે તેણે જણાવ્યું કે, 'હું ઢેડવાડામાં રહીશ નહિ. હું તો ઢેડનું પાણી પીતો નથી.' એટલે અમે શું કરીએ ? અમારે હાથે તેને જુદું ઘર બાંધી આપવું પડશે.'' અમરસિંહભાઈએ પૂછ્યું : ''જ્યારે તેણે માપણી કરવા માંડી ત્યારે તમે શું કરતા હતા ?'' મોહનભાઈ પટેલે જવાબ આપ્યો : ''માપવા માટે ઝંડા ઝાલવાનું તેણે અમને કહ્યું અને અમારે ઝાલવા પડ્યા. શું કરીએ ?'' અમરસિંહભાઈ આ પ્રમાણે જ્ઞાતિબંધુઓને ઘણા ઉત્સાહથી

સમજાવી સતેજ કરતા હતા, એટલામાં આજોલના (૧) પટેલ ઉમેદભાઈ પુરુષોત્તમ ઊભા થઈ બોલ્યા : 'બાળલગ્ન નહિ કરવા, બારમા નહિ ખાવા, પાડા નહિ મારવા અને દીકરીને ઘેર અન્ન નહિ ખાવાની હું આજથી પ્રતિજ્ઞા લઉં છું.' આ ભાઈનું ઉત્તમ ઉદાહરણ લઈ અમરસિંહભાઈની વિજ્ઞપ્તિનો પ્રત્યુત્તર આપતાં નીચેના ભાઈઓ અને બહેનોએ મરણ પાછળ ખર્ચ નહિ કરવા, નહિ ખાવા અને કેટલાકોએ બાળલગ્ન નહિ કરવા પ્રતિજ્ઞા લીધી હતી. તેમનાં મુબારક નામની નોંધ અમે ઘણાં જ આનંદ સાથે લઈએ છીએ અને તેમને ઘણા જીગરથી ધન્યવાદ આપતાં અમને હર્ષ થાય છે.

## પ્રતિજ્ઞાઓ લેનારનાં નામ

(૨) પટેલ કાળીદાસ બેતાલીશ પૈકીના રાજપુરનાં રહીશ તેમણે જણાવ્યું, "મારા બાપાએ ૧૯૦ મણ ઘી વાપર્યું હતું, તેમ છતાં હું જણાવું છું કે તે માંસ ખાવા બરાબર છે અને હું આજથી પ્રતિજ્ઞા લઉં છું કે, મરણ પાછળ ખર્ચ નહિ કરવું, જમવું નહિ, કન્યાવિક્રય કરવો નહિ, પંચનું અન્ન ખાવું નહિ, અને કુટુંબમાં પણ કન્યા વિક્રય થતો મારાથી બનતો પ્રયાસ કરી અટકાવીશ.

| | | | |
|---|---|---|---|
| ૩. | પા. મોહનલાલ પીતાંબર | મુ. કલ્લઈ | બારમું નહિ ખાવું તથા નહિ કરવું. |
| ૪. | પા. મોતીલાલ પીતાંબર | મુ. કલ્લઈ | બારમું નહિ ખાવું તથા નહિ કરવું. |
| ૫. | પા. શીવલાલ છગનલાલ | મુ. વડુ | બારમું નહિ ખાવું તથા નહિ કરવું. |
| ૬. | પા. જોઈતાભાઈ છગનલાલ | મુ. વડુ | બારમું નહિ ખાવું તથા નહિ કરવું. |
| ૭. | પા. શીવલાલ જેસીંગભાઈ | મુ. વડુ | બારમું નહિ ખાવું તથા નહિ કરવું. |
| ૮. | પા. અંબાલાલ બેચરદાસ | પુંદરા | બારમું નહિ ખાવું તથા નહિ કરવું. |
| ૯. | પા. કીશોર રતનજી | મોખાસણ | બારમું નહિ ખાવું તથા નહિ કરવું. અને પંચના કામની લાંચ ખાવી નહિ. |
| ૧૦. | પા. મુળચંદ જેઠીદાસ | ડાંગરવા | કન્યા વિક્રય અને બારમું બંધ કરીશ, ખાઈશ નહિ. |
| ૧૧. | પા. નાનદાસ કાશીદાસ | કરજીસણા | કન્યા વિક્રય અને બારમું બંધ કરીશ, ખાઈશ નહિ. |
| ૧૨. | પા. શંકર કરસન | કરજીસણા | કન્યા વિક્રય અને બારમું બંધ કરીશ, ખાઈશ નહિ. (ભુદર ભક્તિ) |
| ૧૩. | પા. પુંજા હેમા | મુ.આજોલ | કન્યાવિક્રય કરું નહિ, ખર્ચ કરવું નહિ અને ખાવું નહિ અને પંચનું પણ ખાવું નહિ, લાંચ ખાવી નહિ. |
| ૧૪. | પા. મગન ખુશાલ | દઈણ | બારમું કરવું કે ખાવું નહિ. |

| | | | |
|---|---|---|---|
| ૧૫. | પા. ભાઈલાલ | સઈજ | બાળલગ્ન, બારમું અને કન્યાવિક્રય કરીશું નહિ. |
| ૧૬. | પા. રેવનદાસ શીવાભાઈ | સાકરીયા | બાળલગ્ન, બારમું અને કન્યાવિક્રય કરીશું નહિ. |
| ૧૭. | પા. મલુકચંદ રાયચંદ | સાકરીયા | બાળલગ્ન, બારમું અને કન્યાવિક્રય કરીશું નહિ. |

૧૮. પ્રમુખશ્રીના મામાએ આ વખતે જ્યારે પ્રતિજ્ઞાઓ નોંધાવવાનું સ્તુતિપાત્ર કામ થયે જતું હતું ત્યારે પોતાના વયોવૃદ્ધ શરીરે સ્ટેજ ઉપર ઊભા થઈ જણાવ્યું. "ભાઈઓ, હું આજથી પ્રતિજ્ઞા લઉં છું કે મારે કારજ-વરામાં ભાગ લેવો નહિ, બારમું ખાવું નહિ અને દીકરીનું ઘર મૂકી બીજાં આજુબાજુ ૫૦ ઘર છોડીને જ પાણી પીવું." આ એમની પ્રતિજ્ઞાથી ઘણા ભાઈઓનો ઉત્સાહ વધ્યો હતો અને કારજ-વરા અને કન્યાવિક્રય અટકાવવાની પ્રતિજ્ઞા તેમનું અનુકરણ કરી ઘણા ભાઈઓએ લીધી હતી. જે જે બહેનોએ કારજ-વરા નહિ ખાવાની પ્રતિજ્ઞા લીધી તેમનાં નામ.

| | | | |
|---|---|---|---|
| ૧. | બાઈ બહેની જીવા | મુ. મોખાસણ | કારજ નહિ ખાવું. |
| ૨. | બાઈ પાલીબહેન પરસોતમ | મુ. મોખાસણ | કારજ નહિ ખાવું. |
| ૩. | બાઈ રાઈબહેન જીવીદાસ | મુ. મોખાસણ | કારજ નહિ ખાવું. |
| ૪. | બાઈ દીવાળી મોતીદાસ | મુ. મોખાસણ | કારજ નહિ ખાવું. |
| ૫. | બાઈ જમનાબહેન લખુદાસ | મુ. મોખાસણ | કારજ નહિ ખાવું. |
| ૬. | બાઈ કુંવરબહેન પીતાંબર | મુ. મોખાસણ | કારજ નહિ ખાવું. |
| ૭. | બાઈ જમનાબહેન નરોતમ | મુ. મોખાસણ | કારજ નહિ ખાવું. |
| ૮. | બાઈ રાઈબહેન પ્રાણદાસ | મુ. મોખાસણ | કારજ નહિ ખાવું. |
| ૯. | બાઈ કંકુબહેન જોરદાસ | વિરમગામ | કારજ નહિ ખાવું. |
| ૧૦. | બાઈ રાઈબહેન ડાહ્યાભાઈ | કલ્લઈ | કારજ નહિ ખાવું. |
| ૧૧. | બાઈ મંછા માધવજી | કલ્લઈ | કારજ નહિ ખાવું. |
| ૧૨. | બાઈ ખેમબાઈ માધવજી | વડુ | કારજ નહિ ખાવું. |
| ૧૩. | બાઈ અલીબહેન મોતીદાસ | વડુ | કારજ નહિ ખાવું. |
| ૧૪. | બાઈ ઝવેરબાઈ બેચરદાસ | બાઝ | કારજ નહિ ખાવું. |
| ૧૫. | બાઈ પુંજીબહેન હીરા | વડુ | કારજ નહિ ખાવું. |
| ૧૬. | બાઈ મેનાબહેન માધવજી | કરજીસણ | કારજ નહિ ખાવું. |
| ૧૭. | બાઈ મોતી લખુદાસ | રાજપુર | કારજ નહિ ખાવું. |
| ૧૮. | બાઈ મંછી રૂઘનાથદાસ | વડુ | કારજ નહિ ખાવું. |
| ૧૯. | બાઈ જોઈતીબહેન ખુશાલ | શેરથા | કારજ નહિ ખાવું. |

કેશવલાલભાઈ સેક્રેટરીએ જણાવ્યું હતું કે, "ભાઈઓ અને બહેનો ! તમોએ જુદા જુદા ગામના ભાઈઓએ કારજ-વરા બંધ કરવા તેમજ તેમાં ભાગ નહિ લેવા પ્રતિજ્ઞા લેવાની જે હિંમત અને ખાસ કરીને જે બહેનોએ આજે બહાર પડીને પોતાનું નામ જણાવ્યું છે તેમને સઘળાને અતિશય ધન્યવાદ આપું છું." ત્યાર બાદ સવારનું કામકાજ પૂરું થયું હતું.

બપોરનું કામકાજ ૩ા વાગતાં શરૂ કરતાં મંગળાચરણ તથા ઉમાસ્તુતિ થયા બાદ પાદરાના પટેલ તળજાભાઈને વડોદરા બોર્ડિંગ સંબંધી કેટલુંક વિવેચન કરવાનો થોડો ટાઈમ પ્રમુખસાહેબે આપ્યો હતો. તેમણે વડોદરા શહેરમાં તેમના પ્રાંતના બાળકોને કેળવણી લેતાં સગવડ કરવા ઉઘાડેલી બોર્ડિંગ સંબંધી વિવેચન કરતાં જણાવ્યું હતું કે, "ભાઈઓ કેળવણી માટે ચોથા ધોરણ સુધી અભ્યાસ કરી શકાય તેવી સગવડ ગામડાઓ માટે થઈ છે પરંતુ ઉચ્ચ કેળવણી લેનાર ભાઈઓ માટે ઠેકઠેકાણે બોર્ડિંગ ઉઘાડવી જોઈએ. કેળવણી સિવાય આપણી જ્ઞાતિ આગળ વધી શકે તે આશા રાખશો નહિ. અમે વડોદરા મુકામે એક બોર્ડિંગ રૂ. પાંચ હજારનું નાનકડું ફંડ કરી ઉઘાડી છે તેને ઉત્તેજન આપવાનું કામ તમારું છે. આ પ્રકારે અમે છોકરાઓને કેળવણી માટે સગવડો કરવાનું કામ ચાલુ કર્યું છે." પછી પ્રમુખસાહેબે નીચેના ઠરાવો પોતાના તરફથી રજૂ કર્યા હતા જે સર્વાનુમતે પાસ થયા હતા.

**ઠરાવ ૮મો :** શ્રીમંત સરકાર હોલ્કર મહારાજાએ બાળલગ્ન પ્રતિબંધક નિબંધ મંજુર કરી પોતાના રાજ્યમાંથી બાળલગ્ન અટકાવવાને સ્તુતિપાત્ર યત્ન કરેલો છે તેને માટે આ પરિષદ અંતઃકરણપૂર્વક તેમનો આભાર માને છે.

**ઠરાવ ૯મો :** વડોદરા રાજ્યમાં પાટીદાર કોમ એક અગત્યની અને મોટી સંખ્યાવાળી હોવા છતાં નામદાર વડોદરા સરકારની ધારાસભામાં અત્યાર સુધી કડવા પાટીદાર જ્ઞાતિનો એક પણ સભાસદ નીમવામાં આવ્યો નથી, માટે આ પરિષદ સદરહુ કોમમાંથી ધારાસભામાં સભાસદ નીમવાની શ્રીમંત સરકારને આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

**ઠરાવ ૧૦મો :** ધારાસભાના પ્રતિનિધિ ચૂંટવાનો હક્ક ધરાવનાર આપણાં જ્ઞાતિબંધુઓને આ પરિષદ આગ્રહપૂર્વક ભલામણ કરે છે કે તેમણે આપણી જ્ઞાતિના લાયક અને કેળવાયેલા ઉમેદવારોને જ મત આપી પસંદ કરવા.


**ઠરાવ ૧૧મો :** વેઠવારાનો કાયદો ખેડૂત પ્રજાને ગુલામગીરીનું ભાન કરાવે છે તથા ખેતીવાડીમાં નુકસાન કરે છે માટે તે કાયદો સદંતર નાબૂદ કરવા માટે

અને હાલના સંયોગોમાં ખેડૂતપ્રજાને ચોમાસામાં આ નિયમને આધારે જે અસહ્ય સંકટ સહન કરવાં પડે છે તે ટળી જાય તે માટે ઘટતું કરવા આ પરિષદ દરેક સરકારને આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

**ઠરાવ ૧૨મો :** આપણી જ્ઞાતિમાં ઉચ્ચ કેળવણી લઈ પસાર થનાર જ્ઞાતિના વિદ્યાર્થીઓને આ પરિષદ અંતઃકરણપૂર્વક અભિનંદન આપે છે.

**ઠરાવ ૧૩મો :** એક સ્ત્રીની હયાતીમાં બીજી સ્ત્રી કરવાના રિવાજને આ સભા વખોડી કાઢે છે.

ત્યાર પછી રાજપુરના ગૃહસ્થ માધવજી અંબાઈદાસે કહ્યું કે, બારમાં પાછળ અમારા પૂર્વજોએ ૧૦૦ મણ ઘી વાપરેલું, હવે હું માર પિતા પાછળ કારજ નહિ કરતાં રૂ. ૧૦૦૦ એક હજાર પોતાના ગામમાં નિશાળ ઉઘાડવા ખાતર આપવાનું જાહેર કર્યું હતું. આ જાહેરાતથી પ્રમુખસ્થાને બેઠેલા ડૉ. પીતાંબરદાસ ઊભા થઈ ગયા ને સ્વાગત પ્રમુખ શ્રી મોહનભાઈ પટેલના હાથ પકડી સ્ટેજ પર નાચવા લાગ્યા ને બોલ્યા : 'આ દેહ ટકશે ત્યાં સુધી હું સમાજસેવા કરીશ.'

તેમને મુબારકબાદી આપતાં પ્રમુખ સાહેબે શ્રીમંત સરકાર તરફથી પણ આ શાળાને સંગીન મદદ મળે તેવી ઈચ્છા પ્રદર્શિત કરી હતી. તેને રા. માસ્તર ડાહ્યાભાઈએ અનુમોદન આપ્યું હતું.

ત્યાર પછી કેટલાક ભાઈઓના આગ્રહથી અમરસિંહજીભાઈને મ્હાલીનું મહાકષ્ટ નામનું આખ્યાન અધૂરું હતું ત્યાંથી પૂરું કરવાને કહેવામાં આવ્યું હતું. તેથી તેમણે પોણા ચાર વાગે આખ્યાનની શરૂઆત કરી સવા પાંચ વાગતાં હજુ સભાનું કામકાજ ઘણું બાકી રહી જવાથી આખ્યાનની સમાપ્તિ કરી હતી. ત્યાર પછી મિ. લલ્લુભાઈ સોમનાથ-વિરમગામવાળાએ સરઢવ મુકામે સ્થપાયેલ કેળવણી ઉત્તેજક મંડળ તરફથી જણાવ્યું કે, "જે વીસથી ત્રીસ ગામના લોકોએ એકઠા કરીને ઘર દીઠ ૧૦ શેર દાણા અથવા આઠઆના ઉઘરાવીને આપવાનો ઠરાવ કર્યો હતો તેમણે તેમજ ગઈ કાલે ફંડમાં જેમણે નાણા મંડાવ્યા છે તેમણે જેમ બને તેમ જલ્દીથી પૈસા વગેરે મોકલી આપવા જેથી બોર્ડિંગની શરૂઆત થાય." ત્યાર પછી કડી પ્રાંત મહાજન તરફથી ખાસ આવેલા પ્રતિનિધિ ઉપદેશકને બોલવા માટે જણાવવામાં આવ્યું હતું. તેમણે ગૌપાલન વગેરેની અગત્યતા આપણા નિર્વાહ માટે અનિવાર્ય છે તેવું ઘણો ભાર દઈ જણાવ્યું હતું.



હવે લગભગ ૬ વાગવા આવ્યા હતા અને સમાજનું કામકાજ ઘણું લંબાય તેમ લાગતું હતું જેથી નીચેના ઠરાવો પ્રમુખપદેથી રજૂ કરવામાં આવ્યા હતા.

**ઠરાવ ૧૪મો :** દેશના આધારરૂપ ખેતીવાડીનું શિક્ષણ ખેડૂત પ્રજાના સંતાનોને માતૃભાષામાં મળી શકે તેમજ એક શહેરી પ્રજા તરીકે જીવન ગાળવામાં આ અગત્યની કોમ પાછળ ના રહી જાય તે ધોરણ પર તેમના માટે ખાસ નિશાળો અને કોલેજો ઉઘાડી ખેડૂત પ્રજાનું હિત સાચવવા દરેક રાજા મહારાજાને અને નામદાર બ્રિટીશ સરકારને અને શ્રીમંત મહારાજા ગાયકવાડસરકારને આ પરિષદ આગ્રહ અને માનપૂર્વક વિનંતી કરે છે.

**ઠરાવ ૧૫મો :** ખેતીવાડી એ આપણી જ્ઞાતિનો મુખ્ય ધંધો હોવાથી તેનું શાસ્ત્રીય જ્ઞાન સંપાદન કરવા તથા ગૌપાલન કરવા આ પરિષદ દરેક જ્ઞાતિબંધુને ભલામણ કરે છે.

**ઠરાવ ૧૬મો :** ડેરીમાં દૂધ નહિ વેચવા માટે તથા પોતાનાં ઢોરો હંમેશને માટે આ દેશમાંથી જાય તેવી રીતે નહિ વેચવા કે આપવા માટે આ પરિષદ દરેક જ્ઞાતિબંધુને ભલામણ કરે છે.

**ઠરાવ ૧૭મો :** કન્યાવિક્રય તથા વરવિક્રય તથા કન્યાને પોતાના ગોળની ઠરાવી બીજે ઠેકાણે ઠામ બેસાડવાના રિવાજને સંપૂર્ણ રીતે નાબૂદ કરવા સમસ્ત જ્ઞાતિની આ સભા દરેક બંધુને આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

**ઠરાવ ૧૮મો :** આપણી જ્ઞાતિમાં ચાલતા છેડાછૂટકાના રિવાજ તરફ આ પરિષદ નાપસંદગી બતાવે છે.

**ઠરાવ ૧૯મો :** ચાલુ સાલમાં જે લગ્નતિથિઓ આપણી જ્ઞાતિમાં જાહેર કરવામાં આવી છે તે જોતાં તેમજ આપણી જ્ઞાતિમાં કાંઈ પણ હરકત સિવાય, છૂટક છૂટક તારીખોએ લગ્નો થાય છે તે જોતાં આપણી જ્ઞાતિમાં ચાલતાં બાળલગ્નોનો બાળલગ્ન પ્રતિબંધક નિબંધની કલમ ૮ ની પેટા કલમ ૨ ની કલમ ક ના અપવાદમાં સમાવેશ થતો નથી, એવું ઠરાવવા શ્રીમંત સરકાર સયાજીરાવ મહારાજાને આ પરિષદ નમ્ર અરજ કરે છે.

ઉપરના ૬ ઠરાવો પ્રમુખ સાહેબે રજૂ કર્યા હતાં અને તે સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતાં. ત્યાર બાદ નીચેના ઠરાવો પ્રમુખ સાહેબ તરફથી મિ. કેશવલાલભાઈએ પ્રમુખસાહેબની સૂચનાથી રજૂ કર્યાં હતા. તે સર્વાનુમતે પાસ થયા હતા.



**ઠરાવ ૨૦મો :** આ પરિષદ ગયા વર્ષોનો જે હિસાબ હમણાં બહાર પડ્યો છે તેને ફરીને તપાસવા માટે નીચેના ભાઈઓની એક કમિટી નીમવામાં આવે છે.

કમિટીના નામ

| | |
|---|---|
| રા. મોહનલાલ સોમનાથ | વિરમગામ |
| રા. સોમનાથ નથુભાઈ | વિરમગામ |
| રા. કેશવલાલ હીરાચંદ | વિરમગામ |

**ઠરાવ ૨૧મો :** આ પરિષદ જે જે બંધુઓ સભામાં ભાગ લઈ શક્યા નથી પરંતુ પોતાની સહાનુભૂતિ તાર અને કાગળ દ્વારા જેઓએ જણાવી છે તેમનો ઉપકાર માને છે.

**ઠરાવ ૨૨મો :** આવતી સાલ ૧૯૨૦ ને માટે આ પરિષદ વ્યવસ્થાપક મંડળમાં ફેરફાર કરી નીચે મુજબ ગઈ સાલના વ્યવસ્થાપક મંડળના લિસ્ટમાં સુધારો કરવાનો ઠરાવ કરે છે.

રા. જેઠાલાલ ચમનલાલ સ્વામીનારાયણનું નામ આ મહોત્સવમાં મેમ્બર નહિ હોવાથી કમી કરવામાં આવે છે અને નીચે મુજબ વધારો કરવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ૧. | રા. રતીલાલ કેશવલાલ | સુરત |
| ૨. | રા. વ્રજલાલ જમનાદાસ | અમદાવાદ |
| ૩. | રા. મગનલાલ ગોવિંદલાલ | અમદાવાદ |
| ૪. | રા. ગોકળદાસ હાંસજીભાઈ | અમદાવાદ |
| ૫. | પા. છગનલાલ સાંકળચંદ | વિરમગામ |
| ૬. | પા. છગનલાલ પીતાંબરદાસ | સરઢવ |
| ૭. | પા. ઈશ્વરદાસ જોઈતનદાસ | સરઢવ |
| ૮. | પા. ત્રીકમલાલ દલપતરામ | અમદાવાદ |
| ૯. | પા. મોતીલાલ કાળીદાસ | અમદાવાદ |

મિ. કેશવલાલ માધવલાલ વકીલને પરિષદના જનરલ સેક્રેટરી તરીકે અને પા. મોતીલાલ કાળીદાસને કડવા વિજયના એડીટર તરીકે ચાલુ રાખવાનો ઠરાવ કરે છે.

ઉપરનો ઠરાવ પસાર કરતાં પહેલાં પ્રમુખસાહેબે જણાવ્યું હતું કે ઉપરનાં નામમાંથી રા. અમરસિંહ દેસાઈએ અને મિ. મગનલાલે પોતાનાં રાજીનામાં આપવાની લેખીત સૂચના મને કરી છે પણ હું તેમનાં રાજીનામાં સ્વીકારીશ નહિ અને તેઓ પોતાના રાજીનામાં પાછાં ખેંચી લેશે. ઉપરનો ઠરાવ પાસ થયો હતો. ત્યાર બાદ નીચેનો ઠરાવ પણ કરવામાં આવ્યો હતો.

**ઠરાવ ૨૩મો :** જે જે ભાઈઓએ અને મુખ્યત્વે કરીને વિજાપુર તાલુકાના અને બેતાળીશના ગોળના ભાઈઓએ લીધેલી જુદી જુદી પ્રતિજ્ઞાઓ માટે આ પરિષદ તેમને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપી ઉપકાર માનવાનો ઠરાવ કરે છે.

**ઠરાવ ૨૪મો :** મોખાસણ ગામના ભાઈઓએ કરેલી સરભરા માટે આ પરિષદ તેમનો ખરા અંતઃકરણથી આભાર માને છે, જે જે સ્વયંસેવકોએ અને સ્વાગત મંડળના સભ્યોએ આ પરિષદનું કામકાજ સંપૂર્ણ ફત્તેહમંદીથી પાર ઉતારવામાં જે અથાગ પરિશ્રમ ઉઠાવ્યો છે તેની આ પરિષદ નોંધ લે છે અને તેમને ધન્યવાદ આપવાનો ઠરાવ કરે છે.

આ ઠરાવ પસાર કરતી વખતે પ્રમુખસાહેબ તરફથી સૂચના થતાં રા. કેશવલાલભાઈએ જણાવ્યું, ‘‘ભાઈઓ પ્રમુખસાહેબ પોતા તરફથી જાહેર કરે છે કે હું રૂ. ૧૨૫ શ્રી. ક. પા. હિ. મહામંડળને તમારા ગામમાં કેળવણીના હિત ખાતર આપીશ. તેનું વૉર બોન્ડ મહામંડળ લેશે અને તેનું જે વ્યાજ ઉત્પન્ન થશે તે પૂરતી સ્કોલરશીપ ૬ઠા ધોરણમાં ભણતી મોખાસણ ગામની જ કોઈ પણ પ્રથમ પંક્તિની બાળાને ઇનામની ચોપડીઓ દ્વારા આપવામાં આવશે. જો તે ધોરણમાંની બાળા નહિ મળે તો પાંચમાં ધોરણની બાળાને અને તે નહિ મળતાં ચોથા ધોરણની પહેલા નંબરે પસાર થનાર બાળાને અને તે પણ જો નહિ મળી આવે તો મેટ્રિક ક્લાસમાં ભણતાં મોખાસણ ગામના છોકરાને આપવામાં આવશે, અને જો તે પ્રમાણે આપવાનું વિદ્યાર્થીઓના અભાવથી નહિ બનશે તો, તે રકમનું વ્યાજ જમા થઈ એકઠું થશે અને જ્યારે તેવી બાળા કે છોકરો મળી આવશે ત્યારે તેને સઘળી જમા થયેલી રકમમાંથી ચોપડીઓ અથવા સ્કોલરશીપ આપવામાં આવશે.’’

**ઠરાવ ૨૫મો :** મે. ડૉક્ટર સાહેબ પીતાંબરદાસભાઈનો તેમણે ઘણી જ ધીરજ અને ખંતથી સભાનું કામકાજ જે ફતેહમંદીથી સંપૂણ રીતે પાર ઉતાર્યું છે તે માટે ખરા અંતઃકરણથી આ પરિષદ ઉપકાર માનવાનો ઠરાવ કરે છે.

આ ઠરાવ કેશવલાલભાઈએ રજૂ કરતાં જણાવ્યું કે, ભાઈઓ, પ્રમુખસાહેબે ઘણી જ મુશ્કેલીઓ વચ્ચે પ્રમુખપદનો સ્વીકાર કરી અમને આભારી કર્યા હતા, વિરમગામ મુકામે પ્રથમ મહોત્સવ પાલન કરવામાં તેમણે જે જેહમીયત ઉઠાવી નિર્વિઘ્ન અમારું કામ શાંતિથી પાર પડ્યું હતું, તેવો જ પ્રસંગ આજે આપણને અહીં મોખાસણની સભા વખતે મળી આવ્યો હતો. સુભાગ્યે આપણને વિદ્વાન,

સમજુ, અનુભવી, શાંત પ્રકૃતિવાળા પ્રમુખ મળી આવ્યા હતા જેથી આપણે આજે ઘણી જ સરસરીતે કામ પાર ઉતારી શક્યા છીએ તેને માટે આપણે તેમનો આભાર માનવાની હું દરખાસ્ત કરું છું. સાથે સાથે સ્વામીજી હરીહરાનંદજી પણ જે શ્રમ ઉઠાવી આપણને જાગ્રત કરવાનું કાર્ય ઉઠાવી રહ્યા છે, કેટલી મુશ્કેલીઓ વેઠી તેઓ અત્રે પધારી આપણને સમ્બોધ આપ્યો છે તે તમો સઘળા જાણો છો માટે તેમનો પણ આપણે આભાર માનવો જોઈએ. (તાળીઓ)

ઉપરના ઠરાવને અમરસિંહભાઈએ અનુમોદન આપતાં ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો.

ત્યાર બાદ પ્રમુખસાહેબે ઉપસંહાર કરતાં જણાવ્યું : "ભાઈઓ ! આપે અમોને જે જે માન આપ્યું છે તે માટે અમે તમારો ઉપકાર માનીએ છીએ. તમારા આપેલા માન માટે અમો લાયક પણ નથી છતાં પણ તમારી સેવાથી, તમારી ઉદારતાથી હું ઘણો જ ખુશી થયો છું. અમે અહીં આવ્યા છીએ તે એટલા માટે કે તમે સમજો અને બાળલગ્ન એકદમ જ કાઢી નાંખો. ખરચો થતાં અટકાવો, ઓછાં કરો. તમારામાં ચાલતા રોગચાળા વગેરે હઠાવી શકાય તે માટે મેં તમને બતાવેલા ઉપાયો અમલમાં મૂકશો. તમો ધનવાન થાઓ અને સુખી જીવન ગાળનારા થાઓ અને તમારી પ્રજા સુખી અને આનંદમાં મોટી થાય તે જ અમારી ઉમેદ છે. જ્યાં જ્યાં ખોટું હોય ત્યાંથી તે કાઢી નાખો. કોઈના કહેવાથી ભરમાઈ જશો નહિ. તેમના કહેવા પ્રમાણે ચાલશો નહિ. તમારા અમર આત્મા ઉપર શ્રદ્ધા રાખો. સ્વતંત્ર બનો અને તમને જે સત્ય દેખાય તે જ પકડી રાખશો. તે સત્યને પાળવા તમને ગમે તે મુશ્કેલી નડે, તમારી સ્વતંત્રતાની વચમાં ઘણાએ આડા આવશે પણ અડગ રહી, ધૈર્ય રાખી તમારું કામ જારી રાખશો. મહાત્મા ગાંધીનો દાખલો તમારી નજર આગળ જ રાખશો, એટલું કહી ફરીથી હું આપનો ઉપકાર માની સભાનું કામ સંપૂર્ણ થયેલું જાહેર કરું છું.

ત્યાર બાદ પ્રમુખસાહેબનો જય, ઉમિયામાતાકી જય વગેરે ધ્વનિઓ વચ્ચે પ્રમુખસાહેબને ફૂલહાર આપ્યા પછી સંગીતના સાજના અવાજમાં સઘળા ભાઈઓ છૂટા પડ્યા હતા.



★ ★ ★

## પ્રકરણ-૬
## યુવકમંડળનો દ્વિતીય મહોત્સવ, કડી-૧૯૧૯

યુવકોએ પોતાનો મહોત્સવ કડી મુકામે ભરવાનું અને શ્રીયુત્ મગનભાઈ ચતુરભાઈને પ્રમુખપદ આપવાનું નક્કી કર્યું ત્યારે મિ. હીરાલાલ વસંતદાસે કાર્ય કરનારાની વિરુદ્ધ એક પત્ર શ્રીયુત્ મગનભાઈને સમર્પણ કર્યો, પણ યુવકોના સંબંધમાં આ કાગળની કિંમત ચીંથરા જેવી થઈ એ વાંચકોને જણાવવું જ જોઈએ. કેમકે તેથી યુવકોના કાર્યને કોઈપણ પ્રકારની હાનિ પહોંચી શકી નહિ. મિ. હીરાલાલને આટલેથી સંતોષ ન થતાં જ્યારે થોડા વખત ઉપર લાંઘણજમાં કડી પ્રાંત કડવા પાટીદાર પરિષદ કડી પ્રાંતના મે. સુબા રામલાલભાઈના પ્રમુખપદ નીચે ભરવાનું નક્કી થયું ત્યારે પણ કાર્ય કરનારની વિરુદ્ધ મિ. હીરાલાલ પત્ર દ્વારા રા. રામલાલભાઈની પાસે પહોંચી ગયા. તેની પણ અસર ઉપર જણાવી તેટલી જ. આવી રીતે કરવામાં શું મહત્ત્વ, શો લાભ કે શો સંતોષ સમાયો છે તે સમજી શકાતું નથી. આમ કરનાર સબંધી લોકો શો વિચાર કરે તે મિ. હીરાલાલ સારી રીતે સમજતા હોવા જોઈએ. મિ. હીરાલાલ પોતે જ જો કાર્ય કરવા બહાર પડે તો તેમને અમે આવકાર સાથે વધાવી લઈશું. વિનાશક (destructive) નહિ પણ સાધક પ્રવૃત્તિ જ (constructive policy) દુનિયાનું શ્રેય કરી શકે છે.

★ ★ ★

વડોદરાના રાજ્યકુટુંબમાં થયેલાં બે અકાળ મૃત્યુઓથી ખરેખર સર્વે વાંચક બંધુઓને શોક થશે. થોડા જ સમયમાં, એક પછી એક, યુવાન વયમાં અને જ્યારે શ્રીમંત મહારાજા સયાજીરાવ ઈંગ્લાંડ જેવા દૂર પ્રદેશમાં હતા ત્યારે થયેલાં આ બે અવસાનથી તેમને થતો શોક અને દુઃખ કલ્પવું અશક્ય છે. પ્રભુ સાધ્વી પદ્માવતી (સ્વ. ફતેસિંહરાવનાં ધર્મપત્ની) અને રાજકુમાર શિવાજીરાવના આત્માને શાંતિ આપો. अस्तु.



**सर्वत्रसमदष्टिः**

★ ★ ★

## યુવકમંડળનો દ્વિતીય મહોત્સવ અને તેને અંગે ઊપજતા કેટલાક વિચાર, સ્થળ અને પ્રમુખની પસંદગી.

યુવકમંડળના દ્વિતીય મહોત્સવના સ્થળ તેમજ પ્રમુખની પસંદગી અદ્વિતીય હતી. કડી એ કડી પ્રાંતનું મુખ્ય સ્થળ છે. તે સુધારકોના વિરોધીઓના મુખ્ય સ્થાનોમાંનું એક મનાતું હતું. તેવા સ્થળે સુધારાની સભા ભરવી એ અશક્ય નહિ, તો ઘણું મુશ્કેલ મનાતું હતું. તેવા સ્થળે સુધારાની–તેમાં પણ યુવક સુધારકોની સભા ભરી તેને ફત્તેહમંદ રીતે પાર ઉતારવા માટે યુવકમંડળની કાર્યવાહીઓ ખરેખર અભિનંદનને પાત્ર છે. પ્રમુખ પણ મગનભાઈ ચતુરભાઈ બેરીસ્ટર જેવા નામાંકિત રાજદ્વારી, વક્તા અને ખેડૂતોના હિતનો હંમેશ વિચાર કરનારને શોધી કહાડવામાં યુવકમંડળે યોગ્ય કર્યું હતું એટલું જ નહિ પણ ડહાપણ વાપર્યું હતું એમ કહેવું જ જોઈએ. અલબત્ત મગનભાઈ એ લેઉવા પાટીદાર હતા, તે કડવા પાટીદાર નહોતા. પરંતુ તે બંને સગા ભાઈઓ જ છે અને જ્યારે હિંદુ-મુસલમાન એકતા કરી રહ્યા છે તેવે પ્રસંગે કડવા અને લેઉવા વચ્ચે ભેદ માનવો એ કેવળ મૂર્ખતા ભરેલું જ ગણાય. અન્ય જ્ઞાતિના ગૃહસ્થને પ્રમુખ તરીકે લાવવામાં વાંધો નથી, પરંતુ તેમાં પણ કેટલીક બાબતો ધ્યાન બહાર ન જવી જોઈએ. પ્રમુખ ગમે તે જ્ઞાતિનો હોય પણ તેને આપણી જ્ઞાતિ-સ્થિતિનો સંપૂર્ણ નહિ તો સારો ખ્યાલ તો હોવો જ જોઈએ. તે એક સુધારક હોવો જોઈએ. સુધારક હોવો જોઈએ એટલે ભાષણો કરવામાં જ નહિ, પરંતુ કાર્યમાં પણ સુધારક હોવો જોઈએ. તેને માથે કાંઈ કુધારાના કૃત્યનું કલંક ન હોવું જોઈએ. જો અન્ય જ્ઞાતિનો પ્રમુખ લાવીએ અને જો તેને માથે તેવા પ્રકારનું કલંક હોય તો પછી તેને પ્રમુખ તરીકે લાવવાનું પ્રયોજન શું ? તેવા કલંકવાળા તો આપણી જ્ઞાતિમાં પણ મળી શકે. મુખ્ય મુદ્દાની ધ્યાનમાં રાખવાની વાત તો એ છે કે બનતાં સુધી તો આપણી જ્ઞાતિનો જ પ્રમુખ હોવો જોઈએ. ખાસ કારણો સિવાય અને આપણી જ્ઞાતિમાં મળી શકે તેવા કરતાં ઉચ્ચ પ્રકારનો હોય તેને જ બીજી જ્ઞાતિમાંથી લાવવો.

### પ્રમુખ તરીકે રા. મગનભાઈ

રા. મગનભાઈ ચતુરભાઈ પટેલ બેરીસ્ટર-એટ-લો ગુજરાતમાં વક્તા તરીકે તેમજ હોમરૂલર તરીકે ઘણા પ્રખ્યાત છે. વળી વિશેષમાં તેઓ કૂર્મિક્ષત્રિય મહાસભાના અને પાટીદાર પરિષદ તથા કાઠિયાવાડના પાટીદાર સમાજના પ્રમુખપદે બિરાજી ચૂકેલા છે. તદુપરાંત તેઓશ્રી રાજકીય પરિષદમાં પણ ખેડૂતોના હકને માટે કેટલો પ્રયાસ કરે છે તે જાણીતું છે. ખેડા જિલ્લાની સત્યાગ્રહની

લડતમાં તેમણે ખેડૂતોના હિતને ખાતર શ્રમ ઉઠાવ્યો છે. વડોદરા રાજ્યની ખેડૂત મહાસભાના પ્રમુખપદેથી તેઓશ્રીએ આપેલું ભાષણ તથા તેમની સલાહ નીચે તે ખેડૂત મહાસભાએ બજાવેલું કાર્ય, એ બંનેને લઈને તેઓશ્રી વડોદરા રાજ્યના ખેડૂતોમાં અત્યંત જાણીતા અને પ્રિય થઈ પડ્યા છે. યુવકમંડળના મેમ્બરોના પ્રયાસ ઉપરાંત આ તેમની ખ્યાતિ અને લોકપ્રિયતાને લઈને આપણી જ્ઞાતિની કોઈપણ સભામાં નહિ સાંભળેલી હાજરી આપણા જ્ઞાતિબંધુઓએ આપી હતી. રા. મગનભાઈ પ્રમુખ થવાના છે એ જાણી પ્રજા વર્ગમાં જેટલો ઉત્સાહ ફેલાયો હતો તેટલો જ ગભરાટ ગાયકવાડી રાજ્યના અમલદારોમાંના કેટલાકમાં ફેલાયો હતો. ૩૬ કલાક જ બાકી હતા ત્યારે યુવકમંડળના સેક્રેટરીને નોટીસ પહોંચાડવામાં આવી હતી કે ભાષણ કરવાના સમય કરતાં ૪૮ કલાક પહેલાં રા. મગનભાઈના ભાષણની કોપી કડી પ્રાંતના પોલીસ સુબાને આપવી અને તેઓ તે ભાષણમાંથી જે શબ્દો અથવા વાક્યો કહાડી નાંખે તે ભાષણમાં બોલવાં નહિ. જો તેથી વિરુદ્ધ વર્તન કરવામાં આવશે તો તેને માટે સેક્રેટરીને જવાબદાર ગણવામાં આવશે. આ નોટીસ વડોદરા રાજ્યના પોલીસ કમિશનર સાહેબે કાઢી હતી. લેખિત વાંધા સાથે ભાષણની કોપી પોલીસ સૂબાને આપવામાં આવી હતી અને તેમને નીચલા શબ્દો ઠીક નહિ જણાવાથી કાઢી નાંખવા ફરમાવ્યું હતું.

આજકાલ આર્થિક જીવનને મોટો આધાર રાજ્યવ્યવસ્થા ઉપર છે અને અત્યારના અહીંના ડોળાયેલા રાજકીય વાતાવરણમાં હું એ વિષયને છેડવા માગતો નથી. એ સંબંધી મારે જે કાંઈ કહેવાનું છે તે વડોદરામાં ખેડૂત સભાના પ્રસંગે મેં કહ્યું છે. એટલે ×××××

આ શબ્દોમાં એવી શી ભયંકરતા પોલીસ અમલદારને જણાઈ હશે તે સમજી શકાય તેમ નથી. યુવકમંડળના કાર્યવાહીઓએ પણ તે વાક્યો બહુ અગત્યનાં નહિ હોવાથી કાઢી નાખ્યાં. પ્રમુખ તરીકેની કસોટીનો ખરો પ્રસંગ ત્યારે જ આવ્યો કે જ્યારે બાળલગ્ન પ્રતિબંધક નિબંધના ઠરાવ ઉપર વિવેચન થવા લાગ્યું અને તેથી એક સુધારો કરી ચૂકેલા ગામડાના વૃદ્ધ પટેલે ફક્ત ગેરસમજને લઈને ગર્જના કરી કે, "શું લગ્ન તોડી પાડવાં છે ?" જે ઠરાવ સભામાં રજૂ કરવામાં આવતા હતા તે યુવકમંડળના સભાસદો જ કરતા હતા અને ઠરાવમાં સ્પષ્ટપણે જણાવવામાં આવ્યું હતું કે યુવકોનું આ મંડળ ઠરાવ કરે છે. આવી રીતે વાંધો ઉઠાવનારને આવો જવાબ આપવો કાયદેસર હતો, પરંતુ જ્યાં અજ્ઞાનતા કે ગેરસમજનું સામ્રાજ્ય હોય ત્યાં કાયદેસરની વાતો કામ આવતી નથી. યુવકમંડળના મેમ્બરો તેમજ

જ્ઞાતિ સુધારકોને તે પ્રસંગ કટોકટીનો જણાયો. પણ તે પ્રસંગે રા. મગનભાઈએ જે સમયસૂચકતાથી કામ લીધું હતું તે ખરેખર પ્રશંસાને પાત્ર છે. પ્રમુખ મહાશયે પહેલાં તો તે સંબંધી યુવકમંડળના મેમ્બરોનો મત લીધો. તેમણે તે ઠરાવને સંપૂર્ણ સંમતિ આપી. ત્યાર પછી યુવકમંડળના મેમ્બર સિવાયના અન્ય જ્ઞાતિબંધુઓ જે ઠરાવ વિરુદ્ધ હોય તેમને હાથ ઉંચા કરવા જણાવ્યું. ધન્યવાદ છે અમારા જ્ઞાતિબંધુઓને કે તેઓ આપણી લગ્નપદ્ધતિ અને બાળલગ્નનાં ખરાબ પરિણામો સમજી ગયા હતા અને તેથી કોઈએ પણ વિરુદ્ધતા દર્શાવી નહોતી. સઘળા વૃદ્ધ તેમજ યુવાન તે ઠરાવમાં સંમત થયા હતા. આ ખરેખર યુવકમંડળ તેમજ સુધારકો માટે અનન્ય વિજય હતો. રા. મગનભાઈનું ભાષણ ઉત્તમ હતું, સાથે એટલું તો જણાવવું જ જોઈએ કે તે એટલું વિદ્વતા અને ગહનતાવાળું હતું કે આપણા સામાન્ય જ્ઞાનવાળા બલકે અજ્ઞાન જ્ઞાતિબંધુઓના મોટા ભાગથી સમજી શકાય તેવું નહોતું.

**ઠરાવો સંબંધી**

ઠરાવોમાં મુખ્ય ધ્યાન ખેંચે તેવા બાળલગ્ન તથા ખેડૂતો અને કેળવણીને લગતા હતા. ખેડૂતો માટે ખેતીવાડીની શાળાઓ ખોલવા અને ગુજરાતમાં મધ્યસ્થળે ખેતીવાડીની માતૃભાષા દ્વારા જ્ઞાન આપનારી કોલેજ ઉઘાડવાની ના. ગાયકવાડ સરકારને તથા મુંબઈ સરકારને વિનંતી કરવામાં આવી હતી. ના. ગાયકવાડ સરકારને વેઠ સદંતર નાબૂદ કરવા માટે વિનંતી કરવાનો પણ ઠરાવ કરવામાં આવ્યો હતો. બાળલગ્ન પ્રતિબંધક નિબંધ અનુસાર આપણી જ્ઞાતિ પાસેથી લેવાયેલો દંડ આપણી જ્ઞાતિના હિત અર્થે વાપરવા આપવાની ના. ગાયકવાડ સરકારને અરજ કરવામાં આવી હતી. હાથવણાટને અને રેંટિયાને દાખલ કરવાની ભલામણ કરવાનો ઠરાવ પણ કરવામાં આવ્યો હતો, અને ગં. સ્વ. ગંગાબહેને એક સાફ ભાષણ આપ્યું હતું. રોવા-કૂટવાના રિવાજને બંધ કરવાનો ઠરાવ પણ તે જ બહેને રજૂ કર્યો હતો.

**પ્રેક્ષક**

## શ્રીયુત્ મગનલાલ ચતુરભાઈનો, યુવાન અને વૃદ્ધ, સર્વ કોઈને ગ્રહણ કરવા જોગ ઉપદેશ



(શ્રી કડવા પાટીદાર સુધારક યુવકમંડળનો દ્વિતીય મહોત્સવ ૧૯૧૯ ના ઓક્ટોબર મહિનામાં કડી મુકામે ઊજવવામાં આવેલો અને તેમાં જ્ઞાતિના ઘણા અગ્રગણ્ય અને વયોવૃદ્ધ પુરુષોએ ભાગ લીધેલો. આ વખતે શ્રીયુત્ મગનલાલ

ચતુરભાઈ પટેલ કે જેઓ પાટીદાર હોઈ હાલમાં અમદાવાદમાં ધારાશાસ્ત્રી (બારીસ્ટર) તરીકે પ્રખ્યાત છે. તેઓને પ્રમુખપદ આપવામાં આવેલું. આ પ્રમુખસ્થાનેથી શરૂઆતના ભાષણમાં તેઓશ્રીએ આપણી જ્ઞાતિને ઉદ્દેશીને ઉમદા બોધ આપેલો. તેમાંનો કેટલોક ભાગ અતિઉત્તમ છે જે યુવકો અને વૃદ્ધોને અતિ હિતકર થઈ પડશે એમ માનીને આ નીચે પ્રસિદ્ધ કરું છું.)

કોઈપણ પ્રજાના ભવિષ્યનો આધાર તે પ્રજાના વિદ્યાર્થીઓ અને યુવાનો ઉપર છે. વૃદ્ધ પુરુષોની દુનિયાની દૃષ્ટિ એમની મધ્ય અવસ્થાના પ્રસંગોએ ઝાંખી કરી નાંખી હોય છે, અને નવા ઊઘડતા જીવનનું તેજ તે સહન કરી શકતી નથી. છતાં મારું એમ માનવું નથી કે વૃદ્ધ પુરુષો આ સ્થિતિ સમજી શકતા નથી. માત્ર એમના યુવાવસ્થાના અનુભવને એ સંભારે તો અત્યારની યુવાન પ્રજાની મસ્તીમાં પણ ભવિષ્યનાં નવા અંકુરો ફૂટતાં એમને જણાશે. જો કે એમની જૂની દૃષ્ટિ સર્વથા નવી થઈ શકવી મુશ્કેલ છે પણ ઠરેલપણે પોતાની નીજ અવસ્થાનો વિચાર કરનાર વૃદ્ધને પણ અત્યારની યુવાવસ્થાના વિચાર છેક કાઢી નાખવા જેવા નહીં જ લાગે.

યુવાવસ્થાનો કાળ તે જ જીવનનો ઉત્પાદક કાળ છે. નવી સૃષ્ટિની રચના કરવી, નવાં નવાં વિચારના તરંગ કરવા અને તેવા વિચાર-તરંગને ફલિત થતા જોવા એ જ આ અવસ્થાના ઉત્સાહની કામગીરી છે. આ અવસ્થા તેથી એક દૃષ્ટિએ જગતની પ્રગતિમાં ઉત્તમ અવસ્થા મનાય છે. આ અવસ્થામાં કાર્યસિદ્ધિ જલદીથી થાય છે છતાં ઈષ્ટ ફળની પ્રાપ્તિમાં અનેક પ્રમાદો આવી જાય છે. અવસ્થાના અનુભવનો રંગ જ્યારે આ યુવાવસ્થાના ઉત્સાહી કાર્યમાં ભળે છે ત્યારે જ ધારેલું કાર્ય આનંદજનક પરિણામવાળું થઈ પ્રયત્નને સફળ કરે છે. આટલા જ માટે શાસ્ત્રકારો યુવાનોને વૃદ્ધોપસેવી થવા આજ્ઞા કરે છે.

આ દૃષ્ટિએ વિચાર કરતાં તમને સમજાશે કે યુવાન અને વૃદ્ધ અવસ્થાના -------- વિચારનું ફળ જ દૃઢ અને પ્રગતિવાળું થશે. વૃદ્ધ પુરુષો જુવાનિયાઓને ગાંડા કરી કાઢવા જેટલી ભૂલ કરશે તેટલી જ ભૂલ યુવાનો વૃદ્ધના અનુભવોનો અનાદર જ કરવામાં પણ -------- યુવાવસ્થામાં રચેલી વિચારની તરંગમાળા દુનિયાના લુખ્ખા અનુભવની ઠોકરો ખાતા ખાતા સ્વપ્નની પેઠે ઊડી જશે એ સત્ય આપણે યુવાનોએ જેમ વિસરવું યોગ્ય નથી તેમ આપણા વડીલોએ પણ વિસરવું યોગ્ય નથી કે એમની વૃદ્ધાવસ્થાની શારીરિક નિર્બળતાએ દૃઢ કરેલી નિરાશામાં પડી રહી યુવાવસ્થાનો જીવન વ્યવહાર હવે નભી શકે નહિ.


હિન્દુસ્તાનમાં આવી ગયેલી અત્યંત ગરીબાઈએ પ્રજાને કેવળ નિઃસત્વ કરી

નાંખી છે અને તેમાંથી ઊંચું ડોકું કરવા આખો જન્મારો મથી રહેલા વૃદ્ધોએ છેવટે નસીબને આધીન થઈ કેટલાક જમાનાથી ભાવિની સામે થવાનું છોડી દીધું છે. હવાપાણીની કેટલીક અનુકુળતાએ જમીનની ખેતીમાંથી શરીર ટકાવી રાખવા પૂરતું મેળવી તેમાં જ સંતોષ માનવાની તેમને ટેવ પડી ગઈ છે. આ દુઃખને આવે અણીને વખતે સહન કરવાની શક્તિ આપનાર આપણા એક દૃષ્ટિએ સન્યાસ વૃત્તિ રખાવતા ધર્મે એ ટેવને સ્હેજ દૃઢ પણ કરી છે. પ્રતિકૂળ પ્રસંગોમાં ભગવાન શ્રીકૃષ્ણનો કર્મયોગ વિસરી જવાય તો તે ક્ષન્તવ્ય ------ આ સ્થિતિનો અનુભવ કરનાર વૃદ્ધ પુરુષોના નિરુત્સાહે યુવાન પ્રજાને પણ અત્યારે દીન કરી નાખી છે ! જે વયમાં માણસ ઘરથી કેટલાય દૂર પ્રદેશમાં વિદ્યા કે રોજગારનું સંપાદન કરી રહ્યા હોય તે વયમાં અત્યારે હિન્દુવાસીઓ વૃદ્ધની પેઠે નિરાશામાં સડ્યા જ કરે છે ! આપણા વેદાન્ત ધર્મના સત્યને સમજી તે વડે જીવનને વ્યવહારમાં પણ બળિષ્ટ કરવાનો કીમિયો હિન્દુ પ્રજાએ કેટલાંય વર્ષથી ખોયો છે. એ કીમિયો ફરીને સંભારી તે વડે જીવનને જાગ્રત કરવાની હવે તો જરૂર છે.

આત્મા અમર છે, તે ઈશ્વર સ્વરૂપ છે, અને એની શક્તિ અગાધ છે. આત્મા જ જગતનો નિયંતા છે. આ જગતને ઉથલાવવાની એનામાં શક્તિ છે. નવું જગત ઉત્પન્ન કરવાની એનામાં જ સત્તા છે. આ દૃષ્ટિએ આપણા પૂર્વજોને વ્યવહારમાં પણ બળિષ્ટ કર્યા હતા. દરેક કાર્ય કરવામાં આ સત્યદૃષ્ટિએ એમના સર્વ પ્રયત્નોને સફળ કર્યા હતા. એમના પરિશ્રમમાં નિરાશાનું એકપણ આવરણ આ જ આત્મશ્રદ્ધાએ આવવા દીધું ન હતું. આ જ સત્યની સચોટ દૃષ્ટિવાળા અર્જુનને નિર્જન વનમાં તપશ્ચર્યા કરી કોઈનાથી જીતી ન શકાય એવા શસ્ત્ર સંપાદન કર્યાં હતાં, એ જ સત્યની મૂર્તિરૂપ ભગવાન કૃષ્ણનો આલંબ કરી પાંચ પાંડવોએ સો કૌરવોના અખુટ સૈન્યને પાછું હઠાવ્યું હતું. આ જ આત્મની પ્રચંડ શક્તિ વડે વિશ્વામિત્ર ઋષિએ નવું સ્વર્ગ ઊભું કર્યું હતું ! આ આત્મા કોઈપણ વર્ગમાં કે કોઈપણ કોટીમાં દીનતા કેમ ધારણ કરે ? માત્ર અજ્ઞાન એ જ એની શક્તિનું આવરણ છે. આત્માની આ શક્તિનું ભાન થતાં દુઃખને સુખમાં પલટી નાખવાની શક્તિ એ જ ચેતનામાં જ છે. એ તમારું ગયેલું ધન પાછું મેળવવામાં આ અપૂર્વ વેદાંત સત્યને સમજી તેમાં શ્રદ્ધાવાન થવાની જ જરૂર છે. એ શ્રદ્ધા વિના આપણા દેશનો ઉદ્ધાર નથી. એ શ્રદ્ધાથી તમારી ખોટી સર્વ બીક ઊડી જશે. તમારામાં નવું જ ઉત્સાહનું જોર પેદા થશે. જગતના મિથ્યા આડંબરો પરથી તમારી આસક્તિ ઓછી થશે અને આ જ આત્મશ્રદ્ધાના ઉપર આશ્રિત ઊંચા વિચારો જ તમારા ઐહિક જીવનનું ધન છે એમ તમને પ્રત્યક્ષ દેખાશે. હિન્દુસ્તાનના યુવાનોને જ

પોતાનું સર્વસ્વ માનતા થાય એમ જોવાનો દિવસ પ્રભુ ક્યારે લાવશે ?

આવા આત્મભાવથી યુવકો ગર્વિષ્ઠ અને ઉત્શૃંખલ થઈ જગતને હાનીકારક થશે એવી બીક રાખવાનું જરાય કારણ નથી. આ બીક તો અજ્ઞાનના અંશ પુરતી જ છે. આત્મશક્તિનું આવું ચોખ્ખું જ્ઞાન થતાં મનુષ્ય કેવળ સ્વાર્થરહિત જ થાય છે કારણ કે આ જ જગત ઉત્પાદક સત્તાને પુજે છે, ત્યાં ઉત્શૃંખલતા કે અત્યાચારનો પ્રસંગ બને જ નહિ. જેમાં આત્મજ્ઞાનનો દંભમાત્ર જ હોય ત્યાં તો અવશ્ય અત્યાચાર થાય જ; પણ આત્મશક્તિની યથાર્થ ભાવના હોય ત્યાં અભેય, બળ, આનંદ અને ઉત્સાહ વિના જીવનમાં બીજું કાંઈ દેખાય જ નહીં. જગતના વ્યવહારના તમામ દોષનું ખરું મૂળ આપણી આત્મશક્તિનું અજ્ઞાન જ છે. તે સત્વર નિર્મૂળ કરવા પ્રયત્ન કરવો એ અત્યારે આપણું પ્રથમ કર્તવ્ય છે અને તેથી ગીતાનો કર્મયોગ એ આપણું યુવાનોનું પરમ ભાગવત છે.

આટલા ઉપરથી જ સ્પષ્ટ થશે કે કેળવણીની જરૂર માત્ર ઉદરપોષણ કરવા માટે જ નથી પણ વ્યવહારના દરેક વિભાગમાં જીવન લાવવા કેળવણીની જરૂર છે. ખેડૂતનાં છોકરાં જો કેળવાયેલાં સારાં હોય તો ખેતરમાં દેખરેખ પણ સારી રાખી શકશે. કેળવાયેલો ખેડૂત અજાણ ખેડૂતના કરતાં સારી ખેતી કરશે એટલું જ નહીં પણ પોતાનો પાક ઊંચા ભાવે અને અનુકુળ વખતે વેચી શકશે અને કેળવણીથી ઊઘડેલાં જ્ઞાનચક્ષુએ પોતાનું સાદું જીવન પણ પોતે સુખેથી ભોગવી પોતાના કુટુંબને ઊંચી કોટિમાં મૂકી શકશે. કેળવાયેલી સ્ત્રી કુટુંબની પૂજ્ય માતા થશે અને કુટુંબને એક દેવમંદિર સમાન પવિત્ર અને ભાવનાપ્રેરક કરી મુકશે. પણ આ કેળવણીનો અર્થ માત્ર વાંચતા લખતાં શીખવું એટલામાં જ નથી. વાંચતાં લખતાં શીખેલા અને વખતે કોલેજોમાં પસાર થયેલા એમાં પણ આ ખરી કેળવણીની ખામી જ હોય છે, ત્યારે બીલકુલ વાંચતાં લખતાં નથી આવડતું તેવા કેટલાંક આ કેળવણીમાં ઉચ્ચ પ્રશંસાભર્યું સ્થાન ભોગવે છે. વાંચવું લખવું તે કેળવણીમાં એક અગત્યનું સાધન છે. એને જ કેળવણી માનવી એ ભૂલ તમે કદી કરતા નહિ. ખરી કેળવણીમાં મુખ્યત્વે ત્રણ તત્ત્વોનો સમાવેશ છે (૧) દુનિયાના અનુભવનું ચોક્કસ અવલોકન કરવું. (૨) એ અવલોકન અને તેની શિખામણને ચોક્કસ યાદ રાખવાં. (૩) પ્રથમના અનુભવમાં આવેલા પ્રસંગોમાં યાદ રાખેલા અવલોકનની  શિખામણનો પ્રયોગ કરવામાં કદી ચૂકવું નહી. આ ત્રણ સિદ્ધાંતમાં આખી કેળવણીનો સમાવેશ થાય છે. પુસ્તકો આપણા અનુભવમાં પારકાના અનુભવને ભેળવે છે; છતાં આપણા પોતાના અનુભવ જેટલું તે વ્યવહારમાં બળ આપતાં નથી. એક

વખત થઈ ગયેલો અનુભવ વિસારી જવો એ મૂર્ખતાનું લક્ષણ છે. આ ત્રણે વિભાગને પોષનારી કોઈપણ પ્રવૃત્તિ તે કેળવણી છે. અત્યારની મોટી મોટી કેળવણીની યોજનાઓ ઘડવામાં એના ઉદ્દેશના મૂળ આ ત્રણ સિદ્ધાંત ઘણી વખત વિસારી જવાય છે અને તેથી જ કેળવણીના સંબંધમાં આટલી અગત્યની બાબત તમારા ધ્યાન ઉપર આણવા હું પ્રયત્ન કરું છું. આપણા ગરીબ દેશમાં લાખો રૂપિયાનો ખર્ચ કર્યા છતાં ખર્ચના પ્રમાણમાં કેળવણીનું થયેલું પરિણામ આવતું નથી તે જોઈ કોઈને પણ ખેદ થયા વિના નહીં રહે. પૈસો વધુ ખર્ચાય તો જ સારી કેળવણી મલે એવો સિદ્ધાંત ખરો જ હોય એમ મને લાગતું નથી. આપણા ધર્મ પુસ્તકો અને ઇતિહાસો વાંચો, વંચાવો; જ્યાં જ્યાં પ્રસંગ મળે ત્યાં તમારા જાતના અનુભવો બીજાના અનુભવો સાથે સરખાવો અને તેમાંથી નીકળતા બોધના વિચારો કરો; દરેક વસ્તુનું કારણ શોધવાની ટેવ રાખો; એક વખત જડેલા સત્યની વિરુદ્ધ જણાતા પ્રસંગોને હસી કાઢવા કરતાં તેમને ધીરજથી તપાસો અને તેમાંથી વિના ભુલ્યે શોધેલા નવા બોધને તમારા જૂના અનુભવની સાથે સરખાવો અને જરૂર જણાય ત્યાં જૂના સિદ્ધાંતમાં નવા બોધની દૃષ્ટિએ વધઘટ કરો; જ્ઞાનવાન, ગુણવાન કે ચારિત્ર્યવાનનું સન્માન કરતાં શીખો. એમના તરફ પૂજ્યભાવ રાખો જેથી એમના સદ્‌ગુણ તમારામા માનસશાસ્ત્રના નિયમે આરૂઢ થાય; નવરાશના વખતમાં એકાંતમાં અનુભવનું પર્યટન કરો અને ગપ્પાં મારવાના વખતમાં પણ એકબીજાના અનુભવની આપલે કરવામાં આનંદ માણો; પરમહંસ, સંન્યાસીઓના જ્ઞાનભંડાર તેમની સેવા કરી લૂંટવા તૈયાર રહો, અને જગતની વિશાળતા અને વિવિધતાના ઉપર તમારી દૃષ્ટિ હંમેશ ફેરવતા રહો તો તમારી કેળવણી સંગીન અને નિર્મળ થશે અને આ જ કેળવણી તમને આત્મજ્ઞાનની શક્તિના ભંડાર તરફ દોરી જશે. આવી કેળવણીનો ઉદ્દેશ સાધતી કોઈપણ સંસ્થામાં ખર્ચેલી એક પાઈ પણ દેશના ઉદ્ધારમાં ખર્ચી લેખાશે. આ કેળવણી સ્ત્રી-પુરુષને સરખી જરૂરની છે.

અહીં મારા અનુભવમાં આવી ગયેલી એક વાત મારે તમને કહેવી ઘટે છે. ઉપર જોઈ ગયા તેવી પ્રણાલિકાએ બાંધેલા વિચારને કોઈ બીજો માણસ ખોટો કહે છે, અથવા કોઈ વિદ્વાનનો આધાર આપી ખોટો છે એમ આગ્રહ કરે તો તેથી એકદમ તેને ફેરવી નાખવાની ઉતાવળ કદી કરતા નહિ. જે વિચાર પરંપરાએ કે તમારા પોતાના અનુભવના પરિણામે તમે અમુક વિચાર બાંધ્યા હોય તેમાં દોષ છે એવી તમારી ચોક્ખી ખાતરી થયા વિના તમે એને માત્ર બીજાઓના પ્રમાણ ઉપર ફેરવ્યા જશો, તો કેળવણી તદ્દન નિર્માલ્ય અને નિરૂપયોગી થશે. જે કારણો ઉપર તમે તમારો વિચાર બાંધ્યો હોય તે દોષિત છે એમ ખાતરી

ન થાય ત્યાં સુધી પોતાના જ વિચારને વળગી રહેનાર ઉપર અજ્ઞાન કે સંકુચિત મનવાળા ઘણી વખત હઠીલાઈ કે અભિમાન (Conceit) નો આરોપ કરે છે. એવા આરોપ કરનારને ધૈર્યથી એટલું કહેજો કે, જો આત્મશ્રદ્ધાને હઠીલાઈ કે અભિમાન કહેવાય તો તેવી હઠીલાઈ કે અભિમાન કરતા પારકાના જે અનુભવની મને ખબર નથી તે અનુભવ તેણે જે કારણો બતાવ્યાં હોય તેથી મારાં પોતાના કારણો દોષિત છે એમ મારી ખાતરી થાય નહિ છતાં મારો પોતાનો અનુભવ કે વિચાર છોડી દઈ પારકાની પ્રતિષ્ઠાના જ ઉપર વિશ્વાસ રાખી તેના વિચારને મારો કરી લેવાની માનસિક નબળાઈ હજારવાર વધારે નિંદ્ય છે. માત્ર પ્રતિષ્ઠાના ઉપર આધાર રાખી પોતાનો વિચાર દોષિત જણાય નહિ છતાં તે ખોટો છે એમ કબૂલ કરવું એ વિવેક નથી પણ નબળાઈ છે. પોતે વિચારી કાઢેલા નિર્ણયને વળગી રહેવું એ અભિમાન (Conceit) કે હઠીલાઈ નથી પણ આત્મશ્રદ્ધા છે અને એ જ બળ છે, આની સાથે એ પણ યાદ રાખવું જોઈએ કે પારકાના વિચારના એના કારણ દોષિત છે એમ બતાવ્યા વિના ખોટો છે એમ કહેવું એ અવિવેક છે. વખતે બંને વિચાર જુદા દૃષ્ટિબિંદુથી ખરા હોય એમ માનવું તે જ ખરો વિવેક છે અને સંસ્કારનું એ ભૂષણ છે. પોતાની ભૂલની ખાતરી થાય કે તરત તે ભૂલ છે એમ કબૂલ કરવું તે ન્યાય અને વિનય છે, તેમજ તેમાં આપણું હિત પણ છે.

કેળવણીના વિષયમાં સ્હેજ આટલું સૂચવી તમારા આર્થિક જીવનમાં એક વ્યાવહારિક સૂચના કરવાની ઇચ્છા છે. ભણવું તે નોકરીને માટે એવી ઘેલી માન્યતાનો દોષ તમારી આખી કોમ ઉપર મુકાય તેમ નથી. વખતે વધારે કેળવણી નથી તેથી એ જણાતું નહિ હોય એમ નથી કારણ કે તમારી કોમના સાહસિક અગ્રણીઓ વેપારમાં સારી રીતે આગળ વધેલા છે. અત્યારની ખેતીવાડીની સાથે તમારે વણવાનો ધંધો દાખલ કરવાની ખાસ જરૂર છે. તમારી ખેતીમાંથી વરસમાં કેટલોક નવરાશનો વખત બચી શકે તેમ છે. તેમજ આખો વખત ખેતીના જ કામમાંથી કંટાળી જતાં થોડો વખત જો બીજા જુદા પ્રકારના કામમાં મન ઘાલો તો તમારી કામ કરવાની શક્તિ જરૂર વધશે એ અનેક દેશનો અનુભવ છે. તમે નવરાશને વખતે ઘરમાં એક નાની વણવાની શાળ રાખો તો ઘરનાં નાનાં મોટાં બધાંય માણસોને કામ કરવાનું મળશે અને આનંદમાં ને આનંદમાં કાંઈ નહિ તો, પોતાના કુટુંબને ચાલે તેટલાં લૂગડાં તો વણી શકશો. હાલનાં લૂગડાની વધતી જતી મોંઘવારીમાં આવી શાળો તમારા ખરચમાં સારો બચાવ કરી શકશે તેમજ રૂ પકવો છો તેનું બેરાં ઘરે રેંટિયામાં સૂતર કાંતી શાળમાં લૂગડું વણે

તો કેટલા બધા પૈસાનો બચાવ થાય ? તમને શરૂઆત અઘરી લાગશે પણ દાખલ કર્યા પછી મુસીબત ઊડી જશે. વણવાને માટે સૂતરનો તાણો પછી તો ઘેર ઘેર મળશે. નાની નાની ખાડાની શાળોનું કાંઈ ભારે ખરચ પણ હોતું નથી. થોડાક અનુભવે એ તમારે હાથ ચઢી એટલે રમતાં રમતાં આખા કુટુંબનું ખરચ એમાંથી નીકળી જશે અને ખેતી કરી રહ્યા પછી નવરાશમાં બીજી જગ્યાએ મન વાળતાં એકજાતનો તમને આનંદ પણ મળશે. વણાટના કામમાં તમારી આંખ અને હાથ કેળવાશે અને વણાટની કળાનું સૌંદર્ય તમારા મનમાં ઉતરશે જેનું પરિણામ તમારી ખેતી ઉપર બહું સારું થશે. મજૂરી કેવી રીતે વહેંચી નાખવી તે અનુભવથી તમે હાલના કરતાં વધારે સારી રીતે સમજશો. આ વણાટની કળા તમારી કોમમાં છેક નવી પણ નથી. અમદાવાદમાં તો ઘેર ઘેર આ કળા લોક જાણે છે, અને ગામડામાં પણ જ્યારે આનો પ્રવેશ થશે ત્યારે જરૂર તમારી આ કંગાલ દશાનું સ્વરૂપ ફરી જશે. મીલોની સાથે હરીફાઈમાં ઉતરવાની આમાં વાત જ નથી. તમારે ખેડૂતને મીલોનું શું કામ છે ? તમારા પોતાના કુટુંબને જોઈએ તેટલાં લૂંગડાં વણો તો જ બસ છે. તમે કોઈ બહુ ઝીણું કાપડ પહેરતા નથી. તમારે ઝીણું કાપડ પહેરવું પરવડે નહીં.

ગ્રહસ્થો, કુટુંબ જીવન તરફ વળતાં અહીંની કોઈપણ કોમમાં નહિ જણાતા કેટલાંક રિવાજો કડવાની જ્ઞાતિમાં પ્રચલિત જોવામાં આવે છે. શા કારણથી એ થયા હશે તે શોધતાં અત્યારે પત્તો ખાય તેમ નથી; કારણ કે એ રિવાજનું સ્વરૂપ જ અવ્યવસ્થાનું પરિણામ હોય એમ સ્પષ્ટ સમજાય છે; નહિ તો કોઈ પણ વ્યવસ્થામાં બાળકોને ગર્ભમાં પરણાવવાનો રિવાજ કેમ ઉપસ્થિત થાય એ સમજી શકાય તેમ નથી. અવ્યવસ્થાને અંગે જો આખી પ્રજા નાસભાગ કરતાં કોક જ વખતે ભેગી થાય અને ત્યારે જ લગ્ન કરવાનો સંભવ થાય તો કદિ ભવિષ્યમાં ધર્મલગ્ન નહિ થાય એવા ભયે ગર્ભમાં બાળકો પરણાવી દેવાનું કોઈને સૂઝે નહિ તો એ વિચાર જ મનુષ્ય જાતિને અતકર્ય છે. મને લાગે છે કે પૂર્વની વ્યવસ્થાને લીધે જ નાસભાગ કરતા લગ્ન અમુક લાંબી મુદતે કરવાની જરૂર પડી હશે, અને પછી એવા વ્યવહારને અંગે રૂઢિ ઉત્પન્ન થઈ કે માતાજીની માત્ર બાર વરસે જ મળતી આજ્ઞા સિવાય લગ્ન કરાય નહિ; અને એવો રિવાજ પ્રચલિત થયો. જો આ માન્યતા ખરી હોય તો તમારી લગ્નપદ્ધતિનાં બે કારણ ચોખ્ખાં થાય છે. એક તો અવ્યવસ્થામાં અનિવાર્ય આવશ્યકતા અને અવ્યવસ્થા ગયા છતાં ચાલ્યા આવેલા અનુભવના ઉપર રચાતું રૂઢિનું બંધારણ. હવે અવ્યવસ્થામાં લાંબે ગાળે થતું લગ્ન દોષને પાત્ર હોઈ શકે નહિ. ઊલટું કોમના રક્ષણને માટે તે

જરૂરનું હતું તે સ્પષ્ટ છે. છતાં જ્યારે અવ્યવસ્થા જતાં બધાં શાંતિથી એક સ્થાનમાં રહેવા લાગ્યા ત્યારે તો નવા યુગમાં પણ પાછલા અનુભવ ઉપર રચાયેલી રૂઢિમાં પહેલા કારણનું જરાય બળ નથી. વળી આ રૂઢિએ લગ્નને એટલે સુધી પહોંચાડ્યું કે જે લગ્નમાં ઉત્તમ ભાવનાને જાળવવા માટે જ લાંબે ગાળે પણ લગ્નવિધિથી જ જોડવાની સંસ્થા પહેલાં રાખવામાં આવી તે મૂળ ભાવનાનું જ અત્યારે તો છેદન થાય છે; કારણ કે ફૂલના દડા સાથે પરણાવી દડાને કૂવામાં નાખી વિધિયુક્ત કરેલા લગ્નની ત્યાં જ પૂર્ણાહુતિ કરવામાં આવે છે; અને બીજું જે શરીરલગ્ન થવું જ જોઈએ તે તો પછી લગ્ન નહિ પણ નાતરું જ ઠર્યું ! મૂર્ખાઈની આ પરાકાષ્ટાએ પહોંચતાં સુધી કોમ રૂઢિને જ વળગી રહી તે માત્ર લગ્નભાવનાને અર્થે જ; છતાં તેને વળગી રહેતાં વ્યવહારમાં એ લગ્ન ભાવનાનો ત્યાગ કરી એણે જિંદગીભર નાતરાનું જ સેવન કર્યું ! મૂળથી જ નાતરું ઠરેલું લગ્ન એક ઘેર કેમ અટકે ? હું વૃદ્ધ પુરુષોને વિનયપૂર્વક પૂછું છું કે આ આશ્ચર્ય જગતમાં હવે ક્યાં સુધી ટકે ? જ્ઞાતિના યુવાનો જગતની હાંસી ક્યાં સુધી સહન કરશે ? બુદ્ધિની હરીફાઈમાં જ્ઞાતિના આવા બુદ્ધિના આશ્ચર્યનો ક્યાં સુધી બચાવ કરી શકશે ? ગર્ભલગ્ન કે બાળલગ્નના રિવાજનું મૂળ કારણ આ દૃષ્ટિએ બાર વરસે જ લગ્ન કરવાની ખોટી રૂઢિમાં છે અને આ રૂઢિ લગ્નના મૂળ વિચારને નિર્મૂળ કરતી હોઈ તે ત્યાગ કરવા યોગ્ય જ છે.

હવે કુટુંબ જીવનમાંથી જો લગ્નની ભાવના ઊડી ગઈ તો કુટુંબનો નાશ જ થાય છે. ભાવનાના ઉપર જ કુટુંબનું સુખ છે અને તે જ આ નાતરાના લગ્નનાં મૂળથી ઉખડી જાય છે. કેટલાક ધનાઢ્ય અને સંસ્કારી કુટુંબમાં વખતે નાતરામાં પણ સંસ્કારના પરિણામે ભાવનાનો અંશ ભળતો હશે પણ ધાર્મિક લગ્નમાં જે ભાવના રહી છે તે નાતરામાં રહેતી નથી જ એ સાધારણ અનુભવને લીધે જ લગ્નની ધર્મક્રિયા સર્વ પ્રજાઓમાં એક સરખી રીતે સ્વીકારાય છે. ધર્મક્રિયામાં શું આવી ગયું એવો વિચાર ધરાવનાર માણસો મનુષ્યના વ્યવહારમાં ભાવનામય જીવનનો જે જબ્બર અંશ રહ્યો છે તેનું કેવળ અજ્ઞાન જ બતાવે છે. દુનિયાનો મોટો વ્યવહાર ભાવના અને તેણે ઘડેલી સારી ખોટી લાગણીઓના ઉપર જ ચાલે છે એ વાત વૃદ્ધ અને અનુભવીઓને સંભાળી આપવાની જરૂર નથી.

આ રૂઢિના ટેકામાં વૃદ્ધ માણસો એક દલીલ એવી કરશે કે બાર વર્ષે, લગ્ન થવાથી મોટી નાતમાં ખર્ચ ઓછું થાય છે. આ ખર્ચનો પ્રશ્ન જરૂર વિચારવા જેવો છે. પણ એ ખર્ચ ઓછું થાય છે તે બાર વર્ષે લગ્ન કરવાથી નથી, પણ

એક જ દિવસે લગ્ન કરી નાખવાથી થાય છે. એટલે એક જ દિવસે લગ્ન દરેક વરસે કરવામાં આવે તોપણ ખર્ચનો બોજો નહીં જ પડે. એક જ દિવસે લગ્ન કરી નાખવાના બહાને બાર વરસ થોભવાની શી જરૂર ?

પણ ખર્ચ કરવું જ જોઈએ એવા ખોટા વિચારને લીધે લગ્નની ભાવનાનો જ નાશ કરવો એ કોઈ રીતે યોગ્ય નથી. પૈસાવાળા જેટલું ગરીબે પણ તણાઈને ખરચ કરવું જ જોઈએ એ તો મનની નબળાઈ છે. એવા ખોટા દમામ કરનારની હવે તો લોકમાં હાંસી જ થાય છે. એવા મિથ્યાભિમાનીની ખાલી સ્વાર્થી પ્રસંશાના દિવસો ચાલ્યા ગયા છે એટલું વૃદ્ધોએ વિચારવા જેવું છે. જેને પૈસો મળે તે ભલે ખરચે. જો એ પણ ગરીબને સુખી કરવા પોતાના વૈભવ ઉપર અંકુશ રાખે તો તે પ્રશંસાપાત્ર ગણાશે. ગરીબોએ તો એમનો દોષ કાઢવા કરતાં પોતાનું તળ તપાસી પગલું ભરવામાં જ એનું સામર્થ્ય છે.

કુલિનતાના વિચાર કેટલીકવાર નાતના સુધારામાં ઘણો ગોટાળો કરે છે. વૃદ્ધ પુરુષો કુલીનતાના સેવક છે ત્યારે યુવાન મંડળ કુલીનતાનો તિરસ્કાર કરનાર છે. મને આ બાબતનો દોષ સરખે ભાગે વહેંચાયેલો જણાય છે. કુલીનના વ્યવહાર સાધારણ રીતે ઉંચા હોય છે. કુળના લાંબા સંસ્કાર એનામાં કેટલાક ગુણ એવા ઉત્પન્ન કરેલા હોય છે કે તે લગ્ન વ્યવહારમાં સદા આપણે ધ્યાનમાં રાખવા પડે છે એટલે કુલીનની સાથેનો વ્યવહાર જ સારો એટલો નિયમ વૃદ્ધોને માન્ય કરવા જેવો છે.

કુલીનો એ કુલીન છે માટે જ તિરસ્કાર કરવા યોગ્ય છે એ ભાવ જુવાનિયામાં હોય તો તે અવશ્ય નિંદવા જેવો છે. આ ભાવથી ગુણની અવગણના કરવાની ટેવ પડતાં આપણો પોતાનો જ આત્મા હલકો થાય છે. વૃદ્ધ પુરુષો જે એમ સમજે છે કે એકવાર આવેલું કુળ ભૂંસાય જ નહીં તે પણ તેમની ભૂલ છે; તેમજ એકદમ માણસ ભણ્યોગણ્યો કે તરત જ એને કુલીનના કરતાં પણ ઉંચો માની લેવામાં જુવાનિયાની ઉતાવળ થાય છે. જૂનું કુળ જાય છે ખરું, ને નવું કુળ બંધાય છે પણ ખરું. આ સત્ય મહાભારતમાં વિદુરનિતિમાં સ્પષ્ટ રીતે પ્રકટ કર્યું છે. तपसार्ज्यते कुलं. તપશ્ચર્યાથી કુળ ન હોય તો તેની પ્રાપ્તિ થાય છે. કુળ ન હોય ત્યાં તે થાય પણ તપશ્ચર્યાથી. તે એમ એકદમ આવી જતું નથી. તપશ્ચર્યાનો અર્થ, સ્વાર્થત્યાગ, ધર્માવલંબ, લાંબો અભ્યાસ અને સત્સંગ તથા ચારિત્ર્ય. આટલી બધી સામગ્રી હોય તો જ તે ધીમે ધીમે અકુલીનને પણ કુલીનતામાં આરૂઢ કરે છે. એકદમ આ વસ્તુ આવી જતી નથી. મનુષ્ય અનેક સંસ્કારથી ઘડાય ત્યારે જ એનામાં કુલીનતા આવે છે. તેમજ धर्मेण हि रक्ष्यते ધર્મ હોય ત્યાં સુધી જ કુળની

રક્ષા થાય છે. જ્યાં સુધી સત્ધર્મ હોય છે ત્યાં સુધી જ તે કુળ ટકે. અધર્મના પ્રવેશે કુળ ચાલ્યું જાય છે. કુળ જતાં વાર લાગતી નથી પણ મેળવતાં તો તપશ્ચર્યા કરવી પડે છે. આ જ કુળ-અકુળનો ખરો અર્થ છે. એટલે કુળ ન હોય ત્યાં તે ધીમે ધીમે આવે છે અને અધર્મના પ્રવેશે એનો ક્ષય થાય છે. આટલી આખી વાત સર્વને સમજાય તો કુલીનતાનું મિથ્યાભિમાન જતું રહે અને અકુલીનને કુલીનતામાં તપશ્ચર્યાથી આરૂઢ થવાનો ઉત્સાહ પણ આવે.

યુવાનો દેશનું ધન છે; અને જ્યારે એમની પ્રવૃત્તિ આવા નિસ્વાર્થ દેશ અને જ્ઞાતિના હિત કાર્યમાં ભળે ત્યારે દેશનું ભાવિ ઉજ્જ્વળ છે એ જ અનુમાન થઈ શકે. ઈશ્વરની ઇચ્છા હરેક કાર્ય સર્વ દિશાથી સાધવાની હોય છે. જ્યારે આપણે બરોબર સમજી શકીએ ત્યારે જ આપણું કાર્ય આપણે બહુ સારી રીતે સાધી શકીએ. આપણા કાર્ય વિભાગને આખું જ કાર્ય ગણી લઈ તેને ઝટ સાધી લેવા રાગદ્વેષભરી ઉતાવળ કરીએ તો તેમાં મારા સમજવા પ્રમાણે આપણે હંમેશ ભૂલ જ કરીએ છીએ.

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्टति
भ्रामयन् सर्वभूतानि यंत्रारूढानि भारत ॥ (गीता)

ભગવાનના આ વાક્યને યથાર્થ સમજનારની વ્યવહારપ્રવૃત્તિમાં બહુ જ ઉદાર ભાવના છે.

★ ★ ★

## શ્રી કડવા પાટીદાર સુધારક યુવકમંડળ
## તૃતીય મહોત્સવ : તોરણા

**તા. ૩૦ તથા ૩૧ ઓક્ટોબર ૧૯૨૦,**
**આસો વદી ૩ તથા ૪, સંવત ૧૯૭૬, શનિવાર તથા રવિવાર**

સર્વે પાટીદાર બંધુઓને પધારવા વિનંતી છે.

તોરણા ગામના ઉત્સાહી બંધુઓના નિમંત્રણને માન આપી ઉક્ત મંડળનો ત્રીજો મહોત્સવ તોરણા મુકામે ઉજવવામાં આવશે. મંડળની જનરલ મિટિંગ પણ તે વખતે થશે.



પરમ પૂજ્ય મહાત્મા ગાંધીજીની સાથે રહી ગુજરાત પ્રદેશની સમીપ સેવા કરનાર દેશભક્ત **શ્રીમાન વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલસાહેબે** આ શુભ પ્રસંગે પ્રમુખપદ સ્વીકારવા કૃપા કરી છે.

સભાના મંડળમાં બેસી ભાષણ સાંભળવા માટે કાંઈ પણ ફી લેવામાં આવતી નથી.

સભામાં પધારનાર દરેક ભાઈએ પોતાનું જલપાત્ર તથા બિછાનું સાથે લેતા આવવા વિનંતી છે. મંડળના રસોડે જમવા ઈચ્છનાર પાસેથી રૂ. ૨-૦૦ (ફક્ત બે) સરભરા ફી તરીકે લેવામાં આવશે. જેઓ મંડળની સરભરા ઈચ્છતા હોય તેમણે અગાઉથી ખબર આપવા કૃપા કરવી એટલે કાર્ય સરળ થાય.

તોરણા-ખેડા જીલ્લાના કપડવંજ તાલુકાનું એક મોટું ગામ છે. નડિયાદથી કપડવંજ જતાં રેલવેનું નડિયાદથી પાંચમું સ્ટેશન દોસલવાડાથી ફક્ત એક માઈલ દૂર છે. આવનાર સદ્‌ગૃહસ્થોના સ્વાગત માટે સ્ટેશન ઉપર સ્વયંસેવકો હાજર રહેશે. નડિયાદથી દોસલવાડા જવાને બે ગાડીઓ મળે છે.

પહેલી સવારની ૧૦-૧૫ કલાકે તથા સાંજે ૭-૧૦ કલાકે ઉપડે છે. અમદાવાદ-વિરમગામ તરફથી આવનારે વિરમગામથી મુંબઈ જવા સવારે ઉપડતી ફાસ્ટ પેસેંજરમાં નીકળવું અનુકુળ છે. મુંબઈ-વડોદરા તરફથી આવનારને મુંબઈથી સાંજે ઉપડતી ફાસ્ટ પેસેંજર અનુકુળ પડશે. આગલા દિવસે સાંજે આવવા ઈચ્છનારે અમદવાદથી સાંજે ૪-૩૦ મિનિટે ઉપડતી લોકલમાં નીકળવું. કારણ કે પાછળની ફાસ્ટ પેસેંજરનું સંધાનથી વડોદરાથી આવતી સાંજની ટ્રેનના પેસેંજર લે છે.

યુવકમંડળના મેમ્બરોએ આગલે દિવસે સાંજે આવી જવું, કારણ કે પહેલે દિવસે સવારમાં મંડળની જનરલ મિટિંગ મળશે.

લી. જ્ઞાતિસેવક<br>
**રામચંદ્ર જમનાદાસ અમીન**<br>
જનરલ સેક્રેટરી

(અનેક પ્રયત્ન છતાં આ બેઠકનો અહેવાલ અને<br>
વલ્લભભાઈનું ભાષણ મળ્યું નથી - લેખક)

★ ★ ★

## શ્રી કપડવંજ કડવા પાટીદાર વિદ્યાર્થી આશ્રમ



સંવત ૧૯૭૬માં તોરણા ગામે યુવકમંડળનો મહોત્સવ દેશભક્ત વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલના પ્રમુખપદે ઉજવાયો હતો. ત્યારે કેટલાક ઠરાવો થયેલા. તેમાં કપડવંજની આજુબાજુ કડવા પાટીદાર જ્ઞાતિનાં ઘણાં ગામો આવેલાં છે. આ તરફ ગામડાના પાટીદાર બંધુઓમાં સેંકડે ૯૦ ટકા ભાઈઓ નિરક્ષર જેવા છે.

ઘણાં ગામોમાં નિશાળો નથી. નિશાળો હોય છે તો ચાર ધોરણ સુધીની; એટલે ખેડૂતભાઈને નામાઠામાનું કે ગણિત લેખાનું મુદ્દાનું શિક્ષણ મળતું નથી. તોરણા કપડવંજના, તેમજ સવાસોના ગોળના તારંજો કાઢીએ તો એક પણ ભાઈએ બી.એ.ની ડિગ્રી પાસ કરી નથી. આટલા બધા ગામોમાંથી મેટ્રિક પાસ કરી હોય એવાં ફક્ત બે-ત્રણ જ ભાઈઓ છે. આ સઘળી બાબતોને મહોત્સવ વખતે ધ્યાનમાં રાખીને કપડવંજમાં એક કડવા પાટીદાર વિદ્યાર્થી આશ્રમ ઊભો કરવાની દરખાસ્ત એકે અવાજે પાસ થઈ હતી. તેમાં ભાગ લેવા પધારેલા વીરપુર ગોળના આગેવાન ગાબટના સદગૃહસ્થ ભાઈશ્રી ખુશાલભાઈએ તેમજ સવાસો ગોળના આગેવાન પંચોએ કપડવંજ આશ્રમ નિભાવવા બનતી મદદ આપવા તત્પરતા બતાવી હતી. છતાં આજે મહોત્સવ ઉજવાઈ ગયાને આઠ આઠ વર્ષ થઈ ગયાં છે, પણ યુવકમંડળના એક પણ ભાઈનું લક્ષ આ આશ્રમ ઊભો કરવા તરફ ગયું નથી.

લોકો આ બાબત ભૂલી ગયા નથી. તેઓ કપડવંજમાં આશ્રમ ઊભો થયેલો જોવા ઈંતેજાર છે અને પોતાની બનતી સેવા આપવા તૈયાર છે. તોરણા કપડવંજના ગોળમાં આ આશ્રમ ઊભો કરવા ગામ દીઠ ટીપ કરવા માંડેલી. જેને પરિણામે થોડી ઘણી ટીપ થઈ છે અને પ્રયત્ન કરવામાં આવે તો પુષ્કળ મદદ મળી રહે તેમ છે.

કપડવંજ નિવાસી આપણા જ્ઞાતિબંધુઓએ આશ્રમનું મકાન કરાવવામાં આવે તો બે-ત્રણ હજાર રૂપિયામાં ન મળી શકે એવી કિંમતી જમીન મફત આપવાનું તેમજ બની શકે તેટલી આર્થિક મદદ આપવાનું કબૂલ કર્યું છે. ઉપરાંતમાં તોરણા કપડવંજના ગોળે તો આશ્રમ નિભાવવા ઘરદીઠ એક મણ દાણા અને એક રૂપિયો બીજા લાગાઓની માફક વર્ષે દહાડે ફરજિયાત આપવાનો ઠરાવ કર્યો છે. સાંભળવા પ્રમાણે સવાસો અને વીરપુરના પંચ પણ મદદ દેવા તૈયાર છે. હાલ આપણાં જ્ઞાતિના જૂજ વિદ્યાર્થીઓ જ કપડવંજ હાઈસ્કૂલનો લાભ લે છે. તેમને ભારે ખર્ચો ઉઠાવવો પડે છે. એ ઘણું જ કઠણ લાગે છે છતાં બોર્ડિંગ ઉઘડશે એવી આશાએ વરસ વીતાવે છે. કેટલાક સાધારણ સ્થિતિના વિદ્યાર્થીઓના વાલીઓથી ખર્ચ પુરો નહિ થવાથી ઘણા વિદ્યાર્થીઓને નિરૂપાયે ભણવું બંધ કરવું પડ્યું છે. તેથી જ જ્ઞાતિ સેવાભિલાષી બંધુઓ અને 'ચેતન' વાંચનાર ભાઈઓને અને જ્ઞાતિના ઉદાર દાનવીરોને મારી નમ્ર વિનંતી છે કે કપડવંજ કડવા પાટીદાર વિદ્યાર્થી આશ્રમ ઉઘાડવામાં તમે તમારાથી બનતી સેવા બજાવી આભારી કરશો તો મોટો ઉપકાર થશે.


આપણી કોમમાંથી દર વર્ષે હજારો રૂપિયાનાં દાન થાય છે. વળી દાનવીર

કાર્નેગી જેવા નામદાર પાટડી દરબાર તેમજ વિરમગામ દરબાર, મુરબ્બી સોમનાથભાઈ, શેઠશ્રી દુર્ગાપ્રસાદ લશ્કરી, મીલ એજન્ટ શ્રી મફતલાલભાઈ, શ્રી કેશવલાલ જીવાભાઈ તથા શેઠશ્રી ચંદુલાલભાઈ અને અન્ય હજારો બંધુઓ પડ્યા છે - તો મહેરબાન ચેતનના અધિપતિ, બોર્ડિંગના ઓ. સુ. શ્રીયુત હીરાલાલભાઈ, શ્રી નગીનભાઈ વ્રજલાલ, શ્રી રામચંદ્ર જમનાદાસ વકીલ, કડી આશ્રમના પ્રાણરૂપ શ્રીમાન પોપટલાલભાઈ તથા કાકાશ્રી છગનલાલ કડવા પાટીદાર કેળવણી મંડળનો સહકાર મેળવીને કપડવંજ કડવા પાટીદાર વિદ્યાર્થી આશ્રમ ઊભો કરવા યોગ્ય તજવીજ ઉપાડી લેશે એવી મારી નમ્ર પ્રાર્થના છે. મારા લાયક જે જે જાતની સેવા જોઈતી હશે, તે આપવા તૈયાર છું. જ્ઞાતિહિતેચ્છુઓમાંથી કોઈ બોર્ડિંગના કામકાજ માટે આ તરફ પધારશે તેમની ઘટતી સેવા અને મદદ ઉઠાવવા બનતું કરીશ.

તોરણા

લી. જ્ઞાતિહિતચિંતક
**મગનલાલ શ્રીધરભાઈ પટેલ**

★ ★ ★

## પ્રકરણ-૭

# જેતલપુર-સરખેજ ગામે મળેલી સભા-૧૯૨૦ અને શ્રી કડી પ્રાંત ક. પા. પરિષદની બીજી બેઠક, સરઢવ - ૧૯૨૧

**ગોળ બાંધવાનો આ એક વધુ પ્રયાસ નીચે આપીએ છીએ.**

સંવત ૧૯૭૬ના ચૈત્ર વદી ૮ રવિના રોજ જેતલપુર મુકામે નીચે લખેલા ચૌદ ગામોના આગેવાનો નીચેનો ઠરાવ કરીએ છીએ :-

(૧) આ જથાના ગામો નીચે સહીઓ કરનારા જે જે ગામે બહાર જથાની બહાર કન્યાઓના રૂપિયા આપ્યા હોય તે ઉઠાવી લેવા ને હવેથી આપવા નહીં. તેમ આ ઠરાવ થયા પછી કોઈ બહાર રૂપિયા આપે તો પંચ મળી ધારે તે કરવા મુખત્યાર છે. મતલબ કે જથાની બહાર દીકરા પરણાવવાની છૂટ છે પણ છોડી પરણાવવાની છૂટ નથી. જો અષ્ટમંગળા મુંદ્રણ જથાની બહાર કરવાની છૂટ નથી. (૨) આ જથાની અંદર કેટલાંક ગામે હાલ ના કહેલી છે છતાં હવેની મિટિંગ થતાં પહેલાં કોઈપણ માણસો ચૌદ ગામની અંદરનો સહીઓ કરવા આવે તો જેતલપુર ગામને સહી લેવાની મુખત્યારી આપવામાં આવે છે અને તે વૈશાખ સુદી ૩ (અખાત્રીજ) પહેલાં સહીઓ કરી જશે તો જ તેમને હવેની મિટિંગમાં બોલાવવામાં આવશે અને લગ્ન થયા પછી તેમને ભેળવવાને પંચની મરજી ઉપર છે. (૩) આ જથા પૈકી જેતલપુર-બાવળા-વાસણા તથા આંબલીયારા તથા સરખેજ કોઈ જથામાં જઈ તપાસ કરી મુસદો ઘડી લાવી રજીસ્ટર કરવા સૂચના આપવામાં આવી છે, હવે તે રજીસ્ટર કરતાં તથા મિટિંગો ભરવા ખર્ચ થાય તે ખર્ચને માટે ઘર દીઠ રૂ. ૧-૦૦ અંકે એક રૂપિયો ઉઘરાવીને ગામમાં જમે રાખવા અને જ્યારે કંકોતરી મળે અને ત્યાં જે ખર્ચ થાય તે પ્રમાણે તેમને આપવું. (૪) આ જથામાં બીજા હરકોઈ ભળતા ગામોને આવવાની મરજી હશે તો તેમણે મિટિંગના પહેલાં ઉપર લખેલા ચાર ગામો પૈકી સૌ સૌને લગતા ગામોને આ જથામાં ભળવું હોય તો તેમણે અરજીઓ મોકલવી, તો તેમને બોલાવવામાં આવશે. (૫) આ સહીઓ કરનાર પૈકી ગામોમાંથી ચાલુ સાલે દીકરીઓનાં લગ્ન જથાની

બહાર કરવાં નહી, જથાની અંદર કરવાની છૂટ છે. (૬) ઉપરના ઠરાવો છપાવતાં જે ખર્ચ થાય તે હવેની મિટિંગે જથામાંથી વસુલ કરવામાં આવશે. તા. ૧૧-૪-૨૦. (૭) અરજીઓ જેતલપુર મુકામે - પા. વ્રજલાલ કાળીદાસના ઉપર સરનામુ કરી મોકલવી. મુ. જેતલપુર તા. દક્ષિણ દસ્ક્રોઈ. (૮) આ પંચનું કામ કરવા તરીકે નીચે મુજબ માણસોને નીમવામાં આવેલા છે. તેમનાં નામો પા. વ્રજલાલ કાળીદાસ–જેતલપુર, પા. ભોગીલાલ નાગરદાસ–જેતલપુર, પા. લલ્લુભાઈ ગીરધરદાસ–આંબલીયાળા, પા. ડાહ્યાભાઈ નાથાભાઈ–વાસણા મારગીયા, પા. મહીપતલાલ પ્રહલાદજી–સરખેજ.

આ ઉપરના ઠરાવો અમો સહીઓ કરનાર ગામોને કબૂલ છે. તા. ૧૧-૪-૨૦.

| | | | |
|---|---|---|---|
| પા. વ્રજલાલ કાળીદાસ | જેતલપુર | પા. પરસોતમ છગનલાલ | જેતલપુર |
| પા. ભોગીલાલ નાગરદાસ | જેતલપુર | પા. અમૃતલાલ વિઠ્ઠલભાઈ | બાવળા |
| પા. મથુરભાઈ ઉમેદભાઈ | બાવળા | પા. દેવચંદભાઈ કસીભાઈ | વાસણા કેલીયા |
| પા. મહીપતલાલ ભાવસંગ | વાસણા કેલીયા | પા. લલ્લુભાઈ ગીરધરદાસ | આંબલીયારા |
| પા. જમનાદાસ બાજીદાસ | આંબલીયારા | પા. છગનલાલ રામદાસ | કનીજ |
| પા. પરસોતમ ભાઈજીદાસ | ઓડ | પા. બાપુભાઈ રણછોડદાસ | ઓડ |
| પા. પોપટભાઈ કલ્યાણદાસ | ત્રાંસદ | પા. ભુદર વનમાળીદાસ | ત્રાંસદ |

## સરખેજ મુકામે દશક્રોશી ભાલના પાટીદારોની સભા

**આ સભાના અહેવાલનું છાપેલું કાગળિયું અમને મળ્યું છે તે નીચે છાપીએ છીએ.**

સંવત ૧૯૭૬ ના જેઠ સુદી ૫-૬ તા. ૨૩-૨૪-૫-૨૦ ના રોજ સરખેજ મુકામે બીજી બેઠક દશકોશી ભાલ વિગેરે ત્રીસ ગામના કડવા પાટીદારોનું પંચ ભરાયેલું તે વખતે કરેલા ઠરાવો અને તેની વિગત.

૧. પહેલી બેઠક જેતલપુર મુકામે સંવત ૧૯૭૬ ના ચૈત્ર વદી ૮ ને રવિવારના રોજ થયેલી તે વખતે જે ઠરાવો થયેલા છે તે કરતાં નીચેના વધુ ઠરાવો કરવામાં આવ્યા છે.

૨. સરખેજ ગામનો આભાર આવેલો તે.

૩. ગઝલ

વડીલો સર્વે ગામોના, સમયને માન આપીને;
ચડોતર ભાલ દશદોશી, જથો મજબુત સ્થાપોને.

ગયો જુનો જમાનો રે, સમય કંઈ ઓર આવ્યો છે;
વિચારોને અરે બન્ધુ, નહિ તો ક્ષય થવાનો છે.

હતા ધારા ઘણા સારા, અહા જુના જમાનાના;
સમય તેનો ગયો ચાલી, ફક્ત ધારા રહ્યા ખાલી.
તપાસોને તમે સઘળે, નથી કન્યા અરે મળતી;
વિચારો તો જરૂર જડશે, જથાની વાત મન ગમતી.
જુઓ ડંઢાવના ગોળો, વળી પાટણવાડાનો;
અનુક્રમ એ તપાસોને, પછી વિચાર લાવોને.
હતું છૂટું બધું જ્યારે, બધાને ફાવતું ત્યારે;
સમય તે તો ગયો ચાલી, નથી તેમાંનું અત્યારે.
સમય જાતાં બધા ગોળો, બને છે આજ તે મજબુત;
કદાપી ના વીખેરાએ, એવા ધારા કર્યા અદભુત.
કહો તે તો પછી તમને, થવાનો લાભ શામાંથી;
વિચારોને તપાસોને જથ્થા વીણ ચાલશે ક્યાંથી.
સમય આ જેટલો જાશે, ઘણું નુકસાન તો થાશે;
જથ્થાથી લાભના રસ્તા, ભવિષ્યમાં સર્વે સમજાશે.
જથ્થાવીણ ચાલવાનું નહિ, જથ્થામાં ઝેર પીવાનું;
અસલ ઉઝે હતું તેવું, ભવિષ્યમાં એમ થાવાનું.
બધા ઉદેશ સમજાવ્યા, હવે દીલ ચાય તેમ કરજો;
સુધારી ભૂલચૂક મારી, જથ્થામાં સંપ આદરજો.

**(આ પા. મહીપતભાઈ પ્રહલાદજીની બનાવેલી કવિતા છે.)**

૪. લગ્નના રિવાજને નહી અનુસરીને લગ્ન કરેલા તે ભાઈઓને પંચે એવો સખત ઠરાવ કર્યો છે કે આવતી મિટિંગે તેમનો દંડ ઠરાવવો તે સર્વ મિટિંગે એકમતે પસાર કરેલો છે.

૫. જથ્થાની અંદર જેટલા ગામની સહીઓ થઈ છે તેમને પાળવાના ઠરાવો.

**સરખેજ બેઠકના ઠરાવો**



૧. જથ્થામાં જેટલાં ગામ એકત્ર થાય તેમાં દરેક ગામે એક અગર બે આગેવાન નીમવા. જો મોટું ગામ હોય તો બે-ચાર આગેવાનો નીમવા.

૨. જથ્થામાં ફૂલનો દડો કરવો નહિ, અને જો કોઈ વિરૂદ્ધ વર્તશે તો રૂ. ૧૦૦૧/ - અંકે એક હજાર ને એક રૂપિયાના દંડને પાત્ર થશે.

૩. બાંયવર કરવો નહિ, અને જો કોઈ તે પ્રમાણે વર્તશે તો ઉપર મુજબ કલમ ૨જી મુજબના દંડને પાત્ર થશે.

૪. કુંવારી કન્યા તથા અષ્ટમંગળાની કન્યા જથ્થા બહાર આપે તો નાતને રૂ. ૨૫૦૧/- અંકે બે હજાર પાંચસો ને એક રૂપિયા દંડ આપે. આથી પણ શિક્ષા વધારવી તે નાતના પંચની મુખત્યારી ઉપર છે.

૫. નાત કન્યાની પરણાવવાની ઉંમર નીમે તે પ્રમાણે કન્યાઓનું લગ્ન ના કરે તો કરનાર કલમ ચાર પ્રમાણે શિક્ષા પાત્ર થાય.

૬. આ જથ્થાની અંદર કાંઈ કન્યાવિક્રય કરે તો કલમ ચાર પ્રમાણે દંડને પાત્ર થશે.

૭. આ જથ્થામાં વરનો ચાંલ્લાનો આંકડો પંચ નીમે તેથી વધારે માગે અગર લે અગર આપે તો કલમ ચાર પ્રમાણે દંડને પાત્ર થાય.

૮. કોઈ વિધવા બાઈને ફરજંદ ન હોય તો નાત (પંચ) ઠરાવે તે મુજબ ઘર અને દાણા આપવા પણ તેની મિલકત ઉપર કોઈપણ જાતનો વારસા હક નથી. (ખોરાકી પોષાકી તેના વારસ પાસેથી લેવાનો હક છે) વિધવા બાઈને સ્થાવરજંગમ મિલકત વેચવાનો હક નથી.

૯. આ જથ્થાની અંદર પુરુષે વરસ ૩૦ ની અંદર બીજું લગ્ન કરવું નહિ, જરૂર હોય તો પંચને જાહેર કરવું. જો પંચને વ્યાજબી લાગે તો રજા આપે તો લગ્ન કરવું. જો પંચની વિરુદ્ધ વર્તે તો કલમ બીજી પ્રમાણે દંડ પાત્ર થશે.

૧૦. આ જથ્થામાં કોઈને કન્યાદાન દેવાની શક્તિ ના હોય તો પંચ તરફથી તેને ખર્ચ આપવામાં આવશે.

૧૧. આ જથ્થામાં વરકન્યાનું વેવિશાળ થયા પછી વરઘોડિયું હયાત હોય ત્યાં સુધી કોઈને લગ્ન તોડવું નહિ, ને જો તોડે તો તે કલમ ચાર મુજબના દંડને પાત્ર થાય. સગપણ નક્કી કરી રૂપિયો આપી ગોળ વહેંચાય તે જ વખતે તે જ ગામમાં નીમાયેલા આગેવાને વરકન્યાનાં નામ, ઉંમર, તેમના બાપનાં નામ તથા ગામ નોંધી કરાર લખી બંને વેવાઈની સહીઓ લઈ અગર અંગુઠાનાં નિશાન લઈ પંચની સાક્ષીઓ તે વખતે હાજર હોય તેમની સહીઓ કરાવવી. આ તૈયાર થયેલો કાગળ નિમાયેલા આગેવાન હાજર ના હોય તો જેણે તૈયાર કર્યો હોય તેણે ગામના પંચે પંચ નીમ્યા હોય તેને આપવો. તે આગેવાને પોતાને ત્યાં દાખલો રાખી લઈ અસલ નકલ

હેડઑફિસે (જેતલપુર) મોકલવી. નિમેલા આશામીઓ આ બાબતમાં ઉપરનો કરાર ન મોકલે અગર વેવાઈઓ ના લખી આપે તો પંચે હેડ ઑફિસે જાહેર રીપોર્ટ કરવો. તેમ કરવામાં કસુર કરે તો તે આગેવાનો પંચના જવાબદાર છે.

૧૨. આ જથ્થામાં કન્યા જથ્થાની અંદર પોતાને ફાવે ત્યાં આપે ને ફાવે ત્યાંથી લે તે સિવાય બીજો વરાડ નથી. ને વિરુદ્ધ વર્તે તો શિક્ષાને પાત્ર થાય તેના માટે પંચ કરે તે ખરું.

૧૩. ઉપરની કલમોનો કોઈ ગુનો કરશે તો શિક્ષાને પાત્ર થશે ને તેના પક્ષમાં જે રહે તે પણ ગુનેગાર કરતાં બમણી શિક્ષાને પાત્ર થશે.

૧૪. આ જથ્થાના પંચે અમુક જગ્યાએ હેડ ઑફિસ નીમવી ને પ્રેસિડન્ટ નીમવો ને મદદગાર પંચની ધ્યાનમાં આવે તે પ્રમાણે નીમવા.

૧૫. આ ઠરાવો વાંચી સંભળાવ્યા બાદ જે કોઈ વિરુદ્ધ વર્તીને ગુનો કરશે તો તે ઉપર મુજબ કલમોના દંડને પાત્ર થશે.

૧૬. આપણા જથ્થા પૈકી લાલી, કનીજ, બીડજ, સાણંદ અને નરોડા અથવા બહારગામ રહેતા સાણંદીયા તથા નરોડીયા તથા જથ્થા બહારનાં બીજાં ગામો તે પૈકીમાં કોઈએ અષ્ટમંગળાના અથવા પરણેતરના રૂપિયા આપેલા હોય તે ઉપાડી લેવા ને કોઈપણ લગ્ન કરશે તો તે રૂ. ૨૦૧/- ના દંડને પાત્ર થશે.

૧૭. જે કોઈ ગુનો કરશે તો તેના માટે જથ્થાનું પંચ તેના ગામે જઈ તેની પાસેથી દંડ વસુલ કરશે અને દંડ વસુલ નહિ થાય તો તેને તેના ગામ તરફથી ન્યાત તથા પંચ તરફથી ન્યાત બહાર મૂકવામાં આવશે.

૧૮. આ ઠરાવમાં લખેલાં ચાર ગામોમાં કોઈ પણ જાતનો વહેવાર સંબંધ રાખવો નહિ. એટલે કે લાલી, કનીજ, બીડજ અને સાણંદના સાબવા, જામળીયા અને આ ગામોના બહારગામ રહેતા માણસોની સાથે કોઈને કંકોતરી આપવી નહિ, તથા ખર્ચખુપણે પણ જવું નહિ. દીકરીઓ પ્રથમથી પરણાવેલી હોય તો ફક્ત ગોરગાંયજાને તેડાવી વળાવી દેવી ને જમાઈને પણ તેડવો નહિ.



૧૯. આથી વધારે સુધારો કરવા પંચ મુખત્યાર છે. ઉપરની કોલમોમાં વધારો કરવા પંચ મુખત્યાર છે.

| | | | |
|---|---|---|---|
| પ્રા. વ્રજલાલ કાળીદાસ | જેતલપુર | પા. કેશવલાલ બહેચરભાઈ | |
| પા. પુરુષોત્તમદાસ છગનલાલ | જેતલપુર | પા. જેસંગભાઈ કાળીદાસ | |
| પા. ભોગીલાલ નાગરદાસ | જેતલપુર | પા. રામદાસ બાજીદાસ | |
| પા. રામદાસ ઝવેરદાસ | સરખેજ | અમીન મણિલાલ કુબેરભાઈ | બાવળા |
| પા. લલ્લુભાઈ ગિરધરદાસ | આંબલીયારા | પા. મથુરભાઈ ઉમેદભાઈ | બાવળા |
| પા. મહિપતભાઈ ભાવસંગદાસ | વાસણાકેલીયા | પા. નારણભાઈ હીરાચંદ | |
| પા. ઈશ્વરભાઈ સામીદાસ | વાસણાકેલીયા | પા. ભલુભાઈ કેવળદાસ | કરોલી |
| પા. લલ્લુભાઈ કાળીદાસ | વાસણાકેલીયાં | પા. નથુભાઈ ધનાભાઈ | રાંચઈડા |
| પા. શીવલાલ વનમાળીદાસ | વીસલપુર | પા. સોમાભાઈ ગંગાદાસ | રાંચઈડા |
| પા. ત્રિકમલાલ માધવદાસ | વીસલપુર | પા. મોતીદાસ નાગરદાસ | રાંચઈડા |
| પા. મોહનલાલ ગુલાબચંદ | કઠલાલ | પા. ગંગાદાસ કેશવજી | રાંચઈડા |
| પા. હીરાચંદ જવેરીદાસ | કઠલાલ | પા. મોતીલાલ લાલદાસ | ઘુમા |
| પા. હીરાચંદ રામદાસ | કઠલાલ | પા. ચતુરભાઈ ભુદરદાસ | ઘુમા |
| પા. ભુદરદાસ કરસનદાસ | કઠલાલ | પા. ત્રંબકલાલ સબળસંગ | સીલજ |
| પા. પુંજાભાઈ ભૂલદાસ | જીતપુરા | પા. પુંજાભાઈ કાનદાસ | સીલજ |
| પા. અમીચંદ જેઠાભાઈ | ઘોઘાવાડા | પા. વાસણભાઈ જીવણદાસ | સીલજ |
| પા. છગનદાસ રામદાસ | કનીજ | પા. વ્રજલાલ ડોસાભાઈ | સીલજ |
| પા. રણછોડદાસ રામદાસ | નાયકા | પા. મોહનલાલ ગણેશજી | સીલજ |
| પા. હરગોવિંદદાસ જીવીદાસ | નાયકા | પા. ગુલાબભાઈ રણછોડદાસ | સોલા |
| પા. પોપટદાસ કલ્યાણદાસ | ત્રાંસદ | પા. લલ્લુભાઈ ત્રિકમદાસ | સોલા |
| પા. કાળીદાસ મોરારદાસ | ત્રાંસદ | પા. કાળીદાસ રામદાસ | સોલા |
| પા. બાપુભાઈ રણછોડદાસ | ઓડ | પા. મનોરભાઈ ચતુરભાઈ | સોલા |
| પા. જેસંગભાઈ રામદાસ | કેરાળા | પા. છગનભાઈ ખુશાલભાઈ | લાંભા |
| પા. ડાહ્યાભાઈ નાથાભાઈ | વાસણામારગીયા | પા. ત્રિભુવન અમીચંદ | લાંભા |
| પા. ખોડીદાસ જેસંગદાસ | વાસણામારગીયા | પા. ત્રિકમલાલ કુબેરદાસ | લાંભા |
| પા. લલ્લુભાઈ ચેલદાસ | વાસણામારગીયા | પા. ચેલદાસ ખોડીદાસ | લાંભા |
| પા. જીજીદાસ ભગવાનદાસ | વાસણામારગીયા | પા. જેણાભાઈ કલ્યાણદાસ | બોપલ |
| પા. પોપટલાલ જેસંગદાસ | વાસણામારગીયા | પા. બહેચરદાસ દેશાઈભાઈ | બોપલ |
| પા. ભાયચંદદાસ માધવજી | ચાંદખેડા | પા. ઈશ્વરદાસ ત્રિકમદાસ | બોપલ |
| પા. જીવાભાઈ જોરાભાઈ | ચાંદખેડા | પા. જોઈતારામ કાળીદાસ | ભાંનેર |
| પા. હરિભાઈ અમથાભાઈ | ઈસનપુર | પા. જેસંગભાઈ કાળીદાસ | આંબલીયારા |
| પા. બહેચરભાઈ મોતીદાસ | ઈસનપુર | પા. કેશવલાલ બહેચરદાસ | આંબલીયારા |
| પા. ભુલાભાઈ નાગરદાસ | વાસણાકેલીયા | પા. વાઘજીભાઈ જોરાભાઈ | ભાવડા |
| પા. ઈશ્વરભાઈ અમથાભાઈ | ચાચરાવાડીવાસણું | પા. ભુદરભાઈ દલશા | વણઝર |
| પા. ગોરધનદાસ બહેચરદાસ | ચાચરાવાડીવાસણું | પા. પ્રહલાદભાઈ ઈશ્વરદાસ | વણઝર |

ઉપર પ્રમાણે અસલ ઉપરથી ખરી નકલ કરી છપાવી પ્રસિદ્ધ કરનાર પંચ તરફથી પા. વ્રજલાલ કાળીદાસ જેતલપુરના.

★ ★ ★

## શ્રી કડી પ્રાંત ક. પા. પરિષદની બીજી બેઠકના પ્રમુખનું ભાષણ : સરઢવ (૧૯૨૧)

**માન્યવર જ્ઞાતિબંધુઓ,**

જે સ્થાન માટે આપે મને આજે માન આપ્યું છે તે માટે આપનો હું અંતઃકરણ પૂર્વક આભાર માનું છું, પરંતુ મને જ્યારે એ માટે પહેલી સૂચના થઈ હતી ત્યારે જ મને સ્ફુરણ થયું હતું કે આ મહાસાગર જેવડી ન્યાતમાં હું બિંદુ તે કોણ માત્ર છું. જો જ્ઞાતિ સુધારા માટે શુદ્ધ હૃદયથી ઉત્સાહપૂર્વક સતત પ્રબળ પુરુષાર્થ કરવામાં આવે, તો હિંદમાં સેંકડે એંસી ટકા ખેડૂત કોમમાંથી આપણી આ જમીનદાર પાટીદાર કોમ વકીલ, વ્યાપારી અને નોકરીયાત અમલદાર પર્યંત વર્ગને દાબી જરૂર સર્વથી ઉંચે આવે એમાં જરાયે શક નથી.

### બાળલગ્નથી બચો

ભાઈઓ ગયે વર્ષે જ્યારે સુધારાની આગેવાન ગણાતી સ્વતંત્રતાનો દાવો કરતી શહેરની સુધરેલી પ્રજાએ સખ્ત મોંઘવારી વિગેરેના સબબથી ઘણું રોક્યા છતાં જૂના જમાનાનો બાળલગ્નનો નાટક પૂરેપૂરો ભજવ્યો હતો; ત્યારે આપણી આ ગામડાંની ગાયકવાડી અભણ ગણાતી પ્રજાએ તો નીડરપણે સુધારા અમલમાં મૂકી કડવા જ્ઞાતિ પરનું ઘણા કાળનું કલંક ધોઈ નાંખ્યું હતું.

આનું માન નામદાર શ્રીમંત સરકાર તથા તેમના સુજ્ઞ અમલદાર તથા મહેરબાન સૂબા સાહેબને જ વિશેષ ઘટે છે.

આપણી જ્ઞાતિ માટે તો તેમનો આ પુરુષાર્થ ખરેખર સ્તુત્ય છે.

કજોડાંની કાયમી પીડાઓ તથા બ્રહ્મચર્યાશ્રમ-સમૂળ ઉચ્છેદથી થતાં હજારો અકાળ મૃત્યુમાંથી એ વિના બચવાનો એકે આરો નથી.

આ બાળલગ્ન પ્રતિબંધક કાયદારૂપી મૃતસંજીવનીની ઠંડી માત્રા ભલે થોડાઓને ગરમ પડે પરંતુ હજારો મૂંગા બાળકોના આશીર્વાદ તમને જરૂર મળશે.



દેવ અને દેવીઓને નામે બાર બાર વર્ષે બરાડી ઉઠતા રાક્ષસીવૃત્તિના થોડાક સ્વાર્થી આગેવાનોનાં મોઢાં બંધ કરનાર આ બાળલગ્ન પ્રતિબંધક કાયદાને આ

તાલુકાની સુજ્ઞ પ્રજાએ વધાવી લેવામાં ખરેખરી શૂરવીરતા બતાવી છે. છતાં બ્રહ્મચર્યના લાભ સમજી બાળકોને કજોડાં, કારમાં મૃત્યુ ને નિર્માલ્યતા વિગેરેથી પણ બચાવવાં જોઈએ પરંતુ કહેવાય છે કે ગુજરાતીઓ આરંભે શૂરા હોય છે અને તેથી આટલા મોટા પરિશ્રમે મુદતની લગ્નની બેડીમાંથી છૂટ્યા પછી પણ છૂટાછવાયા બાળલગ્ન થાય, તો તો ઘણી જ નામોશી જેવું ગણાય. બ્રહ્મચર્યરૂપી તપ વડે જ આપણા પૂર્વજો અનેક સિદ્ધિઓને પામ્યા છે તો બ્રિટીશ રાજ્યમાં વસ્તી નિરંકુશ પ્રજાને આપણે બાળલગ્ન તોડવાથી થતાં શુભ ફળોના દૃષ્ટાંતોના ઢગલા વાળી બતાવી આપવું જોઈએ, કે આ કાયદાથી અમને કેવો સારો લાભ મળ્યો છે.

તે દ્વારા તેમને પણ સુધારાનો સ્વાદ ચખાડી આપણાં તરફ વાળવા જોઈએ. મુખ પર કાળી મૂછ બરાબર ફૂટે એ પરણવાનો કાળ ઈશ્વરનિર્મિત કાયદારૂપ છે. તે જ પ્રમાણે શ્રીમંત સરકારના આ શુભ આશયને સફળ કરવા કમર બાંધી આ સુધારાના મંત્રને એકેએક જ્ઞાતિબંધુના કાનમાં સંભળાવવા વર્ષના ત્રણસોને સાઠ દિવસ આપણે સખત મહેતન કરવી જોઈએ.

જેમ ઘર બાંધનાર પ્રથમ ઘરના પાયાને મજબુત બનાવે છે તેમ બ્રહ્મચર્ય આશ્રમ એ ચારે આશ્રમનો પાયો છે. તેને ખોદી નાખતો અટકાવી આપણા સુધારા સફળ કરવા જોઈએ ''નામ બાળલગ્નનું બાળો બાળો કે ચુલામાં ઘાલો'' વગેરે પ્રાચીન કવિ બહુ કહી ગયા છે અને બાળલગ્ન બાળલગ્ન તો સહુ કોઈ સમજે છે; પરંતુ આપણી નાતના બાળલગ્ને તો હદવાળી છે જો માતા પિતા પોતાના બાળકોનું હિત ન સમજે અને તેને નિર્માલ્ય રાખે તો બીજું તેનું બેલી કોણ ? આ જ્ઞાતિ વિઘાતક બાળલગ્નના વિષયમાં એક આધુનિક કવિતા આપની સમક્ષ રજૂ કરું છું અને આશા રાખું છું કે એથી બાળલગ્નરૂપી ઘાણીમાં પીલાતા આપણા બાળકોના વીર્ય ઓજસ બળ બુદ્ધિ વિગેરેનું જરૂર રક્ષણ થશે.

પરમ પવિત્ર માતા ઉમિયાના બાળ અમે,
પરમ ચરિત્ર માનું ઉરમાં ઉતારતા.

પરમ વિચિત્ર બાળલગ્નની પ્રથાને ત્યજી,
કુધારાના કાયદાના ચીથરાં ઉરાડતા.

નરમાં ગણાય નરાધીપ રૂપ હરી કેરું,
કાયદાના દંડ વડે પ્રજાને સુધારતા.

એવા સરકાર છે સયાજી ગુજરાત પતિ,
માતાના સુપુત તેની નામના વધારતા.

છતાં એ કુપુત હજુ માતાને વગોવનાર,
પકડેલા પુંછડાને પુરાતન માનતા.

વેદને પુરાણના વિધિને ત્યજી લગ્નમાં,
મનમુખી મારગને હિત કર જાણતા.

કડવાને કડવા રિવાજમાં મીઠાશ મળે,
લગનમાં લ્હાવા લેવા પારકા બોલાવતા.

સડેલા મગજના માબાપ ના કરો ને ગોર;
વેવાઈ વેવાણ કેરા હાથમાં મેલાવતા.

ઉંઘતા ને રડતા ને રોગ માંહી સડતાને,
ઉપાડી ઉપાડી ગોર માંહ્યરાંમાં લાવતા.

ગમે તેમ લવી ગોર દક્ષિણા પડાવી લઈ,
જનમી બળદ પછી ઋણ એ પતાવતા.

અખીલ જગતને બનાવનાર એક શીવ,
જગત જીવાડનાર તેથી એ અધિક છે.

જગતની પાળક ને પોષક પિતાની જેવી,
પાટીદાર જ્ઞાતિ તેને કહો કોની બીક છે,

દુનિયામાં વસતા જુવોને છે કરોડ જન,
રિવાજ ન થાઓ તે એ ઘરમાંહી ઠીક છે.

નારીનું વધારો માન કન્યાનો વધારો થશે,
વાંઢા રહી મરવાની પછી કોને બીક છે.

ચૂકે ન અણીને સમે ટેકીલા ચુહાણ જેમ,
નીચ આ રિવાજ પર ધીર તીર તાકીએ.

લાજ કેમ આવતી નથી આ મ્હેણું શાંખી રહે,
લપ આ કુમુદતના લગનની ન રાખીએ.



બ્રહ્મચર્ય અને બાળલગ્નના સંબંધમાં અગાઉ ઘણું કહેવાયું છે, તો હવે બંધુઓ આટલા જ ટકોરા માત્રથી બાળલગ્નથી અટકવું જોઈએ.

## શિક્ષણના ક્રમને સુધારો

ફરજિયાત કેળવણી વડે વિદ્યાનો વરસાદ વર્ષાવવા બદલ પણ નામદાર શ્રીમંત સરકારના આપણે ઋણી છીએ, અને એ ઋણ પતાવવા માધ્યમિક તથા ઉચ્ચ કેળવણીના મહાલયોનો પણ ખેતી, હુન્નર, ઉદ્યોગ તથા ધાર્મિક તત્ત્વો વડે પાયો રખાય તે પ્રકારની તે સંબંધમાં આપણે જાગ્રત થવું જોઈએ.

હાલના અપૂર્ણ અને પ્રતિકૂળ શિક્ષણ ક્રમને સુધારવા રાષ્ટ્રીય કેળવણી મંડળો તથા ગુરુકુળો જે પુરુષાર્થ કરી રહ્યાં છે તેમાં આપણે આપણો હિસ્સો આપવો જોઈએ અને યુનિવર્સિટીઓના સંબંધ વડે જેની સ્વતંત્રતા માટે અત્યારે શંકાઓ રખાય છે અને તેવા સંબંધોથી છૂટા થવા દેશનેતાઓ જે પોકારી રહ્યા છે તે તરફ પુરતું ધ્યાન આપી ચાલતા શિક્ષણક્રમથી વિલક્ષણ પ્રકારના શિક્ષણ માટે પ્રજાના બળ વડે આદર્શ સંસ્થાઓ સ્થાપી વકીલ, નોકર નહી પણ ઉપયોગી હિંદી બને, ખરો ખેડૂત બને, સાચો વેપારી બને એ પ્રકારના શિક્ષણને સ્થાપન કરવા અથાગ મહેનતની આવશ્યકતા છે.

અત્યારે સરકારી અંકુશ નીચે ચાલતું શિક્ષણ આપણી પાટીદાર કોમ માટે તો કેવળ નિરર્થક નીવડ્યું છે; એવી સૌ કોઈની માન્યતા છે. માટે હાલ ચાલતા શિક્ષણક્રમમાં સુધારા કરાવવા જ જોઈએ, અને તે બાબતમાં ખેતીવાડી વિગેરેના શિક્ષણ માટે જુદી કોલેજોની માંગણી કરવા કરતાં જે દેશમાં એંસી ટકા ખેડૂતો વસે છે તે દેશના આખા શિક્ષણ ક્રમને જ ખેતી અને ખેતી વડે ઉત્પન્ન થતાં રૂ, ખાંડ, રંગ અને એવી જ ઉપયોગી વસ્તુઓ બનાવી શકાય એવાં હુન્નરોના કારખાનાંરૂપ કરી દેવો એ જ આ દેશને અત્યારે વધુ આશીર્વાદ સમાન છે.

હુન્નર અને વ્યાપારી કુનેહ વિના એકલી ખેતી દેશને આબાદ કરી શકતી નથી; પરંતુ તેમાં પણ ઘડીયાલો અને બાઈસીકલો બનાવવાના કારખાના વિના આપણે કાળ અને દેશને માપી શકીશું; પરંતુ કાચા રૂમાંથી કાપડ વિગેરે બનાવ્યા વિના તો દેશને નાગા જ ફરવાનો વખત આવશે.

દેશમાં પાકતા સઘળા રૂનું આપણે સુતર અને કાપડ બનાવવા અત્યારથી જ મચી જવું જોઈએ, અને મહાત્મા ગાંધીજીના પવિત્ર રેંટિયા તથા શાળાઓને પુનઃ સજીવન કરી દેશને પરદેશી ગુલામીમાંથી છોડાવવો જોઈએ.



આ વિચારને સામાન્ય વિદ્વાનો ભલે હસી કાઢે; પરંતુ આપણો પવિત્ર ધર્મ અને દેશની આબાદી એમાં જ રહેલી છે. જો આ ફરજ આપણે બરાબર બજાવીએ તો આખા વર્ષની મહેનત વડે પકવેલો કાચો માલ પરદેશ જતો અટકે, અને

પુનઃ તેમની પાસેથી સોનારૂપાને સાટે ખરીદાતું તકલાદી પરદેશી કાપડ આપણા પ્રાણ શોષી લે છે તેના ઉડાઉ ખર્ચમાંથી આપણે બચીએ. "આપ વિના બળ નહીં અને મેઘ વિના જળ નહી" એ પ્રાચીન કહેવત યાદ કરો, અને "સા વિદ્યા યા વિમુક્તયે" એ મહામંત્રનો નિરંતર પાઠ કરો; એટલે વિદ્યા તો તે જ કહેવાય કે જે બંધનમાં પડેલા પરાધીન જીવને સ્વતંત્રતા અને મુક્તિ અપાવે. પ્રિય બંધુઓ ! પ્રાચીન કાળમાં તો વિદ્યાઓની પવિત્ર નદીઓ વહેતી હતી, અને તે સમયમાં ગોકુલીયું નાનું ગામડું છતાં પૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણ પરમાત્મા જેવા અને શ્રીમંત સરકાર જેવા ગામડાંમાં જ અવતાર લેતા હતા. તે સમયનાં ગામડાંનું ગંભીર ગૌરવ ક્યાં, અને હાલ ખેડૂતના હારીને છાશના ટીપા માટે ભીખ માગવી પડે એ દુર્દશા ક્યાં ? દહીં, માખણના માટલાં ફોડવા ગોવાળીયાને આમંત્રણ થતું તે સમય ક્યાં ? અને ડેરીમાં દૂધ વેચવાનો સમય ક્યાં ? જમીનદારોને શાકભાજી માટે શહેરમાં જવું પડે એથી વધુ શરમાવા જેવું બીજું શું હોઈ શકે. દરજી, ઘાંચી, મોચી અને લુવાર, સુથાર વગેરે સર્વ કારીગરો જ્યાં મોજથી પસાયતાં ખાતા તે જાહોજલાલી ક્યાં ગઈ ? અને જર્મન લડાઈના સમયમાં જ્યારે ચોખા અને ગ્યાસલેટ પર કંટ્રોલ મુકાયા ત્યારે અંધારે ખાવાનું ખાતી, દીવેલ માટે દુકાળ વેઠતી અત્યારની હિંદી પ્રજાનાં નસીબમાં ભોંય સીંગના તેલ ખાવાનાં ક્યાંથી આવ્યાં ?

બશેર દૂધ સાથે રોટલાનું શિરામણ કરનારને પાશેર પાણીમાં ચમચો દૂધ નાંખી ચાનું ઠીકરૂં ધરી છોકરાં પટાવવાનો સમય ક્યાંથી આવ્યો ?

ફળદ્રુપ ઝાડ વાવનારને યજ્ઞ જેટલું ફળ મળતું તે પવિત્ર સમય ક્યાં, અને ફળફળ કરતાં માંદા માણસ મરી જાય પણ ફળ ન દેખે એવો સમય ક્યાં ?

વેદના પવિત્ર મંત્રો વડે ઘેર ઘેર થતા અગ્નિહોત્ર ક્યાં અને મીલ રાક્ષસનાં મોમાં બળતણનો હોમ થવાથી મડદા બાળવા પણ લાકડાં ન મળે એવી દુર્દશા ક્યાં ?

યંત્ર બળના મોહે પરતંત્ર બનેલી આપણી પ્રજા સફાઈદાર તકલાદી વસ્તુ પરના મોહને છોડે, તો અત્યારે પણ શ્રીકૃષ્ણ પરમાત્મા જરૂર આ ગામડાંમાં જ અવતાર લે.



આ પ્રમાણે વિચાર કરતાં હાલનો કેળવણીક્રમ જે માત્ર નોકરીયાત વર્ગને આભારી છે તેમાં ઉપયોગી સુધારા કરાવીએ તો જ પાટીદાર કોમની કંઈક સેવા કરી લેખાય.

## ગોળ બાંધો નહીં, બાંધેલા હોય તેને તોડો

પ્યારા બંધુઓ ! હંસ જેમ પાણીમાં ભળેલા દૂધ માત્રને પી લે છે તે પ્રમાણે જ્યારે આપણે જુની કુધારારૂપી કુટેવોનો ઘર છોડ કરી નિકાલ લાવી રહ્યા છીએ, તેવે સમયે બીજી તરફથી આપણી જ્ઞાતિના એકસંપીપણારૂપી જીવનનો નાશ કરનાર ગોળ અથવા જથાનું કોગળીયું ફાટી નીકળ્યું છે.

એક તરફથી જ્યારે દેશના પ્રાતઃસ્મરણીય નેતાઓ હિંદુ કોમોની એકતા ઉપર વજન આપે છે ત્યારે આપણે લોર્ડ કર્જન સાહેબે જેમ બંગાળાના ભાગલા પાડ્યા હતા તેમ ૧૨ લાખની મહાન જ્ઞાતિના કકડે કકડા કરી નાખવામાં ખોટું માન અને હિત સમજીએ છીએ, અને તેથી આપણી અધોગતિનું બીજ આપણે અજાણપણે વાવી રહ્યા છીએ.

બંધુઓ ! વિચાર કરો કે સરઢવમાં વસતા, કડી તાલુકામાં વસતા, ચરોતર વાકલ અને સુરત જિલ્લામાં વસતા જ્ઞાતિબંધુઓમાં જ્યારે સામાન્યપણે જ્ઞાતિના પ્રતિબંધ વિના પ્રજાની વૃદ્ધિ અને આબાદીમાં આપણું જ શ્રેય મનાતું ત્યારે જથા બાંધ્યા પછી તો માત્ર સરઢવની આબાદીમાં જ શ્રેય મનાશે.

હવે પછી ભલે ભરૂચ, સુરત અને વડોદરામાં વસતા પાટીદારો નિઃસંતાન થાય કે નષ્ટભ્રષ્ટ થાય તો તમારે નહાવા નીચોવવાનું નહી રહે. અમે તો અમારું ફોડીશું; આ સ્વાર્થી ભાવનાએ ઈશ્વરના આપેલા એક ગુણ ધર્મ અને સ્વભાવવાળા ૧૨ લાખ ભાઈઓથી જુદી પાડી બારસો ઘરના ભાગલા બનાવી મુક્યા છે, અને અંતે બીજી વાણીયા બ્રાહ્મણની નાતોની પેઠે બાર બારને આંકડે ગણતા થઈ જઈશું.

ચાર વર્ણમાંથી અઢાર થઈ અને અઢારમાંથી તો અત્યારે હજારો ભાગલા પડ્યા છે; છતાંએ હજુ ધરાતા નથી એ કેટલું બધું અજબ જેવું છે ! ૧૨ લાખ ભાઈનો એક વાડો બસ હતો. ગુણ, કર્મ અને સ્વભાવ વડે સર્વે પાટીદાર એક સરખા છે; છતાં રોટી વ્યવહારમાં, બેટી વ્યવહારનો અટકાવ કરવા ગોળ બાંધવા, એ તો પરમેશ્વર કરતાંએ દોઢડહાપણ વાપરી મુક્તિનાં દ્વાર બંધ કરવા બરાબર છે; સમગ્ર જ્ઞાતિ પ્રત્યેની ઉદાર ભાવનાનો નાશ કરનાર છે. પરમેશ્વરે ઉદારતા વાપરી આપણો વસ્તાર વધાર્યો તેને આપણે આપ મતલબીપણા વડે ટુકડા પાડી કન્યાવ્યવહાર કરવા સંકોચ રાખીએ, તો જરૂર, પરમેશ્વર પણ પોતાનો ઉદાર હાથ સંકોચી લે અને કોપ કરી આપણું ભુંડું કરે.

મહાસાગરનું જળ કદી ઘટતું નથી, બંધાતું નથી, તેમ સુકાઈ જતુએ નથી; પરંતુ તેમાં પાળો બાંધી ક્યારા કરી ખાબોચીયાં બનાવીએ તો એ તળાવ કે ખાબોચીયાં તો ગંધાઈ ઉઠે, ને સુકાઈ પણ જાય, અને એ પ્રમાણે જ્યાં જ્યાં વાડાઓ બંધાયા છે ત્યાં ત્યાં બની ચુક્યું છે. વાણીયા અને બ્રાહ્મણોના સેંકડો વાડાઓમાં એમ જ બને છે, અને આપણી ખુદ કડવા પાટીદાર જ્ઞાતિમાં જ સુરત, વડોદરા અને ભરૂચ જીલ્લામાં પણ તેવાં જ નાશકારક બનાવ બન્યાનાં જાગતા જ્યોત દૃષ્ટાંત હાલ મોજુદ છે.

કુળવાનોના ત્રાસથી ચૌદની સાલમાં ભરૂચ વડોદરા અને આજુબાજુના ૯૬ ગામડાં મળી એક જથો બંધાયો; ત્યારે ભરૂચ શહેરમાં જ ૭૦૦ ઘરની ન્યાત હતી. તે પૂર્વેના વખતમાં કન્યા વિક્રય તો હતો જ નહી. અત્યારે એ ભાગલા પડવાથી ભરૂચમાં માત્ર ૭૦ ઘર અને પચાસ મરદ જીવતા રહ્યા છે, અને ગામડામાં ૨૦૦૦ હજારની વસ્તીમાંથી માત્ર ૫૦૦ ઘર જીવતાં રહ્યા છે, કન્યાવિક્રય પણ એ વગાને પ્રતાપે ચાલવા માંડ્યો છે, એ જ પ્રમાણે સુરત જીલ્લામાં, ખંભાતમાં, ચરોતરમાં બન્યું છે. જે ગામોમાં પાટીદાર જ હતા ત્યાં હવે માત્ર વોહરાઓ અને મુસલમાનો જ જમીનદારો બન્યા છે, અને ગામોનાં ગામો જે વગા બાંધ્યા પૂર્વે આબાદ હતાં, ત્યાં પાટીદારોનાં નામ કે નિશાન રહ્યાં નથી. આ પ્રમાણે એક નહીં પણ અસંખ્ય ગામોમાં બની ચૂક્યું છે.

સાગર જેવડી ન્યાતથી છૂટા પડી માત્ર ૬૦ વર્ષમાં જ અમને આ ફળ મળ્યું છે; છતાં હજુ અમે ગોળને કલ્યાણ કરનાર માનીએ છીએ, અને અમારા રિવાજ સારા છે, અભિમાન છોડવા તૈયાર નથી. આવી માન્યતામાં અત્યારે અમને જીવતા બાળી મુક્યા જેવું દુ:ખ થાય છે. શું કરું ? ક્યાં જાય ? કોણ સંઘરે ? નાના નાના વિભાગોમાં સ્વાર્થી પટેલીયાઓ રાજા બની ત્રાસ વરતાવે, ગરીબ જ્ઞાતિને ડંડે અને તેમની કોઈ દાદ કે ફરીયાદ સાંભળે નહી. આ પ્રમાણે એકવાર ઘોળ બાંધ્યા તે જેમ એકવાર કંઠી બાંધી સંપ્રદાયમાં ભળ્યા પછી તેને તોડવા એ તો બેલજીયમના કિલ્લા તોડવા કરતાં વધુ વસમું થઈ પડે છે. પ્રજાનાં આ ભયંકર દુ:ખ વડે દુ:ખિયા બનેલા આપણા શ્રીમંત સરકારે કન્યા વ્યવહારમાં પ્રતિબંધ કરનાર પટેલ પર ફોજદારી કામ ચલાવનાર ધારો ઘડ્યો હતો, અને પ્રભુકૃપાએ તે સફળ થયો હોત તો આવા ગોળ બંધાત નહીં, અને બંધાયેલા પણ તુર્ત ભાંગી પડત; પરંતુ આપણી દુર્દશાથી એ ધારો ફોજદારીને બદલે દીવાની ખટલામાં આપણા દુરાગ્રહથી મુકાયો છે.

બ્રિટીશ ધારાસભામાં પણ માનવંતા વિઠ્ઠલભાઈ પટેલે એને મળતું બીલ મુક્યું હતું. તેની પણ એ જ દશા થઈ છે.

તેમજ ગયે વર્ષે નામદાર પાટડી દરબારસાહેબે પણ વગા, જથા અને ગોળના માઠાં પરીણામો બતાવ્યા હતાં; છતાં અત્યંત શોકની વાત છે કે આ તરફ નવા જથા હાલ બંધાયા છે અને બંધાતા જાય છે. રોટી વ્યવહાર ત્યાં બેટી વ્યવહાર દાખલ કરવાની પવિત્ર ફરજ બજાવવાના હાલના સમયમાં આવા બનાવ બને એ અત્યંત ખેદની વાત છે, પરંતુ અહીં એક ગંભીર પ્રશ્ન ઉઠે છે તેનો ઉકેલ કર્યા વિના ચાલી શકે તેમ નથી. આ વગા જથા કુળવાન શહેરીઓના ત્રાસથી બાંધવા પડે છે. તે લોક આપણને હલકા ગણનાર, પૈસા પડાવનાર, બે-ત્રણ સ્ત્રીઓ એકીફેરે કરનાર અને છૂટાછેડાનો વેપાર માંડી બેઠેલા હોય છે. એ વાત સાચી છે, પરંતુ થોડા કુળવાન શહેરીઓના ત્રાસથી આખી જ્ઞાતિના ભાગલા પાડવાનું ગાંડપણ, એ તો પાડાને દુઃખ અને પખાલીને ડામ દેવા બરાબર ગણાય.

જો આપણે કહેવાતા કુલીનો સાથે જ મજબુત અસહકાર કરીએ તો એ દુઃખ ટળી શકે છે; પરંતુ આ ઘોળ જથા વડે તો ગુજરાતમાં સર્વ ગામો ત્યજી દેવાય છે, અને જેમના હિતમાં આપણું પણ હિત સમાયું છે એવા સરખા રીત-રિવાજવાળાં ગામોને પણ કુલીનોને ત્રાસે આપણે છોડી બેઠા છીએ, અને એકમેકના હિત માટેની લાગણીઓનો સમૂળો નાશ થાય એવો પ્રસંગ લાવવા બેઠા છીએ.

ગોળમાં બંદોબસ્ત માટે રચાયેલા નિયમો ઘણે ભાગે હિત કરતા હોય છે; પરંતુ તેને મળતા જ નિયમોવાળા બીજા ગોળોથી અથવા છૂટા છવાયા જ્ઞાતિહિતચિંતકો કન્યા વ્યવહાર ન રાખવા સંબંધી કલમો ઘડી પડોશનાં ગામોને તથા દૂર વસતા જ્ઞાતિબંધુઓને આપણે ભયંકર અન્યાય આપીએ છીએ.

કન્યાવ્યવહાર બંધ કરવા સિવાય જાણે બીજો શિક્ષા આપવાનો ઇલાજ જ ન હોય એવું આંધળાંપણું નીરોગી ન્યાતમાં ન શોભે. સરખા રીતરિવાજવાળા ગામો, ઘરો તથા પુરુષોમાં કન્યાવ્યવહાર કરનારને અટકાવ ન કરવો, એવો નિયમ કોઈ પણ વગા જથામાં મોજુદ હોય એવું મારા જાણવામાં છે જ નહીં. ઉદાર અને બહોળી ન્યાતને કન્યા વ્યવહારનો પ્રતિબંધ કાઢી નાખી વ્યવસ્થા જાળવવાના નિયમો બાંધી, તે વ્યવસ્થા પ્રમાણે વર્તન કરવામાં કશો જ ભય નથી અને કન્યાની અછત મટાડવા ગોળ બાંધવા એ તો અછત ઘટાડવાને બદલે અછત વધારવા બરાબર છે.

ગોળ બાંધવાથી કન્યાઓ વધી જાય એ માનવું સૃષ્ટિ રચનાથી ઊંધું છે. કન્યાની અછત થવાનું કારણ તો જુદું છે, અને તે અછત મટવા કંઈ જુદો જ ઉપાય આપણે સ્વાર્થ વશ થઈ કરી રહ્યાં છીએ. ગોળથી કન્યાની સંખ્યા વધવાને કશું જ કારણ મળતું નથી. અને કદી એમ કહીએ કે બહાર જતી કન્યા અટકે તો બહાર ક્યાં ચૂલામાં જાય છે ! અંદર અને બહાર એ ભેદ તો ગોળ બાંધ્યા પછી જ પડે છે. તો તે પૂર્વે કંઈ ન્યાતની બહાર પારસી, મુસલમાનમાં તો નહોતી જતી. જ્યાં જતી હોય છે ત્યાં તે આપણી ન્યાતની વૃદ્ધિ કરવા જાય છે, અને કુલીનોને બાદ કરતાં બાકીના વર્ગમાંથી પાછી એ કન્યાઓ આપણી જ સમગ્ર જ્ઞાતિમાં સંબંધ વડે જોડાય છે, અને જગતનું એમજ સુખપૂર્વક ચાલ્યા કરે છે. તેમાં આડાં લાકડાં ઘાલી ગોળ બાંધવા એ તો કન્યાની છતને બદલે અછત કરવા બરાબર ગણાય છે.

કન્યાની અછત માટે અત્યારે કેમ પ્રશ્ન ઉઠે છે તે સંબંધી વિચાર કરતાં એક વાત યાદ આવે છે કે પાટીદાર કોમમાં પાડાને બદલે પાડીઓની નીપજમાં વધારો જણાય છે અને તેનું કારણ વિચારીએ તો આ વાતનો ઉકેલ આવી જાય છે તે જ પ્રમાણે યુરોપ ખંડમાં સ્ત્રીઓ માટે હોય છે.

સારો ગુણ બીજામાં હોય તો તે લેવામાં અડચણ નથી. તો જેમ આપણે પાડા કરતાં ભેંસો ઉછેરવામાં વધારે લક્ષ આપીએ છીએ અને યુરોપીયનોમાં સ્ત્રીઓને વધુ માન અને કાયદાની સગવડતા વધારે હોય છે. તેથી ત્યાં સ્ત્રીઓ અને અહીં ભેંસોની વૃદ્ધિ જણાય છે. યુરોપમાં સોળ મરદ બરાબર એક સ્ત્રીની કિંમત ગણાય છે. કેમકે એક સ્ત્રી સોળ મરદને જન્મ આપે છે અને આવી માન્યતા લડાઈ પૂર્વે ત્યાં ત્રણગણી સ્ત્રીઓ હતી અને અત્યારે તો તેથીએ વધી પડી હશે.

જ્યાં નારીઓ પૂજાય છે ત્યાં દેવો સંતુષ્ટ થાય છે. નારીઓ એટલે પત્નીઓ માત્ર નહી, પણ પુત્રીઓ અને માતાઓ મળી સમગ્ર સ્ત્રીજાતિ સમજવી, અને જે પૂજ્ય ગણાય તેના ઉછેરમાં સારી માવજત રખાય તે સંભવીત છે; પરંતુ આપણી કોમમાં તો કુપાત્ર જમાઈ શોધી ભટકેલા પાટીદારો પુત્રીને પીડા સમાન માને છે, અને આખો હિંદુસમાજ પુત્ર જન્મે ત્યારે હરખાઈ જાય છે, આવા દેશમાં અમારે ત્યાં પુત્રીઓ જન્મે તો સારું એવી ઇચ્છા રાખનાર એક પણ આસામી ક્યાંથી મળી શકે ? ''ચલનો ભલો ન કોસકો, દૂહીતા ભલી ને એક'' એ વાક્ય વડે તો આપણી પુત્રીઓ પ્રત્યેની ભાવના જ બદલી નાંખી છે, અને

દરેક જણ ઇચ્છે છે કે મારે ઘેર છોકરા થાય તો સારું પુત્રી તો પારકું ધન, તે તો ઉકરડાની જાત, ગમે તેમ ઉછરે તેને ઉછેરવા કે કેળવવા જાણે પ્રયત્નની જ જરૂર ન હોય, તેમ કેવળ ઉદાસીનતા રખાય છે, આવી સ્થિતિમાં તો તમારે પુત્રીઓ જોઈતી નથી અને પ્રભુ આપતા નથી; અને વગર માગે પરાણે પ્રભુ આપે છે ત્યારે તમો પાડાની પેઠે તેને ઉછેરવામાં બેદરકારી રાખો છો. તો હવે કન્યાની છત સેંકડો ગોળ બાંધો કે ઘેરઘેર વાડો બાંધો તોય ક્યાંથી થાય ? પુત્રી ન જોઈએ પણ પારકી પુત્રી બૈરી તરીકે જોઈએ ! આવી ભાવના જોઈને દયાળુ પ્રભુને હસવું આવે છે.

માટે વગા, જથા અને ગોળના ફંદમાં ન ફસતાં દરેકજણે ઈશ્વર પાસે પુત્રીઓ માગવી. પુત્રીઓ જન્મે ત્યારે રાજી થવું, અને તેને ઉછેરવામાં, કેળવવામાં અને ઘોળ જથાનો પ્રતિબંધ રાખ્યા વિના સુપાત્રને દાન દેવામાં મોટું પુણ્ય માનવું. આવા સાચા હૃદયની ભાવના માત્રથી જ ગોળ વિના કન્યાની અછત દૂર થશે, કેમકે દરેકે દરેક વસ્તુ ભાવનાથી સિદ્ધ થાય છે. ''યાદશી ભાવના યસ્ય સિદ્ધિર્ભવતી તાદશી'' એવું વેદવાક્ય છે, તેમાં શ્રદ્ધા રાખી તમો ઉદાર ભાવનાવાળા થાઓ, તો પ્રભુ પણ ઉદાર થશે, અને કન્યાઓનો તમારે વરસાદ વર્ષાવશે. એ પ્રભુની આજ્ઞા નહીં માનો તો ભવિષ્યમાં કન્યાવિક્રય, કુસંપ, રાગદ્વેષ અને ત્રાસમાં દુઃખ વેઠી એકસંપીપણાનો નાશ કરતા વગાજથાના ફંદમા પડેલી ન્યાતવસ્તીનો ઘટાડો થતાં થતાં સમૂહ નાશ પામશે. ગોળ બાંધો નહીં, હોય તે તોડી નાખો, અથવા તેમાં ગમે ત્યાં સરખા ગુણ કર્મ સ્વભાવવાળામાં કન્યા આપી શકાય એવા છૂટના ઉદાર નિયમો દાખલ કરો, અને નામદાર શ્રીમંત સરકારે જે જ્ઞાતિ સુધારાનો ધારો ઘડ્યો હતો તે તરફ સહનાભૂતિ દર્શાવનારા ઠરાવો પસાર કરો.

★ ★ ★

# પ્રકરણ-૮

# કચ્છ કડવા પાટીદાર યુવકમંડળો અને પરિષદોની સુધારાપ્રવૃત્તિ

## (૧૯૧૯ થી ૧૯૨૪) કરાંચી-મુંબઈ

કચ્છી પટેલો ખેતીવાડી પર નભતા હતા. પણ કચ્છમાં દરિયાકિનારો નજીક હોવાથી બીજા નગરોની અસર કચ્છમાં આવી એટલે તેઓ હુન્નર તરફ વળ્યા અને દેશ છોડી મુંબઈ, કરાંચી, કલકત્તા, સિંધ અને એડન સુધી પહોંચ્યા. એટલું જ નહિ ત્યાં જઈ વસવાટ કર્યો. તેમાંથી નવા વિચારો ઝીલ્યા અને બુદ્ધિજીવી વર્ગે સુધારણાનું આંદોલન શરૂ કર્યું. સ્વામિનારાયણ સંપ્રદાય અને આર્યસમાજ દ્વારા સુધારાની પ્રવૃત્તિ શરૂ થઈ. આ પ્રદેશમાં પીરાણા પંથનું ભારે વર્ચસ્વ હતું. પરિણામે 'સ્વધર્મ'માં પાછા ફરવાનું આંદોલન ચાલ્યું.

સ્વામિનારાયણના સાધુ ઉપદેશકો ઘણાને સ્વધર્મમાં પાછા લાવ્યા. આર્યસમાજ દ્વારા 'શુદ્ધિયજ્ઞ' શરૂ થયો. કચ્છમાં વૈદિકધર્મ સ્વીકારનાર દયાનંદ સરસ્વતીના પરમભક્ત મંજીલ ગામના નરવીર જાડેજા દેવાજી જગમાલજી હતા. તેઓ ચુસ્ત આર્યસમાજી હતા. ત્યારબાદ નારણજી મિસ્ત્રી (લીંબાણા) મુંબઈમાં ગુજરાતના પાટીદારો અને આર્યસમાજીઓના પરિચયમાં આવ્યા. ગુજરાતી અને કચ્છી પટેલો વચ્ચે ફરક જોયો અને મન વિચારમાં પડી ગયું અને પોતાની જ્ઞાતિ સુધારવા સુધારકો અને પંડિતોનો સહયોગ લઈ જ્ઞાતિ સુધારણા આંદોલન શરૂ કર્યું. શુદ્ધ વેદધર્મનો માર્ગ સ્વીકાર્યો. પીરાણા પંથની ક્રિયાઓ પ્રત્યે તેમને નફરત હતી. તેમણે પંથની પોલ ખોલતો ગ્રંથ લખ્યો. પીરાણા સરપંચની પોલ અને સત્યપ્રકાશ સમાજની આંખો ખુલી આ લેખ તેમણે લખેલો છે. કરાંચીથી પ્રગટ થતાં  જ્ઞાતિમુખપત્ર 'પાટીદાર ઉદય'માં આ વિગતો આપેલી છે.

પીરાણા-સતપંથના આદ્ય ઉત્પાદકો તથા પ્રવર્તકોનાં પાખંડ અને છલભેદ, કાકા અને સૈયદોની સ્વાર્થબાજી, પાજી પટેલો અને ગુણહીન ગઢેરાઓનાં કાળાં

કર્મો, પાપી તેમજ ઉપદવ્યાપી કુકર્મી હરામખોરોની મોગલાઈ દમનનીતિ, તેમજ એ બધાની રચેલી વજભેદી પાખંડ-જાળમાં ફસાયેલાં પાટીદારોનાં હરણ-ટોળાંની હૃદયભેદક હાલતનો, જો કંઈ પણ કરુણારસિત ચિતાર જનતા જોઈ શકશે, તો મારો આ રંક પ્રયત્ન, હું સર્વથા સફલ થયેલો સમજીશ.

અમારી દુર્ભાગી જ્ઞાતિ પ્રત્યે દયાવૃત્તિને ઉત્તેજીત કરવા નિમિત્તે, મારા અંતરાત્માના અવાજને અનુસરીને, ઉરમાં ઉછળતા વિચારો વ્યક્ત કરી, મારું હૃદય સુજ્ઞ જનતા સમક્ષ ખાલી કરવા, તેમજ તેમની સ્નિગ્ધ લાગણી, અમારી જ્ઞાતિની દુર્દશા તરફ ખાસ આકર્ષવા માટે, સ્વાર્થરહિત સેવાના હેતુથી જ આ સાહસ હું હાથ ધરું છું.

મેં અત્રે ઓળખેલા પ્રસંગો માત્ર પીરાણા-સતપંથને લગતા જ મારા સામાન્ય જીવનના વિચિત્ર અનુભવોનાં થોડાં આછાં આછાં છાયાચિત્રો છે. માત્ર પીરાણા-સતપંથને લગતી બાબતો સિવાયના, મારા બીજા કોઈપણ પ્રસંગ કે અનુભવને અહીં સ્થાન આપવામાં આવ્યું નથી. 'સ્વધર્મવર્ધક મંડલ' તથા 'કચ્છી કડવા પાટીદાર યુવકમંડળ'ની ઉત્પત્તિ, તેમજ પ્રવૃત્તિનો ખાસ હેતુ એ જ હતો. તેમજ અમારી કચ્છી કડવા પાટીદાર પરિષદ-જે હજી તો ઊગતી બાલ્યાવસ્થા જ ભોગવી રહી છે, તેની સ્થાપના પણ એ જ મુખ્ય હેતુને લક્ષમાં રાખીને કરવામાં આવી છે કે, અમારી અજ્ઞાનના અંધકારમા ઘેરાયેલી, ભોળી તેમજ ઉદારચિત ક્ષત્રિયજાતિનાં સાદાં જીવનમંદિરમાં પ્રભુનો પવિત્ર પ્રકાશ પહોંચે, અજ્ઞાન અને અણસમજનાં વાદળ વિખેરાઈ જાય, દુષ્ટ રૂઢિઓનાં બંધન તૂટે, પાપી અને દુરાચારી પટેલો-ગઢેરાઓની મતલબી ઈન્દ્રજાળના ભેદભરમો ઉઘાડા પડે, તેમનાં ગોઠવેલાં દાવપેચ ભરેલાં પાપી પ્રપંચ-પાટીયાંઓ છિન્ન-વિચ્છિન્ન થઈ જાય અને એ ગઢેરાઓની રાક્ષસી છાયામાં પોષાતું અને જમાનાઓથી જામી રહેલું પીરાણા-સતપંથ જેવા એક પાખંડી પંથનું, અમારી જ્ઞાતિને શરમાવનારું, તેમજ અધોગતિના અંધારા નરકાગારમાં ઘસડી જનારું, જમાનાથી લાગેલુ કાળું કલંક ધોવાઈ જાય, મારા પ્રાણાધિક જાતિભાઈઓ પોતાના આત્મગૌરવને ઓળખે, આત્મપ્રતિષ્ઠા જાળવતાં શીખે, પોતાના વીર ક્ષત્રિયસ્વરૂપની ઝાંખી કરી શકે, અને વેદના વારાના પોતાના પરાક્રમી પૂર્વજોનાં ઉજ્જવલ ચરિત્રોવાળાં પવિત્ર ચિત્રદર્શનથી જાગૃત થઈ, પોતાનાં પ્રાચીન ગૌરવને પુનઃ પ્રાપ્ત કરી, જગતની આગળ વધેલી જાતિઓમાં, પોતાનું મોભાદાર અગ્રસ્થાન પાછું મેળવીને, તે જાળવી રાખતાં શીખે. માત્ર આ એક જ હેતુપૂર્વક ઉપર જણાવેલા કેટલાક મારા પર વીતેલા પ્રસંગોનું અહીં નિઃસ્વાર્થ

સેવાવૃત્તિથી સિંહાવલોકન કરેલું છે અને મને સંપૂર્ણ આશા છે કે, મારા વિશાળ હૃદયના જાતિભાઈઓ, તેમજ અન્ય જ્ઞાતિના હિન્દુભાઈઓ પણ, મારા એ શુદ્ધ ઉદ્દેશ અને ધ્યેયના ઉપર ધ્યાન પહોંચાડી, જનતાને ચરણે ધરેલા, આ સેવાભાવનાના વિચારોમાં જે કંઈ ત્રુટીઓ કે ન્યૂનતા જણાય તેની મોટાં દિલથી ક્ષમા કરશે. આટલો અહીં ઉલ્લેખ કરીને હું મુખ્ય પ્રસંગનો હવે આરંભ કરું છું.

**નિર્દેશ :** સંક્ષેપમાં આ પ્રયાસનો ખાસ હેતુ તો એ જ છે કે, હિંદમાં આજે સેંકડો વર્ષો થયાં જાહેર અને છૂપી રીતે ચાલતા, એ અર્ધદગ્ધ પીરાણા-સતપંથની સામે તીવ્ર ધાર્મિક ઝુંબેશ ઉઠાવવાનો, તેમજ આ ગ્રંથ જેવા વિવિધ પ્રયાસો વડે મારા કણબી અને અન્ય હિંદુભાઈઓનાં પવિત્ર હૃદયમાંથી એ પાપી પંથના, કંઈક કાળથી જડ ઘાલી બેઠેલા સંસ્કારો સર્વથા નાબૂદ કરવાનો દૃઢ વિચાર કેવા સંજોગો વચ્ચે, ક્યારથી ઉત્પન્ન થયો અને આજ સુધી એ દિશામાં મેં તેમજ મારી જ્ઞાતિના મારા મિત્રોએ શું શું કર્યું છે અને તેની આજ સુધી અમારી જ્ઞાતિ પર શી અસર થઈ છે તેની અહીં ટૂંકી નોંધ આપવાથી આ ચાલુ વિષય ઉપર મારી માન્યતા પ્રમાણે ઘણું અજવાળું પડશે. માટે શરૂઆતની આ નોંધ પ્રથમ લક્ષપૂર્વક વાંચી જવાની હું સુજ્ઞ વાચકને આગ્રહપૂર્વક વિનંતી કરું છું.

**આરંભ :** ઉત્સાહ અને આશાભરી નવીન યુવાવસ્થાના નવરંગી મંદિરમાં પગ મુકતાં જ અવનવા અભિલાષોના કેવા કેવા વિચિત્ર તરંગો એક નવયુવકની છાતીમાં ઉછળી રહે છે, તેનો પોતાની પરિસ્થિતિ પ્રમાણે થોડો ઘણો અનુભવ તો સહુ કોઈને આ જગતમાં થયા વગર રહેતો જ નથી. મેં પણ એવી અનેક ઉજળી આશાઓને હિંડોળે ઝૂલતાં, ભોળાં અને શ્રદ્ધાળુ હૃદય સાથે, માત્ર ઓગણીસ વર્ષની કાચી ઉંમરે, મોહમયી મુંબઈ નગરીનાં રમણીય મેદાનમાં પહેલવહેલો મારો ચંચળતાવાળો પગ મૂક્યો.

**જન્મ-શિશુવય :** મારો જન્મ, કચ્છપ ઋષિએ વસાવેલા સાહસિક કચ્છ પ્રદેશના નખત્રાણા તાલુકામાં, કચ્છી વીરક્ષેત્ર, ગામ વીરાણા ખાતે, વિક્રમ સંવત ૧૯૩૯ ના વૈશાખ સુદી પુનમને મંગળવારે (તા. ૨૨-૫-૮૩) થયો હતો.

કચ્છનાં તેજદાર પાણીના પ્રભાવે, પૂર્વજોનાં પુન્યે મને કલાપ્રિય શોધક અને સાહસિક વૃત્તિનો વારસો મળેલો હતો. મારા પૂજ્ય પિતાશ્રી પટેલ રામજીભાઈ  ભોજાભાઈ લીંબાણી, એમના વખતના એક પ્રસિદ્ધ શિલ્પશાસ્ત્રી હતા. વીરાણી તેમનું નિવાસસ્થાન હતું અને કચ્છ, તેમની જન્મભૂમિ તેમજ કર્મભૂમિ હતી. કચ્છ રાજ્યના ઈજનેરી ખાતામાં લાંબા સમય સુધી સન્માનપૂર્વક નોકરી કરીને તેઓ

ન્યાતજાતમાં તેમજ કચ્છ પ્રદેશમાં પણ, એક સારા શિલ્પી તરીકે બહુ પ્રખ્યાતિ પામેલા હતા. તેઓ મધ્યસ્થ શાંત સુધારક વિચારના તેમજ વેદધર્મના પ્રબળ પક્ષપાતી હતા. છતાં પણ એ વખતે કચ્છના અમારા કડવા પાટીદારોમાં જડ ઘાલી બેઠેલા અને ઘેર ઘેર વ્યાપી રહેલા, પીરાણા સતપંથની એ વખતની સાર્વભૌમ સત્તાની સામે મસ્તક ઉઠાવવાને તેઓ અચકાતા હતા.

કલા અને કેળવણીનો તેમને બહુ પ્રેમ હતો; એટલે મારી આઠ વર્ષની વય પૂરી થતાં જ, નવમાં વર્ષના આરંભથી મને વીરાણીની ગ્રામ્યશાળામાં શિક્ષણના આરંભ માટે, નિશાળે બેસાડ્યો. એ વખતે વીરાણીની એ ગ્રામ્યશાળામાં, ગુજરાતી પાંચ ધોરણ સુધી જ શિક્ષણ આપવામાં આવતું હતું. મારી તેર વર્ષની વયે તો ત્યાં ગુજરાતી પાંચ ધોરણનો અભ્યાસ મેં પરિપૂર્ણ કર્યો.

**પ્રવૃત્તિ :** શાળાનો અભ્યાસ છોડીને, મારા પિતાજીની દેખરેખ નીચે, હું શિલ્પકામ શીખવા લાગ્યો. કેમ કે દૂરનાં શહેરમાં કુમળી વયનાં નાદાન બાળકને એકલો મોકલી, મોંઘી કેળવણી આપવા જેટલી તેમને ઇચ્છા નહોતી, અને અનુકૂળતા પણ નહોતી. એથી શાળાના અભ્યાસની ઇતિશ્રી કરીને, હું પિતાની દેખરેખ નીચે, તેમની પ્રવૃત્તિના વ્યવહારિક શિક્ષણને માટે, એક કારીગર તરીકે ખંત ધરીને કામ કરવા લાગ્યો. કુશળ શિલ્પીની લાગણીભરી દેખરેખ અને નજર નીચે મારો કલાનો શોખ સુધરવા અને ખીલવા લાગ્યો. થોડા સમયમાં શિલ્પશાસ્ત્રનાં ઘણાં અંગો, હું સારી રીતે સિદ્ધ કરી ગયો અને શિલ્પવિદ્યા માટેની મારી તીવ્ર અભિરૂચિ જોઈને એ કલાનો અભ્યાસ તેમજ અનુભવ સારી રીતે આગળ વધારવા માટે મુંબઈ તરફ જવાની મારી તીવ્ર ઉત્કંઠાને તેમણે તરત જ અનુમોદન આપ્યું; એટલે બનતી ઉતાવળે, હિન્દનાં એ અર્વાચીન પ્રભાવશાળી પાટનગર અને પ્રધાન-કલામંદિરમાં મારું ભાગ્ય અજમાવવાને, તેમજ શિલ્પકળાનો વ્યવહારિક અભ્યાસ આગળ વધારવાને હું ઉત્સાહસહિત આવી પહોંચ્યો.

**મુંબઈ :** ઇન્દ્ર મહારાજનાં નંદનવનને પણ શરમાવે એવાં એ મોહમયી મુમ્બાપુરીનાં રોનકદાર અને ભવ્ય મહાલયો, વિવિધ કલા અને કારિગિરીના અદ્દ્ભુત નમુનાઓ, લલિત તેમજ અકલિત કલા વિધાનથી ઊભા થયેલા શિલ્પના ઉચ્ચ આદર્શો, વિગેરે ઠાઠ અવલોકીને મારાં એ દિવસ સુધીનાં જ્ઞાન અને સમજ તો ગર્ભગલિત જ બની રહ્યાં ! જાણે હું કોઈ દેવનગરની નવી સૃષ્ટિમાં જ આવી ચડ્યો હોઉં, અથવા અરેબિયન નાઈટ્સમાં વર્ણવેલાં પ્રાચીન મિસર અને બગદાદ જેવાં કોઈ મહાન બાદશાહી નગરનાં દૃશ્યો નજરે નિહાળતો હોઉં એમ થોડો

સમય તો હું દિગ્મૂઢ બનીને ઠાઠ જોઈ જ રહ્યો અને એ મોહમૂર્ચ્છા દૂર થયા પછી મેં નિશ્ચય કર્યો કે, ભવિષ્યમાં મારી કલ્પનાશક્તિ તેમજ અભ્યાસ આગળ વધારવાની ઉત્સાહવૃત્તિને પોષવાનું આના જેવું યોગ્ય ક્ષેત્ર તો બીજું કોઈ નહીં જ મળી શકે. એવા નિશ્ચયથી બે-ત્રણ માસ પર્યંત મુંબઈમાં ઠામઠામ ફરીને શિલ્પકલાના આદર્શોનું મેં બારીકાઈથી અવલોકન કર્યું. પ્રબળ શક્તિમતી પ્રકૃતિદેવીએ પોતાને બ્હોળે હાથે, પોતાનું જે અદ્ભુત કલાચાતુર્ય આ રમણીય ક્ષેત્રમાં ખર્ચ્યું હતું તેનો ઊંડા અભ્યાસી બનીને યથાશક્તિ પુરુષાર્થ કરી બતાવવાની મારાં હૃદયમાં એ વખતે તીવ્ર જિજ્ઞાસા જાગૃત થઈ. મારી નસોમાં જુવાનીનું ઉત્સાહભર્યું નવું લોહી ઉછળતું હતું. મારા હૃદયમાં અવનવા અભિલાષો ખેલતા હતા. મારી આંખો સામે નવાં નવાં દૃશ્યો મોજુદ હતાં. પ્રતિભાશક્તિની પિછાણ કરી શકે અને પ્રમાણિક મહેનતનો યોગ્ય બદલો આપી શકે એવી કદરદાન સૃષ્ટિની વચ્ચે કુદરતે મને લાવી મૂક્યો હતો. પરંતુ હું મુંબઈનો છેક જ અપરિચિત હતો. ઓથ કે ઉત્તેજનના અભાવે આ ભવ્ય નગરમાં વાડ વગર વેલો ચડવાનો નથી અને કસોટીના પત્થર ઉપર ધીરજ અને હિંમતની પૂરી આંકણી કર્યા વિના ભાગ્યદેવી કદી પણ પ્રસન્ન થવાની નથી એ સત્ય, થોડા જ સમયમાં મારા બરાબર સમજવામાં આવ્યું. એટલે મુંબઈના એક પ્રસિદ્ધ કોન્ટ્રાક્ટરને ત્યાં નોકરી નોંધાવી. કલાક્ષેત્રમાં સ્પર્ધાનાં યુદ્ધ માટે મેં હથિયારો ઉઠાવ્યાં. પણ અફસોસ ! લાંબો સમય એ હથિયારોને માટે મારું જીવન નિર્માણ થયું જ નહોતું. પરંતુ પવિત્ર ધર્મક્ષેત્રમાં સેવાવૃત્તિનાં હથિયારો ગ્રહણ કરીને, સતપંથના અન્યાયી દોર સામે ઝૂઝવાનું, મારા ભાગ્યમાં સર્જ્યું હતું ! જોકે એ વખતે તેનો મને સ્વપ્ને ખ્યાલ પણ નહોતો; પરંતુ જેમ જેમ સમય વહેતો ગયો તેમ તેમ દિન પ્રતિદિન એ હેતુ મારા જીવનમાં વધારે વ્યક્ત અને સ્પષ્ટ થતો ગયો.

**ધર્મ-સંસર્ગ :** મારા પિતાશ્રી સામાન્ય સુધારક વિચારના હતા, છતાં પણ પીરાણા-સતપંથ સામે જાહેરમાં અવાજ ઉઠાવવાની હિંમત તેઓ કરી શકતા નહોતા; કારણ કે અમારી જ્ઞાતિમાં એ વખતે પીરાણા-સતપંથ, સામ્રાજ્યસત્તા ભોગવતો હતો. જો અમારી જાતિનો કોઈ જન એ ધર્મથી વિરુદ્ધ કોઈ જાતનું પગલું ભરે તો તેને તરત જ ન્યાતબહાર મૂકવામાં આવતો અને તે ઉપરાંત એવા એવા ત્રાસો ભોગવવાનો તેને વખત આવતો કે છેવટે હતાશ થઈને પટેલ કે મુખી માગે તેટલો દંડ ભરીને, ફરી પાછું તેને જ્ઞાતિનું જ શરણ સ્વીકારવું પડતું; પરંતુ હું તો ધર્મની બાબતમાં હજુ સુધી કંઈક તટસ્થ રહેતો હોવાથી મને એ વિષયનો ભય રાખવાનું કંઈ વિશેષ કારણ નહોતું.

મારું એકમાર્ગી અને ધૂની લક્ષ શિલ્પકળા તેમજ ધંધામાં જ બાળપણથી પરોવાઈ જવાથી ધર્મની ઊંડી બાબતોમાં ખાસ વધારે ધ્યાન દેવાની, એ વખતે મને કંઈ જ જરૂર જણાતી નહોતી અને દરકાર કે ફુરસદ પણ નહોતી. છતાં પણ વારસામાં મળેલા સુધારક વિચારોની વીજળી તો મારી નસોમાં અલક્ષિત રીતે બાળપણથી જ ઝરી રહી હતી. ધર્મની બાબતોમાં બેદરકાર હોવા છતાં, એટલું તો મને લાગતું હતું કે, અમારી જ્ઞાતિએ સ્વીકારેલો એ વિચિત્ર પીરાણાનો સતપંથ કંઈ વખાણવાલાયક ધર્મ નહોતો. તેની ક્રિયાઓ, તેના નિયમો અને તેની વાતો, ઘણીખરી મુસલમાનો જેવી જ લાગતી હતી. એટલું જ નહીં પણ, તેના ચમત્કારિક પરચાની સચ્ચાઈ માટે મને શંકા રહેતી અને એ ધર્મનો એક અંશ-માત્ર પણ, જાણે આપણા હિંદુજીવનને બંધબેસતો ન જ હોય, તેની છૂપી રીતે પળાતી ધર્મક્રિયાઓમાં કંઈ શરમાવા જેવો છૂપો ભેદ સમાયેલો હોય, એવું તો મને છેક નાદાન વયથી જ મનમાં લાગ્યા કરતું હતું.

**ધર્મજાગૃતિ** : મુંબઈ આવ્યા પછી ઉંમરલાયક થતાં જ, ધાર્મિક ભાવનાઓ મારાં હૃદયને બારણે દિવસે દિવસે વધારે નજીક આવીને અથડાવા લાગી. સુધારાનાં ફૂંકાતા પવનવાળાં એ પાટનગરમાં, જ્યાં ચોમેર જાહેર જીવનની ચર્ચાઓ ચાલી રહેતી હોય, દેશ અને જ્ઞાતિના ઉદયની અને ધર્મ-કર્મના તર્કોની જ્યાં દિનરાત તડામારી ચાલતી હોય, ત્યાં હૃદયની સ્વભાવિક જ અંતર્મુખ થઈને, ધર્મની અને જ્ઞાતિની સ્થિતિના વિચાર-તરંગોમાં ઝુલવા લાગે. વિવિધ જાતિ, વિવિધ ધર્મ અને વિવિધ વિચારના, દિન ઊગતાં નવા નવા અનેક માણસોના પરિચયમાં આવતાં, વિચારશક્તિ વિકાસ પામીને, આજસુધી ધર્મના જે વિષયને છેડવા પણ પામી નહોતી, તેના તરફ કુદરતી જ હૃદયપૂર્વક આકર્ષાય ! પણ તે આકર્ષણ હજુ સુધી સામાન્ય જ હતું, જીવનું તે મુખ્ય કેન્દ્ર બની રહે એટલું તેનામાં હજુ જોમ જાગ્યું નહોતું.

પરંતુ એવામાં અચાનક એક સામાન્ય પ્રસંગ એવો બન્યો કે તેને લીધે એ જોશ જાગૃત થવાનો, ખાસ અણધાર્યો યોગ આવી પહોંચ્યો. એ જ અરસામાં કચ્છી લોહાણા ગૃહસ્થ શેઠ કેશવજી દામજીને વડગાદી ઉપર એક મકાન બાંધવાનું હતું અને શ્રીયુત ગોપાળજીભાઈ નામના એક મારા બીજા કચ્છી સ્નેહીએ કેશવજી શેઠની સાથે મારી ઓળખાણ કરાવી દેવાનું તેમજ મારી ભલામણ કરવાનું જણાવ્યું. તેમણે કેશવજી શેઠને મારા માટે બહુ સારા શબ્દોમાં ભલામણ કરી અને કામ પણ મને જ આપવામાં આવ્યું; પરંતુ એ વખતે શેઠની સાથે વાત કરતાં હસવામાં

જ એમણે ટકોર કરી કે, "કામ ભલે એમને જ આપો. કામમાં તો એ ભાઈ બહુ કુશળ અને પ્રમાણિક છે અને તેમને પણ એ પૂરેપૂરો સંતોષ જ આપશે; પરંતુ એક વાતે આ લોકો બહુ ખોટા છે." એમ કહીને અમારી જાતિની ટીકા કરતાં તેમણે જે તીખા-કડવા શબ્દો સંભળાવ્યા હતા તેનો અક્ષરે-અક્ષર આજસુધી, મારી છાતીમાં ખટકી રહ્યો છે. તેમણે કચ્છી ભાષામાં કહ્યું કે, "ઈ ડિસાજેતા હિંદુ જેડા, પણ ધરમમેં તાં ઈ વડા કાફર અઈ-ન ઈ હિંદુ ને ન ઈ મુસલમાન. ઈનીજેમેં મરે તડેં દટજે, અને પઈણે તડે ધુવા પેન !" ભાઈ ગોપાળજીએ તો આ પ્રમાણે ભલે માત્ર હસવામાં જ કહ્યું હશે પણ મને તો એ તીર જેવા શબ્દોથી હાડોહાડ લાગી ગઈ. અમે કડવા પાટીદાર કણબીઓ શ્રીરામચંદ્રજીના પ્રતાપી વંશના ક્ષત્રિયો છીએ. છતાં આ લોકો અમારી આટલી બધી નિંદા તે શા માટે કરતા હશે ?

આ બાબતનો મારા મનને બહુ જ મોટો વિચાર થઈ પડ્યો. એ દિવસથી મારા ચિત્તને સત્યની શોધ માટે બહુ જ ચટપટી લાગી. પીરાણા-સતપંથમાં જે મહાપાપ સમાયેલાં હતાં તે જાણવાને, તેનું સાહિત્ય ત્યારથી જ હું બારીકાઈથી વાંચવા લાગ્યો અને ફુરસદ મેળવીને માધવબાગ, આર્યસમાજ મંદિર તેમજ હીરાબાગ જેવાં મુંબઈનાં જાહેર સભાસ્થળોમાં, જ્યાં જ્યાં ધાર્મિક વ્યાખ્યાનો થતાં હોય અને પ્રખ્યાત વક્તાઓનાં ધર્મવિચારો જાણવાનો જ્યાં જ્યાં પ્રસંગ મળતો હોય ત્યાં ત્યાં હું નિયમિત તેનો લાભ લેવાને જવા લાગ્યો અને ધર્મચર્ચામાં બહુ રસથી હૃદયપૂર્વક ભાગ લેવા લાગ્યો; એટલે ક્રમેક્રમે મારા હૃદયમાં સનાતન સત્યનો ઉજ્જવલ પ્રકાશ ઉદિત થયો. વેદધર્મનો મહિમા, સંસ્કારો અને વૈદિક કર્મોનાં રહસ્ય, પુરાણોની રૂપક કથાઓના હેતુ, મહાન ધર્માચાર્યો અને સત્પુરુષોનાં દૃષ્ટાંતો, આર્યોના પ્રાચીન ધર્મગ્રંથોના અલંકારિક ભાષાવાળી ઉંડી ભાવનામાં ગૂંથાયેલાં પવિત્ર રૂષિજીવનના ઉંચા વિમલ આદર્શો, પવિત્ર કર્મકાંડનાં વિવિધ વિધાનો, તેમજ શ્રુતિ-સ્મૃતિ-પુરાણ-ઈતિહાસના પવિત્ર અમૃત ઉપદેશોનું હું જેમ જેમ પાન કરતો ગયો, તેમ તેમ મારી અંતર્ચક્ષુ વિશેષ વિશેષ ઊઘડવા લાગી અને વૈદિક ધર્મને નામે પીરાણા સતપંથના પ્રવર્ત્તકોએ જે જે પ્રપંચી ચમત્કારોની બનાવટી કપટજાળ રચી હતી તેની ભેદભરેલી ઠગાઈ પણ મારા અંતરની આંખો સામે ઉઘાડી પડતી ગઈ. થોડા જ સમયમાં હું સારી રીતે સમજી શક્યો કે, અમારી જ્ઞાતિના હજારો ભોળા લોકોને, તેમજ બીજા પણ લાખો હિંદુભાઈઓને, એ શીયા ઇસ્માઈલી પંથના ઉસ્તાદ મિશનરીઓ (દાઈ-ઉપદેશકો)એ અપૂર્વ ચાલાકી ચલાવીને પોતાનાં ફળદ્રુપ ભેજામાંથી અજબ યુક્તિ-પ્રયુક્તિઓ ઉપજાવી કાઢીને,



ક. પા. પ્રથમ યુવક પરિષદ
પ્રમુખ ડૉ. પિતાંબર પટેલ (૧૯૧૮)



ક. પા. ત્રીજી યુવક પરિષદ તોરણા–૧૯૨૦
પ્રમુખ દેશભક્ત શ્રી વલ્લભભાઈ પટેલ



શેઠ સાહેબ દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લશ્કરી
યુવા મંડળના પ્રમુખ–૧૯૧૮





રા. રા. મગનભાઈ ચતુરભાઈ પટેલ
પ્રમુખ, બીજી યુવક પરિષદ–કડી (૧૯૧૯)



શ્રી કચ્છ ક. પા. પરિષદ બીજીના પ્રમુખ
પટેલ માવજીભાઈ પુંજા જબુવાણી



સિંધમાં જ્ઞાતિહિતની ચળવળ ચલાવનાર
પટેલ નાનજી વિશ્રામ નાકરાણી



ઘાટકોપર – શ્રી કચ્છ ક. પા. યુવક મંડળ
(બેઠેલા) નાનજી દેવજી, રામજી રાજા, લધા વિશ્રામ
(ઉભેલા) જીવરાજ વાલજી, નાનજી ભાણજી





પીરાણાપંથ સામેના લડવૈયા
શ્રી પટેલ વાલજીભાઈ રામજીભાઈ



કચ્છ ક. પા. પરિષદને આર્થિક સહયોગ આપનાર
શેઠ તુલસીદાસ વલ્લભદાસ પટેલ



ઘાટકોપર યુવક મંડળના મંત્રી
શ્રી રતનશી ખીમજી ખેતાણી

સુરત જિલ્લામાં પીરાણા સતપંથ વિરુદ્ધ ઝુંબેશ ચલાવનાર વીર બંધુઓ



શ્રી છીમાભાઈ ભુલાભાઈ — શ્રી મુખી હરીભાઈ દેવા — શ્રી નારણજી માસ્તર

પાટીદાર ઉદય

સ્વધર્મ વર્ધક અને
જ્ઞાતિહિતચિંતક મંડળના સંસ્થાપકો
(બેઠેલા) રતનશીભાઈ કરશન,
નારાયણજી ગમજીભાઈ, વિશ્રામભાઈ દેવજી
(ઉભેલા) નાથાભાઈ શીવજી, રામજીભાઈ જેઠા

## સમસ્ત કડવા પાટીદાર જ્ઞાતિના મૂળ પ્રખર સુધારકો

કચ્છની કડવા પાટીદાર જ્ઞાતિને પીરાણા સતપંથના પાખંડમાંથી છોડાવી સમસ્ત જ્ઞાતિ સાથે એક કરવાનો પ્રાણાંત સુધી ભગીરથ પુરુષાર્થ કરનાર કર્મવીર બંધુઓ

સ્વ. પરુષોત્તમ લલ્લુભાઈ
(વિરમગામ)

સ્વ. દેશાઈ અમરસિંહજી દેશાઈભાઈ
(વિરમગામ)

સ્વ. મગનભાઈ ગોવિંદભાઈ એન્જિનિયર
(અમદાવાદ)

ગુજરાતમાં બહોળો ફેલાવો પામેલું માસીક ચોપાનિયું

# વિજય.

પુસ્તક ૧ લું    માહે માર્ચ ૧૯૦૩    અંક ૮.

પ્રગટ કરનાર.

**પટેલ. મણીલાલ દોલતરામ.**

બુકસેલર એન્ડ પબ્લીસર—રીચીરોડ—અમદાવાદ.

લવાજમનો દર.

| | | દેશાવર માટે. |
|---|---|---|
| રાજા મહારાજા અને અખ્તીઆરી ચીફ અને તાલુકદારો તથા ગ્રહસ્થો પાસેથી મુલ્ય. બાર અંકના. | રૂ. ૨-૦-૦ | રૂ. ૨-૮-૦ |
| વિદ્યાર્થીઓ, વાચનેરીઓ અને ગુજરાતી શાળાના માસ્તરો અને ગરીબ લોકો પાસેથી | રૂ ૧-૪-૦ | દેશાવર માટે રૂ ૧-૮-૦ |

સુધારાનો વિજય, અસત્યનો ક્ષય, સત્યનો ઉદય.

## ભદ્રં ભદ્રના ભેદુનો ભવાડો.

અને

## સુધારાની ફતેહ.

કીમત રૂપીઓ એક.

ઉપરના પુસ્તકની કીમત રૂપીઓ એક છતાં હમારા માસીકના ... ના અગાઉ ... આ માસમાં મોકલી આપશે, તેને ભેટ મળી માસ્તર ... કિંમતના તેથા ... પાસેથી નાણાં રોકડા લેવાનાં ... થી ખિસામાંથી ... માટે જલદી ગ્રાહક થાઓ.

છુપી નજરે અંદર જોવું તો તેનું પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું.

ૐ

श्री उमिया देव्याः कृपास्तु ।

# કડવા વિજય.

પુસ્તક ૧લું. સં. ૧૯૭૩ શ્રાવણ સુદ ૨ શનીવાર. અંક ૧ લો.

मृतमपि स्वमात्मानां याऽनिष्टानि मचिन्तयेत् ।
भवन्ति तस्य तान्येव इह लोके परत्र च ॥

ભાવાર્થ:—જે માણસ પોતાની જ નિંદા મનથી પણ ઈચ્છે છે તેનું આ લોકમાં તેમજ પરલોકમાં પણ બુરૂંજ થાય છે.

I slept and dreamt that life is beauty,
I awoke and found 'tis nothing but duty.

## વિષયો.



વાર્ષીક લવાજમ ટપાલ ખર્ચ સાથે રૂ. ૧-૪-૦ રાખ્યું છે.


અધિપતિ.
લલ્લુ કેશવલાલ માધવલાલ. અંડરગ્રેજ્યુએટ.
પત્ર વ્યવહારનું સરનામું.
તંત્રી
પુરૂષોત્તમ લલ્લુભાઈ પરીખ ઠે. દેશાઈવાડો—વીરમગામ.
ઓનરરી તંત્રી
દલપતભાઈ કેશવલાલ બક્ષી.


શ્રી જગદીશ્વર પ્રિન્ટીંગ પ્રેસ—અમદાવાદ.



શ્રી રામચંદ્ર અમીન
સમાજસુધારક, શિક્ષણવિદ્



ડૉ. માણેકલાલ છ. પટેલ (કડી)
સ્વાગત પ્રમુખ



ધનશા ભગત
સમાજસુધારક



શ્રી મણીલાલ હરજીવનદાસ પટેલ – મુંબઈ
૧૭-૧૮ ક. પા. પરિષદના પ્રમુખ
(કડી-૧૯૫૧, લાંભા-૧૯૫૫)



શેઠશ્રી જયકૃષ્ણ હરિવલ્લભદાસ—અમદાવાદ
જોટાણા પરિષદના પ્રમુખ



શ્રી ગંગારામ નરસિંહ
મહેસાણા



શ્રી સાંકળચંદ કા. પટેલ
વિસનગર



શ્રી પુરુષોત્તમદાસ (દાસકાકા)
કડી—મહેસાણા



દરબાર ગોપાળદાસ
ક. પા. પરિષદના અતિથિવિશેષ



નાયબદિવાન રા. બ. ગોવિંદભાઈ દેસાઈ
પાટીદાર પરિષદના પ્રમુખ



પાટડી દરબાર સૂર્યમલજી
સમાજસુધારક





કરસનદાસ જેસિંગભાઈ
સબજજ સાહેબ, જંબુસર

પરધર્મીઓને પોતાના પાપી પક્ષમાં લેવાને, આગલા અજ્ઞાનમય જમાનામાં, એ સતપંથ નામની એક નવીન અદ્‌ભુત ઇંદ્રજાળ રચી કાઢી હતી. તેમાં મોટે ભાગે હજારો ભોળા હિંદુઓને જ ખોટી ખોટી લાલચો આપીને, સજ્જડ રીતે ફસાવવામાં આવતા હતા. પ્રાચીન ઇતિહાસોનો અભ્યાસ આગળ વધારવા, ધર્મશાસ્ત્રનું મંથન કરી, જેમ જેમ હું સત્યને શોધવાને અભ્યાસ આગળ વધારવા, ધર્મશાસ્ત્રનું મંથન કરી, જેમ જેમ હું સત્યને શોધવાને ઉંડો ઉતરતો ગયો, તેમ તેમ એ પીરાણા-સતપંથ તેમજ તેના કાંધિયા-લાગતા વળગતા પ્રપંચીઓ ઉપર મને અંતઃકરણપૂર્વક તિરસ્કાર, ઘૃણા અને દયા ઉત્પન્ન થવા લાગી. અરેરે ! અમારા હિંદુભાઈઓ તે કેવા કમનસીબ ? દર વર્ષે લાખો રૂપિયાનો ભોગ આપી, હિંદુધર્મનો ઉચ્છેદ કરનારા, એ અર્ધદગ્ધ મલેચ્છ ધર્મમાં જાતે મળે છે. ધન ખર્ચીને ધર્મ વેચે છે અને પોતાની જાત પોતાને જ પૈસે ગુમાવે છે ! ખાસ કરીને અમારી જ્ઞાતિની આવી શોચનીય પરિસ્થિતિ જોઈને મારું મગજ છેક જ મુંઝાઈ ગયું. પીરાણાના પાપ પ્રપંચમાંથી જ્યાં સુધી મારા વ્હાલા જાતિભાઈઓને હું છોડાવું નહિ ત્યાં સુધી મને મારું રંક જીવન પણ ભારરૂપ અને વ્યર્થ જ સમજાવા લાગ્યું. મનની આવી વ્યાકુળ અવસ્થામાં અને ધાર્મિક અભ્યાસના પ્રયાસમાં જ, એમને એમ ચાર-પાંચ વર્ષો તો નીકળી ગયાં.

**વ્યાવહારિક પ્રગતિ :** એ સમય દરમિયાન ઈશ્વરકૃપાએ મારી પ્રમાણિક મહેનત અને ખંતને પરિણામે મારા ધંધામાં પાંચ પૈસાની, તેમજ પ્રતિષ્ઠાની પણ સારી પ્રાપ્તિ થઈ. મુંબઈના શ્રીમંતો સાથે, પ્રસિદ્ધ એન્જિનિયરો અને કોન્ટ્રાક્ટરો સાથે, પણ મને સારો પરિચય થયો હતો. મ્યુનિસિપાલિટી તેમજ સરકારી ખાતાંઓમાં પણ સારી ઓળખાણ-પિછાણ થઈ, અને તેને પ્રતાપે ધંધારોજગારમાં મને દરેક જાતની અનુકૂળતા મળવા લાગી. કેટલાક શ્રીમંતો તો મારા ખાસ પક્ષપાતી જ બન્યા. તેઓ પોતાના તેમજ પોતાના સગાસંબંધી અને પરિચિતજનોનાં બધાં કામ પણ આગ્રહથી મને જ આપવા લાગ્યા.

**સત્સંગ અને સંસ્કાર :** સમય જતાં હું કરી શકું એથી પણ વિશેષ કામો મને મળવા લાગ્યાં. એટલે પ્રવૃત્તિને અંગે તો મને કંઈ ચિંતા-ફિકર કરવા જેવું રહ્યું જ નહિ; પણ જ્ઞાતિની અવ્યવસ્થા અને હિંદની ધાર્મિક અધોગતિના ચિંતાતુર વિચારોએ મારાં હૃદયને ઘેરીને ખિન્ન બનાવી દીધું હતું.



એ અરસામાં જ રાજકોટ નજીક ઢોલરાના મૂળવતની વેદશાસ્ત્રસંપન્ન જ્યોતિષશાસ્ત્રી સદ્‌ગત શ્રી રામેશ્વર મોરારજીનો પૂર્વના પુણ્યે અમને સત્સંગ અને

સાત્વિક સમાગમ પ્રાપ્ત થયો. એ નિરભિમાની, સદાચારી, સરલ છતાં પણ શરમાળ સ્વભાવના સજ્જનનો સમાગમ અમને બહુ જ હિતકર થઈ પડ્યો. એક ઉત્તમ બ્રાહ્મણને છાજતા, સ્વાર્થરહિત, પ્રાચીન ઋષિમુનીઓ જેવા, તેમનામાં અનેક ઉચ્ચ ગુણો હતા. એ બ્રાહ્મણે જાણે અમારી જ્ઞાતિ માટે જ જન્મ લીધો હોય, તેમ બીજી બધી પ્રવૃત્તિઓ છોડીને અમારી સાથે રહી મને મારાં કુટુંબને, તેમજ કેટલાક મારા સ્નેહીઓને હંમેશાં નિયમિત ધર્મનો ઉપદેશ આપવા માંડ્યો. વેદધર્મની પવિત્ર ક્રિયાઓ તથા સંસ્કારોનો મહિમા સાંભળી, કર્મકાંડ તેમજ સંસ્કારવિધિ ઉપર મને ઘણી અભિરુચિ ઉત્પન્ન થઈ. પવિત્ર ધાર્મિક જીવનમાં આગળ વધવાની મારી તીવ્ર ઉત્કંઠા જોઈને તેમણે ખરી લાગણીથી મને સમજાવ્યું કે, "ઉપવિત વિગેરે વૈદિક સંસ્કારો છોડી દેવાથી તમે વ્રાત્ય બની ગયા છો. ક્ષત્રિય જાતિ તરીકેનો અધિકાર પણ તમે હાલ ગુમાવી બેઠા છો અને ઉપવિત ગ્રહણ કરવામાં ન આવે ત્યાં સુધી વેદશાસ્ત્રાદિનું પઠન-પાઠન અથવા કર્મકાંડનું કોઈપણ સાધન-પરિપાલન તમારાથી થઈ શકે જ નહિ. કદાચ કરો તો, તેનું ફળ મળે નહિ. માટે પ્રથમ અગત્ય તો વ્રાત્યદોષ ટાળવા માટે દેહશુદ્ધિ કરાવી, ઉપવિત ધારણ કરવાની છે. જનોઈ લીધા પછી જ બીજા ઊંચા અધિકારો તમે મેળવી શકશો." એમના ઉપદેશથી અમારું વ્રાત્યપણાનું કલંક ધોઈ નાખી, ઉપવિત લઈને પાવન થવાનો મેં નિશ્ચય કર્યો અને ખુલ્લાં હૃદયથી તે મેં રામેશ્વર મહારાજને પણ કહી જણાવ્યો. ત્યારે તેમણે જણાવ્યું કે, "આવું સાહસ માત્ર મારી એકની જ સલાહથી કરવા કરતાં, ગુજરાતના કોઈ પ્રતિષ્ઠિત મહાન પુરુષ અથવા શાસ્ત્રવેત્તા, પ્રતિષ્ઠિત આચાર્યની સલાહ લઈ, તેમની મારફત જો એ સંસ્કાર કરવામાં આવે તો વધારે સારું." વધારામાં તેમણે પોતાનો અભિપ્રાય જણાવ્યો કે, "ગુજરાત-કાઠીયાવાડમાં હાલમાં ધર્મનો નિયમિત પ્રચાર કરનારા, જાણીતા મહાત્મા શ્રીમન્ન નથ્થુરામ શર્મા આવી પ્રવૃત્તિઓમાં ઉત્સાહથી ભાગ લે છે; એમને મળીને આપણે નિર્ણય કરીએ તો સૌથી સારું." એ ઉપરથી કાઠિયાવાડમાં જુનાગઢ પાસે બિલખામાં મહારાજશ્રીનો આશ્રમ આવેલો છે ત્યાં અમે બંને ગયા અને મહારાજ શ્રીને રૂબરૂમાં જ મળીને અમારી પરિસ્થિતિનો સવિસ્તર વૃત્તાંત તેમને નિવેદન કરી, ઉપનયનસંસ્કારનો અધિકાર મેળવવા માટેની મારી ઇચ્છા જણાવી. તેમજ શાસ્ત્રોક્ત રીતે જનોઈ લેવાનો એમને અધિકાર છે કે નહિ એ બાબતમાં પણ તેમનો અભિપ્રાય પૂછ્યો. કારણ કે, અમારી જ્ઞાતિ આજે ઘણાં વર્ષો થયાં સંસ્કાર રહિત શૂદ્રો જેવી જ બની ગઈ હતી. મારી બધી હકીકત ધ્યાનથી સાંભળીને મહાત્માશ્રીએ મનુ, પરાશર, યાજ્ઞવકલ્ય, યમ, આદિ અનેક સ્મૃતિકારોના આધારો દર્શાવી, ધર્મસિંધુ તેમજ

ગૃહ્યસૂત્રના ગ્રંથોમાંથી અમારા અધિકારનાં પ્રમાણો બતાવ્યાં અને વિધિસહિત દેહશુદ્ધિ-પ્રાયશ્ચિત્ત લીધા પછી જનોઈ પહેરવામાં કંઈ પણ વાંધો નથી એવો અભિપ્રાય તેમણે બતાવ્યો. પરંતુ કચ્છી કણબી જ્ઞાતિના દુરાગ્રહ તેમજ તેના આગેવાનોના અત્યાચારોનો તેમને કંઈક ખ્યાલ હોવાથી, તેમણે એવી સલાહ આપી કે, "તમારા જેવા એક ઉમંગી અને ઊગતા જુવાને દેહશુદ્ધિ-પ્રાયશ્ચિત્ત કરાવીને, જનોઈ લેવાનું સાહસ ખેડવામાં ઘણું જોખમ સમાયેલું છે. વળી, તમે એકલા જ જનોઈ લો, એથી જ્ઞાતિને કંઈ વિશેષ લાભ પહોંચાડી ન શકો, માટે તમારે જો બની શકે તો, બીજા પાંચસાત સ્નેહીઓને તમારા પક્ષમાં લઈને જ પ્રાયશ્ચિત કરવું."

મહાત્માશ્રીનો આ પ્રમાણેનો ઉપદેશ સાંભળીને એ પ્રમાણે યત્ન કરવાના નિશ્ચય સહિત, હું અને રામેશ્વર મહારાજ મુંબઈ આવ્યા.

**ઉપવિત :** પાછા મુંબઈ આવ્યા પછી તરત જ મારા સંકલ્પને સિદ્ધ કરવાની ચળવળ મેં હાથ લીધી. મારા પરિચિત સ્નેહીવર્ગ અને જ્ઞાતિના યુવકવર્ગ સમક્ષ હું મારા વિચારો સ્પષ્ટ રીતે વ્યક્ત કરવા લાગ્યો. અને જ્યાં જ્યાં પ્રસંગ મળે, ત્યાં વેદધર્મનો મહિમા સમજાવી, પીરાણા સતપંથનો હું જાહેર રીતે વિરોધ કરવા લાગ્યો. મારા એ પ્રયાસનું પ્રભુકૃપાએ થોડા જ સમયમાં સારું પરિણામ આવ્યું. મારી જ્ઞાતિના કેટલાક સ્નેહીઓ થોડી આનાકાની પછી મારા અભિપ્રાયને સંમત થયા. કેટલાક દિવસ ધાર્મિક ચર્ચા ચલાવ્યા બાદ પીરાણા સતપંથના કલંકને હંમેશને માટે ત્યાગ કરી, શુદ્ધિસહિત વૈદિક સંસ્કારોનો સ્વીકાર કરવાનો અમે નિશ્ચય કર્યો. મારા પરમ સ્નેહી પટેલ રતનસિંહ કરસન રાજપુરવાળા, એ શુદ્ધિના સત્કાર્યમાં મારા વિચારોને સમ્મત થનારા પહેલ વહેલા નીડર ધર્મવીર બન્યા. ત્યાર પછી કચ્છદેશના કહેવાતા આગેવાનો-ગઢેરાઓના અંધેર અમલથી કંટાળી ગયેલા અને પવિત્ર વેદધર્મ તરફ વળેલા, મારા સ્નેહીઓમાંના પટેલ રામજીભાઈ જેઠાભાઈ ગઢશીશાવાળા, પટેલ વિશ્રામભાઈ દેવજી, પટેલ કરસન હરજીભાઈ લદ્ધા લોડવાવાળા મારા વિચારો સાંભળીને ક્રમેક્રમે શુદ્ધિના વૈદિક કાર્યો તરફ આકર્ષાયા તો ખરા, પરંતુ તેમણે ઠરેલી અનુભવી બુદ્ધિથી જણાવ્યું કે, "અનેક સૈકાથી ચાલી રહેલા પીરાણા સતપંથનાં વજ્રમય બંધારણ અને તેની હિમાલય જેવી અડગ સત્તા આપણા આવાં સાહસમાં બહુ જ વિઘ્નરૂપ થઈ પડશે." વળી તેઓ મને સમજાવીને કહેવા લાગ્યા કે, "ભાઈ ! તારું કહેવું તો અક્ષરેઅક્ષર ખરું છે. આપણા શિર ઉપર એ ન સહી શકાય એવું કલંક છે. એ પાપી પંથને લઈને જ આપણી આવી

અધોગતિ થઈ છે અને જુલ્મી આગેવાનોની સત્તા નીચે ચગદાઈને આપણા ગરીબ જાતિભાઈઓ આજે તો મરણતુલ્ય દુર્દશા ભોગવી રહ્યા છે. માટે આપણે એ પાપી પંથનો ત્યાગ કરવો જ જોઈએ; પણ એ ખાઈ બદેલા દુષ્ટોનું કેવું અતુલ બળ છે તેની તને કદાચ પૂરેપૂરી ખબર નહીં હોય ! આપણું આ સાહસિક પગલું તેમના જાણવામાં આવતાં જ, એ પાખંડીઓ આપણને પીંખી નાખશે. વરસોથી શયતાની સત્તા ભોગવતા, એ ગઢેરાઓ સામે હથિયાર ઉઠાવવામાં તેમજ પ્રપંચી પીરાણા સતપંથની વિરુદ્ધ એક ઉચ્ચાર સરખો કરવામાં પણ કેવાં કેવાં ભયંકર જોખમો સમાયેલાં છે અને આપણી સાથે આપણા સગાં-કુટુંબીઓની પણ એથી કેવી બૂરી હાલત થશે તેનો હજી તને પૂરો ખ્યાલ નથી. અમને પોતાને પણ એ દુષ્ટો તરફ, જોકે એટલો જ તિરસ્કાર છે, પરંતુ સંભવ છે કે, તેમને છોડવાથી એ પાપી પીરાણાપંથીઓ આપણાં મૂળિયાં ખોદી નાંખવામાં પણ પાછું વળીને જુએ તેમ નથી. માટે તું ધીરો અને શાંત થા. આપણે આપણા વડીલોને દેશમાં પત્રો લખીને સમજાવીએ. તેમની સંમતિ લઈએ અને પછી ધીમે ધીમે તેમનાં મન આપણા તરફ વાળીને, શુદ્ધિ અને જનોઈ જેવાં સાહસિક પગલાં આપણે ભરીએ તો વધારે સારું.'' તેમની એ સલાહ દૂરદષ્ટિવાળી અને અનુભવની હતી, પરંતુ હું તો ગમે તે ભોગે અને જોખમે મારો નિશ્ચય અમલમાં મૂકવાની પ્રતિજ્ઞા લઈ જ ચૂક્યો હતો. મેં તેમને સ્પષ્ટ સમજાવ્યું કે, ''તેઓ સંમત નહિ થાય, તોપણ પરિણામનો કંઈ પણ વિચાર કર્યા વિના, દેહશુદ્ધિ સહિત ઉપવિત સંસ્કાર ગ્રહણ કર્યે જ મારો છૂટકો છે. તેમને મારી સાથે રહેવામાં હૃદય કે વ્યવહાર અનુકૂળ જણાય, તો જ સાથે રહેવું, નહિ તો, તેઓ ભલે પોતાની જાત સંભાળે, તેમાં પણ મને કંઈ દુઃખ નહોતું. આગલા જમાનામાં ધર્મને માટે હજારો પુરુષોએ જીવન પણ અર્પણ કર્યાં છે અને મહાન જ્ઞાની તેમજ સત્તાધીશ અનેક નરેશો પણ ધર્મની યજ્ઞવેદી ઉપર આનંદપૂર્વક ખપી ગયા છે. ત્યારે ધર્મનાં રક્ષણ આગળ મારા જેવા એક સામાન્ય મનુષ્યનાં તુચ્છ જીવનની તે શી કિંમત ? મારે કરવાનું તે તો હું કરી જ રહ્યો છું.'' મારો આવો અડગ નિશ્ચય જોઈને એ ભાઈઓ પ્રેમ અને લાગણીથી મારી સાથે જોડાયા. ''જીવશું તો સાતે ભાઈ સાથે, અને મરશું તો પણ સાતે ભાઈ સાથે જ. જ્ઞાતિ કે ગઢેરાઓ, ગમે તેવો ત્રાસ આપશે, તે આપણે સાતે જણા સપ્તઋષિની પેઠે સહી લેશું, પણ જીવતાં સુધી કદી જુદા તો નહિ જ પડીએ.'' આ પ્રમાણે સાતે કુટુંબો એકઠાં થવાથી દેહશુદ્ધિની અને ઉપવિત-સંસ્કારની ઉત્સાહભરી તૈયારીઓ ચાલવા લાગી. રામેશ્વર મહારાજ પણ અમારા સાતેનો આવો નિશ્ચય જોઈને ઘણો સંતોષ પામ્યા અને તેમને સાથે લઈને,

અમે સાતે જણાઓ પ્રસન્નચિત્તે સહકુટુંબ દેહશુદ્ધિ તેમજ ઉપવિત-સંસ્કારની સિદ્ધિ માટે નાશિક ગયા. ત્યાં પતિતપાવની શ્રી ગોદાવરીના પવિત્ર તીરે, શ્રી ત્ર્યંબકેશ્વર જેવીં તીર્થક્ષેત્રમાં, નાશિકના કેટલાક પ્રસિદ્ધ વેદવિદ વિદ્વાન બ્રાહ્મણો દ્વારા વૈદિક વિધિએ દેહશુદ્ધિ-પ્રાયશ્ચિત કરાવીને, ઉત્સાહપૂર્વક ઉપવિત (જનોઈ) લઈને, અમે પવિત્ર દેહધર્મના દીક્ષિત તેમજ અધિકારી થયા. આ પ્રસંગ વિક્રમ સંવત ૧૯૬૪ ના જેઠ સુદી પાંચમ ને ગુરુવારે બન્યો. અને નાશિકથી પાવન થઈને આવ્યા પછી, તરત જ અમે સ્વધર્મવર્ધક અને જ્ઞાતિહિતચિંતક મંડળની સ્થાપના કરી. તેના અમે સાત જણ પહેલા સભાસદો થયા.

**"દેહશુદ્ધિનો પ્રત્યાઘાત"** : અમારા મુંબઈ આવ્યા પછી જાતિભાઈઓને આ અમારાં સાહસિક પગલાંની તરત જાણ થતાં જ, જ્ઞાતિમાં મોટી ચર્ચા અને ઊથલપાથલ ચાલી રહી ! અમારાં એ સાહસના સમાચાર તત્કાળ તારની માફક દેશમાં (કચ્છમાં) ઠામેઠામ ફરી વળ્યા. કચ્છના આગેવાનોને સાંભળીને અંગેઅંગ અગ્નિની જવાળાઓ જાગી. કચ્છના કણબી ભાઈઓમાં ભારે ખળભળાટ મચી રહ્યો. અમારાં આ સાહસનું શું પરિણામ આવે છે તે જાણવાને અખિલ કચ્છી કડવા પાટીદાર આલમ બહુ જ આતુર બની રહી ! અમારાં સાતે કુટુંબના સેંકડો સગાસંબંધીઓને તો ભારી ચિંતા તેમજ ભયનાં ગાઢ વાદળોએ એ વખતે ઘેરી લીધાં !

**પટેલોનો જુલમ :** છેડાયેલા ગઢેરાઓ તો ક્રૂર જનાવરોની પેઠે ગાજી ઊઠ્યા ! અમારાં એ મહાપાપ (!) નો સખ્ત બદલો લેવાના તેમના તરફથી આકરા ઓર્ડરો નીકળ્યા ! ગઢેરા તેમજ તેમના લાગતાવળગતાઓએ જ્યાં જ્યાં અમારાં સગાંસબંધીઓ હતાં ત્યાં ત્યાં ફરમાનો મોકલી અમારા બધા આપ્તજનોને કુટુંબીઓને-પિતૃપક્ષી-માતૃપક્ષી, બંધુવર્ગ, સ્નેહીવર્ગ અને અમારી સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ-સંસર્ગ રાખનારાં સહુ કોઈને, એકે સપાટે ન્યાતબહાર કરી દેવાના, તેમણે નાદિરશાહી હુકમો બહાર પાડ્યા ! અને પોતાના એ ભીમ પરાક્રમ સમાચાર, તેમણે દેશપરદેશ વસતા અમારા સઘળા જાતિભાઈઓને તરત મોકલી આપી, અમારી સાથે કોઈપણ જાતનો સંબંધ-વ્યવહાર નહિ રાખવાના જહાંગીરી હુકમો લખી મોકલ્યા ! આવી રીતે પાડાના વાંકે પખાલીને ડામ આપી, તેમણે પોતાના દિલની આગ બુઝાવી. પટેલોની આ પછડાટીઓની અમને તરત જ જાણ થઈ. પણ અમારાં સાતે કુટુંબોએ તો આવાં પરિણામની આગળથી જ આશા રાખી હતી; એટલે એ સાંભળીને અમને કંઈ ક્ષોભ કે વિમાસણ થઈ નહિ; પરંતુ દેશમાં

રહેતા અમારા વડીલો, સગાંઓ તેમજ લાગતાવળગતાંઓને શિર તો, એથી જાણે અણધારી આફતોના મોટા પહાડ જ તૂટી પડ્યા ! કુટિલ કુકર્મી પટેલિયાઓએ તેમને અસહ્ય ત્રાસ આપવામાં અને સતાવવામાં કશી પણ બાકી રાખી નહીં. તેમની સાથેનો સઘળો સંબંધ વ્યવહાર તેમણે આખી જ્ઞાતિમાં બંધ કરાવ્યો. માંદે-સાજે, મરણ-પરણમાં - કોઈ પણ સારે-માઠે પ્રસંગે, કોઈ જાતિભાઈ અમારાં સગાં-કુટુંબીઓને ત્યાં આવી ન શકે, તેમને પોતાને ત્યાં બોલાવી કે લાવી ન શકે; તે એટલે સુધી કે, એકબીજાનાં પાણીનો છાંટો પણ બંને પક્ષને હરામ થઈ ગયો ! એ વખતે જ્ઞાતિના અગ્રેસરો અને ગઢેરા ગણાતા એ મનસ્વી સત્તાધારી અહમદશાહ દુરાની જેવા જાલીમ પટેલોએ, અમારા દેશમાં રહેતા સઘળા કુટુંબીઓ ઉપર જે જે સખ્ત વજ્રઘાતો કરેલા છે તે બધું યાદ કરતાં આજસુધી પણ અમારું લોહી ઊકળી આવે છે. તે જુલ્મના અનેક દાખલાઓ, નામઠામ અને પ્રમાણો સહિત કચ્છ કડવા પાટીદાર પરિષદની બે આગલી બેઠકોમાં, જાહેર કરવામાં આવ્યા છે અને એવા નિર્દય પટેલોને માટે તિરસ્કાર તેમજ શરમના સખ્ત ઠરાવો પણ પસાર કરવામાં આવ્યા છે. પરંતુ એ હઠીલા અને હરામી ગઢેરાઓએ તો પડ્યા પડ્યા પણ ટંગડી ઉંચી રાખીને, પોતાના દાવપેચો ખેલવાનું હજી સુધી ચાલુ જ રાખ્યું છે. કહે છે કે, નાગાથી નારાયણ પણ આઘા ! તો પછી એ રોમના નીરો જેવા ક્રૂર નરપશુઓને અમારા જેવા સીધા-સાદા સત્યપરાયણ પુરુષો કેવી રીતે પહોંચી શકે ? અમારા દેશના સગાસંબંધી અને કુટુંબીઓ જ્યારે છેક જ ત્રાસીને લાચાર બની ગયા ત્યારે, અમારા દેશમાંના પૂજ્ય વડીલો ઉપર તેમણે હદબહાર દબાણ ચલાવ્યું અને અમારા વડીલો પાછા અમને સમજાવવા લાગ્યા કે, ''અમારી દયા ખાતર પણ તમે જનોઈઓ પાછી ઉતારી નાખીને, પીરાણા સતપંથની ગુલામી કબૂલ કરી, જ્ઞાતિને શરણે આવીને અમારામાં પાછા મળી જાઓ તો તમારી સાથે અમારી આફતનો પણ છેડો આવી જાય.'' તેમણે આંખોમાં આંસુ લાવીને એવી હૃદયભેદક-દયાજનક રીતે કાલાવાલા કરવા માંડ્યા કે વજ્રમય પાષાણહૃદય પણ જરૂર એથી પીગળી જ જાય. ત્યારે એ વખતે અમારાં લાગણીભર્યા, નરમ, દયાભીનાં હૃદયની શી દશા થઈ હશે તેનો સુજ્ઞ વાંચકે જ વિચાર કરી લેવો. પરંતુ એ વખતે ભક્ત પ્રહલાદ અને હરિશ્ચંદ્ર જેવાની અચળતા અમને યાદ આવી. પ્રાણ જાય પણ ધર્મ તો ન જ તજાય એવો અમારો અટલ નિશ્ચય હતો. સમજીને કરેલી પ્રતિજ્ઞા તોડવાની નબળાઈ અમારા સાત કુટુંબોમાંથી કોઈ પણ કરે તેમ નહોતું. એથી અમે દૃઢતાથી અમારાં વડીલો તેમજ સગાંસંબંધીઓને જણાવ્યું કે, ''જો તમને આ સ્થિતિ અસહ્ય લાગતી હોય, તો

સુખે તમે અમારો ત્યાગ કરીને, એ ધર્મબોળુ નરપિશાચો સાથે સહકાર અને એકતા કરો. પરંતુ અમે તો પ્રાણાન્તે પણ એ પાપી પંથને પડછાયે પણ ઊભા રહેવાના નથી. ભલે માથે વજ્રો તૂટી પડે કે આખી દુનિયાં ઊલટી જાય, પણ ઈશ્વર, બાપ અને ધર્મ, તો હવે નહીં જ બદલાય !

**સગાંઓનો સહકાર :** અમારા આવા નિશ્ચયથી અમારાં સ્નેહાળ સગાંઓને પણ શૂર છૂટ્યું અને દેશમાં બેઠાં બેઠાં તેઓ પીરાણા સતપંથ વિરુદ્ધ ધીમી પણ મક્કમ પ્રવૃત્તિ કરવા લાગ્યાં. ખાસ કરીને મારા પિતાશ્રી અને મારા વડીલભાઈ એ પ્રવૃત્તિમાં તન-મન-ધનના ભોગે રસપૂર્વક ભાગ લઈ રહ્યા હતા. આ તરફથી અમારું સ્વધર્મવર્ધક મંડળ પણ મુંબઈમાં રહીને એ કુટિલ પંથના ખળભળી ગયેલા જૂના કિલ્લા ઉપર સબળ શસ્ત્રપ્રહાર કરવા લાગ્યું હતું.

**જાહેર ચળવળ :** અમારા અનુભવે અમને સારી રીતે શીખવ્યું હતું કે, અનેક દિશાવ્યાપી જોરદાર ચળવળ ચલાવ્યા વિના અને બરાબર નિયમિત રચનાત્મક કાર્યક્રમ હાથ ધર્યા વિના અમારી ફત્તેહ અસભંવિત હતી. એથી ખાસ મુંબઈ તેમજ દેશાવરના પ્રદેશોમાં વસતા સર્વભાઈઓને જાગૃત કરી, અમારો પક્ષ સબળ બનાવવા માટે, તેમજ જાહેર જનતાને પણ પીરાણા-સતપંથના પાપ અને જુલ્મથી જાણકાર કરી, અમારા તરફ સૌની લાગણી ખેંચવા માટે, એ પ્રપંચી પંથના પોગળ ખોલનારાં તેમજ અમારી જ્ઞાતિની દુ:ખી સ્થિતિને તાદૃશ્ય બતાવનારાં વિવિધ જાહેર લેખો મુંબઈના વર્તમાનપત્રોમાં છપાવીને તેમજ એ વિષયનાં છૂટક હેન્ડબીલો અને જાહેર પત્રો વહેંચીને તથા એ સંબંધી અનેક નાનાં મોટાં મુદ્દાસર પુસ્તકો છપાવી, મફત ફેલાવીને, એ ઈમામશાહી અંધેરવાળી ઈન્દ્રજાળના છૂપા ભેદભરમોને અમે ધડોધડ ઉઘાડા પાડવા માંડ્યા. ખેરિયાતના ખીચડાખાઉ સૈયદો અને તેમના દલાલોનું કામ કરનારા, પેટવડીયા કુટિલ કાકાઓનાં કાળાં કર્મો જોરશોરથી જાહેર રીતે અમે બહાર લાવવા લાગ્યા. એથી ઘણાં વર્ષોથી ગળાં સુધી ભરાઈ રહેલો અને છલકાઈ જતો તેમનાં પાપનો ઘડો આખરે આપોઆપ જ ફૂટી ગયો અને જ્યાં જ્યાં અમારી જાતિના નરવીરો વસતા હતા ત્યાં ત્યાં શુદ્ધ વૈદિક ધર્મની મહત્તા વ્યાપી રહી અને જ્ઞાતિઉદ્ધારની પ્રચંડ વીરહાક ગાજી ઉઠી ! કરાંચી, કલકત્તા, સિંધ, હૈદરાબાદ, ગુજરાત, કાઠિયાવાડ વિગેરે દૂર કે નજીકના અનેક પ્રદેશોમાં વસતા અમારા સમજુ જ્ઞાતિબાઈઓએ એ વીરહાકને આદરથી વધાવીને ઝીલી લીધી અને અમારી પુણ્ય પ્રવૃત્તિ પ્રત્યે ઉત્સાહથી તેમણે હાર્દિક સહાનુભૂતિ દર્શાવવા માંડી.

**અનુમોદન :** ગામેગામ અને ઠામેઠામથી અમારાં સત્કાર્યને અનુમોદન તેમજ પ્રોત્સાહન આપનારા અનેક પત્રો આવવા લાગ્યા અને અનેક જમાનાથી જામેલાં પીરાણાનાં પાપોના પોપડા સામે, અખિલ દેશવ્યાપી પોકાર ઉઠી રહ્યો ! એવા સતેજ સંજોગો વચ્ચે સ્વધર્મવર્ધક મંડળના પ્રયાસને પ્રસંશનીય સફળતા મળતી જોઈ જાણીને, કચ્છમાં વસતા સતપંથના કુટિલ કાંધીયાઓનાં તો હૃદયો છેક જ સળગી ઉઠ્યાં !

**કચ્છમાં જાગૃતિ :** એક તરફથી મુંબઈ-ઘાટકોપરનું સ્વધર્મ વર્ધક મંડળ, પીરાણા સતપંથ તેમજ ગુમાની ગઢેરાઓનો ગર્વ ગાંજીને તેમનાં કટાયેલાં હથિયારોને, આગળ જણાવ્યા પ્રમાણે ભાંગી તોડી છિન્ન-ભિન્ન કરવા લાગ્યું હતું ત્યારે બીજી તરફ અમારા કચ્છમાં વસતા સગાં-કુટુંબીઓ વિગેરે એ પાખંડીઓની જાલીમ ઘાણીમાં પીલાવા લાગ્યા હતા. તેમને પણ જાગૃત કરવાનો અને બને તેટલી મદદ આપવાનો અમે નિશ્ચય કર્યો. આ પ્રમાણે મુંબઈની સાથે સાથે દેશમાં પણ જાગૃતિનું યુદ્ધ ચલાવવા અમે સહુ કટિબદ્ધ થયા. એ વખતની કચ્છની પરિસ્થિતિનો તો ઉપર ઈશારો કર્યો છે, એ મુજબ દેશના ગોઝારા ગઢેરાઓએ ચારેમેર ત્રાસ ત્રાસ વર્તાવીને, અમારા સગાં-સંબંધીઓમાં જે કેટલાક નબળા મનના હતા, તેમને દબાવી, નમાવી, હતાશ કરીને, પોતાને શરણે આવવાની ફરજ પાડી હતી. એ સમયે કુટુંબીઓને સહેવા પડતા આવા ત્રાસથી, સ્વધર્મવર્ધક મંડળના કેટલાક સભાસદભાઈઓને પણ એ દુષ્ટોને હાથે બહુ બહુ કષ્ટો સખ્ત રીતે સહન કરવાનો, અને ખરેખરી કસોટીનો બારીક વખત જ આવી પહોંચ્યો હતો. માબાપ પોતાના સંતાનો સાથે કશો સંબંધ રાખી ન શકે અને સ્ત્રીઓ પોતાના સ્વામીને આંગણે પણ આવી ન શકે ! અને કાકા, મામા કે સાળા બનેવીઓને પણ પોતાના છેક નજીકના સંબંધીઓ સાથેનો પણ સઘળો સંબંધ તોડી, તેમની સાથેનો બધી જાતનો વ્યવહાર છોડી દઈ, અલગ થવાનો વખત આવ્યો. કેટલાક સંબંધીઓને, સુધારકભાઈઓના નામનું સ્નાન કરી નાખવાની ફરજ પડી. ત્યારે કેટલાકને સગપણ અને વિવાહ જેવા ગંભીર સંબંધો ફોક કરવા જેવો ભયંકર પ્રસંગ આવી પડ્યો, છતાંયે અમારા મંડળની વજ્રમય પ્રતિજ્ઞા પ્રભુની કૃપાએ અચળ હિમાચલની પેઠે અતૂટ જ બની રહી.



**સ્વામીનારાયણ સંપ્રદાય સાથે મસલત :** એ સમય દરમિયાન મેં મારા પૂજ્ય પિતાશ્રીને તથા બીજા આગળ પડતા હિંમતવાન સંબંધીઓને પત્રો લખી એક જુદી જ દિશામાં નવી પ્રવૃત્તિ હાથ ધરવાની આજીજી કરી. આશરે દોઢસો

વર્ષો પૂર્વે પીરાણા સતપંથનાં પાપોથી કંટાળેલા અને ગઢેરાઓની ગુલામીથી ત્રાસી ગયેલા, કચ્છી કડવા પાટીદારોએ પાખંડી પીરાણા સતપંથની જાળમાંથી છૂટા પડીને સ્વામીનારાયણ સંપ્રદાયનો સ્વીકાર કર્યો હતો. તેઓ ધર્મ, કર્મ અને આચાર વિચારમાં સતપંથીઓથી અલગ થયા હતા. લગ્નપ્રસંગે અર્ધ મુસલમાની દુવાને બદલે ચોરીથી વેદધર્મ પ્રમાણે લગ્નો કરાવતા અને મરણ પ્રસંગે મુડદાંને દાટવાને બદલે અગ્નિસંસ્કાર કરવા લાગ્યા હતા. ધાર્મિક ક્રિયાઓ અને ભક્તિ ભજનમાં સ્વામીનારાયણ મતના નિયમોને પાળતા હતા; પરંતુ જ્ઞાતિની ઓછી વસ્તીને લીધે તેમજ કન્યાની અછતને લીધે તેમને પણ પાછી પીરાણા સતપંથીઓ સાથે ખાવાપીવાની તેમજ કન્યાની આપલે કરવાની ફરજ પડી હતી. એ સ્વામીનારાયણ સંપ્રદાયવાળા આશરે બસો કુટુંબો સાથે અમારું સંઘબળ વધારવા માટે ભળી જવાની અમારી આંતરિક ઈચ્છા હતી; કેમકે માત્ર આઠ-દશ કુટુંબોમાં અમારો સંસાર-વ્યવહાર સદાકાળ નભી જાય એમ જણાતું ન હતું. તેમજ અમારું સંખ્યાબળ વધારવાની પણ એ વખતે ખાસ જરૂર હતી. મારા પિતાશ્રી મારફતે એ ભાઈઓ સાથે મળી જવાની મેં તજવીજ ચલાવી. પણ તે એવી શરતે કે જ્યારથી અમે તેમની સાથે જોડાઈએ ત્યારથી તેમણે એ અર્ધદગ્ધ કબ્રસ્તાની ખીચડિયા પીરાણા સતપંથવાળાઓનો સંબંધ બીલકુલ છોડી દેવો, અને પ્રાયશ્ચિત લઈ પાવન થઈને, ત્યાર પછી પવિત્ર આર્યજીવન ભોગવવાની પ્રતિજ્ઞાઓ સ્વીકારવી. કચ્છના એ સંપ્રદાયના ભાઈઓમાં પટેલ જીવરાજ ખેતસિંહ, પટેલ નારાયણ ધર્મસિંહ કચ્છ ગડાણીવાળા તથા કચ્છ રવાપુર અને નેત્રાના આગેવાન પટેલોએ અમારી એ માંગણી સહર્ષ સ્વીકારી લીધી. માત્ર એટલું જ નહિ, પણ એ બાબતનો નિર્ણય કરવાને તેમના ધર્મના આચાર્યશ્રી સમક્ષ અમદાવાદના તેમના ધર્મ ધામમાં અમારી સાથે રૂબરૂ તે બાબતની વાટાઘાટ કરવા નિમિત્તે, બંને પક્ષે મળવાની ગોઠવણ થઈ. મુંબઈ ઘાટકોપરના અમારા મંડળ સમક્ષ આ વિષય ચર્ચીને અમે પણ અમદાવાદ જઈ, તેમની સાથે આ મહત્ત્વના વિષયનો ત્વરાથી ઉકેલ કરવાના નિર્ણય ઉપર આવ્યા. સમય નક્કી કરી અમો મુંબઈથી નીકળ્યા અને ઉપર જણાવેલા ભાઈઓ કચ્છથી રવાના થઈને અમને અમદાવાદ આવી મળ્યા. એ વખતે અમદાવાદના સ્વામીનારાયણ સંસ્થાનમાં કેટલાક સંસ્કારી અને સાક્ષર સાધુઓ તેમજ બ્રહ્મચારીઓ રહેતા હતા તેમને અમારી બંને પક્ષની વસ્તુસ્થિતિ સવિસ્તર સમજાવવામાં આવી.



ધર્મ ભ્રષ્ટ કરનારી અમી અને નૂરની ગોળીઓ ખાઈ તેમજ સૈયદોની એંઠચાટી, વટલીને ભ્રષ્ટ થયેલા; ખીચડીયા પીરાણા સતપંથીઓની સાથે કોઈ

વિશાળ હિન્દુજનતાની જેમાં સંપૂર્ણ સહાનુભૂતિભરી શુભાશિષ સીંચાયેલી છે અને તન-મન-ધન-જીવન સર્વસ્વનાં મોંઘેરા બલિદાનો આપવાને આતુર બનેલાં સેંકડો ભોળાં અને પવિત્ર હૃદયોની જે કાર્યમાં અડગ શ્રદ્ધા તેમજ ચીવટભરી કાળજી સમાયેલી છે એવાં શુભકાર્યને અનાયાસે સફળતા મળવી જ જોઈએ. આવી ધાર્યા કરતાં પણ વધારે યશસ્વી સફળતા મેળવીને વિજય હર્ષથી પ્રફુલ્લચિત્તે અમે પાછા આનંદ સહિત મુંબઈ આવ્યા.

**મુંબઈનું શુદ્ધિ પ્રકરણ** : મુંબઈમાં પુનરાગમન કર્યા પછી મેં જોયું કે, કર્કશ કચ્છ પ્રદેશની કઠોરભૂમિમાં, જાલીમ ગઢેરા મુખી અને આગેવાનોના અધમ અત્યાચારોની અખંડ વર્ષા વચ્ચે અનેક વિરોધીઓના કુટિલ કાવાદાવા તેમજ છલભેદોના ભયંકર નાગપાશને ભેદીને, દુષ્ટોના દોરને નાબૂદ કરી, પવિત્ર વૈદિક ધર્મની દીક્ષા સ્વીકારીને દયાપુરના દેવતાઈ પક્ષવાળાં એ વીરકુટુંબોએ જે અપૂર્વ વિજય મેળવ્યો હતો તેમની પવિત્ર જીતના પ્રચંડ ડંકા છેક મુબંઈ, કરાંચી અને દેશાવરના દૂરદૂરના પ્રદેશોમાં પણ પોતાના પડઘા પાડી રહ્યા હતા. પાપી પીરાણા સતપંથ જેવા એક જમાનાથી જડ ઘાલી બેઠેલા અર્ધદગ્ધ ખીચડીયા પંથને સદાની તિલાંજલિ આપી, ખાસ કચ્છ દેશમાં જ પ્રપંચીઓના અસહ્ય ત્રાસ વચ્ચે પણ અજ્ઞાન ભોળી અબળાજાતિઓ સુદ્ધાં, જે વીરતાભર્યાં પરાક્રમ કરી બતાવ્યાં હતાં તેમનાં એ વીર વૃત્તાન્તો સાંભળી સાંભળીને મુંબઈ ઘાટકોપરનો સુજ્ઞ જ્ઞાતિસમુદાય તો ખરેખર હર્ષઘેલો જ બની રહ્યો અને તેઓ મુક્તકંઠે દયાપુરવાસીઓને ધન્યવાદ આપવા લાગ્યા. વિક્રમ સંવત ૧૯૭૯ ના અષાઢ સુદી એકમને દિવસે એકત્ર થયેલી 'યુવકમંડળ'ની ભવ્ય સભામાં દયાપુરમાં શુદ્ધિકરણની રસભરી ચર્ચા ચાલી; અને મુંબઈ ઘાટકોપરવાસી વિવેકી ભાઈઓ હજી સુધી વિચારમાં જ વખત કાઢી, શુદ્ધિ સંસ્કારનાં આવશ્યક કાર્યમાં આળસ રાખી રહ્યા હતા, તેને માટે તેમને ઘણું લાગી આવ્યું. છેક જ અજ્ઞાન અને પરતંત્ર દશા ભોગવતા કચ્છનાં ભાંડુઓ શુભ સાહસમાં ઝંપલાવે ત્યારે આ સ્વતંત્ર વાતાવરણમાં વિહાર કરતા સુધારક વિચારના ભાઈઓ હજી વાયદાનાં પગથિયાં મૂક્યા કરે એ તેમને પોતાને માટે ઘણું શરમભરેલું લાગ્યું. એટલે એ શુભદિવસે તો સભામાં હાજર રહેલા અમદાવાદવાસી સાક્ષર જ્ઞાતિબંધુ કર્મવીરભાઈ મગનલાલ ગોવિંદલાલ એન્જિનિયર તથા લાગણીવાળા ભાઈઓનાં પ્રોત્સાહનથી ઉત્તેજિત થઈને, તેમણે નિર્વિલંબે દેહશુદ્ધિ સંસ્કારનો નિશ્ચય કર્યો. બીજે જ દિવસે મુંબઈ ઘાટકોપરના બસો ભાઈઓના એક વિશાળ સમુદાયે વિદ્વાન બ્રાહ્મણો હસ્તક વૈદિક વિધિએ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત સ્વીકારી, ઉપવિત સંસ્કાર અને વૈદિક જીવનને અપનાવી લીધાં. આ

માંગલિક પ્રસંગને સારી રીતે ઉજવવા માટે સ્વ. ભાઈ મગનલાલે એ સઘળા સંસ્કાર પ્રાપ્ત સમુદાયને પોતાના તરફથી ઉત્સાહભેર એક મિષ્ઠાન ભોજનનું જમણ આપ્યું હતું તેની સવિસ્તર નોંધ પણ મારા ''પ્રાસ્તાવિક'' નિબંધમાં આપેલી છે.

**કચ્છ-પાનેલીમાં શુદ્ધિસંસ્કારનો સમારોહ** : ઉપરની નોંધ કરવા લાયક પ્રસંગ ઉપસ્થિત થયો, એ જ અરસામાં કચ્છ-દયાપુરની ઉત્સાહી બહેનોના ભગીરથ પ્રયાસોથી પાનેલી રવાપુર વિગેરે કચ્છનાં અનેક ગામોમાં પીરાણા સતપંથ વિરુદ્ધ અસાધારણ, ખળભળાટ શરૂ થયો. એ વીરાંગનાઓએ પોતાના સાસરીયાં તેમજ પિયરીયાંના પક્ષોમાં અપૂર્વ ચાંપ ચડાવી શુદ્ધિની પવિત્ર ચળવળ પૂર જોશથી ચાલુ કરી દીધી. વેદવાણીની વીરહાક કચ્છનાં અનેક ગામોમાં વાગી રહી, અને તેના પ્રથમ પડઘા દયાપુર પાસેનાં પાનેલી ગામે ઝીલ્યા. દયાપુરવાસી ભાઈ બહેનોની હિલચાલથી પાનેલીનાં સોળ કુટુંબો પ્રાયશ્ચિતપૂર્વક સંસ્કાર લેવાને તૈયાર થયાં. દયાપુરને શુદ્ધિ પ્રસંગે સુધારક વર્ગનો તેમજ અમારો ટેકો હતો. પણ પાનેલીના પ્રસંગે તો અમે સૌ મુંબઈ-કરાંચી વિગેરે દૂર દેશમાં ચાલ્યા ગયા હતા અને પ્રબળ પટેલો તેમજ જુલ્મી ગઢેરાઓના જુલ્મ સામે તેમને તો એકલે હાથે જ ઝુઝવાનું હતું. પટેલ મનજી તથા નથુ ખીમા જેવા હરેડ સતપંથી વિરોધીઓના જીવલેણ ઝપાટાઓ તેમને ઝીલવાના હતા. નાનજી હીરજી પારસીયા જેવા નવજુવાન અને આગેવાન બનવાના ઉત્સાહી ભાઈ સામે તેમને કામ લેવાનું હતું અને તે બધાં ઉપરાંત દયાપુરના મહાન ખટપટિયા જમાનાના ખાધેલ ખેલાડી ગઢેરાઓના ખાં પટેલ ખેતાભાઈ સોમજી ભગત જેવાનાં બાથોડિયાંમાંથી છટકી જવાનું હતું, એટલે એકલે હાથે આવા અનેક અત્યાચારીઓની દાવપેચ ભરેલી દુશ્મનાવટને પહોંચી વળવાનું મહાભારત જોખમ પાનેલીના મસ્તક પર ઝઝુમી રહેલું હતું. છતાંએ સોળ ઘરનાં બધાં મળી સડસઠ માણસોએ નીડરતાથી પીરાણા સતપંથનો પરિત્યાગ કરી પાખંડી પટેલો અને અધમ આગેવાનોના જુલમની ઝોંસરી હૃદયબલપૂર્વક છિન્નભિન્ન કરીને ફેંકી દીધી અને ખીચડીયા પંથનો બહિષ્કાર કરી, પવિત્ર સનાતન હિંદુ ધર્મની તેમણે દીક્ષા લીધી. હજારો પીરાણા સતપંથીઓની આંખો સામે તેમની દેખતી આંખોમાં ધૂળ નાંખીને, સુધારકોની જરા પણ મદદ વિના, આ મુઠીભર પાનેલીવાળાઓ આ પવિત્ર કાર્ય પાર ઉતારવાને બહાર પડ્યા; એ જોઈને વિરોધી પક્ષના હૃદયમાં તો પ્રચંડ જ્વાળાઓ જાગી ઉઠી તેમાં પણ ખેતા મુખીનાં ખાનામાં તો એ બનાવથી મહાન જ્વાળામુખી જ ખળભળી ઉઠ્યો.



ખાનાંની ખેરસલ્લાહ માટે ખેતાભાઈએ તો ખૂબ ખટપટ ચલાવી ! પાનેલીના રહીશને શુદ્ધિ કાર્યના ઉત્સાહી એક ભાઈ જેનું નામ પટેલ રામજી રાજાભાઈ

નાથાણી છે, તેમનાં લગ્ન, બીજા એવા જ એક હઠીલા હરેડપંથી મુખીપટેલ ખેતા જીવરાજનાં વીરપુત્રી અ. સૌ. બહેન કંકુબાઈ સાથે થયાં છે. એ બહેન પણ અમારી જ્ઞાતિની એક ધર્માભિમાની સત્યાગ્રહી વીરાંગના જ છે. એ શુદ્ધ ક્ષત્રાણીએ પણ પોતાના પતિ સાથે સહમત થઈને પાખંડી પીરાણા સતપંથના સડેલા અને ખડખડી ગયેલા કુટિલ કિલ્લાને કમર કસીને પરિત્યાગ કર્યો. માતા-પિતાની ઘણી સમજાવટ છતાં બહેન કંકુબાઈએ હાથ ધરેલાં શુદ્ધિનાં પવિત્ર હથિયારો છોડ્યાં નહીં, પરંતુ એથી વિશેષ ઉશ્કેરાઈને બમણાં જોરથી પીરાણા સતપંથના કાંધીયાઓ સામે અહિંસાત્મક નિષેધનું પ્રચંડ યુદ્ધ શરૂ કર્યું. પટેલ ખેતા સોમજી ભગતે બહેન કંકુબાઈના પિતા ખેતા મુખીને ખૂબ રણશુર ચડાવ્યું અને ખાનાના મુખીની જ છોકરી જો સુધારાવાળાઓ સાથે મળીને વંઠી જાય, તો તેની એકવીસ પેઢીઓ દોજખમાંજ જશે, એમ જણાવીને બળજબરીથી પણ એ ઘોર અન્યાય ભરેલા કાળાં કર્મ (!) ને એકદમ અટકાવી દેવાની સલાહ આપી અને એ કામમાં ખાનાની દોલત તેમજ સેના તેને પોતાનાથી બનતી મદદ કરશે એમ કહીને પૂરેપૂરો ચડાવ્યો. એ ચડામણીથી મર્કટને મદિરાપાનની જેવી અસર થાય, તેના કરતાં પણ ખેતા મુખીને વધારે જુસ્સાદાર ધર્મ ઝનૂનનો નશો ચડી આવ્યો. તેણે તથા તેનાં કુટુંબે એકત્ર થઈને કંકુબાઈને દરેક રીતે સતાવી, ડરાવી, ત્રાસ આપ્યો, પણ કંકુબાઈ જેનું નામ ! તે કોના ધાકથી અંજાઈ જાય ? તેણે તો પોતાના સૌભાગ્ય કંકુ સ્વરૂપ પતિની સાથે સત્ય વેદને જ વળગી રહેવાનો પોતાનો નિશ્ચય જણાવી એક પ્રતાપી સતીના જોરદાર વર્તનથી પિયરીયામાંના ટોળાંને દમ ભીડાવી છક જ કરી નાંખ્યાં. પોતાનાં માતાપિતાને એ દેવીએ સ્પષ્ટ જણાવ્યું કે, મારા કદાચ ટુકડે ટુકડે કરી નાખશો, તોપણ હું તમારા પંથની પાપી છાયામાં ઊભી રહેનારી નથી અને મારા ઉપર જુલ્મ ગુજારશો, તો નક્કી સમજજો કે, તમે આખરે જેલમાં જશો ને પાયમાલ જ થશો. આવી અડગ સત્યાગ્રહી આર્ય બાળાના પ્રતાપ આગળ પીરાણા સતપંથની પાપી શક્તિ કેટલો વખત ટકી શકે ? પિયરના પક્ષે લાચાર બનીને નિરૂપાયે બહેન કંકુબાઈને જતી કરી અને છેવટે ખેતામુખીએ પોતાની પુત્રી-જમાઈને મરેલાં જણાવી તેમની રૂબરૂ જ તેમના નામનું સ્નાન કરી નાખ્યું અને પોતાના તરફથી કંકુબાઈને આપવામાં આવેલા સઘળા દરદાગીના પાછા ઉતરાવી લીધા. એ દરદાગીના તેમજ પિતાના ઘરનાં કપડાંલત્તાં શુદ્ધાં બહેન કંકુબાઈએ તરત જ ઉતારીને ફેંકી દીધાં અને પોતાનો પિયરીયાં સાથેનો સઘળો સંબંધ આંખે વહેતાં આંસુઓ વચ્ચે, એક માત્ર પોતાના પવિત્ર ધર્મને ખાતર પૂરો કીધો. આ પવિત્ર બાઈએ એ કરૂણાજનક પ્રસંગે જે

દૃઢતા અને વીરતા બતાવી, વેદધર્મના સ્વીકાર માટે જે મહાન જાતિભોગ આપ્યો છે તેનું યથાર્થ વર્ણન તો કોઈ કુશળ કવિની કલમ જ કરી શકે ! આવી વીરાંગનાઓનાં વૃત્તાંત તો ભારતના ઈતિહાસમાં અવશ્ય અમર અક્ષરે લખાવાં જોઈએ. જેથી વીરક્ષત્રાણીનાં હૃદયબલ અને ધર્મબલનો પ્રતાપ વાંચી જાહેર જનતા તેમજ અન્ય પ્રજાઓ પણ વીરતાનો પવિત્ર પાઠ શીખી શકે અને પોતાના પ્રાણાધિક ધર્મદેવતાને માટે આ જગતનાં નાશવંત સુખોની નીડરતાથી આહૂતિઓ આપતાં શીખે ! ધન્ય છે એ દેવી સ્વરૂપ બહેન કંકુબાઈને ! જ્યારે એક કણબી કન્યાની આ વીરતાની વાતો દેશવિદેશ પહોંચી ત્યારે અમારી કણબી જ્ઞાતિમાં અસાધારણ ઉત્સાહ ફેલાઈ રહ્યો.

આ વીરરસની અલકધારાએ પરદેશોમાં વસતા પટેલભાઈઓની નસોમાં પણ વીરતાનાં પાણી ચડાવ્યાં અને ઘાટકોપર તેમજ માટુંગા ખાતે ઘણા ભાઈઓએ તરત જ આળસ અને પ્રમાદને તિલાંજલિ આપી બનતી ઉતાવળે સારા વિદ્વાન પંડિતોને બોલાવીને દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરાવી વેદોધિકાર મેળવ્યો.

**પરિષદની ત્રીજી બેઠકની તૈયારીઓ** : ઉપર જણાવ્યા પ્રમાણે પ્રાયશ્ચિત્ત વિધિ અને કચ્છ દેશના પ્રવાસનું અવલોકન કરતાં કાર્ય-કારણનો કુદરતી સંબંધ મારી આંખ આગળ પ્રત્યક્ષ થયો. કૃષ્ણ-ભગવાન કહે છે કે, કલ્યાણના હેતુથી કરેલું કોઈ કાર્ય નિષ્ફળ જતું નથી. એ સત્કાર્યનું ફળ મોડુંવહેલું મનુષ્યને અવશ્ય મલે છે. મુંબઈ-ઘાટકોપર, વીરાણી કરાંચીના ઉત્સાહી યુવકમંડળોએ ઉદાર આત્મભોગ આપી, અનેક મુશ્કેલીઓના પહાડ ઓળંગીને પ્રગતિના માર્ગમાં જે મક્કમ મજલ કરેલી હતી, તેના પુણ્યપ્રતાપે જ સમસ્ત જ્ઞાતિની પરિષદ ઊભી થઈ. બબ્બે વખત કરાંચી જેવાં જ્ઞાતિભાઈઓનાં મુખ્ય મથકમાં ઠાઠમાઠથી ભવ્ય અધિવેશનો ભરવાને ભાગ્યશાળી નીવડી હતી. તેમાંથી બીજી બેઠકે તો ખરેખર રંગ રાખ્યો હતો. હૃદયના મર્મો તોડીફોડીને પ્રમુખ તેમજ વક્તાઓએ નિર્ભયતાથી પાપીઓના પાપ અને જુલ્મ સ્પષ્ટ ઉઘાડા પાડીને જનતામાં ખળભળાટ મચાવી મૂક્યો હતો અને અમારી અખિલ જાતિમાં દેશપરદેશમાં જાગૃતિની ભરતી ચડતી કરી હતી. એ જાગૃતિનાં પ્રચંડ મોજાંઓ કચ્છને કિનારે અથડાયાં હતાં અને તેણે ચડાવેલી જોશદાર વીજળી, ભોળી અને અજ્ઞાન કચ્છી કણબીઓની ગરીબડી પ્રજાની નસનાડીઓમાં પણ તીવ્ર ધર્મોત્સાહનો તનમનાટ મચાવી રહી હતી. એ જાગૃતિથી દયાપુર, વીરાણી, પાનેલી, રવાપુર વિગેરે વીરક્ષેત્રોના ક્ષત્રિસિંહોને જાગૃત તેમજ સચેત બનાવી તેમના ભૂલાયેલા જાતિસ્વભાવનું પુનઃ ભાન કરાવી, તેમનાં દીન

બનેલાં હૃદયમાં વીરતાનાં જોરદાર નીર વહેવડાવી દીધાં ! જે સ્વાર્થત્યાગ અને સ્વધર્મ રક્ષણનાં મહાન કાર્યો આજે સેંકડો વર્ષથી અમારી જ્ઞાતિને આંગણે દેખાવા પામતાં નહોતાં, તેવાં દિવ્ય પરાક્રમો એકે સપાટે અદ્ભુત જાદુઈ બળથી નવું જીવન જાગતું હોય એવો ભાસ કરાવતાં, અમારા ગરીબ દેખાતા જ્ઞાતિભાઈઓએ કરી બતાવ્યાં અને તેમાં અમારી સિંહણ જેવી શૂરી ક્ષત્રાણીઓએ તો ખરેખર હદ કરી બતાવી હતી. એ બધો પ્રતાપ ખરું કહીએ તો યુવકમંડળો અને પરિષદના પ્રયાસોને જ હતો અને એ પુણ્ય પ્રવૃત્તિઓને અમારી જ્ઞાતિએ સઘળી જ્ઞાતિહિતવર્ધક સંસ્થાઓની હંમેશ સુધી આભારી રહેશે. કેમકે એ પ્રવૃત્તિઓથી અમારી પરિસ્થિતિ અચૂક બદલાવા લાગી હતી. નીડરતા-જાગૃતિ-સત્યદર્શન અને જ્ઞાતિસેવાના અંકુરો ફુટી ચૂક્યા હતા અને જો તેમનો દીર્ઘદૃષ્ટિ તેમજ સાવચેતીથી વિકાસ કરવામાં આવે, તો જરૂર સારાં ફળનો સત્વર પરિપાક થવાનો સંભવ હતો. આ બદલાતી પરિસ્થિતિથી અમને બેઘડી હિંમત આવી. અમારું જ્ઞાતિક્ષેત્ર ખેડાવા લાગ્યું હતું, - ઘણા ભાઈઓને અમારા કાર્યનો હેતુ ધ્યાનમાં ઉતરવા લાગ્યો હતો. તેઓ અમારાં કઠિન કામની કદર અને કિંમત સમજતા થયા હતા. કેટલાકને તો બહુ લાગણી તેમજ સહાનુભૂતિની ભાવના પણ જાગી હતી. આવા સંજોગોમાં જો અત્રે મુંબઈ જેવાં ચોર્યાસી બંદરના વાવટાથી શોભી રહેલાં હિંદનાં પાટનગરમાં પણ પરિષદ દેવીને નોતરીએ, તો હવે અમને ખાત્રી હતી કે અમારી લાજ નહીં જ જાય. પૂરતા પ્રમાણમાં પ્રતિનિધિઓ મળી રહેશે. સત્ય કહેવા તેમજ સાંભળવાની નીડરતા ઝળકી ઉઠશે. બબ્બે બેઠકોમાં કેળવાયેલા કાર્યકર્તા અને સ્વયંસેવકો નિયમિત બંધારણપૂર્વક રચનાત્મક કાર્ય કરી શકશે. સારો સંસ્કારી શ્રોતાવર્ગ મળી શકશે, રિપોર્ટ લેનારાં વર્તમાનપત્રોના રિપોર્ટરો મળી શકશે. સતેજ વ્યાખ્યાનોથી શ્રોતાઓના હૃદયમાં કર્તવ્ય અને લાગણીની વીજળી ચમકાવનારા વિદ્વાન વક્તાઓ પણ મળી શકશે અને એક વિશાળ જાતિની ભવ્ય પરિષદને શોભે તેમજ શોભાવી શકે એવાં સઘળાં સાધનો અને સાહિત્યો પણ અહીં તો મળી જ શકશે. વળી, કચ્છ કાઠિયાવાડ-ગુજરાત સિંધમાં વસતા સઘળા કડવા પાટીદાર ભાઈઓને અહીં ભાગ લેવા બોલાવીને અમારાં સત્કાર્યમાં તેમનો સપ્રેમ-સહાકર પણ મેળવી શકાશે - આવી અનેક જાતની અનુકૂળતાઓ અહીં મળી શકે તેમ હતી. એટલે આગલી બે બેઠકો કરતાં આ વખતનું કાર્ય જો ઘટતી મહેનત લેવામાં આવશે, તો જરૂર ઊગી નીકળશે અને ભવ્ય ઠાઠમાઠ સહિત પરિષદનાં પવિત્ર નામને છાજે એવું ઉત્તમ કામ પણ કરી દેખાડી, જગતની નજરે અમારી જ્ઞાતિની કિંમત વધારી શકશે. એ સિવાય મને ખાસ વધારે હિંમત એથી જ થતી હતી કે, અમે આજ

સુધી તો મંડળો ભરીને ભાષણો અને વાતો જ કરી હતી અને પરિષદો મેળવીને સુંદર વ્યાખ્યાનો તેમજ ઠરાવો ઘડ્યા હતા, પરંતુ આંખો અને હૃદયને ઠારે એવાં કામો ક્યાં થતાં હતાં ? અજ્ઞાન અને અન્યાયના અંધારપટમાં ઘેરાયેલી કચ્છની છેક જ ગરીબ-મજૂર જેવી ભોળી પ્રજા જાગી અને શુદ્ધિ સંસ્કારથી પાવન થઈ. ત્યાંનાં ઘણા ભાઈબહેનો પવિત્ર વેદધર્મનું શરણ લેવા લાગ્યાં. પરંતુ, હજુ સુધી મંડળોના કાર્યકર્તા તેમજ સભાસદોમાંના ઘણાખરા શુદ્ધિથી પાવન થયા નહોતા ત્યારે, પરિષદમાં ભાગ લેનારની તો વાત જ શી કરવી ? પરંતુ હવે મુંબઈમાં પરિષદ ભરાય તો, દેશના અજ્ઞાન અને દીન ભાઈઓ, આગેવાનોના જુલ્મની ધગધગતી હોળી વચ્ચે આવા મહાન ભોગે કાર્ય કરી ગયા ત્યારે, મંડળના ભાઈઓને તેમજ પરિષદમાં મોટાભાઈ બની ભાગ લેનારા મારા જ્ઞાતિબંધુઓને શરમના માર્યા પણ શુદ્ધિ સંસ્કાર સ્વીકારી અમારા પક્ષમાં આવ્યા વગર છૂટકો નથી. એટલે આજ સુધીનાં કાર્યો તો પીરાણા સતપંથના ઝેરી ઝાડનું ભયંકર સ્વરૂપ આંકી બતાવનારી વાતો કરવાનાં જ થયાં હતાં, પરંતુ એ વિષવૃક્ષના મૂળમાં તીવ્ર આઘાત કરનારો કુહાડો તો મુંબઈની પરિષદ જ ઉઠાવી શકશે. આવી રીતે આસપાસના બધા સંજોગો તપાસી, દેશ-કાલ-સ્થિતિને ધ્યાનમાં લઈ માત્ર વાતો-શબ્દો કે ઠરાવોના ઉપર જ મદાર નહીં બાંધતાં, જનતાને પોતાનાં કર્તવ્યનો બરાબર જવાબ આપી શકે એવાં પ્રત્યક્ષ કાર્યો બતાવવાને પરિષદદેવીને તેનાં પૂર્ણવિકસિત સોળે કળાનાં સ્વરૂપમાં ખડી કરવાનો અમે નિશ્ચય કર્યો. એ હેતુ પૂરેપૂરો સચવાય, એવા નિયમો, ધારાધોરણ અને પરિષદનું નિશ્ચિત બંધારણ નક્કી કર્યું અને ખાસ ધ્યાન ખેંચનારું નવું તત્ત્વ એ ઉમેર્યું કે, એ પરિષદમાં પ્રતિનિધિ તરીકે ભાગ લેવાનો કે ભરસભામાં પોતાના વિચારો દર્શાવવાનો હક્ક તો એવા સભાસદોને જ રહે કે જેઓએ પીરાણા સતપંથનો ત્યાગ કરનારાં પ્રતિજ્ઞાપત્રક ઉપર સહી કરીને કબૂલાત આપી હોય ! જો આવી રીતે અમારી ધારણા મુજબ સલાહશાંતિથી એ સત્કાર્ય પાર ઉતરે, તો અમે પૂર્ણ કરવા ધારેલાં મહાન કાર્યનો બરાબર અર્ધો બોજો તો જરૂર ઓછો જ થઈ જાય. આ પ્રમાણે પ્રગતિ અને સુધારાનાં મક્કમ પગલાં ભરવાના નિશ્ચય સહિત પરિષદના ત્રીજાં સંમેલનની ધામધૂમથી તૈયારીઓ કરવા માંડી. આમંત્રણપત્રો નીકળ્યા અને તે પરિષદનાના ઉદ્દેશ નિયમો, બંધારણ તેમજ પ્રતિજ્ઞાપત્રકની નકલો સાથે કચ્છ, કરાંચી, કાઠિયાવાડ, ગુજરાત વગેરે તમામ પ્રદેશમાં વસતા જ્ઞાતિભાઈઓને મોકલવામાં આવ્યાં અને ત્રીજાં અધિવેશનનો સમારંભ જેમ નજીક આવતો ગયો તેમ તેમ અમારી જ્ઞાતિમાં સર્વત્ર પરિષદ ઉજવવાનો અપાર ઉત્સાહ વ્યાપી રહ્યો. પરિષદનું કાર્ય પૂર્ણતાએ પહોંચાડવામાં હવે તો પાયારૂપ પ્રથમ પગથિયું

પ્રૌઢ પ્રવીણ તેમજ પ્રતાપી પ્રમુખ ચૂંટી કાઢવાનું હતું, ઘણાં પ્રયાસે જોડેલા ગુજરાતી ભાઈઓના સંબંધને અતિનિકટનો અને ગાઢો બનાવવા માટે આ વખતે તો ખાસ કેળવાયેલા ગુજરાતી કડવા પાટીદારોમાંથી યોગ્ય નરને ચૂંટવાની વિશેષ અગત્ય જણાઈ. એ બાબતનું બહુ મંથન કર્યા પછી અમારી જ્ઞાતિના નરરત્ન ઉચ્ચ દેશાઈ ખાનદાનના વંશધર, સાહિત્ય વિલાસી અને જ્ઞાતિહિતરસિક વિરમગામવાલા સુપ્રસિદ્ધ પુરુષ, ભાઈશ્રી ચંદુલાલ મણીલાલ દેશાઈને અધ્યક્ષ નીમવાનું નક્કી થયું. એ ભાઈ ગુજરાતના કડવા પાટીદારોમાં આગેવાનીભર્યા ભાગ લેતા હતા અને અનેક સત્કાર્યોમાં ઉત્સાહથી સહકારી થતા હતા. માત્ર એટલું જ નહીં, પણ અમારા મંડળ તરફ બહુ મમતાભરી લાગણી રાખી, અમારાં સેવાકાર્યમાં તથા પરિષદની સફળતાના સવાલમાં હૃદયપૂર્વક રસ લઈ રહ્યા હતા. તેમને જ્ઞાતિના કચ્છી સમુદાય માટે કકળતા હૃદયની કાળજી હતી અને પીરાણા સતપંથના પાપ તેમજ આગેવાનોના અધર્મ અન્યાયમાંથી મુક્ત થઈ, ઉતાવળી ગતિએ એ સમુદાય પોતાના ઊજળા મુખ સાથે ક્ષત્રિય જાતિને શોભે એવું ઉચ્ચ સ્થાન પાછું શીઘ્રતાથી કેવી રીતે મેળવી શકે તેની દિનરાત તેમને ખંત રહેતી. માત્ર એટલું જ નહિ, પણ એ કાર્યમાં નિરંતર તેઓ તન-મન-ધન પૂર્વક મોટા ભોગો આપી રહ્યા હતા. આવા નરવીરને છોડીને અમે બીજો ક્યો યોગ્ય પ્રમુખ શોધવા કે મેળવવાના હતા ? એટલે સઘળા સુધારક ભાઈઓ તેમજ કાર્યકર્તાઓએ એકમત થઈને ભાઈશ્રી ચંદુલાલને અધ્યક્ષપદની વરમાળા પહેરાવવાનું નક્કી કર્યું. સ્વાગતમંડળ તથા સ્વયંસેવકનાં ઉત્સાહી દળ સજ્જ થઈને સેવાના માર્ગને સરળ બનાવવા તત્પર બની રહ્યાં અને ઘાટકોપર ખાતે શેઠ વેલજીભાઈ શિવજીની વિશાળ વાડીમાં શુદ્ધ ખાદીનો અને સ્વદેશી કંતાનનો ભવ્ય સભામંડપ ઊભો કરી, કુલદેવી ઉમિયામાતાના જયઘોષ સહિત પવિત્ર ચરિત્ર પરિષદ દેવીને સપ્રેમ પધરાવ્યાં.

**કચ્છ-કડવા પાટીદાર પરિષદનું ત્રીજું સંમેલન** : ઘાટકોપરનાં સ્વચ્છ વાતાવરણમાં વેલજી શેઠની સુંદર વાડીની વિશાળ ખુલ્લી જગ્યામાં ઊભો કરેલો ભવ્ય અને ભપકાદાર સભામંડપ, વિક્રમ સંવત ૧૯૮૦ ના ચૈત્ર સુદી ૧૪ (તા. ૧૪-૪-૨૪)થી આરંભી ચાલુ ચાર ચાર દિવસો સુધી પરિષદનાં મંગલ સ્તોત્રો અને અમલમાં મૂકાતાં સત્કાર્યોના જયઘોષોથી ગાજી રહ્યો હતો. મુંબઈ અને તેની આસપાસ વસતા જ્ઞાતિભાઈઓ તેમાં મોટી સંખ્યામાં હાજરી આપી રહ્યા હતા. અનેક ભાઈઓએ તેમાં હાજરી આપી હતી. એ ઉપરાંત ઈતર જ્ઞાતિના, બ્રાહ્મણ, ભાટીયા, લુહાણા, વાણીયા, સુતાર, લુહાર વિગેરે જાતિના અનેક પ્રતિષ્ઠિત ગૃહસ્થોની, મુંબઈના પ્રખ્યાત પંડિતો, સાક્ષરો અને રિપોર્ટરોની પણ મોટી સંખ્યા,

પરિષદનું કાર્ય જોવાને ઉત્સાહથી ત્યાં એકત્ર થઈ હતી. મંગલ સ્તવન અને ઉમિયામાતાજીની સ્તુતિના હૃદયદ્રાવક સંગીત સહિત પ્રભુના સંદેશા શરૂ થયા. સ્વાગતમંડળના પ્રમુખ, ભાઈશ્રી વિશ્રામભાઈ દેવજી પટેલ વીરાણીવાળાનું સારગર્ભિત વ્યાખ્યાન ચાલ્યું. એ ભાઈએ મારા હૃદયની ઉગ્ર ઇચ્છાને માન આપી, પોતાનાં પહેલાં વ્યાખ્યાનમાં જ, પીરાણા સતપંથના પ્રબળ પાપી સંસર્ગનું કાળું કલંક ધોઈ નાખવાનો અને અધર્મી આગેવાનોના અન્યાયી અંકુશની ધૂંસરીમાંથી સત્વર છૂટા થવાનો ભાર મૂકીને આગ્રહ કર્યો હતો. એ સિવાય જ્ઞાતિમાં ચાલતી દુષ્ટ રૂઢિઓના જાલીમ દોરને નાબૂદ કરી, પ્રગતિ અને પુનરૂદ્ધારને પંથે અમારો ક્ષત્રિય જ્ઞાતિરથ આગળ વધે એવા સરળ અને વ્યાવહારિક માર્ગો સમજાવ્યા હતા. ત્યાર પછી જ્ઞાતિપ્રેમી અને સાહિત્ય-વિલાસી પ્રમુખ શેઠ ચંદુલાલ મણીલાલ દેસાઈ વિરમગામવાળાનું પ્રૌઢ વિચારો અને લાગણીના ઉછળતાં પૂરથી ઊભરાતું મનનીય વ્યાખ્યાન ચાલ્યું. બંને પ્રમુખોનાં ભાષણો જ્ઞાતિજનોના અપૂર્વ આનંદ વચ્ચે પરિસમાપ્ત થયા પછી પાછું સુમધુર સંગીત ચાલ્યું, અને સબ્જેક્ટ કમિટી નીમાઈ. એ કમિટીએ તે જ રાત્રે ત્યાર પછીના બે દિવસોના ઠરાવો અને પ્રોગ્રામ (કાર્યક્રમ) નક્કી કર્યો. એના નિર્ણય પછી કુળદેવીના જયઘોષ વચ્ચે સભા વિસર્જન થઈ.

**કાર્યકારિણી કમિટી :** રાત્રે તેત્રીસ સંસ્કારી સભ્યોની સબ્જેક્ટ કમિટી મળી. તેમાં પરિષદના નિયમો, ઉદેશો અને બંધારણ તથા ધારાધોરણ નક્કી થયા પછી રજૂ કરવાના આવશ્યક ઠરાવો ચર્ચાયા. મેં સૂચના કરી કે, આપણો મૂળ હેતુ પીરાણા સતપંથ અને આગેવાનોના અધર્મ તેમજ જુલ્મનો તીવ્ર વિરોધ કરવાનો છે. એ મહાપાપો અને ત્રાસદાયક સ્વચ્છંદી સત્તાઓનો દોર આપણે જડમૂળથી નાબૂદ ન કરી શકીએ, તો આ હજારો ભાઈઓનો પ્રયાસ, તેમનો અમૂલ્ય સમય, પૈસા અને બુદ્ધિનો આપણે અપવ્યય જ કર્યો કહેવાય. એ પાપો અને જુલ્મોથી આપણે ડરતા રહીએ ત્યાં સુધી જ્ઞાતિનું કંઈ પણ શાશ્વત કલ્યાણ આવી સેંકડો પરિષદો ભરવાથી પણ થવાનું નથી. માટે સતપંથ અને આગેવાનોના અધર્મ-અન્યાય વિરુદ્ધના ઠરાવો શરૂઆતમાં જ મૂકાવા જોઈએ, તેમજ પ્રતિજ્ઞાપત્રક પર સહી કરનારને જ આ પરિષદમાં બોલવાનો અધિકાર રહેવો જોઈએ, જેથી સમય ફોકટ ન જાય અને પરિષદનો હેતુ સર્વથા સફળ થાય. એ વિચાર સર્વાનુમતે નિશ્ચિત થયો અને ત્યાર પછી વિષયવાર ઠરાવોની યોજના કરીને સબ્જેક્ટ કમિટી મોડી રાતે વિખેરાઈ. પાછળથી મારા જાણવામાં આવ્યું કે, મુખ્ય બંને ઠરાવોના સંબંધમાં આ પ્રકારની સુંદર વ્યવસ્થા કરવા છતાં, કેટલાક બહાદુર ભાઈઓ એ જ રાત્રે એકબીજા બંગલામાં એક આગેવાન ભાઈને ત્યાં છૂપા ભરાઈને પરસ્પર

મસલત કરીને એ બંને ઠરાવ સામે ગમે તેટલું જોર પકડે, તોપણ પરિષદ વખતે શુદ્ધિનાં કાર્યમાં ભાગ નહિ જ લેવાનાં એકબીજાને વચનો આપી અધમ પીરાણા સતપંથની જાળમાં પોતાની નબળાઈને યોગે હજુ પણ જડાઈ રહેવાને તેઓ આતુર બન્યા ! આ પણ ખરેખર કલિકાલની જ બલિહારી ગણાય ! વધારે અફસોસનું કારણ તો એ હતું કે, પરિષદના સ્તંભરૂપે આગળ મહત્ત્વનું કામ કરી ગયેલા, તેમજ હાલ સુધી કરી રહેલા, ભાઈઓમાંના થોડા ભાઈઓ પણ આ બહાદુરીથી પાછા ષડયંત્રમાં, બીકણ વર્ગની સાથે જ મળી જઈને હૃદયની ભીરુતાનાં તંત્રો ચલાવી રહ્યા હતા; પરંતુ જ્યારે છેલ્લા બે દહાડામાં રસાકસીનો ખરો પ્રસંગ આવી પહોંચ્યો અને સમયદેવતાએ જાગૃતિની નોબત વગાડવા માંડી, તેમજ ગુજરાતની જ્ઞાની અને પ્રસિદ્ધ વક્તાઓની વીરહાક જાગી રહી અને અમારી જ્ઞાતિનાં વીર સંતાનો ઉકળતાં લોહીનાં આંસુએ પોતાની અધોગતિનું તાદૃશ્ય શાબ્દિક ચિત્ર સાંભળતા ચિરાતે ચિત્તે અને ભીની આંખે રડી રહ્યા હતા ત્યારે એ ઊકળતાં ઊનાં આંસુઓનાં પ્રબળ પૂરથી, પીરાણા સતપંથનું કાળું કલંક ધોઈ નાંખનારી કલાબાજ કુદરતે એ ખરી કસોટીને વખતે જ કૂદકો મારીને ઉપર જણાવેલા ષડયંત્રના તંત્રીઓનાં વચનો તેમજ નિશ્ચયોની બાંધેલી આડને કૂદાવી જઈ એ વચનો અર્પનારાં હૃદયોને પાછાં બળવાન બનાવી દીધાં ! અને એ વચનો લેનારા-દેનારાં હૃદયોને જ પીરાણાનાં પાપનો એકમદ પરિત્યાગ કરી, શુદ્ધિ-પ્રાયશ્ચિત તરત જ સ્વીકારવાની નવી પ્રતિજ્ઞામાં યાહોમ ઝંપલાવતા નરવીર બનાવી દીધા ! એ વિચિત્ર પ્રસંગોનાં સ્મરણ માત્રથી મારું હૃદય હર્ષઘેલું બનીને આજ સુધી આનંદથી ઊછળી રહ્યું છે.

એ પ્રસંગ અચાનક અણધાર્યો ઈશ્વરકૃપા વડે જ ઉપસ્થિત થયો હતો. ઉપર જણાવ્યા પ્રમાણે આ વખતની બેઠક તો માત્ર શબ્દો વડે નહીં, પણ પ્રત્યક્ષ કાર્ય વડે જ જવાબ આપે એવા મારા ઊંડા ઊંડા અભિલાષ અને મનોરથ હતા, પરંતુ, બીજા દિવસની બેઠકમાં કરેલી યોજના મુજબ પીરાણા સતપંથ નિષેધનો ઠરાવ, અને વિદ્વાન વક્તાઓએ પોતાની વીર-કરૂણરસથી છલકાતી જોરદાર છટાદાર વાણીમાં રજૂ કરી, અનેક યુક્તિ-પ્રયુક્તિથી જુદી જુદી દિશા પકડીને છલકાતા રસ તેમજ ભાવનાઓ સહિત આખો દિવસ એ જ વિષય ખૂબ ચર્ચ્યો હતો, છતાં પણ પરિણામ મારા ધાર્યા પ્રમાણેનું ન આવ્યું. મારા જ્ઞાતિભાઈઓ એ ભાષણો રસથી સાંભળી રહ્યા હતા, પણ તેનો કાર્યથી જવાબ આપવાને કોઈ તૈયાર થતો નહોતો. હું હતાશ થયો. મારી આશા-અભિલાષાના મહેલ અદ્ધર હવામાં જ ઉડી ગયા. પાપી પીરાણા પંથનું કાળું કલંક પરિષદદેવીનાં પ્રેમ પાણીથી

અને વિદ્વાનોની વિશુદ્ધ વાણીથી સદાને માટે ધોવાઈ જાય એવી ઇચ્છા તેમજ ભાવનાને પોષનારું મારું હૃદય એક પણ પ્રતિજ્ઞા લેનારા વીરનરની વીરહાકને અભાવે કેવી દુઃખરૂપ દશા ભોગવતું હશે તેની એક પરમાત્માને જ ખબર છે. બીજો દિવસ તો એ ભાષણોની ધડામારીમાં જ પસાર થયો અને રાત્રે મારા અંગત મિત્રોએ પણ મને આશ્વાસન આપ્યું કે હજી ત્રીજો દિવસ બાકી છે. ત્યાં સુધી નિરાશ થવાનું કંઈ કારણ નથી. મેં પણ પ્રભુની ઇચ્છાને માન આપી, પોતાનું કર્તવ્ય શુદ્ધ હૃદયથી કરી બતાવતાં, પરિણામનો વિચાર પરમાત્માના ઈશ્વરી અગમ્ય સંકેત ઉપર જ મૂકી દેવાનો ધર્મ સ્વીકારને મેં મારું મન વાળ્યું હતું. ત્રીજા દિવસે અન્યાયી આગેવાનોના જુલ્મનો વિરોધ દર્શાવનારો ઠરાવ રજૂ થયો. તેના પર જોરદાર વ્યાખ્યાનો થયાં અને તે સર્વાનુમતે પસાર થયો. એથી મારા ભોળા ભાઈઓનાં મન મજબૂત અને નીડર બન્યાં. પરંતુ પીરાણાનું ઝેર ઓકાવનારી પ્રાણવન્તી પ્રતિજ્ઞાઓ ક્યાં ? તેમનાં તો હજુ દર્શન થતાં જ નહોતાં ! અને પીરાણાને માટે આકરી પ્રતિજ્ઞાઓ ન લેવાય ત્યાં સુધી બધો ખર્ચ અને પરિશ્રમ મારી દૃષ્ટિએ તો વ્યર્થ જ હતો. એ મહાપાપનો જ્યાં સુધી સર્વથા અમારા ભાઈઓમાંથી બહિષ્કાર ન થાય ત્યાં સુધી, બીજા બધા સામાજિક સુધારાઓ અને જ્ઞાતિસેવાના સુપ્રયાસો, તે પાયા વગરની ઈમારત જેવા નિષ્ફળ જ હતા. પરજ્ઞાતિના પંડિતો અને વિદ્વાનોને પણ મારો હેતુ સમજાવી મેં આગળથી જ અરજ કરી હતી કે, એ મુખ્ય મુદ્દો પાર ન પડે, ત્યાં સુધી, પરિષદનું ખરું અને અગત્યનું કામ થયેલું નહીં જ ગણાય, એથી પરિષદના વક્તાઓ પોતાનાં ગમે તે ઠરાવ ઉપરનાં ભાષણમાં ખાસ મુખ્ય બાબત ઉપર બહુ જ ભાર મૂકી, શ્રોતાઓનાં હૃદયમાં પીરાણા-સતપંથ વિરુદ્ધ ઊંડી અસર થાય એવાં છટાદાર વિવેચનો કરતા હતા. આગેવાનોના જુલ્મનો નિષેધ કર્યા પછી, મૃત્યુભોજન-નિષેધ, સ્ત્રીકેળવણી જેવા સામાન્ય ઠરાવો ચર્ચાયા હતા, અને તેમાં પણ પ્રસંગોપાત પીરાણા-સતપંથને ભોગે એવી દુષ્ટ રૂઢિઓને મળતાં ઉત્તેજનની બારીક બાબતો ચર્ચાઈ રહી હતી ત્યાર બાદ બાળલગ્નના હાનિકારક રિવાજ ઉપર કેટલાક સમર્થ વક્તાઓનાં છટાદાર વ્યાખ્યાનો થયાં અને એ જ ઠરાવ ચાલતો હતો તેના પર ડૉ. ખેડકરનાં ગ્રેજ્યુએટ પત્ની અ.સૌ. ગંગાબહેન ખેડકર પોતાનું રસમય વિવેચન કરી રહ્યા બાદ, મારા સન્મિત્ર લુહાણા ગૃહસ્થ ભાઈશ્રી ''વસંત'' (વસનજી દયાળજી ગણાત્રાએ) પોતાનાં હૃદયવેધક માર્મિક વ્યાખ્યાનમાં વૈદિક લગ્નનું બંધારણ અને તેના પવિત્ર નિયમો સમજાવી, પીરાણા સતપંથમાં વટલેલા મુમનાઓની દશા ભોગવનારાને વેદનો અધિકાર જ નથી, તેમ વેદો માન્ય પણ નથી એવો ધર્મકર્મભ્રષ્ટ

ભાઈઓ આગળ શુદ્ધ લગ્ન કે વૈદિક વિવાહ વિધિ માટે શું બોલવું ? એ સાંભળવાનો અધિકાર પણ ગુમાવી દેનારા, પતિત બનેલા ક્ષત્રિઓમાં એ લગ્નની પવિત્ર ભાવના ક્યાંથી જ સંભવે ? એ તથા આજે એ વૈદિક લગ્નની ઉચ્ચ ભાવના વડે અખિલ રાષ્ટ્ર સાથે પોતાની આત્માની એકતા સધાવનારા પવિત્ર આર્યોના દેવભાવને તેમણે એવી સુંદર રસિક અને જોરદાર ભાષામાં ચિતરી બતાવ્યો કે તેની શ્રોતાઓમાં બહુ જ ઊંડી અસર થઈ. પછી એ લગ્નોની પવિત્રતા જાળવવા માટે પીરાણા સતપંથનો બંને લોક બગાડનારો પાખંડી પંથ દૂર કરવાની દાખલાદષ્ટાંતો સહિત દલીલો રજૂ કરનારી તેમની શબ્દે શબ્દે હૃદયમાં જ્વાલા જગાડનારી વીરવાણી સભાજનોનાં ચેતનને એવાં વિશુદ્ધ વાતાવરણમાં ખેંચી ગઈ કે, અમારા સઘળા ભોળા જ્ઞાતિભાઈઓનાં ભાવભર્યાં હૃદય એ સાંભળીને આખરે ઊથલી જ પડ્યાં. અને એ જ વખતે ચાલતાં ભાષણની વચ્ચે, ભાઈ વાલજી વસ્તા વીથોણાવાળાએ આંસુભીની આંખે, સભામંડપમાં તરત ઊભા થઈને, પાઘડી ઉતારી પ્રતિજ્ઞા કરી કે, "દેહશુદ્ધિ-પ્રાયશ્ચિત્ત લઈ, મારી જાતને પાવન કરી, વેદધર્મનો અંગીકાર કર્યા પછી જ હું મારે માથે આ પાઘડી પહેરીશ." એ શુદ્ધ હૃદયની મર્મભેદી પ્રતિજ્ઞાના સાદા પવિત્ર શબ્દોએ, જ્ઞાતિભાઈઓનાં હૃદયમંદિરનાં દ્વારો એકદમ ખુલ્લાં કરી દીધાં ! પ્રિય ભાઈશ્રી વસંત તથા પૂજ્ય પંડિત કાર્તાતિકે એ જ વખતે પ્રતિજ્ઞાઓ કરી જણાવ્યું કે, "એ પાપી પંથ છોડતાં તમને જો મુશ્કેલીઓ નડશે, અને અમારી સેવાની કંઈ તમને જરૂર જણાશે તો, સ્વધર્મની રક્ષા માટે, તમારી સેવામાં તન-મન-ધન પૂર્વક અમે અમારી જાત ખપાવી દેવાને પણ સર્વદા તૈયાર છીએ અને એમાં જ અમારાં જીવનની અમે સફળતા સમજીએ છીએ. ખરા ક્ષત્રિયો તો ધર્મનાં રક્ષણમાં પ્રાણના ભોગે પણ કદી ડગતા કે પાછા હઠતા નથી. વ્હાલાઓ તમે ક્ષત્રિયો પણ આ વખતે નીડરતાથી પ્રતિજ્ઞાઓ સ્વીકારીને તમારું પાણી રાખો. ભય, શંકા અને સંકોચ છોડી દો. સારાં અને મહાન કાર્યો આ જગતમાં દૃઢતા અને હિંમતથી જ થયાં છે. આટલાબધા ભાઈઓના સંપ આગળ પેલા પોકળ પીરાણાની શી વિસાત છે ? જાગો, ઊઠો અને તમારી ઉન્નતિની આડે, કાળી દિવાલોની પેઠે ઊભેલા, એ પીરાણાના પાપને નાબૂદ કરો. પરમાત્મા તમારા પવિત્ર પક્ષમાં છે, જરૂર તમારો વિજય જ થશે." આ પ્રમાણે પ્રેમભર્યા આગ્રહથી તરત જ પ્રતિજ્ઞાઓ લેવાને અને નબળાઈ કે આનાકાની છોડી દઈ, સત્યના પવિત્ર માર્ગમાં સામેલ થવાને, પોતાની પ્રેમભીની જોરદાર વાણીથી સૌ ભાઈઓને તેમણે ઉત્તેજીત કર્યા. સભાજનોનાં અંતઃકરણ એ વેધક વચનોથી છેક જ પીગળી ગયાં અને એ જ વખતે તેમને વિશેષ ઉત્સાહથી પાણી

ચડાવવાને, પંડિત કાર્તાતિકે પાછા ઊભા થઈને સભામાં એકઠા મળેલા સઘળા પાટીદાર ક્ષત્રીવીરો પાસેથી, એક બ્રાહ્મણ તરીકે પોતાનો સ્વધર્મ સ્વીકારની ભિક્ષા માંગી, અને એ પાપી પંથનો એક પળવારની પણ ઢીલ વગર, તરત જ પરિત્યાગ કરી દેવાની, આગ્રહસહિત ભલામણ કરી. વસંતભાઈના ભાષણમાં તીવ્ર વિચારો અને દષ્ટાંતોનું જોશ પર જોશ ચઢતું જ રહ્યું. તેમ તેમ વક્તા અને શ્રોતા બંને પક્ષોનું લોહી ઉછળવા લાગ્યું. સભાનો આત્મા પવિત્ર ધર્મભાવનામાં ગળીને એકરૂપ થયો, અને સાગર જેવી અમારી ક્ષત્રિયજાતિમાં હૃદયસ્પર્શી લાગણીઓનાં મોજાં ઉછળવાં લાગ્યાં ! આગળથી ધારી રાખેલો સમય આવી પહોંચ્યો. લાંબા સમયની આશાઓ સફળ થવા લાગી. અને મારા વીર બંધુઓ રડતી આંખોએ, એક પછી એક ઊભા થઈને, પાવન થવાની પ્રતિજ્ઞાઓ લેવા મંડ્યા. તેમનાં ભોળાં અને પોચાં હૃદયમાંથી જમાનાઓ થયાં ગૂંથાઈ ગયેલી વિધર્મી પીરાણાની ગાંઠો તડોતડ તૂટી જવા લાગી. પૂર્વજોની પ્રતિભા એકાએક જાગી ઉઠી. પ્રતાપી રામચંદ્રના પવિત્ર વંશજો, એ વીર વડીલોનાં પરાક્રમોને યાદ કરીને, ભય અને સંકોચને વીરતાથી તિલાંજલિ આપવા લાગ્યા અને પવિત્ર વિચારોના પ્રવાહમાં ડૂબકાં ખાતું, પીરાણાનું પાપ એ વખતે વિનાશની રેલમાં જ તણાઈ જવા લાગ્યું.

**યુવકમંડળ અને આગેવાનોની પ્રતિજ્ઞાઓ :** એ જ અરસામાં ભાઈ ખીમજી શિવજી મંગવાણાવાળાએ સહકુટુંબ પ્રાયશ્ચિત્ત લેવાની પ્રતિજ્ઞા કરી. ભાઈ વિશ્રામ પાંચા ગાંગાણીએ એ જ પ્રમાણે પ્રતિજ્ઞા કરી. ભાઈ રતનસી શિવજી નાકરાણી, તે 'પાટીદાર ઉદય'ના વિદ્વાન તંત્રીએ પણ એ જ વખતે પોતાના નિખાલસ હૃદયનો એ સભામાં ઉત્તમ પરિચય આપ્યો. તેમણે તો સહકુટુંબ દેહશુદ્ધિ-પ્રાયશ્ચિતની નીડરતાથી પ્રતિજ્ઞા સ્વીકારી લીધી પણ શુદ્ધ અંતઃકરણથી એ જ વખતે જણાવ્યું કે, "ઘણા ભાઈઓને હું આજ સુધી રોકી રહ્યો છું, તેઓ સર્વને હું આજે સપ્રેમ વિનંતી કરું છું કે, તેમણે પણ પ્રતિજ્ઞાઓ લઈને એ પાપી-પંથનો આજથી સર્વદા ત્યાગ કરવો. તેમને રોકવાનાં પાપનો ભાર મારે પોતાને જ શિરે છે. તેની ક્ષમા માગું છું." એમ જણાવીને તેમણે ઉદાર દિલથી તે માટે માફી માંગી. આવા શુદ્ધ હૃદયના પાટીદારો જો મનથી નિશ્ચય કરે તો આ જગતમાં શું ન કરી શકે ? ત્યારબાદ ભાઈશ્રી લાલજી સોમજી રવાપરવાળાએ પ્રતિજ્ઞા કરી કે, "અમે બંને ભાઈઓ સહકુટુંબ પ્રાયશ્ચિત કરાવી પવિત્ર વેદધર્મનો સ્વીકાર કરીશું."  એ સાથે ભાઈ રામજી સોમજી, લાલજી મેઘજી, હીરજી ખેમજી, વાલજી લખુ વિગેરે અનેક ભાઈઓ, એક પછી એક ઊભા થઈને પ્રતિજ્ઞાઓ લઈ રહ્યા જ હતા, એટલામાં વચ્ચે જ પહેલી પરિષદના પ્રમુખ રાજાભાઈ શામજી ઘોળુ એકાએક

ઊભા થયા. તેમણે જણાવ્યું કે, "મારી સાથે ઘણા મારા સ્નેહીઓ છે, તેમની સાથે હું પ્રાયશ્ચિત ને શુદ્ધિ સ્વીકારી લેવાનો છું; પણ હાલ દેશના આગેવાનો સાથે મારે મસલત ચાલી રહી છે. તેમને પણ આ પવિત્ર કાર્યમાં મારી સાથે જોડવાની મારી ઇચ્છા છે, જેથી હું છ મહિના જેટલી મુદત માગું છું." આ બાબતની તેમણે પરિષદના વિદ્વાન વક્તાઓ તેમજ પંડિતોની રૂબરૂ પ્રતિજ્ઞા લીધા પછી, બીજા પણ જે જે ભાઈઓ બાકી રહ્યા હતા, તેમણે એક પછી એક પ્રતિજ્ઞાઓ લેવા માંડી. એવા એકસોથી વધારે બંધુઓએ ત્યાં જ પ્રતિજ્ઞાઓ લઈને, સભાજનોને અપૂર્વ આનંદ ઉપજાવ્યો. તેમજ પરિષદનું સંમેલન, માત્ર પોકળ શબ્દો વડે નહીં, પરંતુ પ્રત્યક્ષ દિવ્યકાર્ય વડે ઉજવી બતાવ્યું. આવી રીતે પરિષદના પવિત્ર હેતુને સફળ કરી, સાથે સાથે મારી જિંદગીની સ્નેહની સેવાને પણ સફળતાને માર્ગે આગળ વધારી, એ પવિત્ર હૃદયના ભોળા પણ ભલા ભાઈઓએ, મારા પર અનંત ઉપકારો કર્યા છે; જેનો બદલો મારા આ રંક જીવનમાં હું વાળી શકીશ કે કેમ તેની મારા હૃદયને તો શંકા છે, પણ પરમાત્મા જરૂર તેનો બદલો આપશે.

એ બધા ભાઈઓનો ઉપકાર માની ત્રીજી બેઠકના પ્રેમમૂર્તિ ઉદારચિત પ્રમુખ ભાઈશ્રી ચંદુલાલ દેશાઈનો, તેમજ મારા સહકારી સાક્ષરમિત્ર સ્વ. ભાઈ મગનલાલનો ઉપકાર તો સર્વથી શ્રેષ્ઠ સ્થાને કનકકળશરૂપે દીપી રહ્યો છે. એ બંને ભાઈઓએ અથાક પરિશ્રમ વેઠીને, તેમજ મોટા ભોગો આપીને, મારાં સેવા-કાર્યને ઘણું સરળ કરી આપ્યું છે.

તેમનો હું જરૂર હૃદયથી આભાર માનું છું. એ ઉપરાંત અમારા પરમ સ્નેહી અને મહાન પરોપકારી લેઉવા પાટીદાર જ્ઞાતિના ઉદાર ગૃહસ્થ, ધર્મવીર, દાનેશ્વરી ભાઈશ્રી તુલસીદાસ વલ્લભભાઈ ધરમજવાલા, અમારી સંસ્થાના એક તટસ્થ અને નિસ્પૃહી સંબંધી હોવા છતાં, તેમણે પણ મોટી આર્થિક મદદ કરીને, અમારાં એ સત્કાર્યને સફળ કરવામાં જે મૂંગી મહાન સાત્ત્વિક સહાય કરેલી છે, તેમનો આભાર તો મારું દીન હૃદય મૂંગી પ્રાર્થનાથી જ અત્યારે પણ માની રહ્યું છે. એ નિરભિમાની, દાનવીર હૃદયના અનંત ઉપકારો, મારાં શરીરના રોમેરોમમાં વ્યાપી રહ્યા છે. પરમાત્મા તેમનું સર્વદા કલ્યાણ કરો અને દીર્ઘાયુ ભોગવી, એ ભાઈ નિરંતર આવાં પરમાર્થનાં પવિત્ર કાર્યો કરતા જ રહો એ જ મારાં અંતરની ઊંડી ઇચ્છા અને યાચના છે.



છેવટે પરજ્ઞાતિના હોવા છતાં મારા હિતચિંતક પરમ સ્નેહી ધર્મવીર પંડિત શ્રીકૃષ્ણ મોહનજી કાર્ત્તાતિક તેમજ મારા હૃદયબંધુ ક્ષત્રિયવીર સાક્ષર ભાઈ વસંત, પોતાનાં શુદ્ધ હૃદયની સાત્વિક સેવા તેમજ હૃદયભેદક વીરવાણીથી મારાં પરિષદના

અને જ્ઞાતિહિતના કાર્યને જે કિંમતી મદદ કરી રહ્યા છે તેમની પણ મારે જરૂર અહીં સાભાર નોંધ લેવી જ જોઈએ. કેમકે જે જે ગૂંચવાડાઓ અને મુશ્કેલીઓ એ પરિષદના પવિત્ર કાર્ય પ્રસંગે ઉપસ્થિત થયાં હતાં એ બધી ગૂંચો ઉકેલવામાં અને પરિષદ દેવીના સ્તંભિત થતા રથને સફળતાને માર્ગે આગળ ધકેલી સંપૂર્ણ વિજય અપાવવામાં એ બંને વીર પુરુષોએ ખરેખર ઘણી ઉમદા સેવા બજાવી, મારી પુણ્ય પ્રવૃત્તિને અનુપમ ઓપ ચડાવી દીધો છે, અને અમારી ક્ષત્રિય જાતિની વિજયપતાકા ફરકાવી તેમણે રંગ રાખ્યો છે. જેને માટે અમારી પાટીદાર જ્ઞાતિ હંમેશને માટે તેમની ઋણી જ રહેશે.

આ પ્રમાણે અનેક સહાયકોના આશ્રયથી પરમકૃપાળુ પરમાત્માની દયાદૃષ્ટિ વડે આશરે સોએક શુદ્ધિની પ્રતિજ્ઞા સ્વીકારનારા સ્વજનોનાં અમૂલ્ય પ્રોત્સાહન વચ્ચે પોતાની સાત્વિક સફળતાથી પ્રસન્ન થયેલી પવિત્ર પરિષદદેવી, પરમકૃપાળુ ઉમિયામાતાજીની સહાયથી સ્વધર્મ સાફલ્યનાં તીર્થક્ષેત્રમાં હાસ્યવિલાસ કરતી, પૂર્ણપ્રેમોલ્લાસપૂર્વક પરિસમાપ્ત થઈ. જાહેર વર્તમાનપત્રોએ અમારાં જ્ઞાતિસેવાનાં રંકકાર્યની ઘણાં ઉદાર હૃદયથી મુક્તકંઠે પ્રશંસા કરી, તેમાં પણ સુધારાના પક્ષપાતી સાંજ વર્તમાને તો લાંબાં કોલમનાં કોલમ લખી અમારી સાચા દિલની સેવાની ઘણી સારી પિછાણ કરીને અમને આભારી બનાવ્યા.

**પરિષદ - યશરેખા :** તૃતીય પરિષદનું કાર્ય પરિપૂર્ણ થયા પછી, નિયમાનુસાર પ્રતિજ્ઞા કરનારા ભાઈઓએ દેહશુદ્ધિ પ્રાયશ્ચિતથી પાવન થઈને પોતાનાં પવિત્ર વચનો સપ્રેમ પાળી બતાવ્યાં છે, અને તેઓ સૌને મારા શુદ્ધહૃદયનો ધન્યવાદ ઘટે છે.

એ ઉપરાંત દેશદેશાન્તરમાં પરિષદના કાર્યક્રમની યથાસ્થિત જેમ જેમ જાણ થતી ગઈ, તેમ તેમ કચ્છ, કરાંચી, સિંધ, મુંબઈ, ઇલાકાના ભિન્ન-ભિન્ન પ્રદેશોમાં ધંધાર્થે વસતા મારા જાતિભાઈઓ પીરાણા સતપંથની પ્રપંચ જાળમાંથી છૂટા થઈને, વેદધર્મના પતિતપાવન પંથે વળવા લાગ્યા છે, અને મને આશા છે કે, ભાવી પરિષદનો પ્રસંગ પ્રાપ્ત થાય, ત્યાં સુધીમાં અમારી જ્ઞાતિને કપાળે ચોંટેલું એ ભ્રષ્ટપંથનું કલંક સમૂળું ધોવાઈ જ જશે અને અમારી આદિ-અનાદિ પવિત્ર ક્ષત્રિય જાતિનાં વીરસંતાનો, પોતાના આગલા પૂર્વજોને પગલે ચાલી, પવિત્ર ઋષિમુનીઓએ સ્થાપેલા શુદ્ધ સનાતન વૈદિક ધર્મનાં કલ્પતરુની શીતળ છાયામાં, પોતાની આગવી જાહોજલાલી અને સત્કીર્તિ સંપાદન કરી, વીર ક્ષત્રિયોને છાજે એવાં આદર્શજીવનનો આ ભગવત્ પ્રિય ભારતભૂમિમાં દિવ્યપ્રકાશ પાથરી, પોતાના ઉત્તમ જન્મને સફળ

કરશે, અને મારા જેવા રંક સેવકની શુદ્ધ સેવાને પણ સર્વથા ચરિતાર્થ કરવામાં સાચા સહાયક થશે. પરમકૃપાળુ પરમાત્માને પુનિત ચરણે મારી એ જ ઈચ્છા અને એ જ યાચના છે તે ઈષ્ટકૃપાએ પરિપૂર્ણ થાઓ.

**ઉપસંહાર** : ધાર્મિક ક્ષેત્રમાં અને અમારી જ્ઞાતિના ઉદ્ધાર કાર્યમાં, દૈવયોગે પ્રાપ્ત થયેલી ફરજને સ્વીકારી પીરાણા સતપંથ સામે હથિયારો ઉઠાવ્યાં, ત્યારથી આજ સુધીમાં બનેલા મુખ્ય મુખ્ય પ્રસંગો અને મારી કસોટીઓની આ ટૂંકી નોંધ મારા ધાર્યા કરતાં વિશેષ લંબાઈ ગઈ છે. પીરાણા પંથનું અસલી સ્વરૂપ મેં જ્ઞાતિની આમ જનતા સુધી પહોંચાડ્યું છે. તેનું સાચું સ્વરૂપ બહાર ન આવે ત્યાં સુધી હિંદુ મહાસભા અને આર્યસમાજના જાહેર કાર્યકર્તાઓ અને ધાર્મિક પ્રગતિના ઉત્સાહી ચળવળકારો મૂંઝવણ અનુભવે, પરંતુ સત્ય બહાર આવતાં આ બધાનો સહયોગ મળ્યો. 'આર્ય પ્રકાશ' નામના સાપ્તાહિકે આ કાર્યમાં રસ લઈ સંગીન કાર્યવાહી બજાવી. ગુજરાતમાં સૂરત પાસે ભાઠા, ભાટપુરના રહીશ ધર્માગ્રહીવીર ભાઈઓશ્રી છીપાભાઈ ભૂલાભાઈ ભગત, મુની હરિભાઈ દેવાભાઈ ભગત અને નારણજી ગોપાળજી માસ્તર વિગેરે ઘણાંએ ભોગ આપ્યો છે. અમદાવાદના રણછોડલાલ ભગત આ દિશામાં કામ કરતા હતા. મુંબઈ ઘાટકોપરના લોકપ્રિય પ્રભુપ્રેમી અનીલા ભાટિયા, શેઠશ્રી તુલસીદાસ લક્ષ્મીદાસ, મસ્ત બાવાજીના લાડકા નામથી ઓળખાતા તેમનો સહયોગ ન ભૂલાય તેવો છે. [**લેખક : પટેલ નારણજી રામજીભાઈ કોન્ટ્રાક્ટર : વીરાણી (કચ્છ)**]

આજે ખરેખર આપણને પીરાણા પંથ સામેની લડત અને સુધારાની યુવાશક્તિની તમન્નાનાં દર્શન થાય છે. આજે તો આ પ્રશ્ન લગભગ મૃતઃપ્રાય થઈ ગયો છે. કાકાઓ પણ ઉદારમતવાદી બન્યા છે. કચ્છી કડવા પાટીદારો એક સંપથી કામ કરી પ્રગતિ કરે છે તેનો બોધપાઠ બીજા જ્ઞાતિબંધુઓએ લેવા જેવો છે.

જ્ઞાતિ અધિવેશનની બીજી બેઠકમાં આપેલું ભાષણ

Date:07-Oct-1922

# પીરાણા પંથની દશાતરી ગાવંત્રી

**(શ્રી કચ્છ કડવા પાટીદાર પરિષદની કરાંચી મુકામે થયેલી બીજી બેઠકમાં શ્રીયુત્ મિસ્ત્રી નારાયણજી રામજી વીરાણીવાળાએ પીરાણાના ઠરાવ ઉપર આપેલું ભાષણ)**



નારાયણબાપાના પોતાના શબ્દો

પ્રિય બંધુઓ ! મારી સામે પ્રથમ એ પ્રશ્ન ઊભો થાય છે કે, પીરાણાના કબ્રસ્તાની ધર્મને તજી દેવાનો ઠરાવ આ સભામાં મારે શા માટે રજૂ કરવો ?

આપણા વડીલોનો સંદેશ - પીરાણા (સતપંથ) ધર્મ છોડી દો

હિંદુઓને અર્ધદગ્ધ બનાવી દઈ છેવટે પોતાની નાતજાતમાંથી ટાળી દેવાની જે યુક્તિઓ તેમાં રચવામાં આવી છે તેને મારે શા માટે આપની સમક્ષ રજૂ કરવી અને તે ક્યા સ્વાર્થની ખાતર ? આપ વિચાર કરી જોશો તો સમજાશે કે પીરાણા ધર્મને અનુસરનારો આપણી કચ્છ જ્ઞાતિનો એક ભાગ એમ જ ધારે છે કે પીરાણા પંથ એ હિંદુધર્મ છે. પરંતુ વાસ્તવિક રીતે આપણા શાસ્ત્રોમાં પીરાણા નામે કોઈ પંથ નથી અથવા પીરાણા નામનો કોઈ ધર્મ નથી. પીરાણા નામનું એક ગામ છે અને તે ઈમામુદીને વસાવ્યું કહેવાય છે અને જે પીરાણા પંથની વાત આપણે કરીએ છીએ તે તો સતપંથને નામે ઓળખાય છે. એ કપોળ કલ્પિત પંથમાં આર્ય હિંદુધર્મની ઈરાદાપૂર્વક એટલી તો નિંદા કરવામાં આવી છે કે તે આપણાથી સાંખી જાય તેવી નથી. છતાં કમનસીબે કેટલાક હિંદુઓ અને ખાસ કરીને આપણી કચ્છ જ્ઞાતિ, એ કબ્રસ્તાની પંથની ભોગ થઈ પડી છે એ વિચાર જ્યારે જ્યારે મારા મગજમાં આવે છે ત્યારે મને તે અસહ્ય થઈ પડે છે. ક્યાં પીરાણાનો અર્ધદગ્ધ પંથ અને ક્યાં આપણી હિંદુ જ્ઞાતિ ? કેટલું અંતર ! કેટલી શરમની વાત ! હું એક મનુષ્ય છું. આર્ય છું, સનાતન ધર્મનો અનુયાયી છું અને મારા બંધુઓ પણ મારા જેવા જ પવિત્ર અંતઃકરણના છે એ વિચારને હું તજી શકતો નથી, એટલે ખાસ કરીને મારી જ્ઞાતિના તેમજ અન્ય હિંદુ જ્ઞાતિના ભાઈઓને એ પીરાણાના કબ્રસ્તાની પંથની પ્રપંચી જાળમાં ફસાયેલા જોઉં છું ત્યારે તેમને સન્માર્ગે દોરવાનો અને એ પ્રપંચી જાળને ઉકેલી સત્ય હકીકત પ્રદર્શિત કરવાનો મને મારો ધર્મ સમજાય છે. મનુષ્યના જીવન માટે પ્રથમ નિમાર્ણ થયેલો જે ધર્મ તેને તજી દેવાથી મનુષ્ય તરીકે જીવન ગાળી શકાય જ નહિ એ વાત આપ જરૂર યાદ રાખજો. એ મનુષ્યધર્મને ભૂલાવી દેનારી અને હિંદુઓને વટલાવી અર્ધદગ્ધ બનાવી દેવાની ઈમામશાહ જેવાઓએ જે યુક્તિ રચી છે તે પીરાણાની પોલ નામે પુસ્તકમાં બહાર પાડવાને મારો ઈરાદો હું જાહેર કરી ચૂક્યો છું અને ઘણાં આધારો અને સાધનો મને મળી શક્યાં છે અને એ દિશામાં મારો પુરુષાર્થ ચાલુ છે જ, પરંતુ આ ઠરાવના અંગે મારાથી બની શકે તેટલી હકીકત આપની સમક્ષ રજૂ કરી - એ કબ્રસ્તાની પંથને તજી દેવાનો બોધ કરવાની આપણી સબજેક્ટ કમિટીએ ભલામણ કરી છે અને હું આપને એ જ ભલામણ કરું છું કે જો તમે હિન્દુપણું રાખવા ઈચ્છતા હો, પોતે હિન્દુ હોવાનો દાવો કરતા હો, તો જ મારી વાત સાંભળજો અને હિન્દુપણામાંથી ટળી જઈ શુદ્ધ કડવા પાટીદાર જ્ઞાતિથી વિમુખ બની મુમના કિંવા અર્ધદગ્ધ મુસલમાન થઈ જવા ઈચ્છતા હો તો મારો ઉપદેશ તમારા માટે નથી એમ સમજજો.

સતપંથ ધર્મનો ઉદ્દેશ

તે સમયના લોકોની ગેરસમજ

હિંદુઓના શાસ્ત્રમાં પીરાણા પંથ કે સતપંથ નામનો કોઈ ધર્મજ નથી

નારયણ બાપાના મનની વેદના

નારાયણ બાપાની ભલામણ: સતપંથ / પીરાણા તજી દો.

બંધુઓ ! તમે હિંદુ છો એ વાત શું મારે તમને સમજાવવાની છે ? આપણી કુર્મી ક્ષત્રિય જ્ઞાતિએ શું એટલી બધી અધોગતિ પ્રાપ્ત કરી છે કે તમે હિંદુ છો, હિંદુ શાસ્ત્રોને માનનારા છો અને તમારા પૂર્વજો પણ હિંદુ જ હતા એ વાત તમને મારે સમજાવવી પડે ? નહીં જ. ત્યારે આ કમનસીબી કેવા પ્રકારની ? કબ્રસ્તાની પંથ અને કડવા પાટીદાર જે આપણી કોમ તેને ક્યાંથી ભેળી સાટો થયો એ બાબત ઐતિહાસિક છે એટલે હું જવા દઉં છું અને આ પંથને તજી દેવાની જરૂર પુરતું જ હું આપને કહીશ.

## પીરાણાનો અર્ધદગ્ધ પંથ

ઈસ્લામ ધર્મના અનુયાયી જે પીરોએ હિંદુઓને વટલાવી પોતાનો નવો પંથ ઊભો કરવાની યુક્તિ રચી, તેમાં પ્રથમ તો હિંદુ શાસ્ત્રોની વાતો લઈ પોતે નવાં ગપાષ્ટક શાસ્ત્રો બનાવ્યાં, તેમાં તદન જુઠી અને ઢંગધડા વગરની બનાવટી કિસ્સા કહાણીઓ લખી અને તેમાં મુસલમાની તત્ત્વો દાખલ કર્યાં. પછી ભોળા અને ધર્મશાસ્ત્રોથી અજ્ઞાત રહેલા હિંદુઓને શોધી શોધીને એ કુટીલ માર્ગમાં સામેલ કર્યા, એ કબ્રસ્તાની પંથના પુસ્તકોમાં વેદોનાં નામ જેવા બનાવટી શબ્દો વાપરી, હિંદુઓના તીર્થસ્થળો અને મહાપુરુષોનાં નામોનો ઉમેરો કર્યો, અને યુક્તિ પ્રયુક્તિથી ફેરફાર ઉત્પન્ન કરી પોતાના રચેલાં, હાથનાં લખેલાં પુસ્તકોને પીરાણા કબ્રસ્તાની પંથના સેવકોના હાથમાં આપીને કહ્યું કે, "એ અથરવેદ છે ! હમણાં આ લેખના અર્થવેદનો વારો છે અને તેમાં જે લખ્યું છે એ જ સાચું છે અને એ જ પ્રમાણે પીરાણાના સતપંથીઓએ વર્તવું." ધીમે ધીમે પોતાની જાળમાં ફસાતા અજ્ઞાન હિંદુઓને જલદી મુસલમાની રાહત ઉપર લઈ જવા પીર સોદરદીને કહ્યું કે :-

"હિંદુ શાસ્ત્રો અને પુરાણોમાં નકલંકી અવતાર થવાનો છે એમ જે કહ્યું છે તે અવતાર તો ક્યારનોય થઈ ગયો છે. એ તે દશમો અવતાર થવાનું જે જાહેર થયું છે તે મ્લેચ્છ રૂપે મક્કામાં હજરત અલી રૂપે જાહેર થયો છે." મુસલમાનોમાં ભગવાને અવતાર લીધો એ કારણનું સમાધાન પોતાના મતિવિભ્રમ અજ્ઞાન હિંદુ સેવકોને એવી રીતે કરાવ્યું કે :-

"શ્રી કૃષ્ણ ભગવાન જે ઈશ્વરનો અવતાર હતા તેમણે પાંડવો અને કૌરવો વચ્ચે યુદ્ધ કરાવી પાપી કૌરવોનો સંહાર કરાવ્યો અને પાંડવોને ઉપદેશ આપવા અર્થે અને અજ્ઞાનતામાં પાંડવો કદાચ એમ ન સમજે કે અમારા હાથે જ અમારા કુટુંબીજનોનો નાશ થયો છે, તે માટે શ્રી કૃષ્ણ ભગવાને ગીતા રૂપે ઉપદેશ આપી પાંડવોના સંશયને દૂર કર્યો હતો. પરંતુ તે વખતના બ્રાહ્મણોને ઉંધુંચત્તું સમજાવી

હિંદુઓના શાસ્ત્રો કેવી રીતે વટલાવ્યા હિંદુઓના ભોળપણનો લાભ લઈને જાળમાં ફસાવ્યા

સતપંથનો અથરવેદ હિંદુઓના અથરવેદથી જુદો છે.

દસમાં અવતારને હજરત અલી કેમ બનાવી દીધો, જુવો

દસમો અવતાર મુસલમાનોમાં લેવાના પાછળના કારણો (પીર સદ્દીન પ્રમાણે) (1/2)

દસમો અવતાર મુસલમાનોમાં લેવાના પાછળના કારણો (પીર સદ્દીન પ્રમાણે) (2/2)





મહાભારતના યુદ્ધનું જે પાપ થયું તેથી મુક્ત થવા એક યજ્ઞ કરાવ્યો. જેથી પાંડવોએ રાજસૂય યજ્ઞ આદર્યો તેથી (પીર સદરદીનના કહેવા પ્રમાણે) બ્રાહ્મણો ઉપર કોપ કરીને શ્રી કૃષ્ણ ભગવાને કહ્યું કે, હું દશમો અવતાર હિંદુમાં જ લેવાનો હતો પરંતુ બ્રાહ્મણોએ આડુંઅવળુ સમજાવી પાંડવોના હાથે યજ્ઞ કરાવ્યો તેથી હવે હું દશમો અવતાર મલેચ્છ રૂપે અરબસ્તાનમાં આવેલા મક્કા શહેરમાં હજરતઅલી રૂપે લઈશ !! આ પ્રમાણે દશમો અવતાર બ્રાહ્મણો ઉપર રીસે ભરાઈ શ્રી કૃષ્ણ પ્રભુએ મક્કા શહેરમાં લીધો છે. માટે હજરતઅલી એ જ ભગવાનનો અવતાર છે. માટે હિંદુઓ ! હમણાં ભગવાનનાં અવતારનો વારો તો ઈસ્માયલી મુસલમાનીમાં છે માટે તેને જ માનવું.''

વળી હજરત અલીના માટે આ પીરોએ એક કવિતા રચીને જણાવ્યું કે :-

તમે ઓળખીને ધાવો આજ રે<br>
મુરખ લોકોને આવે છે લાજ રે ટેક.

જીરે કૃષ્ણ બોલતા તે અમૃત વાણી રે,<br>
હવે અરબી ભાષા ક્યાંથી આણી રે. તમે

જીરે કૃષ્ણ ચાલતા તે તિલક તાણી રે,<br>
હવે કલીમાંહે વધારી છે દાઢી રે. તમે

જીરે કૃષ્ણ પહેરતા પીતામ્બર ધોતી રે,<br>
હવે કલીમાંહે પહેરી છે કફની ને ટોપી રે. તમે

જીરે કૃષ્ણ જમતા તે સુવર્ણ થાળી રે,<br>
હવે માટીની સહાનક ધારી રે. તમે

જીરે કૃષ્ણ ચાલતા તે બ્રાહ્મણ વેશે રે,<br>
હવે આવી બેઠો તે આરબ દેશે રે. તમે

જીરે કૃષ્ણ રૂપે તે જાપ જપાવ્યો રે,<br>
હવે કલીમાંહે મોહંમદ નામ ભણાવ્યો રે. તમે

બંધુઓ ! આ વાત આપને કેવી લાગે છે ? મક્કા શરીફમાં શ્રી કૃષ્ણનો અવતાર અને તે હજરતઅલી રૂપે ! શું તમને આ વાત માન્ય છે ? કોઈને એ વાત સાચી લાગે છે ? આપણા શાસ્ત્રોમાં ભગવાનના અવતાર એ જ મુખ્ય વાત છે એવું એ લોકોને લાગવાથી ભગવાનના દશ અવતારનું તેમણે એક શાસ્ત્ર ઉપજાવી કાઢ્યું છે અને તેના પૂંછડે છેવટે એ કબ્રસ્તાની બધા ઈસમાયલી પીરોને લટકાવ્યા છે. તેમણે



ઉપજાવી કાઢેલું શાસ્ત્ર

લખેલ અવતારોની વાતો તદ્દન જુઠી અને બનાવટી છે



લખેલા અવતારની વાતો તદ્દન જુઠી અને બનાવટી છે, એટલું જ નહિ, પરંતુ હિંદુ ધર્મનું એ કેટલું હળહળતું અપમાન કરનારી છે એ વાત આપને પ્રત્યક્ષ કરાવવાની મારે જરૂર છે. વળી ભોળા હિન્દુ ભાઈઓને ઇમાન બેસાડવાની ખાતર તેમાં કેવી યુક્તિ રચી છે અને તેના પૂંછડે પોતે કેમ લટક્યા છે એ પાપ ધ્યાન દઈને સાંભળજો. આપણને તો મોકો દીધો હોય તો ફક્ત ઇમામશાહે જ દીધો છે. તેણે રચેલા અથરવેદમાં દશ અવતાર આવે છે અને જે દશતરી ગાવંત્રી કહેવાય છે તે સૃષ્ટિની ઉત્પત્તિથી શરૂ થાય છે ! તેમાં લખ્યું છે કે -

**દશતરી ગાવંત્રી**

અહીંયાથી નીચે દસ અવતારના વર્ણન કરવામાં આવ્યા છે. (સતપંથ ધર્મ પ્રમાણે)

સત્, સત્ ઉપર દત્, દત્ ઉપર ક્ષમા, ક્ષમા ઉપર ગજા, ગજા ઉપર નીલ, નીલ ઉપર શેશનાગ, શેશનાગ ઉપર ધબળોધોરી; ધબળોધોરીના શીંગડા ઉપર એક રાઈ અને એ રાઈ ઉપર સ્વામીજીએ સૃષ્ટિ નીપાઈ ! પછી સ્વામીજીએ રૂપ લીધાં તેમાં પ્રથમ નામ અહુંકાર, ભહુંકાર, વહુંકાર, નીલ, અનીલ, સુન, સાન, નાન, ગેઆન, માન, નુર, તેજ, બંબ, જલ, કમલ, કદમ, આદબુંદ, નાદબુંદ, તેજતત્ત્વ, પ્રેમતત્ત્વ, આદપુરુષ, આદપુરુષથી નાભીચકર, નાભીચકરથી ભવેત ગોર બ્રહ્મા ! સત્ ગોર બ્રહ્મા થકી સર્વે સૃષ્ટિની ઉત્પત્તિ હુઈ. જે ચાર કલ્ફના અવતાર પાત્ર અને જ્યાં થકી ગોરનરે અવતાર લીધા તેમાં પ્રથમ અહું, ઉનાદ, અધીગત, એહદ્દ, હવ, કવ તથા ધર્મ, તેજ કેવલ નાદ ઓત્રા હરીતક પુર્વા, અતીત વંશીના પરેમ રૂખ. તેના વંશમાં શ્રીમચ્છા અવતાર ! મચ્છની માતા તો સંખાવતી, પીતા તો પરેમરૂખ, શક્તિ દેવી ચંડીકા, ગોર તો માનધાતા, રહેવાનું સ્થાન હેમપુર ક્ષેત્ર તો દ્વારામતી, નરદલો દાણવ સંખાસુર તે વિચારતો ઋગ્વેદ. તે સંખાસુરને મારી સાતે પાતાળના રાજાને વચન આપી ગોર બ્રહ્માના વેદને વાળી, સવા કરોડીસું રાજા રુખમાગતને તારી-શ્રી મચ્છા અવતાર ભલે પધાર્યા ! મચ્છા અવતારના વંશમાં મનાએત, મનાએતના ઉગ્રસેન ઉગ્રેસન અજ્ઞુવત, અજ્ઞુવતના બ્રેસપત, બ્રેસપતના આસોમંત્ર, આસોમંત્રના પરીકમ રૂખ, પરીકમ રૂખના કુર્મ ભગવાન ! કુર્મ ભગવાનની માતા કમળાવતી, તેની શક્તિ દેવી બેચરાજી, ગોર તો એકારૂખી, રહેવાનું સ્થાન બગપોર ક્ષેત્ર તો માનસરોવર, ત્યાં નરદળો દાણવ મધુકેટભ તે વિચારતો ઋગ્વેદ તેને મારીને કુર્મ ભગવાને સવા કરોડીસું રાજા અમરીશને તારી શ્રી કુર્મ ભગવાન ભલે અવતર્યા !

શ્રી કુર્મના વંશમાં પ્રથમ વંશરતના દકાઈએત, ના કાજમ, ના પરજાપત, ના દાઢમરૂખી તેના વંશમાં શ્રી વારાહ ભગવાન અવતર્યા ! તે વારાહ ભગવાનની

૧. શ્રી મચ્છા અવતાર ભગવાન

૨. કુર્મ ભગવાન

૩. શ્રી વારાહ ભગવાન

માતા તો પદમાવતી, શક્તિ દેવી સોમયા, ગોર તો એકાસુર, રહેવાનું સ્થાન માયાપોર, ક્ષેત્ર તો ભેંકાસુર, ત્યાં નરદળો દાણવ મોરધ્વજ વીચારતો ઋગ્વેદ તે મોરધ્વજ દૈત્યને મારી, સવા કરોડીસું રાજા ધ્રુને તારી ભલે અવતર્યા શ્રી વારાહ ભગવાન ! શ્રી વારાહ ભગવાનના પુત્ર રૂપકના ખલીપત, ના ગઉતમ, ના અમરીખ, તેના પુત્ર શ્રી નૃસીંહાઅવતાર ! તે શ્રી નૃસીંહા ભગવાનની માતા ચંદ્રાવતી, શક્તિ દેવી તુળજા ભવાની ગોર તો અમરતેજ, રહેવાનું સ્થાન તો કાશ્મીર, ક્ષેત્ર તો ચરણાપરી, ત્યાં નરદળો દાણવ હરણાકસ વીચાર તો રઘુવેદ, તેને શ્રી નૃસીંહ ભગવાને મારી સવા કરોડીસું ભક્તપ્રહલાદને તારી ભલે અવતર્યા શ્રી નૃસીંહા અવતાર ! શ્રી નૃસીંહાઅવતારના ! વંશમાં તેનો પુત્ર મનાએત, ના વંશવઢણ, ના વીર લોચન, ના કાસમરૂખી, તેની વંશમાં શ્રી વામન ભગવાન ! તેની માતા તો લીલાવતી, શક્તિ દેવી કોકીલા, ગોર તો સેહેજાનંદ રહેવાનું સ્થાન કોયલા પાટણ, ક્ષેત્ર તો વનથળી, ત્યાં નરદળો દાણવ બળીરાજા વીચારતો વજુરવેદ, તેને વામન ભગવાને મારી ઋષિઓને થાપી તમે ભલે અવતર્યા વામન ભગવાન ! વામન ભગવાનના વંશમાં તેમના પુત્ર માન ધાતા, ના પૃથ્વીજે, ના અસરત, ના જમદગ્ની તેમના પુત્ર શ્રી ફરસુરામ તેમની માતા રેણુંકા, ગોર તો જનક વીદેહી, રહેવાનું સ્થાન માયાપર, ક્ષેત્ર તો કોયલા પાટણ ત્યાં નરદળો દાણવ સહસ્રા અર્જુન તે વીચારતો રઘુવેદ, તે સહસ્રા અર્જુનને મારી, શ્રી ફરસુરામે ઋષિઓને સ્થાપી ભલે અવતર્યા તમે ફરસુરામ ભગવાન ! હવે ફરસુરામના વંશમાં તેમના પુત્ર રઘુ, ના નગુ, ના જેજાઈએત, ના કેવળીક, ના અજેપાળ, ના દશરથ, ના પુત્ર શ્રીરામ ! ક્ષેત્ર તો લંકાપુરી, ત્યાં નરદળો, દાણવ દશમાં થાવળો રાવણ તે વીચારતો યજુરવેદ. તે રાવણને મારી સાત કરોરીસું રાજા હરીશ્ચંદ્રને નારી ભલે અવતર્યા તમે શ્રી રામદેવ મોરારી ! તેની માતા કૌશલ્યા, શક્તિ દેવી સીતાજી, ગોર તો વશિષ્ટ, રહેવાનું સ્થાન અયોધ્યાપુરી, શ્રી રામના વંશમાં તેમના પુત્ર લવ, ના પદમ, ના પરિખત, ના વીરપાળ, ના વાસુદેવ, ના વંશમાં શ્રી કૃષ્ણ ભગવાન ! તેમની માતા દેવકીજી, શક્તિ દેવી રૂકમની, ગોર તો વેદ વ્યાસજી, રહેવાનું સ્થાન ગોકુલ, ક્ષેત્ર તો મથુરાં ત્યાં નરદળો દાણવ કંસાસુર તે વીચાર તો સામવેદ તે કંસાસુરને મારી ઋષિઓને સ્થાપી, સહદેવ ભક્તને તારી તમે ભલે અવતર્યા શ્રી કૃષ્ણ મોરારી ! શ્રી કૃષ્ણનાં વંશમાં તેના પુત્ર પ્રદુમનનો, સેસસ્થાનના, બેલસ્થાન ના, વેણી વછરાજના, સંહીરાજ, તેમના વંશ તો શ્રી બુદ્ધ ભગવાન ! તે બુદ્ધની માતા તો રેણુંકાવ વતી, શક્તિ દેવી હરસિદ્ધ, ગોર તો હંસરાજ રહેવાનું સ્થાન હીમપરી, ક્ષેત્ર તો કુરુક્ષેત્ર, ત્યાં નરદળો દાણવ દરજોધન

૪. નરસિંહ અવતાર

૫. વામન ભગવાન

૬. ફરસુરામ (પર્શુરામ) ભગવાન

૭. શ્રી રામ ભગવાન

૮. શ્રી કૃષ્ણ ભગવાન

૯. શ્રી બુધ ભગવાન

તે વીચાર તો સામવેદ, તેને મારી નવ કરોડીસું રાજા યુધિષ્ઠરને તારી ભલે અવતર્યા તમે બુદ્ધ ભગવાન દેવ મોરારી ! શ્રી બુદ્ધા અવતારના વંશમાં તેમના પુત્ર શીષ, ના સામ, ના સલુકાન, ના હારૂન, ના અસલામ, ના આદમ, ના નીઝાર, ના મીઝાર, ના એલીઆસ, ના મલીઆસ, ના મુલકાનના કાજંમ, ના કાહેર, ના કાએમ, ના ગાલેબ, ના એલબ, ના કાયમ, ના મોરાદ, ના મુનાલેફ, ના હાસમ, ના મતલબ, ના અબુતાલબ, ના વંશમાં તો શ્રી નકલંકી નારાયણ શાહ ! મુરતજાઅલી. તે અલીની માતા બીબી ફાતમા, પીતા તો અબુતાલેબ, શક્તિ દેવી ફાતમા, ગોર તો નબી મોહમદ, રહેવાનું સ્થાન દેલમ દેશ, વરજા શહેર ગામ ક્ષેત્ર તો કુંવારકા, પંચનદી મુલસતાને, તહાં નરદળો દાણવ કાળીંગો ધુઝાલબે વીચાર તો અથરવેદ, તે કાળીંગા દૈત્યને મારી બાર કરોડીસું ભક્તને ઓધારસે, ગુપ્ત અવતાર ત્રેત્રીશ ! પ્રગટ અવતાર એક સાહ મુરતુજાઅલી ! ના ઈમામ, ઈમામના હશન, ના ઈમામ હોસન, ના ઈમામ જેનલાબદીન, ના ઈમામ મહમદ બાકર, ના ઈમામ જાફર સાદક, ના ઈમામ ઈસમાયલ, ના ઈમામ નુર સત ગોર, ના સૈયદ મુસાફરીન, ના સૈયદ જમાલદીન, ના સૈયદ મુસાફરીન, ના સૈયદ મહેરદીન, ના સૈયદ હાદીન, ના સૈયદ સલાઓદીન, ના સૈયદ ફાજલસાહ, ના સૈયદ કામસસાહ, ના સૈયદ એહમદસાહ, ના સૈયદ નાસરસાહ, ના સૈયદ મુસાલકસાહ, ના સૈયદ માહાબુ, ના સૈયદ મસતગ, ના સૈયદ મહીઆદીન, ના સૈયદ મુમનસાહ, ના સૈયદ ખાલકશાહ, ના સૈયદ નીઝારસાહ, ના સૈયદ ઈસલામસાહ, ના સૈયદ સલાઓદીન, ના સૈયદ સમસદીન, ના સૈયદ નસીરદીન, ના સૈયદ સાહેબદીન, ના સૈયદ સોદરદીન, ના કબીરદીન, ના સૈયદ સતગોર પાત્ર બ્રહ્મા ! ઈંદ્ર ઈમામશાહ ! આદે વીસ નવ નરીજન નરઅલી મહમદશાહ હકલા એલાહા ઈલલાહો મદમદુર રસુલલાહે.

૧૦. નકલંકી નારાયણ

માં: બીબી ફાતમા
બાપ: અબુતાલેબ
પત્ની (શક્તિ દેવી): બીબી ફાતમા
ગોર (ગુરૂ): મોહમદ પૈગમ્બર

નકલંકી નારાયણ (મુરતજાઅલી) ના વંશમાં ઈમામ? શાહે પોતાને જન્માવી દીધો.

ઈમામ શાહે પોતાને બ્રહ્મા અને ઇન્દ્ર બનાવી દીધો

ઉપર જણાવેલ દસ અવતારમાં કેટલું જૂઠું અને બનાવટી વાતો છે, તે વાંચો નારાયણ બાપાના જબાની

**બુદ્ધદેવના વંશમાં પાક્યા તે ઈમામશા !**

આ પ્રમાણે પોતાની વંશાવળીનો છેડો મેળવ્યો છે અને ભગવાનના દીકરા થવાનો લ્હાવો લીધો છે. હવે તેમાં અને તેના લખેલા દશ અવતારની દશતરી ગાવંત્રીમાં સત્ય શું છે અને જૂઠું શું છે તે આપને ટૂંકામાં જણાવીશ. પ્રથમ મચ્છા અવતારની વાત આવે છે. તેમાં મચ્છ ભગવાન સખાવતી નામની સ્ત્રીના ગર્ભથી ઉત્પન્ન થયાનું જણાવે છે ! મચ્છ ભગવાનના પીતા પરમરૂખી એ વાત તદન ગપ છે. મચ્છા અવતાર પછી ઈમામશાહ કૃત દશતરી ગાવંત્રીમાં જણાવ્યા પ્રમાણે મચ્છ ભગવાનના વીર્યથી ઉત્પન્ન થયેલ મનાયત. મનાયતના ઉગ્રસેન

એ પ્રમાણે પરિક્રમ ઋષિના વંશ કહેતાં તેના દીકરા કુર્મ ભગવાન ! શું બુદ્ધિનો ઉપયોગ કર્યો છે ? મચ્છ ભગવાન માછલાનું રૂપ, તેમાંથી જન્મ્યા તે બધા માણસ ! તે છેક પરિક્રમ ઋષિ થકી અને પરિક્રમ ઋષિની સ્ત્રી કમળાવતીના દીકરા કુર્મ કહેતાં કાચબાનો અવતાર ! ધન્ય ઈમામશાહની બુદ્ધિને અને ધન્ય છે તમને પીરાણા પંથને માનવાવાળા સતપંથી ભાઈઓને ! કુર્મ અવતાર પણ ક્યા કારણને લઈ પરમાત્માનો અવતાર મનાય છે તે જો પીરાણા પંથીઓ હિન્દુ ધર્મના દશ અવતારો વાંચે તો તો આંખ ઉઘડી જાય. પરંતુ તસ્દી કોણ લે. કુર્મ ભગવાન પાછા કાચબાના રૂપે પરણ્યા હશે ત્યારે જ તેમના વીર્યથી પ્રજા ઉત્પન્ન થઈ શકે. દશતરી ગાવંત્રીમાં કુર્મના વંશમાં પાછા માણસો જનમવા માંડ્યા ! કુર્મના દીકરા વંશરત નાદકાઈએત એમ કરતાં કરતાં પરજાપતના દાઢમ ઋષિની સ્ત્રી પદમાવતીના ઉદરથી પાક્યા વારાહ ભગવાન, વારાહ એટલે સૂવર, શું ઈમામશાહે નજર પહોંચાડીને કામ કર્યું છે ! માણસમાંથી સૂવર જનમે તે પણ ઠીક છે, આપણે તો તેની કથાની ચોખ કરીએ છીએ. કોઈ હૈયાફૂટ્યાએ વળી સૂવરને પણ કન્યા આપી હશે જેથી વારાહ ભગવાનનો પણ વંશ ચાલુ રહ્યો. વારાહના દીકરા પાછા માણસ. તેનું નામ રૂપક-રૂપકના ખલીપત વગેરેના અમરીખને પાછી ભોઇછપ ખણવી હસે કે જેથી તેની સ્ત્રી ચંદ્રાવતીના પેટે પાછા શ્રી નૃસિંહા ભગવાન જન્મ્યા ! આવી ગપોડ કથાઓ કહેતાં પણ શરમ આવે છે. શું ઈમામશાહ એટલું પણ નહીં સમજ્યો હોય કે હું મારા ધર્મને ગુપત ! રાખવાની વાતો કરૂં છું પરંતુ આ છાનું ક્યાં સુધી રહેશે ? માછલામાંથી માણસ જન્મે ને વળી માણસમાથી કાબચો જન્મે ! કાચબાના વંશમાંથી વારાહ જન્મે ! આ પોલંપોલ તો જુઓ ! વળી વારાહના વંશથી માણસો જન્મે અને તેથી પાછો સિંહ જન્મે ! ભાઈઓ, નૃસિંહા અવતારની વાતો તો તમે સાંભળી હશે, ઘણાં ભજનોમાં પણ ગવાય છે કે હરણ્યાકંશે પોતાના દીકરા પ્રહલાદને અનેક સંકટો દીધાં પરંતુ તેનો વાંકો વાળ પણ ન થયો. છેવટે તેણે ક્રૂર સજા કરવા લોખંડનો થાંભલો ધગધગતો કર્યો અને પ્રહલાદજીને હુકમ કર્યો કે તારો ઈશ્વર સાચો હોય તો આ ધગધગતા થાંભલાને બાથ ભીડ ! તે પ્રહલાદજી પ્રભુનું ધ્યાન ધરી લોહસ્તંભને બાથ ભીડવા જાય છે ત્યાં તો લોહ સ્તંભ ફાટ્યો અને શ્રી નૃસિંહ ભગવાન દેખાયા અને હરણ્યાકંસને માર્યો. આમાં નરસિંહ ભગવાનની ન તો મા હતી કે ન તો બાપ હતા ! છતાં ઈમામશાહના અદ્દભુત પાકમની પ્રસાદી-પીરાણા સતપંથની દશતરી ગાવંત્રીમાં વારાહના વંશના દીકરા નૃસિંહા અવતાર ! કેટલું જૂઠું. તમો કાંઈક તો બુદ્ધિનો ઉપયોગ કરો કે હિન્દુઓને ફસાવી, વટલાવી પોતાના ફંદામાં કેવા જકડી રાખ્યા છે અને પછી

દસ અવતારના ઘણા બધા પોલોમાનો એક પોલ

વાસ્તવમાં નરસિંહ ભગવાનના માં-બાપજ નહતા



હિન્દુઓને ફસાવીને કેવી રીતે જકડી રાખ્યા છે

પોતાની પોલ ના પકડાય એટલા માટે એમ કહેવામા આવતું કે ગુપ્ત ધર્મની વાત ક્યાંય કરવી નહિ.





ગુપ્ત ધર્મની વાત ક્યાંય કરવી નહીં ! તમે હિન્દુ છો. હિન્દુ ધર્મના પુસ્તકો પુરાણો કથાઓ વાંચી જુઓ તો તમને આ ગુપ્ત પંથમાં કેવી રીતે સંડોવ્યા છે તે જણાઈ આવશે. ભગવાન શ્રી નૃસિંહા અવતાર સિંહ રૂપે હતા તેને પણ કોઈ નીરભાગીએ કન્યા આપી હશે એમ પીરાણા સતપંથના ચાલાક ઈમામશાહે નક્કી કર્યું, તેથી નરસીંહજીનો પણ વંશ વધતો જ રહ્યો. સીંહ રૂપે નરસિંહ ભગવાનના દીકરા મનાએત વગેરે કુર્મ કાસમ ઋષિના દીકરા વામન ભગવાન. ધન્ય હો ઈમામશાહ ! હવે તો માણસનાં માણસ જન્મ્યાં. પાછા વામન ભગવાન પરણ્યા તેના દીકરા માનધાતા પૃથ્વીજે. તેના અસરત, અસરતના જમદગ્ની તેના દીકરા ફરસુરામ, જમદગ્નીના દીકરા ફરસુરામ એ વાત તો સાચી પરંતુ ફરસુરામ તો અખંડ બ્રહ્માચારી હતા તે કોઈ દિવસ પરણ્યા જ નથી, છતાં તમારા ઈમામશાહે તો તેને પણ પરણવાની લપ વળગાડી દીધી છે. દશતરી ગાવંત્રી ઈમામશાહ કતમાં વળી જણાવ્યું છે કે, ફરસુરામના દીકરા રગુ, નગુ, વગેરેના અજેપાળ તેના દશરથ ! દશરથના રામ એ વાત તો સાચી પરંતુ તમે ભાઈઓ બુદ્ધિ હોય તો વિચાર કરો કે ફરસુરામ તો બ્રાહ્મણ હતા તેના વંશમાં સૂર્યવંશીઓ કેમ જન્મ્યા ? વળી રામને અવતાર લેવાના કારણમાં ઈમામશાહ જણાવે છે કે રાવણને મારી રાજા હરિશ્ચંદ્રને તાર્યો ! ભાઈઓ, આ તે કાંઈ નાનીસૂની ગપ કહેવાય ? હરિશ્ચંદ્રની ખાતર જ રામા અવતાર ! ક્યાં રાજા હરિશ્ચંદ્ર અને ક્યાં શ્રી રામ !

ફરશુરામ (પરશુરામ) તો અખંડ બ્રહ્મચારી હતા, તે પરણ્યાજ નથી તો તેમનો વંશ કેવરી રીતે આવ્યો?

ઈમામ શાહે વંશ બદલાવી નાખ્યો

ઈમામશાહ તો ગુજરી ગયા પરંતુ તેના વંશના સૈયદોને પણ તમો કોઈ પૂછો છો કે તમો આવી નાલાયક કથા લખી ભોળા લોકોને આંખે પાટા બંધાવી ગંગવા કૂવામાં કેમ નાંખો છો ! ભાઈઓ તમે સમજો કે સૈયદોને તો ગમે તેમ કરી તમને મુસલમાન કરવા છે અને પોતાની આજીવિકા હિંદુઓ પાસેથી આવા ઢોંગધતુરા કરી મેળવવાની છે તે શા માટે કહે ? એ તો આપણે સમજવાનું છે. આગળ ચાલતાં માણસનાં બધાં માણસો જ જન્મે છે એટલું જ ઠીક દેખાશે. સૂર્યવંશમાં રામચંદ્રજી સુધી તો આપણે આવ્યા તેમના દીકરા લવ, લવના પદમ, એમ કરતાં કરતાં વાસુદેવના દીકરા શ્રી કૃષ્ણ, વાસુદેવના દીકરા શ્રી કૃષ્ણ પ્રભુ એ વાત તો સાચી પરંતુ સૂર્યવંશમાંથી પાછો ચંદ્રવંશ આટલો જલદી ક્યાંથી નીકળ્યો ? હોય ! પણ ઈમામશાહના ઇલમમાં કાંઈ ખામી હોય, માણસોમાંથી પશુ અને પશુમાંથી વળી માણસ કરે એવી અદ્દભુત લીલા ઈમામશાહની છે. શ્રી કૃષ્ણના દીકરા પ્રદુમન તેના સેસસ્થાન, બેલસ્થાન વગેરે ચાલે છે પરંતુ પ્રદુમનના દીકરા અનિરુદ્ધ તો દેખાતા જ નથી ! તેને વખતે ચિત્રલેખા ઉપાડી ગઈ હશે એટલે બિચારા ઈમામશાને ક્યાંથી દેખાય !

રાવણ, રાજા હરીશચંદ્ર ને ભગવાન રામની ગપ ગોળ વાતો

અસલી કાવતરૂં

વળી પાછો વંશ બદલ્યો



સાચા દીકરાને તો ઈમામ શાહ ભૂલીજ ગયો

એ બેલસ્થાન પછી અનુક્રમે સંહીરાજના દીકરા બુદ્ધ ભગવાન ! ભલે ભલે ઈમામશાહના બુદ્ધ ભગવાન તમે જન્મ્યા તો ખરા, પરંતુ અમારા હિંદુ શાસ્ત્રો કહે છે કે શ્રી કૃષ્ણની સલાહે પાંડવોએ દુર્યોધનને માર્યો પરંતુ ઈમામશાહની સલાહથી તમારા જેવા મહાન યોગી અહિંસા પરમો ધર્મનું સૂત્ર જગતને શિખવાડનાર તે દુર્યોધનને મારવા ક્યાંથી શ્રી કૃષ્ણની આઠમી પેઢીએ ફૂટી નીકળ્યા ! વાહ રે ઈમામશાહ, તમારી અક્કલ ! પાંડવોને ગૌવધ કરવાની સલાહ આપનાર તે બુદ્ધા અવતાર ! પાંડવોને તારનાર પીર સદરદીન અને કબીરદીનની પાસે ભેસ્તમાં પાંડવો ગયા નહીં પણ ગુપ્તવાસ પીરાણામાં આવી રહ્યા એ પણ ઈમામશાહના પરતાપે જ ! ઈમામશાહે હિન્દુ ધર્મનું કેટલું સખત અપમાન કર્યું છે તે જુઓ ! બુદ્ધ ભગવાન જે અહિંસા પરમોધર્મનો ઉપદેશ આપનાર ને પાંડવોના હાથે ગૌવધ કરાવે ! બુદ્ધ ભગવાનને સલાહ આપી તે પ્રમાણે પાંડવોએ ગાય મારી ! કેટલી નીચતા ! આવી નાલાયક અને પાપી કથા જે પીરાણા સતપંથીઓ વાંચે છે તે અધમ પ્રકારના હિન્દુ ધર્મદ્રોહી છે. હિન્દુપણાના નામને લજાવનારા છે. ઈમામશાહ તો કાળાંધોળાં કરી મરી ગયો પરંતુ હજુ પણ કેટલાંક અજ્ઞાન લોકો આવી વાતો રાગડા તાણીને વાંચે છે તેના સૈયદોના કહેવા પ્રમાણે પુન્ય થાય છે એવું માને છે. આવા રાગડાઓ તાણી અમે હિન્દુ છીએ એમ કહેનારાઓને લાખોવાર ધિક્કાર છે. પાછળથી ઈમામશાહે બુદ્ધા અવતારની કેવી વલે કરી છે તે તમે સાંભળો. બુદ્ધ ભગવાનના દીકરા સીસ. તેના સામ એ ક્રમે સુલકાન, હારૂન, અસલામ, આદમ, નીઝાર, મીઝાર વિગેરે મુસલમાની પેઢીઓ લગાડી દીધી ! તમને કંઈ પણ શરમ થાય છે ?

દાદા આદમના દીકરા સીસ-સામ શોલકાન વિગેરેની વંશાવળી લઈ છેવટે પોતે પણ દાદા આમદના વંશના છીએ એમ જણાવવા સારું નરસતગોરથી સતપંથ ચાલ્યો છે, તેની વાંસે વાંસે પોતાનાં નામો ઉમેરી દીધાં અને છેવટે સોદરદીનના દીકરા કબીરદીન-કબીરદીનના સપુત્ર તે સતગોર પાત્ર બ્રહ્મા ઇંદ્ર ઈમામશાહ ! હવે છે કંઈ વાંધો ? પાછા આદે વીસનવ નરીજન નરાકાર તે મહાપ્રભુ ઈમામશાહના દીકરા નરઅલી મહમદશાહ અને છેવટે હિન્દુપણાનું નામ નિશાન ભૂંસાડીને, હકલા હે લાહા ઈલ્લાહો મહમદુરસુલીલ્લા હે ! આ પ્રમાણેની ઈમામશાહની ઉત્પત્તિ અને તેના કારસ્થાની કાર્યો રૂપી ઈમામશાહે દશે અવતારો લખીને પીરાણા સતપંથ ધર્મ પાળનારને છેક જ બેવકૂફ બનાવ્યા છે. હજુ એ આવા દેખતા જમાનામાં ઈમામશાહની વંશના સૈયદે, ન હિન્દુ ન મુસલમાન એવા એ અર્ધદગ્ધ પીરાણા કબ્રસ્તાની ધર્મના પોતે આચાર્ય, ગોર અને બાવા તરીકે પૂજાવાનાં ફાંફાં મારી રહ્યા છે.

બુધ ભગવાન ના જન્મનો સમય પણ ખોટો છે

બુધ ભગવાન ક્યારેય ના કરે તેવા કામ (મારવાના) તેમના પાસે કરાવડાવ્યા

બુધ ભગવાનના વંશમાં મુસલમાની પેઢીઓ લગાડી દીધી

સતપંથ ને સનાતન કાલ નો ધર્મ (સનાતન ધર્મ) માં ખપવા માટે ખોટી વાતો લખી

વિષ્ણુનો નિરાકાર રૂપ તે ઈમામ શાહ ના દીકરાને બતાવ્યો.

## કચ્છ કડવા પાટીદાર સમાજની ૧૯૨૪માં ઘાટકોપર (મુંબઈ) ખાતે ભરાયેલ પરિષદનો વિસ્તૃત અહેવાલ



## વીર હાકલ સાંભળો, અધર્મથી બચો અને સત્ય માર્ગે પ્રયાણ કરો.

આપણી પરિષદ મુંબઈમાં ઘાટકોપર મુકામે એપ્રિલ મહીનામાં ભેગી મળી હતી. જેમાં થયેલું કામકાજ નિર્વિઘ્ને પસાર થયું છે અને હવે આપણે બીજી જ્ઞાતિઓને પેઠે જાગૃત થવાની જરૂર જોતાં એટલું કહી શકાય કે આવી આવી પરિષદોમાં સર્વાનુમતે જે જે ઠરાવો થાય છે, ધારાધોરણો ઘડાય છે તેને પાળવાને આપણે હૃદયપૂર્વક તૈયાર રહેવું જોઈએ.

આ પરિષદનો અહેવાલ અમે ટૂંકમાં નીચે રજૂ કરીએ છીએ અને આશા રાખીએ છીએ કે હવે આપણે વધુ વખત ઊંઘમાં નહિ રહેતાં કર્મ અને ધર્મને ઓળખી લેશું અને સનાતન વૈદિક ધર્મની શુદ્ધિ પવિત્રતા સાથે તેમાં રહેલી ઈશ્વરની કરૂણા અને કુદરતની ગતિને ઓળખી લઈશું.

ઘાટકોપર ખાતેના મેદાનમાં આપણી આ પરિષદની બેઠકોની શરૂઆત થઈ હતી. ગામે ગામથી આવેલા આપણા ભાઈઓ માટે ઉતારાની અને બીજી દરરોજની જરૂરી સગવડોની પૂર્ણ બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો. બધાં ભાઈઓનો હર્ષ માયો સમાતો નહોતો અને તેઓ બધા જાણે આજે ઈશ્વરનો મહિમા નીરખવા અથવા તો ઈન્દ્ર મહારાજને ભેટવા આવ્યા હોય એવો દેખાવ નજરે પડતો હતો. આનંદમાને આનંદમાં બધા દિવસો વ્યતિત થઈ ગયા અને ભેગા થનાર ભાઈઓએ અને સ્વાગત મંડળના સરનશીને જુદાં જુદાં વ્યાખ્યાનોની હારમાળા કે પુષ્પહારો આપણી સામે સુગંધ દેતા મૂકી ગયા છે. આપણી ફરજ છે કે ધારા ધોરણરૂપી મધુર અને સુવાસિત પૂમડાં ચૂંટી ચૂંટીને સૂંઘી એ અને બીજા જ્ઞાતિબંધુઓને, બહેનોને અને માતાઓને તેમજ આપણાં ઉછરતાં બાળકોને તે સુંદર સુવાસ લેવડાવીએ તો આપણા કાર્યની સાફલ્યતા ગણી શકાય.

પરિષદના દિવસની કાગને ડોળે વાટ જોતાં આપણા ભાઈઓ સમીપ આ દિવસો આવ્યા અને તેમાં થયેલા ઠરાવોની નોંધ જ્યારે તેઓના જાણવામાં આવી ત્યારે અને તે પહેલાં જ પરિષદના મંડપમાં આપણા ભાઈઓએ આપણામાં ઘર ઘાલી બેઠેલાં પેલા પીરાણા પંથના તંત્રને તોડી નાંખી સ્વધર્મને ઓળખવા ઊભા થયા. છાતી કાઢી હિંમત ધરી જાહેરમાં તેઓ બોલી ઉઠ્યા કે, "અલબત્ત, અલબત્ત ! અમારો સનાતન ધર્મ અમને સમજાયો છે, અમે અજ્ઞાનતાથી એક બાજુએ દોરવાઈ ગયા છીએ, પણ અમારી એ અજ્ઞાનતા-અરે અમારી તે ભૂલ - અમને હવે

સંપૂર્ણપણે સમજાય છે, અમે પ્રતિજ્ઞાપૂર્વક કહીએ છીએ કે, અમે દેહશુદ્ધિ પ્રાયશ્ચિત લઈ અમારા સ્વધર્મ સ્વીકારીશું અને અન્ય ભાઈઓને તેમ સમજાવી ઉન્નત કરીશું.''

અહાહા ! અહોભાગ્ય આપણા અને જ્ઞાતિના કે આવા અનુપમ દીવસે જ આપણે પ્રતિજ્ઞા લીધી.

બાદ જ્ઞાતિ સમસ્તે પાળવાના પરિષદે અમુક ઠરાવો કર્યા, તે ઉપર વિવેચનો થયાં અને આપણા હૃદયને વીંધી નાખે એવા પંડિત કાર્તાતિક તથા નરહરી અને પારશર અને ભાઈ ગણાત્રા (વસંત) અનેક દાખલાઓ આપણી સમક્ષ રજૂ કરવાથી આપણને ધર્મઝનૂન ઉત્પન્ન થયું ? કોણ કહેશે કે આ ધર્મભાવના નથી ? કોણ કહેશે કે આપણે આપણી ઉન્નતિ ઓળખી નથી ? પરમાત્માની કૃપાથી સર્વ શાંત થયું અને ઠરાવો એક પછી એક ઘણા જ આનંદ અને ઉમંગ વચ્ચે પસાર થયા. હવે માત્ર તેનો અમલ થવાની જ ખોટી છે, જેમ કરવાની પહેલ આપણા કરાંચી શહેરમાં વસતા આપણા ૧૬ કુટુંબોના લગભગ ૬૦ આસામીઓએ કીધી છે જેની નામવાર ટીપ આજના આ અંકમાં આપ સર્વે જોઈ શકશો. એ જાણી અત્યંત આનંદ અને જયજયકાર થાય છે.

## પરિષદમાં પસાર થયેલા ઠરાવો

પસાર કરવામાં આવેલા ઠરાવો નીચે મુજબ છે :-

**ઠરાવ ૧ :** ગૌબ્રાહ્મણ પ્રતિપાલ નોધારાધાર ધર્મ ધુરંધર અખંડ પ્રૌઢ પ્રતાપ મહારાજાધીરાજ મીરઝાં મહારાવ શ્રી સર ખેંગારજી સવાઈ બહાદુર જી.સી.આઈ.ઈ.નું આ પરિષદ અંતઃકરણપૂર્વક સહકુટુંબ દીર્ઘાયુષ્ય ઈચ્છે છે.

**ઠરાવ ૨ :** પીરાણા સતપંથ આપણને સમસ્ત જ્ઞાતિથી અલગ પાડી દેનાર હોવાથી તેમજ તે પંથ આપણે હિંદુપણામાંથી ટાળી દેનારો છે એવી પરિષદને ખાત્રી થવાથી, આ પીરાણા સતપંથને આપણી જ્ઞાતિમાંથી નાબૂદ કરવાનાં દરેક ચાંપતા ઉપાયો લેવા તેમજ કોઈએ દેશોંદ કે વીશોંદના લાગા ભરવા નહીં, તેમજ પીરાણાની અમી કે નુરની ગોળી પીવી નહીં અને કાકા તેમજ પીરાણા તેમજ સૈયદોનો પગ પેસારો આપની જ્ઞાતિમાંથી જલદી દૂર થાય તેવા ઉપાયો કરવા. વળી સ્વજ્ઞાતિબંધુઓ દેહશુદ્ધ પ્રાયશ્ચિત જેમ બને તેમ જલદી સનાતન વૈદી ક ધર્મ તરફ પ્રવૃત્તિ કરે એવા ઉપાય તાત્કાલિક યોજવા એ આ પરિષદના દરેક મેમ્બર પોતાની ફરજ સમજે છે અને દેહશુદ્ધ પ્રાયશ્ચિત લઈ પીરાણા સતપંથને તજી દેનારને દરેક પ્રકારની મદદ કરવાનો આ પરિષદ ઠરાવ કરે છે.

**ઠરાવ ૩** : "આ પરિષદને ખાત્રી થઈ છે કે આપણી જ્ઞાતિના કહેવાતા આગેવાનો પીરાણાના બહાને દેશોંદ અને વીશોંદ જેવા લાગા ઉઘરાવી તે પૈકીની મોટી રકમ ખાઈ જાય છે અને ધર્મની છૂટનો કાયદો (Freedom of Religion Act) કચ્છ દેશને લાગુ છતાં જે આપણા જ્ઞાતિબંધુઓ પીરાણાનો ધર્મ છોડી સનાતન ધર્મ પાળવા પોતાની તીવ્ર ઇચ્છા ધરાવતા હોય તેમના ઉપર અને તેમનાં સગાવહાલાં અને લાગતાવળગતાઓ ઉપર ત્રાસ કરી પોતાની કહેવાતી પટલાઈની સત્તાનો ગેરકાયદેસર ઉપયોગ કરી તેમને જ્ઞાતિ બહાર મુકી તેમની પાસેથી સખત દંડ લઈ તે રૂપિયા પણ ખાઈ જાય છે, જેથી ઉપર જણાવ્યા પ્રમાણે જે નાણાં વિશ્વાસઘાતથી ખાઈ જવામાં આવે છે, તેમજ ઉપર જણાવેલા ધર્મની છૂટના કાયદાનો ભંગ કરવામાં આવે છે તે થતો અટકાવવા માટે તેમજ અત્યાર સુધીમાં એવાં જે જે કૃત્યો કરવામાં આવ્યાં હોય તેની કાયદેસર તજવીજ કરી તેમાં ઘટતું કરવા માટે ગૌબ્રાહ્મણ પ્રતિપાલ નોધારાધાર ધર્મધુરંધર પ્રૌઢ પ્રતાપ મહારાજાધિરાજ મીરઝાં મહારાવ શ્રી સર ખેંગાજી સવાઈ બહાદુર જી.સી.આઈ.ઈ.નું મુબારક લક્ષ ખેંચવા આ પરિષદ ઠરાવ કરે છે.

**ઠરાવ ૪** : બાળલગ્નના અધર્મયુક્ત અને હાનિકારક રિવાજને સત્વરે નાબૂદ કરવા આ પરિષદ ઠરાવ કરે છે અને દરેક બંધુને આગ્રહપૂર્વક ભલામણ કરે છે કે શાસ્ત્રોક્ત રીતે અને ચોરી બાંધીને વેદ વિધિ અનુસાર યોગ્ય ઉંમરે આવેલા જ છોકરાઓને પરણાવવાં.

**ઠરાવ ૫** : વિદ્યા એ સર્વોત્તમ શક્તિ હોવાથી તે પ્રાપ્ત કરવા કરાવવા અને જ્ઞાતિના પુત્ર-પુત્રીઓને કેળવણી આપવા આ પરિષદ દરેક ભાઈને વિનંતી કરે છે અને જે જે સ્થળે જ્ઞાતિનાં ફંડો અને જ્ઞાતિના પૈસા હોય તેનો જ્ઞાતિમાં કેળવણી અર્થે સત્વર ઉપયોગ કરવાની આ પરિષદ આગેવાનોને સૂચના આપવાનો ઠરાવે કરે છે.

**ઠરાવ ૬** : મરણ પાછળના કારજો શાસ્ત્રવિરુદ્ધ, અયુક્ત, ખર્ચાળ અને દુર્દશાએ પહોંચાડનાર હોવાથી તેને સદંતર નાબૂદ કરવા અને તેવાં જમણો નહીં જમવાનો આ પરિષદ ઠરાવ કરે છે.



**ઠરાવ ૭** : આપણી હિંદુ ગણાતી જ્ઞાતિઓમાં મુડદાંને અગ્નિદાહ દેવાનો રિવાજ પ્રચલિત છે અને આપણી જ્ઞાતિ હિંદુ હોવા છતાં આપણા કચ્છ અને કરાંચીમાં રહેનારા કેટલાંક પીરાણાપંથી ભાઈઓ અગ્નિ સંસ્કાર કરવાને બદલે મુડદાંને દફનાવી દે છે તે રિવાજ અયોગ્ય અને શાસ્ત્રવિરુદ્ધ હોવાથી કોઈ બંધુએ

મુડદાંને દાટવું નહી અને મુડદાંને અગ્નિસંસ્કાર કરવો એવો આ પરિષદ ઠરાવ કરે છે.

**ઠરાવ ૮ :** છૂટાછેડા એટલે છૂટકારાના રિવાજને નામે ચાલતા અતિશરમ ભરેલા અને અયોગ્ય રિવાજ તરફ આ પરિષદ તિરસ્કારની દૃષ્ટિએ જુએ છે અને તેને સદંતર નાબૂદ કરવા આ સભા દરેક જ્ઞાતિભાઈને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૯ :** આપણી પરિષદનું નામ, તેનો ઉદ્દેશ અને બંધારણ નીચે પ્રમાણે રાખવામાં આવ્યું છે તથા નીચે જણાવેલા ભાઈઓની કાર્યવાહકો તરીકે નિમણૂક કરવાનો આ પરિષદ ઠરાવ કરે છે.

**શ્રી કડવા પાટીદાર પરિષદ ઉદ્દેશ અને નિયમો**

આપણી કડવા પાટીદાર જ્ઞાતિ કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત, નિમાડ, માળવા વગેરે આ દેશના જુદા જુદા ભાગોમાં વસે છે અને તે દરેક વિભાગમાં જ્ઞાતિ સ્થિતિ સુધારવા સંસ્થાઓ કે મંડળો સ્થાપી લાંબા સમયથી પ્રયત્ન કરવામાં આવે છે. આવા દરેક મંડળો સમસ્ત જ્ઞાતિથી શ્રી કડવા પાટીદાર પરિષદ નામે જે મોટી સંસ્થા છે તેના આશ્રય નીચે રહી પોતપોતાની જરૂરીયાત મુખ્ય સંસ્થાને જાણ કરે છે અને પરિણામે જ્ઞાતિહિત સાધવાનો માર્ગ સરળ થાય છે. આ મુખ્ય સંસ્થાની સ્થાપના પછી દેશકાળને લઈ જ્ઞાતિમાં ઘર કરી બેઠેલા અધર્મયુક્ત રિવાજોનો ત્યાગ થતો આવે છે અને ઘણા કાળથી એકબીજાથી જુદા પડી ગયેલા પોતાના જ બંધુઓ સાથે ઐક્ય સાધવાનું મહત્ત્વનું કાર્ય સિદ્ધ થતું જાય છે. આ શુભ કાર્યમાં આપણા કચ્છ વિભાગે પણ કેટલેક અંશે ભાગ લીધો છે, પરંતુ સમસ્ત જ્ઞાતિથી આપણા વિભાગને અલગ પાડી દેનાર અધર્મયુક્ત પીરાણા સતપંથનો ત્યાગ કરવાનું જે મહાન કાર્ય આપણા વિભાગે કરવાનું છે તે ઉદ્દેશ અને કાર્ય ધ્યાનમાં લઈ શ્રી કચ્છ કડવા પાટીદાર પરિષદ નામે આ સંસ્થા સ્થાપવામાં આવી છે. જેનો ઉદ્દેશ અને નિયમો આ પ્રમાણે છે.

૧. આપણી સમસ્ત જ્ઞાતિથી આપણને અલગ પાડી દેનાર તેમજ હિંદુપણામાંથી આપણને ટાળી દેનાર પીરાણા સતપંથને જ્ઞાતિમાંથી સત્વર નાબૂદ કરવો અને કોઈપણ જોખમે અને ખર્ચે એ કાર્ય પ્રથમ હાથ ધરવું એ આ સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ છે.



૨. આપણને સમસ્ત જ્ઞાતિથી અલગ પાડી દેનારા અથવા જે સનાતન હિંદુ ધર્મશાસ્ત્રોથી વિરુદ્ધ હોય તેવા જ્ઞાતિ રિવાજો નાબૂદ કરી સમસ્ત જ્ઞાતિ સાથે તે સંબંધ વધારે સચવાય તેવા ઉપાયો યોજવા.

૩. જ્ઞાતિની આર્થિક સ્થિતિ સુધારવા અને ઐક્ય સાધવા માટે ખાસ જરૂરનું છે કે દરેક ભાઈએ પોતાના જ્ઞાતિબંધુને બનતી મદદ કરવી, તેમજ જ્ઞાતિમાં વિદ્યા વધારવી, ખેતીવાડી સુધારવી. વળી દેશની અન્ય જ્ઞાતિઓની હરીફાઈમાં આપણી કોમ પછાત રહી જાય નહીં તે માટે જે કંઈ કરવું યોગ્ય જણાય તે કરવું.

૪. ઉપદેશકો રોકીને, સભાઓ ભરીને ચોપાનિયાં કે પુસ્તકો પ્રસિદ્ધ કરીને જ્ઞાતિમાં જ્ઞાનનો ફેલાવો કરવો તેમજ સંસ્થાના ઉદ્દેશો બર લાવવા માટે જ્યારે જ્યારે જરૂર જણાય ત્યારે જ્ઞાતિબંધુઓની મદદ લઈને કિંવા રાજદરબારે અરજો કરીને પણ દાદ મેળવવાનું જ્ઞાતિહિતાર્થે કરશે અને સંસ્થાના કાર્ય માટે પગારદાર અથવા બિનપગારદાર માણસો રાખીને તેમજ યોગ્ય ખરચો કરીને પણ સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ બર લાવવામાં આવશે.

૫. સંસ્થાનું દરેક પ્રકારનું કામકાજ કચ્છ દેશના જ રહીશ હોય એવા કડવા પાટીદાર બંધુના હિતાર્થે જ થશે પરંતુ એવો પણ ઉદ્દેશ છે કે આ સંસ્થાની સ્થિતિ સુધરતી હોય તો જ્ઞાતિવિસ્તારમાં બીજા ભાગો તરફ પણ ધ્યાન આપવામાં આવશે. વળી કોઈ પણ પ્રયત્ને સમસ્ત જ્ઞાતિનાં આપણાં વિભાગનું પ્રતિનિધિત્વ સાચવી રાખવા આ સંસ્થા બનતા દરેક પ્રયત્નો ચાલુ રાખશે.

**નિયમો :**

૧. કોઈ પણ વિભાગના કડવા પાટીદાર બંધુ આ સંસ્થાના મેમ્બર થઈ શકશે અને સભા તરફથી નક્કી કરવામાં આવેલી ફી આપવાથી અને સંસ્થાના ઉદ્દેશ અને નિયમોનો અંગીકાર કર્યેથી મેમ્બર તરીકે દરેક હક તેને પ્રાપ્ત થશે.

૨. સંસ્થાની મુખ્ય ઓફિસ મુંબઈ ખાતે રહેશે. જરૂર જણાતાં બીજી જગ્યાએ પેટાઓફિસો ખોલવામાં આવશે.

૩. સંસ્થાનો ઉદ્દેશ બર લાવવા માટે બહુમતીનો ઉપયોગ થશે અને જે જે ભાઈઓ જે જે કાર્ય માટે યોગ્ય જણાશે તેની કમિટીઓ દ્વારા અથવા તો વ્યક્તિ પ્રત્યે નિમણૂક કરવામાં આવશે. સંસ્થાનો ઉદ્દેશ બર લાવવા અને તેનો વહીવટ કરવા સારું એક વ્યવસ્થાપક મંડળ નીમવામાં આવશે અને તે મંડળને સંસ્થાના ઉદ્દેશના અંગે ઉત્પન્ન થતું દરેક કાર્ય કરવાની સત્તા રહેશે અને તે માટે ખરચ પણ કરી શકશે.



૪. આ સંસ્થાની બેઠક દર વરસે ભરવામાં આવશે અને તે દરમિયાન વ્યવસ્થાપક મંડળની કોઈ ખાસ સભા બોલાવવાની જરૂર પડે તો તે બોલાવી

શકશે. સભા બોલાવવાની ખબર દરેક મેમ્બરને ઓછામાં ઓછા ૧૫ દિવસ અગાઉથી આપવામાં આવશે.

૫. વ્યવસ્થાપક મંડળ પોતાની સભા જ્યારે જ્યારે જરૂર જણાશે ત્યારે બોલાવી શકશે અને ઓછામાં ઓછા ૧/૩ જેટલા મેમ્બરો હાજર હશે તે વખતે સંસ્થાના ઉદ્દેશ વિરુદ્ધના જતા ન હોય તેવા જરૂર પડતા પેટાનિયમો ઘડવાની તે મંડળને સત્તા રહેશે.

૬. સંસ્થાનો ઉદ્દેશ બર લાવવા માટે સંસ્થાના નિભાવ અર્થે અથવા સભામાં પસાર થયેલા ઠરાવોના અમલ અર્થે જે કાર્ય કરવાનું પ્રાપ્ત થશે તે માટે કોઈ ખાસ ફંડ કરવામાં નહીં આવ્યું હોય, તો સંસ્થાના સામાન્ય ફંડના નાણામાંથી તે માટે ખરચ કરવામાં આવશે. સંસ્થાના નાણા અને હિસાબ તેમજ રજિસ્ટરો કે ચોપડા વગેરે રાખવાનો વહીવટ સંસ્થા અગર તેવી સત્તાવાળી કમિટી જે જે વખતે જેવા જેવા ઠરાવો કરશે તેને અનુસરીને રહેશે અને તે તપાસવાનો કોઈ પણ મેમ્બરને સંપૂર્ણ હક રહેશે.

૭. સભાનો સ્તુત્ય હેતુ બર લાવવા માટે જે કાંઈ વિઘ્નરૂપ જણાય તેનો યોગ્ય રીતે નિકાલ લાવવાની વ્યવસ્થાપક કમિટીને સંપૂર્ણ સત્તા રહેશે અથવા તે કમિટી તે કાર્ય માટે પદ્ધતિસર જેની નિમણૂક કરે, તેણે કરેલું કાર્ય સંસ્થા તરફથી કરેલું ગણાશે.

૮. દરેક સભામાં તથા કામકાજની એક નોંધ વ્યવસ્થાપક કમિટી તરફથી રાખવામાં આવશે. તે પ્રોસીડીંગ બુક ગણાશે. દરેક સભા પછી તે મોટી હોય કે વ્યવસ્થાપકોની હોય તેના કાર્યનો હેવાલ લખાઈ ગયા બાદ તે કાર્ય જેના અધ્યક્ષપણા નીચે થયું હોય તે તેના નીચે પોતાની સહી કરશે.

૯. કોઈ પણ મેમ્બર સંસ્થાના ઉદ્દેશ કે હેતુ અને નિયમોથી વિરુદ્ધ જવાપણું બને તેવો કોઈ પ્રકારનો હક અથવા વર્તન કરી શકશે નહીં.

૧૦. સંસ્થાએ પસાર કરેલા ઠરાવોનો અમલ કરાવવો અને કરવો એ દરેક ભાઈની ફરજ ગણાશે અને જે કાર્ય માટે જેની નિમણૂક કરવામાં આવી હોય તે બંધુ તેના કાર્ય માટે સંસ્થાને જવાબદાર રહેશે, પરંતુ જેની પદ્ધતિસર નિમણૂક નહિ થઈ હોય તેવા કોઈ મેમ્બરના કોઈ પ્રકારના કાર્ય માટે સંસ્થા જવાબદાર રહેશે નહીં.



૧૧. આ સંસ્થાનું કાર્ય જ્ઞાતિહિતનું કાર્ય છે એમ સમજીને જે જે વિભાગના ભાઈઓ આ સંસ્થાને જે જે પ્રકારે મદદ કરશે તે ઉપકાર સાથે સ્વીકારવામાં

આવશે. પરંતુ પરજ્ઞાતિના કોઈ પણ ગૃહસ્થ તરફની આર્થિક મદદ સ્વીકારવી કે નહીં તેનો વ્યવસ્થાપકો સમયને અનુસરીને નિર્ણય કરશે.



**સૂચના :**

દરેક ભાઈઓ આ સંસ્થાના નિયમો અને ઉદ્દેશને બરાબર જાણીને અને સમજીને મેમ્બર થયા છે એટલે સંસ્થાનો જ્ઞાતિહિત સાચવવાનો ઉદ્દેશ તેમની મદદ વડે જલદીથી બર આવશે એવી સંસ્થાને ખાત્રી રહે તેટલા માટે નીચેનું અંગીકરણ પત્ર ભરી આપી સંસ્થા તરફ મોકલી આપવું અને જ્ઞાતિહિતના કાર્યમાં જોડાવું એવી દરેક જ્ઞાતિબંધુઓને વિનંતી કરવામાં આવે છે.

વ્યવસ્થાપક મંડળના મેમ્બરોના નામ મે. પ્રમુખસાહેબ દેસાઈ, ચંદુલાલ મણીલાલ મિસ્ત્રી, નારાયણજી રામજીભાઈ ઘાટકોપર, ભાઈ રતનસી ખીમજી ઘાટકોપર, ભાઈ રતનશી શીવજી કરાંચી, વિશ્રામભાઈ દેવજી ઘાટકોપર, વાલજીભાઈ રામજીભાઈ ઘાટકોપર, વિશ્રામભાઈ પાંચા, ગાગાણી કરાંચી, ખીમજીભાઈ શીવજી કરાંચી, નાથાભાઈ શીવજી ઘાટકોપર, રતનશીભાઈ કરસન ઘાટકોપર, નાનજીભાઈ વિશ્રામભાઈ નેત્રા, (સિદ્ધાતપુર સિન્ધ).

**ઉપસંહાર :**

પ્રિય જ્ઞાતિભાઈઓ, દેશપ્રેમી બંધુઓ અને બહેનોને જણાવવાનું કે ઘાટકોપરમાં પરિષદ મેળવવાને અમો ઘણા દિવસથી પ્રયત્ન કરતા હતા, પરંતુ વખત અનુકૂળ નહોતો આવતો. જોકે અત્યારે પણ જેવો જોઈએ તેવો વખત અનુકૂળ નથી કારણ કે કામધંધાની તમામ માઠાર છે. પૈસાનો પણ પૂરેપૂરો અભાવ છે. છતાં ઘાટકોપરમાં જ્યાં સુધી પરિષદ ન ભરાય ત્યાં સુધી ઘાટકોપરવાસી ભાઈઓને ભારે શર્મ જેવું લાગતું હતું. પરંતુ તમો સહુ ભાઈઓના પ્રતાપે કુળદેવી ઉમિયામાતાની ઈચ્છાથી આજે અમે અમારું કર્તવ્ય બજાવવા ભાગ્યશાળી થયા છીએ. આજનો દિવસ અપૂર્વ આનંદનો છે. જ્ઞાતિહિતને માટે વિચાર કરવાને આ ગામમાં અમને જ્ઞાતિ પરિષદ મેળવવા પ્રથમ પ્રસંગ પ્રાપ્ત થયો છે. ઘાટકોપરવાસી ભાઈઓએ જ્ઞાતિનું હિત એ પોતાનું હિત માન્યું છે જેથી હું સભાને ખાતરી આપું છું કે જ્ઞાતિહિતનાં કાર્યમાં અમો પછાત રહીશું નહિ. જ્ઞાતિઉન્નતિનાં કાર્યોમાં અમારાથી બનતી કોશિશો કરી છે અને કરીશું. જ્ઞાતિના હિતાર્થે આ પરિષદમાં પણ સહુ ભાઈઓ તનમન અને ધનથી જ્ઞાતિસેવાનું અમૂલ્ય ફળ પ્રાપ્ત થાય એવાં જ્ઞાતિહિતનાં કાર્યો આ સભામાં હાથ ધરવામાં આવશે એવી મારી નમ્ર પ્રાર્થના છે.

સભામાં જે બહેનોએ પધારી અમને આભારી કર્યા છે તેઓને બે બોલ મારે કહેવાના છે, અને તે એ કે જ્ઞાતિહિતનાં કાર્યોમાં તમારી મદદની ખાસ જરૂર છે. એક હાથથી તાળી પડતી નથી. બે પૈડાં સિવાય ગાડી ચાલી શકે નહિ. ઘણા ભાઈઓની એ ફરીયાદ છે કે પીરાણા ધર્મને તજવામાં ઘરકલેશ થાય છે માટે તમારે તમારા સ્વામીની ઇચ્છાનુસાર ધર્મકાર્યમાં તમારી સંપૂર્ણ મદદ વિના તે ન થાય. અમો દયાપર ગામે ગયા હતા ત્યાં પુરુષવર્ગ કરતાં બહેનોનો ઉત્સાહ અમે વધુ જોયો અને એ ઉત્સાહના પરિણામે દયાપર ગામે આજે કણબી જ્ઞાતિનું નામ અમર કર્યું છે. રામકૃષ્ણાદિ અવતારો, મહારાજા પ્રતાપસિંહજી, શિવાજી, મહાત્મા ગાંધી, તિલક મહારાજ એવા એવા અનેક નરરત્નોને જન્મ આપનારી માતાઓ પણ તમારા જેવી જ હતી.

સીતા, દમયંતી અને સાવિત્રી જેવી સતીઓ પણ માતાના પેટે જ અવતરી હતી. આપણી જ જ્ઞાતિનાં સરોજિની નાયડુ (મદ્રાસ તરફ કણબી જ્ઞાતિને નાયડુની ઉપમા અપાય છે), એ પણ તમારી જ બેન છે. આગળના દાખલાઓ ન લેતાં આ એક દાખલો અત્યારનો જુઓ. ભારતની દેવકન્યા સમાન શ્રીમતી સરોજિની નાયડુ દેશના માટે શું શું કાર્ય કરી રહ્યાં છે, આફ્રિકાની ગોરી પ્રજાને હચમચાવી રહી છે. એ પણ આપણી જ્ઞાતિની જ બેન છે, તો તમે બીજું કાંઈ ન કરી શકો તોપણ આપણી જ્ઞાતિના હિતમાં પોતાના પતિને સહાનુભૂતિ આપ્યા સિવાય કેમ ચાલે ? તમો તો શક્તિનો અવતાર છો. તમો ધારો તે કરી શકો, માટે જ મારી નમ્ર વિનંતી ધ્યાનમાં લેશો અને જ્ઞાતિના ઉદયમાં તમારો પણ હિસ્સો હોવો જ જોઈએ જે ભૂલશો નહીં. છેવટે અન્ય જ્ઞાતિના ગૃહસ્થો, વિદ્વાનો, પંડિતોએ ભારી કૃપાદૃષ્ટિ કરી અમારી દુઃખી જ્ઞાતિની દાઝ હૃદયમાં ધરી અમારા દુઃખમાં ભાગ લેવા પધાર્યા છો તેનો ઉપકાર હું શી રીતે વાળું ? તમને તો મારા નમસ્કાર છે. નમ્રતાપૂર્વક વિનંતી કરું છું કે જેવી રીતે આજે આપ પધાર્યા છો, તેવી જ રીતે અમારી જ્ઞાતિનું કાર્ય ચાલે ત્યાં સુધી બાકીના બે દિવસોએ પધારીને તમારી વિદ્વતાની પ્રસાદી અમારા જ્ઞાતિભાઈઓને આપવા કૃપા કરશો, એટલું જ નહીં, પણ અમારી જ્ઞાતિ અજ્ઞાનના અંધકારમાં ગોથાં ખાય છે તેનો હાથ પકડી સત્યના સૂર્યનાં દર્શન કરાવવા તમારાથી બને તેટલું કરી અમને અમારી જ્ઞાતિ સુધારવામાં મદદ કરશો એ મારી પ્રાર્થના છે.



સભામાં પધારેલા દરેક ભાઈઓ તથા બહેનોએ મારું ભાષણ શાન્તિપૂર્વક સાંભળ્યું છે, એટલું જ નહિ પણ અમારા આમંત્રણને માન આપી આપે ખાસ

તસ્દી લઈ અમારા જ્ઞાતિહિતના કાર્યને દીપાવવા અમને અનુકૂળતા કરી અમારી ઉપર મોટો ઉપકાર કર્યો છે તેના માટે અમો તમારા હંમેશના ઋણી રહીશું. આટલું બોલી મારું ભાષણ પૂરું કરું છું અને પરિષદના કાર્યમાં જોડાવાને દરેક ભાઈઓ તેમજ બહેનોને વિનંતી કરું છું.

સ્વાગતકમિટીના પ્રમુખનું ભાષણ સમાપ્ત થયા પછી પરિષદના સેક્રેટરી ભાઈ નારાયણજી રામજીએ પરિષદના પ્રમુખમહાશય હવેથી પોતાનું ભાષણ શરૂ કરશે તે તમો એકચિત્તે સાંભળશો એવું જાણ કરતા સભાના સર્વ માણસોએ તાળીઓના ગડગડાટ સાથે ઊભા થઈ પરિષદના પ્રમુખમહાશયને માન આપ્યું હતું અને શેઠ ચંદુલાલ મણિલાલ દેસાઈએ પોતાનું વિદ્વતાભર્યું વ્યાખ્યાન શરૂ કરેલું તે નીચે મુજબ છે :

## પરિષદના પ્રમુખ શેઠ ચંદુલાલ મણિલાલ દેસાઈનું ભાષણ

પ્રિય જ્ઞાતિબંધુઓ, સદ્‌ગૃહસ્થો, માતા અને પૂજ્ય બહેનો, મોહમયી મુંબઈ નગરના એક અંગરૂપ ગણાતા ઘાટકોપરમાં શ્રી કચ્છ કડવા પાટીદાર પરિષદના ત્રીજા મહોત્સવના પ્રમુખપણાનું અપૂર્વ અને અનુપમ માન આ સેવકને આપવાની આપ સર્વે ભાઈઓએ કૃપા કરી છે તે માટે હું તમારો અત્યંત આભારી છું.

પ્રમુખપદની દરખાસ્ત મૂકનાર શ્રીયુત નારાયણજી રામજીભાઈએ મને ઉદ્દેશીને જે માનપ્રદ શબ્દો ઉચ્ચાર્યા છે, એટલું જ નહીં, પણ જે મહાન વિશેષણો વાપર્યા છે તે મારી મિથ્યાભિમાની વૃત્તિને ઉત્તેજિત કરનારાં છે, એટલું જ નહીં પણ એ સર્વ અતિશયોક્તિ ભરેલાં છે. મારા તરફના તેઓના સ્નેહના પક્ષપાતને લઈ મારાં જ વખાણ કર્યાં છે. તેના માટે તેમનો અને બીજા ભાઈઓએ જે પ્રમુખપદ માટે ટેકો આપ્યો છે તેઓ સર્વેનો ઉપકાર માનું છું.

ઈશ્વરકૃપાથી આપણી બહોળી જ્ઞાતિમાં તેવા અનેક નરરત્નો આપણી જ્ઞાતિમાં બિરાજે છે કે જેની આગળ હું અલ્પ સમાન છું. આ સભાની અંદર પણ અમારા વિદ્વાન, બુદ્ધિવાન, નીતિવાન, વિનયવાન, પરોપકારી, કાર્યકુશળ અને બીજા અનેક ઉત્તમ સદ્‌ગુણોથી ભરપૂર સમગ્ર જ્ઞાતિ સમૂહને શોભાવે તેઓમાંના કોઈ ભાઈની આ ઉચ્ચસ્થાને યોજના થઈ હોત તો વ્યવહાર દૃષ્ટિની યોગ્યતા વધારે જળવાત, અને કાર્યસિદ્ધિનો માર્ગ વધારે સરળ થાત.



પ્રિય જ્ઞાતિબંધુઓ, આવડી મોટી ગંજાવર સભાના પ્રમુખપણાની જુમ્મેદારી કંઈ નાનીસૂની નથી. મારા જેવા સાધારણ માણસના ગજા ઉપરનું કામ છે. છતાં આપ સર્વે મુરબ્બી ભાઈઓની આજ્ઞાને માન આપી એ ભાર ઉપાડવાનો સ્વીકાર

કરવાનું મેં સાહસ કર્યું છે, એ એવી ઉમેદથી કે, આપણી જ્ઞાતિની પરિષદના કાર્યવાહકો, વિદ્વાનો તથા અન્ય સર્વે ભાઈઓ, મારા દોષને તથા અપૂર્ણતાઓને સુધારી લઈ શુદ્ધ અંતઃકરણથી અને ભ્રાતૃભાવથી મારી સહાયતામાં રહેશે એવી આપને પ્રાર્થના કરું છું. સ્વજ્ઞાતિ પ્રત્યેનો સેવાભાવ તો મેં લાંબા સમયથી સ્વીકાર્યો છે અને આજના પ્રસંગથી એ બંધન અતિબળવાન બને છે. આપે સોંપેલું કાર્ય વિકટ છે, પણ મારી અલ્પ શક્તિ પ્રમાણે બનતી સેવા કરીશ.

## આપણો ઈતિહાસ શું દેખાડે છે ?

વ્હાલા ભાઈઓ અને બહેનો, દેશના જુદા જુદા ભાગોમાં તસ્દી લઈ અને સંકટો સહન કરી પૈસાનો ભોગ આપી આપણે અત્રે એકત્ર થયા છીએ એ ઉપરથી એ અનુમાનો થાય છે કે આપણે અત્રે એકઠા થવું ઘણું જરૂરી છે. કોઈ પણ કાર્ય જરૂરીયાત વગર કોઈ કરતું નથી. આ સભામંડપમાં આપણને હાજરી આપવાથી જે આનંદ થાય છે તે જાણે દૈવી આનંદ ન હોય એવું મને સમજાય છે, કોઈ દુઃખી માણસના દુઃખનું આપણા હાથે નિવારણ થતાં હૃદયમાં જે આનંદ થાય અને તેનું અતઃકરણ આપણા તરફ જે માયાભરી દૃષ્ટિથી ખેચાતું હોય તે ભાવથી આજે આપણાં અંતઃકરણો એકબીજા બંધુઓના દર્શનથી આનંદિત થાય છે. સ્વજ્ઞાતિના હિતમાં આપણું પણ હિત સમાયેલું છે, તેથી એ ઉદ્દેશ હંમેશાં યાદ કરીને જ્ઞાતિહિતના કાર્યોમાં પ્રવૃત્તિ કરવી જોઈએ. અહીંયાં આપણે એક જ ગામ કે પરગણાના હિત માટે મળ્યા નથી, પરંતુ આપણી જ્ઞાતિ કચ્છ-કાઠિયાવાડ, ગુજરાત, માળવા, નિમાડ જેવા દેશોમાં આપણે રહીએ છીએ છતાં એક જ કુટુંબનો આપણો આ પરિવાર છે તે કોઈ કાળે ભૂલવું જોઈતું નથી. ઘણો કાળ થઈ જવાથી દેશ ચાલ મુજબ આપણા પહેરવેશ અને બોલવામાં એકબીજાથી જુદાપણું લાગે છે, પરંતુ આપણા મુખ્ય રિવાજો ધર્મ, કુળ, અસલ સ્થળો જોતાં આપણે એક જ જ્ઞાતિના બંધુઓ છીએ એમ સમજવા સિવાય રહેતું નથી. તેના અનેક ઐતિહાસિક દાખલાઓ આજે પણ મોજુદ છે, આપણા વડીલોએ ગામો વસાવ્યાની તેમજ આપણી પ્રાચીન જાહોજલાલી ભરેલી સ્થિતિ જેને જાણવી હોય તેમણે આપણી જ્ઞાતિના નરરત્ન સ્વર્ગસ્થ કર્મવીર બંધુ ભાઈશ્રી પુરુષોત્તમદાસ લલ્લુભાઈએ રચેલા શ્રી "કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ" નામના પુસ્તકનો અભ્યાસ કરવો. કણબી ક્ષત્રિય ઉત્પતિ અને ઈતિહાસ નામનું પુસ્તક આપણી જ્ઞાતિના માટે "રામાયણ અને મહાભારત"ની ઉપયોગિતા જેવું છે, આપણી જ્ઞાતિનો સાચો ઈતિહાસ તેમાં સમાયેલો છે, માટે એ પુસ્તક જ્ઞાતિના દરેક ભાઈએ અવશ્ય વાંચવું

અને મનન કરવું જોઈએ. એ ઇતિહાસમાં આપણી કચ્છ તરફની કડવા પાટીદાર જ્ઞાતિનો પણ ઇતિહાસ છે અને એ ઐતિહાસિક દૃષ્ટિએ આપણો જ્ઞાતિસંબંધ જે જળવાઈ રહ્યો છે તે જાણી મને ભારે આનંદ થાય છે. સંવત ૧૫૮૦ ની સાલથી તે સંવત ૧૯૩૨ની સાલ સુધી ગુજરાતનાં જુદાં જુદાં ગામોમાંથી કચ્છ તરફ પાટીદારો ગયાનો ઉલ્લેખ કુરમી ક્ષત્રિય ઉત્પત્તિમાં છે અને એ વાત બરાબર બંધબેસતી આવે છે. કચ્છની રેતાળ અને ડુંગરાળી ભૂમિને નંદનવન સમાન બનાવનાર તમારા જ વડીલો છે અને જુદાં જુદાં ગામો વસાવી, આબાદ સ્થિતિમાં ત્યાં તમારી પટલાઈ હજુ ચાલુ છે. દેશકાળનાં પરિવર્તનથી અજ્ઞાનતામાં આપણી જ્ઞાતિમાં જે અધર્મયુક્ત રીતરિવાજોએ ઘર કર્યું છે, તેને નિર્મૂળ કરવા દેશના જુદાં જુદાં ભાગોમાં પ્રવૃત્તિઓ ચાલુ છે અને તે જ પ્રમાણે કચ્છમાં પણ જ્ઞાતિસુધારકોએ એ જ હિંમત ઉઠાવી છે; આ બધી અજ્ઞાનતાઓ આપણામાં જે આવી ગઈ છે તે કેળવણીના અભાવે.

## કોમની કેળવણી સંબંધી કંગાલ હાલત

ગુજરાત, કાઠિયાવાડ અને નિમાડ માળવામાં આપણી જ્ઞાતિ વસે છે. ત્યાં કેળવણીનું જે પ્રમાણ છે, તેથી કચ્છમાં આપણી જ્ઞાતિનું કેળવણી પ્રમાણ તદ્દન કંગાલ હાલતમાં છે. મને ભારે અજાયબી થાય છે કે હિંદુસ્તાન દેશ માંહે નાના મોટાં સાતસો રજવાડાં છે. કચ્છનું રાજ્ય એ મહારાજ્યની ગણત્રીમાં છે. કચ્છ રાજ્ય એ સ્વતંત્ર રાજ્ય છે. બ્રિટિશ સરકારની ઝાઝી દખલગીરી ત્યાં નથી. ચલણી નાણું રાજાના સિક્કામાં ચાલે છે, હથિયારોની ત્યાં તદ્દન છૂટ છે, ખેતીવાડી કરવાવાળા ભાઈઓની વીઘોટીનો ત્રાસ નથી, ઉત્પન્નમાંથી અમુક રાજ્ય ભાગ તરીકે અપાય છે, ઉપજ ન હોય તો કશું આપવાનું નથી. રાજ્યમાં નિમકવેરો બિલકુલ નથી, તે સિવાય કચ્છના મહારાવશ્રીએ અનાજનો એક પણ દાણો પરદેશમાં ન જાય તેનો સખ્ત બંદોબસ્ત કાયદાથી કરેલો છે, એટલે એ દેશની પ્રજાને દુકાળનાં વર્ષોમાં પણ મોંઘવારી નડતી નથી. આવાં બધાં સાધનો જે રાજ્યમાં હોય તે રાજ્યની પ્રજાની ઉન્નતિ કેમ ન સંભવે ? છતાં કચ્છમાં કેળવણીની ખામી ભારે દેખાય છે, અને એ કેળવણીના અભાવે આપણી કણબી જ્ઞાતિને જડવત્ બનાવી મૂકી છે, તે તેનું એક મુખ્ય કારણ છે.



## આગેવાનોના જુલ્મોની કથા

મેં કચ્છી પાટીદાર ભાઈઓની ઘણી મિટિંગોમાં ભાગ લીધો છે અને તે મિટિંગોમાં કચ્છી કણબી જ્ઞાતિના આગેવાનોના જુલ્મોની કથા અને પીરાણા

સતપંથની વાતો ઘણે ભાગે વધુ ચર્ચાય છે, એ મારા અનુભવમાં છે, તે સિવાય કચ્છ કડવા પાટીદાર પરિષદ પહેલી અને બીજીના રિપોર્ટો વાંચ્યા પછી મને અનેક પ્રકારના વિચારો થાય છે. આપણી કડવા પાટીદાર જ્ઞાતિ દેશના જુદા જુદા ભાગોમાં વિસ્તાર પામેલી છે અને ઠેક ઠેકાણે નાતજાતને લગતી તકરારો જ્ઞાતિના સમજુ પુરુષો મારફત પતાવવાનો રિવાજ ઘણો જ પ્રાચીન થઈ ગયો છે, તે જેટલો ઇષ્ટ છે, તેટલો જ હાલમાં તો ખાસ કરીને કચ્છ દેશમાં આગેવાનોના સ્વાર્થી અને અન્યાયી દોરનો ભોગ થઈ પડ્યો છે. કચ્છના આગેવાનોની જુલ્મી સત્તા અને અધમતાના ઇતિહાસો કહેવા બેસીએ તો કેટલાંયે પુસ્તકો લખાય, પરંતુ આપણું કર્તવ્ય અજ્ઞાન અને અધર્મી સ્વાર્થી માણસોની કાળી બાજુ ચીતરવામાં જ સમાયેલું નથી, પરંતુ તેઓને સુધારવા માટે જે જે ઉપાયો લેવા ઘટે તે લેવા દરેક બંધુઓને મારી તો સલાહ એ છે કે, તમારા માંહેના જ્ઞાતિસુધારક ભાઈએ આગેવાનોના જુલ્મની ફરિયાદ કોર્ટ મારફતે નહીં, પણ ખુદ મહારાજાની રૂબરૂ જણાવવી જોઈએ.

## કચ્છના રાવ પાસે ડેપ્યુટેશન મોકલવાની હિમાયત

કચ્છના મહારાવશ્રી પોતાની પ્રજાની પાયમાલી પ્રજાના હાથે કેમ થવા પામે તે માટે આ સંબંધે તમારામાંથી થોડા ભાઈઓનું ડેપ્યુટેશન મહારાજા હજૂર પાસે જવું જોઈએ અને ધીરજથી તમારી બધી વાતો તેમને યોગ્ય રીતે સમજાવવી જોઈએ. મારી પાકી ખાતરી છે કે, તેમને એટલે કચ્છના કડવા પાટીદાર જ્ઞાતિ, જ્ઞાતિના આગેવાનોથી ગુલામી દશા ભોગવે છે, તેથી જરૂર મુક્ત થઈ શકે. દરેક જ્ઞાતિમાં આગેવાનો હોય છે, તેમને પટલાઈનો મોહ પણ રહે છે, જ્ઞાતિભાઈઓ ઉપર જોરજુલમ પણ કરે છે, પરંતુ કચ્છના પટેલોને માફ નહીં. પૈસાના સ્વાર્થની ખાતર અમારા તરફના પટેલો આવો જુલમ કરે તો એક દિવસ પણ તેઓની પટલાઈ ચાલે નહીં.

## દરેક માણસે પોતાના પગ ઉપર ઊભા રહેતાં શીખવું જોઈએ

કચ્છની કણબી જ્ઞાતિના પટેલોના ઇતિહાસો વાંચી હૃદયમાં કંપારી છૂટે છે અને તેની સાથે સાથે કચ્છના કડવા પાટીદારોની ભીરુતા, નિર્માલ્યતા અને મુર્ખાઈપણાની પણ હદ આવી જાય છે. કરાંચીમાં મળેલી બીજી પરિષદના રિપોર્ટમાં જે અહેવાલ પ્રગટ થયો છે તે ઉપરથી તો એમ જ કહેવાય કે આ પ્રજા હજુ તદન અજ્ઞાન અને જડ જ છે. દરેક માણસે પોતાના પગ ઉપર ઊભા રહેતાં શીખવું જોઈએ. આત્મબળથી મનુષ્ય ધારે તે કરી શકવા સમર્થ થાય છે. તેના

દાખલામાં હું જણાવીશ કે ભાઈશ્રી નારાયણજી રામજીભાઈ તરફથી થોડા વખત પહેલાં એક "પ્રાસ્તાવિક નિબંધ" બહાર પાડેલ છે, તેમાં કેટલાંક કુટુંબોએ પીરાણા પંથ અને આગેવાનોના જુલ્મને ન ગણકારતાં પોતાની સ્વતંત્રતા સિદ્ધ કરી છે. તે જ પ્રમાણે દરેક માણસો જો વરતે તો આજે આપણા ઉપર કોઈ જુલ્મ કરી શકે તેમ નથી. તે સિવાય પીરાણાના પાખંડી મતના પંથે ચાલીને આજે કચ્છના પાટીદાર ભાઈઓની કેવી અધમ દશા થઈ ગઈ છે તે સર્વ કોઈના ધ્યાનમાં છે. પ્રાસ્તાવિક નિબંધમાં તેમજ સ્વાગત કમિટીના પ્રમુખના ભાષણમાં એ સંબંધે ઈશારો કરવામાં આવ્યો છે. આપણી ભાવના ભ્રષ્ટ કાં થઈ ?

સૈયદ ઇમામ શાહના પંથના માર્ગે ચઢવાથી આપણી ભાવનાઓ નષ્ટ ભ્રષ્ટ થઈ ગઈ. કેટલાક રીત-રિવાજોમાં પણ અધમતાએ પ્રવેશ કર્યો છે, જ્યાં કાચું સોનું પાકે એવા રસાળ ગુજરાત પ્રદેશનો ત્યાગ કરી કચ્છમાં આપણી જ્ઞાતિને જવાનું મૂળ કારણ પણ પીરાણા મતનો સ્વીકાર કરવાથી જ થયું છે. અધર્મયુક્ત અધમ પંથને વળગી રહેવાની લાલસા વધતી ગઈ, જેના પરિણામે જીવન ખારાં ઝેર જેવાં થઈ ગયાં. ધન ગયું, માન ગયું, વિદ્યા ગઈ, જેના લીધે બુદ્ધિ ગઈ અને સારું સમજવાની શક્તિનો પણ લોપ થઈ ગયો. આમ, અધર્મરૂપી ઝેરી ભાવનાઓ પેઢી દર પેઢી ઉતરતી આવી. અફસોસ બંધુઓ, એ સ્થિતિનું જેને ભાન થાય તે તો જરૂર પોતાના ભાઈઓની દયાજનક સ્થિતિ ઉપર આંસુ પાડ્યા સિવાય રહે જ નહીં, પરંતુ એ આંસુ અને હૃદયના ઊભરા કયા ધર્મથી પોસાતાં હૃદયોમાં આવે ? એ વાત કોણ સમજી શકે ? અરે સમજવા પણ કોને ? સમજવા માટેની વિચારશક્તિ અને બુદ્ધિ જોઈએ તે ક્યાંથી લાવવી ? તે શક્તિ બક્ષનારી વિદ્યાદેવી અને એને આપણે કેટલી પેઢીઓનું અંતર ! તે મહાદેવી સરસ્વતી આપણા ઉપર પ્રસન્ન કેમ થાય. આપણે તો -

### મરાઠી સાખી

ધર્મ કર્મને ધોઈ નાખ્યાં<br>
ગાડર સમ ઝુકાવી,<br>
ઉપરથી ઉપહાસ્ય કરાવી,<br>
ગાંઠનું ગરથ ગુમાવી આવી.<br>
રસમય થકી ભાવી ભૂસાયું<br>
શરમ જરી નાવી-આવી રસમ

## અધમ દશા માટે અફસોસ

કચ્છના કડવા પાટીદાર ભાઈઓની અધમ દશાના માટે અફસોસ પણ કેટલો કરીએ; આંખે પાટા બાંધી ઈમામશાહને ઇંદ્ર માની લીધો. અમરાપુર મહાલવાની અજ્ઞાન લાલસાએ પાંચ પાંડવ મળી ગૌવધ કીધાની અને સતી પાંચાળીને મસ્તક ચામડાં લીધાની વાત પણ સાચી માની લીધી. ફરમાનજી બીસમીલ્લાના કલમા પઢતાં પણ શરમાયા નહીં. દર્શોદના દોકડા ભરી ભરી તૂટી ગયા અને બેસ્ત મુકામે પહોંચ્યા પહેલાં તો પરદેશનાં ઝાડ જોવાં પડ્યાં. કરવત ખેંચવાની સ્થિતિ પ્રાપ્ત થઈ, બીજું શું થાય. જ્યારે સગાં, કુટુંબ, બહેન, ભાઈ, વગેરેનાં હિતનો વિચાર આવે નહીં અને અમરાપર પહોંચવાના ખોટા લોભ લોક લજ્જાનો ખ્યાલ પણ મટી જાય અને પાખંડી પીરાણા મતના ઉપદેશની ગોળીઓ જેમને ગળી લાગે તેમની સ્થિતિ બીજી કઈ રીતે વધારે સારી હોવાનું સંભવે; પરંતુ એ ધર્મને પોષવાના લાગાઓ ભરવા ઉપરાંત જગતની દૃષ્ટિએ હલકા દેખાવાનું અને નાક કપાવવાનું દુ:ખ જે ભાઈઓના કર્મે આવી પડે, તે પણ જ્યારે ફરજિયાત જેવું તેને થઈ પડવાનું દુ:ખ પ્રાપ્ત થાય તેની કઈ દશા ? પાટીદારનું જેનામાં પાણી હોય તે તો જરૂર પોતે-જાતે તેમાંથી છૂટવા અને બીજાઓને પણ છોડાવવા પ્રયત્ન કરે જ. તેમ કરવાનો એને જન્મસિદ્ધ હક પ્રાપ્ત થયેલો હોય છે. અને એ વાતનો કોઈનાથી ઈનકાર પણ થઈ શકે તેમ નથી, માટે સભામાં બેઠેલા તમામ ભાઈઓ અને બહેનોને મારી નમ્ર વિનંતી છે કે આપણી કડવા પાટીદાર જ્ઞાતિ તેમાં પણ કચ્છ વિભાગમાં, પીરાણા પંથનું જે પાખંડ આપણી જ્ઞાતિમાં ઘૂસી ગયું છે તેને સત્વર નાબૂદ કરવા પોતાથી બનતો પ્રયત્ન અવશ્ય કરવો. આજ દિવસ સુધી કચ્છના ભાઈઓએ જ આ પ્રવૃત્તિ ચાલુ રાખી છે, પરંતુ અમારા તરફથી પણ હવે તે સંબંધે યોગ્ય બંદોબસ્ત કરવાના ઉપાયો હું અમારા ગુજરાતી ભાઈઓને મળીને કરીશ. આ કાર્ય હિંદુ સમગ્ર જ્ઞાતિએ ઉપાડી લેવાની ખાસ જરૂર છે.

## ગુપ્ત પંથનો સડો

મને લાગે છે કે આપણે ઘણા જ મોડા જાગ્યા છીએ. અપવાદ રૂપે ગુજરાતમાં કેટલીક હિંદુ ગણાતી જ્ઞાતિઓમાં આ પંથ છૂપી રીતે માનવામાં આવે છે, અને તે પંથને ગુપ્ત પંથ પણ કહેવામાં આવે છે. તેથી જ આ ગુપ્ત પંથનો સડો આગળ વધ્યો છે. આ પંથના યોજકોએ હિંદુઓને વટલાવીને મુસલમાન કરવા માટે જ આ ગુપ્ત પંથની યોજના કરી છે તેની તો દરેક હિંદુ ભાઈઓએ સાચા

હૃદયથી તનતોડ મહેનત કરી એવા ગુપ્ત પાખંડી મતની હિંદુ સમાજમાંથી જડ કાઢી નાખવી જોઈએ. આ વિષયમાં મારે ખાસ કહેવાનું હતું અને તે મારાથી જેટલું કહેવાયું છે તે તમો સૌ ભાઈઓએ તેમજ બહેનોએ સાંભળ્યું છે. માટે તેનો સત્વર ઉપાય કરવા હું તમોને વિનંતી કરું છું.

## બાળલગ્નની નાશકારક રૂઢિ

તે સિવાય આપણી સમસ્ત કડવા પાટીદાર જ્ઞાતિમાં જે બાળલગ્ન કરવાથી આપણી અધોગતિ થઈ રહી છે તે તમો સર્વ ભાઈઓ જાણો છો. અમારા તરફ ગુજરાતમાં પણ વરકન્યાની લાયકાત જોઈ યોગ્ય ઉંમરે લગ્ન કરવાની પ્રથા શરૂ થઈ ગઈ છે અને લગ્નો થયાં છે એક જ તિથિએ. લગ્ન કરવાની પ્રથા કેવા સંયોગોમાં આપણામાં પેસી ગઈ છે તે સંબંધે ઘણા મતમતાંતરો છે, પરંતુ તે ગમે તે કારણે આ રૂઢિ આપણામાં પ્રચલિત છે, પરંતુ હવે એ જૂના વહેમોને સુધારક ભાઈઓ મચક આપતા નથી. મારા સાંભળવા પ્રમાણે કચ્છમાં પણ આપણી જ્ઞાતિમાં બાળલગ્નો અને એક જ તિથિએ લગ્ન થાય છે અને એ બાળલગ્નની નાશકારક રૂઢિએ આપણી જે પાયમાલી કરી છે તે તમો સર્વ ભાઈઓના ખ્યાલમાં છે. મને જાણીને ભારે આનંદ થાય છે કે, કચ્છમાં પણ ઘણા ભાઈઓ પોતાના છોકરાઓને એક જ તિથિ અને લગ્ને પરણાવતા. અનુકૂળ તિથિઓએ અને યોગ્ય ઉંમરે લગ્ન કરવાની વાતો બહાર આવી છે. તમારા માંહેલા ભાઈશ્રી નાયાભાઈ ગામ વીરાણીવાળા પોતાની દીકરીનાં પંદર વર્ષની બેન દેવકુંવરનાં લગ્ન ચાલુ વૈશાખ માસમાં કરવાના છે, આ શુભ વરસોથી જૂની અને હાનિકારક રૂઢિ અશુભ રૂઢિઓનો જલદી અંત આવશે એ ચોક્કસ છે. બાળલગ્નના સંબંધમાં દરેક સારી પ્રવૃત્તિ ચાલી રહી છે, જેથી એ ચોક્કસ છે કે આપણી જ્ઞાતિને ભારે કલંકરૂપ તેમજ હાનિકારક આ રૂઢિ હવે નાશ પામવાની. બાળલગ્નના પરિણામે કજોડાંનો સંબંધ સંસારને ઝેરરૂપ બનાવે અને તેના પરિણામે છૂટાછેડા એટલે છૂટકો કરવાનો રિવાજ આપણામાં પડી ગયો છે, તે જો બાળલગ્ન અટકાવે અને યોગ્ય ઉંમરનાં બાળકોની લાયકાત જોઈ સંબંધો કરવાની આપણે કાળજી રાખીશું તો છૂટાછેડા જેવા નામોશીભર્યા રિવાજનો અંત જ આવેલો પડ્યો છે. કન્યા વિક્રય આપણી જ્ઞાતિમાં અપવાદરૂપ કોઈક જગ્યાએ હશે. કચ્છમાં કન્યાવિક્રય થાય છે. ગુજરાતમાં પણ અપવાદરૂપે થતો હશે, કાઠિયાવાડમાં કન્યાવિક્રય વધારે પ્રમાણમાં થાય છે, એ ભારે નીચું જોવડાવવાની આપણી જ્ઞાતિના શિરે કલંક છે, ગમે તે વિભાગમાં એ અધમ રિવાજ ચાલુ હોય તો પણ કલંક તો આપણને લાગે માટે તેનો તાત્કાલિક ઉપાય કરવો જ જોઈએ.

## કન્યાવિક્રય કરવો એ ક્રૂરતાનું કામ છે

કન્યાવિક્રય જેવું બીજું કોઈ પાપ નથી. પોતાના શરીર અને લોહીમાંથી ઉત્પન્ન થયેલી કન્યાને વેચનારો પિતા સર્વ પાપીઓમાં પાપી છે. બંધુઓ, કન્યા અને ગાય જ્યાં દોરો ત્યાં જાય એ કહેવત પ્રમાણે બીચારી બાળક અજ્ઞાન અને વડીલોની આજ્ઞાને માથે ચડાવનારી કન્યા જ્યારે તેના પેદા કરનાર પિતાના સ્વાર્થનો ભોગ થઈ પડે, ત્યારે પછી જણીને તરત પોતાનાં બચ્ચાંને ખાઈ જનારી નાગણમાં અને એવાં માતાપિતામાં શો તફાવત રહ્યો ? દરેક મનુષ્યનો એ ધર્મ છે કે પોતાનાં બચ્ચાંઓને પાળી-પોષી યોગ્ય ઠેકાણે ઘરસંસાર ચલાવવાને શક્તિમાન બનાવવાં એવો જે ઉત્તમ ધર્મ માતાપિતાનો કહેવાય તે ધર્મ તજીને પોતાના ઉદરથી ઉત્પન્ન થયેલી કન્યાનો વિનાશ કરવા લાગે. પિતા અને માતા જ જ્યારે કસાઈ બનીને કન્યાના ગળામાં પાસો નાખે, રક્ષક જ્યારે ભક્ષક થાય અને વાડ જ્યારે વેલાને ખાય ત્યારે તેમને આધારે રહેલા બીચારાં ગરીબ બચ્ચાંઓનું શું થાય ? ખરેખર કળીયુગમાં અને તે પણ હિંદુસમાજમાં આ કેવા પ્રકારનું ઘોર કર્મ કહેવાય. પ્રભુ સર્વને સદ્‌બુદ્ધિ આપે અને હિંદુ જનસમાજ આવાં નીચ કર્તવ્યો કરતાં અટકે એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

પ્રિય જ્ઞાતિભાઈઓ, આપણી જ્ઞાતિમાં જ્ઞાતિની અધોગતિ કરનારી અનેક રૂઢિઓ અને રિવાજો છે. તેમાં પણ આપણી જ્ઞાતિની આર્થિક સ્થિતિને ગંભીર નુકસાન પહોંચાડનાર તો મરણ પાછળના અશાસ્ત્રોક્ત જમણો જ છે, જોકે આ રિવાજ બધી જ્ઞાતિઓમાં છે, છતાં પણ આપણી જ્ઞાતિએ આ રિવાજને ઘણું જ વધુપડતું માન આપવાથી આપણી આર્થિક સ્થિતિની ભયંકર હાલત થઈ ગઈ છે.

## મરણ પાછળના જમણવારો

બંધુઓ, આપણો ભાઈ, બાપ કે આપણને જન્મ આપનારી માતા ગુજરી જાય કે જેના મોઢાનું દર્શન આપણે ફરીથી કરવા પામતા નથી, તેમજ આપણા ઘરસંસારનો બોજો ઉપાડનારી આપણી ગૃહિણી કિંવા ધર્મપત્ની આપણને છોડી જાએ, અગર હંમેશના માટે પત્નીનો ત્યાગ કરી તેને એકલી નિરાધાર દુઃખદાયક સ્થિતિમાં છોડી તેનો પતિ સ્વર્ગે સીધાવે—એ પ્રસંગને આપણે કયા પ્રકારનો ગણી શકીએ ? એવા પ્રસંગે ઘઉં, ઘી અને સાકરના પદાર્થો વડે બનાવેલાં મિષ્ટાન્ન-ભોજનો જમાય ખરાં ? આ કૃત્ય તદન અધર્મયુક્ત અને માણસ જેવા પ્રાણીને માટે તો લાયક નથી જ. એટલા માટે આપ તેને તીલાંજલિ આપી તેવાં જમણો નહીં કરવા અને ખાવા પ્રતિજ્ઞા કરશો તો આપણે ઉઠાવેલો પરિશ્રમ કાંઈક સાર્થક

થયો ગણાશે. અમારી તરફ છેલ્લાં પંદર વર્ષથી અમે આ પ્રકારનાં પ્રેતભોજનો જ્ઞાતિમાંથી અટકાવવા પ્રયત્ન કરીએ છીએ, તમારા પૈકીના કેટલાંક 'માધાના પિતાનું પ્રેતભોજન' નામે આખ્યાન અમારા વિદ્વાન બંધુ દેસાઈ અમરસિંહજી કરતા હતા તે તમોએ સાંભળ્યું હશે. અમારા તરફ ગુજરાતમાં આખ્યાનની સારી અસર થઈ છે. આપણાં હિંદુશાસ્ત્રોમાં મરનારની પાછળ શ્રાદ્ધ ક્રિયા તેમજ પુન્યદાન કરવાનો વિધિ કહ્યો છે અને તે જ પ્રમાણે દશા, એકાદશા શ્રાદ્ધાદિક ક્રિયાઓ તો અવશ્ય કરવી જ જોઈએ, પરંતુ મરણ નિમિત્તે જમણો કરવાનું ક્યાંય લખ્યું નથી, પરંતુ ચડસાચડસીમાં કુટુંબ, નાત અને ગામનાં ગામો જમાડવાની જે દેખાદેખી પ્રથા વધતી ગઈ, જેના પરિણામે ગામ, ગરાસ અને ખેતીવાડી, રાચરચીલાં વેચીને પણ એ અવસર ફરજિયાત કરવાના લીધે આપણી હાલત ખરાબ થઈ ગઈ છે. કચ્છમાં તેમજ ગુજરાતમાં અને બીજા દેશોમાં આ હાનિકારક રિવાજે આપણી આર્થિક સ્થિતિનું ભારે નખોદ વાળ્યું છે. તમો બધા બારીકાઈથી બિચાર કરશો તો તમને સ્પષ્ટ જણાશે કે આપણે દેશ છોડી પરદેશ આવ્યા છીએ તેનું મૂળ કારણ પ્રેતભોજનનો પ્રતાપ છે. આપણા વડીલોએ મરણ પાછળ એવાં ભારી કારજો કરવાથી ગરીબી હાલતમાં આવી ગયેલા અને તે ગરીબી આપણને વારસામાં મળતી રહી છે તેનું આ પરિણામ છે.

## કુધારાને લીધે થયેલી પાયમાલી

તમારામાંના ઘણા ભાઈઓએ મરણ પાછળ આવા અઘટિત ખર્ચા ન કરવાના અને તેમાં ભાગ ન લેવાના સોગન લીધા છે તેમ તમો બધા વિચારીને કરશો તો આપણી જ્ઞાતિની આર્થિક સ્થિતિ સુધરવામાં જરા પણ વાર લાગશે નહિ. આટલું જણાવ્યા પછી મારે તમને એક અગત્યની વાત કહેવાની છે. તે એ છે કે, આપણામાં આટલા બધા ઉધારા પેસી ગયા અને તે આપણી પાયમાલી કરી રહ્યા છે, છતાં આપણે જે સમજી શકતાં નથી અથવા સમજીએ છીએ છતાં તે તરફ ધ્યાન આપતા નથી તેનું મુખ્ય કારણ આપણામાં કેળવણીની ઘણી જ ખામી છે. કેળવણી એનો અર્થ નિશાળમાં ભણ્યા એટલે કેળવણી લીધી એવી આપણી માન્યતા હોય તો તેમાં ભૂલ થાય છે. હું તેની વ્યાખ્યા કંઈક બીજી જ ઢબે કહેવા માંગુ છું. કેળવણી એટલે આ લોક અને પરલોક બંનેને સુખરૂપ કરવા માટે જે જ્ઞાન મદદગાર થઈ પડે તે જ સાચી કેળવણી અને તે જ સુવિધા મનાય, ત્યારે જ આપણે ચારે પુરુષાર્થને પ્રાપ્ત કરી શકીએ. હવે ગમે તે જાતની ને ગમે તેવી કેળવણી પ્રાપ્ત કરવા માટે આપણે પ્રથમ તો ભાષાજ્ઞાનની જરૂર

છે, ને તે સંપાદન કરવા નિશાળમાં ભણવું જોઈએ. નિશાળથી ભણી ઉઠ્યા પછી વ્યાવહારિક કેળવણીની ખાસ જરૂર છે. સારી રીતે ભણેલા જો કે બી.એ. કે એમ.એ. હોય પરંતુ વ્યાવહારિક કેળવણીના આધારે તેને કેટલાક લોકો વેદીઓ છે એમ કહેવામાં આવે છે, ભણીગણીને વેદિયાનું અપમાન, ડિગ્રી ન મળે તેના માટે જનસમાજ વહીવટથી વાકેફ થવું જોઈએ.

સ્ત્રી અને પુરુષોએ પોતપોતાનો ધર્મ સમજી ઘરસંસાર ચલાવવો જોઈએ. પુરુષોએ પોતાની ધર્મપત્ની પ્રત્યે ક્રિપાળુ બનવું જોઈએ અને સ્ત્રીએ પતિ પ્રત્યે પૂજ્ય ભાવ અને પરમેશ્વરની માની વર્તતાં શીખવું જોઈએ. આ કેળવણી બાળવયમાંથી જ પુત્ર-પુત્રીઓને માતાપિતાએ ઘરમાં જ આપવી જોઈએ. તે રીતની ગૃહકેળવણી જેના પર બીજા અને જનસ્વભાવનો આધાર બાંધવાનો હોય તેનો તો આજકાલ આપણામાંથી તદ્દન લોપ થઈ ગયો છે. આવી વ્યાવહારિક કેળવણીની ખામીથી આપણા કુટુંબમાં સગાંસંબંધીઓમાં કુસંપનાં વૃક્ષો ઊભાં કરે છે, માટે એ ગૃહકેળવણી પર ખાસ ધ્યાન આપે, તો તમો સર્વ ભાઈઓને હું વિનંતી કરું છું કે, વ્યાવહારિક, માનસિક, શારીરિક અને ધાર્મિક કેળવણીની દરેક મનુષ્ય માત્રને જાણવાની ખાસ જરૂર છે. કેળવણીના અભાવે આપણે બાળલગ્ન કરીએ છીએ. બાળલગ્નના પ્રતાપે જ કજોડાં થાય છે તેથી જ છૂટાછેડા કરવાનો આપણામાં રિવાજ પડી ગયો છે. જ્યાં છૂટાછેડા કરવાનો રિવાજ હોય ત્યાં કન્યાવિક્રય સંભવે જ. કેળવણીના અભાવે ગજા ઉપરાંત મરણ પાછળનાં કારજો કરી આપણે આર્થિક સ્થિતિની પાયમાલી કરી રહ્યા છીએ. વધુ શું કહું ? કેળવણીની ખામીને લઈ આપણી ક્ષત્રિય ગણાતી જ્ઞાતિના ભાઈઓ ઈમામશાહ સૈયદનો બતાવેલો પીરાણા સતપંથ તદ્દન અર્ધદગ્ધ મુસલમાની તે પંથને સ્વધર્મ સમજી માનવા લાગ્યા એ શું બતાવે છે ? આપણી મૂર્ખતાનો અદ્‌ભુત નમૂનો - સાર્થક કેળવણીની મોટી ખામી. દેવોને પણ દુર્લભ એવો આર્યાનો ઉત્તમ આ હિંદુસ્તાન છે, તેમાં બાવીસ કરોડ હિંદુઓ વસે છે, હિંદુ જ્ઞાતિની પવિત્રતા માટે મોટાં સડસઠ સ્થળો પવિત્ર થઈને પરમાત્માના સ્વરૂપમાં લીન થવાના જ્ઞાનમાર્ગના માટે ચાર વેદશાસ્ત્ર, અઢાર પુરાણ, શ્રુતિ-સ્મૃતિઓ તદ્‌ઉપરાંત ઉપવાસ કરવા માટે તેત્રીસ કોટી દેવતાઓ, ભગવાનના અનેક અવતારી સ્વરૂપો, શક્તિ, દેવી, ઈત્યાદિમાં જેને હિંદુધર્મ ન સમાયો અને સૈયદ ઈમામશાહે બતાવેલા પીરાણા સતપંથના મુસલમાની કબ્રસ્તાની પંથને હિંદુધર્મ સમજી માનનારા અજ્ઞાન હિંદુ ભાઈઓની અજ્ઞાનતા એ સિદ્ધ કરે છે કે તેઓમાં ધાર્મિક કેળવણીની ભારે ખામી છે. કેળવણીનો વિષય એ મહાન વિષય છે. એના ઉપર જેટલું બોલીએ એટલું થોડું છે; સભામાં એ બધી વાતો ચર્ચાશે.

## પીરાણા પંથનું કલંક



હું મારા કચ્છી પાટીદાર બંધુઓમાંના કેટલાક ભાઈઓના સમાગમમાં ઘણી વખત આવ્યો છું, તેઓની નિખાલસતા અને ભાતૃભાવના માટે મને ઘણું માન છે. વ્યાવહારિક તેમજ ધાર્મિક કેળવણીવાળા ઘણા ભાઈઓ મારા સમાગમમાં આવ્યા છે, તેવા ભાઈઓની અંતિમ ઇચ્છા ધાર્મિક કેળવણીનો ફેલાવો કરી અજ્ઞાન ભાઈઓને સમજાવી, પીરાણા પંથનું કલંક જ્ઞાતિના ભાઈઓ ઉપરથી દૂર કરવા તનતોડ મહેનત કરી રહ્યા છે. આ પરિષદ મેળવવાનો મુખ્ય આશય પણ તે જ છે, એવા ભાઈઓને પરમકૃપાળુ પરમાત્મા જરૂર વિજય આપશે જ એવી મને સંપૂર્ણ શ્રદ્ધા છે.

પ્રિય બંધુઓ, મારે જે કહેવાનું હતું તે મેં મારી સમજ પ્રમાણે આપને કહ્યું છે. લાખો ઉપકાર માની છેવટના બે શબ્દો લખવા ચાહું છું.

## છેવટના બે બોલ

આ નાશવાન શરીરનો કઈ ઘડીએ નાશ થશે તે કાંઈ કહી શકાતું નથી, તોપણ અનેક પ્રકારની સંસારની જે ઉપાધિઓમાં આપણે રચ્યાપચ્યા રહ્યા છીએ છતાં એ બધાનો ત્યાગ કરી આ શરીરને એક દિવસ જવાનું છે, સાથે કાંઈ પણ આવવાનું નથી. માત્ર આપણા હાથે કરેલા સારાં કામ, ધારણ કરેલો ધર્મ, પ્રાપ્ત કરેલું પુણ્ય આપણું સાથી થાય છે. આવા નાશવંત સંસારમાં પરમ કલ્યાણકારી ધર્મ અને યશને સીધી કરનારી જ્ઞાતિસેવાને આપ બંધુઓ ભૂલ્યા નથી, ભવિષ્યમાં કદી પણ ભૂલશો નહિ એવી મારી પ્રાર્થના છે. તમે જે પ્રવૃત્તિ જ્ઞાતિસેવાના માટે ચલાવી રહ્યા છો તેને ચાલુ જ રાખશો. જેણે જન્મીને પોતાના કુટુંબ કે જ્ઞાતિનું ભલું નથી કર્યું તેની જિંદગીમાં અને પશુઓની જિંદગીમાં કાંઈ ફેર નથી. પોતાનાં જ્ઞાતિભાઈઓનાં દુઃખ જોઈને જેને હૃદયમાં બળતરા થતી નથી, આંખમાં આંસુ અને અંતરમાં જેને ખેદ નથી થતો એવા લાગણી શૂન્ય હૃદયમાં અને પથ્થરમાં કંઈ ફરક નથી. માટે મારા પ્રિય જ્ઞાતિબંધુઓ, મારી તમને એ જ ભલામણ છે કે જે પુરુષાર્થ તમે અત્યારે કરી રહ્યા છો તે જ પ્રમાણે ચાલુ રાખશો તો થોડા  વખતમાં આપણી જ્ઞાતિનો ઉદય અવશ્ય થશે જ એવી મને સંપૂર્ણ શ્રદ્ધા છે. આટલું કહી હું મારું બોલવું પૂરું કરું છું અને તમોએ મારું કહેવું શ્રદ્ધાપૂર્વક સાંભળ્યું છે એના માટે મને ભારે આનંદ થાય છે.

એટલું જ નહિ પણ તમોએ જે મને અનુપમ ભારે માન આપ્યું છે તેના માટે ફરી વાર હું આપ સઘળાં ભાઈઓ તેમજ બહેનોનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

**શાન્તિઃ શાન્તિઃ**

અમારા જ્ઞાતિબંધુઓ આ ભાષણો દ્વારા જાણી શકશો કે આપણી જ્ઞાતિને ઉન્નત કરવાને આપણા બંધુઓ કેટલો શ્રમ અને મહેનત વેઠી રહ્યા છે, તો આપણી પણ ફરજ છે કે તેઓના આ શુભકાર્યમાં સહાય કરવા તન, મન અને ધનથી બહાર પડવું આવશ્યક છે.

તંત્રી

"પાટીદાર ઉદય"

કરાંચી

# પ્રકરણ-૯

# શ્રી કડવા પાટીદાર પરિષદનો દશમો મહોત્સવ; કડી

## તા. ૧૩, ૧૪ ડિસેમ્બર - ઈ.સ. ૧૯૨૪

### પ્રમુખસ્થાનેથી ચંદુલાલ મણીલાલ દેશાઈએ આપેલું ભાષણ.

પરમ પૂજ્ય જ્ઞાતિબંધુઓ, અન્ય જ્ઞાતિના સદ્‌ગૃહસ્થો, માતાઓ અને બહેનો,

કડવા પાટીદાર જ્ઞાતિની પ્રતિનિધિરૂપ શ્રી કડવા પાટીદાર પરિષદના દશમાં મહોત્સવના પ્રમુખનું જે ગંભીર અને જોખમદારી ભરેલું કાર્ય કરવાનું આપ સર્વ ભાઈઓએ મળીને મને સોંપ્યું છે એ આપની મોટાઈ છે અને મારા પ્રત્યેના આપના સદ્‌ભાવનું કારણ છે.

પરિષદના કાર્યની જવાબદારી જાળવી આ સેવાકાર્યને મારા જેવા સાધારણ મનુષ્યથી યથોચિત ન્યાય આપી શકાશે કે કેમ, તેના માટે મને શંકા છે. પરિષદના પ્રમુખ તરીકે આવનાર માણસને અપૂર્વ અને અનુપમ માન મળે છે એમ માનવાને તેને અનેક કારણ છે, પણ ખરી રીતે એ માન કેટલું મોઘું છે એ તો તેની જવાબદારી સમજે તે જ જાણે. મને પણ તમો સર્વ ભાઈઓએ જે અપૂર્વ અને અનુપમ માન આપ્યું છે તેના માટે હું આપ સર્વ ભાઈઓનો ઉપકાર માનું છું, છતાં પણ એ જવાબદારીને ભૂલી શકતો નથી. સહાનુભૂતિ માગતાં સાગ્રહ મારે કહેવું પડે છે કે, એવા માનને લાયક હું તો નથી છતાં જે સ્નેહત્રધાને મમતાથી પ્રમુખ તરીકે તમોએ મને પસંદ કરેલ છે તે પદની સાર્થકતા કરવામાં આપ સર્વ ભાઈ મને બનતી મદદ કરશો તો જ હું કંઈક જ્ઞાતિ સેવા કરી શકીશ. આપ સર્વ ભાઈઓનાં એકસંપ તથા કાર્યકુશળતા ઉપર જ આ પરિષદની ફત્તેહનો આધાર છે, બાકી હું તો સાધારણ મનુષ્ય છું.



ઈશ્વર કૃપાથી આપની બહોળી જ્ઞાતિમાં મારાં કરતાં વિશેષ વિદ્વાન, બુદ્ધિવાન, ઉદાર, પરોપકારી અને નરરત્નો બીરાજે છે, જેઓની આગળ હું સામાન્ય મનુષ્ય છું. એટલું જ નહિ, પણ આ સભાની અંદર પણ મારા કરતાં ઘણા

વિદ્વાન, બુદ્ધિવાન, કાર્યકુશળ અને બીજા અનેક સદ્‌ગુણોથી ભરપૂર, સમયે જ્ઞાતિને શોભાવે તેઓમાંના કોઈપણ ભાઈની આ ઉચ્ચ સ્થાને પસંદગી થઈ હોત તો આ મહોત્સવની કાર્યસિદ્ધિનો માર્ગ વધારે સફળ થાત એવી મારી નમ્ર માન્યતા છે.

પ્રિય જ્ઞાતિબંધુઓ અને બહેનો, આ સ્થળે મારે કેવી રીતે પ્રમુખપદ સ્વીકારવું પડ્યું છે તેનો પણ કંઈક પ્રાસંગિક ઉલ્લેખ કરીશ તો તે અસ્થાને નહિ ગણાય. આપના કડવા વિજય કાર્યાલય તરફથી પરિષદ ભરવાની હિલચાલ કડી મુકામે બે માસ અગાઉ થયેલી. નવમો મહોત્સવ સને ૧૯૧૯ ના ડિસેમ્બર માસમાં મોખાસણ મુકામે ઉજવાયો, જેને આજે પાંચ વર્ષ પૂરાં થાય છે. તે દરમિયાન કોઈએ આ કાર્ય હાથ ધર્યું નહિ. પરિષદના કાર્યવાહકોની સભા કે મિટિંગ કોઈએ બોલાવી છે કે નહિ તે મારા ખ્યાલમાં નથી. આવી સ્થિતિમાં જ્ઞાતિસંસ્થાનું કાર્ય ખોરંભે પડ્યું હતું. હું માનું છું કે આ કાર્ય કંઈ નાનુંસૂનું નથી. કેટલાક કાર્યવાહકો કે જેઓ આ સંસ્થાના સ્થંભરૂપ હતા તેની પણ આપણને ખોટ પડી ગઈ છે. આવા કારણને લઈને આજે પાંચ વર્ષના લાંબા સમય પછી પરિષદ મળે છે તે પણ પરિષદના કાર્યવાહકો તરફથી નહિ, પણ કડી કડવા પાટીદાર વિદ્યાર્થી આશ્રમના કાર્યવાહકો તરફથી. આ પરિષદના પ્રમુખ થવા માટે મને સૂચના કરવામાં આવી ત્યારે મેં પરિષદના પ્રમુખ થવાની ચોખ્ખી ના પાડી હતી. જ્ઞાતિ શુભેચ્છક ભાઈશ્રી ચતુરભાઈ રાધાભાઈ અમીન મને મુંબઈ મળવા આવેલા ત્યારે પણ મેં ના પાડેલી અને તે એવા હિસાબે કે જવાબદારી લેવી એ મારા ગજા ઉપરનું કામ સમજું છું. બીજું મને એમ પણ લાગેલું કે પરિષદના કાર્યવાહકો અને સેક્રેટરી તરફથી જ્યારે પરિષદ બોલાવવામાં નથી આવી, ત્યારે એવી પરિષદના પ્રમુખની જવાબદારી શી રીતે લેવાય ? એક તરફથી જ્ઞાતિની મુખ્ય સંસ્થા ખોરંભે પડી છે. કોઈ કંઈ કરતું નથી એ ચિન્તા પણ મનમાં થયા કરતી હતી. મારા કેટલાક સંબંધીઓ તથા સ્નેહીઓ તરફથી મને કહેવામાં આવ્યું કે એક પ્રમુખના અભાવે જ્ઞાતિ સુધારાની સંસ્થા પડી ભાગતી હોય તો એ કલંક કંઈ જેવું તેવું નથી, જેથી મારે તે કાર્ય કરવું જોઈએ. આમ, મારા સ્નેહીઓના આગ્રહથી આ પદ સ્વીકારવાની મને ફરજ પડી છે. છેવટ સુધી આ જોખમભર્યા કાર્યની જવાબદારી મારાથી પાર કેમ ઉતરશે એ વિચારમાં મેં આપને ના લખેલી અને આપની  પ્રેમભર્યા આવકારને સ્વીકારવામાં હું સંકોચાતો હતો. છેવટે આપના આગ્રહને માન આપી, આ જવાબદારી સ્વીકારી છે. જ્ઞાતિ રિવાજના કાર્યને મારી ફરજ સમજી હું અત્રે તમો બંધુઓ તેમજ બહેનોની સમક્ષ હાજર થયો છું. મને એવો

સંપૂર્ણ વિશ્વાસ છે કે આપે જે મને મહત્ત્વનું કાર્ય સોંપ્યું છે એ કાર્ય સારી રીતે પાર ઉતારવાને હું આપ સર્વની સંપૂર્ણ સહાય મેળવી શકીશ. એક હાથથી કદી તાળી પડતી નથી તેથી 'ઝાઝા હાથ રળિયામણા' એ કહેવતને અનુસરી આપ સર્વની મદદથી આપણી જ્ઞાતિહિતનું કાર્ય પાર ઉતારવામાં ફતેહમંદ થઈએ એવી પ્રેમપૂર્વક પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

પ્રિય જ્ઞાતિબંધુઓ અને બહેનો, આપણી જ્ઞાતિઉન્નતિનો વિચાર કરીએ, તે વખતે મારા મન ઉપર સચોટ અસર કરતી અનેક બિનાઓ યાદ આવ્યા સિવાય રહેતી નથી. જ્યારે જ્યારે એ વાતો મને યાદ આવે છે ત્યારે મને ઘણું લાગી આવે છે. તે એટલા માટે કે, આપણી જ્ઞાતિઉન્નતિ અર્થે મરણપર્યંત તનતોડ મહેનત કરી અનેક સિતમો સહન કરી જ્ઞાતિસમાજ સુધારાના રસ્તે લાવનાર જ્ઞાતિભક્ત કર્મ-ધર્મવીર ભાઈશ્રી પુરુષોત્તમદાસ લલ્લુભાઈ કે જેઓ એક કુળવાન કુટુંબના હોવા છતાં કુળવાનપણાના મિથ્યાભિમાનનો તેઓમાં અંશ સરખો પણ હતો નહિ. જ્ઞાતિ વિઘ્નસંતોષીઓના ખોટા અનેક પ્રહારો સહન કર્યા છતાં આત્મસંયમ જાળવી પોતાના આત્માને અમર કર્યો છે એવા ભાઈની ખોટ સમાજને પડી છે, તે કોઈ રીતે પુરાય તેમ નથી. પણ આપણને મન વારવાને કારણરૂપ દેસાઈશ્રી અમરસિંહજી દેસાઈ ભાઈની હયાતી સુધી તો સમાજનું નાવ તેમણે ચલાવ્યું.

ભાઈશ્રી પુરુષોત્તમદાસના સ્વર્ગવાસ પછી સૌથી વિશેષ આઘાત તો દેશાઈશ્રી અમરસિંહજીને જ થયો હતો. જ્ઞાતિસુધારનું કાર્ય ગમે તે જોખમે ચાલુ જ રાખવું અને સમાજ પગભર થાય તેની તેઓ ઘણી કાળજી રાખતા હતા તે તમો સર્વે ભાઈઓ જાણો છો. કર્મવીર બંધુના અવસાન પછી તરતમાં શેરથા મુકામે પરિષદ ભરાણી ત્યારે ભાઈશ્રી અમરસિંહજીની શારીરિક સ્થિતિ કેટલી ખરાબ હતી; છતાં પણ આખ્યાનો દ્વારા જ્ઞાતિમત કેળવવાનો એમનો પ્રયાસ ચાલુ જ હતો. ત્યાર પછી મુંબઈ પરિષદ મળી. એ પરિષદનું તમામ કાર્ય કાગળ પત્રો લખવા સુદ્ધાંત તેઓના હાથે જ થતું અને મુંબઈની પરિષદને જે ફતેહ મળી તે દેશાઈશ્રીના કાર્યનું જ પરિણામ હતું. છેલ્લામાં છેલ્લી તેઓએ મોખાસણ મુકામે જઈ જ્ઞાતિમત કેળવી ત્યાં પરિષદ ભરવાનું નક્કી કર્યું. મોખાસણમાં પરિષદ ભરવાનું કેટલું જોખમ હતું તે તેઓ સમજતા હતા. વિઘ્નસંતોષીઓએ પરિષદને તોડી નાખવાને આકાશ-પાતાળ એક કર્યા હતા; છતાં પરિષદ નિર્વિઘ્ને પાર ઉતારનાર પણ દેશાઈશ્રી અમરસિંહજી જ હતા તે સર્વ વાતો આપ જાણો છો. તેઓશ્રીએ પોતાની જિંદગી જ્ઞાતિદાઝમાં ગાળી નાખી પોતે પણ હંમેશને માટે આપણી પાસેથી ચાલ્યા ગયા

છે એ ખોટ આપણી સમાજને ગઈ છે તે કેવી રીતે પૂરવી ? તેમના તેમજ કર્મવીર બંધુના આરંભેલા જ્ઞાતિસેવાના કાર્યને પૂર્ણ કરવા આપણે ગમે તે જોખમે અને ભોગે બંધાયેલા છીએ.

જો એ બંને કર્મ-ધર્મવીરોની આપણે કિંમત હોય તો છેલ્લમાં છેલ્લો આપણા સમાજને ત્રણ મહિના પહેલાં એક ત્રીજો કારી જખમ થયો છે તે એ કે આપણી જ્ઞાતિના સુધારાનું તંત્ર ચલાવી શકે તેવી બુદ્ધિબળ અને કાર્યકુશળતાથી આપણને દોરી શકે તેવી શક્તિવાળા ભાઈશ્રી મગનલાલ ગોવિંદલાલ ઈજનેરના અકાલે થયેલા સ્વર્ગવાસથી આજે આપણી સ્થિતિ કેટલી વિચારવા યોગ્ય થઈ પડી છે એ પરિષદના કાર્યવાહકોને પ્રત્યક્ષ જણાય છે.

આ ત્રણે ભાઈઓ આપણી જ્ઞાતિસુધારા પરિષદના લાભરૂપ હતા, જ્ઞાતિ અર્થે તેઓએ ઘણું સહન કર્યું છે. જ્ઞાતિસુધારાના માટે તનતોડ મહેનત કરી પરિષદ વ્યવહારુ અને ચિરસ્થાઈ કરવા માટે તેમણે સર્વ ભોગ આપી પોતાના નામ અને કામને અમર કરી ગયા છે. પણ હજી તેઓના શુભ ઉદ્દેશો ફળીભૂત થયા નથી, તેઓના અંતરઆત્મા તે શુભ ઉદ્દેશોને ફળીભૂત થયેલા જોવાને સ્વર્ગમાં પણ આપણી તરફ નજર કરીને બિરાજીત થયેલા છે. જ્ઞાતિને ભૂષણરૂપ તે પવિત્ર આત્માઓના નામથી હું સઘળા ભાઈઓને વિનંતી કરું છું કે કોઈપણ જાતની શિથિલતા વગર એક સંપથી આપણા અજ્ઞાન ભાઈઓને સમજાવી અધમતા અને અવદશાને પહોંચાડનાર અશાસ્ત્રોક્ત રીતિરિવાજોથી મુક્ત કરવા તેમનું જીવન સુખમય અને સાધનસંપન્ન બનાવવા એકત્રરૂપે ભગીરથ પ્રયત્ન આદરશો એવી મારી નમ્ર પ્રાર્થના છે.

પ્રિય ભાઈઓ અને બહેનો, આપણે કોણ છીએ અને કોના સંતાન છીએ તે તો તમો કણબી ક્ષત્રિય ઉત્પતિ અને ઈતિહાસથી જરૂર જાણ્યું હશે. આપણે સાચા ક્ષત્રિય છીએ, આપણા મૂળ પુરુષ કુર્મઋષિ છે અને આપણા પૂર્વજોએ રાજગાદીઓ ભોગવી છે. હાલમાં પણ નામદાર પાટડી દરબાર આપણી જ્ઞાતિના શિરોમણી દરબાર છે તે સિવાય પણ બીજા ઘણા ભાઈઓ જાગીરદાર, જમીનદાર, દરબારો, દેસાઈ, પટેલો, અમીનો, એ બધા નાના રાજા જેવા છે. આપણી પ્રજા લડાયક અને ક્ષાત્રતેજવાળી છે એમ આપણો ઈતિહાસ કહે છે. છેવટે આપણામાં મોટેભાગે બધા જમીનદારો છીએ જ. છતાં હાલની આપણી સ્થિતિ કેવા પ્રકારની છે તે આપ સર્વ ભાઈઓની જાણમાં બરાબર નથી. માન અને પ્રતિષ્ઠાવાળો ખેતી જેવો ઉત્તમ ધંધો આપણે સ્વીકાર્યો છે, છતાં આપણી હાલત તદન ગરીબ જેવી અને બીજાઓની ગુલામગીરી ઉઠાવતી આપણી જ્ઞાતિ નજરે પડે છે. આવી

દયાજનક સ્થિતિમાં પણ આપણે પોતાને સુખી માનીએ અને બેસી રહીએ તો આપણી શી દશા થાય એનો આપણે જરૂર વિચાર કરવો ઘટે છે. ખેતીના ધંધામાં આપણી જ્ઞાતિ કેટલી મહેનત કરે છે તે તો તમો સૌ ભાઈના ખ્યાલમાં છે જ. એટલી બધી મહેનત કરવા છતાં આપણી પાસે કશું રહેતું જ નથી. દિવસે દિવસે આપણી સ્થિતિ બગડતી જાય છે. આપણા ઉપર કેટલાક અન્યાય કરે છે. તે અન્યાયકરોની સામે કેવી રીતે લડત કરવી એ બાબત કેળવણીની ખામીને લઈ આપણે કશું કરી શકતા નથી. આપણા ઉપર રાજ્યના શા શા હકો છે, આપણે કેવા કર ભરવા અને કેવા ન ભરવા તે જાણવાની આપણે પરવા કરતા નથી. આપણા રાજાઓની પેદાશમાં ઘણોખરો હિસ્સો આપણે પૂરો પાડીએ છીએ. ખરું કહું, તો બધા રાજ્યોનો આધાર ખેતીવાડીના ધંધા ઉપર જ અવલંબી રહ્યો છે. જો એ પેદાશ રાજ્યોને ન હોય તો રાજ્યવ્યવસ્થાનું પણ શું થાય એ તો ચોખ્ખું સમજાય તેવું છે. છતાં રાજ્યના હલકામાં હલકા નોકરો અયોગ્ય રીતે આપણને સતાવે છે, હેરાનગતિઓ ઊભી કરે છે, છતાં મૂંગે મોઢે તે આપણે સહન કરીએ છીએ. પ્રસંગોપાત્ત મોટા અમલદારો પાસે જવાના પ્રસંગ માત્રથી આપણા ઘણા ભાઈઓ ડરે છે. આમ બીવાનું કારણ માત્ર એટલું છે કે વિદ્યાદેવીની ખામિ. અન્ય જ્ઞાતિઓ અને આપણી સ્થિતિમાં ફરક જણાય છે તે કેળવણીની ખામીને લઈને જ. નહિ કે, આપણે ખેડૂતો છીએ તેથી. અમેરીકા આદિ યુરોપના દેશોમાં ખેતીકારોને જેવું માન અને પ્રતિષ્ઠા છે તેવું ત્યાંના અન્ય વર્ગને નથી. કારણ કે ત્યાંના બધા ખેડૂતો ભણેલા છે. ખેતીને કેમ સુધારવી ને વધુ પેદાશ કેમ ઉત્પન્ન કરવી એમાં તેઓ રાત્રી-દિવસ મચ્યાં રહે છે. આપણા દેશના ખેડૂતોના ચોથાભાગની પણ તેઓ મહેનત કરતા નથી અને આપણા કરતાં ત્રણગણો પાક વધુ ઉત્પન્ન કરી શકે છે તેનું કારણ ફક્ત કેળવણી જ છે, ત્યારે આપણા ખેડૂતોમાં એવી કેળવણીની ખામી અપાર છે.

યુરોપના યુદ્ધ પછી અન્ય જ્ઞાતિઓને સમજાયું છે કે કેળવણી વિના આ દુનિયામાં જીવવું નકામું છે. બધી જ્ઞાતિઓ પોતાને ઉચ્ચ સ્થાને જવા માટે મથી રહી છે ત્યારે આપણી જ્ઞાતિએ ઉચ્ચ હોવા છતાં ચાલુ જમાનાને ઓળખ્યા સિવાય દિવસોદિવસ પાછા હોવાના પ્રયત્નો કમર કસીને ચાલુ જ રાખ્યા છે. આવા વીજળીના વેગે આગળ વધનારી જમાતમાં આપણું શું થશે તેનો જો હજુએ આપણે વિચાર નહિ કરીએ તો આપણી ઘણી જ માઠી દશા આવશે એ ચોક્કસ માનજો.

આપણી જ્ઞાતિસુધારાની હિલચાલ જ્યારથી શરૂ થઈ છે ત્યારથી, જ્ઞાતિસુધારકો આપણને ઘણું સમજાવી રહ્યા છે. આજે આપણી સમસ્ત જ્ઞાતિનો

આ દશમો મહોત્સવ છે. તે સિવાય જ્ઞાતિસુધારાર્થે ઘણી સભાઓ અને મિટિંગો મળી છે અને તેમાં આજે જે વાતો થાય છે અને થશે તેવી જ વાતો અને સમજણો અપાતી આવી છે; છતાં જોઈએ તેવું કાર્ય થયું નથી. જ્ઞાતિહિતના વિચારો કરી નામદાર પાટડીદરબારે ભવ્ય જ્ઞાતિમેળાવડો કરેલો, તેમાં ખેતીવાડી સુધારવા અને કેળવણી વધારવા એક મોટું ફંડ કરેલું. જેમાંથી આપણી જ્ઞાતિનાં થોડા બાળકો લાભ લે છે. તે સિવાય અમદાવાદમાં કડવા પાટીદાર વિદ્યાર્થી આશ્રમ અને ખુદ કડીમાં પણ કેટલાક જ્ઞાતિહિતચિંતકોએ જ્ઞાતિના બાળકોની દાઝ હૃદયે ધરી, શ્રી કડવા પાટીદાર વિદ્યાર્થી આશ્રમ ખોલ્યો છે અને તે આશ્રમમાં જ્ઞાતિનાં ઘણાં બાળકો તેનો લાભ લે છે. તે સિવાય પાદરા, ભરૂચ, વડોદરા, મોડાસા અને બીજે ઠેકાણે પણ કેળવણીને માટે ઉપાયો લેવાયા છે; પરંતુ જ્ઞાતિના કમનસીબે હજુ આ સંસ્થાઓ પગભર થઈ નથી. આખા જગતને જીવાડનારી પ્રજા પોતાના બાળકોની સગવડો પૂરી પાડી ન શકે એ એક શરમાવનારી બિના છે અને તેથી જ કેળવણી વિનાના રાજ્યમાં તેમજ વેપારીઓના સ્વાર્થના પંજામાં સપડાઈ આપણી ખરી કમાણી વગર સમજે તેઓને આપતા જઈએ છીએ, તે માત્ર આપણામાં કેળવણીની ખામી છે. તેથી જ, પ્રિય ભાઈઓ અને બહેનો, પ્રાચીન અને અર્વાચીન સમયને જો તમે યાદ કરશો તો તમોને એકદમ જણાઈ આવશે કે પ્રાચીન સમય શાંતિનો, સંતોષનો અને અધ્યાત્મિક પ્રવૃત્તિનો હતો. તે વખતે લોકો પોતપોતાની જાતમહેનતથી પોતાનો નિર્વાહ જેટલું પેદા કરી સંતોષ માની ઈશ્વર ભજન કરતા હતા અને વર્ણાશ્રમના સર્વે ધર્મો પાળતા હતા. તે વખતે હસ્તઉદ્યોગ એ ખાસ કમાવાનું સાધન હતું, અત્યારે સમય જુદી રીતે પસાર થાય છે. હાલનો સમય અશાંતિ, અસંતોષ અને અતિ હરીફાઈથી આગળ વધવું એ મુખ્ય વાત છે. યાંત્રિક સાધનોથી પૈસાના બળે અને ધંધાઓ મોટા પાયા ઉપર ચલાવી ગરીબોને જેમ બને તેમ નીચોવી ગાડી ઘોડા અને મોટરમાં ફરી ગરીબોની મહેનતના ભોગે શ્રીમંતો તાગડધિન્ના કરતા નજરે પડે છે. ખરેખર અત્યારનો સમય કટોકટીનો છે. દુનિયાની સર્વ પ્રજાઓ શરતના મેદાનમાં ઊતરી છે, તેમાં જે ભાનપૂર્વક આગળ આવશે તે જ જીતશે. બાકી જે પ્રજા આળસુ, પ્રમાદી, અજ્ઞાન અને ખોટા રીત-રિવાજોને વળગી રહેવાની હઠ કરશે તે પ્રજા અસહ્ય દુઃખ અને ગરીબાઈમાં સપડાશે તેમાં જરા પણ શક નથી. એટલું જ નહિ, પણ એવી અજ્ઞાન પ્રજાની આ જમાનામાં હયાતિ પણ રહેશે કે કેમ એ પણ વિચારવા જેવું છે.



કુદરતનો એ કાયમી નિયમ છે કે, કોઈ પણ વસ્તુ સ્થાયી છે જ નહિ. દરેક વસ્તુમાં આપોઆપ ફેરફાર થયાં જ કરે છે તો પછી આપણે તે મહાન

પ્રભુના અટલ નિયમને માન આપી આપણી રહેણીકરણી, ખોટી ટેવો અને રીત-રિવાજો વગેરેમાં સમયાનુસાર ફેરફાર કરી આ તીક્ષ્ણ હરીફાઈના જમાનામાં આપણું યોગ્ય સ્થાન પણ અવશ્ય લઈ લેવું એ જ ઉચિત અને શ્રેષ્ઠ છે. નહિ તો વારંવાર પસ્તાવો કરવાનો વખત બહુ જ જલદી આવતો જાય છે. બંધુઓ હું પોતે સમર્થ વિદ્વાન કે કેળવણીનો યાચક નહિ હોવાથી અત્યારે કેવા પ્રકારની કેળવણી આપણને અનુકૂળ થઈ પડશે તે વિષે ઝાઝું કહી શકતો નથી. તે વિષેની ચર્ચા તો વિદ્વાનો માટે રાખું છું. પણ એટલું તો જરૂર જણાવીશ કે કેળવણી એવા પ્રકારની હોવી જોઈએ કે જે કેળવણી શારીરિક, માનસિક, ધાર્મિક અને આર્થિક ઉન્નતિ કરી શકે. વિદ્યાર્થીઓનું શરીર તંદુરસ્ત બનાવે, મન અને વિચારો ઉત્તમ થાય, તે સાથે પોતે પોતાના સ્વબળથી અને સ્વતંત્રતાથી સારી રીતે કમાઈ શકે અને એક સારા શહેરી તરીકે પ્રતિષ્ઠિત જીવન વ્યતિત કરી શકે. અત્યારની ઢબે અપાતી કેળવણી તેથી ઉલટું પરિણામ લાવે છે. બાળકો શારીરિક તંદુરસ્તીમાં તદ્દન નિર્બળ બને છે. માનસિક કેળવણીમાં ફક્ત યાદશક્તિ જ કેળવાય છે. સ્વતંત્ર રીતે વિચાર કરવાની શક્તિ તો ખીલતી જ નથી, જેથી મેળવેલું થોડુંઘણું જ્ઞાન પણ વહેવારમાં વિદ્યાર્થીઓ મૂકી શકતા નથી, એટલા નિર્બળ મનના તેઓ થાય છે. જોઈએ તેવું ચારિત્ર્ય કેળવાતું નથી, તેથી તેઓ સમાજને આદર્શરૂપ થઈ શકતા નથી. અનુભવે એમ સિદ્ધ કર્યું છે કે, હાલની કેળવણી નોકરિયાત ગુલામો જ પેદા કરે છે. ફક્ત પરીક્ષાઓ જ પાસ કરવાનું વિદ્યાર્થીઓને લક્ષ હોવાને લીધે અમુક પરીક્ષાઓ પાસ કર્યા પછી હવે શું કરવું એવા નમાલા વિચારો જ કર્યા કરે છે. મેટ્રિક કે બી.એ. થયેલા કાં તો સરકારી નોકરી મેળવવા પ્રયત્નો કરે છે અથવા કોઈ પચાસ, સાઠ કે સો રૂપિયાના પગારે બીજી કંઈ નોકરી કરવા માટે ફાંફાં મારે છે. કોઈક વળી વકીલાત કે ડૉક્ટરી ધંધા તરફ નજર દોડાવે છે. અર્થાત અત્યારની કોઈપણ પ્રકારની કેળવણી સ્વતંત્રતા વેચી પરતંત્ર બનાવવામાં કારણભૂત થાય છે. આપણી જ્ઞાતિમાં પણ ખેડૂત મટીને નોકરિયાતની સંખ્યા વધતી જાય છે. જેથી હાલની કોલેજોમાં સરકારી નિશાળોમાં અપાતી કેળવણી કોઈપણ રીતે અનુકૂળ છે જ નહિ, એમ અમારું તેમજ બીજા ઘણાં અનુભવી વિદ્વાનોનું માનવું છે.

અત્યારે આપણી જ્ઞાતિમાં કડી મુકામે ચાલતી "કડવા પાટીદાર વિદ્યાર્થી આશ્રમ અને વસ્તિગૃહ" એક નમુનેદાર સંસ્થા છે. તેની ખ્યાતિ ઘણે દૂરદૂર પ્રસરી છે; પરંતુ તે પણ પૈસાની ઘણી તાણને લીધે કાર્યવાહકોની ઇચ્છાનુસાર તેમના કેટલાક આદર્શો હજી અમલમાં મૂકી શકાયા નથી.

આપણી જ્ઞાતિ દાન કરવા માટે પ્રખ્યાત છે, જે જ્ઞાતિથી બીજી અનેક જ્ઞાતિઓ પોતપોતાના નિર્વાહ ચલાવી રહી છે, એવી આપણી દાનવીર જ્ઞાતિ શું પોતાના બાળકોને આપવી જોઈતી કેળવણીના સાધનોમાં માત્ર પૈસાની જરૂરિયાત પૂરી નહી પાડે ? (જરૂર પાડશે જ).

મને સંપૂર્ણ ખાત્રી છે જ કે, જો વ્યવસ્થિત ધોરણસર ચળવળ ચલાવવામાં આવે તો જ્ઞાતિમાંથી એક સારું ફંડ એકઠું થઈ શકે, જેના માટે હું મારા જ્ઞાતિબંધુઓને નમ્રતાપૂર્વક પ્રાર્થના કરું છું કે ભાટ, ભવૈયા અને એવી રીતના બીજા માંગણ લોકો જે આપણને મૂર્ખ બનાવી લઈ જાય છે, તેને પૈસા આપી દેવાનો સમય હવે ગયો છે. હવે તો તમે તમારા બાળકોની ઉન્નતિ અર્થે તમારો દાનવીર હાથ લંબાવો, તેમાં જ તમારી શોભા છે. કેળવણીની સુગંધ આખી જ્ઞાતિમાં પ્રસરી જાય, તો જ જ્ઞાતિનું ભાવી સુખરૂપ થાય.

ઉપર મેં જે વાત કરી તે ફક્ત છોકરાઓની કેળવણી સંબંધે જ કરી છે. એ ઉપરથી આપ એમ ના સમજશો કે હું કન્યા કેળવણીને ઓછું અગત્યનું સ્થાન આપું છું. મારા વિચાર પ્રમાણે દીકરાઓની કેળવણી કરતાં પણ પુત્રીઓની કેળવણીની વિશેષ જરૂર છે. વળી આપણા ધર્મશાસ્ત્રોમાં પણ જાહેર કરેલું છે કે એક માતા તે હજારો શિક્ષકો કરતાં પણ પોતાના બાળકને વધારે જ્ઞાન આપી શકે છે. દેશની ઉન્નતિનો આધાર દેશની સ્ત્રીઓની શક્તિ ઉપર છે. પહેલાંની આપણી દેશની સ્ત્રીઓના ઉચ્ચ આદર્શભરેલા ચારિત્રો અને દૃષ્ટાંતોનો ઈતિહાસ એવા ઘણા દાખલાઓ પૂરા પાડે છે. તેઓ પતિપરાયણ ધીરવીર અને અનેક સદ્‌ગુણોના માટે પૂજવા યોગ્ય દેવીઓ હતી. તેઓ પોતાના પુત્રોને પસંગ આવે યુદ્ધના મેદાનમાં મોકલવા પ્રેરી શકતી હતી. લડાઈના મેદાનમાં પોતે પણ ઝંપલાવી શકતી અને વીરતાને ઉત્તેજીત કરી શકતી. પતિની પાછળ સતિ થઈ શકતી. પતિસેવા તનમનથી કરી શકતી. તેવી ઉચ્ચ કોટીની સ્ત્રીઓ પેદા કરી, દેશ અને જ્ઞાતિને ઉજ્જ્વળ કરવી હોય, તમારો સંસાર સુખી કરવો હોય તો ખચીત પુત્રીઓને તેઓના લાયક જ્ઞાન આપો. તેવી બાબતોના માટે સર્વ સાધનો એકઠાં કરો તો જ તે બની શકે.

તે સિવાય હજુ એક બાબત બાકી રહે છે. તે એ કે ધાર્મિક કેળવણીની પણ તેટલી અગત્ય અને જરૂરિયાત છે અને આપણી જ્ઞાતિમાં તેમજ બીજી અન્ય હિન્દુ જ્ઞાતિઓમાં આર્ય હિન્દુ ધર્મના નામે કેટલેક ઠેકાણે ધતિંગો ચાલે છે. અમદાવાદ પાસે પીરાણા નામે ગામ છે. ત્યાં ઘણા વર્ષો ઉપર સૈયદ ઈમામશાહે

પીરાણા સતપંથ નામે એક પંથની સ્થાપના કરી છે. નવસારીમાં નુરસનગોર નામના પીરે પણ તેવો જ પંથ ચલાવ્યો છે અને ત્રીજા આગાખાની પંથ. એ પણ સતપંથના નામથી ઓળખાય છે. આ બધા પંથોની મતલબ હિન્દુઓને આસ્તે આસ્તે મુસલમાની ધર્મ તરફ વાળવાનો છે. એ ધર્મોમાં આપણા પવિત્ર દેવતાઓ અને પૂજનીય મહાત્માઓના નામો સંડોવી એ ધર્મની મહત્તા વધારવાના ખાસ પ્રયત્નો કરવામાં આવ્યા છે અને એ મુસલમાની ધર્મ નથી એવું દેખાડવા માટે એ ધર્મ જૂનો અને સારો હોવાની ખાતરીમાં ભોળા હિંદુઓને કહેવામાં આવે છે કે રાજા હરિચંદ્ર, તારામતી, રોહિદાસ પણ એ ધર્મ પાળતા હતા. ધ્રુવ, પ્રહલાદ પણ એ જ ધર્મ માનવાથી તર્યા છે. પાંડવોનો ઉદ્ધાર પણ એ જ પંથને માનવાથી થયો છે. આવી જૂઠી અને બનાવટી વાતો જોડી કાઢી ભોળા અને અજ્ઞાની હિંદુઓને ફસાવી પોતાની યુક્તિઓમાં ફાવી ગયા છે. એક તો એ પંથનું ખાસ ફરમાન છે કે તેના પંથની વાત કોઈને કરવી નહિ અને એ પંથને માનનારાઓએ બીજા હિન્દુ ધર્મની વાત સાંભળવી નહિ. જેથી અજ્ઞાન લોકો તેમાં ફસાઈ પડેલા છે. એવા ઢોંગી અને અર્ધદગ્ધ પંથમાં આપણી જ્ઞાતિનો એક ભાગ કચ્છ તરફ છે. તે એ પંથમાં ફસાયેલો છે. તે સિવાય અમદાવાદ, સુરત, ભરૂચ, ચરોતર, કાનમ, ભાવનગર, ખાનદેશ, વગેરે ઠેકાણે વસતી આપણી જ્ઞાતિના તેમજ અન્ય ઘણા હિન્દુ જ્ઞાતિના ભાઈઓ આ અર્ધદગ્ધ પંથમાં ફસાયા છે. જેની અનેક વાતો મારે કાને આવી છે. ખાસ અમદાવાદમાં આપણી જ્ઞાતિના ઓછામાં ઓછા બે હજાર માણસો આ પંથ ગુપ્ત રીતે પાળે છે. તે ઉપરાંત કેટલાક આગાખાની પંથને પણ માને છે. તેવા ભાઈઓને ધાર્મિક કેળવણી આપી શુદ્ધ આર્ય હિન્દુ ધર્મનું રહસ્ય સમજાવવાની ઘણી જ જરૂર છે.

કચ્છ તરફ તો એ સંબંધે સારી પ્રવૃત્તિ ચાલી રહી છે. હજારોની સંખ્યામાં, જ્ઞાતિસુધારક ભાઈઓની મહેનતે એ અર્ધદગ્ધ પંથ તજાતો જાય છે. મને ખાત્રી છે કે કચ્છ તરફ એકાદ-બે વરસમાં એ કલંક દૂર થઈ જશે. ખુદ ગુજરાત તો કર્મભૂમિ કહેવાય છે. તેવા દેશમાં પાટીદારો લેઉવા ને કડવા, સોની, કંસારા, બ્રાહ્મણ, વાણિયા, ભાવસાર વગેરે એ પંથને માનનારાની ઘણી મોટી સંખ્યા છે. એ આપણા હિંદુ સમાજની કેટલી અધોગતિ કહેવાય ? તેના માટે યોગ્ય વિચાર કરવાની ખાસ જરૂર છે. ધાર્મિક કેળવણીના અભાવે એક બીજું કલંક આપણી જ્ઞાતિના અમુક ભાગમાં હયાતી ધરાવે છે. જે તમોમાના કોઈ ભાઈઓએ સાંભળ્યું પણ નહિ હોય. ભરૂચ જીલ્લામાં આપણી જ્ઞાતિમાં દિયરવટુ થાય છે. મોટાભાઈ મરી જાય તો તેની સ્ત્રીએ ફરજિયાત દિયરને વર તરીકે કબૂલ કરવો જોઈએ.

આ ધર્મચાલથી આપણી જ્ઞાતિ ઘણી નિંદિત છે તે પણ ધાર્મિક કેળવણીના અભાવે જ. તેના માટે પણ યોગ્ય વિચાર કરવાની ખાસ જરૂર છે.

તે સિવાય બાળલગ્નના અતિખેદજનક રિવાજના પરિણામે પતિપત્ની વચ્ચેના દૈવી પ્રેમની આપણી જ્ઞાતિના મોટા ભાગને તો કશી ખબર જ નથી. બાળલગ્નના પ્રતાપે હજારો કજોડાં થાય છે અને એ કજોડાના પ્રતાપે છૂટા જોડાનો પણ કાંઈ પાર નથી. એક ઉપર બીજી અને બીજી ઉપર ત્રીજી કરવાના ઘણા દાખલાઓ આપણી જ્ઞાતિમાંથી મળી રહે તેમ છે. ત્યાં પતિપત્નીના ધર્મનું શું થાય ? શુદ્ધ પ્રેમ ક્યાંથી સંભવે ? કજિયા કંકાશ સિવાય આપણી નજરે બીજું કાંઈ સારું દેખાતું નથી. બહેન દીકરીઓને કુળવાનને ઘરે પરણાવવાનો મોહ છૂટતો નથી, તેથી કેટલાક અપવાદ સિવાયના કુળવાનોમાં બહેન દીકરીઓની થતી અવદશા આપણા મનને સુકાવી નાખે છે, છતાં તેનો યોગ્ય વિચાર આપણને સુઝતો નથી; બાળલગ્ન કરવાથી ફાયદો થાય છે, એવી બુદ્ધિશક્તિવાળા માન્યતાવાળાઓ મોટા પ્રમાણમાં આપણી જ્ઞાતિમાં હશે એમ મારું માનવું છે. ફાયદામાં માત્ર એટલું જ વિચારે છે કે, છોકરાં કુંવારા રહે તેથી બિલકુલ દરકાર કરતા નથી. દૈવી કૃપાની ખાત્રી આપી ઢીંગલા ઢીંગલીએ રમતા કે તેથીએ નાનાં વર-કન્યાઓને ઊગતા હસ્તમેળાપ કરે છે. લગ્ન જેવી પવિત્ર વસ્તુની જોખમદારી માબાપો કે પેલા બ્રાહ્મણમાનું કોઈ સમજતું નથી, કોઈ તેનો વિચારસરખો પણ કરતા નથી. આપણા લગ્નોમાં આવાં બચ્ચાંના ખેલ જેવો ફારસ ભજવાય છે. આવા નિર્લજ અને ધર્મશાસ્ત્રોથી વિરુદ્ધ ધતિંગોના લગ્ન જેવા શુભ અવસરોમાં દેખાવોથીએ તે આપણા જેવી ક્ષત્રિય ગણાતી જ્ઞાતિને બીલકુલ શોભતું નથી. આપણામાંથી લગ્નનો ઉચ્ચ હેતુ ગયો, તેની સાથે ગૃહસ્થાશ્રમનું સુખ પણ ગયું. આજે તો લગ્નની મહત્તા એમાં બાપની મોટાઈ મનાય છે. આ પ્રમાણે થવાથી આપણા સંસારનું સત્યાનાશ વળી ગયું છે. દુનિયાના કોઈ પણ દેશમાં આપણી જ્ઞાતિના જેવાં લગ્નો થતાં જ નથી. અત્યારે આપણી જ્ઞાતિમાં છોકરો જન્મ્યો ત્યારથી તેને પરણાવવાની જ ફિકર ચિંતામાં તેના માબાપો ફર્યા કરે છે. સંસારની અનેક ફરજો ઉઠાવવાને તે શક્તિવાન થશે કે નહિ તેનો કોઈ ખ્યાલ કરતું નથી. છોકરો ભણે કે અજ્ઞાન રહે, માંદો પડે કે તંદુરસ્ત રહે, તે સુખી થાય કે દુઃખી થાય તેની કોઈ પરવા કરતું નથી. માત્ર છોકરાને લાકડેમાંકડુ વળગાડી દીધું એટલે આપણી બધી ફરજો પૂરી થઈ  આમ માની બેઠેલા આપણાં પ્રિય બંધુઓ જાગે અને જુએ કે સત્યાનાશ વળતાં અટકે. તેમને પરણાવવાની ઉપાધિમાં પડ્યા કરતાં તેને ભણાવે, ઉદ્યમી બનાવે, સારું કમાતાં કરે, નીતિમાન કરે કે જેથી એ લાયક બાળકોને યોગ્ય કન્યાઓ

જરૂર મળી રહેશે તેની હું તમોને ખાત્રી આપું છું. સુધારાની હિલચાલથી જે સમય જાય છે તેમ તેમ આપણી આંખો ઉઘડવી જોઈએ. બાળલગ્નથી પ્રજાની કેટલી પાયમાલી થાય છે એવું શ્રીમાન ગાયકવાડ સરકારને લાગવાથી તે નામદારે પોતાના રાજ્યમાં બાળલગ્ન પ્રતિબંધક નિબંધ નામનો કાયદો કર્યો છે; પરંતુ મારે દિલગીરી સાથે કહેવું પડે છે કે એ કાયદો જે હેતુથી ઘડવામાં આવ્યો છે તે હેતુ બરોબર સચવાયો નથી. તેમાં પણ આપણી જ્ઞાતિને માટે જે અપવાદ રાખવામાં આવ્યો છે, તેથી સંવત ૧૯૬૬ની સાલમાં આપણી જ્ઞાતિમાં જેમને બાળલગ્ન કરવાના હતા તેમને સ્ટાંપના રૂ. બે-ત્રણ ખર્ચી પોતાનાં છોકરાં પરણાવ્યાં હતાં, એમને કોઈ પ્રકારનો વાંધો આવ્યો ન હતો અને તેથી સુધારાનાં સિદ્ધાંતને નહિ માનનાર ભાઈઓના છોકરાઓ અને કન્યાઓ મળી તે સઘળાઓએ ધાવણાં બાળકો સુદ્ધાં પરણાવી દીધાં. કેટલાક જ્ઞાતિભાઈઓએ તો કાયદો માથા ઉપર ઝઝુમતો હોવા છતાં સ્ટાંપ ફી ભર્યા વગર છોકરાઓને પરણાવ્યાં ત્યારે એવા લોકોને રાજ્યે રૂ. ૧૦/- ની અંદરના આવા દંડની સજા કરી. સજા કરનારો કાયદો શી રીતે બાળલગ્નને અટકાવી શકે ? એટલે આ કાયદાની નિષ્ફળતાનો આપને સહેજે ખ્યાલ આવે તેવું છે. સંવત ૧૯૬૬ ના વિવાહમાં વડોદરા રાજ્યમાં વધારે પ્રમાણમાં બાળલગ્નો થયાં ત્યારે આપણામાંના પરરાજ્યમાં રહેનારાઓ એમ સમજ્યા કે આપણા માટે [ક] અપવાદની છૂટ હતી, એનું આ પરિણામ છે અને તેથી બાળલગ્નો થયા, પણ વાસ્તવિક એવું ન હતું. કારણ કે [ક] અપવાદનો લાભ લઈ અરજીઓ કરી રજા મેળવી છોકરા પરણાવનારને સ્ટાપના બે ત્રણ રૂપિયા ખર્ચ થયું, ત્યારે એ અપવાદને ઠોકરે મારી છોકરાં પરણાવનારને આઠદશ રૂપિયા ખર્ચ થયું એટલે તફાવત લાંબો રહ્યો નહિ. આપણે આ તત્ત્વના ઊંડાણમાં ઉતરી સમજ્યા નહિ. આપણા માટે મેળવેલી છૂટ રૂપી [ક] અપવાદને કાઢી નાખવાના પ્રયત્નો કર્યા. આપણા આ વર્ષના પ્રયત્નો પછી સંવત ૧૯૭૬ માં મહેરબાન રામલાલભાઈ સુબાની મદદથી [ક] અપવાદ નીકળી ગયો ત્યારે આપણામાંના ઘણા ભાઈઓએ મહેરબાન રામલાલભાઈ અને ન્યાયમંત્રી સાહેબને મુબારકબાદીના તાર કરેલાં, તેમના માટે ઉપકારના ઠરાવો સભાઓ અને મિટિંગો બોલાવી પસાર કરેલા, છતાં કાયદાએ કોઈ ખાસ અમલ ચલાવ્યો નહિ. પાટડીમાં નાત ભેગી થઈ છોતેરમાં લગ્નો ન કરવાં એવો ઠરાવ કર્યો, તેથી સંવત ૧૯૭૬માં લગ્નો ઓછાં થયાં છતાં જેમણે નાતનો અને કાયદાનો ભંગ કરીને બાળકોને પરણાવ્યાં તેમના ઉપર તો મહેરબાન સુબા સાહેબની કડક ધાક હતી; છતાં લગ્ન કરનારાઓને રૂ. ૨૦/- થી ૩૦/- ની વચ્ચે જ દંડ થયો. નામદાર ગાયકવાડ

સરકારે સંવત ૧૯૭૭ની સાલે કડવા પાટીદારો માટે એક એવો બીજો કાયદો કર્યો છે કે કડવા પાટીદાર કોમમાં છ વર્ષની છોકરી અને આઠ વર્ષનાં છોકરાને સજ્ઞાન ગણવા, તેટલી કે તે ઉપરની ઉંમરના બાળકોને બાળલગ્ન પ્રતિબંધક લાગુ કરવો નહિ. આ પ્રમાણે સ્થિતિ હોવાથી કાયદો મોળો પડી ગયો છે. વળી આ છૂટનો લાભ પ્રજાએ સંવત ૧૯૭૮ ની સાલમાં લીધો. એટલું જ નહિ, પણ મહિના મહિનાનાં બાળકોને લોકોએ સંવત ૧૯૭૮ ની સાલમાં પરણાવી દીધાં. આમ છ વર્ષની કન્યા અને આઠ વર્ષના મુરતીયાઓથી ઓછી ઉંમરના કન્યા અને વર પરણેલાં. તેમના ઉપર કોર્ટમાં કામ ચલાવ્યું ત્યારે પહેલી જ મુદતે દરેકના રૂ. ત્રણથી સાત સુધીનો દંડ થયો, એટલે રૂ. ૩/- થી ૭/- સુધીનો લગ્ન ઉપરનો સરકારી કર છે એમ જ લોકો અત્યારે પણ સમજે છે. બાકી કાયદાનું સ્વરૂપ અને ઉપયોગિતા આપણા માટે છે જ નહિ. આટલું વિસ્તારથી વિવેચન કર્યા પછી પણ આપ સમજી શક્યા હશો કે બાળલગ્ન પ્રતિબંધક નિબંધ નામનો કાયદો આપણી જ્ઞાતિના બાળલગ્નો અટકાવી શકતો નથી. મારું તો એમ માનવું છે કે, શ્રીમંત ગાયકવાડ સરકારનો કે બીજો કોઈ કાયદો કંઈ કરી ન શક્યો તે આપણે પ્રજામત કેળવી બાળલગ્નથી થતા ગેરફાયદાઓ સમજાવીને કરી બતાવીએ, માટે જ્ઞાતિમાંથી બાળલગ્નનું નામનિશાન ન રહે એવો કડક ઠરાવ આ પરિષદમાં લાવવાની હું ભલામણ કરું છું. એટલે આ પરિષદમાં પધારેલા ભાઈઓ એકસંપથી બાળલગ્નને હાંકી કાઢવાની દૃઢ પ્રતિજ્ઞાઓ કરે, તો જ આપણે ભેગા મળ્યા છીએ અને જ્ઞાતિહિત સાધવાની આપણી જે ઉમેદ છે તે ફળીભૂત થાય એવી મારી દૃઢ માન્યતા છે. આપણી જ્ઞાતિમાં એક જ તિથિએ લગ્ન કરવાની પ્રથા વિષે તો બહુ બોલાઈ ગયું છે. દરેક પરિષદની બેઠકમાં તે સંબંધે ભાષણો થયાં છે. ઘોર અજ્ઞાન અને વહેમ આપણી જ્ઞાતિમાં પ્રવર્ત્યુ હતું અને લગ્નની તિથિઓ ઉમિયામાતાજી દસ બાર વર્ષે એક જ વાર આપે છે, એટલું જ નહિ પણ ઉમિયામાતાજીનાં કમાડ બારે વર્ષે એક જ વાર આપોઆપ ઉઘડે છે એ વહેમ અને ધતિંગ અત્યારે જ્ઞાતિનો કોઈ પણ માણસ માનતો નથી. તે અજવાળું જ્ઞાતિસુધારાની હિલચાલો અંગે જ પડ્યું છે. વધુ ખુશી થવા જેવું એ છે કે અત્યારે જ્ઞાતિસુધારાની હિલચાલને લઈ જુદે જુદે ઠેકાણે છૂટાં લગ્નો ઘણી જ સંખ્યામાં થયાં છે અને થયે જાય છે. પાટડી, વિરમગામ, અમદાવાદ, ચાણસ્મા, લાડોલ, રૂપાલ, સરઢવ, પાદરા, સુરત, ભરૂચ, વડોદરા, વગેરે વગેરે સંસ્થાનોએ છૂટાં લગ્નો થયાં છે અને થાય છે એટલે હવે આપણને પહેલ કરવાની છે એમ નથી. રસ્તો સરળ છે. સરળ રસ્તે જવું એમાં જ ડહાપણ છે. બાળલગ્નથી

થતા ગેરફાયદા બદલ મેં આપને ઘણું કહ્યું છે. પરિષદમાં એ સંબંધે ઠરાવ પણ થશે અને એ ઠરાવ ઉપર આપણા વિદ્વાન બંધુઓ આપણને ઘણું સમજાવશે. હું હવે આપણી જ્ઞાતિની આર્થિક સ્થિતિની પાયમાલી કરનારું બીજું કારણ મરણ પાછળ શાસ્ત્ર વિરુદ્ધ કારજવરા કરવાથી થાય છે તે વિશે કહીશ. જોકે આ રિવાજ લગભગ આપણી બધી હિંદુ જ્ઞાતિઓમાં છે; પરંતુ આ રિવાજને વધુપડતું માન તો આપણી જ્ઞાતિએ આપ્યું છે અને તેનાં કડવા ફળો બીજી અન્ય જ્ઞાતિઓ કરતાં વધુ ભોગવવાં પડે છે. આ રિવાજ ગમે તે કારણે ઊભો થયો હોય પરંતુ દેખીતી રીતે ઘણો જ ખરાબ અને અયોગ્ય છે. નીતિ, ધર્મ, ન્યાય, તર્ક, યુક્તિ, પ્રયુક્તિ એ પણ મરણ પાછળ જમણવાર કરવાં અને જમવું એ કોઈ કારણે બંધબેસતું નથી. એને પણ ધર્મશાસ્ત્રનું ફરમાન છે કે, મરણ પાછળ જ્ઞાતિ ભોજન કરવું જોઈએ, હું આપ સર્વ ભાઈઓ અને બહેનોને પૂછું છું કે આપણો ભાઈ, બાપ, કે આપણને જન્મ આપનાર માતા ગુજરી જાય કે જેના મુખારવિંદનું દર્શન આપણે ફરી પામતા જ નથી તેમજ આપણા ઘરસંસારનો બોજો ઉપાડનારી આપણી ધર્મપત્ની આપણને છોડી જાય અગર હંમેશને માટે પતિનો ત્યાગ કરી તેને નિરાધાર એકલી દુઃખદાયક સ્થિતિમાં છોડી તેનો પતિ સ્વર્ગે સીધાવે એ પ્રસંગને આપણે ક્યા પ્રકારનો ગણી શકીએ ? આવા પ્રસંગે ઘઉં, ઘી અને સાકરના પદાર્થો વડે બનાવેલાં મિષ્ઠ ભોજનો જમાય ખરાં ? અને તે જમનારાઓનાં હૃદય માણસના હૃદય જેવાં ગણવાં કે ફળ ખાનાર જનાવર જેવાં ગણવાં ? ખરેખર મરનારના કુટુંબને તો તે વખતે દિલગીરીનો પાર તો હોય જ ના. તેઓ રાજીખુશીથી તે ટાણે જમતા હશે એ કોણ માની શકે ? પાષાણ હૃદયનો માણસ હોય તે જ. આ પ્રસંગે બીજા સગાઓએ ત્યાં જ્ઞાતિભાઈઓએ પણ તે જ ભોજન જમવાથી અયોગ્ય લેખાય એટલા માટે તેને તિલાંજલી આપી, તે નહિ કરવા અને નહિ ખાવા પ્રયત્નો કરશો તો આપણા ઉઠાવેલા પરિશ્રમનું કંઈક સાર્થક થયું ગણાશે. થોડાં સમય પહેલાં એટલે લગભગ આઠેક માસ ઉપર શ્રી કડવા પાટીદાર પરિષદ મળી હતી ત્યારે એ પરિષદમાં કેટલાક વિદ્વાન પંડિતો અને બ્રાહ્મણોને આમંત્રણ કરી બોલાવ્યા હતા ત્યારે આ જ વિષય ઉપર તેઓને પૂછ્યું કે, તમો અમોને સાચી વાત સમજાવો કે મરણ પાછળ જ્ઞાતિભોજન કરવું એ શાસ્ત્રસંમત વાત છે કે કેમ ? ત્યારે પરમ પૂજ્ય પંડિત શ્રી કાન્તાન્તીકજીએ જણાવ્યું કે કોઈ શાસ્ત્રોમાં મરણ નિમિત્તે જમણવાર કરવાનું કહ્યું જ નથી. માત્ર મરનારની પાછળ શ્રાદ્ધાદિક ક્રિયાઓ કરવાનું શાસ્ત્રોમાં કહ્યું છે. જ્ઞાતિભોજન કરવાનાં ઉલ્લેખ શાસ્ત્રોમાં નથી. આ પ્રમાણે પંડિતો અને વિદ્વાનોએ એકમતે જણાવ્યું તો પછી જ્ઞાતિભોજન એ

કાંઈ ધર્મની બાબત નથી. ઘણા અજ્ઞાન ભાઈઓ એવી વાત લાવે છે કે મરનારને તેથી પુણ્ય થાય છે. એ તો ખુલ્લી વાત છે કે આપણે કરેલા પાપોમાંથી છૂટી શકીએ તેમ નથી, તો પછી પારકાનું પાપ માથે લેવાનું શું પ્રયોજન ? કદાચ આપણે તેને બાપદાદા કરતા આવ્યા છે અને આપણે કરીએ છીએ, એવો વહેવાર પડી જવાથી કરવું પડે છે એમ કહીએ તો અધમ વહેવારો ચાલુ રાખવાથી આપણા બંધુઓ જામીનજાગીર અને ઘરબાર વગરના થઈ જાય છે. તેથી આપણે જરૂર ધ્યાન રાખવું જોઈએ અને આ દુઃખદાયક વહેવારને હંમેશનાં માટે બંધ કરી દેવો જોઈએ. કદાચ એમ કોઈ કહેશે કે, ગરીબ માણસો ન કરે અને જેને પહોંચ હોય તે કરે એવા આ ત્રાસદાયક વહેવારમાં સુધારા સુચવવાની કોઈને ઇચ્છા થતી હોય તો તેને જણાવવું જોઈએ કે ગૃહસ્થને ઘેર ખાવા જનારા અને પોતાને ઘેર આવો પ્રસંગ આવે ત્યારે નહિ ખવરાવવાની બુદ્ધિવાળા હજી કુરમી ક્ષત્રિયોમાં ઉત્પન્ન થયા નથી. એટલું જ નહિ પણ ખવરાવી શકનારાઓની દયા ખાવા છતાં આ ત્રાસદાયક રિવાજને આપણે ચાલુ રાખવાનું કહેવું એ ગરીબ ભાઈઓના દુઃખ ઉપર ડામ દેવા જેવું છે. તું ગરીબ અને હું ગૃહસ્થ એ દેખાડી આપવા સિવાય આ રિવાજ ચાલુ રાખવાનો બીજો ક્યો હેતુ હોઈ શકે ?

ખાવું અને ખવરાવવું નહિ, માટે નીચું માથું ઘાલી મ્હેણાંટોણાં ખાવા કરતાં આ રિવાજને જ ગૃહસ્થ કિંવા ગરીબોએ અટકાવી દેવા પ્રયત્ન કરવો એ જ જરૂરનું છે. આપણી જ્ઞાતિની પાયમાલી કરવામાં આ રિવાજે હદ વાળી છે અને જમીનજાગીરો, ઘરબાર, રાચરચીલું સઘળું માબાપના કારજવરામાં હોમી દઈ ખાવા સાચવવા જતાં આબરૂ ગુમાવી દે છે અને તેના પ્રતાપે મુંબઈ, અમદાવાદ જેવા શહેરોમાં હોટલોમાં, ચાના કપ ધોતો કે હેલપાટી કરતા તેમજ લાકડા વેરવાનો હલકો ધંધો કરતા આપણા ભાઈઓ નજરે દેખાય છે. તેઓને આવી સ્થિતિ થવાનું કારણ પૂછતાં તેઓ કહે છે કે, માબાપ પાછળ કારજ કરવાથી કરજ થઈ ગયું અને જમીનો વિગેરે વેપારીઓને ત્યાં ગીરવી મુકવી પડી, જેથી ખેતી કરવાનું સાધન ન રહેવાથી અમારે પરદેશમાં આવી સ્થિતિમાં જીવન ગુજારવાં પડે છે. એવી વાતો સંખ્યાબંધ ભાઈઓના મોઢાથી સાંભળી છે. એ સિવાય આપણી પરિષદોમાં હંમેશા આ રિવાજ માટે ઘણાં વિવેચનો થાય છે. એ વ્યાખ્યાનો જેઓએ સાંભળ્યા છે તેઓ કોઈ દહાડો આવાં કારજ કરે પણ નહિ, તેમજ આવાં કારજમાં જમવા પણ જાય નહિ. આપણા સમાજમાં આવનારા ઘણા ભાઈઓની પ્રતિજ્ઞાઓ થશે ત્યારે જ આપણી આર્થિક સ્થિતિની પાયમાલી કરનારો આ નઠારો રિવાજ

આપણી જ્ઞાતિમાંથી નાબૂદ થશે. હું આશા રાખું છું કે, આપણી પરિષદ આ બાબત ઉપર ખાસ લક્ષ આપશે. દ્વિજ જ્ઞાતિમાં અંતર્ગત ગણાતી આપણી ક્ષત્રિય જ્ઞાતિમાં બીજા જે ખેદકારક રિવાજો નજરે પડે છે અને આપણી અધોગતિ કરનારા થઈ પડ્યા છે. તેમનો મુખ્ય રિવાજ ફારગતીનો, એટલે પરણેતર સ્ત્રીને જીવતે ધણીએ છોડી દેવાનો છે. પંચ અગ્નિદેવ અને વડીલોની સમક્ષ કરેલી પ્રતિજ્ઞાઓ ઉપર પાણી ફેરવીને નજીવા મતભેદ અથવા વાદવિવાદને કારણે જીવન સાચવી પોતાની ધર્મકર્મની ભાગીદાર અર્ધાંગનાને તજી દેવી એ ઘણું શરમભરેલું અને આપણી જ્ઞાતિને અધમ કોટીમાં લાવનાર છે. કંઈ વિચારભેદ કે મતભેદ પડવાથી જેમ માતાપિતા કે ભાઈબંધો બહેનોની ફેરબદલી ન થઈ શકે તેમજ એ સંબંધો કરતાં પણ ઘણો નિકટનો એક જ આત્મા અને એક જ જીવનમાં ગુંથી ધણીધણીયાણીને દંપતીરૂપે આ લોક તેમજ પરલોકના સદાના સુખદુઃખના સાથી બનાવનારો, લગ્નના અને ધર્મના પવિત્ર કોલકરારોનો સંબંધ કાચા તાંતણાની પેઠે તોડી નાંખવો એ મહાન અધર્મ. અન્યાય અને ઘેર ઘેર કજીયા કંકાસ તેમજ પાયમાલી કરનારા દુષ્ટ રિવાજોનો આપણે એકમતે પરિત્યાગ કરવો જોઈએ; કેમ કે દેવતા, વેદ, બ્રાહ્મણો અને વડીલો સમક્ષ પ્રતિજ્ઞા લઈને એક વખત એક પુરુષે પોતાના તન, મન અર્પણ કર્યા પછી બીજા સાથે ઘરસંસાર ચલાવવો એ ચોખ્ખો વ્યભિચાર જ છે. એવા કુટીલ રિવાજોને લઈ, ચલાવી અને હરીફાઈના જમાનામાં આપણે જાતને શું મોઢું બતાવી શકીએ તેમ છીએ ? માટે પ્રિય બંધુઓ, દરેક ચાંપતા ઉપાયથી આ દુષ્ટ રિવાજને નાબૂદ કરવા આપ સર્વ એકમત થશો એવી મારી ખાસ વિનંતી છે. એ જ પ્રકારે આપણી જ્ઞાતિમાં કેટલેક ઠેકાણે દ્રવ્યલોભથી કન્યાવિક્રયનો મહાન અનર્થ ચાલવા લાગ્યો છે, એથી આપણી જ્ઞાતિનું ઘણું જ અકલ્યાણ થાય છે. આપણા પ્રાણથી ઘણું પ્રિય આત્મામાંથી ઉપજાવેલાં પવિત્ર કુળના બચ્ચાંઓને બચાવવાને તૈયાર થવું. તેમના ભવિષ્યનાં સુખનો વિચાર ન કરતાં લાકડેમાકડાં વળગાડીને વય, ગુણ કે વિદ્યાની યોગ્યતા જોયા વિના માત્ર પૈસાના લોભથી ગરીબ બાળાનું જીવનવૃક્ષ બાળી દેવું એ મહાન રાક્ષસી કાર્ય છે. આપણી જ્ઞાતિ જેવી ધર્મપરાયણ, ઉદાર અને મોટા મનની આવો રાક્ષસી રિવાજ મહાન કલંકરૂપ છે. તેને નષ્ટ કરવા માટે સખ્ત આસન ઠરાવી આ પરિષદ ઠરાવ કરતા તેમજ તેના અમલ માટે જ્ઞાતિમાં તેનો પ્રચાર કરવાની સઘળા વ્યવહારથી પગલાં લેશે એવી મારી આગ્રહભરી વિનંતી છે. એ જ પ્રકારે યોગ્યતાના વિચાર વિના માત્ર નામની કુલીનતાના મોહમાં અંજાઈને વરવિક્રયના કુટીલ રિવાજને લીધે પણ આપણી જ્ઞાતિની ઘણી હાનિ થાય છે. કહેવાતા કુલીનો

નજીવા બહાના મળતાં બિચારી અબળાઓના જીવન પર પાણી ફેરવી વાતની વાતમાં એક પર બીજી અને બીજી પર ત્રીજી એમ લઈ આવે છે. ગાય, ભેંસ જેવા પશુઓને ખરીદતી વખતે જેટલો વિચાર કરવામાં આવે છે તેટલો વિચાર પણ કુલીનોને બીજી સ્ત્રી લાવતાં કરવો પડતો નથી. કેમકે પશુધન ખરીદતાં પૈસા દેવા પડે છે અને સ્ત્રીની ખરીદમાં તો સામી પૈસાની પ્રાપ્તિ થાય છે અને મતભેદનું નજીવું કારણ મળતાં તેને તરત છોડી દઈ શકાય છે. એટલે ગરીબ ગાય જેવી અબળાનો ભવ બગડી જતો હોય છતાં કુલીનને તો કાંઈ ગુમાવવાનું જ નથી. આ અંધપરંપરાથી અનેક કુટુંબોની પાયમાલી થઈ જાય છે, અનેક અનાથ બાળકો અને અબળાઓ રખડી પડે છે. ગુણવાન અને વિદ્યાનાં કજોડાં તેમજ દુરાચારની વૃદ્ધિ થાય છે. તેમજ આવા વિચારહિન સંબંધોથી ઉત્પન્ન થતી પ્રજા પણ નિર્માલ્ય, નિઃસત્ત્વ અને રોગિષ્ટ ઉત્પન્ન થાય છે, તે ઉપરાંત વેદોક્ત સંસ્કાર તેમજ શાસ્ત્રોક્ત લગ્નવિધિ વિગેરે આપણા ધર્મકર્મ આપણે ઘણેભાગે વિસરી ગયા છીએ, તેનો આપણે ખંતથી વિચાર કરવો જોઈએ. કેમ કે ધર્મ અને સંસ્કારના પ્રતાપે બુદ્ધિ, શરીર તેમજ આત્માની સઘળી શક્તિઓ વિકાસ પામે છે અને આપણો ઉદય થવામાં એ પરમ ઉદ્યોગી તત્ત્વ છે. એ હેતુ સિદ્ધ કરવા માટે આપણી જ્ઞાતિની ઉન્નતિ કરનારું આપણા ધર્મ, કર્મ, આચાર, વિચાર તેમજ વ્યવહારને સરળ ભાષામાં સમજાવનારું સુંદર સાહિત્ય આપણી પરિષદની કાર્યકારિણી કમિટી દ્વારા પ્રસિદ્ધ કરીને તેનો આપણી જ્ઞાતિમાં ઘેરઘેર પ્રચાર કરવો જોઈએ. દેવદુર્લભ માનવ જીવનની સફળતા જનસેવામાં જ સમાયેલી છે. જ્ઞાતિસેવા-બંધુસેવા-વિશ્વસેવા એ જ ખરી ઈશ્વરસેવા છે. બીજાને માટે જીવી જાણે અને બીજાના હિતમાં પોતાની જાતને હોમી પારકા માટે પ્રાણાર્પણ કરી જાણે એનું જ જીવ્યું આ જગતમાં પ્રમાણ છે. માણસમાં અને પશુમાં એટલો જ તફાવત છે કે પશુઓ માત્ર પોતાના તુચ્છ સુખ તરફ દોરવાય છે, મનુષ્ય વિશ્વહિતના મહામંત્રમાં દિક્ષિત થઈને પોતાના સુખને ભોગે દેશની, જ્ઞાતિની અને અન્ય જીવોની સુખસંપત્તિ વધારી ઉન્નતિ કરી બતાવે છે. એ સેવાભાવ - સ્વયંસેવકવૃત્તિ વધારવા માટે આપણે મહાન પ્રયત્નો કરવાની જરૂર છે. નિયમિત પુરુષાર્થ વડે કાયમનું ફંડ એકઠું કરી મોટાં વિદ્યામંદિરો સ્થાપવા, ગામેગામ ઉપદેશકો મોકલવા, ગરીબ અને દુઃખી જ્ઞાતિજનોને મદદ કરવી, પરસ્પર સહાય કરનારી મદદરૂપ સંસ્થાઓ ઊભી કરવી, ઓછા વ્યાજે જરૂરની વખતે જાતિભાઈઓની પૈસા ધીરનારી સંગીન બેંક ઊભી કરવી, ગરીબ જ્ઞાતિ બાળકોને માટે મુખ્ય મુખ્ય સેન્ટરોમાં બોર્ડિંગો ખોલવી, ઊંચા પ્રકારની કેળવણી માટે આપણી જ્ઞાતિના વિદ્યાર્થીઓને સ્કોલરશીપ

આપવી, ખેતી, હુન્નર, ઉદ્યોગ અને વ્યાપારના વ્યાવહારિક શિક્ષણ માટે ખાસ પાઠશાળાઓનો પ્રબંધ કરવો, યાંત્રિક મદદથી સુધરેલી ઢબની ખેતી વડે આર્થિક સ્થિતિ સુધારવાના માર્ગો બનાવવા એવાં યંત્રો નામના ભાડાથી અથવા તો મફત આપણા જાતિના ખેડૂતભાઈઓને વાપરવા મળી શકે એવી યોજના કરવી, તેમજ જ્યાં જ્યાં તેમજ જ્યાં ત્રુટિ કે જરૂર જણાય ત્યાં ત્યાં સેવાસંપત્તિએ અન્ય સાધનો મળી જ્ઞાતિસેવાનું પુણ્ય સંપાદન કરી શકાય એવા અનેક ઉપાયો આપણે મત પર લઈએ, તો આપણી પરિષદદેવીના પ્રતાપે યોજી શકીએ અને આપણી જ્ઞાતિમાતાનું મુખ આ જગતમાં ઉજ્જ્વળ કરીને આપણા નિર્માલ્ય ગણાતા જીવનને દિવ્ય તેજથી દીપાવી શકીએ તેમ છે. આ બધા જરૂરના પ્રશ્નો તરફ આપની દૃષ્ટિ ખેંચી આજે એકત્ર કરેલા સંઘબળથી જ્ઞાતિહિતની યજ્ઞવેદી પર જેટલું બની શકે તેટલું શ્રેયસ સંપાદન કરવાની આપ સર્વેને મારી નમ્ર પ્રાર્થના છે. પૂજ્ય બંધુઓ ! આપણી ઉન્નતિના અનેક ઉપાયોમાં અહીં સૂઝ્યા તે મુખ્ય મુખ્ય માર્ગો સૂચવીને રંક શબ્દોનો ઉપસંહાર કરતી વખતે મારી ખાસ પ્રાર્થના છે કે, આપના પરસ્પરના પ્રેમ તેમજ ઐક્યને વધારવા-જાળવી રાખવા અને અચળ બનાવવાની આપણે પ્રાણતોડ પ્રયાસો કરવા જોઈએ. સંપ, સ્નેહ અને ઐક્યના બળ વિના બીજા બધા ઉપાયો લૂલા અને લૂખા છે. આજે જગતમાં જે પ્રજાઓ ઉન્નતિને શિખરે પહોંચી છે તેનું મૂળ તેમનો જાતિપ્રેમ, તેમનું ઐક્ય અને તેમની સંગીન બંધુસેવા જ છે. જેણે સ્વજનસેવા સાધીને પરહિતની યજ્ઞવેદી પર સર્વસ્વની આહુતીઓ આપી છે એમનું જીવ્યું આ જગતમાં પ્રમાણ છે. વળી પ્રેમ જેવું કોઈ શાસ્ત્ર કે વશીકરણ નથી. આપણા ભાઈઓના હૃદય આપણે પ્રેમથી જ જીતી શકીએ, એવી બીજા કોઈ ઉપાયથી જીતી શકાય નહિ. એ પ્રજામંત્રો આજે મહાન પુરુષો આપણને જ્વલંત શબ્દોમાં જ્વલંત કાર્યોથી શીખતા રહ્યા છે તેમને હૃદયથી ઝીલવાની અને અનુસરવાની મારી પ્રાર્થના આપ જરૂર લક્ષમાં લેશો. છેવટે મારા જેવો એક સામાન્ય વેપારી આપ સુજ્ઞ ભાઈઓની સેવાના આ મહાયજ્ઞમાં અનેક ત્રુટીઓ અને ખામીઓને લઈ સ્થળે સ્થળે સ્ખલન કરે એ સ્વભાવિક જ છે; પરંતુ મારા હૃદયમાં આપના પ્રત્યે જે શુદ્ધ પ્રેમ, પૂજ્યભાવ અને સાત્વિક સેવાના ઉમળકા આવી રહ્યા છે. મારા તન, મન, ધન આપને ચરણે ધરવાની મારા હૃદયને હલમલાવી નાખનારી પ્રબળ પ્રેમવૃત્તિને હું રોકી શકતો નથી. મારી એકની માગણી સ્વીકારી મારી ત્રુટીઓને ક્ષમા કરશો એવી મને સંપૂર્ણ આશા છે. જ્ઞાતિગંગાને કિનારે આ ભવસાગરની સફર કરવા માટે સ્વજનોની સેવાનો આ મહાયજ્ઞ આજે આપણે જે પવિત્ર પ્રેમ વિશ્વાસ અને નિશ્ચયથી આરંભ્યો છે,

તેને સાર્થક કરવાની શ્રીહરિ સંપૂર્ણ પ્રેરણા કરે અને આપણી જ્ઞાતિનો ઉન્નતિકળશ આ વિશ્વમંદિરમાં સૂર્યચંદ્રનાં તેજસ્વી કિરણોથી પ્રકાશી રહે એવી પ્રાર્થનાપૂર્વક હું અત્રે મારું કથન પરિસમાપ્ત કરવાની રજા લઉં છું.

## સ્વાગતકમિટીના અધ્યક્ષ
## શ્રીયુત ચતુરભાઈ રાધાભાઈ અમીનનું ભાષણ

**શ્રીમાન્ય અધ્યક્ષસાહેબ, માનનીય જ્ઞાતિબંધુઓ, બહેનો અને અન્ય સદસ્યો;**

મારા જેવાને જ્ઞાતિ સેવાના અનુપમ કાર્ય માટે આર્થિક અને શારીરિક ઈત્યાદી અનેક પ્રત્યવાયોની લેશમાત્ર પરવા કર્યા વગર, અત્રે એકત્ર થયેલા જ્ઞાતિબંધુઓનું સ્વાગત કરવાની જે ઉત્તમ તક આપવામાં આવી છે તેને હું મારા જીવનમાં ઉત્તમ પ્રસંગ માનું છું.

જ્ઞાતિઅભ્યુદય માટે આપ જે અવિશ્રાન્ત પ્રયાસો કરી રહ્યા છો તેની સિદ્ધિ માટે આપ સર્વને અત્રે એકત્ર થયેલા નિહાળી મને અત્યંત આનંદ થાય છે. આપ સર્વનું મારા તરફથી તેમજ અહીંના સ્વાગતમંડળ અને જ્ઞાતિબંધુઓ તરફથી સવિનય સ્વાગત કરું છું અને આપે લીધેલા શ્રમ માટે અભિનંદન આપું છું.

બંધુઓ, આપણો પ્રાચીન ઈતિહાસ આપણી ઉન્નતિનો ઉત્તમ ચિતાર રજૂ કરે છે. તે સમયની આપણી ઉન્નત અવસ્થા, અને ક્યાં હાલની અધોગતિ.

સમાજસુધારણા જ્ઞાતિબંધારણનો ઉપયોગ કરી, જ્ઞાતિ મારફતે જ કરાવવી લક્ષમાં આવેલી હોવાથી, જ્ઞાતિની થતી અધોગતિને અટકાવવા, ઐક્ય, સદાચાર, ધર્મ અને નીતિના ઉત્તમ માર્ગે ચઢાવવા સમગ્ર જ્ઞાતિનું સંમેલન ભરવાનું વિચાર્યું, જેના પરિણામે સંવત ૧૯૬૩માં કડી મુકામે કડી પ્રાંત ખેડૂત સભા બોલાવવામાં આવી. તે પછી સંવત ૧૯૬૪માં સરઢવ મુકામે અને સંવત ૧૯૬૫ વિસનગર મુકામે સભા ભરવામાં આવી, અને સંસારિક વહેવારિક અને રાજ્યતંત્રમાં ખેડૂતોને થતી અડચણો દૂર કરવા વિગેરે સંબંધમાં કેટલાક ઠરાવો કરવામાં આવ્યા. આ ઠરાવોમાં બાળલગ્ન નહીં કરવા સંબંધનો પણ એક ઠરાવ હતો અને તે પ્રવૃત્તિ જ્ઞાતિબંધુઓના વિચારમાં અનુકુળ ન જણાયેથી આ સભાનું આગળ વધવું પડી ભાંગ્યું. સંવત ૧૯૬૬ માં દૃઢ નિશ્ચયવાળા કેટલાક શુભેચ્છક આગેવાન બંધુઓએ કડવા પાટીદાર શુભેચ્છક સમાજ ભરી, અને તેવા મહોત્સવો પણ ભરાયા. નવમો મહોત્સવ કડવા પાટીદાર પરીષદ નામથી ભરાયો, અર્થાત કાર્યકર્તાઓનો અવિશ્રાન્ત પ્રયત્ન સતત અઢાર વર્ષથી ચાલુ છે.

પ્રશ્ન એ થાય છે કે આપણા સમાજે, અઢાર વર્ષ સુધી, સમય અને પૈસાનો અમૂલ્ય ભોગ આપીને પ્રત્યક્ષ શો લાભ મેળવ્યો છે ? સંમેલનમાં પસાર થયેલા ઠરાવો, કોઈ વ્યક્તિ અથવા જ્ઞાતિવિભાગને બંધનકર્તા છે કે કેમ ? એ ઠરાવોને અમલમાં મૂકવા પરિષદ પાસે શી સત્તા છે ?



આ પ્રશ્નમાં કંઈ તાત્પર્ય નથી એમ તો નહીં કહી શકાય. તેની સાથે એમ પણ માનવું ભાગ પડશે કે સંમેલનથી અનેક લાભો થાય છે, તેમાં વિશેષતઃ આપણો ભ્રાતૃભાવ, દૂર દેશમાં વસવાટ કરતા આપણા જ્ઞાતિબંધુઓને એકત્ર થવાનો બીજો કોઈ પણ પ્રસંગ મળતો નથી અને આવા સંમેલનોમાં જે ભ્રાતૃભાવ પ્રદીપ્ત થાય છે તે સ્વાભિમાનને ચલિત કરી એક અંગતનું દુઃખ તે બીજાનું દુઃખ એ સદ્‌વિચારોને ઉત્પન્ન કરી એકબીજાને સહાય કરવાની સદ્‌વૃત્તિને ઉત્તેજિત કરે છે. જેમ જેમ આપણો ભ્રાતૃભાવ અધિમાર્ગ સ્થિતિને પ્રાપ્ત થશે તેમ તેમ આપણે સ્થૂળ લાભને પણ અવશ્ય મેળવી થતા આક્ષેપોમાંથી દૂર થઈ શકીશું.

સમાજસુધારણા સત્તાથી થઈ શકતી નથી, અથવા તો થઈ શકતી હોય તો તે ઉત્તમ માર્ગ કહી શકાય નહીં. સમાજ કોઈ પણ સુધારો સત્તાથી કરવા જાય, અને થયેલા ઠરાવોનું પાલન, સૂચના કરતાં, શાસનપદ્ધતિ ઉપર મૂકે, તો તે સમાજ ચિરસ્થાયી રહે કે નહીં તે શક છે. સમાજનો મુખ્ય ઉદ્દેશ લોકમત કેળવી સુધારો કરવાનો છે અને તેથી સંગીન સુધારો થઈ શકે છે. કદાચ થોડા પુરુષો, થયેલા ઠરાવોનું પાલન કરવા બંધાય અને પોતે જે વિભાગના હોય, તેઓ વિચારથી કેળવાયેલા ન હોય અથવા તેઓને ઠરાવ માન્ય ન હોય, તો પોતાની સત્તાનો ખ્યાલ લાવી માન્ય ન કરે, તોપણ પરિણામ ઇચ્છવા જેવું ન લાવી શકાય. જો એમ કહેવામાં આવે કે, થોડા પુરુષો પણ આવા મતના નીકળે તો જરૂર ઉન્નતિ થઈ શકે. આમ થાય તો માનું છું કે, શ્રીમાન મર્હુમ પાટડી નરેશ રૂબરૂ સંવત ૧૯૨૫માં જ્ઞાતિ બંધારણ વિષે ઠરાવ થયા છે. તદ્‌ઉપરાંત શ્રીમાન મર્હુમ શેઠ બહેચરદાસ લશ્કરીએ બંધારણ બાંધવા જે પ્રયાસ કર્યો છે જેની નોંધ વિસ્તારથી કડવા પાટીદાર ઉન્નતિના ઇતિહાસમાં બતાવી છે. જે પેટા વિભાગો દૂર કરી એકત્ર કરવાનો યોગ્યતા પ્રમાણેનો પ્રયાસ છે તેમાં એકનો વધારો જ થાય.

મને તો એ જ માર્ગ સૂઝે છે. તે એ કે દરેક મુખ્ય મુખ્ય ગામોમાં પ્રાંતિક પરિષદ ભરી લોકમત કેળવી સમાજના ઠરાવોની ઉપયોગિતા સમજાવવી. આ માર્ગ તરફ કંઈ પણ વહેવારુ પગલાં લેવાયાં હોય એમ દેખાઈ આવતું નથી. માત્ર ઠરાવો કરી આપણે આપણને કૃતકૃત્ય ન માનતાં ઠરાવો અમલમાં મૂકવાનો પ્રયાસ કરવો જોઈએ.

ઉપરોક્ત હેતુ માટે જ્ઞાતિહિતચિંતકે પોતાના પ્રાંતમાં વસતા બંધુઓની સ્થિતિનું બારીકાઈથી અવલોકન કરવું ઘટે છે. જ્યાં સુધી આમ ન થાય ત્યાં સુધી સુધારાના કોઈ પણ યોગ્ય માર્ગો તે યોજી શકતો નથી. ક્યા સુધારામાં, ક્યાં અને કેટલો અવકાશ છે, અને કયા બંધુઓ સહન કરી શકશે તે જાણવા જ્ઞાતિનું એક વસ્તીપત્રક કરવામાં આવે અને તેમાં બાળક, સ્ત્રી-પુરુષોની સંખ્યા, વર્તમાન સ્થિતિ, ઉદ્યોગ, વેપાર, ઇત્યાદિની પુરતી ખબર આપવામાં આવે તો દરેક બંધુને પોતાના સમાનશીલ વ્યવસ્થાવાળા જ્ઞાતિબંધુઓની માહિતી મળે અને કાર્યમાં સુલભતા થાય. એટલું જ નહિ પણ કોઈપણ વિભાગની આર્થિક સ્થિતિ નબળી હોય અથવા તેના બાળકો સાધનના અભાવે અથવા અન્ય કોઈપણ કારણે કેળવણીમાં પાછળ હોય, ધંધાથી રહિત હોય તો તેમની ખરી સ્થિતિ ખ્યાલમાં આવતાં કોઈપણ ઉદારચિત્ત પુરુષ પોતાની ઉદારતાનો લાભ અન્ય બંધુને આપી શકે.

બંધુઓ ! પ્રથમની પરિષદોમાં બાળલગ્ન, કન્યાવિક્રય, અયોગ્ય કારણે એક ઉપર બીજી નિષેધતાના પ્રશ્નો ચર્ચાયા છે. આ રિવાજો જનસમાજને કેટલા હાનિકારક છે એ કહેવાની હવે જરૂર ભાગ્યે જ રહી હોય, કુદરતના અનુકૂળ સંજોગોને લઈ જે બાળલગ્નો કરવાની તરફેણમાં હતાં તે જ છૂટાંછવાયાં લગ્નો કરે છે, એ ઇચ્છવાજોગ પરિણામ કહેવાય, પણ આથી જ્ઞાતિનું બંધારણ રહેતું નથી, બંધારણની તો જરૂર છે. ધર્મશાસ્ત્ર પ્રમાણે ઠરાવેલી યતાએ લગ્નો વર્ષમાં એક મીતી ઠરાવી કરવામાં આવે તો, આર્થિક સ્થિતિમાં ખર્ચનો બચાવ થાય. બીજી કોમોની સરખામણીમાં કન્યાવિક્રય વધતાં જતાં અટકશે, તેમજ વરવિક્રય પણ ઓછો થશે. જ્ઞાતિબંધુઓના કેટલાક વિભાગોમાં લગ્નક્ષેત્ર સંકુચિત છે અને તે જ્યાં સુધી વિસ્તારમાં ન આવે ત્યાં સુધી ઇચ્છવા જોગ શુભ પરિણામ લાવી શકશે નહિ.

કુચાલો, નૈતિક અને ધાર્મિક કેળવણીથી કેટલેક અંશે દૂર થઈ શકશે. હાલની સરકારી શાળાઓમાં અપાતી કેળવણી આ તરફ ઘણું દુર્લક્ષ કરે છે અને તે સ્વભાવસિદ્ધ જ હોઈ શકે. કારણ કે વિધર્મી રાજ્યમાં આપણા શ્રેયને ઉદ્દેશીને કેળવણીનો પ્રબંધ કરવામાં આવે એ નહિ બનવા જોગ છે. જોકે કેટલીક શાળામાં ધાર્મિક કેળવણી અપાતી હશે, તોપણ ધર્મનું શિક્ષણ માત્ર ઉપદેશ કરતાં તેના ઉપદેશના વર્તનથી અને ચારિત્ર્યથી વધુ સારી અસર ઉપજાવી શકે છે, તેથી વધુ અસર માતાપિતા તરફથી અપાયેલા સદ્દુપદેશને પરિણામે બાળકોનું ભાવી જીવન અવશ્ય સુધરે અને અધમ રિવાજોને અનુસરતા ક્રમે ક્રમે અને બીજાને તેમ કરતાં અટકાવે.

જેટલી પુરુષો માટે નૈતિક અને ધાર્મિક કેળવણી આવશ્યક છે, તેટલી જ સ્ત્રીઓ માટે છે. વિદ્યા વગરના પુરુષો, ગ્રામ્ય ભાષામાં કહીએ તો ઢોર જેવા ગણાય છે, તેમજ સ્ત્રીઓ પણ પશુવત ગણાય છે. સ્ત્રીઓ કેળવણીમાં પછાત છે, તેમને પશુની સ્થિતિમાં રાખી ઉન્નતિની ઇચ્છા રાખવી એ વ્યર્થ છે.

હાલની જે પદ્ધતિની કેળવણી અપરીપક્વ, અયોગ્ય શિક્ષકો દ્વારાએ, બાળક બાળકીઓને સરકારી શાળાઓમાં આપવામાં આવે છે તેનું પરિણામ વહેવારું, સારું આવતું નથી. શાળામાંથી ઉત્તીર્ણ થઈ નીકળ્યા કે લીધેલી કેળવણીનો ઉપયોગ નોકરી સીવાય બીજો સુઝતો નથી, અને દિવસે દિવસે આપણો ધંધો અધોગતિએ જતો જાય છે. એટલું જ નહિ પણ, નામદાર બ્રિટીશ સરકારે, આપણે એક ઉચ્ચ ખાનદાન કુટુંબના છીએ, માટે નોકરીમાંથી બાતલ કરવા એ દિલગીર જેવું છે. એ ઉદ્‌ગારો માત્ર કાગળ ઉપર જ મોટા ભાગે હોવો જોઈએ. મોટા ભાગે આપણને રાજ્ય કારોબારીમાં ભાગ્યે જ સ્થાન મળે છે. વખતે કોઈ માથું મારી આગળ ધર્યો હોય તો તે અન્ય નોકરસાહીની આંખમાં કરકર ખુચ્યાં કરે છે અને કોઈ પણ રીતે તેને ખસેડવા ભગીરથ પ્રયત્નો કરે છે. આપણી કોમ રાજ્યને મોટા ઉત્પન્નનો હિસ્સો આપનાર છતાં રાજ્યમાં તેના માટે સ્થાન નહિ, અને સ્થાન ન હોવાના કારણે મનગમતા કાનુનો ઘડાઈ આપણી ઉપર અસહ્ય બોજો આવી પડે છે. દાદ લેવી મોંઘી પડે છે. આ સ્થળે કહ્યા વગર ચાલતું નથી કે શ્રીમંત સરકાર ગાયકવાડ મહારાજાસાહેબે કૃપાવંત થઈ, હુજુર હુકમ નંબર એ ૪૨ તા. ૨૫-૧-૧૯૧૦થી આ કામે બાળલગ્ન કરવાની પરવાનગી મેળવવાની અરજની લાગતના રૂ. ૨/-ના સ્ટાંપની થતી રકમ પરત આપવા સંબંધમાં હુકમ કરેલો, જે સંબંધમાં રૂબરૂ ડેપ્યુટેશન લઈ આવવા અનુકુળ તારીખ મળવા નામદાર મનુભાઈ દીવાનસાહેબ જે નાગર ગ્રહસ્થ છે તેમને લેખીત વિનંતી કરી, ઉઘરાણી કરી, પણ તેમને ના કહેવાની પણ ફુરસદ મલી નહીં. આ કેટલું આશ્ચર્યખેદ છે ! તાત્પર્ય એટલો જ કે આપણી કોમ અજ્ઞાન એટલે તેની દરકાર નોકરશાહી ઓછી કરે. જાગ્રત થવાનો માર્ગ કેળવણી સિવાય નથી. જેથી સંવત ૧૯૭૬માં શ્રી કડવા પાટીદાર આશ્રમ સ્થાપન કર્યું. સંવત ૧૯૭૮માં આશ્રમના અંગે વિદ્યાલય સંપાદન કર્યું છે. જેનો લાભ પાટીદાર વિદ્યાર્થી ૧૦૦ તથા અન્ય કોમના ૫૦ લે છે, જે જનસમુહના સન્મુખ આદર્શવાન ખેડૂત છે. આ સંસ્થા માત્ર નોકર ઉત્પન્ન કરવા સ્થપાયેલ નથી, પણ ધાર્મિક, નૈતિક, વહેવારુ અને ઉપયોગી જ્ઞાન આપવા માટે સ્થાપન કરી છે, જેની રચનાને નિભાવવા માટે ઘણું કરવાનું બાકી છે. તેને પહોંચી વળવા વગરસ્વાર્થની બીજી ખોટી કનડગતો આપણને ઘણી છે.

તે તરફ દુર્લક્ષ કરી, પોતાના શ્રેયના આ શુભ સ્વાર્થવાળા આશ્રમને ચિરકાળ સ્થાઈ સ્થાપન કરવા કાયમના વિભાગ માટે વાર્ષિક મોટી રકમનું સારું ઉત્પન્ન ઊભું કરવાની યોજના કરવાની જરૂર છે. ઘર દીઠ વાર્ષિક રૂ. ૧/- આ કોમ આપવા ધારે તો કોઈને બોજારૂપ ન જણાય; અન્ય કોમો થપ્પડ મારી મુર્ખાઈનો લાભ કેટલો લે છે, તે પણ સાથે તુલના કરવાથી ખ્યાલ આવી જવા જેવું છે.

શ્રીમંત ગાયકવાડ સરકારે કૃપાવંત થઈ, ફરજિયાત કેળવણી દાખલ કરી, લાંબી મુદતના અનુભવે, પરીણામ ધારવા પ્રમાણે વહેવારુ ઉપયોગી ન નિવડવાથી ઘણી ગ્રામ્ય શાળાઓ બંધ કરી છે એમ સાંભળવામાં આવે છે. તે જો ખરું હોય તો શાળાઓ બંધ કરવાથી ઉદેશ પાર પડતો નથી. ગ્રામ્ય નિવાસીઓને તેમના ધંધાને ઉપયોગી જ્ઞાનની તો જરૂર છે જ. તો ખરું કારણ-ખામીનું-શોધી કાઢી ખરી કેળવણી પ્રાપ્ત કરેલા આચાર્ય નીમી નૈતિક, ધાર્મિક ખેતીવાડીના વહેવારુ ઉપયોગી કાયદાની આસાન પદ્ધતિથી નહીં, પણ બાળક-બાળાઓને લલચાવી કેળવણી આપવાની ખાસ જરૂર છે. ઉદેશ પાર પડે નહિ, તે માત્ર દંડ જ આપે, એ રીત તો પ્રસંશનીય ન ગણાય.

પુત્રે માતાની સેવા કરવી એ આપણા આર્યનો ધર્મ છે. ધર્મથી પતન થયું, એ પણ એક અધોગતિનું ચિન્હ ગણાય. રોજ નહિ તો વર્ષમાં એક વખત સ્મરણ બહાર મુકે, તો ઉન્નતિમાં એક પગથીયું નીચે ઉતરતા જવાય. આવડી મોટી આપણી કોમ છતાં, શ્રીમંતના કાર્ય વહેવારમાં ઉણપતા આપે એ કેટલી શોચનીય વાત છે એટલું જ નહીં પણ આપણી શ્રી કુળદેવીનું રહેવાનું સ્થાન પણ જીર્ણ થતું જાય છે આ ખામીની પુર્તતા એક વ્યક્તિ કરી શકે નહિ, તો પછી આપણે સમગ્ર ભેગા થઈ આપણી કુળદેવી શ્રી ઉમિયામાતાજી માટે કંઈક સારા ફંડની યોજના ઘડી કાઢવી જરૂરની છે.

સંસારસુધારા કરવાના ઘણા છે પણ બધો આધાર આદર્શ કેળવણી ઉપર રહે છે તેમાં બે મત હોઈ શકે નહિ. માત્ર તન, મન અને ધનથી કેળવણી આપવાનાં સાધન પૂરાં પાડવા માટે એકત્ર દિલથી મદદની ખાસ જરૂર છે. કામ ઘણું છે, તેથી તમારો વધારે વખત ન રોકતાં ટૂંકામાં પતાવીશ કે, આપની યોગ્ય સગવડો રાખવા બનતો પ્રયત્ન કર્યો છે, છતાં અહીંયાં જોઈએ તેવાં સાધનોના અભાવે, તેમાં ન્યુનતા અવશ્ય માલમ પડશે. પણ આપણું સર્વનું લક્ષ જે જ્ઞાતિસેવા છે, તે ઉપર નજર રાખી થતી ઊણપ માટે દરગુજર કરશો.


કડી-જ્ઞાતિબંધુઓએ આપનું સ્વાગત કરવાનું અનુપમ માન મને આપ્યું છે તે માટે કડી જ્ઞાતિબંધુઓનો આભારી થયો છું અને ફરીથી એકવાર મારા તરફથી

તેમજ અહીંના સ્વાગત મંડળ જ્ઞાતિબંધુઓ, અને કડી ફરતા પાટીદાર બંધુઓ તરફથી આપે લીધેલા શ્રમ માટે અભિવંદન. આપનું સવિનય સ્વાગત કરું છું.

## શ્રી કડવા પાટીદાર પરિષદ

### દશમો મહોત્સવ; કડી, ૧૩-૧૪ ડિસેમ્બર, ૧૯૨૪

**માગશર વદ ૨,**

પ્રથમથી જાહેર કર્યા પ્રમાણે પરિષદની બેઠકનો આજે પ્રથમ દિવસ હતો. ગઈ રાત સુધીમા અર્ધ ઉપરાંતની સંખ્યાના સભાસદો હાજર થઈ ગયા હતા. સભાને માટેનો મંડપ અને મંડપથી સ્ટેશનના ઝાંપા સુધીનો રસ્તો ધજા પતાકાઓથી શણગારાઈ તૈયાર થઈ ગયો હતો. પ્રમુખશ્રી, દરબારશ્રી ગોપાળદાસભાઈ અને અન્ય શ્રીમંત વર્ગ આજ સાડા અગિયારની ટ્રેનમાં આવનાર હતા. આવનાર મહેમાનો માટેના ઉતારા, ગોદડાં-ગાદલાં વિગેરેના બંદોબસ્તનું કાર્ય કડી ગામના સ્વયંસેવકોએ સ્વતંત્ર રીતે સ્વીકારી લીધું હતું, ત્યારે રસોડા મંડપ આદિનું સર્વ કાર્ય આશ્રમના વિદ્યાર્થીઓએ ઉપાડી લીધું હતું. કાર્યમાં મદદ કરવાને સભામાં ભાગ લેવાને અમદાવાદની મહામંડળ બોર્ડિંગના, મોડાસા પાટીદાર આશ્રમના અને વસઈ બોર્ડિંગના વિધાર્થીઓ આવી પહોંચ્યા હતા.

ટ્રેન આવવાનો સમય થતાં જ સ્વાગતમંડળના પ્રમુખ અને અન્ય બંધુઓ, પ્રમુખસાહેબ આદિનું સ્વાગત કરવાને સ્ટેશન પર પહોંચી ગયા. આશ્રમ બાલસૈન્યની એક ટુકડી પણ પ્રમુખસાહેબને માન આપવાને સ્ટેશનયાર્ડમાં રસ્તાની બે બાજુ પર વહેંચાઈ ઊભી અને અન્ય વિદ્યાર્થીસમૂહ, સ્ટેશન હદની બહાર રસ્તાની બંને બાજુ પર વ્યવસ્થિત રીતે ગોઠવાઈ ગયા. ટ્રેન આવી પહોંચતાં જ પ્રમુખસાહેબનો જય અને દરબારશ્રીનો જયનાદોથી પ્લેટફોર્મ ગાજી રહ્યું. હાર, કલગી, પાન વહેંચાયાં અને વ્યવસ્થિત રીતે બાલસૈન્ય આદિનાં વંદનો ઝીલતા સાડાબારના સમારંભમાં સર્વે મહેમાનો આશ્રમમાં આવી ગયા.

**બેઠક**



પ્રથમથી પ્રોગ્રામમાં જાહેર કર્યા પ્રમાણે સભાનું કાર્ય બે વાગ્યાથી શરૂ થનાર હતું, કિન્તુ ટ્રેન અડધો કલાક મોડી થવાથી સભાના કાર્યની શરૂઆત ત્રણ વાગતાં થઈ.

સભામંડપ વિશાળ ક્ષેત્રમાં ઉત્તરાભિમુખે બાંધેલો હતો. પ્રમુખસાહેબ, શ્રીમંત અને અમલદાર વર્ગની બેઠક પ્લેટફોર્મ પર ગાદીતકિયા પાથરી સજ્જ કરવામાં આવી હતી. ત્યારે સર્વ સભાસદોને બેસવા માટે મોદો પાથરવામાં આવી હતી.

સ્ત્રીઓની બેઠક પાછલા ભાગમાં રાખેલી હોઈ, ઝીણા વસ્ત્રની આડથી અલગ પાડવામાં આવી હતી.

૨ાા થી ૩ વાગતામાં તો લગભગ ૮૦૦ સભાસદો અને ૨૫૦ પ્રેક્ષકોથી મંડપ પુરેપુરો ભરાઈ ગયો. બહારગામથી પરિષદમાં ભાગ લેવાને ૧૦૦ ઉપરાંત સ્ત્રીઓ આવી હતી. તે અને બીજી ગામની સ્ત્રીઓ તેમને માટે રાખેલું સ્થાન પણ ભરાઈ ગયું અને સર્વ કોઈ આતુર નયને કાર્યની શરૂઆતની રાહ જોવા લાગ્યા.

૩ા ના સુમારમાં પ્રમુખસાહેબ, દરબારશ્રી ગોપાળદાસભાઈ, શેઠશ્રી લશ્કરી, શેઠશ્રી સોમનાથભાઈ, ડૉ. ચીમનલાલ, રા. ગોકળદાસ એન્જિનિયર, રા. પ્રભુદાસ ભાવસીંગભાઈ, પા. કાર્તાન્તિક વગેરે પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ પધારી પોતપોતાનું સ્થાન સ્વીકારતાં જ સંગીતના સાજ સાથે ''પરમ પ્રેમ પરબ્રહ્મ'' એ ગીતથી આશ્રમના વિદ્યાર્થીઓએ કાર્યની શરૂઆત કરી. ''આવો આવો સકલ ભારતકુમાર'' એ દેશપ્રસિદ્ધ ગીતથી વિદ્યાર્થીઓએ સર્વનું સ્વાગત કર્યું, અને ત્યાર પછી સ્વાગત મંડળના પ્રમુખ શ્રીયુત ચતુરભાઈ રાધાભાઈ અમીને પધારેલા મહેમાનોનું કડી ગામ તરફથી સ્વાગત કરતાં સભા બોલાવવાનો હેતુ જાહેર કરનારું વ્યાખ્યાન આપ્યું હતું.

સ્વાગતમંડળનાં પ્રમુખશ્રીનું વ્યાખ્યાન થઈ રહ્યા બાદ રા. છગનલાલ પીતામ્બરદાસે પ્રમુખ તરીકે શ્રીમાન ચંદુલાલ મણીલાલા દેસાઈનું નામ રજૂ કર્યું, જેને રા. ચતુરભાઈ હિરદાસ, રા. જેઠાલાલ લાલદાસ, રા. પ્રભુદાસ ભાવસીંગદાસ વગેરે ગૃહસ્થો તરફથી અનુમોદન મળતાં તેમજ સભા સમસ્તે એકે અવાજે તાળીઓના ગડગડાટથી સંમતિ આપતા જયનાદ વચ્ચે શ્રીમાન ચંદુલાલભાઈએ પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું. ત્યાર પછી પ્રમુખશ્રી તેમજ જ્ઞાતિ-પરજ્ઞાતિના પધારેલા પરોણાઓનો ફૂલહાર, કલગી, અત્તર, ગુલાબ આદિથી સત્કાર કર્યા બાદ પ્રમુખશ્રીએ પોતાનું લાંબુ અને અસરકારક વ્યાખ્યાન સભા સમક્ષ વાંચવું શરૂ કર્યું હતું. જે લગભગ સાડા પાંચના સુમારે પૂર્ણ થતાં વિષયવિચારિણી સમિતિની ચૂંટણી થઈ હતી અને ત્યાર પછી વિદ્યાર્થીઓએ કેટલાક સંવાદો ભજવી બતાવ્યા બાદ સંધ્યાકાળના સુમારમાં બેઠકનું આજનું કાર્ય પૂર્ણ થયું હતું.

**માગશર વદ ૩ ને રવિવાર**



સભાનું કાર્ય આજે ઉમાની પ્રાર્થના સાથે સવારમાં ૯ ના સુમારમાં શરૂ થતાં વિષયવિચારિણી સમિતિમાંથી રાત્રે પસાર થઈ આવેલા ઠરાવો એક પછી એક નીચે પ્રમાણે રજૂ થયા હતા.

**ઠરાવ ૧ :** "આ પરિષદ શ્રીમંત સરકાર મહારાજાસાહેબ સર સયાજીરાવ મહારાજનું સહકુટુંબ દીર્ઘાયુષ્ય ઇચ્છે છે."

આ ઠરાવ પ્રમુખસાહેબે વાંચી સંભળાવ્યો હતો અને તેને તાળીઓના અવાજથી સભાએ વધાવી લીધો હતો.

**ઠરાવ ૨ :** "કેળવણી એ ધાર્મિક, માનસિક અને આર્થિક ઉન્નતિ કરનાર શક્તિ છે, એટલું જ નહિ પણ આ કટોકટીના-હરીફાઈના જમાનામાં અનિવાર્ય છે; તેથી પોતાના સંતાનોને કેળવણી આપવાને દરેક જ્ઞાતિબંધુને આ પરિષદ આગ્રહપૂર્વક ભલામણ કરે છે."

ઉપરનો ઠરાવ રજૂ કરતાં ચાણસ્માના વકીલ અંબાલાલ શીવલાલ પટેલે જણાવ્યું કે -

બંધુઓ કેળવણીની આવશ્યકતા વિષે બોલવું ને સૂર્યને ઓળખાવવા પ્રયત્ન કરવો એ બંને બરાબર છે. એક જમાનામાં કેળવણી સંબંધી કોઈનેએ ભાન નહોતું, પણ તો દરેક દેશની ઉન્નતિનો માર્ગ એક કેળવણી જ છે. અમેરિકા, યુરોપાદિ દેશો તેનાથી જ પોતાનો રસ્તો કરી રહ્યા છે. કેળવણી એ હરેક પ્રકારની ઉન્નતિ માટે જરૂરની છે. આપણા જ્ઞાતિપુત્રો જો કેળવણી પામેલા હશે તો જ સુધારાનો અમલ થઈ શકશે. કેળવણી એ ધાર્મિક, આર્થિક અને નૈતિક ઉન્નતિનું સાધન છે. ડિગ્રીઓ લેવામાં કે અક્ષરજ્ઞાન મેળવવામાં જ કેળવણીનો સમાવેશ થતો નથી, ખિતાબો કે દ્રવ્ય મેળવવામાં કેળવણીનો સમાવેશ થતો નથી, પણ મનુષ્યજીવન ખીલે અને મુક્તિનો માર્ગ સૂઝી આવે એ જ કેળવણી પ્રાપ્ત કરવાનો મુખ્ય ઉદ્દેશ છે. મહાત્માજી એક જ મહામંત્ર બતાવે છે કે, सा विद्या या विमुक्तये। જેનાથી હિંમત, ચારિત્ર્યબળ, અત્મોન્નતિ વગેરે લાભો મળી શકે. એવા પ્રકારની કેળવણીને જ ખરી કેળવણી કહી શકાય. કોઈ ફક્ત જ્ઞાની હોય, છતાં તેમાં બીજી વસ્તુઓનો અભાવ હોય તો આપણે તેને પૂજીશું નહિ. અત્યારે માણસની લાયકાત તેના ચારિત્ર્ય પરથી અપાય છે. આજ સુધી અંગ્રેજી કેળવણીમાં ધર્મ અને નીતિ તરફ દુર્લક્ષ્ય અપાતું પણ હવે તો જે સંસ્થા કેળવણી આપવાનો દાવો કરતી હોય તેણે ધર્મ અને નીતિની ખીલવણીનું શિક્ષણ તો આપવું જ જોઈએ.



કેળવણી પ્રાપ્ત કરનારને શરીર સામર્થ્યની પણ જરૂર છે. અખાડા અને અન્ય કસરતોથી બાળકોને આપણે કેળવીશું તો જ કેળવણીના મુદ્દાનો ઉદ્દેશ પાર પડશે. જે બાળકોને કેળવણી આપવાની છે તેમને નાનપણથી પરણાવી દેવાં પણ ન જોઈએ, વીર્યનું રક્ષણ થયું હશે તો જ જ્ઞાન અને બળનું રક્ષણ થઈ શકશે.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ આપણા ધર્મનું મૂળ સૂત્ર છે. દરેક માણસે જીવનમાં આ ચાર કાર્યો કરવાનાં છે. પણ તેમાંયે પહેલાં ધર્મ જાણવાની ખાસ જરૂર છે. જે માણસે ધર્મ જાણ્યો તે જ માણસ બાકીની ત્રણ બાબતો સાધ્ય કરી શકે છે. પશુ આનંદ વિલાસ ભલે ભોગવી શકે કિન્તુ કેળવણી અને તે દ્વારા જ્ઞાનનો લાભ તો મનુષ્ય જ લઈ શકે છે. આપણા બાળકોને કેળવણી આપવી એ ખાસ જરૂરનું છે અને દરેક બંધુઓ મારી આ વિનંતી ઉપર લક્ષ આપશો.

આ ઠરાવને ટેકો આપતાં અંબાલાલ એમ. પટેલે જણાવ્યું કે કેળવણીની જરૂરિયાત વિશે હવે બેમત નથી. એક બળદ પાસેથી પણ જો કામ લેવું હોય તો તેને કેળવવો પડે છે. તો પછી માણસને કેળવણી વિના કેમ ચાલે ? કેળવણીનો હેતુ અત્યારે નોકરી કે વ્યાપારમાં સમાઈ ગયો છે. આવો સંકુચિત અર્થ ન થવો જોઈએ. પશ્ચાત કેળવણીના પ્રભાવે માણસો ખેડૂત મટી નોકરિયાત થતાં શીખ્યા છે. પણ આપણે હવે એ માર્ગ બદલવો જોઈએ. આવી સંસ્થાઓએ એ કાર્યો ઉપાડી લેવાં જોઈએ, વળી કેળવણી લેનાર બાળક બ્રહ્મચારી જોઈએ. શરીર સ્વાસ્થ્ય, મગજ શક્તિ અને ચિત્તવૃત્તિ દૃઢ કરવાની ખાતર પણ બ્રહ્મચર્ય પાલનની જરૂર છે.

કન્યાઓને પણ કેળવણીની જરૂર છે, કારણ કે વ્યવહાર અને ઘરની વ્યવસ્થાનો આધાર એ સ્ત્રીઓ પર જ છે. તેમજ કેળવાયેલી માતા પોતાના બાળકને શિક્ષક કરતાં વધારે સારી રીતે કેળવી શકે.

આ ઠરાવને ટેકો આપતાં શ્રીયુત વસંતે જણાવ્યું કે, બંધુઓ જિંદગીના પાયારૂપ બ્રહ્મચર્ય છે. પોતાના સંતાનોને નહિ કેળવનાર રવરવ નર્કનો અધિકારી છે એમ વેદ કહે છે. બંધુઓ ! બધી ન્યાતોથી પાછળ પડી જવું અને સર્વના ટૂંકારા ખાવા તે જ નર્ક છે. આપસઆપસમાં અજ્ઞાનને લઈને વેરઝેર વધ્યાં જાય છે એ જ નર્ક છે. આ દેશ અને જગતના મહાન ગુરુ રામ અને કૃષ્ણ એ આ જ જાતિમાં જન્મ્યા હતા. કૃષ્ણ ભગવાન ખેતી અને ઢોરનું પાલન કરતા હતા. કેળવણીનો હેતુ શક્તિઓનો વિકાસ કરવો તે છે. હાલનો ગ્રેજ્યુએટ પુસ્તકોનાં પોથાં વાંચી-મોંઢે કરે પણ જગતરૂપી યુદ્ધમાં એ જ્યારે સંડોવાય છે ત્યારે મૂંઝાય છે. બ્રહ્મચર્યના પ્રતાપ વિનાનો, સશક્ત શરીર વિનાનો, આત્મબળ વિનાનો યુવક કેળવણી લઈને શું ઉકાળે ? ગુરુકુળોમાં ગુરુઓના હાથ નીચે શિક્ષણ લઈને સંસારના દરેક પ્રકારના જ્ઞાન વિભુષિત થઈને જ્યારે યુવકો બહાર પડતા ત્યારે સંસાર વ્યવહારમાં તેમને કોઈ પણ પ્રકારની અડચણ રહેતી નહોતી. રામચંદ્ર અને કૃષ્ણ જેવા પણ ગુરુને ત્યાં ભણેલા. ચાર પ્રકારના આશ્રમો પર ચાર વર્ણોરૂપી

જે કિલ્લો રચાયો હતો તેમાં કોઈ ઘુમી શકતું નહિ. તે વેળાએ બ્રહ્મચર્યનો પૂર્ણ પ્રભાવ હતો. આવા પ્રકારની કેળવણીની આશા અત્યારે આપણે સરકાર પાસેથી રાખવી ફોગટ છે. લોર્ડ મેકોલે જેવો માણસ પણ કહી ગયો છે કે આ કેળવણીનો હેતુ ફક્ત કલાર્ક-કારકુનો તૈયાર કરવાને છે.

ગોરા લોકો સાત સમુદ્ર તરીને અહીં આવે અને હલકી નોકરીઓ ઉપાડી લે એ બનવું અશક્ય હતું ત્યારે રાજ્ય વ્યવસ્થાનું શું થાય, કારકુનો ક્યાંથી મેળવવા અને હિન્દનો વહીવટ શી રીતે ચલાવવો એનો તોડ તેઓએ કરી નાંખ્યો. આપણને કેળવણી લેવાને આકર્ષ્યા અને આપણે તેમની હલકી નોકરીઓ ઉપાડવાને તૈયાર થઈ ગયા.

આવી કેળવણી તો નાબૂદ કરવા મહાત્મા ગાંધીજી અને દરબારસાહેબ જેવા પ્રયત્નો કરી રહ્યા છે. આ દેશ કૃષિપ્રધાન છે. આ દેશનો ૮૦ ટકા જેટલો વર્ગ ખેતી ઉપર નભે છે. જો ખેતી બંધ થાય તો આ દેશ પણ નાબૂદ થાય. જે જે મહાન વિભુતિઓ, સંન્યાસીઓ નભે છે તે કોને આધારે છે ? આ આશ્રમ મારા વિચારે તો વશિષ્ઠાશ્રમ જેવો જ છે, સ્વરાજ્યનો અહીં પાયો નંખાય છે. ૩૩ કરોડ હિંદવાસીઓ ગુલામ નથી પણ દેવતા છે. આ આશ્રમો તેમને સ્વાભિમાન શીખવશે. વ્યાસ, કણાદ, આદિ ઋષિઓએ જેવું જ્ઞાન જગતને આપ્યું છે તેવું કોઈએ આપ્યું નથી. આ ભૂમિએ જ વિદ્વાનો અને તત્ત્વવેત્તાઓને ઉત્પન્ન કર્યા છે તે માટે આ ભૂમિને સહસ્રવાર વંદન હો. અત્યારે અમેરીકા અને ફ્રાંસ આદિના તત્ત્વવિચારકોના વિચારોએ હિંદના વિચારમાંથી લેવાયા છે. Sacrifice yours life for others પશુઓ પોતાના માટે જીવે છે, ત્યારે મનુષ્યો બીજાને માટે મરી શકે છે અને જીવે છે. એક કૃષ્ણચંદ્ર ગીતાનું પ્રવચન કરી દેશને ઉન્નત કર્યો હતો અને જ્યારે કૃષ્ણ પણ એક ખેડૂત હતા એમ ભાન થાય છે ત્યારે આ કૃષિકારોને જોતાં મને આનંદ થાય છે. કેળવણીનું ખરું સ્વરૂપ જાણતા અને અમલમાં લાવવા માટે જ આ મહાયજ્ઞ મંડાયો લાગે છે.

કેળવણી જો પદ્ધતિસર અપાતી હોય તો બીજાં હજારો દુઃખો-વિઘ્નો દૂર થઈ જાય. બ્રહ્મચર્ય પાલનથી બાળલગ્ન, કન્યાવિક્રય, છેડાછૂટકા વગેરે મટી જાય. અત્યારે જગતમાં સૌમ્યવાદ ચાલે છે. યુદ્ધો ન થાય, સંપ થાય, મનુષ્ય પશુ મટીને દેવ થાય. આવા પડઘાઓ અત્યારે દરેક દેશમાં ચાલી રહ્યા-સંભળાઈ રહ્યા છે. ઘણા ભાઈઓ કરજ કરીને પણ સંન્યાસીઓને પોષે છે. મારી વિનંતી છે કે તે જ પ્રમાણે આ આશ્રમને સંભાળો, પોષો, કારણ તેમ કરવાની તમારી ફરજ

છે. આ આશ્રમવાસીઓ તે આપણા સંતાનો છે અને તેના સંચાલકો તે આપણા કુટુંબીઓ છે. वसुधैव कुटुम्बकम् । આ આપણા પ્રાચીન સૂત્રાનુસાર પણ આપણે આ સંસ્થાને નિભાવવી જ જોઈએ. હાથ કહેશે કે પગને અને મારે શું ? તો પછી શરીર કેમ ટકી શકશે. કાંઈ ન કરો તે ઠીક પણ જો કાંઈ કરો તો તે નક્કી કરો. સાડા ત્રણ દિવસ ફક્ત પરિષદ ગજવીને જ શાંત થઈ જાય એવા ન જોઈએ.

ઠરાવમાં કેળવણીને અગ્રસ્થાન આપેલું છે, તો તમે પણ તેને અગ્રસ્થાન આપો. બીજા દેશો પણ અગાઉ આપણી જેમ ઊંઘતા હતા પણ તેઓ જાગ્યા અને કેળવણીના પ્રતાપે દુનિયામાં અત્યારે સર્વોપરિ થઈ બેઠા. ૬૦ વર્ષ પૂર્વે જ જાપાન જાગ્યું. મીકાડોએ જોયું કે અંધકારમાં મારી પ્રજા અથડાય છે, ત્યારે તેણે ૧૮૯૩માં એવો ઠરાવ કર્યો કે મારી પ્રજાને એક પણ બાળક અજ્ઞાન ન જોઈએ. તેણે પોતાનાં દેશનાં બાળકોને માફક આવે એવા પ્રકારના કેળવણીના નિયમો ઘડ્યા, યુવકો દેશ દેશ ફરી વળ્યા અને જ્ઞાનરૂપી અગ્નિને પાછો લાવવા માટે પારસીઓની જેમ લાખોના અને કરોડોના ખર્ચ અને આત્મભોગે પ્રયત્ન કર્યા ત્યારે જ આજે તે દેશ ઉન્નતિની ટોચે છે, આજે એ દેશમાં એક પણ બાળક અજ્ઞાન નથી.

## સ્વાશ્રયની જરૂર છે

બીજો માણસ આપણને કાંઈ આપે એ આશા મૂકો, લાવરીને તેનાં બચ્ચાંની વાતનો દાખલો લો. આપણી પશુવૃત્તિ એવી છે કે વખત આવ્યે આપણે આપણા પ્રાણપ્યારાં બાળકોની પણ આહુતિ આપીએ છીએ. ખેડૂત ઉદારતામાં, દાન આપવામાં, ધર્મમાં એટલો વિશાળ હૃદયનો છે કે કરજ કરીને પણ આ કાર્યો કરે છે. અત્યારે ખેડૂત મટી આપણે વેપારીના નોકર બન્યા છીએ, હવે એ સ્થિતિ મટવી જોઈએ. કેળવણીને અભાવે આપણે બીજા દેશોમાં જંગલી, અસભ્ય, વિગેરે ઉપનામોથી પંકાઈએ છીએ.

આપણું અસ્તિત્વ ટકાવી રાખવું હોય તો કેળવણી લ્યો અને બાળકોને કેળવો, તમારી કેળવણી આપતી સંસ્થાઓને સહાય આપતાં રહી સુંદર બનાવો, આવા આશ્રમોને કરજ હોય, અન્નનો બંદોબસ્ત ન હોય, તેમને જોઈતાં સાધનો ન હોય, તો પછી આપણે ઉદ્ધારની અને સુધરવાની વાતો કરીએ તે વૃથા છે. આપણે બીજાને દાન આપીએ અને આપણી જ્ઞાતિની સંસ્થાઓ આર્થિક અભાવે નબળી રહે અને આપણે કાંઈ ન આપીએ તો એમાં આપણી મોટી ભૂલ છે.

આવાં ગુરુકુળો અને આશ્રમોને થોડા મળેલામાંથી થોડું આપીને પણ નિભાવો. જ્યાં સુધી આપણા બાળકને કેળવવાની વ્યવસ્થા આપણે ન કરી શકીએ ત્યાં સુધી આપણાં આ જીવન નકામાં છે. મેં લેઉવા પાટીદારોના બે ચાર આશ્રમો જોયા છે, તેમનાં કામ જોયાં છે, ત્યારે આ ન્યાતમાં પણ તેવા આશ્રમો નભવા જોઈએ. મને ખાત્રી છે કે પાટીદાર બંધુઓ પોતાનાં બાળકોને માટે મદદ આપવા તૈયાર છે.

કેળવાયેલા બાળક નોકરી કરવા નહિ જાય. કેમકે કેળવણી સૌથી પહેલી વસ્તુ સ્વાભિમાન ખીલવે છે. ભલે અમેરીકા આગળ વધેલો હોય પણ જો હિંદુસ્તાન ધારે તો ફક્ત દશ વર્ષમાં જ તેમને મહાત કરી શકે, હિંદ ઉપર પ્રભુની કૃપા છે.

સ્વરાજ્ય ફક્ત કૃષિકારો જ મેળવી શકે. બીજાઓથી તે મેળવાતું નથી. જગતને બતાવો કે અમે બેસી નથી રહ્યા, બનતું કરી રહ્યા છીએ, જાગ્યા છીએ, અને દેશની પ્રવૃત્તિના સાથમાં કામે લાગી ગયા છીએ. ગૌતમબુદ્ધે કહ્યું છે કે જ્યાં સુધી મારા ભાઈઓ અજ્ઞાનમાં છે, તેમને ધર્મજ્ઞાન આપવા માટે હું જીવું છું ત્યાં સુધી મારે નિર્વાણ ન જોઈએ. ''મારા શરીરમાં લોહીનું છેલ્લું એક ટીપું હશે ત્યાં સુધી હું મનુષ્યના ભલા માટે મથીશ.'' તમારામાં પણ આ ભાવ છે જ. ભલે તે ભાવને આપ સારા શબ્દોમાં બહાર ન લાવી શકો. છેવટમાં આપ સર્વે આપની ક્ષત્રિયવટ જાળવો એ જ મારી નમ્ર પ્રાર્થના છે. આટલા વિવેચન બાદ આ ઠરાવ સર્વાનુમતે મંજૂર થયો હતો.

**ઠરાવ ૧ :** આ પરિષદ શ્રીમંત સરકાર મહારાજાસાહેબ સર સયાજીરાવ મહારાજનું સહકુટુંબ દીર્ઘાયુષ્ય ઇચ્છે છે.

**ઠરાવ ૨ :** કેળવણી એ ધાર્મિક, માનસિક અને આર્થિક ઉન્નતિ કરનાર શક્તિ છે, એટલું જ નહિ પણ આ કટોકટીના-હરીફાઈના જમાનામાં અનિવાર્ય છે, તેથી પોતાના સંતાનોને કેળવણી આપવાને દરેક જ્ઞાતિબંધુને આ પરિષદ આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૩ અ. :** શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળે જ્ઞાતિમાં કેળવણીનો ફેલાવો કરવા માટે ઘણું જ સારું કાર્ય કરેલું છે ને કરે છે, તેથી જ્ઞાતિમાં કેળવણીનો પ્રચાર કરનાર મુખ્ય સંસ્થા તરીકે આ પરિષદ તેને સ્વીકારે છે ને જ્ઞાતિના ઘરદીઠ વાર્ષિક નિદાન એક રૂપિયો આપવાની દરેક જ્ઞાતિબંધુને ભલામણ કરે છે.

**ઠરાવ ૩ બ.** : શુભાશુભ પ્રસંગે આપણી જ્ઞાતિ ઘણી જાતના લાગા આપે છે, તેમાંથી બિનઉપયોગી લાગા ઓછા કરીને યા તે લાગાઓ ઉપરાંત એક વધારાનો લાગો નાંખીને શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળના ફંડને મદદ કરવા આ પરિષદ દરેક ગામના જ્ઞાતિબંધુઓને આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

**ઠરાવ ૪ અ.** : સંવત ૧૯૬૬ ની સાલે કડવા પાટીદાર કોમના વર્ષ ત્રણ ઉપરાંતના બાળકોને બાળલગ્ન પ્રતિબંધક નિબંધની કલમ ૧૧ [ક]માંથી મુક્ત મે. રા. રા. ખાશીરાવ જાધવ કડી પ્રાંતના સુબા સાહેબે ફોજદારી દફતરેથી ટીપણ નં. ૧૫ તા. ૧૭-૧૨-૯ નું કરેલું તે વિશિષ્ટ ન્યાયાધીશના અભિપ્રાય સાથે હજુરમાં રજૂ થતાં શ્રીમંત મહારાજા સાહેબે કૃપાવંત થઈ નં. હુ. કા. ક. મુ. ખા. હુ. હુ. નં. A/૪૨ તા. ૨૫-૧-૧૦ થી હુકમ કર્યો છે કે -

"His highness will consider after wards probably before long whether the two rupees stamp fee should be returned to the parties concerned as a nature of grace and only for the occasion."

આ ધોરણે આ કોમને સ્ટાંપ રૂ. ૨/- ઉપર લગ્ન કરવા માટે માગેલી પરવાનગીની રકમ બે લાખ રૂપિયા લગભગ થાય છે. આજ સુધી આ રકમ લઈ લઈ વિનિયોગ કરવા માટે કોમી સંસ્થા ન હોવાને લીધે માંગણી થઈ નહોતી. પરંતુ કડી પ્રાંતમાં કડી મુકામે કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ સ્થાપન થઈ તે અંગે કડવા પાટીદાર વિદ્યાલય અને આશ્રમ, ખેતીવાડી વર્ગ, વણાટ વર્ગ, હુન્નર ઉદ્યોગ વર્ગ, વગેરે સ્થપાણાં છે તેથી તેના નિભાવ અને બહોળા પ્રચાર માટે ઘણી મોટી રકમની જરૂર છે અને તેથી કરીને અમારી જ્ઞાતિની કેળવણીના હિતની ખાતર ઉપરની રકમ અમને મળવી જોઈએ એવી આ પરિષદ ના. ગાયકવાડ સરકારને ખાસ આગ્રહ પૂર્વક વિનંતી કરે છે.

**ઠરાવ ૪ બ.** : સંવત ૧૯૬૬, ૧૯૭૬ અને ૧૯૭૮માં અમારી જ્ઞાતિમાંથી બાળલગ્ન પ્રતિબંધક નિબંધની રૂએ લીધેલા દંડના નાણા અમારી જ્ઞાતિની કેળવણીના ફેલાવા માટે અમારી જ જ્ઞાતિની કેળવણી આપતી સંસ્થાઓને આપવા આ પરિષદ શ્રીમંત મહારાજસાહેબને વિનંતી કરે છે.



**ઠરાવ ૫** : કડી પ્રાંતના ખેડૂત વર્ગના બાળકોને ખેતીનું ઉત્તમ શિક્ષણ આપવાના હેતુથી નામદાર વડોદરા સરકારે જગુદન મુકામે ખેતીનું ફાર્મ ઉઘાડેલું છે પણ તેનો લાભ બિલકુલ લેવાતો નથી, જ્યારે કડી મુકામે કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળે ઉઘાડેલા પાટીદાર વિદ્યાલયમાં અંગ્રેજી અભ્યાસની સાથે

ઔદ્યોગિક વિષયની સાથમાં ખેતીનો અભ્યાસ ક્રમ જોડેલો હોઈ સર્વ કોમના વિદ્યાર્થીઓ તેનો લાભ લે છે; પરંતુ સાધનોના અભાવને લઈને ખેતીવાડીનો અભ્યાસ પુરતી રીતે ખીલવી ન શકાય એ સ્વાભાવિક છે. તો જગુદન ફાર્મને ત્યાંથી ખસેડી કડી મુકામે પાટીદાર વિદ્યાલયની સાથમાં લાવવામાં આવે તો તે વિદ્યાલયમાં વિદ્યાર્થીઓ આ ફાર્મનો લાભ લઈ શકે અને સરકારનો હેતુ સંપૂર્ણ રીતે બર આવે.

તો જગુદન ફાર્મને ત્યાંથી ખસેડી કડી મુકામે પાટીદાર વિદ્યાલયની સાથમાં ચાલુ કરવા આ પરિષદ નામદાર વડોદરા સરકારને વિનંતી કરે છે.

**ઠરાવ ૬ :** નામદાર ગાયકવાડ સરકારના રાજ્યમાંની અમારી જ્ઞાતિની વસ્તી બીજી જ્ઞાતિઓની વસ્તીના પ્રમાણમાં ઘણી જ મોટી સંખ્યામાં હોવા છતાં તેમજ રાજ્યની તિજોરીમાં સૌથી વધારે મહેસુલ આપતી હોવા છતાં રાજ્યની ઊંચી નોકરીઓમાં આપણી કોમમાં તેનું બિલકુલ નથી ને જે અમારી કોમના થોડા ઘણા યુવકોએ ઊંચી કેળવણી લીધી હોય તેને પણ તેમાં સ્થાન મળતું નહિ હોવાથી, આ પરિષદ પોતાની ઉંડી દિલગીરી પ્રદર્શિત કરે છે, ને એવી ઉંચી કેળવણી લીધેલા અમારી જ્ઞાતિના યુવકોને રાજ્યની ઉંચી નોકરીઓનો લાભ આપવા તેમજ રાજ્યની ઉંચી નોકરીના અમુક ટકા અમારી જ્ઞાતિના કેળવાયેલા યુવકો માટે અનામત રાખવા આ પરિષદ શ્રીમંત મહારાજ સાહેબ પાસે આગ્રહપૂર્વક માંગણી કરે છે.

**ઠરાવ ૭ :** વડોદરા રાજ્યની કન્યા શાળાઓમાં પુરુષશિક્ષકોનું પ્રમાણ ઘણું મોટું છે, અને એ શિક્ષકોમાંનો ઘણો મોટો ભાગ ફક્ત છઠ્ઠું ધોરણ પાસ થયેલો એવો યુવાન વર્ગ છે, અને તેથી કન્યાકેળવણીનો હેતુ પાર પડતો નથી એટલું જ નહિ પરંતુ એવા શિક્ષકોથી કન્યાઓના ચારિત્ર્યને મોટું નુકસાન પહોંચવા સંભવ છે. તો કન્યાશાળાઓમાં ખાસ સ્ત્રીશિક્ષણશાસ્ત્રનું જ્ઞાન ધરાવતી શિક્ષિકાઓ નીમવા આ પરિષદ શ્રીમંત સરકારને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૮ :** પરાપૂર્વથી જમીનના માલીક સંપૂર્ણ રીતે ખેડૂતો ગણાતા આવ્યા છે તે મુજબ ખેડૂતોનું જમીન ઉપર સંપૂર્ણ સ્વામિત્વ સ્વીકારવા આ પરીષદ નામદાર સરકારને વિનવે છે, અને ખેતીની ઉત્પન્ન તરફ તથા ખેડૂતોની દુર્દશા તરફ લક્ષ આપી નવેસર મહેસુલના દરમાં-યોગ્ય ઘટાડો કરી કાયમને માટે મહેસુલ ઠરાવવા આ પરિષદ નામદાર સરકારને ભલામણ કરે છે.

**ઠરાવ ૯ :** આ પરિષદ શ્રીમંત સરકારને આગ્રહપૂર્વક વિનંતી કરે છે કે સરકારી કામે મજુર, કારીગર, સીધુ સામાન, તેમજ ગાડા લેવા બદલ કરેલો કાયદો રદ કરી ખુશ ખરીદીથી લેવાનું ધોરણે ઠરાવ્યું.

**ઠરાવ ૧૦ :** પ્રાંગધ્રા રાજ્યના અમલદારો પ્રાંગધ્રાના રાજ્યમાં વસતા આપણા કડવા પાટીદાર ખેડુતભાઈઓ પર જુલમ અને ત્રાસ વર્તાવી તેમની દયાજનક સ્થિતિ બનાવે છે તેથી, જેમને સહન કરવું પડે છે તે તરફ આ પરિષદ દિલશોજી દર્શાવે છે અને પ્રાંગધ્રા રાજ્યના ત્રાસથી આ રાજ્યમાં આશ્રય માટે આવેલા ભાઈઓની સ્થાવરજંગમ મિલકત અને રાજ્ય ખાલસા કરે છે તેમાંથી રક્ષણ અપાવવા આ પરિષદ નામદાર શ્રીમંત સરકારને નમ્રતાપૂર્વક અરજ કરે છે તેમજ આ બાબતમાં સંપૂર્ણ તપાસ કરી તેમાંથી રક્ષણ મળે તેવો બંદોબસ્ત કરવા ના. હિંદી સરકારને વિનંતી કરે છે.

**ઠરાવ ૧૧ :** સમસ્ત જગતમાં ભારત વર્ષ ખેતી પ્રધાન દેશ છે. દેશનો ૮૦ ટકા વર્ગ ખેતી ઉપર જ પોતાનું ગુજરાન ચલાવે છે તેમાં આપણી પાટીદાર કોમનો મુખ્યત્વે કરીને સમાવેશ થાય છે. આપણા ધંધાને પશુ સાથે નિકટ સંબંધ છે. તેમાં પણ સર્વથી વધુ ઉપયોગી એવા બળદ કે જેની ઉત્પાદક કે જેને આપણે હિંદુઓ પૂજ્ય ગણી છીએ, તેમજ આપણે તથા સમસ્ત જનસમુહ ધાર્મિક, આર્થિક અને વ્યવહારિક દૃષ્ટિએ ઉપયોગી ગણે છે, એવું ગરીબમાં ગરીબ પ્રાણી ગાય તેને દરેક પાટીદાર ભાઈએ પાળવી-પોષવી એવી આ પરિષદ દરેક પાટીદાર ભાઈને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૧૨ :** આપણી કોમની મુખ્ય વસ્તી ખેતીનો ધંધો કરે છે અને તેમની આર્થિક સ્થિતિ બહુ જ નબળી અને કરજગ્રસ્ત હોવાથી હંમેશાં શાહુકારોના પંજામાં દબાઈ રહે છે. સહકારી મંડળીઓ કાઢી, સહકાર્યથી પોતાની આર્થિક તેમજ સામાજિક સ્થિતિ સુધારી શકાય તેમ છે, તેથી દરેક ભાઈઓને આ પરિષદ સહકારી મંડળીઓ સ્થાપવા તેમજ સ્થાપેલી મંડળીઓનો લાભ લેવા આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૧૩ અ. :** જમીનના ટુકડા પડી જતા અટકાવવા સારુ નિબંધનો મુસદ્દો ધારાસભામાં રજૂ થનાર છે. તે મુસદ્દામાં રહેલા ફરજિયાત તત્ત્વથી જમીનદારોના હક ઉપર અયોગ્ય અંકુશ મુકાતો હોવાથી તે તરફ આ પરિષદ સખત અણગમો બતાવે છે અને હાલનાં સ્વરૂપમાં મુકાયેલા મુસદ્દાને ફરજિયાત કાયદાનું સ્વરૂપ નહિ આપવા શ્રીમંત સરકારને વિનંતી કરે છે.

**ઠરાવ ૧૩ બ. :** જમીનના વધતા જતા ટુકડા અટકાવવા તથા પડી ગયેલા ટુકડા એકત્ર કરવાના સિદ્ધાંતમાં આ પરિષદને વિશ્વાસ છે, પરંતુ તે મરજિયાત ધોરણે સહકાર્ય પદ્ધતિથી કરવાની યોજના ઉપાડી લેવાને આ પરિષદ શ્રીમંત સરકાર તેમજ પાટીદાર બંધુઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૧૪ અ. :** કુદરતી તળાવો તેમ સરકારે બનાવેલાની આજુબાજુની ખાતાદારોની જમીનમાં પાણી કાંસથી લેવામાં ન આવે તોપણ, પાણીનો કસ જમીનમાં આવે છે એમ માની પાણીનો વિશેષ આકાર લેવો એ અયોગ્ય છે. તેથી એવો આકાર નહિ લેવાનું ઠરાવવા આ પરિષદ શ્રીમંત સરકારને આગ્રહ પૂર્વક વિનંતી કરે છે.

**ઠરાવ ૧૪ બ. :** ગૌચરની જમીન કાયદાથી ઠરેલા ધોરણ પ્રમાણે દરેક ગામે પૂરતા પ્રમાણમાં નહિ હોવાથી ઠરેલા ધોરણ પ્રમાણે આપવા, તેમજ તેમાં કુદરતી રીતે બાવળોના ઝાડો થઈ ઘાસ થવા નહિ દેતાં તે જમીનનો ઉપયોગ જોઈએ તેવી રીતે થતો નથી, તેથી તે બાવળોનું ઉત્પન્ન જે તે ગામોની ગામ પંચાયતોને આપવાનું ઠરાવવા તેમજ કેટલેક ઠેકાણે ગૌચરમાં જમીન મુકરર થઈ છે, તે ખાળ, બાર અને નકામી થઈ છે તેવા ગામે સારી ઘાસ થાય તેવી જમીન પડતર હોય છે તો તેનો બદલો કરી, સારી જમીન ગૌચરમાં દાખલ કરવાનું ઠરાવવા આ પરિષદ શ્રીમંત સરકારને વિનંતી કરે છે.

**ઠરાવ ૧૪ ક. :** વાડાકાછાનો નિયમ રદ કર્યો છે તેથી ખેડુતોને મળતી સવલતો બંધ થઈ છે તે સવલતો પાછી મળે તેવી રીતે કાયદામાં સુધારો થવા આ પરિષદ શ્રીમંત સરકારને વિનંતી કરે છે.

**ઠરાવ ૧૪ ડ. :** ખાતાની જમીનનો નામફેર જે કારણે કરવા ઠરાવી મુદત માટે દંડની લાગત ઠરાવી છે પણ આમ કરવામાં પોતાનું મહેસુલ સરળ રીતે શોધી કાઢવાનો સરકારનો ઉદ્દેશ સમાયેલો છે તો પછી મૈયત, પરાંગંદા તથા ગીરો વેચાણના દાખલા સરકાર દફતરે ફરજિયાત રાખવા ઠરાવેલું છે તો તે ઉપરથી સરકારે યોગ્ય ફેરફાર કરી લેવો જોઈએ અને તેની ફરજ પટેલ તલાટી ઉપર રાખી ખાતેદારને ફરજમાંથી મુક્ત થવાનો કાયદામાં સુધારો થવા આ પરિષદ શ્રીમંત સરકારને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૧૪ ઈ. :** હાલ જે ઇસમોને કિરાયું ભરવું પડે છે તે રકમના વીસ પટ લઈ, કાયમનું સત્ત્વાર્પણ કરી આપીને જેના તેના હવાલે કાયમ રીતે

દાખલ કરવા અને હવે પછી કિરાયાનું બિલકુલ ધોરણ બંધ કરવા શ્રીમંત સરકારને આ પરિષદ આગ્રહપૂર્વક ભલામણ વિનંતી કરે છે.

**ઠરાવ ૧૫ :** મરણ પાછળ રોવા-કૂટવાના અને મોટી સંખ્યામાં કાણમોકાણ જવાના શાસ્ત્ર વિરુદ્ધ બેઅદબી અને નુકસાનકારક રિવાજને તજી દેવા આ પરિષદ સર્વ બંધુઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૧૬ :** હિંદની વધતી જતી ગરીબાઈ અટકાવવાનો ને તેમાંથી મુક્ત થવાનો તેમજ સ્વરાજ્ય મેળવવાનો એકલો અને મુખ્ય ઉપાય "સ્વદેશી વૃત્તનો હૃદયપૂર્વક અંગીકાર કરવો" તે છે, ને તેથી જેમ બને તેમ બધી વસ્તુઓ સ્વદેશની બનેલી અને ખાસ કરીને કાપડ શુદ્ધ-સ્વદેશી વાપરવાનો તેમજ રેંટીયો ચલાવવાને દરેક જ્ઞાતિબંધુને આ પરિષદ આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

**ઠરાવ ૧૭ :** આ પરિષદ શ્રીમંત સરકાર ગાયકવાડ મહારાજાસાહેબને વડોદરા રાજ્યની ધારાસભાને વિસ્તૃત કરવા આગ્રહપૂર્વક વિનંતી કરે છે કે -

(૧) દરેક મહાલ માટે નિદાન એક સભાસદ દાખલ કરવો.

(૨) સભાસદની ચૂંટણી (Direct from elnise) સીધી રીતે મતાધિકારીઓના મતથી કરવી જોઈએ અને બ્રિટિસ રાજ્યની પદ્ધતિ પ્રમાણે પોલિંગ કરવું જોઈએ.

(૩) ધારાસભાને સલાહકાર મંડળ ન ગણતાં તેણે કરેલા ઠરાવોનો અમલ કરવો જોઈએ.

**ઠરાવ ૧૮ :** કેટલાક પાટીદાર કુટુંબો હિંદુ ધર્મમાં ન ગણી શકાય એવા આગાખાંની, પીરાણા કે મોટા પંથ આદિને હિન્દુ ધર્મ સમજીને ફસાયેલાં છે એમ જાહેરમાં આવ્યું છે, તો તેવાં કુટુંબોને એવાં અર્ધદગ્ધ ધર્મોનો ત્યાગ કરી હિન્દુ ધર્મનો તાકીદે સ્વીકાર કરવા આ પરિષદ ભલામણ કરે છે.

**ઠરાવ ૧૯ :** જ્ઞાતિના દેવામાં ઉતારી પાયમાલ કરનાર બારમાં યા વરા, સમોડીયાં, સરવણી, પખોવાઈ વિગેરે નામથી પ્રચલિત મરણ પાછળના જ્ઞાતિભોજનના શાસ્ત્રવિરુદ્ધ રિવાજને તિલાંજલી આપવા આ પરિષદ સર્વ બંધુઓને આગ્રહ કરે છે.



**ઠરાવ ૨૦ :** આ પરિષદ કડવા પાટીદાર બંધુઓને આપણી કુળદેવી શ્રી ઉમિયામાતાજીના વૈશાખ સુદ ૧૫ ના મેળામાં ભાગ લેવા આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૨૧** : હાસ્યસ્પદ એવા ફૂલના દડા, બાંહ્યવર જેવા જ્ઞાતિમાં ચાલતા ખોટા રિવાજને આ પરિષદ ધિક્કારે છે અને એવા રિવાજોનો સદંતર ત્યાગ કરવાને દરેક જ્ઞાતિબંધુને ભલામણ કરે છે.

**ઠરાવ ૨૨** : એક ઉપર બીજી સ્ત્રી કરવાના ચાંલ્લાના, કન્યા વિક્રયના સાટાં, ત્રેખડા, ફેર વગેરે પાપયુક્ત રિવાજોને આ પરિષદ તિરસ્કારે છે અને તેવા રિવાજોને તજી દેવા દરેક જ્ઞાતિબંધુને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૨૩** : નાના બાળકોને પરણાવવા તે ધાર્મિક, આર્થિક, નૈતિક અને શારીરિક દૃષ્ટિએ તદન નુકસાનકારક છે, તો નાનાં બાળકોને નહિ પરણાવવા આ પરિષદ દરેક જ્ઞાતિબંધુને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૨૪** : છેડાછૂટકા અને લખણાના નામથી પ્રચલિત અધર્મયુક્ત અને શાસ્ત્રવિરુદ્ધ રિવાજને આ પરિષદ તિરસ્કારે છે અને તેને દરેક રીતે અટકાવવા દરેક જ્ઞાતિબંધુને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૨૫** : જાનોમાં, વહેલોમાં, આણામાં કે રાવણાઓમાં ગામ કે આખા વિભાગને નોતરી મોટી સંખ્યામાં માણસો સાથે લઈ જવાના રિવાજથી ધંધાને, લઈ જનારને, તેડાવનારને અને જનારને સઘળાને નુકસાન થાય છે, છતાં મોટાઈને નામે તે રિવાજ વિસ્તાર પામતો જાય છે. તો આવા પ્રસંગોમાં ખાસ અંગત માણસોને જ નોતરી ચલાવી લેવા અને થઈ ગયેલા અતિવિવેકને સંકેલવા આ પરિષદ દરેક જ્ઞાતિબંધુને વિનંતી કરે છે.

**ઠરાવ ૨૬** : જ્ઞાતિ ઉન્નતિ અર્થે ઉત્તમ કાર્ય કરનાર અને આ પરિષદ માટે ભારે આત્મભોગ આપનાર સ્વર્ગસ્થ જ્ઞાતિબન્ધુ પુરુષોત્તમદાસ લલ્લુભાઈની મૃત્યુતિથિને તેમની સંવત્સરીના દિવસ તરીકે પાળવાની આ પરિષદ સર્વે જ્ઞાતિબંધુને ભલામણ કરે છે.

**ઠરાવ ૨૭** : રાવસાંકળીના ના. દરબારશ્રી ગોપાળદાસે પોતાનાં ત્યાગ, વીરતા અને દેશભક્તિથી જ્ઞાતિને દીપાવી છે ને દેશના છૂટા પણાની લડતમાં મહાન ભોગ આપ્યો છે તેને માટે આપણી જ્ઞાતિ મગરૂર છે. તેઓશ્રીએ અહીંયાં પધારી પોતાની હાજરીથી પરિષદના કાર્યમાં જે ઉત્સાહ પ્રેર્યો છે તેને માટે તેઓશ્રીનો આ પરિષદ ઉપકાર માને છે.



**ઠરાવ ૨૮** : પંડિત કાર્તાતિકજીએ આ પરિષદમાં પધારી આપણી જ્ઞાતિની કેળવણીના સંબંધમાં જે ઉત્સાહભર્યો ભાગ લીધો છે તે માટે તેમનો તથા પધારનાર બીજા ગૃહસ્થોનો આ પરિષદ આભાર માને છે.

**ઠરાવ ૨૯ :** દરબારશ્રી રાયસીંહજી કેશવભાઈ, દેશાઈ અમરસીંહ દેશાઈભાઈ, મગનલાલ ગોવીંદજી (અમદાવાદ), પુરુષોત્તમદાસ હરગોવીંદદાસ (વડોદરા), બાપુભાઈ ગોપાળદાસ (કાંઝ) તથા આત્મારામ મનસુખભાઈ (નરોડા) જેઓએ પોતાની બનતી દરેક રીતે જ્ઞાતિસેવા કરેલી છે તેમના દિલગીરી ભરેલાં અવસાન માટે આ પરિષદ શોક પ્રદર્શિત કરે છે.

**ઠરાવ ૩૦ :** "પરિષદના આશય વિરુદ્ધ વર્તન કરનાર ગૃહસ્થ પરિષદના વ્યવસ્થાપક મંડળમાં સભ્ય તરીકે રહી શકશે નહિ."

**ઠરાવ ૩૧ :** આ પરિષદ પોતાના કાર્ય માટે નીચે પ્રમાણે પસંદગી કરે છે.

**સેક્રેટરી કુબેરદાસ છોટાલાલ પટેલ; વિરમગામ (હાલ કડી)**

**વ્યવસ્થાપક મંડળ**

| | | |
|---|---|---|
| ૧. | પ્રમુખ સાહેબ ચંદુલાલ મણીલાલ દેશાઈ | મુંબઈ |
| ૨. | સ્વા. મં. પ્રમુખ ચતુરભાઈ રાધાભાઈ અમીન | કડી |
| ૩. | સેક્રેટરી કુબેરદાસ છોટાલાલ પટેલ | વિરમગામ |
| ૪. | દરબારશ્રી લાલસીંહજીભાઈ | વિરમગામ |
| ૫. | પારી લાલજીભાઈ દયારામ | વિરમગામ |
| ૬. | શેઠ ગોરધનદાસ મોહનલાલ | વિરમગામ |
| ૭. | રા. લલ્લુભાઈ સોમનાથ પટેલ | વિરમગામ |
| ૮. | રા. પ્રાણજીવન વૃજલાલ દેશાઈ | પાટડી |
| ૯. | શેઠશ્રી દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લશ્કરી | અમદાવાદ |
| ૧૦. | શેઠશ્રી સોમનાથ રૂપજીભાઈ | અમદાવાદ |
| ૧૧. | રા. ગોકળદાસ હાંસજીભાઈ એન્જિનિયર | અમદાવાદ |
| ૧૨. | પ્રો. જેઠાલાલ ચી. સ્વામીનારાયણ | અમદાવાદ |
| ૧૩. | રા. હિરાલાલ વસંતદાસ મહેતા | અમદાવાદ |
| ૧૪. | રા. છબીલભાઈ છોટાલાલ મહેતા | અમદાવાદ |
| ૧૫. | રા. છગનલાલ પિતામ્બરદાસ | સરઢવ |
| ૧૬. | રા. ધનશાહ જેકણદાસ | આદ્રજમેડા |
| ૧૭. | રા. રામચંદ્ર જમનાદાસ અમીન | ગોઝારીયા |
| ૧૮. | રા. પોપટલાલ ગુલાબદાસ | લાંઘણજ |
| ૧૯. | રા. ધનજીભાઈ મોતીભાઈ | લાડોલ |
| ૨૦. | રા. પરભુદાસ ભાવસંગદાસ | વિસનગર |

| | | |
|---|---|---|
| ૨૧. | રા. પોપટલાલ શીવલાલ | જાદવપુરા |
| ૨૨. | રા. ચુનીલાલ મગનલાલ | રૂપાલ |
| ૨૩. | રા. તુલશીદાસ ગોપાલદાસ | કડી |
| ૨૪. | રા. ચતુરભાઈ હિરદાસ | ચાણસ્મા |
| ૨૫. | રા. કાનજીભાઈ શીવાભાઈ | ચાણસ્મા |
| ૨૬. | રા. નાથાલાલ છગનલાલ | શેરથા |
| ૨૭. | રા. બેચરભાઈ રાયજીભાઈ | ગણપતપુરા |
| ૨૮. | રા. નારાયણજી રામજીભાઈ | ઘાટકોપર |
| ૨૯. | રા. ચુનીલાલ વનમાળીદાસ | ભરૂચ |

કડવા વિજયના તંત્રી તરીકે કુબેરદાસ છોટાલાલ

**ઠરાવ ૩૧ :** વ્યવસ્થાપક મંડળની લાગલગાટ ત્રણ સભાઓમાં ગેરહાજર રહેનાર સભ્ય-વ્યવસ્થાપક મંડળમાંથી કમી થયેલો ગણાશે.

વ્યવસ્થાપક મંડળની વર્ષમાં ત્રણ સામાન્ય સભાઓ નીચે પ્રમાણે મળશે.

પહેલી : છમાસિક.

બીજી : જનરલ મિટિંગ વગેરેનો વિચાર કરવા માટેની.

ત્રીજી : જનરલ મિટિંગ વખતે.

વ્યવસ્થાપક મંડળની તારીખની ખબર તેમાં થયેલા કાર્યની યાદી સાથે સભાસદોને દશ દિવસ પહેલાં જણાવવામાં આવશે.

વ્યવસ્થાપક મંડળનું કોરમ ૧/૩ સભ્યોની હાજરીથી થયેલું ગણાશે.

**ઠરાવ ૩૨ :** કડી ગામના, જ્ઞાતિના તેમજ અન્ય જ્ઞાતિના જે જે સદગૃહસ્થો જેઓએ આ પરિષદને જોઈતી ચીજો પુરી પાડી છે તેમનો તેમજ બીજી રીતે તેના મહોત્સવમાં મદદ કરનાર સદ્‌ગૃહસ્થોનો આ પરિષદ ઉપકાર માને છે તથા શ્રી કડવા પાટીદાર બોર્ડિંગના વોલન્ટિયરો તેમજ કડી ગામના વોલન્ટિયરોએ મહેમાનોની સરભરા કરવામાં જે પરિશ્રમ ઉઠાવ્યો છે તે માટે તેમને ધન્યવાદ આપે છે.



**ઠરાવ ૩૩ :** પરિષદના કાર્યમાં સહાનુભૂતિ દર્શાવનાર વડોદરા રાજના અમલદારવર્ગનો તેમજ સહાનુભૂતિ દર્શાવનાર અન્ય સર્વ બંધુઓનો આ પરિષદ ઉપકાર માને છે.

ઠરાવ ૩૪ : 'આ પરિષદનું કાર્ય નિર્વિઘ્ન શાન્તિપૂર્વક અને સંતોષકારક રીતે આદ્યાન્ત પૂર્ણ કરવા માટે મે. પ્રમુખસાહેબનો આ પરિષદ આભાર માને છે.'

## શ્રી કડવા પાટીદાર પરિષદની વ્યવસ્થાપક કમિટીની ૧૯૮૧ની સાલની પહેલી બેઠક

### તા. ૪-૪-૨૫ ના રોજ આશ્રમના મકાનમાં મળી છે.

**હાજર સભાસદો**

(૧) પ્રો. સ્વામીનારાયણ સાહેબ (૨) છબીલદાસ છોટાલાલ
(૩) લલ્લુભાઈ સોમનાથ (૪) નાથાલાલ છગનલાલ
(૫) છગનલાલ પીતામ્બરદાસ (૬) ધનશાહ જેકણદાસ
(૭) પોપટભાઈ ગુલાબદાસ (૮) રામચંદ્ર જમનાદાસ અમીન
(૯) કુબેરદાસ છોટાલાલ (૧૦) ચતુરભાઈ રાધાભાઈ અમીન

(૧) નાથાલાલની દરખાસ્ત અને છબીલભાઈના ટેકાથી પ્રો. સ્વામીનારાયણ સાહેબ પ્રમુખ તરીકે સર્વાનુમતે ચૂંટાયા હતા.

(૨) પરિષદની અગીયારમી બેઠક ભરવા બાબત - સોનાસણ તા. પ્રાંતીજ અને ગણપતપુરા તાબે વડોદરા એ બંને સ્થળોએથી માગણી આવી હતી. તે બાબત - પ્રાંતીજ તાલુકો યા વઢિયાર એ બેમાંથી કોઈપણ એક વિભાગમાં સ્થાન નક્કી કરવાનો અધિકાર નીચેની કમિટીને આપવામાં આવે છે.

(૧) પ્રોફેસરસાહેબ સ્વામીનારાયણ
(૨) છગનલાલ પીતામ્બરદાસ
(૩) કુબેરદાસ છોટાલાલ પટેલ

**પરિષદના બંધારણનો મુસદો ઘડવાનું કામ નીચેની કમિટીને સોંપવામાં આવે છે.**

(૧) રામચંદ્ર જમનાદાસ અમીન
(૨) પોપટલાલ ગુલાબદાસ પટેલ
(૩) છબીલદાસ છોટાલાલ પટેલ
(૪) કુબેરદાસ છોટાલાલ - મંત્રી
જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ

★ ★ ★

## પ્રકરણ-૧૦

# શ્રી કડવા પાટીદાર પરિષદનો અગિયારમો મહોત્સવ, સોનાસણ-૧૯૨૬

### શ્રી કડવા પાટીદાર પરિષદની વ્યવસ્થાપક કમિટીની ૧૯૮૧ની સાલની બેઠક

**તા. ૧૩-૯-૨૫ ના રોજ કડી આશ્રમના મકાનમાં મળે છે.**

**હાજર સભાસદો :**

(૧) પ્રો.સાહેબ સ્વામીનારાયણ (૨) લાલજીભાઈ દયારામ
(૩) ધનશાહ જેકણદાસ (૪) પ્રાણજીવન વ્રજલાલ
(૫) નાથાલાલ છગનલાલ (૬) પોપટભાઈ ગુલાબદાસ
(૭) કુબેરદાસ છોટાલાલ પટેલ (૮) કાનજીભાઈ શીવાભાઈ વકીલ
(૯) રામચંદ્ર જમનાદાસ અમીન (૧૦) ચતુરભાઈ રાધાભાઈ અમીન.

(૧) પ્રમુખ તરીકે રા. રામચંદ્રની દરખાસ્ત અને કાનજીભાઈના ટેકાથી રા. પ્રો. સા. સ્વામીનારાયણને પ્રમુખ તરીકે ચુંટ્યા. સર્વાનુમતે.

(૨) પરિષદના મહોત્સવ ૧૧માં માટેનું સ્થાન-સોનાસણ નક્કી કરવામાં આવે છે.

(૩) પરિષદના મહોત્સવ માટેની તારીખો સંવત ૧૯૮૨ ના પોષ વદી ૯, ૧૦, ૧૧ વાર શુક્ર, શનિ, રવિ તા. ૮-૯-૧૦ જાન્યુઆરી ૧૯૨૬ નક્કી કરવામાં આવશે.

(૪) પ્રમખસ્થાન માટે પ્રથમ ચુનીલાલ વનમાળીદાસને સ્વીકારવા વિનંતી કરવી અને તે ન સ્વીકારે તો બીજું નામ પ્રો.સાહેબ સ્વામીનારાયણને વિનંતી કરવી. તેઓથી ન સ્વીકારી શકાય તો ત્રીજું રા. છગનલાલ પીતામ્બરદાસને વિનંતી કરવી અને તેઓથી પણ ન સ્વીકારી શકાય તો રા. રામચંદ્ર જ. અમીનને વિનંતી કરવી.

(૫) હિંદની વડી ધારાસભાના પ્રમુખ તરીકે શ્રીયુત વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ

પટેલ ચૂંટી કાઢવામાં આવ્યા તે બદલ શ્રી ક. પા. પરિષદનું વ્યવસ્થાપક મંડળ તેઓશ્રીને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપે છે, અને ઈશ્વર પ્રત્યે પ્રાર્થના કરે છે કે દેશના હિતનાં વધુ અને વધુ કાર્યો કરવાનું તેમને બહુ બળ આપો અને દીર્ઘાયુષી બનાવો.

(૬) આ પરિષદની સાથમાં પરિષદના સમય દરમિયાન અનુકૂળ ટાઈમે પાટીદાર મહિલાઓનો મેળાવડો કરવા આ મંડળ ઠરાવ કરે છે.

(૭) સ્વયંસેવકોની ભરતી કરવામાં વિદ્યાર્થીઓને પ્રથમ પસંદગી આપવી.

શ્રી કડવા પાટીદાર પરિષદની વ્યવસ્થાપક કમિટીની બીજી બેઠક તા. ૧૩-૯-૨૫ ના રોજ સોનાસણ મુકામે રા. ચંદુલાલ મણીલાલના પ્રમુખપણા નીચે મળી. હાજર સભાસદો.

(૧) રા. ચંદુલાલ મણીલાલ દેસાઈ - પ્રમુખ સાહેબ (૨) રા. લાલજીભાઈ દયારામ (૩) પ્રો. સા. સ્વામીનારાયણ (૪) રા. પ્રાણજીવન વ્રજલાલ (૫) રા. નાથાલાલ છગનલાલ (૬) રા. પોપટલાલ ગુલાબદાસ (૭) રા. લલ્લુભાઈ સોમનાથ (૮) રા. રામચંદ્ર જ. અમીન (૯) રા. છગનલાલ પીતામ્બરદાસ (૧૦) રા. નારાયણજી રામજી મિસ્ત્રી (૧૧) રા. ધનશાહ જેકણદાસ (૧૨) કુબેરદાસ છોટાલાલ - સેક્રેટરી.

નિયમ પ્રમાણે ચંદુભાઈએ પ્રમુખસ્થાન લીધું હતું.

(૧) સેક્રેટરીએ વાંચી સંભળાવેલો પહેલી અને બીજી મિટિંગનો અહેવાલ મંજુર થયો હતો.

(૨) ઠરાવ-૧ : બંધારણ કમિટીએ તૈયાર કરેલો મુસદ્દો જે ગઈ બીજી બેઠકમાં મંજુર થયો છે, તે જનરલ મિટિંગમાં રજૂ કરવાનું કામ ચાલુ વર્ષ માટે મુલતવી રાખી, જૂનું બંધારણ મોકલવા માટે સેક્રેટરીએ પ્રયત્ન કરવો અને જૂનું બંધારણ હાથ લાગે તો પરિષદનું તે જ બંધારણ ચાલુ રાખવું.

(૩) ઠરાવ-૨ : માં ૧૦ માં મહોત્સવને અંગે થયેલા ખર્ચ વગેરેનો સર્વ હિસાબ યોગ્ય છે અને તે રા. જેઠાલાલ એલ. બેન્કર પાસે તપાસરાવી પ્રસિદ્ધ કરવાની સેક્રેટરીને મંજૂરી આપવામાં આવે છે.

(૪) ઠરાવ-૩ : જો કડવા વિજયની ખોટ પેટે પરિષદની સિલકમાંથી ઉપાડેલા રૂ. ૨૪૦/- બસો ચાલીસ કડવા વિજયની ખોટ ખાતે માંડી વાળવાનું ઠરાવવામાં આવે છે.

(૫) ઠરાવ-૪ : પરિષદપત્રિકાઓ ચારનું તેમજ વેઠના કાયદામાં આવેલી ખોટનું ખર્ચ મંજુર કરવામાં આવે છે.

(૬) રા. પોપટલાલ ગુલાબદાસ, રા. છબીલભાઈ છોટાલાલ અને રા. કુબેરદાસ છોટાલાલ પટેલની કમિટીએ ઘડેલો પરિષદનાં બંધારણનો મુસદો સુધારા-વધારા સાથે નીચે પ્રમાણે મંજુર કરવામાં આવે છે.

## શ્રી કડવા પાટીદાર પરિષદનો અગિયારમો મહોત્સવ, જાન્યુઆરી ૧૯૨૬-સોનાસણ

તા. પ્રાંતિજનાં સોનાસણ મુકામે તા. ૮, ૯, ૧૦ જાન્યુઆરી, ૧૯૨૬ના રોજ શ્રી કડવા પાટીદાર અગિયારમો મહોત્સવ યોજવામાં આવ્યો હતો. આ અગિયારમા મહોત્સવ ભરૂચના મહાન સુધારક અને કેળવણીકાર ચુલીલાલ વનમાળીદાસ ભરૂચવાળાના પ્રમુખપદે યોજવામાં આવ્યો હતો. આ ૧૧મા મહોત્સવની વિશિષ્ટતા એ હતી કે આ મહોત્સવમાં સ્ત્રીઓ માટે અલાયદી વ્યવસ્થા કરવામાં આવી હતી. તેમાં તેમની પાસેથી કોઈપણ પ્રકારની સભ્ય ફી લેવામાં આવી ન હતી. આ સભામાં ઘણી સ્ત્રીઓએ હાજરી આપી હતી તે સુધારકોને મન આનંદની પળ હતી. આ જ સભાના પ્રમુખશ્રીના પદની શ્રીમતી અનસૂયાબેનના પ્રમુખપદે અલગ સ્ત્રીઓની સભા ભરવામાં આવી હતી.

સોનારણમાં (તા. પ્રાંતિજ) ભરાયેલ પરિષદ - મહિલા પરિષદ બીજી હતી. તે પરિષદ શ્રીમતી અનસુયાબેનના પ્રમુખપદે ભરાઈ હતી, જેમાં મરણ પછી રોવા-કૂટવાનું બંધ કરવા અને કન્યાકેળવણીનો ઠરાવ સર્વાનુમતે કરવામાં આવ્યો હતો. ત્યાર પછી ઘણી સ્ત્રીઓ પરિષદોમાં હાજરી આપતી થઈ હતી. તેમને પરિષદોમાં ભાગ લે તે માટે વિશેષ સવલતો આપવામાં આવતી હતી. તેમના પ્રશ્નોને લગતી વિશેષ પત્રિકાઓ પણ વહેંચવામાં આવતી. સ્ત્રીઓ આપણા જ્ઞાતિમુખપત્રોમાં પોતાની સમસ્યાઓને લગતા લેખો પણ લખવા લાગી હતી. ગોદાવરીબેન, વ્હાલીબેન, અનસુયાબેન, પાર્તવતીબેન, આશાબેન વગેરેના લેખો મનનીય હતા.

આ અગાઉ ભરાયેલ દસ મહોત્સવોમાં મોટા ભાગે સ્ત્રીઓને લગતા ઠરાવો રજૂ થયા હતા. તેનું પરિણામ સ્ત્રી જાગૃતિ દ્વારા અગિયારમાં મહોત્સવમાં જોઈ શકાતું હતું. કારણ કે આ સભામાં સ્ત્રીઓની હાજરી તે જ અગાઉની પરિષદોની ફળશ્રુતિ ગણાવી શકાય. પરંતુ કમનસીબે આ સભાનો અહેવાલ તૈયાર થયો  હતો તે ગુમ થવાને કારણે અપ્રાપ્ય બની ગયો હતો. તત્કાલીન જ્ઞાતિપત્રમાં માત્ર તેનો ઉલ્લેખ જ છે તેમજ તેના ઠરાવો પણ અપ્રાપ્ય છે તેની છૂટક નોંધને આધારે એમ કહી શકાય કે બીજી પરિષદો કરતાં આ પરિષદમાં વધુ જાગૃતિ

જોવા મળી હતી. આ બધો પ્રતાપ વલ્લભભાઈનો લેખી શકાય. કારણ કે વલ્લભભાઈ ઝવેરદાસ પટેલના પ્રમુખપદે તોરણા (તા. પ્રાંતિજ) મુકામે શ્રી કડવા પાટીદાર સુધારક મંડળનો તૃતીય મહોત્સવ તા. ૩૦-૩૧ ઓક્ટોબર ૧૯૨૦ ના રોજ યોજાયો હતો. આ મહોત્સવના અહેવાલ પણ મળતાં નથી; છતાં તેમાં ખાસ કરી વિદ્યાર્થીઓને ભણવા માટે છાત્રાલયો ખોલવા પર ભાર મુકાયો હતો. વલ્લભભાઈની હાજરીની ભારે અસર પડી હતી. કપડવંજમાં વિદ્યાર્થી આશ્રમ ખોલવામાં આવ્યો તે પણ વલ્લભભાઈની પ્રેરણાથી તેમજ કડી સંસ્થાના કાર્યકરોનો સાથ મળી રહ્યો. આમ ૧૯૨૦ પછી આ પ્રદેશમાં સારી એવી જાગૃતિ આવી હતી. જેનું પરિણામ સોનાસણની પરિષદમાં દેખાયું. વલ્લભભાઈએ સામાજિક સ્થિતિ સુધારવાની, ખેડૂતોએ સ્વમાની બનવાની, સ્ત્રીઓની હાલત સુધારવા તેમજ કુરિવાજો નાબૂદ કરવાની વાત કરી હતી. કુલીનશાહી નાબૂદ કરી વરા અને લગ્ન પાછળ થતા ખર્ચાઓ બંધ કરવાની શીખ આપી હતી.

સોનાસણ એક નાનકડું ગામ હોવા છતાં પ્રાંતિજના પટેલોએ પણ આ પરિષદ માટે ઉત્સાહ બતાવ્યો હતો. આ પરિષદ બાદ ઘણી ખરી પરિષદોમાં સ્ત્રીઓ હાજરી આપતી થઈ ગઈ હતી અને શિક્ષણ લેવાનું પણ શરૂ થઈ ગયું હતું. અહેવાલ નહિ મળતાં આપણે શ્રી ચુનીભાઈ અને તેમના પત્નીની જાણકારી મેળવવી જરૂરી છે. શ્રી ચુનીભાઈ ઘણી સભાઓમાં હાજરી આપતા હતા.

## સ્વ. શ્રી ચુનીલાલ વનમાળીદાસ

કડવા પાટીદારોમાં વિચાર અને આચારના મેળવાળા સુધારકો આંગળીને વેઢે ગણી શકાય એટલા છે. તેમાં શ્રી ચુનીલાલ વનમાળીદાસની ગણત્રી થઈ શકે. સ્વ. ચુનીભાઈનો મને કેટલેક અંશે પરિચય હતો અને તે ઉપરથી મને ખાત્રી થયેલી કે કોમમાં આવા સુધારક બહુ જ ઓછા હશે. તેઓ સ્વભાવે મિલનસાર, ધાર્મિક મનોવૃત્તિના અને દૃઢનિશ્ચયી હતા. પોતાના સુધારક વિચારો અમલમાં મૂકવા માટે તેમને ઠીક ઠીક સહન કરવું પડ્યું હતું. ભરૂચમાં તેમના ઘરની અગ્ર ગણના થાય છે. કડવા પાટીદાર પરિષદના થયેલા પ્રમુખોમાં તે સ્થાન શોભાવે તેવા પ્રમુખો શોધવા નજર કરતાં આંખને ઠારે એવા પ્રમુખ તરીકે તેમની યાદ આવે છે.



તેઓને ક્ષયની બિમારી લાગુ પડેલી, પણ પોતે જ પોતાની સારવાર કરી સાજા થયેલા. તેમણે શોધ ખાતર વૈદકશાસ્ત્રનો અભ્યાસ પણ કરેલો અને ઘેર અનેક જાતની દવાઓ પોતાને ખર્ચે તૈયાર કરતા અને વિનામૂલ્યે લોકોને વહેંચતા. તેમનું ઘર અજાણ્યાને એક ફાર્મસી જેવું લાગતું. તેમના કુટુંબને પેઢીઉતાર લકવાનો

રોગ થતો. આ રોગ પોતાને લાગુ ન પડે એ માટે તેમણે પ્રથમથી જ ઉપચાર કરવા માંડેલા અને તે રોગને હઠાવેલો. છેલ્લાં કેટલાંક વર્ષોથી તેમને બ્લડ પ્રેશરનું (લોહીના દબાણનું) દર્દ હતું. તેનો ઉપચાર પણ તેઓ કરતા અને એ રીતે પોતાના જ્ઞાનનો લાભ પોતાને અને બીજાને આપતા.

તેમની પાસે ઘણી જમીન છે અને વાડીઓ છે. આ વાડીમાં થતા તાડમાંથી ગોળ વગેરે કરવાનું શીખવા માટે તેમણે પોતાનું માણસ મોકલ્યું હતું અને મધમાખી ઉછેરનું કામ શીખવા પણ માણસ મોકલ્યું હતું અને તેમ કરી તેવા ધંધા પોતાના ખેડૂતોને શીખવી તેમને સુખી કરવા તરફ તેમની કાળજી રહેતી.

આમ તેમણે પોતાનું જીવન પરોપકાર કરતાં કરતાં જ પૂરું કર્યું છે.

તેઓ શ્રાવણ સુદ ૧૧ ને રવિવારે પોતાનો મોટો પરિવાર મૂકીને દેવલોક પામ્યા છે. આ આઘાત તેમના કુટુંબને અને શ્રી અનસૂયાબેનને થાય તે સ્વાભાવિક છે. તેમના કુટુંબને ખોટ પડી છે તેના કરતાં સમાજને વધુ ખોટ પડી ગણાય. તેમના આ મૃત્યુના આઘાતને સહન કરવાનું ધૈર્ય શ્રી અનસૂયાબહેન તથા તેમના કુટુંબને મળી રહે એવી પ્રાર્થના છે. **તંત્રી**

ભરૂચના વતની શ્રી ચુનીલાલ વનમાળીદાસ જેવા સાચા સુધારક જ્ઞાતિમાં ભાગ્યે જ જોવામાં આવશે. ગમે તે ભોગે પોતાના સુધારક વિચારો તેમણે અમલમાં મૂક્યા છે. જ્ઞાતિસુધારામાં તેમણે અગ્રગણ્ય ભાગ લીધો છે. કડવા પાટીદાર પરિષદનું એક વખતનું પ્રમુખસ્થાન તેમણે શોભાવ્યું હતું. પોતે બીજાઓને સુધારાનો જે ઉપદેશ આપતા તે પોતાના જીવનમાં ઉતારી તેમણે સમાજમાં દાખલો બેસાડ્યો છે. જ્ઞાતિવરા, બાળલગ્ન, મરણ પાછળના ખર્ચા તેમજ છાત્રાલયો અને કેળવણીના પ્રશ્નોમાં તેમણે અગ્રગણ્ય ભાગ લીધો છે. ભરૂચ મ્યુનિસિપાલિટીમાં પણ પોતાનાં ઘરનાં કામ કોરે મૂકી તેમણે લોકોની સેવા કરી છે.

તેમણે વૈદકનો ઊંડો અભ્યાસ કર્યો હતો અને તે ધંધામાં કુશળ થઈ તેઓ દેશી વનસ્પતિની દવાઓ જાતે બનાવતા. પોતાને ઘેર દવાખાનું કાઢી પોતાના ખર્ચે લોકોની સારવાર મફત કરતા.

ધર્મ તરફ પણ તેમને ઘણી જ મમતા હતી. હિંદુસ્તાનમાં ગણાતા અગ્રગણ્ય સાધુ સંન્યાસીઓ અને મહાત્મા પુરુષોની તેમણે ઘણી જ સેવા કરી હતી. ભરૂચ શહેરમાં તેઓની ગણના એક જ્ઞાની, પરમાર્થી ધર્મનિષ્ઠ નાગરિક તરીકે હતી.


આપણી જ્ઞાતિના એ મહાન સુધારક એકાએક તા. ૭-૮-૩૮ ના રોજ સવારે છ વાગતાં પથારીમાંથી ઊઠી પ્રભુ પ્રાર્થના કરતાં પોતાનો પંચતત્ત્વનો દેહ છોડી સ્વર્ગવાસી થયા છે. વગર માંદગી ભોગવ્યે, મહાપુરુષોની માફક વગર દુઃખ

પડ્યે આ દુનિયાનો સંબંધ છોડી તેમણે દેવલોકમાં ગતિ કરી છે. ભરૂચ શહેરની, રોગપીડિત જનતાને અને આપણી જ્ઞાતિને તેમની ભારે ખોટ પડી છે.

તેઓ પોતાની પાછળ વિધવા પત્ની, (જેઓ એક પણ મોવડી સુધારક છે અને સોનાસણની મહિલા પરિષદનાં પ્રમુખ હતાં.) પાંચ પુત્રીઓ અને બે પુત્રો મૂકી ગયા છે.

એમના જેવા પરોપકારી અને સુધારક નરો પ્રાપ્ત થવા મુશ્કેલ છે. પ્રભુ એમના આત્માને શાંતિ આપો.

**બહેચરભાઈ રાયજીભાઈ**

## એક બહેન(અનસૂયાબેન)-ની યોજના

જ્ઞાતિના લેવડ-દેવડના ઊંચાનીચાના ભેદને સમાનતાના પાયા ઉપર મૂકવા અને સંકુચિતતા તોડવા એક સ્વતંત્ર મંડળ સ્થાપી તે મારફત પ્રવૃત્તિ ચલાવવાની એક યોજનાની પ્રાથમિક આછી પાતળી રૂપરેખા આપતો એક પત્ર શ્રીમતી અનસૂયાબહેન તરફથી મળ્યો છે. સમાજના શુદ્ધિકરણમાં અનેક પ્રવૃત્તિઓ જુદી જુદી રીતે થવાની જરૂર છે. તેમાં આ પ્રયત્ન સંગઠિત રૂપે થાય અને તે વળી એક બહેન તરફથી થાય તે આવકારદાયક છે ખરો. આવી પ્રવૃત્તિને 'પટેલ' થઈ શકતી બધી મદદ આપવા તૈયાર રહેશે. તે બાબત મારા વિચારો નહિ દર્શાવતાં શ્રી અનસૂયાબહેને સૂચવેલ યોજના તેમના જ શબ્દોમાં રજૂ કરવામાં આવે છે. તે સંબંધી જરૂર લાગે તે ભાઈ કે બહેન પત્રવ્યવહાર 'પટેલ' મારફત અગર શ્રી અનસૂયાબહેન સાથે સીધો પણ કરી શકશે. **- તંત્રી**

★ ★ ★

વગા, જથ્થા, ગોળ વગેરેના તથા ઊંચાનીચા કુળના અભિમાન વિના સમગ્ર કડવા પાટીદાર સાથે કન્યા લેવડદેવડનો સંબંધ રાખવા ઈચ્છનાર છૂટીછવાઈ વ્યક્તિઓનું સંગઠન કરવાની યોજના વિચારવા જેવી છે. એવી યોજના એકાદ વ્યવસ્થિત મંડળ જેવું સ્થાપીને કરવામાં આવે તો જરૂર લાભ થાય, અને પછાત ગણાતી જ્ઞાતિમાં સમાજસુધારાની બાબતમાં પણ મદદરૂપ થાય.

અત્યાર સુધીની પરિષદોની પ્રવૃત્તિમાં બોર્ડિંગ હાઉસો (વિદ્યાર્થી આશ્રમો) વિના બીજું સંગીન કામ હજી થઈ શક્યું હોય એમ જાણમાં નથી. યુવકમંડળો વગેરે ઘણાં નીકળ્યાં, પણ મજબૂત આગેવાનો વિના તે બધાં આરંભે શૂરા જેવી હાલતમાં ઊગતાં જ આથમી ગયાં. મારી માન્યતા મુજબ વગા, જથ્થા, ઉંચા,

નીચા, તોડફાડ મંડળનો આરંભ થાય તે બહું ઇચ્છવા જોગ છે. મને ખાત્રી છે કે 'પટેલ' માસિક તેને મદદ આપશે. કોઈ સહૃદય, નિસ્વાર્થી ભાઈ કે બહેન આ બાબતની પ્રવૃત્તિ કરવાની ઇચ્છા ધરાવતાં હોય તેમની સભાસદ થનારની અને તેમના કામની નોંધ 'પટેલ' એક અલગ કોલમ રાખી લે, અને જાહેર કરે તો આવી પ્રવૃત્તિને વેગ મળે.

આ રીતે કોઈ મંડળ સ્થાપવા-ચલાવવા તૈયાર થાય તો તેના સભાસદ તરીકે મારું નામ પહેલું આપવા તૈયાર છું અને તે ભાઈ કે બહેનની સાથે મારાથી થઈ શકે તે મંડળ માટે કામ કરવા પણ તૈયાર છું.

મંડળને વ્યવસ્થિત કરવા અને તેના કામને પહોંચી વળવા તેનું લવાજમ વાર્ષિક ચાર આનાથી બે રૂપિયા સુધી રાખવામાં આવે, તેમાં વિદ્યાર્થીઓ કે બહેનો જે આ મંડળની પ્રતિજ્ઞાને સ્વીકારી તેના સભાસદ થાય તો તેઓ વગર લવાજમે સભાસદ થઈ શકે તેવો પ્રબંધ થાય તે ઇષ્ટ છે.

મારી માન્યતા પ્રમાણે તેવા મંડળના સભાસદે નીચે પ્રમાણે પ્રતિજ્ઞા લેવી જોઈએ.

'હું મારા અંતર્યામીને સાક્ષી રાખી વગા, જથ્થા, ગોળના પ્રતિબંધ વિના અને ઉંચાનીચા કુળની માન્યતા રાખ્યા વિના કન્યા લેવડદેવડના નિયમને પાળવાની પ્રતિજ્ઞા લઉં છું અને તે પ્રમાણે વર્તવા બંધાઉં છું' વગેરે.

તો સુધારાની ઇચ્છા ધરાવતા જ્ઞાતિબંધુઓ, બહેનો અને વિદ્યાર્થી ભાઈઓને વિનંતી કરું છું કે આ અગર આવી યોજનાને સક્રિય રૂપ આપવા તૈયાર થાય.'

નવા ડેરા
ભરૂચ-૧૯૩૭

**શ્રી અનસૂયાબહેન ચુનીલાલ**
**C/o. ચુનીલાલ વનમાળીદાસ પટેલ**

★ ★ ★

## ક્યારે થશે ?

૧. અત્યારે આપણાં ગામડાં કે જ્યાં ભરમોસમે પણ શહેરના ધોળા બગલા (ઉજળીપરજ-મૂડીવાદી)ના હિત માટે રૂ-કપાસના વાવેતર વિના કંઈ થતું જ નથી એવાં વેરાન ગામડાંને બદલે જ્યાં રાનીપરજ-મજુર વર્ગના બાળકો બારેમાસ ખાઈ-પી કલ્લોલ કરે એવાં વાડી, ઝાડી, વાડ અને વેલા વડે અન્ન, જળ, ફળ અને ફૂલથી સમૃદ્ધ ખેતરોવાળાં ગામડાં ક્યારે થશે ?

૨. અત્યારે જ્યાં ગાયના દૂધ-છાશનાં ટીપાં તો શું પણ ચોકા માટે ગોબર કે ગૌમુત્ર પણ મળતું નથી તેવાં વેરાન ગામડાંને બદલે શ્રીકૃષ્ણ પરમાત્માની

વાનરસેનાને માખણ લૂંટવાનું આગ્રહપૂર્વક આમંત્રણ આપે એવાં ગૌધનથી સમૃદ્ધ ગામડાં ક્યારે થશે ?

૩. વિદ્યાવાન અને મૂડીવાદી વર્ગ, જે અત્યારે ગામડાંને ચૂસીને ખોખાં બનાવી રહ્યો છે તે જ વર્ગ, કૃષિકારો સાથે સહકાર કરી પોતાની વિદ્યા અને ધન વડે ગામડાની ઉન્નતિ કરતો ક્યારે થશે ?

૪. આપણી જ વનસ્પતિ અને ખનીજોમાંથી બનેલી મોંઘીદાટ વિદેશી દવાઓને ફગાવી દઈ આપણી ભાગોળની વનસ્પતિથી બનેલી દવા વાપરતા લોકો ક્યારે થશે ?

**यस्य देशस्य यो जन्तु**
**स्तस्य तदौषधं हितम् ।**

૫. આપણા શહેરોના તથા અત્યારે તો ગામડાંના પણ મરવા વાંકે જીવી રહેલા તકલાદી પહેલવાનો (?) જીવક અને પોષક તત્ત્વ વિનાના ફલોર મીલમાં બળીને ખાખ થઈ ગયેલા ચોખા, દાળ અને લોટના કૂચા, જે હોજરી અને આંતરડાંને નિર્બળ-નષ્ટ કરે છે તેને બદલે ઘરની ઘંટીખાણિયાનાં અનાજ વાપરતા ક્યારે થશે ?

૬. બજારનાં સેવ, મમરા, ચેવડા, ભજીયાં, મીઠાઈ વગેરે તથા વીશી અને હોટેલોમાં સવારથી સાંજ લગી ભઠ્ઠીમાં ઊકળી રસકસ વિનાના થઈ ગયેલા લોચાથી પેટ ભરવાને બદલે ગૃહલક્ષ્મીઓના પવિત્ર હાથે રાંધેલા ગરમાગરમ રોટલા ને દૂધ ઉપર સંતોષ માનનારા ક્યારે થશે ?

૭. નાટક સિનેમામાં ઉજાગરા કરી ખરે બપોરે ઘુવડ, ચીબરી કે વડવાગોળ જેવી પ્રકાશિત આંખોવાળા ફેશનેબલ ચશ્માવાળા જુવાનોને બદલે સાઠ વર્ષે પણ સોયના બારીક નાકામાં દોરો પરોવે એવી ડોસીમા જેવી આંખોવાળા ક્યારે થશે ?

ચા, કૉફી, કોકો, તંબાકુ, પાન, ચૂનો, હોટલની વાનીઓ વગેરે વડે વીસ વર્ષમાં પાયોરિયાનો ભોગ થઈને દાંત પડાવી નાખી દાડમની કળી જેવા દાંતનાં ચોકઠાંથી શોભતા જુવાનોને બદલે કોડલીવર ઓઈલને કોરે બેસાડે એવાં સૂકાં કોપરાંની કાચલી ને ગોળને ભચડી ખાય એવા મજબૂત બત્રીશીવાળા ક્યારે થશે ?

૯. ઇંજેકશનો મૂકાવી ચામડાં કોચાવી લોહીનું પાણી કરનારને બદલે અખાડામાં જઈ પાણીમાંથી લોહી બનાવનાર કસરતબાજો ક્યારે થશે ?

૧૦. આળસ, પ્રમાદ અને વ્યસનોમાં જ જીવન વ્યતીત કરનાર વર્ગને અપાતાં સદાવ્રતો તથા અન્નક્ષેત્રો અને પસાયતાંના ધનધાન્ય મહાસભાએ યોજેલા

ગ્રામસેવાનાં કાર્યો અને કાર્યકરોને પોષતાં ક્યારે થશે ?

૧૧. આપણા જ્ઞાતિભાઈઓ પરંપરાથી કે બની બેઠેલા સ્વચ્છંદી કુળવાન કુળદીપકોને કન્યા દેવા ધક્કા ખાઈ ધન અને આબરૂના ધુમાડા કરવાને બદલે સમાજસુધારાની ધગશવાળા, સદાચારી લાયક ઉંમરના મુરતિયાને શોધી સાદાઈથી લગ્ન કરતા ક્યારે થશે ?

૧૨. ધર્મને નામે અધર્મના અખાડા બનેલા મંદિરો, મઠો, ગુરુદ્વારો વગેરેમાં ધન ધાન્યનો ધુમાડો કરવાને બદલે દયાળબાગ જેવી સ્વાશ્રયે ચાલતી ઉદ્યોગશાળાઓને ઉદારતાથી મદદ કરતા ક્યારે થશે ?

૧૩. જથ્થા, વગા અને ગોળનાં ગંધાતાં ખાબોચિયાંમાંથી નીકળી સાગર જેવી વિશાળ પવિત્ર જ્ઞાતિગંગામાં ઊંચનીચના ભેદને તિલાંજલિ આપી મુક્ત સ્વરૂપે વિહરતા ક્યારે થશે ?

૧૪. આપણા જ્ઞાતિભાઈઓ ઘરના ઊંબરામાં ચઢતા પહેલાં જ મખીચૂસો અને કંજૂસોને પોતાના સ્વાર્થ માટે કર્ણરાજાની ઉપમા આપી ------- ખુશામત કરનાર ભાટ ચારણોને પોષવાને બદલે સગી માતા કરતાં ------ હિત કરનાર (હિતની શિખામણ આપનાર) "પટેલ" માસિકને ----- ક્યારે થશે ?

૧૫. આપણા ધનવાન અને કુળવાનોમાંથી આપણા જ ભાઈ લેઉવા પાટીદારોમાં પેદા થયેલા સ્વ. વિઠ્ઠલભાઈ પટેલ, સરદાર વલ્લભભાઈ તથા ----- શ્રી ગોપાળદાસ જેવા આપણી કડવા કોમમાં ક્યારે થશે ?

૧૬. પોતાની સગીર પરણેતર ધર્મપત્નીને થોડાક પૈસાના લોભ --- છૂટાછેડા આપનાર અથવા છતે ધણીએ રંડાપો આપી રખડતી કરી --- કસાઈઓને બદલે પિતાના ઘર રૂપી નંદનવનમાંથી આણેલી, કોરા --- જેવી પવિત્ર પ્રેમની પ્રતિમા જેવી, અને કોડથી ભરેલી વેલને --- માફક આવે એવા સંસ્કારના વલણ વડે વાળી પોતાના સંસારરૂપી ---- મંડપમાં ધરાવનાર પતિદેવો તથા પોતાની પરણેતર સામે કુદૃષ્ટિ ---- જીવતો ચીરી નાખે એવા પતિદેવો ક્યારે થશે ?

(આ પ્રશ્નોમાં 'ક્યારે' શબ્દ 'કયા ઉપાય વડે' એવા અર્થમાં --- છે એમ સમજવું.)



નવા ડેરા–ભરૂચ
૧૯૩૮ **ચુનીલાલ વનમાળીદાસ પટેલ**

★ ★ ★

# પ્રકરણ-૧૧

# શ્રી કડવા પાટીદાર હિતકારક મંડળનો બીજો વાર્ષિક ઉત્સવ, મુંબઈ-૧૯૨૭

## પાટીદારોની અજબ જાગૃતિ

અગાઉથી જણાવ્યા મુજબ ઉપરોક્ત સંસ્થાનો વાર્ષિક જાહેર મેળાવડો તા. ૩૦-૧-૨૭ રવિવારના રોજ મુંબઈ મધ્યે ત્રીજા ભોઈવાડામાં આવેલ શેઠ કલ્યાણજી અમરચંદની વાડીમાં ભાવનગરવાળા શ્રીયુત રતીલાલ હરજીવનદાસ ભગવાનદાસના પ્રમુખપણા નીચે ઉજવવામાં આવ્યો હતો. દૂરદૂરથી આવેલા અને સ્થાનિક પાટીદાર બંધુઓની હાજરીથી સભા હોલ ચિક્કાર ભરાઈ ગયો હતો. વિરમગામવાળા રા. વકીલ લલ્લુભાઈ સોમનાથ પટેલ–બી.એ.એલ.એલ.બી., અમદાવાદવાળા રા. આત્મારામ નારાયણદાસ–બી.ઈ., શ્રીમાન શેઠ ઉમેદરામ જીવાભાઈવાળા, શેઠ ચીમનલાલ, ધર્મવિજય પ્રીન્ટીંગ પ્રેસવાળા રા. ચંદુભાઈ, રા. ભોગીલાલભાઈ ભરૂચવાળા વિગેરે ઘણા સદ્‌ગૃહસ્થોએ હાજરી આપી હતી.

શરૂઆતમાં સુંદર સરોદે મંગળાચરણ થયા બાદ ગંભીર વાતાવરણ થતાં સ્વાગતકમિટીના પ્રમુખ લાંઘણજવાળા શ્રીયુત વીરચંદભાઈ ગુલાબદાસ પટેલે અંતઃકરણપૂર્વક આવકાર આપી, આવા મેળાવડાઓમાં અરસપરસના વિચારોની આપલેથી થતા ફાયદા દર્શાવી મુંબઈ જેવા પ્રવૃત્તિવાળા શહેરમાં આવી તક આપવાનો મંડળના સભ્યોનો આ પ્રયાસ પ્રસંશનીય હોવાનું જણાવ્યું હતું. આ મંડળનો ઈતિહાસ લાંબા વખતનો નથી, પરંતુ ત્રણ વર્ષની ટૂંક મુદતનો છે. તેની સ્થાપના સંવત ૧૯૮૦ ના ભાદરવા સુદી ૪ (ગણેશ ચતુર્થી)ના રોજ થઈ હતી. મંડળની પ્રવૃત્તિ ધીમી પણ વધુ અસરકારક છે. કેળવણી સંબંધી બોલતા જણાવ્યું હતું કે, આધુનિક જમાનો પ્રવૃત્તિનો હોવાથી દરેક દેશ, દરેક રાષ્ટ્ર અને દરેક વ્યક્તિ જાગૃત થઈ છે અને પોતપોતાનું કાર્ય પોતાની ફરજ છે એમ સમજી

ઉત્સાહથી ઉપાડી લે છે. છતાં હજુ આપણી કોમ બહુ પછાડી છે તેનું મુખ્ય કારણ કેળવણીનો અભાવ. લાંબા વખતથી આપણી કોમમાં એટલા બધા કુરિવાજો ઘર કરી બેઠા છે કે તે બધાને હઠાવવા માટે કેળવણી એ જ અકસીર ઉપાય છે. કન્યાવિક્રય, કોમી મતમતાંતરો, બાળલગ્ન, વૃદ્ધલગ્ન અને બીજા સામાજિક કુરિવાજોમાં રહેલા અજ્ઞાનતા રૂપી અંધકાર કેળવણીના પ્રકાશથી નષ્ટ થઈ જશે. અવિદ્યા તે દરેક અનર્થનું મૂળ છે. વિદ્યા તેનો ઉપાય છે એમ જણાવી બાળકોને કેળવવા માટે જ્ઞાતિબંધુઓનું ધ્યાન ખેંચ્યું હતું. કેળવણીના પ્રચારનું ક્ષેત્ર એટલું બધું વિશાળ છે કે તેના માટે આપણી બધી શક્તિઓ તન, મન અને ધનનો ઉપયોગ કરીએ ત્યારે જ તેને પહોંચી શકાય. અજ્ઞાનતાનાં મૂળ એટલાં બધાં ઊંડા હોય છે કે તેને ઉખેડવા સારું જ્ઞાનનો પ્રચાર વર્ષો અને સદીઓ સુધી ચાલુ રાખવો જ પડે. તેનું પરિણામ કદાચ લાંબો વખત સુધી અવ્યક્ત રહે પણ તે કોઈ દિવસ નિષ્ફળ જતું નથી. બારમાં, બાળલગ્ન, કન્યાવિક્રય વિગેરે અધમ રિવાજો સંબંધી લંબાણ વિવેચન કરી સ્ત્રી પુરુષોને આ પ્રગતિમય જમાનામાં કેળવણી લઈ આગળ વધી મનોબળ અને શરીર બળ કેળવવા જણાવ્યું હતું. આદ્યરૂઢિદેવીને વશ નહિ રહેતાં તેમાં વિચારપૂર્વક યોગ્ય સુધારા વધારાઓ કરવા સૂચવ્યું હતું. મિથ્યા વાતોમાં વખત નહિ કાઢતાં, શુદ્ધ ચારિત્ર્યબળ ઘડવા જણાવ્યું હતું. ખેતી સંબંધી વિવેચન કરતાં જણાવ્યું હતું કે, આપણો પ્રધાન ધંધો ખેતીનો છે. જેના વડે આખી દુનિયાનું પોષણ થાય છે તે ધંધાની હાલમાં અવનતિ થતી જાય છે તે તરફ સઘળાનું ધ્યાન ખેંચી ખેડૂતોની આર્થિક સ્થિતિ સુધારવા માટે સહકાર્ય પદ્ધતિનો લાભ લેવા જણાવ્યું હતું. હાલના જમાનાને અનુસરી જૂની પદ્ધતિને વળગી રહેવાનો હઠવાદ તજી ખેતીવાડીમાં નવીન પદ્ધતિઓ દાખલ કરી ખેતી વધુ ફળદાયી થાય એવા ઉપાય યોજવા સુચવ્યું હતું. છેવટે જણાવ્યું હતું કે દરેક કાર્ય કરવામાં ઉત્સાહ અને લાગણીની જરૂર છે; અને તો જ કાર્ય સુલભ થઈ પડે છે. મંડળ પ્રત્યે સહાનુભૂતિ ધરાવી જ્ઞાતિબંધુઓને તેવા કાર્યમાં વધુ સરળતા કરી આપવાનું વિનવ્યું હતું, અને મંડળના કાર્યમાં સર્વ બંધુઓને રસ લેવા આગ્રહપૂર્વક ભલામણ કરી હતી. ત્યાર બાદ સર્વ જ્ઞાતિબંધુઓનો આભાર માની સભા માટે યોગ્ય પ્રમુખ નીમવા વિનંતી કરી હતી.



ત્યારબાદ રા. ચુનીલાલ મગનલાલ પટેલની દરખાસ્તથી અને રા. નારાયણભાઈ અને બહેચરભાઈના અનુમોદનથી પ્રમુખસ્થાન શ્રી રતિલાલ હરજીવનદાસ પટેલે લીધું હતું.

## પ્રમુખશ્રીનું ભાષણ

પ્રમુખશ્રીએ બહુ જ મીઠા અને સુંદર શબ્દોમાં જ્ઞાતિબંધુઓનો આભાર માની જણાવ્યું હતું કે -

**ओउम् भूर्भवः स्वः तत्सवितुर्वरेण्यं भर्गोदेवस्य**
**धीमहि धियो योनः प्रचोदयात् ।**

**સુજ્ઞ મહાશયો,**

કોઈપણ મંડળના સભાસદ કરતાં પ્રમુખ થવું તે વધુ જોખમ ભર્યું છે. મંડળના નિયમોને સંપૂર્ણ પાળવા અને કાર્યમાં મૂકવાની જોખમદારી પ્રમુખ ઉપર વધુ રહે છે અને જો તે પ્રમાણે ન બને તો મંડળ ઉપર ખોટી અસર થાય છે. મને પરાણે પ્રમુખપદ આપવામાં આવ્યું છે અને કમિટીએ પોતે પોતાની જોખમદારીમાંથી છટકવા પ્રયત્ન કર્યો છે. છતાં મારે કહેવું જોઈએ કે, મંડળના સુધારાના ૭ નિયમો કરતાં પણ વધુ આગળ વધેલા સુધારક કુટુંબનો હું છું અને તેથી કમિટીએ ૭ નિયમોને મારી હાજરીથી બરાબર પાલન કરવા તૈયાર રહેવું પડશે.

હવે હું મંડળના ૭ નિયમ ઉપર છૂટક બોલીશ.

**બાળલગ્ન :** આ વિષય તો એવો સાધારણ થઈ ગયો છે કે, દેશની નાની નાની કોમ પણ બાળકોનાં નૂર અને તેજ ઊડી ગયેલાં જોઈ પોતાના સંતાનોને પુખ્ત ઉંમરે પરણાવવા ઇચ્છે છે પરંતુ તેમાં આડખીલી રૂઢિદેવીની છે. આ રૂઢિની સત્તાને તોડવા માટે નૈતિક બળની જરૂર છે.

દરેક માબાપે, પોતાના બાળકોને પુખ્ત ઉંમર પહેલાં પરણાવવા એ મહાપાપ છે એમ માનવું જોઈએ. શરીરનો મુખ્ય પાયો બ્રહ્મચર્ય છે. તેના નષ્ટ થવાથી વિદ્યા, વિવેક અને બુદ્ધિ પ્રાપ્ત થતાં નથી. હું માનું છું કે આપણી કોમમાં બાળલગ્ન તે માત્ર મુદતિયાં લગ્નને આભારી જ હશે ! મને ખબર છે ત્યાં સુધી આપણી કોમમાં કન્યાને વળાવવાનો સમય લગભગ ૧૪ વરસની આસપાસ છે. એ કાંઈક સંતોષનું કારણ છે. જ્યારે બીજી કોમમાં તો ૧૦-૧૨ વર્ષે પરણાવી કન્યાને ગૃહસ્થાશ્રમમાં ધકેલાય છે. જેના પરિણામ રૂપે આપણે હજારો બાલવિધવાઓને ભાળીએ છીએ. પરમાત્માએ મનુષ્યની આયુષ્ય ઓછામાં ઓછી વર્ષ ૧૦૦ની નિયત કરી છે. તેવી જિંદગીના ૪ વિભાગ છે. જેમ કે બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યસ્થાશ્રમ. અત્યારે તો પચીસ વર્ષ જે બ્રહ્મચર્યના છે તે

સમયમાં તો આપણા ગૃહોમાં સંતાનોની છોળ ઉડે છે. જે ઉંમરે પરણવાનો નિયમ લાગુ પાડવાનો છે તે વખતે કુટુંબનો બોજો ઉપાડવાનો ભાર ઝઝૂમી રહે છે ! આવી દશામાં આપણા યુવકો ચારે આશ્રમમાંથી પતિત થઈ કમોતે મરે છે.

આપણી કોમમાં ૧૦ વર્ષના મુદતીયાં લગ્ન શાથી થયાં હશે તે તો ઈશ્વર જાણે. મારું અનુમાન છે કે કોમનો મુખ્ય ઉદ્યોગ ખેતીનો હોવાથી અને લગ્નનાં મુહૂર્ત ખેતીની પ્રવૃત્તિના દિવસોમાં મુખ્યત્વે આવે છે, તેથી સમજુઓએ કદાચ સમયના બચાવને કારણે, લગ્ન માટે દશ વર્ષ પછી એક વર્ષ નક્કી કર્યું હશે ! ઉપરાંત ખેડૂતવર્ગ ઉદાર હૃદયનો હોવાથી લગ્નના મોટા ખર્ચમાં ડૂબી જતો હશે ! તે ખર્ચના બચાવને માટે ૧૦ વર્ષનો લાંબો ગાળો મૂકી દીધો હોય ! તે ગમે તે હોય પણ આ મુદતીયાં લગ્નથી આપણને અનેક પ્રકારની હાની થઈ છે, તેની હવે કોઈનાથી ના નહીં કહેવાય. હમણાં તે મુદતીયાં લગ્ન કોઈ કોઈ જગ્યાએ ભૂલાતાં જાય છે. આ દસ વર્ષના મુદતીયાં લગ્નની પ્રથા હિંદુસ્થાનમાં પહેલ વહેલી અમારા કુટુંબથી તૂટી છે. ઊંઝા (ઉમિયા) માતાનો વહેમ આગળ ધરી ભૂદેવો અને પટેલિયાઓએ જમાના સુધી આપણને અંધારામાં રાખેલા હતા. દયાળુ માતાજી પણ મનમાં મૂંઝાઈ ગયાં હતાં; પોતાના સંતાનોની હલકી દશા જોઈ તેમના દિલમાં ભારે ખેદ થતો હશે ! મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતીના પ્રતાપે મારા પિતાશ્રીના સંસાર સુધારાના વિચારો દૃઢ થયા અને તેમની નીડરતા, હિંમત અને પરમાત્માની પ્રેરણાના પ્રતાપે તેમણે પહેલ વહેલી આ પ્રથાને તોડી હતી જેની આપ સર્વને પૂરી ખબર છે.

શું કોઈ પણ માતા પોતાના સંતાનોને દુ:ખી બનાવવા ઇચ્છે ? ખરેખર ઉમિયામાતાએ પોતા ઉપર આવતો આરોપ દૂર કરી અમારા કુટુંબનાં કાંઈ નહીં તો એક ડઝન સંતાનોને આ મુદતીયાં લગ્નની બંધીમાંથી મુક્ત કર્યાં છે. આથી એ નક્કી થયું કે માતા તો અમારા કુટુંબ ઉપર કુપિત થવાને બદલે પ્રસન્ન થયાં ! પરમ કૃપાળુ પરમાત્માની કૃપાએ અમે અને અમારું આખું કુટુંબ સહીસલામત છીએ. આવું દીવા જેવું ઊજળું હોવા છતાં હજુ પણ કેટલાક સ્વાર્થીઓ અનેક પ્રકારના ગપગોલા ફેંકે છે ! અમે હયાત હોવા છતાં અમારો સ્વર્ગવાસ સંભળાવે છે. તો અમારે કહેવું જોઈએ કે, હા, અમે ખરેખર આ દુનિયામાં સ્વર્ગનું જ સુખ ભોગવીએ છીએ. અમારા બાળકો કુંવારા રહી જશે તેની ભયંકર ચિંતા અમને મટી ગઈ છે અને અમે બાળલગ્નની જ્વાળામાં અમારા બાળકોને હોમવા ખુશી નથી. આથી વધુ સુખ ક્યું હોય વારું ?

લગ્નની ઉંમર બાબતમાં મંડળના નિયમો કરતાં મારા વિચારો વધુ આગળ વધેલા છે. હું માનું છું કે ૧૬ વર્ષ યા તો રજસ્વળા થયા પછી જ કન્યાનાં લગ્ન થવાં જોઈએ. દીકરાનાં લગ્ન વહેલામાં વહેલાં ૧૮ યા ૨૦ વર્ષે જ થવાં જોઈએ. પુખ્ત ઉંમર તો ૨૫ની જ છે. લગ્નની પવિત્ર ભાવના રમતાં બાળકો શું સમજે વારું ? ચાર અડાયા છાણાના ધુમાડા સામે ઢીંગલાઢીંગલીને બેસાડી ગોરમહારાજ હસ્ત મેળાપ કરાવી નાંખે તેથી શું બાળકો લગ્નની પવિત્ર પ્રતીજ્ઞા સમજી શકે છે ? અફસોસકારક બિના તો એ જ છે કે મુદતીયાં લગ્નની પ્રથા તુટ્યાંને આજ લગભગ ૧૮ વર્ષ થઈ ગયાં છે, છતાં હજી કુંવારાં રહી જશે એવા ભયના લીધે ધાવણા બાળકોને પરણાવી દેવાય છે !

કેટલેક ઠેકાણેથી એમ દલીલ થાય છે કે એક જ દિવસે બધાને ત્યાં લગ્ન હોવાથી ખર્ચમાં ફાયદો થાય છે ! કદાચ આ વાત સાચી પણ હોય, છતાં તે ખાતર બાળકોને હોળીમાં હોમવા તો ન જ જોઈએ. તે સામે મારી યોજના એ છે કે, આપણે લગ્ન તો યોગ્ય ઉંમરે જ કરવાં અને લગ્નનાં ખર્ચ બહુ સીધી અને સાદી રીતે ઉકેલવાં જોઈએ ! વરની સાથે માત્ર ૫-૧૦ છોકરાંઓને મોકલી ખર્ચની ખોટી પ્રથાને એકદમ તોડી નાંખવી જોઈએ. પૈસાદારોએ આવી પ્રથમ પહેલ કરવી જોઈએ કે જેથી ગરીબોને રસ્તો અને રાહત મળશે. લગ્નનો ખર્ચ માત્ર ૫૦-૧૦૦ રૂપિયામાં જ પતાવવાથી બંને પક્ષ ખર્ચના દેવામાં ઘસડાતા બચશે.

દરેકેદરેક માબાપે દૃઢ પ્રતિજ્ઞા લેવી જોઈએ કે, પોતાનાં સંતાનોને પુખ્ત ઉંમર સિવાય ન પરણાવે. પોતાનાં સગાંવહાલાં તેવા કૃત્યથી અટકાવવા તેઓ સાથે તેવાં કાર્યમાં અસહકાર કરે.

જ્યાં સુધી તમે દૃઢ નહી બનો, જ્યાં સુધી તમે કડક નહી બનો, જ્યાં સુધી તમે ભાવી પ્રજાના સુખનો ખ્યાલ નહી કરો, અને જ્યાં સુધી તમે રૂઢિને ઠેસ નહી મારો ત્યાં સુધી એ પ્રથા નહી તૂટે; જ્યાં સુધી બ્રહ્માંડના ન્યાયાધીશ પરમાત્માના ડર સિવાય દુનિયાના ખોટા ડરને મહત્ત્વનો ગણશો ત્યાં સુધી કશુંયે થશે નહી. માત્ર ઈશ્વરને આગળ ધરી આગળ વધો. તમારા શુભ માર્ગનો એ એક જ સાચો પગી છે. આપણી ઉન્નતિના કાર્યમાં તે જ સાચો સહાયક છે.



**મરણ પાછળનાં ભોજન :** આ રૂઢિ શાથી પેદા થઈ હશે કાંઈ સમજાતું નથી. બધી વર્ણમાં આવા ખર્ચોથી અનેક કુટુંબો પાયમાલ થયાં છે. ઘર વેચીને કે ખેતર યા દાગીના મૂકીને પણ આવા ખર્ચ હજુ થયે જાય છે. શ્રીમંતોને ચીલે

ચાલતાં બીચારા ગરીબો નાશ પામતા જાય છે. જ્ઞાતિમાં આવા સડા શ્રીમંતોને ત્યાંથી જ પેદા થાય છે. શ્રીમંતોએ આવા મરણ પાછળના ખર્ચ બંધ કરવા જોઈએ. ભૂદેવોએ આપણને શ્રાદ્ધ-તર્પણનો ખરો રસ્તો ભૂલાવી, આવી પ્રથાને પોષી છે. જો બારમા તેરમાના ભોજનથી પિતૃ તૃપ્ત થતાં હોય તો આપણે પણ પૂર્વ જન્મમાં કોઈના પિતૃ તો હઈશું જ ! છતાં પણ આપણને વગર જન્મ્યે ઓડકાર નથી આવતો, તેમ જ કદી જમ્યા વગર ચાલતું નથી તેનું શું કારણ ? ધર્મની દૃષ્ટિએ તો આ પ્રથા ખોટી જ છે, છતાં આજની જીવન નિર્વાહની કષ્ટમય સ્થિતિમાં એક ટંકના ભોજનમાં હજારોનો ધૂમાડો કરી નાંખવો એ પાગલતા જ છે. આર્થિક દૃષ્ટિએ પણ ગુન્હો જ છે. જો દેશમાં સામ્યવાદનું રાજ્ય હોય તો તેવા ખર્ચ કરનારને જરૂર સજા કરવામાં આવે.

જ્યારે દેશમાં લાખો માણસોને એક ટંકનું ભોજન મેળવવા માટે ફાંફાં મારવાં પડે છે ત્યારે ન્યાતના વરામાં લાખોને પહોંચાડી શકાય તેટલું નાણું એક જ વાળુમાં વાપરી નંખાય છે. આનો ઉકેલ ન્યાતના આગેવાનોએ કરવો ઘટે છે. આમ મરણ પાછળના ભોજનના ખર્ચ દોષિત હોવાથી નિંદનીય છે. પણ સાથે સાથે પરસ્પર સ્નેહ સંમેલનો થવાની --- છે અને તેને માટે શ્રીમંતઓએ ખર્ચ ઉપાડવો જોઈએ ! એવો સંમેલનના મેળાવડા વરસમાં એક બે વખત કરવા જોઈએ કે જેથી પરસ્પરની હૂંફ અને સંગઠન વધે અને તે તેટલા ખાતર જ હોવાની જરૂર છે નહીં કે વાહવાહ કહેરાવવા. તેના ખર્ચની પણ હદ રાખવી કે જેથી તે પ્રથા ભવિષ્યમાં ભયંકર ન બને.

**વિક્રયો :** જાણે કે આખી દુનિયાની કુપ્રથાઓની બલા આપણા જ દેશમાં આવીને વસી છે. એવા એવા કુધારાના ખડકો આપણી સામે ઊભા છે કે તેના સુધારા અર્થે સાધુ થવું પડે ! ઘરબાર છોડી ભેખ ધારણ કરવો પડે છતાં પણ આપણો આરો આવે તેમ નથી.

દેશમાં ઘૂસેલા અસુરી રિવાજોને તોડી નાંખવા એ એવું તો દુર્ઘટ કાર્ય છે કે એક આખી પેઢીએ કેસરીયાં કરવા પડે. જડ વસ્તુનાં તો વેચાણ થાય; જાનવરોના તો વેચાણ થાય પણ મનુષ્યોના વેચાણ તો આફ્રિકાના જંગલીઓ સિવાય સંસ્કારી પ્રદેશમાં તો ભાગ્યે જ થતાં હશે. હિંદુસ્થાનમાં હિંદુ અને ઇતર જાતીઓમાં વર અને કન્યા વિક્રય થાય છે. આ રિવાજનું કારણ ખોટી કુલીનતાનું ઘમંડ હોવું જોઈએ ! પોતાની પુત્રીને સુખી કરવાના શુભ ઇરાદાથી મોટી મોટી પહેરામણી આપવાનો મૂળ હેતુ હોવો જોઈએ. પણ આ રિવાજ પાછળથી ચાંલ્લાના

ટેક્ષરૂપે પલટાયો છે. જો બધા માબાપો સંપ કરે ને ચાંલ્લો ન આપે તો શું કુળવાનો પોતાનાં સંતાનોને વાંઢા રાખશે ? પણ આવા સંપ અને પુરુષાર્થ માટે આત્મિક બળની જરૂર છે; આપણે નીડર બનીએ; ઈશ્વરને સહાયક માની દૃઢ બનીએ તો જ કુળવાનો ચાંલ્લા ઓકાવતા બંધ થાય. નહિતર એ મોજ માણનારાઓને આપણે મજુરી કરીને ટેક્ષ ભર્યા જ કરીએ, તો તેમાં આપણો જ વાંક છે !

ચાંલ્લા લેનાર પૈકી અમુક ખાનદાન કુટુંબોને બાદ કરતાં બાકીના એવા એવા વીરો (?) પડ્યા છે કે ખરચીના ફાંફાં પડે કે તરત નવી વહુ લાવે અને ચાંલ્લામાંથી પોતાનું ગુજરાન ચલાવે છે. ખરચી ખૂટે ત્યારે સ્ત્રી ઉપર ફરજ પાડી પિયરમાંથી મેળવવા પ્રયત્ન કરે છે. અજાયબી તો એ છે કે ખેડૂતો સૂર્યના પ્રખર કિરણોમાં મજૂરી કરી દીકરીનાં એવા એવા જજીયાવેરા ભરે છે કે તેનો કાંઈ પાર નથી. ચાંલ્લા સાથે ગયેલી અનેક સ્ત્રીઓ ધાવણાં બાળકો સાથે પિયરમાં પાછી આવી છે. આવા હૃદયભેદક બનાવો બનવા છતાં કહેવાતા કુલીનોને પોતાની દીકરીઓ, સુપર ટેક્ષ સાથે વળાવતાં તમે નહી અટકો ? જો ચાંલ્લા દેવાથી તમારી દીકરી જિંદગીભર સુખી રહેવાની ગેરન્ટી મળતી હોય તો તમે ડબલ આપો. પણ તમારી પુત્રીને સુખ ક્યાં છે ? એ તો બીચારી રડતી આંખે માબાપને ત્યાં પાછી ફરે છે. અહીં હાજર છે તેમાંથી અનેક ભાઈઓ આ રિવાજને કદાચ પોષનારા હશે ! શું તમારામાંથી કોઈની એવી નૈતિક હિંમત નથી કે તમે તમારી દીકરીને એવા જાલીમોને ત્યાં આપતા અટકો ? યાદ રાખજો કે તમે તમારી દીકરીઓના નિત્યના શ્રાપ વહોરો છો. હજુએ ચેતો, જમાનો આગળ વધે છે. નિષ્ઠુર, અજ્ઞાની, દંભી અને ઘમંડી કુલીનોને સાચા કુલવાન, દયાળુ, જ્ઞાની, નમ્ર બનાવવાનું સાધન તમારા જ હાથમાં છે. જે ઘડીએ તમે આ અસુરી રિવાજને તજશો તે જ ઘડીએ એ આળસુ અને ચાંલ્લા પર તાગડધિન્ના કરનાર ભાઈઓ ઉદ્યોગી બનશે.

આ રિવાજને વધુ ઉત્તેજન આપનારી એક મૂર્ખ માન્યતા એ છે કે અમારી દીકરી તો અમદાવાદ યા સુરતના અમુક જ ઘરમાં અપાય ! આને પ્રતાપે ટેક્ષ મંગાય છે ! દીકરી રત્ન છે ને રત્ન ઝવેરીના હાથમાં જ જવું જોઈએ, કુંભારને ત્યાં નહીં ! લંકાની લાડીને માટે ઘોઘાનો વર હોવો જોઈએ. આવા ગોળ અને ટૂંક વિભાગમાં આપવાથી જાતી નષ્ટ ભ્રષ્ટ થઈ જશે. જાતીમાં નાનાં મરણો થાય છે કારણ કે દૂર દેશનું નવું લોહી ભળતું નથી. આપણો કન્યાનો આપલેનો

વહેવાર વિશાળ હોવો જોઈએ. સુરતની કન્યાઓ શા માટે કડીમાં ન અપાય ? ભાવનગરની કન્યાઓ શા માટે અમદાવાદમાં ન જાય ? અમદાવાદની કન્યાઓ શા માટે વિસનગર કે વડનગરમા ન જાય ? શું તે મનુષ્યો નથી ? શું તે એક જ જ્ઞાતિના બાળકો નથી ? હું તો કહું કે એક નાનામાં નાના ગામમાં જો કોઈ સુપાત્ર હોય તો તેને પણ આપણી કન્યા આપણે આપવી જોઈએ. જોઈએ તો અમદાવાદ કે સુરતના કુળવાન શિખરનો નબીરો હોય પણ તે કુપાત્ર હોય તો તમ્હારે તેને કદીપણ તમારી કન્યા આપવી ન જોઈએ ! કુળવાન કુલીન ન હોય તો તમે તમારી દીકરીને ત્યાં જ આપવા બંધાયા નથી. લક્ષણ અને સુપાત્રતા જોયા સિવાય કન્યા આપવાનું જ્યાં સુધી ચાલુ રહેશે, ત્યાં સુધી વરવિક્રય યા ચાંલ્લા ચાલુ જ રહેવાના. માટે તમારે યોગ્યાયોગ્યનો વિચાર કરીને પછી જ કન્યાઓને વરાવવી જોઈએ !

આપણી કોમના કુળવાનો સ્ત્રીઓને ખાસડું, ઉંદરડી કે પગની પનોતી માને છે ! તો શું તેમના વારસો ખાસડા, ઉંદરડી કે પનોતીનાં સંતાન છે ? આ બધુ કોને માટે છે કે જેને સ્ત્રીની કિંમત નથી, એક સ્ત્રીને રખડાવી બીજી કરી લેવી તેને માટે છે. આ મંડળના સભ્ય કે શ્રોતાએ પોતાને પવિત્ર ગૃહિણી યા માતાના સંતાન કહેવરાવવા ઉત્સુક રહેવું જોઈએ નહીં કે ઉંદરડીના. તમારી પુત્રીને એવા સજ્જનોને ત્યાં વરાવો કે તેનું સન્માન થાય. જ્યાં ખાસડાં કે ઉંદરડી ગણાતી હોય તેવા તુચ્છ કુટુંબોને તજી કન્યાને કદરદાન સજ્જનોને ત્યાં વરાવો તો જ તમે ભાવી ઓલાદને માટે નિષ્કંટક રસ્તો બનાવી શકશો.

કન્યાવિક્રય આપણી કોમમાં કદાચ કાઠિયાવાડમાં થતો હશે ! આર્થિક સ્થિતિ ખરાબ હોવાના પ્રતાપે એમ હશે. બીજી ઊંચી ગણાતી કોમમાં દાંત પડી ગયેલા ડોસાઓ પરણવા નીકળ્યા તેથી કન્યાવિક્રય થવા લાગ્યા છે. આ રિવાજ મહાપાતકી છે. તેના કરનારા દીકરીના શ્રાપ વ્હોરી લે છે. જેના પરિણામે કન્યાવિક્રય કરનારા માબાપો દુ:ખી દુ:ખી થઈને મર્યાં છે.

**કેળવણી – કન્યાકેળવણી તથા ફટાણા :** આ મંડળ કેળવણીનો અર્થ શું કરે છે તેની મને ખબર નથી. મારે હિસાબે કેળવણી એટલે અક્ષરજ્ઞાન, યા તો કોલેજોમાં લીધેલી ડિગ્રીઓ નથી. કેળવણીનો અર્થ અંગ્રેજી ભણી, અંગ્રેજી પોશાક અને રિવાજો ધારણ કરવામાં સમાતો નથી. મનુષ્યનું ખરું કર્તવ્ય શું છે તે શીખવું તેનું નામ ખરી કેળવણી. આવું શિક્ષણ હાલની કેળવણી આપતી નથી. હાલની વિચિત્ર પદ્ધતિને લીધે ભણેલાઓ પૈકી મોટો ભાગ અભિમાની, નિષ્ઠુર,

ઘમંડી, સ્વચ્છંદી અને પેટભરો બને છે. પશ્ચિમની કેળવણીએ આપણને ઉચ્છૃંખલ બનાવ્યા છે. આજનો વિદ્યાર્થી તે આવતી કાલનો ગૃહસ્થી છે. તેનામાં શુભ સંસ્કારો પડવા જોઈએ. પ્રત્યેક પ્રાણી પ્રત્યે તેની શું ફરજ છે તે તેણે શીખવું જોઈએ. આપણે અક્ષરશૂન્ય નોકર ઉપર જેટલો વિશ્વાસ રાખીએ તેટલો વિશ્વાસ આજની કેળવણી પામેલા પડોશી પર ન રાખીએ. તેનું કારણ એ છે કે વિદ્યાર્થીઓમાં નીતિ, ધર્મ, વિવેક અને સજ્જનતાના સંસ્કાર પાડવામાં આવતા નથી. કુટુંબને આપણે એક બિનકેળવાયેલા નોકરના વિશ્વાસે સોંપી શકીએ, પણ કેળવાયેલા સંબંધીને વિશ્વાસે મૂકતા ડરીએ એ બધું શાથી ? આજની સ્કૂલો યા કોલેજોમાં માત્ર નોકરી યા પૈસા પેદા કરવાની જિજ્ઞાસાથી ભણીએ છીએ. ત્યાં ધાર્મિક તેમજ નૈતિક શિક્ષણ છે જ નહી. છોકરાંઓ અનેક પ્રકારના અપલક્ષણો શીખે છે. નાના યા મોટાં યા દરેક જણે અક્ષરજ્ઞાન સાથે નૈતિક શિક્ષણ લેવાની જરૂર છે. દરેકે સદાચારી, પ્રમાણિક, ન્યાયી, પરોપકારી બનવું જોઈએ. પરસ્ત્રીને માતા સમાન, પરધનને પત્થર તુલ્ય અને પ્રાણીમાત્રને પોતાના આત્મા જેવાં વ્હાલાં ગણવામાં જ ખરી કેળવણી સમાઈ છે. સદાચાર અને કર્તવ્યનાં પવિત્ર લક્ષણો પ્રાપ્ત થાય એવાં પુસ્તકોમાંથી સાચી શિક્ષા દરેકે દરેકને મળવી જોઈએ.

કન્યા એ અમરવેલ છે તેમાંથી અનેક અમરફળો ફાલે છે. એ આવતીકાલની ગૃહિણી યા માતા છે. તેની કૂખે રામ, લક્ષ્મણ, ભીમ અને અર્જુન જન્મવા જોઈએ. તે ક્યારે બને ? સ્ત્રીને આપણે પવિત્ર સમજીએ, પરસ્ત્રીની સુંદરતા જોઈને તેમાં માતાની ભાવના રાખીએ. તેવી સુંદર સ્ત્રીની કૂખે જન્મવાની અભિલાષા રાખીએ. પરસ્ત્રી પ્રત્યે ભગિનીની ભાવના રાખીએ તો જ આપણે ખરી કેળવણી લીધી કહેવાય. આથી વિરુદ્ધ અત્યારે મન, વચન અને કાયાથી પાપો થઈ રહ્યાં છે ! જેનું કારણ પવિત્ર કેળવણીની ખામી છે. આજની કહેવાતી કેળવણી નહોતી ત્યારે અત્યારે જે ગુન્હા થાય છે તેટલા થતા નહોતા. એ જ બતાવે છે કે આ તો માત્ર ભણેલા ઠગો પેદા કરનારી કેળવણી છે.

આપણી ભાવનાઓ પવિત્ર ક્યારે બને ? જો આપણે રામ અને શિવાજીના જીવનમાંથી પવિત્ર કેળવણી લઈએ તો જ. બાળક, વૃદ્ધ કે જુવાન બધાને આ નિયમ લાગુ પડે છે. સ્ત્રીઓને પશુતુલ્ય માનનારા એ વિચાર નથી કરતા કે તેમની ભાવી ઓલાદ પશુ નીપજશે.



જેનાથી આપણા વંશની વૃદ્ધિ છે, જેનાથી આપણે પિતા યા પુત્ર બન્યા છીએ તે પ્રતાપ સ્ત્રી યા માતાનો છે. આવી ભાવના આપણામાં હોય તો જ

કન્યાને કેળવણી આપવા ઈચ્છીએ. હાલની કેળવણી લીધેલાનો એક દાખલો હમણાનો તાજો છે. એક લેઉવા પાટીદાર જે કુળવાન તો હશે જ, તેઓ મુંબઈ યુનિવર્સિટીની ડોક્ટરની ડિગ્રી ધરાવે છે ! શું આ તમારે હિસાબે કેળવણી લીધી ન કહેવાય ? પણ તેમનું પરાક્રમ સાંભળો ! ડોક્ટર હોવા છતાં પોતાની સગર્ભા સ્ત્રીને દવા પણ કરી નહીં, પૂરા દહાડામાં જાનવરની માફક કામ કરાવ્યું. અનેક પ્રકારના જુલમો કર્યા. પડોશીને ત્યાં બેસવા ગયેલી ત્યાં જઈ પોતાના કુલાભિમાનના મદમાં આવીને બીચારીને પગનાં પાટાંથી મારી. આ તે કેવી કેળવણી ? આ શું તે કહેવાતી કેળવણીની ખામી નથી ? એક બાજુ દવાખાનું ખોલીને દર્દીઓને દવા આપવાનો ધંધો કરે છે, ને બીજી બાજુ પોતાની જ સ્ત્રીને યા પોતાના ભાવી પુત્રની જનેતાને, દુઃખ આપી આપીને રિબાવે છે. બીચારી ધણી, ના-કહો કે ગ્રેજ્યુએટ-કેળવાયેલા ધણીના-જુલમના પ્રતાપે આખરે પિયરમાં જઈ સુવાવડમાં મરી ગઈ. ભાઈઓ ! આ તાજો જ દાખલો છે. એવી તો અનેક બાળાઓ આવા કેળવાયેલા હીરા કહો કે પથરાના હાથમાં રહી આપઘાતો કરે છે ! આ તો રહ્યો ઘરનો જુલમ; પણ કેળવાયેલા બદમાસોના છુપાગુનાઓની પરંપરા તો ચાલુ જ છે ! હમણાં જ વિરમગામના બે રેલવે નોકરોને સખત સજા થઈ છે. શું તેઓ અક્ષરજ્ઞાન મેળવેલા યા અંગ્રેજી ભણલા નહોતા ? આથી એ સાબિત થાય છે કે આધુનિક કેળવણી સાથે રામાયણ, મહાભારત, ગીતા અને આર્ય શાસ્ત્રોના પવિત્ર આદેશો વિદ્યાર્થીઓના હૃદયમાં રેડવામાં આવે તો જ કેળવણી ખીલી નીકળે. ફક્ત એક રામાયણમાંથી જ મનુષ્યની ખરી ફરજ શીખવાનું મળે છે. હજારો માણસ અક્ષરજ્ઞાનના પ્રતાપે, રામાયણ વાંચે છે. પણ ભાગ્યે જ કોઈ એવી પ્રતિજ્ઞા લે છે કે મારે એક પત્નીવ્રતધર્મ પાળવો ! કોઈએ પ્રતીજ્ઞા લીધી કે મારે હનુમાન જેવો સાચો સેવક બનવું ? માત્ર ચોપાઈ કે છંદ લલકારવાથી રામાયણનો અભ્યાસ ખતમ થતો નથી. એ તો હનુમાનના કાળજામાં જે રામ શબ્દ કોતરાઈ ગયો હતો તેમ પવિત્રતા, નીતિ, દયા અને પરોપકારના લક્ષણો આપણા હૃદયમાં કોતરાવાં જોઈએ. આપણી નસેનસમાં રામ જેવા પવિત્ર વિચારો અને ઈશ્વરનો ડર રહેવો જોઈએ.

નરસિંહ મહેતો, ભોજો અને અખો ભક્ત જેવા અનેક ભક્તો માત્ર સાધારણ જ્ઞાન ધરાવનાર હતા, છતાં તેમનાં નામો અત્યારે પ્રાતઃસ્મરણીય છે.



સ્ત્રીઓ લગ્નનાં ગીતમાં ફટાણાં ગાય એ પણ પવિત્ર કેળવણીનો અભાવ છે. હું તો કહું કે કુટુંબનો એક જ મનુષ્ય પોતે જ કુટુંબનો ખરો શિક્ષક બની

બાળકોને આવી કેળવણી આપી શકે ! માબાપ જે શિક્ષણ આપી શકે તે અન્ય કોઈ નથી આપી શકતા. પુત્રો અને પુત્રીઓને બચપણથી જ નીતિ, પવિત્રતા, પ્રમાણીકતા અને ધર્મના રહસ્યના સંસ્કારો પાડવા કે જેથી હિંદની ભાવી ઓલાદ પોતાના પરાક્રમે દુનિયામાં પોતાનો વિજય કરી શકે !

**ખેતીવાડી :** આ વિષયમાં હું પ્રવીણ નથી. તેથી ટૂંકમાં હું મારા વિચારો જણાવીશ. જે દેશમાં રાજકર્તાઓ વેપારી હોય તે દેશના ખેડૂતો પાયમાલ જ થાય છે. ઉનાળાના પ્રખર તડકામાં પરસેવાથી તરબોળ થઈ જનારા ખેડુત માટે પાછળ શું વધે છે તેની પરવા રાજ્યને ક્યાં છે ? ખેડુતો સદાય દેવામાં ડુબેલા જ રહે છે. છ છ મહીના સખત મજુરી કરવા પછી પણ ખેડુતને નસીબે કુટુંબના ખોરાક પૂરતું મુશ્કેલીએ રહે છે. આમાં દોષ કોનો છે ? રાજનો. તેમાંયે કેટલાક દેશી રાજાઓના જુલ્મોની તો હદજ નથી. જે રાજ્યોને માત્ર ખજાના ભરવા છે અને ગોરાંગ અધિકારીઓને દર પાંચ પાંચ વર્ષે લાખોનાં નજરાણાં મૂક્યાં છે તે રાજ્યોમાં ખેડુત સુખી શાનો રહે ?

બ્રિટિશ પ્રજા પોતે જ વેપારી એટલે મહેસૂલ ઉપર જ તેના તાગડધિન્ના હોય છે. એક બાજુ દુકાળોનાં વર્ષો ઉપરાઉપરી આવે છે. ખેડૂતને કુટુંબના પોષણ માટે કે ઢોરઢાંખરના ચારા માટે કાંઈ સાધન ન હોય છતાં તલાટી દાદાનો રીપોર્ટ તો ઊભો જ હોય ! આવી સ્થિતિમાં ખેડૂત કરે શું ? એમાં ખેતીના સુધારા કરવાનો અવકાશ જ છે ક્યાં ? ક્યાં છે તેમને ચેતન કે ઉત્સાહ ? અને ક્યાં છે તેમની પાસે દ્રવ્યના ઢગલા ? અહીં તો પોલીસ પટેલ, તલાટી અગર મામલતદારના કારકુનોની દયાદૃષ્ટિ ઉપર તેમની જિંદગીનો સવાલ લટકેલો છે ! રાજ્યની અમીદૃષ્ટિ અને તેનાં ઉત્તેજન હોય તો જ ખેડૂતો સુધારા કરી શકે. દેશના આગેવાનો કે જે સ્વરાજ અપાવવા નીકળ્યા છે તેમણે ખેડૂતોના ઉદ્ધાર માટે લડીને સરકાર પાસે મહેસુલની વસુલાતમાં ફેરફાર કરાવવો જોઈએ. ખેતરમાં જો પાકે જ નહીં તો પછી કુદરત ઉપર આધાર રાખનારી ખેડૂત પ્રજા વિધોટી ક્યાંથી ભરે ? પણ જ્યાં કાયદેસર સ્થપાયેલી સરકાર હોય ત્યાં આપણે કાયદા અને ધોરણ સિવાય બીજું શું દેખીએ ? દયા અને કાયદાને જમીનઆસમાન જેટલો અંતર છે. એટલે કાયદાની સાથે દયા નભી ન જ શકે !



આ કાંઈ મહારાજા રામચંદ્ર, હરિશ્ચંદ અથવા રાજા ભોજ યા વિક્રમનો જમાનો નથી કે રાજાને મન પહેલી પ્રજા અને પછી એશઆરામ હોય. અહીં તો પ્રજાને ખર્ચે અને જોખમે આનંદ લૂંટાય છે ! અહીંયાં પરોપકાર કે દયાના

દૂતો રહેતા નથી કે જેથી દેશના ધન રૂપી ખેડૂતો માટે દયા રાખે. આવી કફોડી સ્થિતિમાં ખેડૂતો હતાશ છે. તેમને મન તો જીવન-મરણનો સવાલ છે. એવી સ્થિતિમાં તેઓ પોતે ખેતીમાં સુધારા કરવા અસમર્થ હોય એ દેખીતું છે. દેશના ધનાઢ્યોના દિલમાં દયાનાં મોજાં છલકાય તો જ આપણા ખેડૂતો આગળ વધે, ખેતીના સુધારા કરી શકે, અને વધારે કમાણી કરી શકે. દેશના કમભાગ્યે ધનાઢ્યો તો પોતાનાં નાણાં સરકારી લોનના કાગળિયામાં યા તો પરદેશી યંત્રના સાધનોમાં રોકી રહ્યા છે. વ્યાજની આજીવિકાને પસંદ કરી એશારામમાં સંતોષ માને છે ! પોતાના દ્રવ્યને આવી રીતે બંધનમાં રાખી તેની સાચવણીની ચિંતા કરી રહેલા છે ત્યાં દેશની ખેતી સુધારવાની ધગશ ક્યાંથી હોય ? કરોડો રૂપિયા આમ, સરકારી ભંડારમાં યા યંત્રોમાં રોકી રાખી વ્યાજ ખાવાને બદલે ખેતીના ધંધામાં રોકવામાં આવે તો ખેડૂતો અને દેશની ઉન્નતિ એક જ દાયકામાં થાય !

**ભાટના લાગા :** આ એક પ્રાચીન જાતિ છે. તેનાથી દેશનો ઇતિહાસ સચવાયો છે. અત્યારે એની જરૂર છે યા નહી તે નક્કી કરવાનું છે. તેઓના લાગા અત્યારની ગરીબાઈમાં ઘણા અસહ્ય હશે જ. તેથી તેઓને માટે ગામ દીઠ અમુક રકમ જ નક્કી કરવી જોઈએ. કહેવાય છે કે તેમ જો તેઓ ત્રાગા કરી, હઠ કરી, નાણાં કઢાવતા હોય તો તેમને ઘડીના છઠ્ઠા ભાગમાં હાંકી કાઢવા જોઈએ. તેમને તેમની ફરજ શું છે તે યાદ દેવડાવવી જોઈએ. તેમના બાપદાદાનાં પવિત્ર અને દેશરક્ષાનાં કાર્યો હતાં તે પાછાં સજીવન કરાવવાં જોઈએ. લડાઈના જમાનામાં તેઓ જેમ તેમની વીરહાકથી પ્રજાના રૂવાંડા ઉભા કરતા હતા તેવો સમય પાછો આણવો જોઈએ. દરેક બારોટે પોતાની કાવ્યશક્તિ સુધારી-વધારીને આપણા હૃદયમાં શૌર્યની હાક ઉત્પન્ન કરવી જોઈએ. મહારાણા પૃથ્વીરાજ, રાણા પ્રતાપ, શૂર શિવાય અને રાણા સંગના પરાક્રમો આપણામાં ઉતારવા માટે આ પ્રજાએ આપણી નસેનસમાં વીરવેગ આપવો જોઈએ. વિષાદગ્રસ્ત પ્રજાને ઘેનમાંથી ઉઠાડવા આ ભાઈઓએ યત્ન આદરી પોતાના હકો સાબિત કરવા જોઈએ. જો ભાટ બારોટ પોતાના પુરાણાં કામો ફરી પાછાં શરૂ કરે અને સુધારાવધારા સાથે પ્રજામાં પરાક્રમો પેદા કરનારાં કાવ્યોની રેલમછેલ કરે તો મંડળે પોતાની છઠી કલમ પાછી ખેંચી લેવી પડે અને વધુમાં તેમને ઉત્તેજન આપવા મંજૂરી આપવી પડે. 

આ લોકોને તમે ચેલેન્જ આપો, અને તેમને કહો કે, અમારી મરી ગયેલી દેશની દાઝ સજીવન કરો ! અમારા ઠંડા થઈ ગયેલા લોહીને ગતિ આપો ! અમને, અમારા સંતાનોને, અને અમારી સ્ત્રીઓને બહાદુર, નીડર અડગ, ધૈર્યવાન અને

ઝનૂની બનાવવા ઇતિહાસનાં કાવ્યો નિયમસર સંભાળવો. ભારતની વીર રમણીઓનાં પરાક્રમો અમારી બાળાઓને શીખવો. અમારી સ્ત્રીઓને જોધાબાઈ અને ઝાંસીની રાણીનાં શૌર્ય સંભળાવો. આવી મહેનત લઈ તમે તમારા હક્ક ઊભા રાખો તેની અમને ના નથી. મારી નજરે આ કાર્યની પ્રથમ જરૂર છે. એ કોમને ઉતારી પાડવાની જરૂર નથી, પણ જીવતી રાખી લાભ લેવાની જરૂર છે. દરેક ગામડે ગામડે, યા શહેરની શેરીએ શેરીએ તેઓનાં કાવ્યો, છંદો અને હૃદયને ધડકાવનારા સોરઠા સાંભળવાની વ્યવસ્થા કરવી જોઈએ; તેમની અગાધ શક્તિ પાછી સજીવન કરાવી આપણામાં ક્ષત્રિઓનો જુસ્સો અને નીડરતા પેદા કરાવવા તેમને ફરજ પાડવી જોઈએ. મંડળની આ કલમથી હું જુદે માર્ગે ગયો છું માટે દિલગીર છું પણ ઇતિહાસનો હું શોખીન હોવાથી તે કોમની પ્રાચીન સેવા મને યાદ આવે છે અને પ્રજાએ એ કોમની સેવા ફરી મેળવવા તેમને પગભર કરવા જોઈએ.

**મંડળ અને મંડળી :** હવે હું મંડળના સભ્યો અને મંડળોની સ્થિતિ માટે બોલીશ. દેશમાં અનેક મંડળો ચોમાસાના અળસિયાની માફક પેદા થાય છે અને મરી જાય છે. તેનું કારણ એ છે કે મંડળના આગેવાનોના દેખાડવાના અને ચાવવાના દાંત જુદા હોય છે. પ્રજાના આગેવાનોના છૂપાં કૃત્યો પણ પ્રજા ઉપર છૂપી અસર કરે છે. મંડળ કે સંસ્થાના આગેવાનો હૃદયમાંથી નહિ, પણ ગળામાંથી બોલે છે ! મંડળના ઉદ્દેશને પવિત્ર માની પોતાનાં વર્તન પવિત્ર કરવાં જોઈએ. પોતાના હૃદયની પવિત્ર માન્યતાઓને કાર્યમાં મૂકવી જોઈએ. તેમાં લોકલાજ ડર કે નબળાઈ દેખાડવી ન જોઈએ. સંસ્થાના આગેવાનોએ સંસ્થાના હેતુઓ અને નિયમોને મન, વચન અને કાયાથી કાર્યમાં મૂકવાં જોઈએ.

મંડળ એ અનેક આત્માઓનો વિરાટ દેહ છે. આ દેહનું ભેજું તે તેના ચાલકો છે અને તેથી જ તે નબળું ભેજું સમાજને સુધારી ન શકે. મંડળના બાહુરૂપે તેની કાર્યવાહક કમિટી છે. જો આ બાહુઓમાં બળ ન હોય તો કુધારારૂપી દુશ્મનોને કોણ હઠાવશે ? એ દેહનું ઉદર તે દ્રવ્યના સભાસદો છે. તે જો પોતાના દ્રવ્યથી મંડળને ન પોષે તો મંડળનો આત્મા કેમ ટકે ? આ ઉપરથી સમજવાનું કે મંડળની ઉન્નતિ તેના કાર્યકર્તાઓ ઉપર આધાર રાખે છે. કાર્યકર્તાઓની નીડરતા, દૃઢતા  અને સચ્ચાઈ ઉપર જ સભાસદોની સુધારણા અને ઉન્નતિ લટકેલી છે. હિંદુસ્થાનના અનેક મંડલોમાં જે મુખ્ય ખામી છે તે એ છે કે તેના આગેવાનોમાં ઘણી પીછેહઠ તથા આરંભશૂરાપણું છે અને તેના પરિણામે મંડળો સુસ્ત રહે છે !

આપણા સાત નિયમમાંથી તમે ફક્ત એક જ નિયમને પાળો અને તેનો પૂરેપૂરો અમલ કરો. આરંભશૂરા નહીં બનો. પણ ધીરે પગલે ચાલી મક્કમ થાઓ ! દરેક મંડળે આર્યસમાજનો દાખલો લેવો જોઈએ. એ સમાજનો પાયો સત્ય અને પુરુષાર્થ પર રચાયેલો છે. તેથી તેની ઉન્નતિ વીજળીની ઝડપે થઈ રહી છે. તેનું બંધારણ એવું તો દૃઢ છે કે તેમાં કોઈ નિર્બળ ટકી શકતો નથી. તેના મહાન સ્થાપક દયાનંદે પોતાના જાતિ દાખલાથી, પોતાના પવિત્ર વર્તનથી, પોતાના અતૂલ્ય બ્રહ્મચર્યના પ્રતાપથી અને છેવટે પોતાના દેહના બલિદાનથી એ સમાજની એવી તો જડ રોપી છે કે તે સમાજરૂપી વૃક્ષને પાંદડે પાંદડે એક એક સબળ યોદ્ધો ફાલી રહ્યો છે. દેશનો મરણિયો સેવક તે જ સંસ્થામાં છે. સ્ત્રી, બાળક અને ધર્મના રક્ષણ માટે અનેક વીરનરો તે સમાજમાં હયાત છે એ વાત જાહેર પત્રો અને આર્યસમાજના ઇતિહાસમાંથી જોઈ શકશો. આ હું એટલા માટે કહું છું કે, આપણા મંડળમાં પણ એવા વીર, અડગ અને સત્યના સેવકો હોવા જોઈએ. પ્લેટફોર્મ ઉપર બોલવું કાંઈ અને કરવું કંઈ એ આપણી સભ્યતા ન કહેવાય. આપણી કોમમાં અત્યાર સુધીમાં ઘણાં મંડળો થઈ ગયાં. તેનાં નામ નિશાન કેમ નથી રહ્યાં ? તેનું કારણ મેં ઉપર દેખાડ્યું છે તેમ, કાર્યકર્તાઓની નબળાઈ તથા વર્તનની ખામી છે. આર્યસમાજમાં નબળાઓ ટકી શકતા નથી. તે મુજબ દરેક મંડળે ખાંડાની ધાર જેવા તીવ્ર રહેવાની જરૂર છે.

જો તમારે દેશના ખરા હિતચિંતક બનવું હોય, જો તમારે બાળકોને દેશના અને કોમના વીર યોદ્ધા બનાવવા હોય, જો તમારી કન્યાઓને વીર સતી પદ્મિણી અને જોધાબાઈ જેવી સિંહણ બનાવવી હોય, જો તમારે સ્ત્રીઓને રાણા પ્રતાપ અને શૂર શિવાજી જેવા ધર્મરક્ષકોની જન્મદાત્રી બનાવવી હોય, અગર તમારી બાળાઓને આતતાઈઓ અને બદમાશોના હુમલાથી બચાવવી હોય, તો તમે સંસ્થાઓના મુગટમણી આર્યસમાજનું અનુકરણ કરો ! તેના પેલા મહાન ગ્રંથ **'સત્યાર્થ પ્રકાશ'**નું અવલોકન કરો. તે ગ્રંથના શિક્ષણથી તમારી કાયા પલટાઈ જશે. તમને કોઈ ઠગશે નહી અને તમે બીજાઓને ઠગશો નહિ; તેમ તમે બીજાને કનડશો નહી; તમે પ્રમાણિક બનશો ને બીજાઓને બનાવશો; નીતિને માર્ગે ચાલશો ને બીજાને દોરશો; તમે પહાડ જેવા અડગ, ધ્રુવ જેવા સ્થિર અને ગંગાના જળ  જેવા પવિત્ર બનશો; તમારી નસેનસમાં દેશની દાઝ ભરાશે; તમારા દિલમાં દેશનું ગૌરવ વધશે; તમારી કોમના સડાને તમે સત્વર દૂર કરી શકશો; તમારું આત્મિક બળ વધશે; તમારા બાળકો નીડર પુરુષાર્થી અને પરાક્રમી બનશે. એક દાયકામાં તો તમે સૈકા જેટલા આગળ હશો, તે વખતે-આપણા મંડળના ૭ નિયમ તો

તમને રમત જેવા લાગશે અને કોમને ઉચ્ચ કોટીએ પહોંચાડશો. હું તમને આર્યસમાજી થવા નથી કહેતો, પણ તેમાંથી જે આપણને ગોઠતું હોય તે ગ્રહણ કરો ! આપણે તો કામથી મતલબ છે. આપણને લાભદાઈ હોય તે ગમે ત્યાંથી ગ્રહણ કરવું જોઈએ. મેં આગેવાનો માટે ઘણું કહ્યું પણ હવે સભાસદોને કહીશ. તમે આગેવાનોને જે માન આપો છો તે તેમના કાર્યને નહીં કે તેમના રૂપને. ગુણના પૂજારી બનો, આગેવાનોની હિલચાલ બારીકીથી તપાસો, તેમની નબળાઈ માટે બેદરકાર ન રહો, નહીં તો તમે નબળા બનશો. ખોટી ખુશામત ન કરતા. તેમની પાસેથી બરાબર કામ લો. તેમના કામમાં કે વર્તનમાં તમને ભૂલ લાગે તો તરત જ તેનો નિવેડો આણજો. તેની જગ્યાએ બીજા યોગ્યને મૂકજો પણ મંડળને જીવતું રાખજો. મંડળ એ તમારું મૂર્તિમંત સ્વરૂપ છે. તેની રક્ષા માટે નિરંતર ઉત્સાહી રહેજો, આગેવાનોના આમાં અંજાઈ જતા નહીં. તમને ખબર હશે કે આજનો મહાન સાધુ-આચાર્ય જો આવતીકાલે ધર્મવિરુદ્ધ વર્તન કરે તો જૈન સંઘ તેને હાંકી કાઢે છે. તેવી રીતે મંડળ એ સંઘ છે. એ સંઘના તમે ખરા સૈનિક છો. માટે સૈનિકના ખરા ગુણધર્મના ધર્મથી ચલિત થશો નહિ. આગેવાનો ઉપર આંધળો વિશ્વાસ રાખતા નહીં. તેમની પાસે તેમના ગુણનું અને સત્યવર્તનનું સદાને માટે તમારું લેણું ઊભું રાખજો. ઉધારપાસું ચૂક્તે કરશો નહિ. જો તમે હિસાબ સરભર કરશો તો મંડળ સમાપ્ત થશે. આગેવાનોના કાર્યમાં તન, મન અને ધનથી મદદ કરજો. માત્ર તેમને જોખમદાર બનાવી અથવા તેમને મુશ્કેલીમાં મૂકી તમે નફકરા બનશો નહીં. તેમના કાર્યમાં ઉત્સાહ વધે તેવું વર્તન રાખશો અને તે વર્તન બીજું કશું નહીં પણ તમે નિયત કરેલા સાત નિયમોનું પાલન જીવન સાટે કરજો. આ તમારા સાત નિયમને ગગનમંડળના સપ્તઋષિ સમાન ગણજો. તેને સપ્તઋષિની જેમ યાવત્ ચંદ્ર અમર રાખજો. ખોટી ઘમંડતા, મોટાઈ, નિર્જીવ મતભેદો, નકામી ખટપટો તથા હા અને ના ની વેર, મંડળમાં આણશો નહીં. તમે થોડા છો તો ભલે રહ્યા, પણ જેટલા છો તેટલાયે જો તમારા આચાર, વિચાર અને પવિત્ર વર્તનથી બીજાને આકર્ષશો તો તમારે નવા સભાસદની ભીખ માંગવા જવું નહીં પડે. ઊલટું તમારા સદ્ગુણો અને ઓજસથી અનેક ભાઈઓ તમને ભેટવા આવશે !

વરસોના વરસો સુધી સભાસદ રહી રહીને સુધારક કહેવરાવી કહેવરાવીને અણીના વખતે ઢીલા પડશો નહીં ! ખરી કસોટીના વખતે સોએ સો ટચના સોના જેવા શુદ્ધ નીકળજો ! પિત્તળ નીવડશો નહી ! તમારા વિચારો ને વર્તન ઉપર ગિલેટ ચડાવશો નહીં પણ તેને ખરા સ્વરૂપમાં જ રાખજો ! જિંદગીના છેલ્લા

દિવસ સુધી લીધેલી પ્રતિજ્ઞા ભૂલશો નહીં ! લોકાચાર, રીતરિવાજ, નિંદા, લાચારી, સંજોગો અને અગવડોને વશ થઈ પતિત થઈ પાઘડી ફેરવશો નહી ! માતાની છાતીએ વળગી પડતા ધાવણા બાળકની જેમ લીધેલી પ્રતિજ્ઞાઓને ચોંટી રહેજો ! વેદના મહાન મંત્ર ગાયત્રીના મનનથી પોતાની બુદ્ધિ સુધારજો ! પરમાત્મા પાસે સદ્‌બુદ્ધિની પ્રાર્થના કરજો ! સદ્‌બુદ્ધિનો દાતા એ જ પરમકૃપાળુ છે ! અસ્તુ.

બાદ મંડળના મંત્રી શ્રીયુત ચુનીલાલ મગનલાલ પટેલે મંડળના કાર્યની ફતેહ ઈચ્છનારા આવેલા પત્રો વાંચી સંભળાવ્યા હતા. જેમાંના નીચેના મુખ્ય હતા. કડીથી શ્રી નગીનભાઈ વજ્રલાલ, શ્રી છગનલાલ પીતાંબરદાસ, શ્રી પોપટલાલ મગનલાલ; અમદાવાદથી ગત વર્ષના પ્રમુખશ્રી બબાભાઈ રામદાસ પટેલ–બી.એસ.સી., ચાણસ્માથી શ્રી અંબાલાલ વકીલ–બી.એ.એલ.એલ.બી., અંબાલાલ ત્રીકમદાસ પટેલ; કલકત્તાથી શ્રી ભગુભાઈ અમથારામ પટેલ; શેરથાથી શ્રી ગોકળભાઈ પ્રાણદાસ પટેલ; મહેસાણાથી શ્રી કાનજીભાઈ શીવાભાઈ પટેલ–બી.એ.,એલ.એલ.બી.; કડીથી શ્રી પુરુષોત્તમદાસ રણછોડદાસ વકીલ; અને ખેરલી જી. અલરવથી ઉમતાવાળા શ્રી વસ્તારામ વગેરે અનેક જ્ઞાતિ શુભેચ્છકોએ મંડળના કાર્ય પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી વિજય ઈચ્છયો હતો. બાદ મંત્રીએ મંડળનો વાર્ષિક અહેવાલ તથા હિસાબ રજૂ કરી વાંચી સંભળાવી તે કાયમ રાખવાની દરખાસ્ત મુકી હતી. તેને ટેકો આપતાં શ્રી ચંદુલાલ રતીલાલે જણાવ્યું કે આપણી પ્રતિજ્ઞા પાલનમાં મદદ કરનાર બહેનોની સંખ્યા બહુ જ ઓછી નજરે પડે છે. જેના વ્યક્તિત્વની આપણને વધારે જરૂર છે તેને પાછળ રાખીને આપણે આગળ વધી શકીએ નહિ. બાદ બાળલગ્ન, બારમાં, ખેતીવાડી વગેરે મંડળના નિયમોસંબંધી અસરકારક વિવેચન અને સચોટ દાખલા દલીલોથી કેળવણીથી જ બધા કુરિવાજો નાબૂદ કરી શકાય એમ અસરકારક રીતે સમજાવ્યું હતું. મંડળના સાતે હેતુઓ કાયમ રાખવાનો ઠરાવ પસાર થયો હતો.

શ્રીમંત મહારાજાસાહેબ સર સયાજીરાવે નિમેલી બાળલગ્ન તપાસ સમિતિના પ્રમુખ શ્રીમંત સંપતરાવ ગાયકવાડ તરફ મોકલી આપવાનો ઠરાવ રજૂ કરતાં વિરમગામવાળા શ્રી લલ્લુભાઈ સોમનાથ વકીલે જણાવ્યું કે દરેક કોમની માફક સરકારે આપણને પણ બ્રહ્મચર્ય પાલનનો લાભ આપવો જોઈએ. છેલ્લા ૨૨ વર્ષથી હયાતી ધરાવતા બાળલગ્ન પ્રતિબંધક કાયદાના દંડના રિવાજથી બાળલગ્ન મુદ્દલ અટક્યાં નથી. જે હેતુથી કાયદો રાખવામાં આવ્યો છે તે હેતુ નિષ્ફળ નિવડ્યો છે. બીજી દરેક જ્ઞાતિઓની સાથે ગણીને તે કાયદાનો અમલ આ જ્ઞાતિ ઉપર સરખી રીતે જ થવો જોઈએ અને અમને પણ બ્રહ્મચર્ય પાલનની તક આપવી

જોઈએ. દંડની સજા નિષ્ફળ નિવડી છે, માટે સાદી કેદની સજાનું ધોરણ સરકારે રાખવું જોઈએ અને તો જ બાળલગ્ન નાબૂદ થશે એમ સચોટ સમજાવ્યું હતું. ભાઈશ્રી ચુનીલાલના ટેકાથી ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

ખેડૂતોને સરકારે હાલના સંજોગોમાં મહેસૂલ માફ કરવા યા રાહત આપવા સંબંધી ઠરાવ રજૂ કરતાં શ્રી આત્મારામ નારણદાસ–બી.ઈ. એ જણાવ્યું કે છેલ્લા ચાર વર્ષથી ખેડૂતોને એક યા બીજી રીતે નુકસાન ખમવું પડ્યું છે. વળી ચાલુ સાલે અતિવૃષ્ટિ, અકાળવૃષ્ટિ, કાતરા, તીડ, હિમ વગેરેથી ખેતીના પાકને અતિશય નુકસાન થયું છે જેથી હાલમાં ખેડૂતોની સ્થિતિ ઘણી જ દયાજનક છે. આવી સ્થિતિમાં ખેડૂત પાસે સરકારી મહેસૂલ ભરવાને જોગવાઈ નથી તો આવા કટોકટીના પ્રસંગે સરકારે ખેડૂત જેવી રાજ્યનિષ્ઠ પ્રજાને જરૂર રાહત આપવી જોઈએ. ભાઈશ્રી નારણદાસના અનુમોદનથી ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

હાલમાં અમદાવાદથી નવીન પ્રસિદ્ધ થયેલ જ્ઞાતિના **'ચેતન'** માસિક તથા કડીથી પ્રગટ થતા **'કેળવણી'** ત્રૈમાસિકને મદદ કરવા સંબંધી ઠરાવ મૂકતાં શ્રી નારણદાસ અમીચંદ પટેલે જણાવ્યું કે છેલ્લા દશ માસથી આપણી પરિષદની માલિકીનું **'કડવા વિજય'** બંધ પડ્યું છે. વળી હાલમાં પરિષદ મળે તેવા સંજોગો દેખાતા નથી. જ્ઞાતિનાં મુખ્ય આ બે અંગો આમ એકાએક અટકી પડવાથી એવું એકે સાધન નહોતું કે જે વડે આપણે જ્ઞાતિ સેવાનું કાર્ય કરી શકીએ. પરંતુ જ્ઞાતિના સદ્ભાગ્યે આપણી જ્ઞાતિના એક ઉત્સાહી યુવક ભાઈશ્રી બબાભાઈ રામદાસે **'ચેતન'** દ્વારા ચૈતન્ય રેડી જ્ઞાતિ સેવા કરવાનો પ્રયત્ન આદર્યો છે અને 'ચેતન'નો પ્રથમ અંક તેઓ જ્ઞાતિબંધુઓના ચરણે ધરી ચૂક્યા છે. આપણી જ્ઞાતિને સાંસારિક રીત-રિવાજો અને સામાજિક પ્રશ્નો ચર્ચાતા એક માસિકની જરૂરિયાત હતી, ને છે. **'વિજય'** બંધ પડ્યા પછી જ્ઞાતિને માસિકની ખોટ પૂરી પાડવાનો ભાઈશ્રી બબાભાઈનો આ પ્રયાસ પ્રશંસનીય છે. અત્યાર આગમચ આપણાં જ્ઞાતિનાં ચાર માસિકો નીકળ્યાં અને બંધ પડી ગયાં તેનું મુખ્ય કારણ દ્રવ્યનો અભાવ છે. દિલગીરીની વાત છે કે આપણી ચૌદ લાખ જેવડી બહોળી વસ્તીમાં જ્ઞાતિનું એક માસિક પણ નથી નિભાવી શકાતું. આ પ્રગતિમય જમાનામાં નાની નાની જ્ઞાતિઓ પણ પોતપોતાના જ્ઞાતિપત્રો દ્વારા પોતાની ઉન્નતિ સાધી રહી છે. તો હવે જાગ્યા ત્યાંથી સવાર ગણી આપણે પણ જ્ઞાતિના માસિક જેવા અગત્યની  અંગને બનતી મદદ કરી તે નિભાવવું જોઈએ. **'ચેતન'** એકનું નહિ પણ અનેકનું છે, એટલે તેને નિભાવવા માટે જ્ઞાતિના દરેક બંધુના સહકારની જરૂર છે અને તો જ તે નભી શકે. માસિક ચલાવવાને નાણાં સંબંધી જરૂરિયાત બાબતે પૂજ્ય

શ્રી હરજીવનદાસ ભગવાનદાસના અનુભવી વિચારો 'ચેતન'માંથી વાંચી સંભળાવ્યા બાદ માસિકના ફાયદા દર્શાવતાં જણાવ્યું કે આપણે ચૌદ લાખ છીએ, છતાં આપણને કોઈ ઓળખતું નથી. રાજ્યને મોટું મહેસુલ ભરીએ છીએ છતાં રાજ્યમાં આપણો અવાજ નથી. એટલે રાજ્યદ્વારી વિષયોમાં આપણે અજ્ઞાન છીએ. આ ખોટ માસિક દ્વારા પૂરી શકાય. ખેતી જેવો ઉત્તમ ધંધો કરવા છતાં આપણી દેવાદાર સ્થિતિ શાથી છે ? હાલમાં ખેતીમાં કેવા પ્રકારના સુધારા કરવા જોઈએ ? અન્ય દેશોમાં ખેતીમાં શું શું પ્રગતિ થઈ રહી છે ? તે જાણવા માટે અને સામાજિક બદીઓ દૂર કરવા વગેરે જ્ઞાતિહિતનાં શુભ કાર્યો માટે માસિક આપણને કિંમતી મદદ કરી શકે. માસિક દ્વારા જુદા જુદા વિષયો ચર્ચી આપણે ઘણી બાબતોથી જાણકાર થઈએ જેથી અજ્ઞાનતા દૂર થાય અને ઉન્નતિ સાધી શકાય. આવા જ્ઞાતિસેવાના અગત્યના ઉપયોગી અંગ-માસિકને દરેક જ્ઞાતિબંધુઓએ તન, મન, ધનથી મદદ કરવી જોઈએ. બાદ અત્યાર આગમચ 'ચેતન'ને સહાયક તરીકે રૂ. ૧૦ દશ આપનાર મુંબઈ નિવાસી સદ્‌ગૃહસ્થોનાં નામ વાંચી સંભળાવવામાં આવ્યાં હતાં. અત્રે પ્રમુખશ્રીએ ઉદાર દીલથી 'ચેતન'ને વાર્ષિક રૂ. ૧૦ દશ આપવાનું ને વધારેમાં ગ્રાહક તરીકે એક નકલ મંગાવવાનું જાહેર કર્યું હતું. તદુપરાંત જે જ્ઞાતિબંધુ પ્રમાણિકપણે બીજા દશ જણાઓને માસિક વાંચી સંભળાવે તેવા દશ જણાને પોતાના ખર્ચે **'ચેતન'** આપવા જણાવ્યું હતું. તેવાં ચાર નામ નોંધાયાં હતાં અને બાકીનાં છ માસિક સાર્વજનિક લાઈબ્રેરીઓવાળા ગામોમાં મોકલવાનું નક્કી થયું હતું. બાદ મંડળ તરફથી 'ચેતન'ને રૂ. ૨૦/- વીસ તથા 'કેળવણી'ને રૂ. ૫/- પાંચ મદદ આપવાનો ઠરાવ પસાર થયો હતો.

બાદ વાર્ષિક રિપોર્ટ તથા અન્વેષકોએ તપાસી મંજૂર કરેલો હિસાબ પસાર થતાં ચાલુ વર્ષ માટે રૂ. ૫૦/- પચાસનું બજેટ પાસ કરી નવું કાર્યવાહક મંડળ નિમાયું હતું. અન્ય પરચુરણ ઠરાવો પસાર થયા બાદ મુંબઈ સમાચાર, સાંજવર્તમાન, સયાજી વિજય વગેરે પત્રોના અધિપતીઓનો મંડળને લગતી ઉપયોગી હકીકત છાપવા માટે આભાર માનવામાં આવ્યો હતો. બાદ સ્વાગત કમિટીએ હાજર રહેલ સર્વે બંધુઓને નાસ્તાપાણીથી સંતોષ્યા હતા. છેવટે પ્રમુખશ્રીના અથાગ પરિશ્રમ માટે આભાર માની સભાનું કામ ખતમ થતાં જયઘોષ વચ્ચે સભા વિસર્જન થઈ હતી.

લી. જ્ઞાતિસેવક

**ચુનીલાલ મ. પટેલ, મંત્રી**

★ ★ ★

## શ્રી કડવા પાટીદાર હિતકારક મંડળના હેતુઓ અને વિનંતીપત્ર

શ્રી કડવા પાટીદાર જ્ઞાતિમાં ચાલતા કુરિવાજો ટાળી હરેક રીતે જ્ઞાતિની ઉન્નતિ થાય એવા હેતુઓને માન આપી તેને અમલમાં મૂકવાની પ્રતિજ્ઞા લેનારાઓનું "કડવા પાટીદાર હિતકારક મંડળ" સ્થાપવામાં આવ્યું છે. જેના હેતુઓ નીચે મુજબ છે.

(૧) બાળલગ્ન કરવાં નહિ અને જ્ઞાતિમાં તે બંધ થાય તેવો પ્રયત્ન કરવો. પુખ્ત ઉંમરનાં છૂટક લગ્નને ઉત્તેજન આપવું. (લગ્ન વખતે ઓછામાં ઓછી કન્યાની ઉંમર ૧૨ વર્ષની અને વરની ઉંમર ૧૬ વર્ષની હોવી જોઈએ. બને તો એથી કંઈક વધુ, પરંતુ ઓછી તો ન જ હોવી જોઈએ.)

(૨) મરણ પાછળનાં ભોજન (બારમાં) કરવાં નહિ, જમવાં નહિ અને જ્ઞાતિમાં તે બંધ થાય તેવો પ્રયત્ન કરવો.

(૩) કન્યાવિક્રય, વરવિક્રય (ચાંલ્લો) કે સાટાં-ફેર-બદલા કરવા નહિ, અને જ્ઞાતિમાં તે બંધ થાય તેવો પ્રયત્ન કરવો.

(૪) કેળવણીને અને તેમાં પણ ખાસ કરીને કન્યા કેળવણીને ઉત્તેજન આપવું.

(૫) ખેતીવાડીમાં કરવા યોગ્ય સુધારાનું જ્ઞાન મેળવી તેનો જ્ઞાતિના તેમજ ઈતર ખેતીકારોમાં ફેલાવો કરવો.

(૬) ભાટ, ભવાયા, વહીવંચા, ચારણ, તરગાળા ઇ. ને આપવામાં થતાં અયોગ્ય ખર્ચ બંધ કરવાં અને ભવિષ્યમાં જ્ઞાતિમાં બધેથી તે નાબૂદ થાય તેવો પ્રયત્ન કરવો.

(૭) લગ્ન અને કન્યા વોળાવતી વખતે ગવાતાં ફટાણાં બંધ કરવાં અને સઘળેથી તે બંધ થાય તેવો પ્રયત્ન કરવો.

ઉપરના હેતુઓ માન્ય કરનાર ૧૮ વર્ષ ઉપરના કડવા પાટીદાર સ્ત્રી કે પુરુષ આ મંડળના સભાસદ વાર્ષિક રૂ. ૧/- એક આપીને થઈ શકશે. જ્ઞાતિબંધુઓને દાખલ થવા આગ્રહપૂર્વક વિનંતી છે. દાખલ થવા ઇચ્છનારે મંત્રીને અરજ કરવાની મહેરબાની કરવી.

## શ્રી ક. પા. હિતકારક મંડળના બીજા વાર્ષિક ઉત્સવમાં પસાર થયેલા ઠરાવ



**ઠરાવ ૧ :** આ મંડળ શ્રીમંત મહારાજાસાહેબ સયાજીરાવ ગાયકવાડનું સહકુટુંબ દીર્ઘાયુષ ઇચ્છે છે.

**ઠરાવ ૨ અ :** હિંદુધર્મના મહાન રક્ષક, સંગઠન તથા શુદ્ધિના ઉત્પાદક મહાન દેશભક્ત, ત્યાગમૂર્તિ અને ગુરુકુળના આદ્ય સ્થાપક, શ્રી સ્વામી શ્રદ્ધાનંદ મહારાજના એક મુસલમાન આતતાયીએ દગાથી કરેલા ખૂન માટે આ સભા અત્યંત શોક જાહેર કરે છે અને ઇચ્છે છે કે દરેક હિંદુ તેમણે લીધેલા કાર્યમાં તન, મન, ધનથી સહાયતા આપીને સદ્‌ગત મહાત્મા પ્રત્યે રહેલું ઋણ અદા કરશે.

**ઠરાવ ૨ બ :** ગામ શેળાઈ તા. ચાણસ્માના વતની આપણી જ્ઞાતિના ભાઈ હરજીવન કાળીદાસ પટેલના રેલવે કારખાનામાં થયેલા અકસ્માત અને અકાળ મૃત્યુ માટે આ સભા દિલગીરી જાહેર કરે છે અને તેમના કુટુંબ પ્રત્યે દિલસોજી ધરાવે છે.

**ઠરાવ ૩ :** મંડળના સાતે હેતુઓ ઉપર ફરીથી પુખ્ત વિચાર કરી તે મંજૂર રાખવામાં આવે છે અને તે પ્રમાણે વર્તવા જ્ઞાતિબંધુઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૪ અ :** શ્રીમંત મહારાજાસાહેબે બાળલગ્ન પ્રતિબંધક નિબંધને અમલમાં આવ્યા પછી તેની પ્રજા ઉપર શી અસર થઈ છે ને તેનો પ્રજાના લાભાર્થે વિશેષ અસરકારક અમલ થઈ શકે તે માટે સુધારા સૂચવવા શ્રીમંત સંપતરાવ ગાયકવાડના પ્રમુખપણા નીચે જે કમિટી નીમી છે તેને સૂચવવાની રજા લે છે કે અત્યારે જે રીતે કાયદો અમલમાં લાવવામાં આવે છે તે રીતનો અમલ, જે હેતુ માટે તેને પસાર કરવામાં આવ્યો હતો તે હેતુ બર લાવવા માટે નિષ્ફળ નિવડ્યો છે. તેનો સખ્ત રીતે અમલ કરીને જે હેતુ માટે તેને અમલમાં લાવવામાં આવ્યો છે તે હેતુ બર લાવે તેવા સુધારા સૂચવવા તેમજ અમારી જ્ઞાતિને બીજી દરેક જ્ઞાતિઓની સાથે સરખી ગણીને તે કાયદાનો અમલ અમારી જ્ઞાતિ ઉપર સરખી રીતે જ થાય તેવો સુધારો સૂચવવા આ મંડળ શ્રીમંતે નીમેલી કમિટીને અરજ કરે છે. ટૂંકામાં ખાસ સૂચના કરવાની આ મંડળ રજા લે છે કે દંડની સજા નિષ્ફળ નીવડી છે માટે સાદી કેદની સજાનું ધોરણ દાખલ કરવું જોઈએ તથા બાળલગ્ન કરવા માટેની પરવાનગી માગવાનું ને તે આપવાનું ધોરણ સદંતર કાઢી નાખવું જોઈએ.

**ઠરાવ ૪ બ :** બાળલગ્ન તપાસ સમિતિએ કાઢેલી પ્રશ્નાવલીના ઉત્તરોનો ખરડો ઘડવા શ્રી રતિલાલ હરજીવનદાસ, શ્રી વીરચંદભાઈ ગુલાબદાસ, શ્રી ચુનીલાલ મગનલાલ અને શ્રી નારણદાસ અમીચંદની પેટાકમિટી નીમે છે અને બાળલગ્ન તપાસ સમિતિ સમક્ષ તેમાંના કોઈપણ એકને સરકાર ખર્ચે સાક્ષી આપવા જવાનું ઠરાવે છે.

**ઠરાવ ૫ :** આ વર્ષે અકાળવૃષ્ટિ, અતિવૃષ્ટિ, કાતરા, તીડ અને હિમથી ગુજરાતના કેટલાક ભાગમાં પાકને ઘણું જ નુકસાન થયું છે તેમજ ઉપરાઉપરી છેલ્લાં કેટલાંક વર્ષો ખરાબ હોવાથી ખેડૂતોની સ્થિતિ ઘણી જ દયાજનક થઈ પડી છે, તેથી આ સાલ તેઓને સરકારી મહેસુલ માફ કરવા યાને રાહત આપવા આ સભા શ્રીમંત સરકાર સર સયાજીરાવ ગાયકવાડને તેમજ મુંબઈ ઇલાકાની નામદાર ગવર્નર-ઈન-કાઉન્સીલને આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

**ઠરાવ ૬ અ :** સમાજિક કુધારાને દૂર કરી જ્ઞાતિબંધુઓને સુધારાને રસ્તે લઈ જવા હમણાં જ જન્મ પામેલા **'ચેતન'** માસિકને આ સભા આદરણીય લેખે છે. મંડળ તરફથી તેને રૂ. ૨૦/- અંકે વીસ રૂપિયા મદદ આપવાનું ઠરાવે છે અને તેને અંતઃકરણપૂર્વક તન, મન, ધનથી મદદ આપવા જ્ઞાતિબંધુઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૬ બ :** શ્રી ક. પા. કે. ઉ. મંડળ તરફથી શિક્ષણવિષયક પ્રશ્નોને ઊંચામાં ઊંચી કોટીએ ચર્ચવા શરૂ કરેલા **"કેળવણી ત્રૈમાસિક"** ને આદરણીય લેખે છે, મંડળ તરફથી તેને રૂ. ૫/- મદદ આપવાનું ઠરાવે છે અને તેને અંતઃકરણપૂર્વક તન, મન, ધનથી મદદ આપવા જ્ઞાતિબંધુઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૭ :** મંડળના સભાસદો અને સહાયકો વધારવાનો પ્રયત્ન કરવા આ સભા દરેક સભ્ય અને સહાયક બંધુને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૮ અ :** સંવત ૧૯૬૬ ની સાલે કડવા પાટીદાર કોમના ત્રણ વર્ષ ઉપરાંતના બાળકોને બાળલગ્ન પ્રતિબંધક નિબંધની કલમ ૧૧ [ક] માંથી મુક્ત કરવા મે. રા. રા. ખાસેરાવ જાધવ, કડી પ્રાન્તના સૂબાસાહેબે ફોજદારી દફતરેથી ટિપ્પણ નં. ૧૫ તા. ૧૭-૧૨-૯નું કરેલું તે વરિષ્ટ ન્યાયાધીશના અભિપ્રાય સાથે હજુરમાં રજૂ થતાં શ્રીમંત મહારાજાસાહેબે કૃપાવંત થઈ હુ. કા. ક. મુ. ખા. હુ. હુ. નં. A ૪૨ તા. ૨૫-૧-૧૦ થી હુકમ કર્યો છે કે -

"His Highness will consider afterwards probably before long whether the two rupees stamp fee should be returned to be parties concerned as a matter of grace and only for this occasion."



આ ધોરણે આ કોમની બે રૂપિયાના સ્ટેમ્પ ઉપર લગ્ન કરવા માટે માંગેલી પરવાનગીની રકમ લઈ વિનિયોગ કરવા માટે કોમી સંસ્થા ન હોવાને લીધે માગણી થઈ નહોતી. પરંતુ કડી પ્રાન્તમાં કડી મુકામે શ્રી ક. પાટીદાર વિદ્યાલય,

આશ્રમ, ખેતીવાડી વર્ગ, વણાટવર્ગ, હુન્નર ઉદ્યોગવર્ગ વગેરે સ્થપાયાં છે તેથી તેના નિભાવ અને બહોળા પ્રચાર માટે ઘણી મોટી રકમની જરૂર છે અને તેથી કરીને અમારી જ્ઞાતિ-કેળવણીના હિતની ખાતર ઉપરની રકમ અમને મળવી જોઈએ એવી આ મંડળ ના. વડોદરા સરકારને ખાસ આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

**ઠરાવ ૮ બ :** સં. ૧૯૬૬, ૧૯૭૬ અને ૧૯૭૮માં અમારી જ્ઞાતિમાંથી બાળલગ્ન પ્રતિબંધક નિબંધની રૂએ લીધેલાં દંડના નાણાં અમારી જ્ઞાતિની કેળવણી આપતી સંસ્થાઓને તથા હવે પછી બાળલગ્નના દંડની રકમ લેવામાં આવે તે જ્ઞાતિએ માન્ય કરેલી સંસ્થાઓ દ્વારા જ્ઞાતિમાં પ્રચાર અર્થે આપવા આ મંડળ શ્રીમંત મહારાજા સા. ને વિનંતી કરે છે.

**ઠરાવ ૯ :** મંત્રીએ રજૂ કરેલા વાર્ષિક રિપોર્ટ તથા ઓડીટરોએ તપાસીને મંજૂર કરેલો બીજા વર્ષનો હિસાબ આ સભા મંજૂર કરે છે અને આવતા વર્ષને માટે રૂ. ૫૦/- પચાસનું બજેટ મંજૂર કરવામાં આવે છે.

**ઠરાવ ૧૦ :** શ્રીમંત સરકાર વડોદરા નરેશે ફરજિયાત પ્રાથમિક શિક્ષણથી કરેલા કેળવણી પ્રચાર માટે તથા બાળલગ્ન નાબૂદ કરવા માટે જે જે પ્રયાસો કર્યા છે ને હાલ પણ તેઓ કરે છે તે માટે આ મંડળ તેઓશ્રીનો આભાર માને છે અને પ્રજાહિતનાં એ શુભ કાર્યોને ભવિષ્યમાં વધારે સારી રીતે આગળ વધારે એવી આ મંડળ નમ્રતાપૂર્વક વિનંતી કરે છે.

**ઠરાવ ૧૧ :** શ્રી ક. પા. કે. ઉ. મંડળ જ્ઞાતિહિતનું ઉત્તમ કાર્ય કરી રહ્યું છે એમ આ મંડળ માને છે, તેના સંચાલકોને તેમની અનુકરણીય સેવા માટે ધન્યવાદ આપે છે અને તેને સંપૂર્ણ સહાય કરવા દરેક જ્ઞાતિબંધુઓને આ મંડળ આગ્રહ કરે છે.

**ઠરાવ ૧૨ :** કેળવણી ત્રૈમાસિક, ચેતન, ખેતીવાડી વિજ્ઞાન, ખેતી અને સહકાર્ય, પાટીદાર ઇ. પેપરો મંગાવવાનું ઠરાવવામાં આવે છે.

**ઠરાવ ૧૩ અ :** જે ભાઈઓનાં બીજા વર્ષનાં લવાજમ બાકી છે તેમની સાથે હજુ એક વાર પત્રવ્યવહાર કર્યા બાદ તેમનાં નામ રાખવા કે કાઢવા માટે નવા વ્ય. મંડળે યોગ્ય નિર્ણય કરવો.



**ઠરાવ ૧૩ બ :** દાખલ ફી રાખીને વાર્ષિક ફી કાઢી નાખવી કે કેમ ? તેનો નિર્ણય પણ નવા વ્ય. મંડળે કરવો.

**ઠરાવ ૧૪ :** આ સભા નવા વર્ષ માટે નીચેના ગૃહસ્થોની કાર્યવાહક કમિટી નીમે છે.

| | | |
|---|---|---|
| ૧. | શ્રીયુત રતીલાલ હરજીવનદાસ પટેલ | પ્રમુખ |
| ૨. | શ્રીયુત વીરચંદભાઈ ગુલાબદાસ પટેલ | ઉપપ્રમુખ |
| ૩. | શ્રીયુત ચુનીલાલ મગનલાલ પટેલ | મંત્રી |
| ૪. | શ્રીયુત નારણદાસ અમીચંદદાસ પટેલ | સહમંત્રી |
| ૫. | શ્રીયુત બહેચરભાઈ ઈશ્વરદાસ પટેલ | |
| ૬. | શ્રીયુત પુરુષોત્તમદાસ તુળજારામ પટેલ | |
| ૭. | શ્રીયુત નાથાલાલ શીવલાલ પટેલ | |
| ૮. | શ્રીયુત ભોગીલાલ માણેકલાલ પટેલ | |
| ૯. | શ્રીયુત મંગળદાસ બહેચરદાસ પટેલ | |

**અન્વેષકો**

શ્રીયુત ત્રિભુવનદાસ શંકરદાસ પટેલ

શ્રીયુત ઈશ્વરદાસ વહાલદાસ પટેલ

**ઠરાવ ૧૫ :** સાંજવર્તમાન, મુંબઈ સમાચાર, પ્રજામિત્ર અને હિંદુસ્થાન, નવગુજરાત, ગુજરાતી, સયાજીવિજય, ચેતન વગેરે પેપરોના અધિપતિઓનો મંડળને લગતી હકીકતો, આમંત્રણ પત્રો વગેરે પોતાના પત્રમાં છાપવા માટે આ મંડળ આભાર માને છે.

**ઠરાવ ૧૬ :** સ્વાગતસમિતિનો અને સ્વાગત માટે પૈસા આપનારા બીજા ભાઈઓનો આ મંડળ આભાર માને છે.

**ઠરાવ ૧૭ :** આ સભામાં થયેલા ઠરાવો યોગ્ય સ્થળે મોકલી આપવાની પ્રમુખ સા. તથા મંત્રીઓને સત્તા આપવામાં આવે છે.

## શ્રી કડવા પાટીદાર હિતકારક મંડળનો સં. ૧૯૮૦ ના ભાદરવા સુ. ૪ થી સં. ૧૯૮૩ ના મહા વ.)) સુધીનો ટૂંકો અહેવાલ

ઉત્પત્તિ-કુદરતી રીતે જ્યારે સર્વ ઉન્નતિ તરફ પ્રયાણ કરે છે ત્યારે આપણી કોમ અવનતિ તરફ ઘસડાય છે. આ અવનતિનું મૂળ કેટલાક કુરિવાજો અને અજ્ઞાનતા છે. દશ વર્ષે એક જ તિથિએ થતાં બાળલગ્ન અને બીજી ઘણી વર્ણોની દેખાદેખીથી વધતો જતો કન્યાવિક્રય, વરવિક્રય, સાટાં-ફેર-બદલા વગેરે તે કુરિવાજોમાં મુખ્ય છે. ઉપરાંત મરણ પાછળના પ્રેતભોજન-બારમાં, તથા ભાટ ભવાયા, વહીવંચા, તરગાળા વગેરેને આપવામાં થતાં અયોગ્ય ખર્ચનો બોજો કોમને માથે ભારરૂપ છે. ધંધાની હાયવરાળમાં કન્યાઓના શિક્ષણ તરફ મોટો ભાગ

બેદરકાર રહે છે. વાચન, લેખન અને સહેલા ઘરગથ્થુ હિસાબનું પણ જ્ઞાન નહિ મળવાથી, ઘર ચલાવવામાં મોટી મુસીબત પડવા ઉપરાંત લુચ્ચા લોકોથી ઠગાઈ ઘણું નુકસાન વેઠવું પડે છે અને આપણો કોમી-ખેતી જેવો ઉત્તમ ધંધો તેનું કંઈ પણ વ્યવસ્થિત જ્ઞાન પુરુષવર્ગમાં પણ નહિ હોવાથી આપણી આર્થિક સ્થિતિ ઘણી જ નબળી રહે છે. આ કુરિવાજો ટાળી ઉપયોગી જ્ઞાન મેળવવાથી જ્ઞાતિ ઉન્નત થઈ શકે એમ કડી પ્રાંતના મુંબઈમાં ધંધાર્થે વસતા કેટલાક ભાઈઓને લાગવાથી તેમણે સંવત ૧૯૮૦ ના ભાદરવા સુદી ૪ ના રોજ રૂપાલવાળા ભાઈ ચુનીલાલને ત્યાં મળી ચર્ચા કરી એક મંડળની જરૂરિયાત સ્વીકારી બાળલગ્ન, બારમાં, કન્યાવિક્રય, વરવિક્રય, સાટાં-ફેર-ઈ. નહિ કરવાનું, ભાટભવાયા વહીવંચા ઈ.ને નહિ આપવાનું, લગ્ન કે કન્યા વોળાવતાં ગવાતાં ફટાણાં બંધ કરવાનું ને કન્યાકેળવણી તથા ખેતીવાડીને ઉત્તેજન આપવાનું ઠરાવ્યું.

હાજર રહેલા ભાઈઓમાંથી સઘળા હેતુ માન્ય કરનાર ૧૫ પંદર સભાસદોથી શ્રી કડવા પાટીદાર હિતકારક મંડળ નામે મંડળ સ્થાપવામાં આવ્યું. પ્રથમ વર્ષ દરમિયાન બીજા ૧૩ તેર; બીજા વર્ષ દરમિયાન ૭ સાત અને ચાલુ વર્ષમાં ૨ બે મળી કુલ સભાસદોની સંખ્યા ૩૭ ની છે જે ગામવાર નીચે પ્રમાણે- સરઢવ ૮; રૂપાલ ૭; ચાણસ્મા ૫; ઉમતા ૩; અમદાવાદ ૨; પાનસર ૧; ભાવનગર ૩; કડી ૧; ધ્રાંગધ્રા ૧; લાંઘણજ ૧; માણસા ૧; ઈટાદરા (માણસા) ૧; ભરૂચ ૧; રામનગર (કલોલ) ૧; લાડોલ ૧.

## જ્ઞાતિસમાચાર; મુંબઈ ૧૦-૧૦-૦૮

મુંબઈ : અત્રે વસતા વડોદરા રાજ્યના વતની કડવા પાટીદારોની એક સભા તા. ૨૬-૨-૨૮ રવિવારે ત્રણ વાગે શેઠશ્રી ઉમેદરામ જીવાભાઈના મંગળદાસ રોડ પર આવેલ મકાનમાં શ્રીયુત ચીમનલાલ ઉમેદરામના પ્રમુખપણા નીચે મળી હતી જે વખતે નીચે મુજબ ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતા.

**ઠરાવ ૧** : તા. ૨-૨-૨૮ ના રોજ વડોદરા રાજ્યની 'અજ્ઞાપત્રિકા'માં બહાર પડેલા બાળલગ્ન પ્રતિબંધક નિબંધના મુસદ્દા વિરુદ્ધ કડી પ્રાંતના કેટલાક સ્વાર્થી આગેવાનોએ લોકોને ઉશ્કેરી તેમની પાસે અરજીઓ કરાવ્યાની અમને સત્તાવાર ખબર મળી છે. અજ્ઞાન અને ભોળી પ્રજાનો લાભ લઈ આ આગેવાનોએ હિંદુસમાજને નિઃસત્વ બનાવનાર બાળલગ્નોને ચાલુ રાખવાનો તેમાં ઈરાદાપૂર્વક પ્રયત્ન કર્યો છે કે જે શ્રીમંતના પ્રજાકલ્યાણના શુભ હેતુની આડે આવે છે. તેથી તેવી અરજીઓ પર ધ્યાન નહિ આપવા આ સભા મે. રા. રા. ન્યાયમંત્રીસાહેબને આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

**ઠરાવ ૨ :** અમારી જ્ઞાતિમાં દર દસ વર્ષે એક જ તિથિએ લગ્ન થાય છે એમ બતાવી તેઓ ૬ વર્ષની કન્યાને ૮ વર્ષના છોકરાના લગ્નને સજ્ઞાન-કાયદેસર ગણવાનું ધોરણ અખત્યાર કરવા માગે છે. ખરેખર આ હડહડતું જાુઠાણું છે. અમારી જ્ઞાતિમાં સેંકડો છૂટક લગ્નો થયાં છે એના ઘણા દાખલાઓ મોજુદ છે. વળી હાલનો જ્ઞાતિમત પણ છૂટક લગ્ન તરફ વળતો જાય છે અને એક તિથિએ લગ્ન કરવાની માન્યતા ભૂંસાતી જાય છે. આવે સમયે સ્વાર્થી ચળવળિયાઓની માંગણીને વજૂદ ન આપવા અમારી વિનંતી છે.

**ઠરાવ ૩ અ :** કાયદાને સફળ બનાવવો હોય તો તેમાં પરવાનગી આપવાના અપવાદો વિગેરે ન રહેવા જોઈએ એમ આ સભા માને છે. નહિ તો અજ્ઞાન લોકો તેનો ગેરલાભ લેવા પ્રયત્ન કરશે; અને શ્રીમંતના સ્તુત્ય હેતુ બર આવશે નહિ.

**ઠરાવ ૩ બ :** કાયદાને અસરકારક બનાવવો હોય તો તેનો ભંગ કરનારને થોડી ઘણી ફરજિયાત કેદની શિક્ષા કરવી જોઈએ એમ અમે માનીએ છીએ. એથી જ લોકો ગુન્હો કરતાં અટકશે. ગુનેગારને ''દંડ અથવા કેદ અથવા તે બંને'' કરવાનું જે ધોરણ રાખવામાં આવ્યું છે તે કરતાં કેદ અને દંડ અને કેદ બંને સાથે એમ રાખવું જોઈએ. કારણ કે તેથી જ પ્રજાનું સાચું કલ્યાણ થશે એમ આ સભા ચોક્કસપણે માને છે.

**ઠરાવ ૪ :** સામુદાયિક મુદતબંધી લગ્ન જાહેર કરનાર અથવા કરનારાઓને રાજ્યે નીમેલ તપાસ સમિતિએ, ધારાસભાના લોકનિયુક્ત સભાસદોએ, નાયબ દિવાન સાહેબે તથા એકાઉન્ટન્ટ જનરલ રા. રા. રામલાલ હીરાલાલ દેસાઈ સાહેબે ગુનેગાર ઠરાવવાનું ધોરણ રાખી સખ્ત સજા કરવાનો અભિપ્રાય આપ્યો હતો. તે અતિઅગત્યનો છે એમ આ સભા માને છે અને તે પ્રમાણેની ખાસ કલમ કાયદામાં દાખલ કરવા શ્રીમંત સરકારને આગ્રહપૂર્વક ભલામણ કરે છે. એમ કરવાથી જ કેટલીક જ્ઞાતિઓમાં થતાં સામુદાયિક બાળલગ્નો અટકશે અને શ્રીમંત સરકારના શુભ હેતુઓને આડે આવતા ચળવળિયાઓનું જોર કમી થશે. આમાં કોઈ પણ જાતની શંકા હોય અને તેની ચર્ચાની જરૂર હોય તો બાળલગ્ન પ્રતિબંધક નિબંધના મુસદાની મુદત તા. ૩ માર્ચને બદલે આગળ લંબાવી અન્ય લાંબી મુદતની યોગ્ય તારીખ રાખવા આ સભા અરજ કરે છે. જેથી એ વિષયમાં પૂરી તપાસ થઈ શકે.



**ઠરાવ ૫ :** ઠરાવ જથાની એક નકલ વડોદરા રાજ્ય નામે રા. રા. દિવાન-સાહેબ તરફ મોકલવા આ સભા ઠરાવે છે.

## બાવળામાં સ્ત્રીઓની સભા-૧૯૨૭

બાવળા મુકામે ૮૦૦ સ્ત્રીઓની સભા સમક્ષ પ્રમુખસ્થાનેથી સૌ. પાર્વતી પુરુષોત્તમદાસ પટેલે "સ્ત્રીઓની ફરજ" વિષે આપેલું ભાષણ.

મારી વહાલી બહેનો તથા શિક્ષિકાઓ !

આજે આ સભાનું પ્રમુખસ્થાન મને આપવા માટે શિક્ષિકાબહેનોએ તથા ડેપ્યુટીસાહેબે ઘણો જ આગ્રહ કર્યો છે. ગામમાં ઘણી વયોવૃદ્ધ બહેનો છે, એટલે આ પદને હું લાયક નથી. મારા કરતાં બીજી અન્ય બહેને પ્રમુખસ્થાન લીધું હોય, તો સારી રીતે શોભાવી શકત. પરંતુ તમારા બધાનો પ્રેમ મારા તરફ દોરાયેલો છે. જેથી તમારી સર્વેની લાગણી ન દુખવતાં આ પદ સ્વીકારવાની મારા ઉપર ફરજ પડી છે. મારું શરીર ત્રણ દિવસ થયાં સારું નથી, ગળું સૂજી આવવાથી બોલાતું નથી, છતાં આપની સેવા કરવા આ પદ સ્વીકારું છું. આ મારું પહેલી વખતનું કામ છે અને હું કેળવણીમાં આગળ વધેલી નથી, તો જે કંઈ ભૂલચૂક હોય તે ક્ષમા કરશો.

હાલના વખતમાં સ્ત્રીઓને કેળવણીની ખાસ જરૂર છે. આપણું દુનિયામાં ક્યું સ્થાન છે તે જાણવું જરૂરનું છે. પુરુષોની ફરજ ગમે તે હોય, પણ સ્ત્રીઓની મુખ્ય ફરજ સંસાર આનંદી અને સુખમય બનાવવો એ છે. હમણાં ઘણાંખરાં માબાપ પોતાની દીકરીઓને પાંચસાત ચોપડીઓ ભણાવે છે. પરંતુ તેઓ બિચારી ભણવાનો શો ઉદ્દેશ છે તે સમજતી નથી, તેમાં તેમના માબાપોનો વાંક છે, કેમકે તેમને એક જ રીતનું જ્ઞાન આપવામાં આવે છે. ગૃહ સુધારવાના વિચાર માબાપો તેમનામાં નાખતા જ નથી. આપણો સંસાર સુખમય કેમ નીવડે તેનો તેમને ભાગ્યે જ ખ્યાલ હોય છે. તેમની માતાઓને જ કેળવણીના અર્થની સમજ નથી પડતી, તો પછી પુત્રીઓને કેવી રીતે સમજાવી શકે ? નાનું બાળક હંમેશાં માતાની રીતભાત સમજે છે; તેને ગર્ભમાંથી જ માતાના સંસ્કારો પડે છે. નેપોલિયને કહ્યું છે કે,

**કહે નેપોલિયન દેશને કરવા આબાદાન;**
**સરસ રીત તો એ જ છે દ્યો માતાને જ્ઞાન.**

જો આપણે ખેતરમાં સારો પાક પકવવો હોય તો તેમાં ખાતર નાંખી કેળવીને વાવણી કરવી જોઈએ. તેમ માતા છે તે ખેતરરૂપ છે, રત્નની ખાણ છે, તો તેને સારા સંસ્કારની જરૂર છે. પરંતુ હાલ તો બાળકને માતા પારણામાંથી જ બાયલો બનાવી દે છે. "સૂઈ જા, પેલો વાઘ આવ્યો; તને ખાઈ જશે; પેલી

બિલાડી આવી.'' એવા અનેક જાતના ડરથી બાળકને ડરકણ બનાવી દે છે. બાળકને એવો ભય કદાપિ બતાવવો નહિ, કેમકે તેમના કુમળા હૃદયમાં પડેલી છાપ મોટી વયે પણ જતી નથી. મદાલસાએ હાલરડામાં જ્ઞાનનાં ગીત ગાઈ સાત પુત્રોને સંન્યાસી બનાવ્યા હતા. બુદ્ધદેવની માતાને બુદ્ધદેવ જ્યારે ગર્ભમાં હતા તે વખતે તેમને એવા વિચારો આવતા કે મારો દેશ કેમ સુખી થાય ? આ વામધર્મ કેવી રીતે નાશ પામે ? શું કરું તો મારી પ્રજા શાંતિમાં રહે ? દેશનું હિત કેવી રીતે થાય ? તે વિચારોની અસર બુદ્ધદેવના મગજ ઉપર એવી તો સચોટ થઈ કે તેઓ યોગ્ય વયે રાજપાટ છોડી દેશનું હિત કરવા નીકળી પડ્યા. નેપોલિયનની માતાને નેપોલિયન જ્યારે ગર્ભમાં હતો ત્યારે તેમના પતિ જોડે લડાઈમાં જવું પડ્યું હતું. નેપોલિયનનો જન્મ પણ લડાઈમાં જ થયો હતો. માતાના આવા લડાઈના અને બહાદુરીના વિચારોની છાપ તેનામાં બરાબર પડી અને તેને નાનપણથી જ લડાઈનો શોખ લાગ્યો.

ઘણી બહેનો પતિને વશ કરવા દોરાચિઠ્ઠી કરવા મથે છે, બાધાઓ રાખે છે, પરંતુ તે બધું ખોટું છે. સારાને બદલે કોઈ દિવસ નુકસાન કરી બેસે છે. પતિને વશ કરવા હોય તો તેમને વ્હાલાં બનો; તેમની આજ્ઞા પાળતાં શીખો ને નમ્રતાથી બોલતાં શીખો; પતિના કામમાં મદદ કરતાં શીખો. પરંતુ આપણે તો ઊલટું જ કરતાં શીખીએ છીએ. પુરુષ બહારના કામથી કંટાળી ઘેર આવે ત્યારે સ્નેહ અને પ્રેમના ઉદ્દગારોને બદલે આપણી કથા શરૂ કરીએ છીએ. આ હાથ હિલોળતા આવ્યા ! ઘરમાં મીઠું નથી, મરચું નથી, ફલાણું નથી, ઢીકણું નથી. ઘરના આંગણામાં પગ મૂકતાં પહેલાં આવા શબ્દોથી વધાવીએ છીએ. પોતાના પતિને પગાર ઓછો હોય યા તો આવક થોડી હોય, તોપણ તેનો વિચાર નહિ કરતાં, મારે ફલાણીના જેવો દાગીનો જોઈશે, ફલાણીના જેવી સાડી જોઈશે એવી અણઘટતી માગણીઓ કરીએ છીએ. પરંતુ પહેલાં આપણી આવકનો વિચાર કરવો જોઈએ. આવક કરતાં ખર્ચ બહુ ઓછું રાખવું જોઈએ. કંજૂસાઈ નહિ, પણ કરકસર કરતાં શીખવું જોઈએ. બહેનો ! વધારે ઘરેણાં અને કપડાં પહેરી શરીર નહિ દીપાવતાં શિયળરૂપી સાડી અને સદ્દગુણીરૂપી શણગારથી દીપાવવા ઇચ્છા રાખો. જેટલી દેહની ચિંતા રાખો છો તેથી અનંતગણી આત્માની રાખો. હાડ, માંસ ને રુધિરથી ભરેલા દેહને દીપાવી શું કરવો છે ? અસલની મહાન સતીઓ આપણે માટે જ્ઞાનરૂપી વારસો મૂકી તેમનાં નામ અમર કરી ગઈ છે. તેઓએ પોતાના ધર્મને માટે પોતાના પ્રાણની પણ દરકાર કરી ન હતી. હાલમાં લોકો જશમાના રાસડા ગાય છે, તે જશમા ઓડણી એક મજૂરવર્ગની કોમમાં

અવતરી હતી. પરંતુ પોતાના ધર્મને માટે કેવી દઢતા હતી ? તેના ઉપર પાટણના સિદ્ધરાજની કુદૃષ્ટિ થઈ. તેને ફસાવવા માટે પાટણમાં સહસ્ત્રલિંગ તળાવ ખોદવા બોલાવી હતી. જ્યાં થઈને જશમા ટોપલી લઈ માટી નાંખવા જતી આવતી હતી ત્યાં રાજાએ બેઠક કરી. જશમાને અનેક જાતની વિનવણી કરી કહ્યું કે,

રાજા : જશમા ! રાજાને રાણાને હું તાબે કરું રે,
મોટા મહારથી પણ ન આપે સામો બોલ;
તારી આગળ અમલ ચલાવવા હું નવ આદરું રે.

જશમા : રાજા ! કાયાને માયા પર બળ નૃપનું વસ્યું રે,
પ્રભુજીએ જીવ ધર્યો છે જુદો કાયામાંય;
ભારે ભૂપ તણું તપ તે પર ચાલે નવ કશું રે.

રાજા : જશમા ! દઢતા તારી દેખી વિસ્મય થાય છે રે,
આવાં દંપતીને પણ આખર હોય વિયોગ;
મિથ્યા આ જગના સુખ માટે મન મૂંઝાય છે રે.

આટલું બધું સમજાવતાં જશમાએ ન માન્યું. છેવટે રાજાએ તેને બંદીવાન કરી તેના દરેક ઓડને મારી નંખાવ્યા. જશમાએ પણ દાંતે જીભ લઈ તેના પ્રાણની આહુતિ આપી, પણ સિદ્ધરાજને તાબે ન થઈ. ધન્ય છે એવી સતીઓને ! ઘરેણાં અને સારાં સારાં કપડાં પહેરનાર ઘણી સ્ત્રીઓ થઈ ગઈ. પરંતુ તેમનાં નામો ભૂંસાઈ ગયાં, જ્યારે શિયળરૂપી સાડીઓ પહેરનાર સ્ત્રીઓનાં નામ હજુ અમર છે. રાણકદેવીએ પોતાના ધર્મને માટે પોતાના બે પુત્રોની પણ દરકાર ન કરી અને ભોગાવા આગળ ચિતા ખડકી તેના ધણીનું શિશ ખોળામાં લઈ સતી થઈ. ઘણી સ્ત્રીઓ પોતાના પતિને પણ તેમનું ન્યાયનીતિ વિરુદ્ધ વર્તન દેખી શિખામણ આપતી હતી. જ્યારે દુર્યોધન કુટુંબમાં કલેશ કરી જુગાર રમવા તૈયાર થયો ત્યારે તેને ભાનુમતીએ કહ્યું હતું કે,

ધરોને કંઈ હિત શિખામણ ધ્યાને ગર્વથી નથી નાથ કલ્યાણ
અભિમાન છે પર્વત મોટો, હેઠળ ઉંડી ખાઈ,
ચઢ્યા પડ્યા તે નર કચરાયા, છળમાં ગયાં છુંદાઈ. – ધરોને

લંકા સરખો ગઢ દુર્ગઢ ને સમુદ્ર સરખી ખાઈ,
લંકાપતિ પણ લંક ન લાગ્યો, રણમાં ગયો રોળાઈ. – ધરોને
હિરણાકંસને હિરણાકશ્યપ જબર જંગ બે ભાઈ;
નરસિંહરૂપે નખે વધેર્યા માને ગયા મરડાઈ. – ધરોને

એ પ્રમાણે માંધાતાઓનાં પણ અભિમાન ન ટક્યાં, તો આપણે શી વિસાતમાં ? પ્રભુને અભિમાન બિલકુલ ગમતું નથી. હું થી હરિ સદા વેગળા જ રહે છે.

આ હું કરું આ મેં કર્યું, એ માનવી મિથ્યા બકે;
કિરતારની કરુણા વિના એક પાન ના હાલી શકે.

બીજું; વખતનો સદુપયોગ કરો. આપણે ઘરનાં કામમાંથી પરવારી નવરાશના વખતમાં સારાં પુસ્તકો વાંચી મહાન સતીઓના ચરિત્રોનું મનન કરવું. કોઈની નિંદા કરવી નહિ. આ તો ચાર સ્ત્રીઓ ભેગી થઈ તો એકના ઘરમાં કલેશ સળગાવીને જ ઊઠે. ફલાણીએ એમ કર્યું અને ફલાણીએ તેમ કર્યું એવી નકામી કુથલીમાં પોતાનો અમૂલ્ય વખત ગુમાવે છે. કરોડો રૂપિયા ગુમાવવા કરતાં એક ક્ષણ નકામી ગુમાવવી એ મહાન પુરુષો વધારે નુકસાન સમજે છે. કાલે જ આ દેહ છૂટી જશે તે વાત હંમેશાં યાદ રાખી, સત્કાર્ય આજે જ કરો. મહામુસીબતે મળેલો અવતાર એળે ગુમાવશો નહિ. એક મહાત્માએ કહ્યું છે કે,

કાયા કાચકૂપો તું તો ચેત રે, હીણભાગી હંસા,
અવિચળ પદવીને તું પેખ રે, હીણભાગી હંસા;
બે દિનનાં છે ઘરજન સઘળાં, બે દિન અહીં રહેવાનું છે.
બે દિનનાં છે સગાસંબંધી, બે દિન સુખ લેવાનું છે.
બે દિનનો છે પંખી મેળો, આખર ઉડી જવાનું છે.
લોકો જેને દુનિયા કહે તે, એક મુસાફરખાનું છે. - કાયા કાચ

બહેનો ! આ કાચના પ્યાલા જેવી કાયાને ભાગતાં વાર નહિ લાગે, અને જ્યારે આ ફાની જગતની મુસાફરી પૂરી થશે ત્યારે, જીવને પસ્તાવો થશે. ઘણા માણસો કહે છે કે આપણે હવે શું કરી શકીએ ? ઘડપણ આવ્યું ! પરંતુ-

એક ઘડી, આધી ઘડી, આધી મેં પુની આધ,
તુલસી સોબત સંતકી, કટે કોટી અપરાધ.

હજુ પણ વખત છે. જેટલું બની શકે તેટલું સત્કર્મ કરવા મંડો. માયા ને મિલકત અહીંયાં સર્વે પડ્યાં રહેશે. આપણી નજર આગળ ઘણાં માણસોને આપણે વળાવ્યાં પરંતુ મન માયામાંથી છૂટતું જ નથી.



પતિવ્રતનું કેટલું પરિબળ છે તે જોઈએ. સાવિત્રીએ પોતાના પતિને પતિવ્રતાના પ્રભાવથી યમદૂત પાસેથી છોડાવ્યો હતો. આપણો સ્ત્રીઓનો મુખ્ય

ધર્મ એ છે કે પોતાનો પતિ ગમે તેવો હો; કાણો, ક્રોધી, કુબડો, લૂલો, લંગડો હોય પણ આપણો તો દેવ જ ગણાય. સારા પતિનું ઘર તો દરેક ચલાવે, પરંતુ ખોડવાળાનું ઘર ચલાવે ત્યારે જ ગૃહિણી. તેનું જ નામ પતિવ્રતા. એક ગરબીમાં લખ્યું છે કે,

સાખી : નજરે નજરે નવ જોડીએ નાથ વિના નર સાથ,
પરનરને નવ આપીએ તાળી હાથોહાથ.
સજની ભ્રષ્ટ થવું નહિ, સુધરી સદાચારથી રે,
નિર્લજ નફટની સોબત તજવી, સુજાત એવા ઉત્તમ ગુણથી
ઉભય કુળ અજવાળીએ રે
કષ્ટી કદરૂપ કુબડો, નિર્ધન નિર્બળ કાય;
મતિહીન પતિત પતિ મળે, એ સતિને સુરરાય,
જોડી પગ અંગૂઠે દૃષ્ટિ આઘું ઓઢીએ રે.
સદ્‌ગુણ સાચવીએ સૌ સાથે સંપ સદાય,
એવા ઉત્તમ ગુણથી ઉભય કુળ અજવાળીએ રે.

બહેનો ! આજે આપ સર્વ વડીલ તથા શિક્ષિકા બહેનોએ બહારગામથી આવવાની તસ્દી લીધી છે અને મારું ભાષણ શાંતિથી સાંભળ્યું છે તેને માટે આપ સર્વેનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું. આજના ભાષણમાં તમને યોગ્ય લાગે તે ગ્રહણ કરશો અને અયોગ્ય લાગે તેને માટે માફી આપશો.

## શ્રી કડવા પાટીદાર હિતકારક મંડળના ત્રીજા ઉત્સવનો ટૂંક-અહેવાલ

પ્રથમ જણાવ્યા મુજબ ઉપરોક્ત સંસ્થાનો ત્રીજો ઉત્સવ તા. ૬-૧-૨૯ ના રોજ મુંબઈ મધ્યે હીરાબાગમાં (સ્થળ માધવબાગ રાખવામાં આવેલું પણ કેટલાક કારણસર ફેરવવાની જરૂર પડેલી) ભરૂચવાળા શ્રીયુત ભોગીલાલ માણેકલાલ પટેલના પ્રમુખપણા નીચે ઉજવવામાં આવ્યો હતો. મંડળના સભ્યો અને પરેલ વગેરે સ્થળે વસતા સ્થાનિક પાટીદાર બંધુઓની પણ સારી હાજરી હતી.



શરૂઆતમાં સ્વાગત પ્રમુખ ભાઈ નારણભાઈ સેંધાભાઈ પટેલે **"यं ब्रह्मा वरुणेन्द्ररुद्रमरुतः ....."** એ શ્લોકથી મંગળાચરણ કરી સભાજનોને અંતઃકરણપૂર્વક આવકાર આપી પોતાનું ભાષણ વાંચ્યું હતું. તેનો ટૂંકસાર નીચે પ્રમાણે છે :-

વિચારમાં અમલે કરવા સારુ આવા મેળાવડાની જરૂરિયાત સમજાવી હતી અને દૃષ્ટાંતો આપી દરેક બાબતમાં દિનપ્રતિદિન સુધારો થતો જાય છે અને થવો જ જોઈએ એમ બતાવ્યું હતું.

આપણા દુ:ખનાં મૂળ કારણો અજ્ઞાનતા અને ગરીબાઈ છે. અજ્ઞાનતામાંથી અનેક કુરૂઢિઓ ઉત્પન્ન થઈ છે. બાળલગ્ને આપણા શારીરિક બાંધાને, બુદ્ધિને અને આત્માને હણ્યો છે, કજોડાં કીધાં છે અને એ બાળલગ્નના ભાઈબંધ એવા એક તિથિના લગ્ને ફૂલના દડા અને તાંબાના ઘડા જેવી નિર્જીવ ચીજો સાથે પરણાવવાનું નાટક ભજવી આપણી સંપૂર્ણ ખરાબી કીધી છે.

**બારમાં :** મૂળે જ આપણો દેશ, અને તેમાં પણ આપણી જ્ઞાતિ ઘણી ગરીબ છે. બારમાઓએ આપણને અધિક ગરીબ બનાવી, એક મજૂર કરતાં પણ વધારે લાચાર સ્થિતિમાં મૂક્યાં છે.

**વરવિક્રય, કન્યાવિક્રય અને સાટાં :** વરવિક્રયના રિવાજથી ધીમે ધીમે એક ઉપર બીજી સ્ત્રી થવાની શક્યતા, તેને લીધે થતી કન્યાની અછતને પરિણામે, કન્યાવિક્રય અને સાટાં થાય છે, એ દાખલા દલીલોથી સમજાવી એ સઘળા કુરિવાજોનો ત્યાગ કરવા આગ્રહ કર્યો હતો.

**કેળવણી :** કેળવણી એ જ મનુષ્યમાત્રની ઉન્નતિનું સાધન છે અને કેળવણીની જરૂર પુરુષને છે તેટલી જ સ્ત્રીને છે, બલ્કે સ્ત્રીને કેળવણીની જરૂર વધારે છે. એ સમજાવી અનાજ અને કાપડ જેવી જરૂરિયાતોને પોષતા ખેતીના ધંધાની અનિવાર્ય ઉપયોગિતા બતાવી તેમાં કરવા જોઈતા સુધારા તરફ સૌનું ધ્યાન ખેંચ્યું હતું. બાદ ભાટ, ભવાયા, વહીવંચા વગેરે નિરૂદ્યોગી અને બોજારૂપ લોકોને આપવામાં થતો ખર્ચ અટકાવવાનો, તથા નિર્લજ્જ ફટાણાં ગવાતાં બંધ કરવાનો પુષ્કળ આગ્રહ કર્યો હતો. છેલ્લે ઉપસંહાર કરતાં જેને જેટલું યોગ્ય લાગે તેટલું આચરણમાં મૂકવા પહેલ કરવી જોઈએ એમ સમજાવી, જ્ઞાતિ એટલે આપણે, અને આપણે એટલે જ્ઞાતિ, આપણે દરેક જણ સુધરીએ તો જ્ઞાતિ સુધરે, એ સૂત્ર સમજાવી પોતાનું ભાષણ પૂર્ણ કર્યું હતું અને આજની સભાનું પ્રમુખસ્થાન ભરૂચવાળા શ્રીયુત ભોગીલાલ માણેકલાલ પટેલને આપવાની દરખાસ્ત મૂકી હતી. જેને મંત્રી ભાઈશ્રી ચુનીલાલે અનુમોદન આપતાં સભાએ તેમને પ્રમુખ તરીકે વધાવી લીધા હતા.



શ્રીયુત ભોગીલાલભાઈએ પ્રમુખસ્થાને આવી પોતાને પ્રમુખપદ આપવા બદલ સૌનો આભાર માની પોતાનું ભાષણ વાંચ્યું હતું. જેનો ટૂંકસાર નીચે પ્રમાણે છે.

જમાનો આગળ વધતો જાય છે અને આપણે પણ આગળ વધવું જોઈએ.

રિવાજો દેશકાળને અનુસરી પડેલા હોય છે અને દેશકાળ બદલાતાં તેને બદલવાની જરૂર પડી છે અને તેમ નહિ બદલવાથી તે રિવાજો નહિ પણ કુરિવાજો થઈ જાય છે અને નુકસાનકારક નીવડે છે.

બાળલગ્નથી બ્રહ્મચર્યની પ્રથાનો નાશ થાય છે. બાળવિધવાઓ વધે છે. જિંદગી ટૂંકી થાય છે. કજોડાં અને છૂટાછેડા જેવી દુ:ખદાયક બાબતો નિભાવી લેવી પડે છે. એકતિથિનાં લગ્ને બાળલગ્નોને કાયમનાં કીધાં છે અને તેથી સુધારકોની ફરજ છે કે તેમણે તે બંનેને એકીસાથે દફનાવી દેવાં જોઈએ. બાદ પ્રેતભોજન વિષે પોતાનાં અંગત અનુભવ જણાવતાં કહ્યું કે, મારા પોતાના પિતાશ્રીનું કારજ કરવાની મારી ઈચ્છા ન છતાં નજીકના સ્નેહીસંબંધીઓએ મને દેવામાં ઉતારી જબરદસ્તીથી તે કરાવ્યું હતું. જ્યારથી એ દુ:ખનું મને ભાન થયું ત્યારથી મેં એમાં બિલકુલ ભાગ લીધો નથી. બાદ વિક્રય સાટાં વિગેરે વિષે ચર્ચા કરતાં જડ વસ્તુની માફક ચેતનનાં વેચાણ કરવાની રીત હીણપત લગાડનારી અને લગ્ન જેવી પવિત્ર વસ્તુને અપવિત્ર બનાવનારી છે એમ સમજાવ્યું હતું. જુદા જુદા ગોળથી વિક્રય અને સાટાંને પોષણ મળે છે એમ બતાવી ગોળની પ્રથા નાબૂદ કરવા આગ્રહ કર્યો હતો અને સઘળી કુરૂઢિઓ ત્યજી દેવી જોઈએ એમ સમજાવ્યું હતું.

**કેળવણી :** મનુષ્યને સારાસાર વિવેકની શક્તિ કેળવણીથી મળે છે અને બચ્ચાંઓની કેળવણી તરફ પુરુષ કરતાં સ્ત્રી વધારે ધ્યાન આપી શકે એવી સગવડ હોય છે. તેથી સ્ત્રીકેળવણીની જ ખાસ જરૂર છે એમ બતાવ્યું હતું.

**ખેતીવાડી :** જેમને જમીનની સગવડ હોય તેમણે કેળવણી લઈ, બીજો ધંધો કરતાં પહેલાં ખૂબ વિચાર કરવો જોઈએ. તેવા લોકોએ ખેતી જ કરવી જોઈએ એમ દાખલા દલીલોથી સમજાવ્યું હતું.

**ભાટ, ભવાયા, ચારણ વગેરે :** આ લોકોનો બોજો ભારરૂપ તેમજ ત્રાસરૂપ છે. ''ઘરનાં છોકરાં ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો'' આપવા જેવો આ ખેલ છે. એટલે એ ખર્ચ પણ બંધ કરવો જોઈએ.

**ફટાણાં, રડવું, કૂટવું વગેરે :** લગ્ન અને કન્યા વોળાવતી વખતે ગવાતાં બિભત્સ ફટાણાં ગાવાની અને રોવા-કૂટવાની પ્રથા બંધ કરવાની જરૂરિયાત સમજાવી હતી.

છેલ્લે ''જાગ્યા ત્યાંથી સવાર'' સમજી આવી જાતના સામાજિક પાપમાંથી બચવાને પુષ્કળ પ્રયત્ન કરવો એ આપણી ફરજ છે એમ સમજાવી પોતાનું ભાષણ પૂર્ણ કર્યું હતું.



ત્યાર પછી વડનગરવાળા શ્રીયુત બાળકૃષ્ણલાલજીએ સામાજિક સુધારા,

કેળવણી અને ધાર્મિક બાબતો ઉપર બહુ અસરકાર શબ્દોમાં ઉત્તમ બોધ આપ્યો હતો.

બાદ, મંડળના મંત્રીશ્રી ચુનીલાલ મગનલાલ પટેલે મંડળના કાર્યની ફત્તેહ ઇચ્છનારા બહારથી આવેલા પત્રો વાંચી સંભળાવ્યા હતા.

મંડળનો ત્રીજા અને ચોથા વર્ષનો અહેવાલ તથા બંને વર્ષનો ઓડીટરોએ તપાસી મંજૂર કરેલો હિસાબ રજૂ કરી વાંચી સંભળાવ્યો હતો. ત્યાર પછી ઠરાવોનું કામ હાથ ધરવામાં આવ્યું હતું.

ઠરાવોનું કામ પૂર્ણ થયા બાદ હાજર રહેલા સર્વ બંધુઓને નાસ્તોપાણી આપ્યા પછી પ્રમુખસાહેબે ઉપસંહાર કરતાં બધાઓએ સાથે મળી કામ કરવાનો, કાળજીપૂર્વક હેતુઓનો અમલ કરવાનો તથા મંડળના હેતુઓનો જ્ઞાતિજનોમાં પુષ્કળ પ્રચાર કરવાનો સભાજનોને ખૂબ આગ્રહ કર્યો હતો. બાદ સભાનું કામ પૂર્ણ થતાં સભા બરખાસ્ત થયેલી જાહેર કરવામાં આવી હતી.

૩૪-૩૬ પોપટવાડી — જ્ઞાતિસેવક,
મુંબઈ-૨

**ચુનીલાલ મગનલાલ પટેલ**
**નારણભાઈ અમીચંદદાસ પટેલ**
મંત્રીઓ : શ્રી ક. પા. હિતકારક મંડળ, મુંબઈ

## શ્રી કડવા પાટીદાર હિતકારક મંડળનું ખાસ અધિવેશન

**સુજ્ઞ મહાશય,**

વિ. ઉપરના મંડળનું એક ખાસ અધિવેશન કડી-પાટીદાર આશ્રમમાં શ્રીયુત હરજીવનદાસ ભગવાનદાસ ભાવનગરવાળાના પ્રમુખપદે તા. ૬-૫-૨૯ સં. ૧૩૮૫ ના ચૈત્ર વદ ૧૨ ને સોમવારે ૮ વાગે મળશે. તે પ્રસંગે સામાજિક સુધારાને સારુ યુવકસંઘની સ્થાપના કરવામાં આવશે, અથવા હિતકારક મંડળની ઑફિસ મુંબઈને બદલે કડી પ્રાંતમાં કોઈ યોગ્ય સ્થળે ફેરવવામાં આવશે.

ભોજનવ્યવસ્થા મંડળ તરફથી થશે અને તે બદલ રૂ. ૧-૦૦ એક રૂપિયો લેવામાં આવશે તે પ્રસંગે પધારવા સપ્રેમ આમંત્રણ છે.

પત્રવહેવાર કડી સ્વા. પ્રમુખના નામ કરવો.

લી. મંત્રીઓ — જ્ઞાતિસેવક
**શ્રી ક. પા. હિ. મંડળ,** — **પરસોત્તમદાસ રણછોડદાસ પટેલ, વકીલ**
**મુંબઈ** — સ્વા. પ્રમુખ
શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ-કડી
શ્રી રામજયંતી, તા. ૧૭-૪-૨૯.

## ક. પા. હિતકારક મંડળના ખાસ અધિવેશનના પ્રમુખ-(શ્રી હરજીવનદાસ ભગવાનદાસ)-નું ભાષણ

**સુજ્ઞ બંધુઓ અને બહેનો,**

આપણે ચોતરફ જોઈશું તો જણાશે કે જગત જોસભેર આગળ વધે છે. આપણા બાપદાદાના વખતનાં અને આપણાં વખતનાં વ્યવહારનાં સાધનો જોઈશું તો એ વાતની ખાત્રી થશે. સૌ આગળ વધે છે એટલે આપણે પણ આગળ વધવું જોઈએ. દેશકાળ પ્રમાણે આચારવિચાર અને રીત-રિવાજ બદલાવા જોઈએ. જે કુરૂઢિઓએ આપણી અધોગતિ કીધી છે તેમનો સર્વથા નાશ કરવો જોઈએ. રૂઢિ અને શાસ્ત્ર આપણે માટે (આપણા કલ્યાણને માટે) છે. આપણે તેને માટે નથી. આ વાતનું વિસ્મરણ થવાથી આપણામાં અજ્ઞાનતા અને ગરીબાઈએ વાસ કર્યો છે; અને એમાંથી કાળક્રમે વહેમ, અંધશ્રદ્ધા વગેરે અધોગતિનાં બી રોપાયાં છે.

આવી કુરૂઢિઓનો નાશ કરી સામાજિક સુધારા કરવા માટે અત્યાર આગમચ કોઈ કોઈ વ્યક્તિઓએ છૂટક પ્રયત્ન કર્યો છે. પરંતુ ૧૪ ચૌદ લાખ જેટલી બહોળી વસ્તીવાળી આપણી જ્ઞાતિમાં એને માટે કશો જ વ્યવસ્થિત પ્રયત્ન મોટા પાયા ઉપર થયો નથી એમ કહીએ તો ચાલે. વચ્ચે એકાદ દશકો પરિષદ ચાલી, પરંતુ તેનું તંત્ર કુળવાનશાહીના હાથમાં હોવાથી અને લોકોના અજ્ઞાનમાં જ એમનો સ્વાર્થ સમાયેલો હોવાથી તેમજ ખુદ તેના મંત્રી અને પ્રમુખમાંના પણ કેટલાક અપવાદ સિવાય બાકીના દાંભિક-કુધારક-હોવાથી અંતે તે પડી ભાંગી. પૂર્વે એકાદ બે માસિકો નીકળતાં હતા. તેની પણ એ જ કારણે એવી દશા થઈ. કેટલાક સમયથી **'ચેતન'** માસિક અને હિતકારક મંડળ આશા આપનારી પ્રવૃત્તિ ચલાવે છે. પરંતુ તેનું ક્ષેત્ર વિશાળ બનાવવાની ઘણી જ જરૂર છે અને તેથી મોટા પાયા ઉપર યુવકસંઘની સ્થાપનાની જરૂરની છે. સંઘબળથી સુધારકોને ઉત્સાહ અને હૂંફ મળે છે. એવા ઘણા માણસો હવે તૈયાર છે કે જેઓ સુધારો દાખલ કરવા માગે છે, પરંતુ હૂંફ અને સંઘબળને અભાવે તેમ કરી શકતા નથી. જમાનો બદલાયો છે. સમસ્ત જગતના અને સાથે ભારતના યુવકો પણ જાગ્યા છે. આજુબાજુ  બીજી જ્ઞાતિવાળા પણ જાગ્યા છે. ત્યારે હવે એ કુંભકર્ણની નિંદ્રામાં રહેવું આપણને નહિ પાલવે. આપણા ઘરડેરાઓ આપણને મદદ દેવા તૈયાર નથી, એ તો કદાચ નિભાવાય, પરંતુ તેઓ જ્યારે આપણા કાર્યમાં વિઘ્નરૂપ થઈ પડે છે એમ આપણે જોઈએ છીએ ત્યારે તેમની સામે બંડ ઉઠાવ્યા સિવાય હાલના યુવાનો માટે હવે

બીજો એકે માર્ગ નથી રહ્યો; માટે હવે પ્રહ્લાદને ગુરુસ્થાને સ્થાપી ઊઠો, રીતસરના બંધારણવાળો યુવકસંઘ સ્થાપો અને વ્યવસ્થિત રીતે મોટા પાયા ઉપર પ્રચારકાર્ય થઈ શકે એવી યોજના કરો. યુવાનો માટે કશું અશક્ય નથી. એકવાર ખરા દિલથી નિશ્ચય કરવાની જ માત્ર જરૂર છે. કામ કરો ફતેહ તમારી છે. ઉદ્યોગી પુરુષ વિજયને પ્રાપ્ત કરે છે. આટલા પ્રસ્તાવ બાદ હવે કેટલીક બાબતો વિષે વિવેચન કરવું ઠીક થઈ પડશે.

અજ્ઞાનતાને લીધે ઘણી કુરૂઢિઓ આપણામાં દાખલ થઈ ગઈ છે. તેમાં બાળલગ્ન મુખ્ય છે. ઊંઝાના નિરૂદ્યોગી અને લોભી બ્રાહ્મણોએ તથા ત્યાંના તેમજ બહારગામના કેટલાક સ્વાર્થી પટેલિયાઓએ ઉમિયાદેવીને નામે અજ્ઞાન અને ભોળી પ્રજાને અંધારામાં રાખી તેનું સત્યાનાશ વાળ્યું છે. બ્રહ્મચર્યાશ્રમ કે જે જિંદગીનો પાયો છે તેનો એથી નાશ થયો અને પાયા વગરની ઈમારતના જેવી બૂરી દશા બ્રહ્મચર્યાશ્રમની વિનાના આપણા ગૃહસ્થાશ્રમની થઈ. એક નાનું બાળક જે પોતાનું જ પોષણ કરવાને તદ્દન અશક્ત છે તેના ઉપર પત્નીના પોષણનો બોજો મુકાયો, એથી તેના અભ્યાસને, શારીરિક બળને અને ધંધા-રોજગારમાં આગળ વધવાની શક્તિને, સખત ફટકો પડ્યો. બાળદંપતીથી ઉત્પન્ન થયેલ પ્રજા શક્તિ, બુદ્ધિ અને તેજ વિહિન તથા નિર્માલ્ય થઈ એ બાળલગ્ને જ અને લગ્ન એટલાં કજોડાં અને છૂટાછેડાનું સંકટ જ્ઞાતિને માથે આણી મૂક્યું. વળી કુદરતી રીતે બાળમરણના વધારે પ્રમાણને લીધે ૫૦ ટકા કરતાં વધારે બાળકો લગ્ન પછી થોડા જ વખતમાં રંડાય છે અને એ માબાપે કરેલા ગુનાને પરિણામે અર્ધા કરતાંયે વધારે બાળકોને પુનઃલગ્ન કરવાની ફરજ પડે છે. મધ્યયુગના અંધકારમય મુસલમાની યુગમાં કુંવારી કન્યાઓ ઉપર થતા જુલમમાંથી બચવા વાસ્તે બાળલગ્ન શરૂ થયાં હોય અને તે કાળે આપદ્ધર્મ તરીકે - જે વાજબી પણ હોય એટલા વાસ્તે તે હંમેશ માટે વાજબી ઠરતાં નથી એટલે - એ બાળલગ્નને વળગી રહેવાની જરા પણ જરૂર નથી.

વળી, આપણામાંના ઘણા વડોદરા રાજ્યના પ્રજાજન છે. એ રાજ્યમાં બાળલગ્ન અટકાવવાને પ્રજાએ પ્રચંડ પ્રયત્નો કરવા જોઈએ. સમાજમાં મનુષ્યત્વ હોય તો રાજ્યના કાયદાની તેને જરૂર નથી પડતી. પણ અત્યારે તો નર્યું પશુત્વ જ વર્તે છે. એટલે એવા કાયદાની સહાયતા પણ લેવી જોઈએ. પણ એ કાયદામાં બતાવેલી સજાને વિષે મારો મત જુદો છે. છેલ્લાં બાવીશ-તેવીશ વર્ષથી એ કાયદો અમલમાં છતાં દંડની સજાથી બાળલગ્ન બિલકુલ અટક્યાં નથી, એટલું જ નહિ,

ઊલટાં વધ્યાં છે એમ તે રાજ્યના કારોબારી રિપોર્ટમાં જણાવેલા નીચેનાં આંકડા ઉપરથી જણાય છે. સને ૧૯૧૬-૧૭માં જ્યારે કુલ થયેલા લગ્નમાં બાળલગ્ન ૨૪.૫ ટકા હતાં, ત્યારે સને ૧૯૨૭-૨૮માં બાળલગ્નો કુલ લગ્નના ૩૬.૧ ટકા થયાં છે. એટલે દંડની સજા નિષ્ફળ નીવડી છે. તે રાજ્યે હમણાં જ પોતાના બાળલગ્નના કાયદાને નીચે પ્રમાણે સુધાર્યો છે.

(૧) લગ્ન વખતે વર કન્યાની ઉંમર અનુક્રમે ૧૬ અને ૧૨ વર્ષથી ઓછી (પણ આઠ વર્ષથી વધારે) હશે તો તેમના વાલીઓને રૂ. ૨૦૦/- બસો સુધીનો દંડ થશે પરંતુ (૨) લગ્ન વખતે વર કન્યાની ઉંમર ૮ વર્ષની અંદર હશે તો તે લગ્ન ગેરકાયદેસર ઠરશે એટલું જ નહિ પણ કન્યા અને વરના વાલીઓને એક માસ સુધીની આસન કેદની અથવા રૂ. ૫૦૦/- પાંચસો સુધીનો દંડ અથવા બેઉની શિક્ષા થશે. માત્ર દંડની સજા ઠરાવ્યાથી બાળલગ્ન ઘટ્યાં નથી, ઊલટાં વધ્યાં છે એ અનુભવે આપણે જોયું છે. પ્રજાની લગ્નભાવના એટલે ઉંચે હજુ નથી ગઈ અને એ ભાવનાને ઉંચે ચઢાવવાને દંડ સિવાય સરકારે બીજું કંઈ જ કર્યું નથી. જોકે પ્રજાએ (રાજ્યને) આ કાયદાને સફળ કરવા સહાય નથી આપી એટલો એનો પણ દોષ છે. વડોદરા રાજ્યમાં કન્યા માટે સંમતિવય પણ ૧૪ ચૌદ વર્ષની ઠરેલી છે. એટલે તેની અંદરનાં લગ્ન જ ન થવાં જોઈએ, અને એવાં લગ્ન કરનારને માત્ર કેદની સજા કરવી જોઈએ. કારણ કાયદાનો હેતુ માણસને કાયદા વિરુદ્ધ કામ કરતાં અટકાવવાનો હોય છે. સજા ભયંકર ન હોય તો કાયદો નકામો થઈ પડે છે. પરંતુ બીજી બાજુ લગ્ન ગેરકાયદેસર ઠરવાં ન જોઈએ. કારણ તેનું પરિણામ નાના બાળકોને પરણાવનાર વૃદ્ધોને કે વરને નથી ભોગવવું પડતું, પણ નિર્દોષ કન્યાને અને એથીયે વધારે નિર્દોષ તેનાં બાળકોને શોષવું પડે છે. કારણ કે એવા સંજોગોમાં તે કન્યા રખાત, અને બાળકો વારસા માટે બિનહકદાર ગણાય છે, એટલે પાડાને વાંકે પખાલીને ડામ દેવા જેવી એ સજા છે. જોકે શરૂઆતમાં મહારાજાસાહેબે દંડની સજા રાખેલી તે રાજ્યની તિજોરી ભરવાના હેતુથી નહિ, પરંતુ બાળલગ્ન અટકાવવાના હેતુથી જ રાખેલી; પણ એનું આડકતરું પરિણામ તો એ જ આવ્યું છે. એટલે હવે રાજ્યે એ દંડ લેવાની હઠ છોડી દેવી જોઈએ.



રાજ્યનો આ કાયદો યુવાનો માટે કામ લાગ્યો છે. યુવાનોએ બાળલગ્નનાં અને તેને લગતા આ કાયદાનાં અનિષ્ટ પરિણામો જ્ઞાતિજનોને સમજાવવા અને કાયદામાં યોગ્ય સુધારો કરાવવા ભગીરથ પ્રયત્ન કરવો ઘટે છે.

## હિતકારક મંડળનું ખાસ અધિવેશન

આ માસમાં કડી મુકામે ભરાયું. પ્રમુખસ્થાને વયોવૃદ્ધ સુધારક શ્રી હરજીવનદાસ ભગવાનદાસ હતા. બેઠકમાં મહત્ત્વના ઠરાવો બે થયા : (૧) મંડળના સભ્ય થવાની લાયકાતના બંધારણમાં ફેરફાર. નવા બંધારણ પ્રમાણે સાતે કલમ પાળવાની પ્રતિજ્ઞા લેનાર અ વર્ગનો સભાસદ; સાતમાંથી એક યા એકથી વધારે પાળવાની પ્રતિજ્ઞા લેનાર બ વર્ગનો સભાસદ; અને કલમો પ્રતિ સહાનુભૂતિ બતાવનાર ક વર્ગનો સભાસદ.

ટૂંક મુદત ઉપર નડિયાદ મુકામે ભરાયેલી પાટીદાર યુવકમંડળની પ્રથમ પરિષદમાં પા. યુ. મં. ના સભાસદ થવાની લાયકાત હિતકારક મંડળને લગભગ મળતી જ છે. ઉદ્દામવાદીને તો લાગવાનું જ કે આવાં મોળાં બંધારણનો શો અર્થ ? સખત બંધારણ હોય તો જોઈએ તેવું સંઘબળ જમાવી ન શકાય તેથી બંધારણમાં ફેરફાર કરવો ઇચ્છવા યોગ્ય હતો. તે પ્રમાણે થયું તે ઠીક જ થયું. આવા બંધારણનો લાભ કેટલા યુવકો લે છે તે જોવાનું રહ્યું. બહોળું પ્રચારકાર્ય થાય તો સહેલાઈથી મંડળના સભ્યોની સંખ્યા વધે. મંડળના નવા મંત્રીશ્રી અંબાલાલ વકીલ ઉત્સાહી છે; પ્રચારક છે; ખંતીલા છે, એટલે આશા રહે છે કે એક વર્ષ પૂરું થતાં પહેલાં તેઓ સભ્યનો આંકડો હજારે પહોંચાડી દેશે.

બીજો ઠરાવ સભાસદનું લવાજમ કાઢી નાંખવાનો થયો. આર્થિક પ્રશ્ન વચમાં આવતો હોઈ ઘણા માણસો સભાસદ થવા આળસી જતા. તેથી આજ છયે વર્ષ લવાજમ નાબૂદ કરવાની જરૂર પડી. સભાસદોને સગવડ થઈ તેની ના નહિ પણ મંડળનું કાર્ય કરવા નાણાં તો જોઈશે જ એટલે તે ભેગાં કરવાનું કઠિન કામ બિચારા મંત્રીને માથે પડ્યું. પ્રચારકાર્ય અને ફંડપ્રવૃત્તિ : આ બંને કામ એકલો મંત્રી કરી ન શકે તેથી મંડળના સભાસદોની ફરજ થઈ પડે છે કે તેમણે દિવાળીની બોણી તરીકે, પોતાને ત્યાં કોઈ સારો પ્રસંગ આવે તો તે પ્રસંગે ભેટ તરીકે, કે છેવટે દાન તરીકે મંડળને કાંઈને કાંઈ વાર્ષિક આપવું. દરેક સભાસદ કેવળ ચારચાર આના મોકલે તોય વાર્ષિક ખર્ચ સહેલાઈથી નીકળે. ફંડની બાબતમાં મંત્રીને જો આપણે નિશ્ચિત બનાવીશું તો જ મંત્રી પ્રચારકાર્ય સફળ રીતે કરી શકશે.



★ ★ ★

# પ્રકરણ-૧૨
# કડવા પાટીદાર પરિષદનો બારમો ઉત્સવ, ડરણ; ૧૯૨૯

**'ચેતન'** જ્ઞાતિમુખપત્રના જણાવ્યા મુજબ કડી તાલુકાના ડરણ ગામે પરિષદની બારમી બેઠક ભરવાનું નક્કી કર્યું હતું. તદ્નુસાર ડરણ સેવાસમાજના અતિ ઉત્સાહી સમાજસેવકોએ આસપાસના ગામોમાંથી મોદો લાવી, કડીથી વાંસડાવળી, પાટિયાં લાવી, ગામડાની સાદાઈને છાજે તેવો વિશાળ અને સગવડ ભરેલો મંડપ ઊભો કર્યો હતો. મંડપસ્થાન ગામની પછવાડે એક ઉંચા છતાં સપાટ ખેતરમાં હતું. પ્રવેશદ્વારથી મંડપ સુધી રસ્તો બનાવી તેની બંને બાજુ જવ ઉગાડ્યા હતા. વળી ટિકિટ ઓફિસ, પૂછપરછ કાર્યાલય, ડરણ સેવા સમાજ અને ગામનું વસ્તુભંડાર માટે ખાસ ઓરડીઓ ઊભી કરી હતી. મંડપની આગળ ચોગાન હતું. જેને એક ખૂણે રસોડું ગોઠવ્યું હતું. મંડપને જમણે હાથે સ્વયંસવકો તેમજ મહેમાનો માટે એક વિશ્રામગૃહ બનાવેલું હતું. આખો મંડપ ધજા, તોરણ અને મુદ્રાલેખોથી શણગાર્યો હતો. પ્રમુખશ્રી, વ્યવસ્થાપક મંડળના સભ્યો અને સંભાવિત મહેમાનો માટે વિશાળ સ્ટેજ રચ્યું હતું અને તેને શુદ્ધ હાથની કારીગરીનાં દેશી તોરણ ચંદરવા અને સ્વ. પુરુષોત્તમદાસ, મહાત્મા ગાંધીજી અને શ્રીમંત સયાજીરાવની છબીઓથી શણગારવામાં આવ્યું હતું. અંદર પેસતાં ડાબી બાજુ સ્ત્રીઓ અને વિદ્યાર્થીઓ માટે અને જમણી બાજુ સભાસદો અને પ્રેક્ષકો માટે હતી. સૌ સાંભળી શકે એવે સ્થળે ભાષણ કરવા માટે પાટ ગોઠવી હતી.

કડીથી સાત માઈલ હોવા છતાં, આવો સગવડ ભરેલો વિશાળ મંડપ જોતાં જોનારને સ્હેજે સ્વાગતમંડળની વ્યવસ્થાશક્તિ અને હોંશ માટે માન ઊપજતાં હતાં. સ્વાગતની તૈયારી કરવા માટે કડી આશ્રમના ભાઈ જુગલભાઈ અને સહમંત્રી ભાઈ બબાભાઈ બે દિવસ અગાઉ ડરણ પહોંચી ગયા હતા.



સ્વયંસેવક દળની કુલ વ્યવસ્થા સેવાના કામમાં કુશળ એવા ભાઈ છગનલાલ કાલીદાસે ઉપાડી લીધી હતી. તે અને તેમનું સ્વયંસેવક દળ શુક્રવાર માગશર

વદ તેરસને બપોરે આવી પહોંચ્યું હતું. જેથી બીજા દિવસની બધી તૈયારી પહેલેથી થઈ શકી હતી. રાત્રે કેટલાક મહેમાનો પણ આવી પહોંચ્યા હતા.

### પ્રથમ દિવસ : શનિવાર, માગશર વદ ૧૪, ૧૯૮૫

સવારના દશ થતાં તો ટીકીટ ઑફિસે પરોણાઓ એકઠા થવા લાગ્યા અને પ્રમુખશ્રી પધારે તે પહેલાં તો આસપાસના ગામોમાંથી અને ગાડીએ બેસીને દૂરદૂરથી ચારસો પાંચસો માણસ આવી પહોંચ્યું. નવા આવનારનો વેગ એટલો ઝડપથી વધ્યો કે ઘડીભર એમ થયું કે કાલ સુધીમાં તો સ્હેજે હજાર પંદરસો માણસ આવી જશે. અમદાવાદથી યુવકમંડળના ઘણા સભ્યો આવી પહોંચ્યા હતા. તેમાંય મોટરમાં બેસીને આવનાર યુવક ભાઈઓ કૌશિકપ્રસાદ ચંદુલાલ અને હરિપ્રસાદ શંભુપ્રસાદ ખાસ તરી આવતા. મુંબઈથી રા. 'ગામડિયા-નારણભાઈ અમીચંદ-અને શ્રી પોચાલાલ જીવાભાઈ, સુરત તરફથી ગણપતપૂરાના શ્રી બેચરભાઈ રાયજીભાઈ, અને તેમના બે ભાઈ, મોડાસાથી શ્રી રેવણદાસ મૂળજીભાઈ, વાંકડાથી શ્રી રતનજી કુંવરજી, ચાણસ્માથી શ્રી અંબાલાલ વકીલ, લાડોલથી શ્રી ધનજીભાઈ મોતીભાઈ અને યુવકમંડળ વગેરે આવનારમાં મુખ્ય હતા.

બહારથી પરિષદની કાર્યવાહીમાં રસ લેવા વીસેક સ્ત્રીઓ પણ આવી હતી.

### પ્રમુખશ્રીની પધરામણી

શુમારે દોઢ વાગે પ્રમુખ શ્રી રામચંદ્રભાઈ અમીન કડીથી મોટરમાં આવી પહોંચતાં તેમને ગામને ગાંદરે ઉતારી, હારતોરા કરી સ્વયંસેવકો અને પાટીદાર આશ્રમના વિદ્યાર્થીઓની સેનાના સરઘસમાં તેમને સ્વાગતમંત્રી મગનલાલને ત્યાં ઉતારે લઈ જવામાં આવ્યા હતા. શ્રી સ્વામિનારાયણ પણ તેમની સાથે જ આવી પહોંચ્યા હતા.

### સભાની શરૂઆત

અડધો કલાક વિશ્રાંતિ લીધા બાદ પ્રમુખશ્રી પધારતાં સભાનું કામ પ્રભુસ્તુતિથી અને પાટીદાર આશ્રમના વિદ્યાર્થીઓના સ્વાગતગીતથી શરૂ થયું હતું. સ્વાગતપ્રમુખ શ્રી જીવાભાઈ શામળદાસે તેમનું છાપેલું ભાષણ નીચે પ્રમાણે વાંચી બતાવ્યું હતું.



**"વ્હાલા જ્ઞાતિબંધુઓ, બહેનો અને સદ્‌ગૃહસ્થો,**

આજના માંગલિક પ્રસંગે અમારા નાનકડા ગામના આમંત્રણને માન આપી અત્રે પધારવા બદલ હું અત્રેના જ્ઞાતિબંધુઓ તથા સ્વાગતસમિતિ તરફથી આપ સર્વેનો અંતઃકરણપૂર્વક આભાર માનવા ઇચ્છું છું.

**શ્રમજીવી પ્રજા**

આપણી જ્ઞાતિની ઉન્નતિનો મુખ્ય આધાર ખેતી ઉપર છે, કારણ કે આપણી જ્ઞાતિનો મોટો ભાગ ખેડૂતવર્ગ જ છે. તેથી દુનિયાની બધી પ્રજામાં શ્રમજીવી તરીકે અને મનુષ્ય જાતિની જરૂરિયાત પૂરી કરનારી પ્રજા તરીકે આપણું સ્થાન ઉચ્ચતમ હતું, છે, અને હોવું જોઈએ એ દીવા જેવું સ્પષ્ટ છે. છતાં એ સમાજમાં આપણે જોઈએ તેવું સ્થાન ભોગવી શકતા નથી એમ કહેવામાં હું જરાયે અતિશયોક્તિ કરતો હોઉં એમ મને લાગતું નથી.

સમસ્ત જગતની શ્રમજીવી પ્રજા અત્યારે અગ્ર સ્થાન ભોગવે છે, અને કેટલેક સ્થળે તો સત્તાધીશ પણ શ્રમજીવી પ્રજા જ છે. પરંતુ આપણે તદ્દન અધોગતિ ભોગવતા જ રહ્યા છીએ એ ઓછી શરમભરી વાત નથી.

**આપણી અધોગતિનાં કારણો**

આપણી અધોગતિ શા કારણે છે તે મારા જેવો ઇતિહાસથી અભણ અને બિનઅનુભવી માણસ સારી રીતે ન જણાવી શકે છતાં તે સંબંધે મારા વિચારો આપની સમક્ષ રજૂ કરું છું.

આપણી અધોગતિ આપણે જાતે જ કરી છે, અને હજુ પણ કરીએ છીએ. તે તરફ આપણું પુરતું લક્ષ દોરાયું નથી. જોકે આપણા કેટલાક આગેવાનો (કેળવાયેલા બંધુઓ) તરફથી આ દિશામાં પ્રયત્ન થયો છે. પણ આપણી બહોળી વસ્તીને જગાડવા માટે તે પૂરતો હોય એમ હું માનતો નથી.

**બાળલગ્ન :** બાળલગ્ન માટે શ્રીમંત સરકાર પાસેથી કાયદો કરાવી અટકાયત કરવા છતાં આપણે તે અમલમાં લાવવા તૈયાર નથી; તે માટે જ્ઞાતિબંધુઓને જાગૃત કરવાની આપણી પહેલી ફરજ છે.

**ન્યાતવરા :** કારજો વિષે અત્યાર પહેલાં ઘણું કહેવામાં આવ્યું છે અને તે જ કારણે આપણા જ્ઞાતિબંધુઓ આર્થિક સ્થિતિમાં ઘણા નબળા પડી ગયા છે. પોતાનાં સગાંવહાલાં અને વતનને છોડી ચાલી જવું પડ્યું છે અને શહેરોમાં સાવ હલકા ધંધા કરીને પણ પોતાનું પેટ ભરવાની ફરજ પડી છે.



**ખોટી રૂઢિઓ :** કારજો વિના પણ એવા જ સ્વરૂપના બીજા ઘણા જ ખર્ચાળ કુરિવાજો જેવા કે ભાટ, તરગાળા, વહીવંચા, ધર્મ ગુરુઓનો ડોળ ધરાવનારા સાધુઓ વગેરેને પોષવાના, ઝેમ અને લગનના વધુ પડતા ખર્ચા વગેરે હાલની આર્થિક સ્થિતિને તદ્દન પ્રતિકુળ છે અને નિરૂપયોગી છે.

**કન્યાવિક્રય :** કન્યાવિક્રય, વરવિક્રય, ફેર, સાટાં વિગેરે રિવાજો કે જે માટે આપણાં શાસ્ત્રો પણ ચોખ્ખી ના જ પાડે છે, અને તે યોગ્ય છે એમ કોઈ પણ માણસ કહી શકે તેમ નથી. તેને સદન્તર ફગાવી દેવા આપણે કટિબદ્ધ થવું જોઈએ.

**ઉન્નતિ સાધવાના ઉપાયો :**

**કેળવણી :** કેળવણી એ તો ઉન્નતિનો પાયો કહેવાય. તેની કિંમત દરેક મનુષ્ય સારી રીતે સમજી શકે છે એટલે તે સંબંધે આપની આગળ વધુ વિવેચન અસ્થાને છે. કેળવણી માટે અત્યાર સુધીમાં ઘણા પ્રયત્ન થયા છે પણ તેમાં કોઈ પણ સંસ્થા સબળ પ્રયત્ન કરી રહેલી વિદ્યમાન હોય તો તે આપણી જ્ઞાતિમાં કડીનું કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ જ છે. જ્ઞાતિના બાળકોને ઉપયોગી કેળવણી એ સંસ્થા તરફથી મળી રહે છે માટે તે સંસ્થામાં આપણા બાળકોને મોકલવા અને તેને સંગીન મદદ કરવા હું નમ્ર વિનંતી કરું છું.

**ખેડૂત બેંક :** પૂરતી મહેનત કરવા છતાં આપણી જ્ઞાતિ દેવાના બોજા તળે ચગદાતી જાય છે. તો ઓછા વ્યાજે ખેડૂતોને નાણાં ધીરનારી અને તેમને સહેલાઈથી નાણાં મળી શકે તેવી સંસ્થા ઉઘાડવા માટે સબળ પ્રયત્ન કરવાની અત્યંત આવશ્યકતા છે એમ હું માનું છું.

**સંગઠન :** જે તે વખતે આપણને પડતી અડચણો માટે આપણે રાહતો માંગીએ છીએ ત્યારે પૂરતા બળ વિના આપણે મેળવી શકતા નથી તો પૂરતું બળ પ્રાપ્ત કરવા રચનાત્મક કાર્યક્રમ કરવો એ ખાસ જરૂરનું છે અને જે તે વખતે આપણે રાહત માટે તુરત જ જાગૃતિ લાવવી એ જરૂરનું છે.

છેલ્લાં ચાર વર્ષથી ઉપરાઉપરી આવતી આસમાની આફતોથી આપણી કફોડી સ્થિતિ થઈ છે. આપણે સહેલાઈથી ગુજરાન ચલાવી શકવા શક્તિમાન નથી. તો તે માટે યોગ્ય રાહત મળવા સરકારને સવિનય પણ સ્પષ્ટતાથી હકીકત નિવેદન કરવી અને હવે પછી આપણને આવાં આસમાની દુઃખોથી દૂર રાખવા પ્રભુને પ્રાર્થના કરવી.

**ગોપાલન :** ગાયોની સંરક્ષણ કરવાની આપણી પવિત્ર ફરજ તરફ દુર્લક્ષ ન જ થાય. ગાયો એ આપણું આર્થિક તેમજ શારીરિક સ્થિતિ સુધારનારું ખરું ધન છે, અને દુર્ગા તે કામદુર્ગા જ છે.

**કુરિવાજોનો ત્યાગ :** રડવાકૂટવાના તદ્દન ઘેલછાભર્યા રિવાજ સંબંધે આપણે ઘણી વખત વિવેચન કર્યા છતાં તેમાં જોઈએ તેવો સુધારો કરી શક્યા નથી. તે

કામમાં આપણે ઘણી સહાય સ્ત્રીવર્ગ તરફથી મેળવવાની રહી. દરેક ગામની બેનોને સમજાવવાની જરૂર છે. રડવું આવે એ સહજ છે પણ નિર્લજપણે, ભૂંડી રીતે કૂટવું એ કેટલું ખરાબ છે, એ આપણે બધા સારી રીતે સમજીએ છીએ. છતાં આ સંબંધમાં પરિણામ લાવવા જેવું સંગીત કાર્ય નથી કરી શકતા તે દીલગીરી ભરેલું છે.

**શારીરિક કેળવણી :** શારીરિક કેળવણીની અગત્યતા તરફ હવે લક્ષ આપવા માંડ્યું છે એ ઘણી આનંદની વાત છે. સ્વરક્ષણની શક્તિ દરેક મનુષ્યમાં હોવી જ જોઈએ અને તે બદલ વ્યાયામ અને અખાડાની પદ્ધતિનો સ્વીકાર સારી રીતે થતો જાય છે. શ્રીમંત સરકાર તરફથી પણ વ્યાયામમંડળોને ઉત્તેજન મળવાની યોજનાનો લાભ જ્ઞાતિબંધુઓને મળે તે માટેની વ્યવસ્થા કરી આપવાની જવાબદારીમાંથી આપણા આગળ વધેલા અને કેળવાયેલા બંધુઓ છૂટી શકતા નથી.

**સ્વદેશીનું પાલન :** સ્વદેશી વસ્તુના પ્રચાર તરફ આપણે દુર્લક્ષ કરવા માંડ્યું છે. આપણે ઘર આંગણે પેદા કરેલી વસ્તુઓ નજીવી કિંમતે બહાર ફેંકી દઈએ અને અનેકગણી કિંમત ખર્ચી તેને વસાવવી એ અજ્ઞાનતા સમજ્યા પછી ડાહ્યા થયા પછી પણ આપણે વહોરી લીધી છે. જીવનની જરૂરિયાતોમાં મુખ્ય વસ્તુ તે હવા અને પાણી છે અને તે તો કુદરત આપણને જોઈએ ત્યારે, જોઈએ તેટલા પ્રમાણમાં વિનામૂલ્યે સદૈવ આપ્યા જ કરે છે. બીજી જરૂરિયાત અન્ન-વસ્ત્રની મનુષ્યે જાતે પેદા કરી લેવાની. તે આપણે આપણા પોતાના જ ઘરે પેદા કરીએ છીએ. છતાં આપણે શહેરો ઉપર અને બીજા દેશો ઉપર આધાર રાખતા થયા એ આપણી શરમનું વિવેચન કરવું એ મારી શક્તિ બહારની વાત છે. સ્વદેશી વસ્તુના વપરાશથી આપણે આપણી આર્થિક સ્થિતિ સુધારતા જઈશું, તેમજ ભારતની આર્થિક સ્થિતિના સુધારામાં આપણો ફાળો આપી શકીશું.

**ખેતીમાં સુધારો :** આપણી આર્થિક સ્થિતિમાં સુધારો કરવા માટે તો આપણે બીજા ઉપર આધાર ન જ રાખી શકીએ. ત્યારે આપણને સ્વાભાવિક પ્રશ્ન એ ઉદ્ભવે છે કે કરવું શું ? કરવાનું એક જ આપણી ખેતીવાડીમાં સુધારો કરવાનું મન ઉપર લેવું. જમીનમાં સુધારો કરવો, પૂરતું ખાતર આપવું, પાણીનાં બહોળાં સાધનની યોજના કરવી અને જમીનને ભાવતી અને સારું ઉત્પન્ન આપતી ચીજોનું વાવેતર કરવા માટે લક્ષ આપવું. કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળના ચાલકોને હથ્થુ ખેતીવાડીના વધારાનું કાર્ય થાય તો જ તેમાં જલદીથી ફતેમંદ થવાય એમ મારી ધારણા છે. આશા છે કે જ્ઞાતિજનો આવા પ્રકારની યોજના હાથ ધરવા જેટલી મદદ સદર સંસ્થાને આપશે.

**બોલીએ તે પ્રમાણે કરીએ**

આપણે અત્રે જે જે ઠરાવો કરીએ તે બધાએ પાળવા માટે જ્યાં સુધી તૈયાર ન હોઈએ ત્યાં સુધી ઠરાવો એ કાગળ ઉપરનાં ચિતરામણો જ છે અને તે પ્રમાણે ન થાય માટે જેટલું કાર્ય કરવામાં આવે–પછી તે ભલે ઓછું જ હોય–તે સંગીન રીતે પાર પાડવાની આપણી મુખ્ય ફરજ છે અને તે ફરજ અદા કરવા જ્ઞાતિબંધુઓ સંપૂર્ણ સાવધાનપણે તૈયાર રહે અને આપણા કેળવાયેલા બંધુઓ સદૈવ જાગૃત રહે તેવી તેઓને મારી નમ્ર પ્રાર્થના છે.

**આભાર :** છેવટે અમારાં સાધન વિહિન પણ હૃદયભર્યો આમંત્રણ સ્વીકારી અત્રે પધારવા માટે આપ સર્વનો અંતઃકરણપૂર્વક આભાર માની મારું ભાષણ સમાપ્ત કરું છું.''

ભાષણ વાંચ્યા બાદ તેમણે જ બેઠકના વરાયેલા પ્રમુખશ્રીને સભાનું પ્રમુખસ્થાન લેવા વિનંતી કરી. સ્વાગતમંત્રીશ્રી મગનલાલ ખુશાલદાસે તેમાં સાથ પૂર્યો એટલે શ્રી રામચંદ્રભાઈએ તાળીઓના ગડગડાટ વચ્ચે સભાનું પ્રમુખસ્થાન સ્વીકાર્યું.

સ્વાગતપ્રમુખે પોતાનો બીલ્લો પ્રમુખશ્રીને સોંપી સભા પ્રત્યેની પોતાની ફરજો પ્રમુખશ્રીને સોંપી.

## સંદેશા

સહમંત્રી ભાઈ બબાભાઈએ પરિષદમાં હાજર ન રહી શકનાર પરિષદપ્રેમીઓના જે શુભેચ્છાના સંદેશા મળ્યા હતા તેનો સાર સભાને વાંચી સંભળાવ્યો હતો.

## સહમંત્રીનું નિવેદન

ભાઈ બબાભાઈએ પ્રથમ પ્રમુખશ્રીની ઓળખાણ કરાવતાં કહ્યું કે, આજના પ્રમુખશ્રી રામચંદ્રભાઈને આપણામાંથી ભાગ્યે જ કોઈ નહિ ઓળખતા હોય ! તેઓ ગોઝારિયાના અમીન કુટુંબના નબીરા છે. બી.એ., એલ.એલ.બી. થઈ હાલ દસેક વર્ષથી વિજાપુરમાં વકીલાત કરી રહ્યા છે. જ્ઞાતિસેવાની તેમની ધગશ જાણીતી છે. કડીના કેળવણી ઉત્તેજક મંડળના બચપણમાં તેમણે તેના મંત્રી તરીકે કદી  ન વિસરાય તેવું સુંદર મંત્રીપણું કરી બતાવ્યું છે. ખેડૂતના ભલા માટે તેઓ હંમેશાં મથે છે. હાલ વડોદરા રાજ્યની ધારાસભામાં લોકજ્ઞ સભાસદ તરીકે વિજાપુર વિભાગ તરફથી બિરાજે છે. તેમની કુનેહભરી સરદારી તળે, તેમના અનુભવના સુકાને આપણું નાવ તેઓ સહીસલામત પાર ઉતારશે જ એવી મને શ્રદ્ધા છે.

સોનાસણ મુકામે જે પરિષદની બેઠક મળી તેને આજ ચાર વરસ થવા આવ્યાં. ત્યાંની બેઠકમાં નિમાયેલા મંત્રી અને સહમંત્રીને પ્રોસીડીંગ બુક અને સભાસદોની નામાવલી સિવાય ચાર્જમાં બીજું કાંઈ હજી સુધી મળ્યું નથી. (આ વેળા પ્રમુખસ્થાનેથી જાહેર થયું કે પરિષદના હિસાબના ચોપડા અત્યારે હાલ આવ્યા છે.) એટલે મને તો એમ લાગતું કે હવે પરિષદ મરી જ જશે. પણ ડરણવાસીઓએ પરિષદને મરવા નથી દીધી. ચાર વરસે પણ તેની ઘોર નિંદ્રામાંથી જગાડી એ બદલ તેમને મારાં અભિનંદન છે.

બારેમાસ લગી કામ કરે તેવા એક અથવા વધારે કાર્યકર્તાઓ પરિષદ મેળવે તો જ તેનું કામ નિયમિત થાય. માટે માનદ કાર્યકર્તાઓ ન મળે તો પરિષદે પગારદાર કાર્યકર્તા રોકવાની જોગવાઈ કરવી જોઈએ. બીજું, આ પરિષદ બંધારણ વિનાની પરિષદ છે-જે ઇચ્છવા જેવી વસ્તુ નથી. માટે મારી વિનંતી છે કે આ બેઠકમાં તેનું બંધારણ ઘડાવું જોઈએ. છેલ્લે હું એટલું જ કહીશ કે જેને વ્યવસ્થાપક મંડળમાં નીમો તેને વિચારીને નીમજો જેથી તે બંધારણ પ્રમાણે કાર્ય કરી શકે.

## પ્રમુખશ્રીનું ભાષણ

ત્યારબાદ પ્રમુખશ્રીએ પોતાનું વિદ્વતાપૂર્ણ ભાષણ વાંચી સંભળાવ્યું હતું. છાપેલું ભાષણ પૂરું ન હોવાથી બાકીનું ભાષણ મોઢેથી કર્યું હતું.

## પ્રો. જેઠાલાલ સ્વામીનારાયણ, એમ.એલ.સી.નું ભાષણ

**પ્રમુખસાહેબ, બહેનો અને ભાઈઓ,**

આપણે પૈસેટકે દુઃખી થયા છીએ તેથી જ દૂધ, ડાંગર અને જે કાંઈ પાક થાય તેના આપણે પૈસા કરવા મથીએ છીએ. ખેડૂત બીચારો સવારથી સાંજ સુધી મજૂરી કરે પરંતુ જેમ ઝાડ ઉપર બેસી મધમાખો મધ ભેગું કરે અને વાઘરી ખાઈ જાય એ તેનો ન્યાય છે. હિંદમાં આજે ખેડૂત અને શાહુકાર એમ બે વર્ગ છે. એક હક્કનું ખાનાર છે અને બીજો બિનહક્કનું ખાનાર છે. ત્યારબાદ આ બે વર્ગની ઉત્પત્તિનો ઇતિહાસ તેમણે રસિક અને સરળ ભાષામાં કહી સંભળાવ્યો હતો.

પ્રો. સાહેબે ખેડૂતોને રાજ્યકારણમાં ભાગ લેવાનો ઉપદેશ આપતાં જણાવ્યું કે, તમે મજૂરી કરો તેમાં મને વાંધો નથી. પરંતુ તમે રાજ્યમાં શું થાય છે તે જાણો. કારણ કે સ્વરાજ્ય હવે આવી પહોંચ્યું છે, તે વખતે ગાયકવાડ પણ તમને તેનું રાજ્ય સોંપશે. કેળવણી ખાતાના વડા અને મહારાજાસાહેબ વચ્ચે સંવાદ થયો ત્યારે મહારાજાએ પૂછ્યું કે, "ફરજિયાત કેળવણીનું સુંદર પરિણામ મને ક્યારે

ખબર પડશે ?'' વડાએ જવાબ આપ્યો કે, ''રાજ્ય કરતાં જ્યારે તમને ભારે દુઃખ પડે ત્યારે.'' મતલબ કે હાલના જમાનામાં રાજકારણથી વિરક્ત રહી ફક્ત હળ ખેડીને જ બેસી રહેવાનું નથી. સ્વતંત્ર રીતે તમે તમારી અડચણો સરકારને જાહેર કરો. તમારી આબાદી ઉપર રાજ્યની આબાદીનો આધાર છે. જર્મનો હાર્યા તે તો ખેતી વિના જ; ખેતીની જોઈતા પ્રમાણમાં સંભાળ ન લીધી તેથી જ.

રાજકારણમાં આપણે ભાગ લઈશું તો જ સામાજિક સુધારો થવાનો છે. સરકારે કાયદો કર્યો ત્યારે સંસારસુધારો થયો. માટે વિચાર કરો.

આ કડવા ઘૂંટડા છે. જો તમે નહિ પીઓ તો તમારો રોગ જવાનો નથી. જો તમે જાગશો તો આપણી કોમ શિરોમણી હતી તે શિરોમણી થશે.

## વિષયવિચારિણી સમિતિની ચૂંટણી

સાડાપાંચ વાગતાં પ્રથમ દિવસનો કાર્યક્રમ પૂરો થતો હોવાથી વિ.વિ. સમિતિની ચૂંટણીનું કામ હાથ ધરવામાં આવ્યું હતું. જેમાં વ્યવસ્થાપક મંડળના હાજર હતા તેટલા સભ્યો ઉપરાંત પરિષદનાં ચોપડે નોંધાયેલા સભાસદોમાંથી પચાસ ચૂંટવામાં આવ્યા હતા.

મહાદેવમાં રાત્રે નવ વાગે વિષયવિચારિણી સમિતિ વિષયો નક્કી કરવા મળી હતી. જેટલી દરખાસ્તો આવી હતી તેની ઉપર રાતના અગિયાર વાગ્યા સુધી અને બીજી સવારે બે ત્રણ કલાક બેસીને ચર્ચા કરી યોગ્ય હતી તેટલી દરખાસ્તો મંજૂર કરી હતી. અમદાવાદમાં છાત્રાલય ઉઘાડવાના મહામંડળની બોર્ડિંગમાંથી વિદ્યાર્થીઓને નીકળી જવું પડ્યું છે તેની તપાસ માટે એક સમિતિ નીમવાના અને પરિષદના બંધારણના ઠરાવોએ ભારે રસાકસી અને ચર્ચા જગાડી હતી.

## બીજો દિવસ : રવિવાર, માગશર વદ ૧૪

બીજે દિવસે બપોરના એકને સુમારે બેઠકનું કાર્ય ઈશ્વરપ્રાર્થનાથી શરૂ થયું હતું. આખોય મંડપ ચિક્કાર ભરાઈ ગયો હતો. આસપાસનાં ગામ બેઠકનું કામકાજ નિહાળવા ઉમટયાં હતાં તેથી મંડપમાં તલમાત્ર જગ્યા ખાલી રહી ન હતી. સ્વયંસેવકોએ શાંતિ સ્થાપતાં પ્રમુખશ્રીએ સભાનું કાર્ય શરૂ કર્યું હતું.



## પુત્રપુત્રીઓને કેળવણી આપો

પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણે ઠરાવ મૂકતાં જણાવ્યું કે, ''જે માણસ પોતાનાં પુત્રપુત્રીઓને ભણાવતા નથી તે તેમનો શત્રુ છે, બાર લાખમાં બાર છોકરાઓ કડીમાં ભણે, અમદાવાદમાં ૫૦ છોકરાઓ પણ શાંતિથી ભણી

શકે નહિ એ ખરેખર આપણે શરમાવા જેવું છે. ચરોતરમાં એક એક તાલુકામાં ત્રણ ચાર હાઈસ્કૂલ હોય છે. આપણે તો પાશેરામાં પહેલી પૂણી છે. આવડી મોટી જ્ઞાતિમાં તો કેટલાયે વિદ્વાનો જોઈએ. બારમાં વગેરેમાં નાણાં ખર્ચ્યાં કરતાં કેળવણીમાં ખર્ચેલા નાણાં થોડા વખત પછી હજાર ગણો જશ આપે છે.

દીકરાઓ સાથે દીકરીઓને પણ આપણે ઘટતી કેળવણી આપવી જોઈએ. મહારાજાસાહેબે કન્યાકેળવણી પણ ફરજિયાત કરી છે તેનો લાભ લેવા ચૂકવું ન જોઈએ.

રા. છગનલાલ પીતાંબરદાસે ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે આપણી જ્ઞાતિના શેઠિયાઓ તથા પારસીઓ વિ. જે મહત્તા ભોગવી રહ્યા છે તે કેળવણીનો જ પ્રતાપ. પારસી કોમમાંથી કેળવણીને જ પ્રતાપે દાદાભાઈ નવરોજજી, ફીરોજશાહ મહેતા તથા ટાટા વિ. મહાન પુરુષો પેદા થયા. તમે પણ કેળવણી તરફ અભિરુચિ વધારો. અમદાવાદમાં મહામંડળ બોર્ડિંગ ભાગીતૂટી પણ સેવા કરી રહી છે. ત્યાં જમાનાને અનુસરી એક બીજી બોર્ડિંગની જરૂર છે, માટે અત્યારે જ એના ફંડમાં તો તમારો ફાળો આપો. ધનવાનોના પૈસામાં સૌનો ભાગ છે.

## જ્ઞાતિનું માસિક 'ચેતન' વાંચો વંચાવો

'ચેતન'નો ઠરાવ રા. પુરુષોત્તમદાસ રણછોડદાસ વકીલે રજૂ કરતાં જણાવ્યું કે રશિયામાં એવો સમય હતો કે જ્યારે ખેડૂતોને પૂરતું ખાવા મળતું ન હતું. હાલ આપણી પણ એવી સ્થિતિ છે. તેમાંથી બચવાનો ઉપાય એ જ કે સમયને અનુકૂળ થતાં શીખવું. સઘળી બાબતોથી વાકેફ રહેવું જોઈએ. તે કેવી રીતે થઈ શકે ? માસિક મારફતે જ. 'ચેતને' ત્રણ વર્ષથી જે સેવા બજાવી છે તે ખરેખર પ્રશંસનીય છે. દરેક કડવા પાટીદારબંધુએ તેના ગ્રાહક થવું જોઈએ. એ બે રૂપિયા એળે નહિ જાય. ઇંગ્લાંડની ઉન્નતિ તેના સામયિકોને જ આભારી છે ત્યાં દરેક નોકર અને શેઠના વિચારોની સમતા છે.

ડૉ. માણેકલાલ છગનલાલે (કડી) અનુમોદન આપતાં જણાવ્યું કે આવા ઠરાવો આપણે મૂકવા પડે તે શરમની વાત છે. 'ચેતન'ની સેવાઓ ખાસ નોંધવા જેવી છે. ખેડૂતોના દુઃખ સમયે તેણે હંમેશાં ખેડૂતોને સાથ આપ્યો છે અને જ્ઞાતિને ઉન્નતિને પંથે દોરી છે. તો દરેક ભાઈએ તેનો ગ્રાહક થવામાં ઢીલ ન કરવી.



## સ્વદેશી અને ખાસ કરીને ખાદીનો પ્રચાર

વિષે ઠરાવ મૂકતાં રા. કૌશિકપ્રસાદ ચંદુલાલે સ્વદેશી માલને ઉત્તેજન આપવા અને ખાસ કરીને શુદ્ધ ખાદી પહેરવા સર્વેને વિનંતી કરી હતી.

રા. પોપટલાલ ગુલાબદાસે અનુમોદન આપતાં જણાવ્યું કે આપણી સ્થિતિ જે નબળી થઈ ગઈ છે તેને સુધારવાનો આ ઉત્તમ ઉપાય છે. આપણી દરેક જાતની આબાદી આથી સાધી શકાશે. પરદેશીઓના પગ તળે આપણે ચગદાઈ રહ્યા છીએ. તેમનાં કાંડાં ઢીલાં કરવાનો ઉપાય ખાદી અને સ્વદેશી ચીજોનો પ્રચાર કરવામાં જ છે. જો આપણે આટલું નહિ સમજીએ તો એવું જ કહો કે અમારે સ્વતંત્રતા જોઈતી જ નથી. વિલાયતથી આવેલી વસ્તુ કદાચ દેખીતી રીતે સસ્તી હશે તોપણ આપણે તાલેવન થઈ જવાના નથી. આપણે ખાદી વાપરીએ તો આપણા પૈસા આપણા દેશમાં જ રહે છે. આપણા જ કારીગરોને પોષીએ છીએ. માટે સ્વદેશી વસ્ત્ર અને માલ વાપરવા મારી સૌને ભલામણ છે.

### કાણ-મોંકાણ બંધ કરો

રા. પુરુષોત્તમદાસ લલ્લુભાઈએ ઠરાવ રજૂ કરતાં જણાવ્યું કે આવો કઢંગો રિવાજ દેખીને પરદેશીઓ આપણી મૂર્ખતા ઉપર હસ્યા વિના રહે નહિ. મરણ પ્રમાણના આંકડા ઉપરથી હિસાબ કાઢીને જણાવ્યું કે આ રિવાજ ટકાવવાને ખાતર આપણી જ્ઞાતિને દર વર્ષે લગભગ સાત લાખ રૂપિયાનો ભોગ આપવો પડે છે. વખતની કિંમત તો જુદી જ.

રા. માનભાઈ છગનલાલે (લાંઘણજ) અનુમોદન આપતાં જણાવ્યું કે સ્ત્રીઓએ આ બાબત ઉપર ખાસ લક્ષ આપવું ઘટે છે. પોતાનાં સુકોમળ બાળબચ્ચાંને રોતાં કકળતાં મૂકી રોવા-કૂટવા જવું એ જનારને તેમજ જેને ત્યાં ગયાં હોય તેને મુશ્કેલી ઊભી કરે છે.

રા. છગનલાલ પીતાંબરદાસે જણાવ્યું કે આપણા ભૂતકાળ તરફ તો જુઓ. આપણી સતિઓ જેવી કે, સીતા, સાવિત્રી વગેરે શું રોવા-કૂટવા જતી હતી? આપણાં શાસ્ત્રો પણ એથી તો વિરુદ્ધ છે. ઉલટું, કુટવાથી તો કફનું દુઃખ થાય છે. ક્ષય રોગ પણ એ દુષ્ટ પ્રથાનું જ પરિણામ છે. (આ સમયે કેટલીક બહેનોએ રોવા-કૂટવા નહિ જવાનાં 'પણ' લીધાં હતાં).

### ઊંચનીચનો ભેદ

રા. મગનલાલ રણછોડદાસે (દેત્રોજ) ઠરાવ રજૂ કરતાં જણાવ્યું કે ખેડૂતની આર્થિક વિટંબણામાં ઉંચનીચના ભેદે બહું જ મોટો ભાગ ભજવ્યો છે. ચાંલ્લા આપનાર જેટલા મૂર્ખ છે તેટલા જ ચાંલ્લા લેનાર ક્રૂર છે. કુળવાનો કન્યાઓના અજીર્ણથી પીડાય છે અને મધ્યમ વર્ગ કન્યાઓના અભાવથી પીડાય છે. કન્યાઓ કુળવાનોને ત્યાં શોક્યોથી પીડાય છે. ગોળને આપોઆપ તોડવા માટે ઊંચનીચનો

ભેદ દૂર કરવો જોઈએ. એ વિના આપણી ઉન્નતિ નથી. ગરીબની આંતરડી ઠારવામાં આ ઠરાવ પ્રમાણેનું વર્તન મુખ્ય ભાગ ભજવશે.

રા. પુરુષોત્તમ વકીલે અનુમોદન આપતાં જણાવ્યું કે આપણે છોકરાં ઉછેરીએ તે તેને સુખી કરવાને, નહિ કે તેને કસાઈને ત્યાં આપવા. કુળવાન એ દીવો છે તેમાં આપણે કન્યારૂપી પતંગિયાં હોમીએ છીએ. આપણું ધ્યાન હવે ઘર જોવા કરતાં વર જોવા તરફ રહેવું જોઈએ. જેટલું બળદ ખરીદતાં ધ્યાન આપીએ છીએ એટલું તો વર શોધવામાં ધ્યાન આપવું જોઈએ જ.

રા. પ્રભુદાસ ભાવસંગે જણાવ્યું કે અમને જે પ્રશ્ન મૂંઝવી રહ્યો છે તે કન્યાની લેવડદેવડનો છે. દરેક ગામમાં થોડા માણસો તો એવા હશે કે જેઓ સુધારા તરફ સહાનુભૂતિ ધરાવતા હશે. પરંતુ ગોળનાં બંધન તથા ઊંચનીચના ભેદ આડે આવે તો એ તોડવા સૌએ કમર કસવી જોઈએ.

રા. પોચાલાલ જીવાભાઈએ (મુંબઈ) સમજાવ્યું કે દેનાર માણસ લેનાર કરતાં ઊંચો છે. ઊંચનીચના ભેદના પરિણામે તમારાં પાપી આચરણ વિરુદ્ધ તમારા છોકરાછોકરીઓ યોગ્ય બંડ જગાવશે. કુળવાન તે ક્યાંથી પાક્યા ? કાંઈ ખેતરમાંથી કે આભમાંથી ? માટે કોઈ કુળવાન કે કુળહીન નથી. સૌ સરખા છે.

રા. ધનશા જેકરણદાસે જણાવ્યું કે આપણી આવી બહોળી જ્ઞાતિમાં ખાવા-પીવાની એકતા છે. પરંતુ ઊંચનીચના ભેદને લઈ કન્યાની લેવડદેવડની એકતા નથી તે બહુ જ અધમ છે. ઐતિહાસિક દૃષ્ટિએ આપણે સૌ સરખા જ છીએ. નજીકના ભવિષ્યમાં આપણી જ્ઞાતિને એ ભેદ તોડવો જ પડશે.

**યુવકમંડળો સ્થાપો**

રા. પ્રાણજીવન વ્રજલાલે (પાટડી) યુવકોને ઉદ્દેશી જણાવ્યું કે જો તમે તમારી ફરજ સમજતા હો તો દરેક ગામે દરેક યુવકે પોતાનાથી બનતી સેવા કરવા યુવકમંડળ સ્થાપવું જોઈએ. દરેક ગામે અખાડાની પણ હાલના સંજોગોમાં જરૂરિયાત છે. નબળા માણસને હંમેશાં અન્યાય થશે. અન્યાય સહન કરવો એ પણ પાપ છે. દરેક અન્યાય સામે દરેક યુવકે કમર કસવી જોઈએ. જો બધાં યુવકમંડળોનું સંગઠન હોય તો એકબીજાને કાર્યમાં સારો સાથ મળે.



સહકારી અધિકારી રા. પવારસાહેબે અનુમોદન આપતાં જણાવ્યું કે શ્રીમંત ગાયકવાડ સહકાર લગભગ ૫૦ વર્ષથી સમાજસુધારાનો પ્રયત્ન કરી રહેલ છે. પરંતુ તેનો જોઈએ તેવો અમલ થયેલો નથી તે જોઈને દિલગીરી થાય છે. દરેક

કુધારો શરૂઆતમાં સુધારો જ હોય છે. પરંતુ રૂઢિના પંજામાં સપડાઈને એ જ સુધારો કુધારો થઈ જાય છે. કુદરતનો નિયમ છે કે કોઈ પણ વસ્તુ સદા સર્વદા એની એ જ સ્થિતિમાં રહી શકે નહિ. માટે દરેક વસ્તુસ્થિતિમાં સુધારાને અવકાશ હોય છે. આપણે આપણો દરરોજનો હિસાબ તપાસવો જોઈએ. આપણે કેટલું આગળ વધ્યા તે આપણે તપાસવું જોઈએ. આપણે જ્યાં સુધી સુધારો કરીએ નહિ, ત્યાં સુધી સરકારના કાયદાથી કશું થઈ શકે નહિ. આપણે આપણું ભલું નહિ કરીએ, તો બીજો કોઈ માણસ આપણું ભલું કરી શકશે નહિ. પંજાબમાં પણ ગામો ગામ યુવકમંડળો સ્થપાઈ સુધારાને માટે તૈયાર થઈ ગયાં છે. તો આપણે પણ એવી ચળવળ ઉપાડવી જોઈએ. તુકારામે કહ્યું છે કે જે જોઈએ તે તમારી પાસે છે. નસીબ ઉપર આધાર રાખ્યાથી કશું વળવાનું નથી. બીજાનો આધાર પણ નિષ્ફળ નીવડશે. આપણી બુદ્ધિનો પૂરો ઉપયોગ કરી સારું લાગે તો આચરવા પ્રયત્ન કરવો.

## અમદાવાદમાં બોર્ડિંગની જરૂરિયાત

રા. છગનલાલ પીતાંબરદાસે ઠરાવ રજૂ કરતાં જણાવ્યું કે કેળવણી જ માણસનું જંગલીપણું દૂર કરે છે. કેળવણી માટે કડી અને વડોદરા સંસ્થાઓ છે. અમદાવાદ તો આપણું મુખ્ય ક્ષેત્ર છે. ત્યાં એક બીજી બોર્ડિંગની જરૂરિયાત છે. તે બોર્ડિંગના નિભાવ માટે એક ફંડ ભેગું કરવું જોઈએ અને તેમાં ફાળો આપવા દરેકને વિનંતી છે.

પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણે જણાવ્યું કે અમદાવાદમાં મહામંડળ જેવી અઢી લાખની મૂડીવાળી સંસ્થા બોર્ડિંગ ચલાવે છે તો પણ ત્યાં એક વધારે બોર્ડિંગની જરૂર છે. ત્યાંની સંસ્થા બહુ સંકુચિત છે. ત્યાં પચાસ જ છોકરાને રહેવાની વ્યવસ્થા છે. તેમાં પણ અવ્યવસ્થા છે. ત્યાં તો બીડનો કુતરો ખાય નહિ અને ખાવા દેય નહિ એવી સ્થિતિ છે. આવા સંજોગોમાં કેળવણીના કેન્દ્રસ્થાન અમદાવાદમાં વધારે વિદ્યાર્થીઓ માટે સગવડ થવી જોઈએ. માટે સૌ અત્રે પધારેલા ભાઈઓ 'ફૂલ નહિ તો ફૂલની પાંખડી' યથાશક્તિ મદદ કરશો. (તેમના સૂચનને સભાએ વધાવી લઈ તે જ વેળાએ ફંડની શરૂઆત કરી. જોતજોતામાં ફાળો રૂ. ૧૫૦૦/-ની લગભગ પહોંચી ગયો.)



## લેન્ડમોર્ટગેજ બેન્કસ ખોલવા

સરકારને સૂચન કરનારો ઠરાવ રજૂ કરતાં રા. જેઠાલાલ લાલદાસે (મહેસાણા) જણાવ્યું કે, આપણી આર્થિક સ્થિતિ દિનપ્રતિદિન કફોડી થતી જાય

છે. વ્યાજ ભરી ભરીને ખેડૂતો દેવામાં વધારેને વધારે ડૂબતા ગયા છે. વડોદરા રાજ્યમાં તેમજ અંગ્રેજી રાજ્યમાં સહકારી બેંકો નીકળી છે. જે ખેડૂતોની સહકારી મંડળીઓને મદદ આપે છે. આવી બેંકો હાલની સ્થિતિને પૂરતી નથી તો લેન્ડ મોર્ટગેજ (જમીન ગીરો લઈને નાણાં ધીરનારી) બેંકો ઉઘાડવા શ્રીમંત ગાયકવાડ સરકાર તથા અંગ્રેજ સરકારને વિનંતીનો ઠરાવ રજૂ કરું છું.

રા. શુક્લે અનુમોદન આપતાં જણાવ્યું કે પ્રથમ માણસ સ્વાશ્રયી હતો. તે વખતે તેને જરૂરિયાતો બહુ જ થોડી હતી અને પૈસાની જરૂર પડતી નહિ. હાલ તો માલ કરતાં પૈસાની વધારે જરૂર છે. આવી વસ્તુસ્થિતિને પહોંચી વળવા ગરીબ ખેડૂત માટે હાલની બેંકો પૂરતી નથી. લેન્ડમોર્ટગેજ બેંકોની ખાસ આવશ્યકતા છે.

## પાખંડી પૂજારીઓથી ધાર્મિક મંદિરો કલંકિત ના કરો

રા. સાંકળચંદ વનમાળીદાસે (કડી) ઠરાવ રજૂ કરતાં જણાવ્યું કે ધાર્મિક મંદિર લોકોની માલિકીનાં હોવા છતાં બાવાઓ તેના માલિક થઈ પડ્યા છે, તો તેનો વહીવટ લોકોએ હાથ ધરવો જોઈએ. મંદિર આપણાં હોવા છતાં આપણી ગેરવ્યવસ્થાને લીધે તે વ્યભિચાર અને અનાચારનો અખાડો બની ગયાં છે. એટલું જ નહિ પણ બાવાઓ તેના માલિક બની બેસે છે. એવા દુષ્ટ સાધુ યા મહંતને કાન પકડી કાઢી મૂકવા જોઈએ અને તેની જગ્યાએ કોઈ શુદ્ધ, જ્ઞાતિના સાધુને લાવવા જોઈએ અને મંદિરની માલિકી ગામની રાખવી જોઈએ.

રા. પુરુષોત્તમ વકીલે જણાવ્યું કે બાવાઓની માલિકીનાં મંદિર થતાં આપણે જે હેતુથી તે બાંધ્યું છે તે હેતુ ફળીભૂત થતો નથી. ધર્મ તો એ કે જે માણસને પડતો બચાવે. હિન ચારિત્ર્યના બાવા ધર્મના થાંભલા શી રીતે થઈ શકે ? સાધુને તો કોઈ પણ બાબતની લાલસા હોય જ નહિ. આ તો પૈસાના ઢગલા ભેગા કરે અને અનાચાર આદરે ! જેની મદદથી મંદિર બાંધ્યું હોય તેને પણ ધુતકારી કાઢે. બાવાઓ કેટલીક વખત મંદિરને, ગામને, ને કોઈ વખતે દેવને પણ વેચી દે છે. આવા બાવાને લાત મારીને કાઢી મૂકજો અને મંદિરની વ્યવસ્થા હાથમાં લેજો.



રા. છગનલાલ પીતામ્બરે જણાવ્યું કે બાવાઓના અત્યાચારો અજાણ્યા નથી. છોકરીઓ ઉઠાવી જવી, છોકરાં મારી નાંખવાં, બૈરીઓ ભેગી કરવી વિ. બાવાઓના ધંધાઓ થઈ પડ્યા છે, તો તેવા માણસોનો ત્યાગ કરવો જોઈએ.

## તપાસસમિતિ

એ ઠરાવ રજૂ કરતાં શ્રી પુરુષોત્તમદાસ લલ્લુભાઈએ જણાવ્યું કે, 'આવો ઠરાવ અહીં મૂકવો એ આપણે માટે શરમની વાત છે. મહામંડળની ઉત્પત્તિનો ઈતિહાસ કાંઈ તમારાથી અજાણ્યો નથી. સંવત ૧૯૬૯માં સ્વર્ગસ્થ ના. સૂરજમલજીએ લગ્ન સંબંધી સંતોષકારક તોડ કાઢવા જ્યારે આખી ન્યાતને પોતાને ત્યાં તેડી ત્યારે લગ્નની વાત ઉપરથી બોર્ડિંગનો પ્રશ્ન નીકળતાં તે વિદ્યાપ્રેમી દરબારે પોતાના નામથી જ ફંડની શરૂઆત કરી. પરિષદના કાર્યવાહકો-જે પણ ત્યાં હાજર હતા-ના વિચારનો અમલ કર્યો. એટલે બીજાઓએ પણ યથાશક્તિ ફાળો નોંધાવતાં એક સારું ફંડ એકઠું થયું. પણ તે ફંડની વ્યવસ્થા કરવા જે બંધારણ ઘડાયું તે એકતરફી ઘડાયું કે જેથી બધી સત્તા આજ આપણે જોઈએ છે તેમ એકહથ્થુ થઈ ગઈ અને પરિણામે પ્રગતિ થઈ જ નહિ. આજ વર્ષોથી વિદ્યાર્થીઓમાં અસંતોષ ચાલ્યો આવે છે, છતાં વ્યવસ્થાપકોને તેની કાંઈ પડી નથી. હમણાં બોર્ડિંગમાંથી લગભગ બધાય વિદ્યાર્થીઓને નીકળી જવાની ફરજ પડી છે. તે શાથી નીકળી ગયા, કોને વાંકે નીકળ્યા ? આ ફરિયાદમાં વાંક કોનો હશે ? વગેરે પ્રશ્નોની તપાસ કરી સત્ય હકીકત તારવી કાઢી, સમાજ સમક્ષ રજૂ કરવાની પરિષદની ફરજ છે. માટે તેની તપાસ કરવા માટે એક તપાસસમિતિ નીમવાની મારી દરખાસ્ત છે. મારી તો ઇચ્છા છે કે આપણે પરિષદમાં આ તોફાનનો સંતોષકારક નિકાલ લાવીએ તો સારું.

શ્રી પ્રાણજીવનદાસ વ્રજલાલે તેમની દરખાસ્તને ટેકો આપ્યો હતો, સાથે સાથે અમદાવાદમાં ઉઘાડવાના છાત્રાલય માટે થયેલ ફંડની યાદી, પ્રમુખશ્રીની રજાથી વાંચી, બતાવી હતી.

મત લેવાતાં દરખાસ્ત સર્વાનુમતે પસાર થઈ હતી.

## ગોપાલન

એ ઠરાવ ઉપર બોલતાં રા. પોપટલાલ ગુલાબદાસે જણાવ્યું કે હું જે ઠરાવ રજૂ કરવાનો છું તે કદાચ તમને રૂચશે નહિ તમને ધર્મ વિરુદ્ધ લાગશે. તે ઠરાવ ગોપાલનનો છે. આપણે ભેંસ જેવા જંગલી પ્રાણીને પાળીએ છીએ પરંતુ ગાય જેવા ચેતનવંતા પ્રાણીને ત્યજી દીધું છે. ગોપાલનના અભાવે જ દર વર્ષે કરોડો ગાયો રબારીઓ કતલખાનામાં મોકલે છે. પણ તેનું પાપ આપણે શિરે છે. ગાયોના વાછરડાના બળદ બનાવી આપણે વાપર્યા વિના છૂટકો જ નથી. આપણે બળદ વિના તો ચાલવાનું જ નથી. બીજાને હાથે આખલામાંથી બળદ બનાવેલા આપણે

વાપરીએ તેથી બળદ બનાવવાનું પાપ (જો તમે તેને પાપ માનતા હો તો) આપણા શિરેથી લેશ માત્ર પણ ઓછું થતું નથી. આખલાના બળદ નહિ કરવામાં પાપ છે. કારણ કે આખલાઓને પરદેશ લઈ જઈ તેનું જીવતાંને જીવતાં ચામડું ઉતારી લેવામાં આવે છે. આખલાનો ઉપયોગ બળદ તરીકે ન થવાથી આખલાની સંખ્યા બહુ ઓછી થઈ ગઈ છે. આખલા કમોતે મરે છે. તો ખેડૂત ભાઈઓને મારી ભલામણ છે કે દરેક પોતાને ઘેર ગાય પાળો અને બળદ પણ ઘેર જ બનાવો ત્યારે જ બળદની ઓલાદ સુધરશે અને સસ્તા પણ પડશે.

રા. છોલાલાલ મગનલાલે (કડી) ઠરાવને અનુમોદન આપતાં બળદની ઓલાદ સુધારાનું તથા માનસિક શક્તિના વિકાસ અર્થે ગાયનું દૂધ ઘી વાપરવાનું સુચવ્યું હતું.

## પ્રેતભોજનનો નિષેધ

કરાનારો ઠરાવ રજૂ કરતાં શ્રી ધનસા જેકરણદાસે નીચેની મતલબનું વિવેચન કર્યું હતું. અમદાવાદની મીલો તથા મુંબઈનાં રસોડાં ભરી કાઢ્યાં તોય આપણે કારજ-પ્રેતભોજન-કરતાં ન અટક્યા. વર્ષો એકબીજાને ખાતાં આવે છે. છતાં બળાત્કારથી બારમાં કરાવનારાં ગામો હયાતી ધરાવે છે. હજારોના ખોટા ખરચા કરી આપણે દેવાદાર બનતાં વાર નથી કરતા, પણ કેળવણીની સંસ્થામાં રૂપિયો આપવો હોય તો હાથ ખંચાય છે. એક દિવસના વાળુમાં હજારો રૂપિયાનું પાણી ક્યાં સુધી કરીશું ? માટે મારી તો સભામાં પધારેલા, કારજ કરવા ઇચ્છતા ભાઈઓને ભલામણ છે કે કારજ કરવા માટે દેવાદાર થશો નહિ. બારમું કરવાથી જેટલી ઈજ્જત નહિ જાય તેટલી દેવું કરવાથી જશે.

આ દરખાસ્તને શ્રી પોપટલાલ મગનલાલ (રૂપાલ) ટેકો આપતાં બોલ્યા કે મરેલાંના આત્માને શાંતિ આપવા માટે બારમું છે એ બિના સાવ ખોટી છે. કોઈ શાસ્ત્રમાં મરનાર પાછળ આવા ખરચો કરવાનું કહ્યું નથી. બારમું નહિ કરનાર પાસે મહેણાં મારી મારીને, ધમકાવીને, રોકકળનો ઢોંગ કરીને બારમું કરાવે છે એ અતિશોકની બિના છે. દેવું કરીને છોકરાં ભણાવો તો ઘડપણમાં તમારી સેવા કરશે. પણ કદી દેવું કરીને અથવા સંઘર્યું હોય તેટલું ખરચીને બારમું કરશો નહિ.



શ્રી કાનજીભાઈ રઘુભાઈના ટેકાથી દરખાસ્ત સર્વાનુમતે પસાર થઈ હતી.

સાંજના છનો અમલ થયો હતો. સભાજનો કંટાળી પણ ગયા હતા. તેથી બાકીના ઠરાવો વિવેચન વિના પ્રમુખસ્થાનેથી રજૂ થયા હતા.

ત્યારબાદ સહમંત્રીએ જાહેર કર્યું હતું કે રાત્રે સાડા સાત વાગે પરિષદના મંડપમાં જ એકલી સ્ત્રીઓની જ સભા મળશે. માટે કોઈ ભાઈએ તે સભામાં હાજર રહેવું નહિ.

## સ્ત્રીઓની સભા

ગામની તમામ વર્ણની સ્ત્રીઓને છૂટી મળવાથી આખો મંડપ લગભગ ભરાઈ ગયો હતો. સ્વયંસેવકો સિવાય પણ તેમનાથી બને તેટલી શાંતિ જાળવી બોલનાર બેનોને સઘળી સ્ત્રીઓએ સાંભળી હતી. શરૂઆત કરનાર શ્રીમતી પાર્વતીબેન હતાં. તેમણે જણાવ્યું કે, આપણું નામ 'અબલા' છે. તેનો હાલ અર્થ બળવિનાની સ્ત્રીઓ થાય છે. પિયર જવું હોય તોય આપણને એકલા જતાં બીક રહે છે. ગાડીથી જવું હોય તોય સંગાથ શોધવો પડે છે. આપણે આવા નિર્બળ થઈશું તો કેમ પાલવશે ? આપણો સંસાર કેમ નભશે ? બળનો પાર નહિ એવો અબળાનો અર્થ આપણે ક્યારે કરી બતાવશું ? જશમા ઓડણનું દૃષ્ટાંત લઈ તેમને સમજાવ્યું કે સિદ્ધરાજ જયસિંહ જેવો ચક્રવર્તી રાજા પણ જશમા જેવી ગરીબ મજૂરી કરી પેટ ભરતી સ્ત્રીથી ડર્યો. કારણ કે તેનામાં સતીત્વનું નીતિનું અખૂટ બળ સમાયેલું હતું. જશમા જેવા આપણે ક્યારે થઈશું ? આપણે તો બાળકને રોતું છાનું રાખવા માટે એ બાવો આવ્યો ! આ મીની આવી ! હાઉ આવ્યો ! એવી ખોટી બીક બતાવી તેને બીકણ બનાવી દઈએ છીએ. જસમા જેવાં નીતિવાળાં, રાણક જેવાં ટેકીલા અને શિવાજીની માતા જેવાં બહાદુર જ્યારે આપણે થઈશું તો જ આપણે 'અબળા' નામને લાયક ઠરીશું.

શ્રીમતી લક્ષ્મીબહેને સામાજિક કુરૂઢિઓ વિષે બોલતાં જણાવ્યું કે નાનાં બાળકોને પરણાવવાથી તેમની જિંદગી રોળાઈ જાય છે. તેમની દશા લાકડે માંકડું વળગાડવા જેવી થાય છે. બાળલગ્નના ભોગ થનાર કોઈ બેનને પૂછશો તો આ વાત તરત સમજાશે. મોટી ઉંમરે બાળકોને પરણાવવાથી તેમનાં શરીર મજબૂત થાય છે. રોવા જવાનો રિવાજ પણ આપણા માટે હાનિકર્તા છે. આપણે છાતીઓ કૂટી કૂટીને ક્ષય અને દમ જેવાં દુઃખો ઊભાં કરીએ છીએ, માંદાં પડીએ છીએ. બારમાં પણ આપણા દુઃખનું મૂળ છે. ખેતરપાધર, ઘરબાર કે દરદાગીના વેચાવીને પણ કુટુંબીઓ બારમું કરાવે છે. આ પ્રમાણે ઘણા છોકરાઓ માબાપનાં બારમાં કરી રસ્તામાં રઝળતા ભિખારી બની જાય છે. માટે બારમાં ખાવાં ન જોઈએ.

છેલ્લાં શ્રીમતી સવિતાબહેન બોલ્યા કે, આપણામાં લાજ કાઢવાનો જે રિવાજ ઘણો વધી પડ્યો છે તે આપણને અડચણ કરતા નથી. લાજ કાઢવાથી આપણી

આબરૂ-ઈજ્જત વધતી નથી. આપણું મન જશમા જેવું નિર્મળ હોય, રાણક જેવું ટેકીલું હોય તો પછી લાજની કાંઈ જરૂર નથી. માણસ મરે ત્યારે પણ આપણે લાંબા રાગડે, છાતીઓ કૂટી કૂટીને રોઈએ છીએ અને જ્યાં બારમો કે તેરમો દિવસ આવ્યો એટલે શીરો જમીએ છીએ. આ તે કેવો રિવાજ ! ક્યાં જતો હશે આપણો શોક ?

સભાની પૂર્ણાહુતિ કરતાં શ્રીમતી પાર્વતીબહેને અમદાવાદમાં ઊઘડનાર છાત્રાલયને પુરુષોની જેમ મદદ કરવા ભલામણ કરી હતી.

એકલી સ્ત્રીઓને સાથે મૂકવામાં આવે તો તેમના વિચારોની આપલે છૂટથી થાય એ હેતુ આ સભામાં કાંઈક અંશે ફળીભૂત થયો. સભા વસ્તુ જ સ્ત્રીઓ માટે નવી છે, એટલે તેમના પહેલા પ્રયાસમાં આનાથી વધુ શું આશા રખાય ?

## ત્રીજો દિવસ : સોમવાર, માગશર વદ ၀))

આજે પૂર્ણાહુતિનો દિવસ હોવાથી સભાનું કાર્ય 'મેરે તો ગિરિધર ગોપાલ'ની પ્રભુસ્તુતિથી બરાબર નવ વાગે શરૂ થયું હતું.

ખેડૂતો માટે રાહતો માગનારો ઠરાવ રજૂ કરતાં પ્રો. શ્રી સ્વામીનારાયણ સાહેબે કહ્યું કે, ''ખેડૂતોને, વર્ષોવર્ષ, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, હિમ, તીડ વગેરે કુદરતના કોપથી ઘણું સહન કરવું પડે છે. આ કોપ દુકાળની ગરજ સારે છે. છેલ્લાં ત્રણ વર્ષથી આફતો એક પછી એક ચાલી જ આવે છે. તેથી ખેડૂતો આજે ચિંતાતુર છે. ગઈ સાલ સરકારે મહેસૂલ મોકુફ રાખ્યું એટલે આ વર્ષે ખેડૂતને બે સાલનાં મહેસૂલ ભરવાં પડશે. ખેડૂતોને દેવામાંથી બચાવવા એ સરકારનું કામ છે. તેઓ સરકારના કમાઉ દીકરા છે. જો ખેડૂતોને મારશે તો સરકારની દશા સોનાનાં ઈંડાં મૂકનાર હંસણીને મારનાર ડોશી જેવી થશે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે રાજાએ પોતાની પ્રજાનું રક્ષણ તેમ જ ભરણપોષણ કરવું. સરકાર કહે છે કે ખેતીમાં ફાયદો ન હોય તો ખેડૂતો શા માટે ખેતી કરતા હશે ? તેનો જવાબ એ છે કે તેઓ ખેતી મૂકીને બીજું કરે શું ? બીજો ધંધો નથી, ખેતર-પાધર છોડીને નાસે એવી સ્થિતિ નથી, માટે જ ખાદીલી ખેતીને વળગી રહ્યા છે. નોકર રાખીને ખેતી કરાવે તો સરકારને હાલ ખબર પડે કે ખેતીમાં શું ફાયદો છે. ખેડૂતોની આબાદી હશે તો જ સરકાર આબાદ રહેશે. માટે જ ખેડૂતોને પાયમાલ ન કરતાં ચઢેલું મહેસૂલ માફ કરવું; ફરજિયાત કેળવણીનો દંડ માફ કરવો. દંડ માફ કરાવવાની માગણી મૂર્ખાઈ ભરેલી છે. છતાં આજના સંજોગો જોતાં તે પણ ન છૂટકે કરવી પડે છે; હુકમનામાની બજવણીઓ મોકૂફ રાખવી;

છૂટે હાથે તગાવીઓ આપવી. ઈંગ્લાંડની સરકારે મજૂરોને બેકારી ટાળી તેમને રાહત આપવા ખાસ કાયદો ઘડ્યો તેવી રીતે અહીંની સરકારે પણ ખેડૂતોને રાહત મળે તેવાં પગલાં યોજી, તેમને રોજી મળે તેવાં કામો ઉઘાડવાં જોઈએ. તેમજ વેપારીઓનાં હુકમનામાં થયાં હોય તો વગર વ્યાજુકાં કાંધાં કરી આપવાં. આ રાહતો ખેડૂતોને નહિ મળે તો ખેડૂતોની દશા બૂરી આવવાની જ.''

તેમના ઠરાવને અનુમોદન આપતાં શ્રી પુરુષોત્તમ રણછોડદાસે જણાવ્યું કે, ''ખેડૂતોના હિતની સાથે સરકારનું તેમજ અન્ય પ્રજાનું હિત સંકળાયેલું છે. રાજા અને રાજ્ય તો ખેડૂતો ઉપર છે. ખેડૂતો ન હોય ત્યારે રાજા કે રાજ્ય કશું નહિ હોય. કેટલીક વખત રાજ્ય જ્યારે પોતાના દેખીતા સ્વાર્થ માટે આંખ આડા કાન કરે ત્યારે ખેડૂતોએ એ ઘડીભર સહન કરવું ન જોઈએ. પોતાને થતા અન્યાય માટે બારડોલીના પંથે પડવું જોઈએ. પણ સવિનય ભંગના રસ્તે જઈએ તે પહેલાં સરકારની પાસેથી કાયદેસર મદદ મળતી હોય તો તે મેળવવી જોઈએ. પ્રથમ તો આપણે સરકારને વેરો-મહેસૂલ માફ કરવા, લેણદારોના પંજામાંથી છોડવા વિનવીએ. આ ઠરાવમાં ખેડૂતનું, રાજ્યનું અને દેશનું હિત છે. રાજ્યના પૈસા તે આપણા જ છે. એ ફંડમાંથી આપણા દુઃખ સમયે આપણે મદદ માગીએ છીએ. રાજ્યની તિજોરી એ આપણી અનામતની કોથળી છે. જ્યારે જરૂર પડે ત્યારે ખાલી કરીએ ને સારા વખતમાં વળી ભરી દઈએ. હલકી કોમો ચોરી વગેરે ન કરે તે માટે તેમને કામધંધે લગાડવાં જોઈએ.''

પ્રમુખશ્રીએ આ ઠરાવ, મત લઈ, સર્વાનુમતે મંજૂર થયેલો જાહેર કર્યો હતો.

**વાડાની જમીનો :** ખેડૂતોને મળવી જોઈએ એ સંબંધી ઠરાવ રજૂ કરતાં શ્રી પ્રભુદાસ ભાવસંગ બોલ્યા કે, ''વાડા ખેડૂતનાં ફેફસાં છે. જેમ ફેફસાં વિના જીવાય નહિ તેમ વાડા વિના પણ ખેડૂત જીવી શકે નહિ. વાડાઓનો કબજો-ભોગવટો પરાપૂર્વથી ખેડૂતોનો જ ચાલ્યો આવે છે. આજે તેનો ભોગવટો લઈ લેવો એટલે તેને મારી નાખવા બરોબર છે. હું તો કહીશ કે ગામમાં ઘર બાંધવાની રજા લેવાની પણ શી જરૂર ? પોતાની જમીન માટે મંજૂરીની જરૂર શી ? માટે મારી રાજ્યને વિનંતી છે કે વાડાઓ વાપરવાની ખેડૂતોને છૂટ મળવી જોઈએ.''

પ્રોફેસરસાહેબના અનુમોદન પછી આ ઠરાવ પ્રમુખશ્રીએ, મત લઈ, સર્વાનુમતે મંજૂર થયેલો જાહેર કર્યો હતો.



**શુભેચ્છાના સંદેશા :** જે શુભેચ્છકો કોઈ કારણસર પરિષદમાં હાજરી આપી શક્યા ન હતા, તેમની શુભેચ્છાના સંદેશા સહમંત્રીએ સભાને વાંચી બતાવ્યા હતા. (જુઓ પરિશિષ્ટ ૨)

**નવગુજરાત :** સંબંધી ઠરાવ રજૂ કરતાં શ્રી પુરુષોત્તમદાસ રણછોડદાસે જણાવ્યું કે, "આપણને રેલસંકટ વખતે મદદ અપાવનાર વડોદરાનું આ **'નવગુજરાત'** અઠવાડિક જ હતું. તે ખેડૂતોની વ્હારે હંમેશાં હોય છે જ. પોતાની સુંદર સેવાઓથી તે રાજ્યનું અળખામણું બન્યું છે. સરકારે તેને જાહેરાતો આપવી બંધ કરી રાજ્યના પુસ્તકાલયોમાંથી પણ બહાર રાખવા હુકમ કર્યો છે. આ રીતે જાહેરાતો ન મળવાથી જે નુકસાન પડ્યું તેમાં વાંચનાલયોમાંથી બહાર રાખી, ઉમેરો કર્યો. સરકાર તેને બંધ કરાવવા ઇચ્છે છે. પરંતુ આપણને તેની જરૂર છે. એ જો બંધ થયું તો પછી આપણી ફરિયાદો રજૂ કરનાર કોઈ નથી. માટે તે પત્રને તો આપણે અપનાવવું જોઈશે જ."

ઉપરના ઠરાવને અનુમોદન આપતાં શ્રી અંબાલાલ શિવલાલ બોલ્યા કે, "હાલ આપણા રાજ્યમાં બે જાતનાં પત્રો છે. એક માયકાંગલા જેવું અને બીજું પ્રજાની સેવા કરનારું. આ બીજું તે **'નવગુજરાત'**. તેણે જ મોખરાનો કર રદ કરાવવા, રેલસંકટ વખતે પ્રજાને મદદ કરાવવા અને હિમસંકટ વખતે મહેસૂલ મોકુફ રખાવવા સફળ મહેનત કરી છે. સારા ગુજરાતમાં વાણી સ્વાતંત્ર્ય બતાડનારાં ફક્ત બે જ પત્રો છે : એક 'સૌરાષ્ટ્ર' અને બીજું 'નવગુજરાત'. આવાં પત્રો વિરલ જ હોય છે માટે દરેકે તેના ગ્રાહક થઈ તેને નિભાવવામાં પોતાનો ફાળો આપવો જોઈએ."

**પરિષદનું બંધારણ :** ઠરાવોના ધોધ પછી પરિષદ માટે મહત્ત્વનું કાર્ય- તેનું બંધારણસભા સમક્ષ સહમંત્રીએ રજૂ કર્યું હતું. બંધારણની દરેક કલમ વાંચી- જરૂર જણાઈ ત્યાં સમજાવી હતી અને સભાએ તે મંજુર કર્યું હતું. (બંધારણ માટે જુઓ પરિશિષ્ટ ૩)

**નવું વ્યવસ્થાપક મંડળ :** ત્યારબાદ નવા વ્યવસ્થાપક મંડળની ચૂંટણી પ્રમુખશ્રીની વતી સહમંત્રીએ રજૂ કરી હતી. જેને સભાએ તાળીઓથી વધાવી હતી.

**પૂર્ણાહૂતિ :** કરતાં પ્રમુશ્રીએ પરિષદમાં પધારેલાં સૌ ભાઈ બહેનોનો આભાર માન્યા બાદ જણાવ્યું કે, "ડરણવાસીઓએ જે જહેમત વેઠી આ પરિષદ તેમને આંગણે નોતરી તે માટે તેઓ; તેમજ મોદો, ગોદડાં વગેરેની મદદ દેનાર આજુબાજુનાં ગામો અભિનંદનને પાત્ર છે. વિના ખર્ચે આવો વિશાળ મંડપ ઊભો કરી તેમણે જ્ઞાતિ સેવાની ધગશ શું કરી શકે તે બતાવ્યું છે. સ્વયંસેવકોએ ત્રણ દિવસ સુધી પોતાની ફરજો બજાવી છે તે બદલ તેમને અને તેમના નાયકને હું શાબાશી આપું છું. આપણી પરિષદ પાસે કોઈ ફંડ નથી; એથી સરભરા ફી,

સભાસદ ફી વગેરેના ઉત્પન્ન કરતાં ખર્ચ વધી જાય છે ત્યારે ખોટ ક્યાંથી પૂરવી એ સવાલ થઈ પડે છે. મારો તો અભિપ્રાય એવો કે જે ગામ પરિષદ નોંતરે તે જ ગામ ખાદ ભોગવે; તો જ પરિષદ નભી શકે. આ વખતે મને જણાવવામાં આવે છે કે રૂ. બસોની આસપાસ ખોટ આવશે. તે ખોટ ડરણ અને આજુબાજુનાં ગામો પૂરી કરશે એવી મારી વિનંતી છે. સ્વાગત મંડળે જે જ્ઞાતિસેવા કરી છે તે બદલ તેમને ફરીથી ધન્યવાદ આપું છું.''

પ્રમુખશ્રીના સૂચનનો જવાબ તે જ વેળાએ સ્વાગતમંત્રી શ્રી મગનલાલ ખુશાલદાસે વાળ્યો હતો કે પરિષદને જે કાંઈ ખોટ આવશે તે ડરણ ગામ પૂરી કરવા ખુશી છે માટે બીજા કોઈ ગામને તે સંબંધી કાંઈ કરવાપણું રહેતું નથી.

પ્રમુખશ્રીએ જે કુનેહ, શાંતિ અને સફળતાથી પરિષદનું કાર્ય પાર ઉતાર્યું તે બદલ તેમનો આભાર માનવાની દરખાસ્ત શ્રી પુરુષોત્તમ લલ્લુભાઈએ મૂકી હતી જેને સહમંત્રી શ્રી બબાભાઈએ અનુમોદન કર્યું હતું. સભાએ તાળીઓના ગડગડાટથી એ દરખાસ્તને વધાવી લીધી હતી.

પ્રમુખશ્રીને વિદાયના હારતોરા પહેરાવી, 'મહેમાનો પુનઃ પધારજો'નું વિદાય ગીત ગાઈ, છેલ્લે 'વંદેમાતરમ્'નું રાષ્ટ્રગીત ગાઈ સભા વિસર્જન થઈ હતી.

અગિયાર વાગે જમી લઈ, બહારગામથી આવનાર મહેમાનો વિદાય થયા હતા.

## પરિશિષ્ટ ૧

### ડરણ (તા. કડી) મુકામે ભરાયેલી ક. પા. પરિષદની બારમી બેઠકમાં થયેલા ઠરાવો

**ઠરાવ ૧** : કેળવણીના અભાવે કડવા પાટીદાર કોમ સમાજમાં ઘણી જ પછાત હોવાથી અને કેળવણી દરેક પ્રકારની ઉન્નતિ સાધવાનું અમુલ્ય સાધન હોવાથી તથા ચાલુ જમાનાની આ કટોકટીભરી પરિસ્થિતિમાં કેળવણી સિવાય ટકવું મુશ્કેલીભર્યું હોવાથી, આ પરિષદ સર્વ જ્ઞાતિબંધુઓને પોતાના પુત્રોને અને ખાસ કરીને પુત્રીઓને કેળવણી આપવાની તથા કેળવણીની સંસ્થાઓને યથાશક્તિ મદદ કરવા આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૨** : આપણી જ્ઞાતિમાં **'ચેતન'** માસિકે, તેની ત્રણ વર્ષની કારકિર્દીમાં જ્ઞાતિ વિષયક તેમજ સામાજિક અને ઇતર વિષયોમાં નીડરપણે પોતાનો સ્વતંત્ર અવાજ રજૂ કરી જ્ઞાતિની સુંદર સેવા બજાવી જ્ઞાતિમાં ચેતન તથા સુધારાની ધગશ વધારવામાં અમૂલ્ય ફાળો આપેલ છે. તે બદલ આ પરિષદ તેને હૃદયપૂર્વક અભિનંદન આપે છે અને 'ચેતન'ના ગ્રાહકો વધારવા તેમજ તેને દરેક રીતે

મદદ કરવા જ્ઞાતિબંધુઓને આ પરિષદ આગ્રહપૂર્વક વિનંતી કરે છે. તેમજ 'કેળવણી'ના ક્ષેત્રમાં અનોખી ભાત પાડતા 'કેળવણી' ત્રૈમાસિકને તેવો જ દિલોજાની ભર્યો ટેકો આપવા આ પરિષદ વિનંતી કરે છે.

**ઠરાવ ૩ :** પરદેશીઓની આર્થિક લૂંટથી દેશનો હુન્નરઉદ્યોગ નષ્ટપ્રાય થવાથી આખો દેશ કંગાલ થતો જાય છે. તેથી દેશના ઉદ્યોગો આબાદ કરવા દેશમાં બનતી ચીજોને અને ખાસ કરીને શુદ્ધ ખાદીને ઉત્તેજન આપવાની જરૂર છે. તેથી આ પરિષદ દરેક હિંદવાસીને સ્વેદશીવ્રત્ત પાળવાની આગ્રહપૂર્વક વિનંતી છે.

**ઠરાવ ૪ :** મરેલાં પાછળ રડવું-કૂટવું દરેક દૃષ્ટિએ નુકસાનકારક હોવાથી તેમજ અજ્ઞાન ભરેલું હોવાથી આ પરિષદ દરેકભાઈને તે કુરિવાજ પોતાના કુટુંબમાંથી અને ગામમાંથી નાબૂદ કરવા ભલામણ કરે છે.

**ઠરાવ ૫ :** બાળલગ્નના જેટલો જ બલકે તેથી વધારે આપણી સામાજિક અધોગતિ કરનારો રિવાજ કન્યાની લેવડદેવડમાં ઊંચનીચનો ભેદ મુખ્ય છે અને અત્યારે આપણા સમાજમાં પ્રવર્તેલા નીચ અને હલકા રિવાજો જેવા કે કન્યાવિક્રય, વરવિક્રય, ફરજિયાત ચાંલ્લા, સાટાંત્રેખડાં અને ગોળ તેમજ મધ્યમ વર્ગમાં કન્યાની અછત વગેરેનો કારણભૂત આ જ રિવાજ છે. તો આ પરિષદ આ ઊંચનીચના ભેદને પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે પોષનાર તરફ તિરસ્કારની લાગણી પ્રદર્શિત કરે છે અને આ રિવાજ તોડવા જ્ઞાતિસેવકોને વ્યવહારુ યોજના ઘડવા વિનંતી કરે છે.

**ઠરાવ ૬ :** સામાજિક સુધારામાં વેગભર્યું કાર્ય કરવાના હેતુથી, આ પરિષદ જ્ઞાતિયુવકોને પોતાના ગામમાં યુવકમંડળો અને સેવામંડળો સ્થાપવાની આગ્રહપૂર્વક ભલામણ કરે છે તથા હાલમાં હયાતી ધરાવતાં અને ભવિષ્યમાં થનાર યુવકમંડળો તથા સેવામંડળોને યોગ્ય દિશા તથા પ્રેરણા આપવાના હેતુથી નીચેના સભ્યોની એક 'યુવકમંડળ સંગઠન સમિતિ' નીમવામાં આવે છે.

| | | |
|---|---|---|
| (૧) | શ્રી ધનજીભાઈ મોતીભાઈ | લાડોલ-પ્રમુખ |
| (૨) | શ્રી પોપટલાલ ગુલાબદાસ | લાંઘણજ |
| (૩) | શ્રી અંબાલાલ શીવલાલ | ચાણસ્મા |
| (૪) | શ્રી મગનલાલ ખુશાલદાસ | ડરણ |
| (૫) | શ્રી પ્રાણજીવનદાસ વ્રજલાલ | પાટડી |
| (૬) | શ્રી હરિપ્રસાદ શંભુપ્રસાદ | અમદાવાદ-મંત્રી |
| (૭) | શ્રી બબાભાઈ રામદાસ | સરઢવ-મંત્રી |

**ઠરાવ ૭ :** કેળવણીના બહોળા ક્ષેત્રને પહોંચી વળવા આ પરિષદ અમદાવાદમાં એક છાત્રાલય ઉઘાડવાની જરૂરીયાત માને છે અને તે બદલ ફંડમાં મદદ કરવા જ્ઞાતિબંધુને આ પરિષદ આગ્રહપૂર્વક વિનંતી કરે છે. સદરહું ફંડ ઉઘરાવવા તથા તેની વ્યવસ્થા કરવા નીચેના ગૃહસ્થોની એક સમિતિ નીમવામાં આવે છે.

(૧) શેઠશ્રી દુર્ગાપ્રસાદ લશ્કરી
(૨) પ્રો. જેઠાલાલ ચી. સ્વામીનારાયણ
(૩) શ્રી રામચંદ્ર જમનાદાસ
(૪) શ્રી છગનલાલ પીતામ્બરદાસ
(૫) શ્રી કૌશીકપ્રસાદ ચંદુલાલ
(૬) શ્રી હરિપ્રસાદ શંભુપ્રસાદ
(૭) શ્રી અંબાલાલ ત્રીભોવનદાસ
(૮) શ્રી શીવલાલ પુરુષોત્તમદાસ
(૯) શ્રી પુરુષોત્તમ લલ્લુભાઈ-મંત્રી

**ઠરાવ ૮ :** ખેડૂતોની આર્થિક સ્થિતિ સુધારવા અને તેમને શાહુકારોના લોખંડી પંજામાંથી છોડાવવા 'લેન્ડમોર્ટગેજ બેંકો' ઉઘાડવા અને સહકારી પ્રવૃત્તિને વધારવા શ્રીમંત ગાયકવાડ સરકારને તથા ના. બ્રિટિશ સરકારને આ પરિષદ ખાસ ભલામણ કરે છે.

**ઠરાવ ૯ :** ધાર્મિક મંદિરો એ કેવળ પ્રજાની જ મદદ અને મિલકતથી સ્થપાયેલાં છે. પણ હાલમાં તેમનો વહીવટ કરનાર સાધુ પૂજારીઓ સ્વતંત્ર માલિકપણું કરી બેઠાં છે તેને લીધે જ ઘણો ગેરવહીવટ ચાલ્યા કરે છે તો તેવા મંદિરોનો વહીવટ જે તે ગામના પ્રજાજનોના હસ્તકે રહે એ ઇષ્ટ છે એમ આ પરિષદ માને છે અને તેવાં મંદિરોનો વહીવટ હાથ લેવા આ પરિષદ ભલામણ કરે છે.

**ઠરાવ ૧૦ :** શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ બોર્ડિંગના લગભગ બધાય વિદ્યાર્થીઓને બોર્ડિંગમાંથી નીકળી જવાની ફરજ પડી છે, તો તે વિદ્યાર્થીઓને તેમજ બોર્ડિંગના ચાલકોને મળી, તે સંબંધમાં તપાસ કરી, રિપોર્ટ કરવા આ પરિષદ નીચેના ગૃહસ્થોની એક 'તપાસસમિતિ' નીમે છે.



(૧) શ્રી ડૉ. સુમંત મહેતા, પ્રમુખ
(૨) શ્રી છગનલાલ પીતામ્બરદાસ
(૩) શ્રી હરિપ્રસાદ શંભુપ્રસાદ
(૪) શ્રી કૌશીકપ્રસાદ ચંદુલાલ

(૫) શ્રી પ્રો. સ્વામીનારાયણ
(૬) શ્રી નંદુલાલ મંછારામ
(૭) શ્રી પુરુષોત્તમ લલ્લુભાઈ
(૮) શ્રી પ્રાણજીવનદાસ વ્રજલાલ મંત્રી

**ઠરાવ ૧૧ :** કડવા પાટીદાર બંધુઓનો મુખ્ય ધંધો ખેતીનો છે અને ખેતીનો મુખ્ય આધાર ગાય અને બળદ ઉપર છે. પરંતુ હાલ ગાયોના ઉછેરનું કાર્ય સાધન વિનાના ભરવાડોના જ હાથમાં હોવાથી ગાયોની સંખ્યા દેશમાં દિનપ્રતિદિન ઓછી થતી જાય છે અને તેમની ઓલાદ પણ ઊતરતી જાય છે. જો ખેડૂત પોતાને ત્યાં નિદાન એક ગાય પાળે અને તેના વાછરડાઓના બળદ કરી-કરાવી તેમને ખેતીના ઉપયોગમાં લે તો જ ગોપાલન શક્ય છે. તેથી દરેક પાટીદાર બંધુને એક ગાય પાળવાની આ પરિષદ આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૧૨ :** મરનાર પાછળ થતાં કારજ શાસ્ત્રવિરુદ્ધ હોવાથી તેમજ તેનાથી આપણી જ્ઞાતિ દિનપ્રતિદિન વધારે ને વધારે કંગાલ બની દેવામાં ડૂબતી હોવાથી કારજ-વરા નહિ કરવા આ પરિષદ જ્ઞાતિ ભાઈઓને વિનંતી કરે છે.

**ઠરાવ ૧૩ :** કડવા પાટીદાર જ્ઞાતિનો મુખ્ય ધંધો ખેતી હોવાથી ખેતીના શાસ્ત્રીય શિક્ષણની આ કોમને અત્યંત જરૂર છે. તેથી કડી પ્રાંતમાં ખેતીવાડીનો એક વર્ગ ઉઘાડવા આ પરિષદ શ્રીમંત સયાજીરાવ મહારાજને આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

**ઠરાવ ૧૪ અ :** હિંદની પ્રજાની શારીરિક અને માનસિક અધોગતિ કરનાર બાળલગ્નને અટકાવવા માટે હિંદની સરકારે 'બાળલગ્ન પ્રતિબંધક કાયદો' ઘડ્યો છે, તે બદલ તે કાયદાના પિતા રાયબહાદુર હરવિલાસ શારદાને અને હિંદની સરકારને આ પરિષદ અભિનંદન આપે છે.

**ઠરાવ ૧૪ બ :** શ્રીમંત મહારાજા સાહેબે જૂના બાળલગ્ન પ્રતિબંધક કાયદામાં સુધારો કર્યો છે તે બદલ અને સામાજિક સુધારાનું પ્રચારકાર્ય કરવા શ્રીમંત સરકારે રૂા. બે હજારની મદદ શ્રી કેળવણી ઉત્તેજક મંડળને આપી છે તે બદલ આ પરિષદ તેઓશ્રીનો અંતઃકરણપૂર્વક આભાર માને છે. 

**ઠરાવ ૧૫ અ :** બાળલગ્ન પ્રતિબંધક નિબંધનો અમલ કડવા પાટીદાર જ્ઞાતિ માટે ચાલુ સાલે મોકુફ રાખવાની અને જૂના નિબંધ મુજબ અપવાદનો લાભ આપવાની માગણી ઘણા જૂજ જૂના વિચારકોએ શ્રીમંત સરકારને કરી છે તેને આ પરિષદ નાપસંદ કરે છે અને કડવા પાટીદાર જ્ઞાતિને તેવા અપવાદની જરૂર નથી એમ આ પરિષદ

દૃઢતાપૂર્વક માને છે. તેથી કાયદાનો કંઈ પણ અપવાદ સિવાય અમલ કરવા શ્રીમંત મહારાજાસાહેબને આ પરિષદ આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

**ઠરાવ ૧૫ બ :** ભાવનગર રાજ્યે કડવા પાટીદાર કોમને પોતાના બાળલગ્ન પ્રતિબંધક કાયદામાંથી જે છૂટ આપી છે તે છૂટથી કડવા પાટીદાર કોમમાં બાળલગ્નનું દુષ્ટ પરિણામ કાયમ રહે છે. તેથી સદર છૂટ પાછી ખેંચી લેવા ભાવનગરના શ્રીમંત મહારાજાસાહેબને આ પરિષદ આગ્રહપૂર્વક વિનવે છે.

**ઠરાવ ૧૬ :** ડૉ. પીતામ્બરદાસનાં વિદુષી પુત્રી કુ. તારાબેન ગુજરાતમાં બી.એ., એલ.એલ.બી.ની પરીક્ષા પાસ કરનાર પ્રથમ બેન છે તે બદલ તેમને આ પરિષદ અંતઃકરણપૂર્વક અભિનંદન આપે છે.

**ઠરાવ ૧૭ અ :** જ્ઞાતિના વિદ્વાન પ્રોફેસરશ્રી જેઠાલાલ ચીમનલાલ સ્વામિનારાયણે મુંબઈ ધારાસભામાં ખેડૂતોના પ્રતિનિધિ તરીકે અમુલ્ય કાર્ય કર્યું છે તે માટે તેમને આ પરિષદ ધન્યવાદ આપે છે અને ભવિષ્યની ચુંટણીમાં તેમને જ ચુંટી કાઢવા દરેક પાટીદાર બંધુને આ પરિષદ આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**ઠરાવ ૧૭ બ :** શ્રી પોપટલાલ ગુલાબદાસ વડોદરા રાજ્ય ધારાસભામાં સભાસદ તરીકે ચુંટાયા છે તે બદલ તેમને આ પરિષદ અભિનંદન આપે છે.

**ઠરાવ ૧૮ :** વીર જતીનદાસે માતૃભૂમિ માટે પોતાના આત્માનું બલિદાન આપ્યું તે માટે આ પરિષદ તેના આત્માને શાંતિ ઇચ્છે છે, તેના કુટુંબ તરફ સહાનુભૂતિ દર્શાવે છે અને પાટીદાર યુવકોને મહાસભા જે રચનાત્મક કાર્ય ઘડે તેમાં ભાગ લેવા ભલામણ કરે છે.

**ઠરાવ ૧૯ :** આપણી જ્ઞાતિમાં અસ્તિત્વ ધરાવતા નીચેના કુરિવાજોને નાબૂદ કરવા આ પરિષદ દરેક પાટીદાર બંધુને આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

(૧) એક જીવતી સ્ત્રીએ બીજી સ્ત્રી કરવાના
(૨) કન્યાવિક્રય
(૩) સાટા-ફેર
(૪) હદ કરતાં વધુ માણસો લઈ રાવણામાં અને જાનમાં જવાના
(૫) આગાખાની પીરાણા કે મોટા પંથી આદિને હિંદુધર્મ સમજવાના
(૬) એક તિથિનાં લગ્નના.



**ઠરાવ ૨૦ :** શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળનો વહીવટ અને બંધારણ સુધારવા અને તેની બંધારણપૂર્વક ચળવળ કરવા તે મંડળના સભાસદ થવા દરેક જ્ઞાતિબંધુને આ પરિષદ ભલામણ કરે છે.

**ઠરાવ ૨૧ :** આ પરિષદ શ્રીમંત ગાયકવાડ સરકારને

(અ) કમી વરસાદ હોય ત્યારે હિમાયત નામનો કર માફ કરવા,

(આ) ગોચરની અંદરના જળાઉ અને ફળાઉ ઝાડોનું ઉત્પન્ન જે તે ગામની પંચાયતને આપવા,

(ઇ) સાર્વજનિક હરકત ન હોય ત્યાં આંગણાં ખેડૂતોની માલિકીનાં ગણવા,

(ઈ) જમીન ઉપર ખેડૂતોનું સંપૂર્ણ સ્વામિત્વ સ્વીકારવા,

(ઉ) વેઠ સંબંધી કાયદો રદ કરવા વિનંતી કરે છે,

**ઠરાવ ૨૨ :** માત્ર સહકાર્ય અને ગ્રામ ઉન્નતિ (Villageuplift) ની વાતોથી ખેડૂતોની આર્થિક, નૈતિક અને ધાર્મિક સ્થિતિ સુધરવાની નથી. કડી પ્રાંતના ખેડૂતો દેવા નીચે ચગદાઈ ગયા છે, એટલે તેમાંથી મુક્ત ન થાય ત્યાં સુધી 'સહકાર્ય અને ગ્રામ્ય ઉન્નતિ'થી કશો લાભ થશે નહિ એમ આ પરિષદ માને છે, તો ખેડૂતને ઋણમુક્ત કરવા માટે આ સાથેની બાબતોને અનુસરી કાયદો ઘડી અમલ કરવા આ પરિષદ શ્રીમંત સરકારને વિનંતી કરે છે.

(૧) શ્રીમંત સરકારે કડી પ્રાંત માટે ખેડૂતોને ઋણમુક્ત કરવાના હેતુસર નીચેના સભ્યોની એક સમિતિ નીમવી.

(૧) ન્યાયખાતાનો અમલદાર (શ્રી સરકાર નીમશે)

(૨) લેણદારનો પંચ (લેણદારો નીમશે)

(૩) પ્રાંતની ખેડૂતસભા તરફથી બે પંચ (ખેડૂતસભાઓ નીમશે)

(૨) આ સમિતિ આ પ્રાંતના પ્રત્યેક ખેડૂતનો પ્રથમથી અત્યાર સુધીનો તેના અથવા તેના લેણદારના ચોપડે હિસાબ જોઈ, હિસાબે લેણદારનું શું લેણું નીકળે છે તે નીચેની રાહતોને પાત્ર રહી નક્કી કરી યોગ્ય લાગે, હપ્તાબંધી હુકમનામું કરી આપશે.

(૧) હિસાબની શરૂઆતથી તે છેવટ સુધીનો હિસાબ જોશે, પરંતુ વ્યાજ વટાવ, કોથળી છોડામણ વગેરે ગણી કોઈ પણ પ્રસંગે દામદૂપટ કરતાં વધુ રકમ વ્યાજ તરીકે અપાવી શકશે નહિ.

(૨) પાછલા હિસાબમાં ખાતાં, બાકીખત, ગીરોખત તેમજ હુકમનામાનો સમાવેશ થશે.



(૩) દેણદાર ખેડૂતોની સ્થિતિને અનુકુળ વગરવ્યાજુકાં કાંધાં કરી આપશે.

(૪) લેણદારના લેણાંની સલામતી ખાતર દેણદારની જરૂરી મિલકત તારણમાં લખી આપવાનું ફરમાવશે.

(૩) આ સમિતિ જે નિર્ણય કરે તે આખરનો ગણાશે.

(૪) સરખા મત પડે તે પ્રસંગે આ સમિતિ સરપંચ નીમી તેનો નિર્ણય માગશે.

**ઠરાવ ૨૩ :** રેલસંકટને લઈ ખેડૂતોને ઘરોની પાયમાલી ઉપરાંત પાકની પણ પાયમાલી થઈ હતી. બીજે વરસે હિમસંકટે શિયાળાના તેમજ કપાસના વાવેતરનો નાશ કર્યો. આને લઈ ખેડૂતોને નિર્વાહના સાંસા પડેલા. પરંતુ શ્રીમંત સરકારે જમીનમહેસુલ મોકુફ રાખી તેમજ બીજી રાહતો આપી ખેડૂતોની પાયમાલી અટકાવી હતી. તેમાં આ બીજી સાલે કમીવૃષ્ટિને લઈ ડાંગરકઠોળનો પાક મુદલ થયો નહિ અને ઉપરથી તીડનાં ટોળાંએ જુવાર, બાજરી, કઠોળ તેમજ કપાસના વાવેતરની પાયમાલી કરી છે અને તીડના ટોળામાંથી જે થોડોઘણો કપાસ બચેલો તે કમીવૃષ્ટિને લઈ ફરી ગયો છે. આ કડી પ્રાંતના ખેડૂતો તદ્દન નિરાધાર બની ગયા છે. તો નીચેની રાહતો આપવા આ પરિષદ શ્રીમંત સરકારને આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

(૧) આ સાલ સુદ્ધાંતનું ચઢેલું મહેસુલ માફ કરવા.

(૨) ફરજિયાત કેળવણી વગેરે બાબતોનો ચઢેલો દંડ માફ કરવા.

(૩) દિવાની મુલ્કી હુકમનામાની બજાવણીઓ તા. ૩૦-૧૨-૩૦ સુધી મોકુફ રાખવી.

(૪) ઉદાર નીતિએ વગરવ્યાજુકી તગાવીઓ તેમજ મફત મદદ આપવા.

(૫) રોજી મળે તેવાં કામો ઉઘાડવા.

(૬) ખેડૂતો ઉપર દાવા થયે સ્થિતિ પ્રમાણે વગરવ્યાજુકાં કાંધાં મળે તેવો હુકમ થવા.

(૭) હપ્તાબંધી હુકમનામાં થયેલાં તેના હપ્તા આ સાલે ભરવાના થાય તે આવતી સાલે લેવાય તેવો હુકમ આપવા.

(૮) સાર્વજનિક અને સરકારી જળાશયોની પીત કરવાની છૂટ આપવા.

(૯) 'મહુડા એક્ટ'માંથી આ સાલે છૂટ આપવા.

**ઠરાવ ૨૪ :** ખેડૂતોનું ખરું ધન ઢોર છે. તેમના નિર્વાહ સારુ ઘાસ સંગ્રહની જરૂર છે. ઘાસસંગ્રહ કરવા વાડાની જમીન જોઈએ. તો ગામની જરૂરિયાતના પ્રમાણમાં વાડા માટે જમીનની સગવડ કરી આપવા શ્રીમંત સરકારને આ પરિષદ વિનવે છે.

**ઠરાવ ૨૫ :** ગ્રામ્ય પુસ્તકાલયોમાંથી **'નવગુજરાત'** બંધ કરી તેને ગૂંગળાવી મારવાની સરકારની નીતિને આ પરિષદ નાપસંદ કરે છે અને આ પત્રને દરેક રીતે મદદ કરવા દરેક બંધુને આ પરિષદ વિનંતી કરે છે.

**ઠરાવ ૨૬ :** પરિષદનું બંધારણ નીચે પ્રમાણે ઘડવામાં આવે છે. (જુઓ પરિશિષ્ટ ૩)

**ઠરાવ ૨૭ :** પરિષદનું નવું વ્યવસ્થાપક મંડળ નીચેના સભ્યોનું ચુંટવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ૧. | શ્રી રામચંદ્ર જમનાદાસ અમીન-પ્રમુખ | ગોઝારીયા |
| ૨. | શ્રી પ્રો. સ્વામિનારાયણ | અમદાવાદ |
| ૩. | શ્રી પુરુષોત્તમ લલ્લુભાઈ | બાવળા |
| ૪. | શ્રી કૌશીકપ્રસાદ ચંદુલાલ | અમદાવાદ |
| ૫. | શ્રી છગનલાલ પીતામ્બરદાસ | સરઢવ |
| ૬. | શ્રી પોપટલાલ ગુલાબદાસ | લાંઘણજ |
| ૭. | શ્રી ધનશા જેકરણદાસ | આદરજ |
| ૮. | શ્રી ધનજીભાઈ મોતીભાઈ | લાડોલ |
| ૯. | શ્રી અંબાલાલ શીવલાલ | ચાણસ્મા |
| ૧૦. | શ્રી ગોપાળભાઈ હરિભાઈ | લણવા |
| ૧૧. | શ્રી અંબાલાલ બાપુદાસ | કાંઝ |
| ૧૨. | શ્રી વનમાળીદાસ ધનજીદાસ | સુરત |
| ૧૩. | શ્રી પ્રાણજીવન વ્રજલાલ | પાટડી |
| ૧૪. | શ્રી મગનલાલ રણછોડદાસ | દેત્રોજ |
| ૧૫. | શ્રી બેચરભાઈ રાયજીભાઈ | ગણપતપુરા |
| ૧૬. | શ્રી દરબારશ્રી લાલસિંહજી | વિરમગામ |
| ૧૭. | શ્રી ચંદુલાલ મણીલાલ | મુંબઈ |
| ૧૮. | શ્રી ચુનીલાલ વનમાળીદાસ | ભરૂચ |
| ૧૯. | શ્રી પોચાલાલ જીવાભાઈ | મુંબઈ |
| ૨૦. | શ્રી શીવલાલ ભગવાનદાસ | દાળોદ |
| ૨૧. | શ્રી બબાભાઈ રામદાસ-મંત્રી | સરઢવ |
| ૨૨. | શ્રી નારણજી રતનજી | વાંકડા |
| ૨૩. | શ્રી અંબાલાલ ત્રીભોવનદાસ | અમદાવાદ |

| | |
|---|---|
| ૨૪. શ્રી રેવનદાસ મુળજીભાઈ | મોડાસા |
| ૨૫. શ્રી ત્રીકમલાલ વ્રજલાલ | સાણંદ |
| ૨૬. શ્રી પ્રભુદાસ ભાવસંગ | વિસનગર |
| ૨૭. શ્રી છોટાલાલ મગનલાલ | કડી |
| ૨૮. શ્રી વાલજીભાઈ કાળીદાસ | ચરાડવા |
| ૨૯. શ્રી જેઠાલાલ લાલદાસ બેન્કર-ઓડીટર | મહેસાણા |
| ૩૦. શ્રી મગનલાલ ખુશાલદાસ | ડરણ |

## સંદેશા

### પરિશિષ્ટ ૨

**દરબારશ્રી ગોપાળદાસ અંબાઈદાસ : બોરસદ**

પરિષદના સત્કાર્યમાં ફતેહ ઈચ્છું છું અને આશા રાખું છું કે સામાજિક કાર્યમાં રસ લેનાર દરેક ઉત્સાહી યુવક પરિષદમાં પસાર થયેલ ઠરાવનો અમલ કરવા પૂરતું મનોબળ અને દઢતા કેળવી જડ ઘાલી બેઠેલા અને જ્ઞાતિના ફોલી ખાનાર કુરિવાજોને સદંતર નાબૂદ કરવામાં ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખી આગળ ધપ્યે જ જશે. આજકાલ આપણામાં જે મોટી ખામી છે તે એ કે આપણા જેવા વિચાર તેવું વર્તન કરવાને નૈતિક બળ કેળવવા આપણે જરાયે યત્ન કરતા નથી. એ એક જ મહત્ત્વની ખામી આપણે દૂર કરી શકીએ તો થોડા જ વખતમાં માત્ર સામાજિક નહીં, પણ તમામ બાબતમાં આપણે ઘણું કરી શકીએ. આ પરિષદમાં કાંઈ નહિ, તો માત્ર થોડાક જ યુવકો ઠરાવનો અમલ કરવાનું બળ કેળવે તો પરિષદે ઘણું કર્યું લેખાશે. મારા તરફની મમતાના કારણે એક વાર ફરીથી આપનો ઉપકાર માની પરિષદના કાર્યને ફતેહ ઈચ્છું છું.

**શ્રી ચતુરભાઈ હરિદાસ વકીલ : ચાણસ્મા**

અનિવાર્ય અડચણોને લીધે હાજર રહી શકતો નથી. માટે દીલગીર છું. પરિષદમાં સુમારે બે હજાર ભાઈ બહેનો એકઠાં મળશે. તેઓએ પરિષદમાં પધારવા તસ્દી લીધી અને જે પૈસાનો ખર્ચ કર્યો તે ભારે હોવાથી તેના બદલામાં જે ઉત્તમ બોધ મળે તે પ્રમાણે વર્તન કરી જ્ઞાતિનો અને પોતાના હિતનો સુધારો કરશે તો જ તેમના લીધેલા પરિશ્રમનું અને કરેલા ખર્ચનું ફળ મળશે. ગેરહાજરી માટે માફી ચાહું છું.

**નામદાર દિવાન : વડોદરા રાજ્ય**

આમંત્રણ માટે પરિષદના કાર્યકર્તાઓનો આભાર માનું છું. અન્ય રોકાણોને લઈ પરિષદમાં હાજરી નહીં આપી શકવા બદલ દિલગીર છું. હાજરી આપવાનું બની શક્યું હોત તો જરૂર મને ઘણો આનંદ મળત. જ્ઞાતિમાં કેળવણીના પ્રચાર માટે અને સામાજીક કુરૂઢિઓના નિકંદન માટે જ્ઞાતિના આગેવાનો જે નિ:સ્વાર્થ સેવા કરી રહ્યા છે તે માટે તેમને મારાં અભિનંદન છે. આશા છે કે તેમની સેવાનો યોગ્ય જવાબ જ્ઞાતિજનો વાળશે. પરિષદને ફતેહ ઇચ્છું છું.

**પ્રગતિ અધિકારી શ્રી મણીલાલ નાણાવટી : વડોદરા**

ડરણ મુકામે ભરાતી પરિષદમાં હાજરી આપી શકાય એવી રીતે મેં મારો કાર્યક્રમ ઘડ્યો હતો. પણ કેટલીક અનિવાર્ય અડચણોએ તે ક્રમમાં ફેરફાર કરાવ્યો છે.

ગ્રામ્ય ઉન્નતિ અને સામાજિક સુધારણા માટે પરિષદ પોતાથી બનતું કરશે. ગુરગામમાં જે કામ થાય છે તે પરથી જોઈ શકાશે કે ગામડાંની સુધારણા માટે હજી ઘણું કરવાનું છે. સામાજિક પ્રગતિ માટે હજી બાળલગ્નો અને કારજવરા જેવી ખર્ચાળ રૂઢિઓ બંધ કરવાની ઊભી છે.

તમારી જ્ઞાતિની આર્થિક અને સામાજિક ઉન્નતિ થાય તેવી કોઈ ચોક્કસ યોજના પરિષદ ઘડી કાઢશે એવી મને શ્રદ્ધા છે. પરિષદને સંપૂર્ણ ફતેહ ઇચ્છું છું.

**દરબાર શ્રી લાલસિંહજી : વિગમગામ**

પરિષદમાં આવવાનો વિચાર ચોક્કસ હતો. પણ મારું શરીર નરમ થવાથી તેમજ મારી પુત્રી સખત બીમાર થવાથી ન છૂટકે ત્યાં આવવાનો વિચાર માંડી વાળવો પડે છે.

પરિષદની અંતઃકરણપૂર્વક ફતેહ ઇચ્છું છું.

નીચેની થોડી બાબતો યોગ્ય લાગે તો ધ્યાનમાં લઈ બની શકે તો ઠરાવો કરવા માટે દર્શાવવાની મને જરૂર લાગે છે.

૧. શારદા બીલ પસાર કરવા માટે વડી ધારાસભાને ધન્યવાદ આપવો જોઈએ.
૨. આપણી જ્ઞાતિના પહેલા એલ.એલ.બી. શ્રી અમૃતલાલ બળદેવદાસ હીંગળોકવાળા (સુરત) ગુજરી ગયા તે બદલ દીલગીરી દર્શાવવી જોઈએ.
૩. ગયા વરસોમાં થયેલા નવા ગ્રેજ્યુએટો તથા વકીલોને અભિનંદન આપવાં.
૪. શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળના વ્યવસ્થાપક મંડળે છેલ્લા બે મહિનાથી એક બિનકેળવાયેલ વણીકને બોર્ડિંગના સુપરીન્ટેન્ડેન્ટ તરીકે

નીમવાની ભૂલ કરી છે, તે તાકીદે સુધારવા આ પરિષદ મહામંડળને ભલામણ કરે છે.

૫. મહામંડળ બોર્ડિંગના લગભગ તમામ વિદ્યાર્થીઓ બોર્ડિંગ ખાલી કરી ચાલી ગયા છે તેના કારણોની વિગતો તપાસવા અને ન્યાયના રસ્તે, બની શકે તો માનભર્યો તોડ કાઢવા અને સમાધાન કરવા એક સમિતિ (કમિટી) નીમવી.

૬. જો મજકુર સમિતિ (કમિટી) શક્ય પ્રયત્નો દ્વારા સમાધાન ન મેળવી શકે તો સદરહુ સમિતિને કડી કેળવણી મંડળના સહકાર સાથે અમદાવાદમાં એક સ્વતંત્ર બોર્ડિંગ, જ્ઞાતિના વિદ્યાર્થીઓના હિત માટે તાકીદે ઉઘાડવી.

**શ્રી પ્રભુદાસ રામદાસ : હીરપુરા (તા. વિજાપુર)**

શરીર નાદુરસ્ત હોવાને કારણે પરિષદમાં હાજર રહી ન શકવા બદલ દરગુજર કરશો.

પરિષદની બેઠક શિયાળામાં ભરાય છે તે ફાગણ વદ કે ચૈત્ર સુદમાં રખાય તો સારું. તેમ કરવાથી ઠંડી નડે નહિ અને કૂવાવાળા ગામોના ભાઈઓ લાભ લઈ શકે.

આખા કડી પ્રાંતનો એક જ જથો થાય, નાના નાના ગોળ રદ થાય; તેમાંથી ઊંચનીચનો ભેદ નાબૂદ થાય; તો જ સાટાં ફેર ટળે, વિક્રય અટકે એમ મારું માનવું છે.

**શ્રી માલા જેઠા : બગથલા (કાઠિયાવાડ)**

આટલે દૂરથી પણ પત્ર દ્વારા પરિષદની સફળતા ઇચ્છું છું.

ધર્મ અને રાજ્યની ગુલામીની બેડીઓથી જકડાયેલી પ્રજાને મુક્ત કરવા ત્રણ દિવસની ચર્ચા અને ઠરાવો કરી વેરાઈ જવું એ હવે પરવડે તેમ નથી. હવે તો પોતાના હક્કોનું ભાન કરાવવાનું, પાટીદારો જે આજે નિષ્પ્રાણ છે તેમનામાં નિર્ભયતા ફેલાવવાનું, તેમને થતા અન્યાયનો પ્રતીકાર કરવા જેટલા યોગ્ય બને તેટલી તાલીમ આપવાનું, કટ્ટા દુશ્મનથી પણ વધુ ભયંકર કર્મ કરનાર આજની સડેલી ધર્મપ્રણાલિકા સામે ક્રાંતિ કરી વિનાશના કરાલ મુખમાં સપડાતાં બચાવવાનું, અને ધર્મના નામે જે અસંખ્ય પાખંડો ચાલે છે તે તોડવાનું કાર્ય પરિષદે કરવાનું રહે છે.

બંધુત્વને નાતે આજે હું પરિષદને યાચના કરું છું કે કશી મદદની આશા વિના સોરઠી પાટીદાર બંધુઓ તરફની ફરજ અદા કરવા ગુજરાતના કાર્યકર્તાઓએ તૈયાર થવું જોઈએ.

**શ્રી રામચંદ્ર લક્ષ્મણ વ્યાસ : કસરાબાદ**

ઓણસાલ લગ્ન માતાજી કાઢશે એવી આશાએ અહીં તો લગ્નની તૈયારીઓ પણ થઈ રહી છે. ઇંદોર રાજ્યમાં બાળલગ્ન પ્રતિબંધક કાયદો છે પણ તેનો અમલ એટલો મોળો છે કે તેનો કોઈ હિસાબ રાખતું નથી.

## સહમંત્રીનું નિવેદન

ડરણ મુકામે ભરાયેલી પરિષદની બેઠકના પ્રથમ દિવસે મેં કેટલુંક મૌખિક નિવેદન કર્યું હતું પણ તેમાં તે બેઠકની સમાપ્તિ સુધીનું મારું નિવેદન આવી શકે એમ ન હતું. તેથી આ જુદું નિવેદન પ્રગટ કરવાની જરૂર મને લાગે છે.

**આભારદર્શન**

કડીની લાટીવાળા શ્રી ઝવેરભાઈ હાથીભાઈએ બેઠકનો મંડપ, વિશ્રામગૃહ, રસોડું વગેરે ઊભા કરવા માટે જેટલી સામગ્રી-વળા, વળી, વાંસ, પાટિયાં વગેરે-જોઈએ તેટલી એક પાઈ પણ ભાડાની લીધા વિના પૂરી પાડી છે. તેઓ લેઉવા ભાઈ હોવા છતાં કોમી ભાવ ભૂલી જઈ જે ઉદારતા બતાવી, પરિષદને અમુક ખર્ચામાંથી બચાવી છે તે બદલ પરિષદની વતી હું તેમનો આભાર પ્રદર્શિત કરું છું.

કડી કેળવણી ઉત્તેજક મંડળના વૃદ્ધ છતાં જુવાન મંત્રી પૂજ્ય છગનલાલ અને તેના સ્વયંસેવક મંડળના ભાઈઓનો મને પૂર્ણ સહકાર ન હોત તો પરિષદનું કામ નિર્વિઘ્ને ઉકેલાયું હોત કે કેમ તેની મને બીક છે. ધંધા અને અન્ય વ્યવસાયમાં હું એટલો ગૂંથાયેલો હતો કે ડરણ વારંવાર જવા આવવાની સ્થિતિમાં ન હતો. મારી આ સ્થિતિનો ઉપરોક્ત મંડળના પ્રત્યેક કાર્યકર્તાઓને પરિચય હતો તેથી તેમણે મારા ઉપરથી, મારી ઇચ્છાથી બેઠક ભરવાનો કુલ બોજો ઉઠાવી લીધો હતો. પંદર દિવસ જેટલા ટૂંકા વખતમાં ચારસો પાંચસો ગામોમાં પરિષદની ખબર ફેલાવી દૂરદૂરથી જ્ઞાતિજનોને આકર્ષવા માટે જે પ્રચારકાર્ય જોઈએ તે તેમના સિવાય અન્યથી થઈ શકે નહિ. સ્વયંસેવક મંડળે, આશ્રમના વિદ્યાર્થીઓએ, રસોયા અને નોકરો અને તેમજ વિદ્યાલયના અન્ય શિક્ષકભાઈઓએ જે મીઠા સહકારથી મારું કાર્ય હળવું કર્યું છે તે બદલ તેમના બધાનો હું ઋણી છું.

પરિષદમાં પધારનાર મહેમાનોને આનંદ સાથે જ્ઞાન આપનારા સુંદર અને સફળ પ્રયોગો, સંવાદો તૈયાર કરી, ત્યાં આવી ભજવી બતાવવા માટે પાટીદાર આશ્રમના તેમજ અમદાવાદ બાર્ડિંગના વિદ્યાર્થીઓને હું ભૂલી શકતો નથી.

ત્રણ દિવસ માટે પરિષદને સ્વેચ્છાથી પોતાની સેવા આપનાર સ્વયંસેવકોને તો હું શેનો ભૂલું જ ?

અને છેવટમાં, ડરણના ઉત્સાહી સ્વાગતમંડળના પ્રમુખ શ્રી જીવાભાઈ અને મંત્રી શ્રી મગનલાલ, તેમના સેવાસમાજના સ્વયંસેવકો, ડરણના આગેવાનો અને વીડજના ગંગારામ મુખી ન હોત તો પરિષદની બારમી બેઠક ક્યારે ભરાત એ કહી શકાત નહિ. આવા નબળા વર્ષમાં પણ તેમણે જે આર્થિક બોજો ઉપાડ્યો છે, જ્ઞાતિ પ્રત્યેની ફરજ અદા કરવાનો જે પ્રેમ બતાવ્યો છે તે માટે તેમને શાબાશી ઘટે છે.

આ ઉપરાંત જે સજ્જનોએ પરિષદની બેઠક ભરવામાં સીધી યા આડકતરી મદદ આપી હોય અને જેમને હું ભૂલતો હોઉં તેમનો પણ આભાર માનું છું.

## સુરતનું આમંત્રણ

પરિષદની તેરમી બેઠક સુરત ભરવા માટે, સુરતથી પધારેલા બંધુઓ તરફથી બેઠક દરમિયાન જ આમંત્રણ મળ્યું છે એ હર્ષની વાત છે.

## નવી પ્રથા

કડી મુકામે પરિષદ ભરાઈ ત્યારથી, તેના કાર્યકર્તાઓએ એવી પ્રથા પાડી છે કે સ્વયંસેવકો સિવાય, અન્ય કાર્યકર્તાઓ-તેના પ્રમુખ, મંત્રી વગેરે-એ સરભરા ફી ભરીને જ પરિષદના રસોડે જમવું. 'નવી પ્રથા' શબ્દ વાપરીને હું એમ નથી કહેવા માગતો કે કડી પહેલાં આવો નિયમ નહિ હોય. પણ સૂતેલી પરિષદ કડી મુકામે જાગી; ને ત્યાં આ નિયમ દાખલ થયો માટે 'નવી પ્રથા' નો શબ્દ વાપર્યો છે. સમાજના પૂર્ણ વિકાસ માટે સેવા અર્પનાર સેવકો પોતે કમાતા હોય ત્યારે સેવાના બદલમાં ત્રણ દિવસનું જમવાનું માગી શકે નહિ. જમવા માટે તો ફી આપે જ. જેમને ધગશ હોય તે ફી આપવા ઉપરાંત પોતાની સેવા આપે. મને શ્રદ્ધા છે કે આ 'નવી પ્રથા' હરહમેશ માટે ચાલુ રહેશે.



પાટીદાર આશ્રમના બધાય વિદ્યાર્થીઓને પરિષદના રસોડે જમતા જોઈ ઘણાએ એવું અનુમાન કરેલું કે તે મફત જમતા હશે. ના તેવું ન હતું. સ્વયંસેવક તરીકે

જેટલા કામ કરતા હતા તેટલા બાદ કરતાં બાકી જે રહ્યા તેમની પાસેથી, અન્ય વિદ્યાર્થીઓ પાસેથી જેમ લેવાતો તેમ સરભરા ફીનો રૂ. ૧/- એક લેવાયો છે.

**સોનાસણની બેઠકનો હિસાબ**

બતાવનારા ચોપડા ડરણ આવી પહોંચ્યા હતા ખરા, પણ જ્યાં સુધી દેવા લેણાની ભરપાઈ થઈ બધી ચોખવટ ન થાય ત્યાં સુધી, મારાથી એ ચોપડા સ્વીકારાય નહિ એ મારી દલીલને પ્રમુખશ્રી મળતા થયા તેથી, તે ચોપડા પ્રમુખશ્રીએ તેમની પાસે રાખ્યા છે.

**ડરણની બેઠકનો હિસાબ**

ઉત્પન્નનો હિસાબ મારી પાસે તૈયાર છે. પણ ખર્ચનો હિસાબ સ્વાગતમંત્રી શ્રી મગનલાલ હજી મને મોકલી શક્યા નથી. તેથી હિસાબ તૈયાર થયો નથી. આ અંકમાં જ તે હિસાબ પ્રગટ કરવાની મારી ઈચ્છા હતી. હવે તો આવતા મહિનાના અંકમાં પ્રગટ થશે.

- બબાભાઈ રામદાસ

■ ■ ■

# પ્રકરણ-૧૩
# યુવાજાગૃતિ અને રાષ્ટ્રીય ચેતના
# (૧૯૨૪-૧૯૩૮)

## મરણ પાછળ નાત !
## એક કણબીની કરુણ આત્મકથા

એક કણબીની નીચેની સાચી આત્મકથા પ્રગટ કરવાની અમોને અરજ ગુજારવામાં આવી છે :-

હું વડનગરનો રહીશ છું. મારી ન્યાત કડવા કણબી પાટીદાર છે. હું તથા મારી પત્ની તથા મારી એક છોકરી વરસ ૮થી અમો અમદાવાદમાં રહેતાં હતાં. અમો મજૂરી કરી અમારા નાનકડા કુટુંબનો નિર્વાહ ચલાવતાં હતાં. પણ દૈવયોગે મારી પત્નીને ક્ષયરોગ લાગુ પડ્યો અને ડૉક્ટરની સલાહથી અમો અમદાવાદ છોડી અમારી જન્મભૂમિ વડનગરમાં ગયાં. મારી પત્નીની ઘણી જ સારવાર કરવા છતાં સારું ન થયું ને તે ૨૭ વર્ષની નાની ઉંમરમાં આ ફાની દુનિયા છોડી ગઈ. ગુજરી ગયે પાંચેક દીવસ થયા તે જ રાત્રે ન્યાતના આગેવાનો મારી પાસે આવ્યા અને મને સમજાવવા લાગ્યા કે તમારા ઘરમાંથી મરી ગઈ તે ઘણું જ ખોટું થયું એમ વાત કરી તેમના મુદ્દાની વાત કરવા માંડ્યા કે તમારી પાછળ કંઈ છોકરોબોકરો છે નહીં, માટે તમારા માથેથી ન્યાતનું ટીલું કાઢી નાખો. કારણ કે આવા ટાઈમમાં નાત કરી નાખવી સારી છે. જો તમે નાત નહીં કરો તો પંચવાળા તમારું ઘર વહેવાર બહાર મૂકશે. આ જ પંચના આગેવાન માણસો ભેગા થઈને તમારા માટે વાત કરતા હતા કે જો નાત નહીં કરે તો તે માટે તેને ત્યાં ચીઠી મોકલીએ કે તમારે નાત કરવી; નહીં તો જ્ઞાતિભાઈઓ માગીને ખાશે. તેના કરતાં તમારે સમજીને કરી નાંખવી તે સારું છે.



ઉપરના જવાબમાં મેં કીધું કે મારી પાસે એક પણ પૈસો નથી, તો મારે હજાર રૂપિયા લાવવા ક્યાંથી ? હાલમાં અમારે ખાવાના પણ સાંસા છે. એટલામાં

તરત જ મારો એક દોઢડાહ્યો સગો બોલી ઊઠ્યો કે પૈસા પૈસા શું કરે છે ! જો સાંભળ આ તારું ઘર છે તેના ઉપર પાંચસો રૂપિયા લે ને બાકી રૂપિયા પાંચસો ખેતર ઉપર લે. તેમ કરીશ એટલે હજાર રૂપિયા ભેગા થશે ને તારા માથેથી નાતનું ટીલું નીકળી જશે !

મેં વિચાર કર્યો કે બસ થઈ ચૂક્યું. હું ઘરબાર વિનાનો થઈ રહીશ પછી મારી શી દશા ? આ જકીલા આગેવાનોએ ન માન્યું ને મને કનડગત કરી. મારા કુટુંબી કાકાએ પણ મને કનડગત કરી સ્ટાંમ્પોમાં સહીઓ કરાવી લીધી. હું અભણ ખેડૂત, તેમાં મને કંઈ સમજણ ન પડી. મારી પત્નીને ગુજરી ગયે આજ તેર દિવસ પૂરા થાય છે તે જ દિવસે બપોરે બાર વાગે નાત જમી ગઈ. એક જ દિવસના ને એક જ વખતના નાતના ધારાએ મને રસ્તાનો રઝળતો ભીખારી બનાવી મુક્યો. હવે વડનગરમાં રહેવું ક્યાં અને ખાવું શું ? તેથી હું મારી આઠ વરસની છોકરીને લઈ અમદાવાદમાં ગયો, પણ મને ત્યાં નોકરી ન મળી અને શું ખાવું તેની ચિંતા ઊભી થઈ. બે દિવસ સુધી હું તથા મારી નાનકડી છોકરી ભૂખ્યાં રહ્યાં. મારી પાસે ખાવા નથી તેવું મારી છોકરીનાં સાસરિયાંને ખબર પડી એટલે એક સાંજે તે લોકો આવી મારી છોકરીને લઈ ગયાં. રડતાં મોઢે હું તેની પાછળ જોઈ રહ્યો. તે વખતે હૃદયમાં વિચારો ચાલવા માંડ્યા. હાય, પત્ની ગઈ ! છોકરીને પણ નાની ઉંમરમાં જ જવું પડ્યું ! તે જ વખતે બેભાન થઈ જમીન પર પડ્યો. થોડી વારે હું અંધારામાં ઊભો થયો તો ખરો, પણ લથડિયાં આવવાથી પાછો અંધારામાં પડી ગયો. તે વખતે મારી પાસે એક દયાળુ માણસે આવી મને ખાવાનું આપ્યું ને પૂછ્યું કે શું કામ ગભરાઓ છો, જે જોઈએ તે માગી લો. મેં ફક્ત તેની પાસે વડનગરની ટીકીટ માગી ને તે માણસે ટીકીટ કરાવી આપી. હું તેમનો આભાર માની મારા ગામ ગયો તો ખરો પણ મારે ખાવું ક્યાં અને રહેવું ક્યાં ? ઓ સ્વાર્થી આગેવાનો ! તમારી કનડગતથી આજ મારી શી દશા થઈ રહી છે તે તરફ જરાપણ નજર કરતા નથી ? હાલમાં હું બેપગે રહી ગયો છું. મારે સૂવા મકાન નથી. એક ઓટલા ઉપર પડી રહું છું. કોઈ દયાળુ કંઈ ખાવાનું આપી જાય તો ખાઉં છું !!



ભણ્યો કણબી કુટુંબ બોળે. પણ આ તો આખી નાત બોળવા માંડ્યા છે. દરરોજ ભેગા થઈને નાત કરવા માટે ગોરના હાથે ચીઠી મોકલે છે. ચીઠી દેખાડતાં જ ખેડૂત ચિંતામાં પડે છે. મારા જેવા અનેક ભાઈઓને હાલ કનડગત ચાલી રહી છે. આ વરસમાં અનાજ પણ બરોબર પાક્યું નથી, છતાં આ લોક આ

જ વેપાર લઈ બેઠા છે. વડનગરમાં છ પોળ છે. તેમાંથી ચાર પોળના આગેવાનો ઘણા જ વખતથી કનડગત કરી રહ્યા છે. પ્રભુ તે આગેવાનોને સદ્‌બુદ્ધિ આપે અને નાતના ભાઈઓ કેવી રીતે સુખી થાય તે પ્રમાણે વરતાવે.

અમારા સાંભળવામાં આવ્યું છે કે તલપોળમાં તથા ગાંસકોરમાં આવી ચીઠીઓ ન્યાતો કરવા આપી છે, તો તે ભાઈઓને અમો સલાહ આપીએ છીએ કે, તેમને સ્વાર્થી આગેવાનો જો વહેવાર બહાર મૂકે તો રહેવું ને આગેવાનો સાથે અસહકાર કરવો. તેમાં બીજા ભાઈઓ સમજે તેમને સમજાવવું. કોઈપણ હિસાબે દેવું કરી તથા ઘરબાર વેચી કોઈપણ ભાઈઓએ જમણવાર ન કરવો. નાતના સુધરેલા ભાઈઓ આ કનડગતની સામે થશે એવી આશા રાખીએ છીએ.

(હિંદુસ્તાનમાંથી) **લી. એક ખેડૂત**

■ ■ ■

**પાટણવાડાના પાટીદારો**

ખાઈપી ઊતરેલા અને અભણ પાટીદારોને નવા વિચારો બિલકુલ રાચતા નથી. તેમને તો બાપના કૂવામાં પડી મરવું છે. નવા માટે કાંઈ વિચાર જ કરવો નથી. નવું એટલે ત્યાજ્ય એ જ એમનું માનવું. સમસ્ત હિંદુસ્તાન બાળલગ્નની વિરુદ્ધ ચળવળ કરે; બાળલગ્ન કરનારને કાયદાથી રોકવા પ્રયત્ન કરે; વડોદરા રાજ્ય બાળલગ્નનો કાયદો સુધારે; તેને વ્યવહારુ અને કડક બનાવે; ત્યારે પાટણવાડાના પાટીદારો એકઠા મળી ઠરાવ કરે કે, ''અમે બાળલગ્ન કરતા જ નથી. અમે નાનાં છોકરાં પરણાવીએ છીએ ખરા, પણ પૂંખીએ છીએ તો બહુ મોટી ઉંમરે; માટે અમારે માટે જૂના કાયદામાં હતી તેવી વર અને વધૂ માટે અનુક્રમે ૮ અને ૬ વર્ષની લગ્ન ઉંમર રાખવી.'' કેવી સરસ દલીલ ! ઘેર ઘેરથી આ મતલબની અરજી ના. શ્રીમંત ગાયકવાડ સરકાર ઉપર મોકલવાની પ્રવૃત્તિ હાથ ધરાઈ છે. બારે ગામના આગેવાનો ન્યાતના ભલા (!) માટે તનતોડ મહેનત કરી રહ્યા છે. પણ ભલા માણસો ! બહુ મોડા જાગ્યા. બાળલગ્ન તપાસસમિતિ જ્યારે મહેસાણા આવી ત્યારે આવો ઠરાવ કરી જાતે હાજર થઈ સમિતિને ઘેરી લીધી હોત તો કાંઈક તમારું ધાર્યું થાત. હવે તો આગ લાગ્યે કૂવો ખોદવા બેઠા છો, એટલે શ્રીમંત સરકાર તમારું ન સાંભળે તો ગુસ્સે ન થતા. ઉમિયામાતા તમને સહાય કરો એ અમારા આશીર્વાદ છે.



પાટણવાડાના યુવકો ! ઘરડાઓ તમને શરમાવે તેવા ખંત અને ઉત્સાહથી તેમની શુભ (!) પ્રવૃત્તિ આદરી રહ્યા છે ત્યારે તમે શું કરો છો ? શાંત બેસી

રહ્યા છો ? તેમની સામે નહિ થાઓ ? તમે પણ સરકારને અરજી કરશો કે ? મૃગલાની ફાળે આગળ વધતા આ જમાનામાં જૂનાં બંધનો, રીત-રિવાજો તમે નહિ ઘસી નાંખો તો કાળ (Time) ઘસી નાંખશે, માટે શાણા થઈ વેળાસર કાં ન ચેતો ? ધર્મજના વિદ્યાર્થીઓનો દાખલો લેશો કે ? બંડ જગાવશો કે નહિ ? બંડ જગાવવામાં જોખમ તો છે જ. ખાસડાંની વિજયમાળા અને ગાળોની પુષ્પવૃષ્ટિ માટે તૈયાર રહેવું પડશે જ. ઝંપલાવો; ઝુકાવો; ડરો નહિ તો આગે ફતેહ છે. ચાલો જો !

**બાળલગ્ન પ્રતિબંધક ખરડો**

ગયા માસમાં વડોદરાની સરકાર તરફથી બા. પ્ર. કાયદાનો છેવટનો ખરડો (Bill) બહાર પડ્યો છે. તેની ખુબી તો એ છે કે જે કલમો સમિતિએ અને ધારાસભાએ ખાસ ભારપૂર્વક ચર્ચી હતી અને રજૂ કરી હતી તે જ કલમો ખરડામાંથી સરી પડી છે. એકતિથિનાં લગ્ન જાહેર કરનારને ગુનેગાર ગણી શિક્ષા કરવી એ સંબંધીની કલમ ઉડી ગઈ છે. લગ્ન જાહેર કરનારનો કેટલો પ્રતાપ છે તે આ ઉપરથી જોઈ શકાશે. જ્યારે અમુક કક્ષાનાં લગ્ન બિનકાયદેસર ઠરાવવાની વાત સમિતિ તેમજ ધારાસભાએ પડતી મૂકેલી તે જ વાતને ખરડામાં પ્રાધાન્યપદ મળે છે. તપાસ કરતાં માલુમ પડે છે કે કાયદા ઘડનારા મંડળોમાં તો એમ જ ચાલે. જે હોય નહિ તે આવે ને જે આવ્યું હોય તે જતું રહે. વડીધારાસભામાં રજૂ થયેલા 'બેંક બીલ'ના સંબંધમાં આવી જ રમત રમાઈ છે. તેને રાજભાષામાં રમત નહિ પણ Politics (રાજકારણ) કહેવામાં આવે છે. એટલે એનું અનુકરણ દરેક સરકાર કરે એ બનવાજોગ છે. પણ આ તો આડી વાત ગઈ. મુખ્ય મુદ્દા ઉપર આવીએ. આઠ અને બાર વર્ષની અંદરનાં લગ્નને કેવળ બિનકાયદેસર ગણી કાઢવાથી બાળલગ્ન અટકશે નહિ. કારણ કે એવાં લગ્ન કરનાર માબાપને દંડ કે સજાનો કંઈ પણ ડર રહેતો નથી. લગ્ન બિનકાયદેસર ગણાય તો ભલે ગણાય, તેમાં માબાપને શું ? વેઠવું પડશે તો તેમના દીકરા કે દીકરીનાં બાળકો વેઠશે ! ત્યાં સુધી કોને જીવવું છે ? એમનાં નસીબ ભોગવી લેશે. આપણે લ્હાવો લઈ લઈએ એટલે બસ. આ સ્થિતિમાં જો શ્રીમંત સરકારને આઠ અને બાર વરસની અંદરનાં લગ્ન અટકાવવાં હોય તો તેવાં લગ્ન બિનકાયદેસર ગણી લગ્ન સંબંધમાંથી વરવધૂને છૂટાં કરી આપવાં અને ઉપરથી ગુન્હો કર્યા બદલ રૂ. ૫૦૦ કે તેથી વધારે દંડ અને ત્રણ માસની આસાન કેદ કરવી. બાળલગ્ન કરનાર માબાપોને તેમજ ગોરને છટકવા તો દેવાં જ નહિ. લગ્ન બિનકાયદેસર ઠરાવવા કરતાં એવી ભારે શિક્ષા રાખવી કે જેનો વિચાર સરખો પણ માબાપોને ધ્રુજાવી નાંખે. બીજી બાજુથી કેળવણીનો પ્રચાર જોઈએ.

એકતિથિનાં લગ્ન જાહેર કરનાર અને વધારનારને જો કાયદામાંથી મુક્તિ મળશે તો તેઓ કેર વર્તાવશે. કાયદાનો લેશ માત્ર પણ વિચાર કર્યા વિના તેઓ તો હોંશેહોંશે લગ્ન કાઢશે અને ગરીબ, અજ્ઞાન અને હિતશત્રુ ખેડૂતો તેમના ભોગ થઈ પડી કાયદાની ચુગાલમાં ફસાઈ પડશે અને કાયદો આશીર્વાદને બદલે શાપરૂપ થઈ પડશે.

**એક જ્ઞાતિસેવક ગયા**

મૂળ વિરમગામના વતની, પણ થોડાંક વર્ષોથી ધંધાર્થે કાંબળી વસતા શ્રી કાળીદાસ હરજીવનદાસ દેસાઈએ ૫૫ વર્ષની વયે ગયા વૈશાખ વદમાં આ નશ્વર દેહ તાગ્યો છે એ સમાચાર જાણતાં તેમને ઓળખનાર કોણ દિલગીર નહિ થાય ? કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ બોર્ડિંગની ઉત્પત્તિમાં રસ લેનાર અને તેને માટે શ્રમ ઉઠાવનાર, નાણાં એકઠાં કરવા માટે પગ ઘસવનાર અને બોર્ડિંગને મદદ મળે એવું વાતાવરણ ઉત્પન્ન કરનાર શ્રી કાળીદાસને જે મળ્યા હોય, તેમની સાથે વાતચીત કરી હોય તેમને જ માલુમ હશે કે શરીર વૃદ્ધ છતાં મનથી જુવાન એવા પલિત (ધોળા વાળવાળા) યુવક તેઓ હતા. તેમને ખેતીનો શોખ હોઈ કાંબળી સ્ટેશન પાસે જમીન લઈ તેમાં જ મકાન બંધાવી ત્યાં રહી જાતિદેખરેખ તળે ખેતી કરાવતા હતા. મહામંડળના કાર્યપ્રદેશને વિસ્તારવાના તેમના મનોરથ હતા. પણ તેનો અમલ કરી શકે તે પહેલાં ક્રૂર દૈવે તેમને આ ફાની દુનિયામાંથી ઉઠાવી લીધા. મરનાર પોતાની પાછળ એક વિધવા ને બહોળું મિત્રમંડળ મૂકી ગયા છે. આ દુઃખદ પ્રસંગમાં તેમના કુટુંબ પ્રત્યે અમે ઊંડી દિલસોજી ધરાવીએ છીએ. પ્રભુ તેમના આત્માને શાંતિ આપો !

**શાબાશ ચતુરભાઈ !**

થોડાક માસ પર ચાણસ્માના વકીલ અને ધારાસભાના સભ્ય શ્રી ચતુરભાઈ હીરદાસનાં ધર્મપત્ની દેવ થયાં. ચાણસ્મા જેવા કારજપ્રિય અને શીરાગ્રહી ગામમાં મરનાર પાછળ શીરો હોય જ. તેમાં વળી શ્રી ચતુરભાઈ જેવાનાં ધર્મપત્ની પાછળ લીલી વાડી મૂકીને વૃદ્ધાવસ્થામાં દેવલોક થાય ત્યારે તો ગામનાં છોકરાં શીરો પામે જ એમાં લેશમાત્ર શક નહિ. પણ શ્રી ચતુરભાઈએ અજબ નૈતિક હિંમત વાપરી બારમું ન કરવાનું જાહેર કર્યું છે અને તેને બદલે રૂ. ૧૦૦૦/- એક હજાર, જાહેર સંસ્થાઓ કે સાર્વજનિક કાર્ય પાછળ ખર્ચવાની ઇચ્છા પ્રગટ કરી છે. આવા આવકારદાયક પગલા માટે શ્રી ચતુરભાઈને ધન્યવાદ-શાબાશી ઘટે. ચાણસ્માના કારજરૂપી દુર્ગમાં શ્રી ચતુરભાઈના આ ગોળાએ ઠીક બાકું પાડ્યું

છે. ધારાસભાના સભ્યનું નામ સાર્થક કર્યું છે. ધારાસભામાં ગયા તે વેળાં તેમને કરેલી શ્રી 'વીરેન્દ્ર'ની વિનંતીનો (જુઓ 'ચેતન' વર્ષ ૧ લું : અંક ૪ થો : પુષ્ઠ ૧૩૧) યોગ્ય જવાબ વાળ્યો છે. વળી આવો બારમું ન કરવાનો ઠરાવ કરીને પિતરાઈઓને સમજાવી લઈ શાંત કરી દેવાની તેમની વકીલને છાજે તેવી કુનેહે જૂના અને નવા વચ્ચે સુંદર મેળ સાધ્યો છે. ચાણસ્માના યુવકો ! હવે તમે જાગો ને શ્રી ચતુરભાઈ પાસે બારમું ન ખાવાની પ્રતિજ્ઞા લેવડાવી 'પ્રેતભોજન ત્યાગી મંડળ' સ્થાપી તેના પ્રમુખસ્થાને તેમને બેસાડો. તે પછી આદરો પ્રચારકાર્ય. જુઓ તો ખરા કે, છ માસમાં તમારું જૂથ કેવું અને કેટલું સબળ થઈ જાય છે. શ્રી ચતુરભાઈના આ હિંમતભર્યા ઠરાવ માટે 'ચેતન' તેમને અભિનંદે છે.

## કાર્યપરાયણ સેવાસમાજ

આજ પાંચેક વર્ષથી મહેસાણામાં સેવાસમાજ નામની અતિઉપયોગી સંસ્થા ત્યાંના ઉત્સાહી યુવાનિયાઓએ સ્થાપી છે. અત્યાર સુધીનું તે સમાજનું કાર્ય તપાસતાં તરત જણાઈ આવે છે કે આવી સંસ્થાઓ સમાજના કલ્યાણ માટે ગામોગામ આવશ્યક છે. આજ સુધીમાં 'સમાજે' એક શિવાલય, ધર્મશાળા, કૂવો, પુસ્તકાલય તૈયાર કર્યાં છે. દરસાલ બહુચરાજીના મેળા વખતે કટોસણ, મહેસાણા તેમજ બહુચરાજીમાં યાત્રાળુઓને પાણી પીવાની પરબો માંડે છે. જન્માષ્ટમી ઉપર મહેસાણામાં એક મોટો મેળો ભરાય છે તેમાં વ્યવસ્થા રાખવાનું અને પાણી પાવાનું કામ સફળતાપૂર્વક કરે છે. આ 'સમાજ'માં પાટીદાર તેમજ બિનપાટીદાર કોમના યુવકો સાથે મળી કામ કરે છે. તેના પ્રમુખસ્થાને કડી અને સોનાસણ પરિષદના પ્રસંગે ભજવાયેલા સંવાદોમાં ખ્યાતિ પામેલા પેલા 'કાળીઆના બાપા' ભાઈ રામદાસ રણછોડદાસ છે. 'સમાજ'ની ઓળખ માટે આટલી પ્રસ્તાવના કર્યા પછી આ ઉનાળામાં 'સમાજે' કરેલા એક અતિમહત્ત્વના કાર્યની મહત્તા આપણને સહેજે સમજાશે. વાત એમ બની કે, એક રાત્રે પરામાં એક ઘરને આગ લાગી. મહેસાણામાં સુધરાઈ (મ્યુનિસિપાલીટી) છે, પાણીના નળ છે, તેથી આગ બૂઝવવાનો બંબો છે. સ્વયંસેવકો સુધરાઈ ઈન્સ્પેક્ટરને જગાડવા દોડ્યા પણ ઈન્સ્પેક્ટરસાહેબ એમ રાત્રે જાગી ઊઠે ને બંબો તૈયાર કરી આગ બૂઝવવા આવે તો ઈન્સ્પેક્ટર શાના ! એમણે આવવામાં સ્હેજ હા-ના કરી એટલે સ્વયંસેવકો દોડ્યા બંબાખાને અને બંબો ઘસડી ગયા. નળના બૂચ ખોલ્યા ને બંબાની મદદથી આગ કાબૂમાં લાવવા યત્ન કરવા લાગ્યા. બંબો ચલાવવાની અનાવડતને લીધે આગ હોલવતાં વાર થઈ.

આગ હોલવ્યા પછી પોતાના આ સાહસિક પગલાંની (વગર રજાએ બંબો ઘસડી લાવી પાણીના બૂચ ખોલવા વગેરે) જાણ કરવા સુધારઈના પ્રમુખને (જે વડોદરા રાજ્યમાં જે તે પ્રાંતનો નાયક સૂબો હોય છે) બંગલે ગયા. પણ પ્રમુખ સાહેબ બહાર આવ્યા જ નહિ, એટલે છેવટે નિરાશ થઈ ગયા. ઉપપ્રમુખને ત્યાં ગયા. ઉપપ્રમુખ તો પ્રજાજન એટલે એના ઘરમાં પણ પેસી શકાય. ઉપપ્રમુખને ખબર આપી સ્વયંસેવકો રાતનો આરામ લેવા વિખરાઈ ગયા.

આ કાયદા ભંગ માટે સુધરાઈના પ્રમુખે 'સમાજ' ઉપર સૂબાની કચેરીમાં ફરીયાદ માંડી. પ્રાંતના બાહોશ અને સત્યપ્રિય સૂબાસાહેબ શ્રી સત્યવ્રત મુકરજીએ 'સમાજ'ના કૃત્યને વાજબી ગણી 'સમાજ'ને નિર્દોષ ઠરાવી સુધરાઈના અમુક અમલદારોને યોગ્ય નસિયત-શિક્ષા કરી. સમાજની ઉપયોગિતા સાબિત કરી આપી એટલું જ નહિ પણ તા. ૧૯-૬-૨૮ ના રોજ 'સમાજ'ના વાર્ષિક ઉત્સવનું પ્રમુખસ્થાન લઈ સૂબાસાહેબે 'સમાજ'ના કાર્યને વેગ આપ્યો. ધન્ય હો સમાજને, તેના ઉત્સાહી નીડર સ્વયંસેવકોને, અને તેના પ્રમુખને ! આગમાં ભડભડ ઘર બળી જતું હોય ત્યારે ઇન્સ્પેક્ટરસાહેબ આવવાની આનાકાની કરે તો આમ પગલું લીધા સિવાય બીજો શો રસ્તો ? છતા સાધને, સમાજના સેવકોની દૃષ્ટિ સમક્ષ એક પ્રજાજનને પાયમાલ થતો સેવકો કેમ જોઈ શકે ? છેવટે ધન્ય હો તે નિષ્પક્ષ, સત્યપ્રિય અને દયાળુ દિલના સૂબા સાહેબને ! તેમણે સુધરાઈ અમલદારોને પોતાની ફરજોનું ઠીક જ ભાન કરાવ્યું છે.

સાંભળ્યું છે કે ગામના આગેવાનોએ આ પ્રસંગમાં સમાજને ઓથ આપવાને બદલે 'સમાજ'ને દબાવવા પ્રયત્ન કર્યો છે. આપણે ઇચ્છીએ કે આ વાતમાં કાંઈ જ સત્ય ન હોય. અને જો સત્ય હોય તો તેવા માણસો આગેવાનીને લાયક નથી. સરકારી અમલદારોની ખિદમત ઉઠાવી ઉઠાવીને તેમની સ્વતંત્ર બુદ્ધિ બ્હેર મારી ગઈ છે એથી અમલદારનું નામ સાંભળતાં જ તેઓ ધ્રૂજે છે. પ્રજાના ભલામાં જો તેઓ રાચતા ન હોય તો તેમણે વેળાસર ઘરનો ખૂણો સંભળી લેવો એ જ ઇચ્છવા જોગ છે.

### અસારવા યુવકમંડળનું કારજ પિકેટીંગ



વિસનગર તાલુકામાં અબાસણા ગામે કારજ થવાનું છે એવી ખબર ઉપરોક્ત મંડળને તા. ૧૫-૧૨-૩૦ ના રોજ પડી. તેથી કારજ કરનારને, માને તો સમજાવવા અને ન માને તો 'પિકેટીંગ આવશે' એવી ખબર આપવા મંડળના ત્રણ માણસો

ગયા. ત્યાં જઈ તેમણે ગામને એકઠું કરી કારજ બંધ રાખવા સમજાવ્યું, એટલે ગામે તેમ કરવાની તરત જ હા પાડી. એટલે વિષ્ટિકારો હરખાતા પાછા આવ્યા.

પણ એકાએક શનિવારની રાત્રે દસના સુમારે મંડળના મંત્રીને તાર મળ્યો કે, 'ગામે તમને છેતર્યા છે; કાલે કારજ થનાર છે, માટે પિકેટીંગ કરવા આવશો.' એટલે બ્યુગલ ફુંકી જેટલા સભાસદો એકઠા થયા તેટલાને સવારની જ ગાડીમાં અબાસણા રવાના થવાની સૂચના આપવામાં આવી. તદનુસાર ચાર જણા રવિવારે સવારની ગાડીમાં અને બીજા તેંતાલીસ બપોરની ગાડીમાં પિકેટીંગ કરવા ઉપડ્યા.

પ્રથમના ચાર જણે અબાસણા જઈ કારજ કરનારને સારી પેઠે સમજાવી દબડાવી આવ્યા તેથી તે દિવસે તો 'શીરો' થઈ શક્યો નહિ. અબાસણાની પાસે આણંદપુરા કરીને એક નાનું ગામ છે. તેમાં 'ચેતન'ના ગ્રાહકભાઈ નામે મગનલાલ જોઈતારામ વસે છે. તેમણે અને તેમના ભાઈઓએ કારજની બંધી ક્યારનીય કરેલી છે. તે ભાઈએ આ ચાર જણને તેમને ત્યાં મંદિરમાં ખાવા, સૂવાની પૂરતી જોગવાઈ કરી આપી.

બપોરની ગાડીમાં નીકળેલી બીજી ટોળી જેમાં દસદસ વર્ષના ઉત્સાહી બાળકો પણ હતા. અબાસણા જવાનો રસ્તો અંધારી રાત્રીને લીધે ભૂલી ગઈ. તેથી અજગર, નાર અને આઠ ગાઉની મફતની રખડપટ્ટીમાં ખૂબ હેરાન થયા પછી કોઈ ગાડીતોની સહાયથી બાર વાગે આણંદપુરા પહોંચી શક્યા. મગનલાલે તે વખતે આવનાર પિકેટરો માટે ખીચડીની વ્યવસ્થા કરવા ખૂબ આગ્રહ કર્યો. પણ તેમ કરવાથી તેમને તે વખતે બે ગાઉ દૂર ખીચડું લેવા જવું પડે તેમ હતું તેથી આભાર સાથે તેમનો આગ્રહ પાછો ઠેલી તે જ વખતે શેકેલી, ગરમ ગરમ ધાણીથી સંતોષ માની થાક્યાપાક્યા પિકેટરો નિદ્રાને ખોળે લોટી ગયા.

સોમવારે સવારમાં ચાર પાંચ પિકેટરો અબાસણા પહોંચી જઈ કારજ કરનાર પાસેથી નીચેની લેખિત સમાધાની લઈ આવ્યા. તેથી પિકેટીંગ કરવાની ધમાલમાં ઉતરવું પડ્યું નહિ.

કારજ કરવા ઊભા થનાર ભાઈ ચોવીસ વરસથી પોતાના ગોળની બહાર અબાસણામાં વસે છે. તેથી ખાધાખવરાવવાનો તેમનો વ્યવહાર સાચવવા આ કારજનો લાગ તેમણે શોધ્યો હતો. તેમનો વ્યવહાર સચવાય તેટલાની ખાતર તેમને જમણવાર કરવાની છૂટ આપી હતી.



તેમની શરતો નીચે પ્રમાણે છે :-

(૧) હું મરણ પાછળનું કોઈ ભોજન કરીશ નહિ, તેમજ તેવા ભોજનમાં કોઈ પ્રકારનો ભાગ લઈશ નહિ.

(૨) મારા ગોળમાં કોઈ પણ ગામે આવું કારજ થશે તો તે અટકાવવા હું બનતો યત્ન કરીશ અથવા કોઈ યુવકમંડળને તે સંબંધે ખબર મોકલીશ.

(૩) મારો વ્યવહાર સાચવવા સત્યનારાયણ ભગવાનની કથા કહેવડાવી, વ્યવહાર સાચવીશ, પણ તે પ્રસંગે બહારગામથી મહેમાન કે સગાંને નોતરીશ નહિ તેમજ 'શીરા'નું જમણ કરીશ નહિ.

અબાસણા (સહી) **અંબારામ દેવરાજ** દા. પોતે.

વિસનગર અને વડનગર તાલુકાના અમદાવાદમાં વસતા કારજનો નાશ ઈચ્છનાર ભાઈઓએ આ પિકેટીંગ માટે રૂ. ૧૦૦/- સોની મદદ કરી છે તે બદલ તેમનો આભાર માનવામાં આવે છે.

**સામાજીક પ્રચારકાર્ય**

કડી પ્રાંતમાં ફરતા માનનીય ઉપદેશકો લખી મોકલે છે કે, ''ગયા નવેમ્બરમાં આજોલ, ઈદ્રપ, ચડાસણા, ચાણસ્મા, દેથળી, બરીયફ, ચાંદણકી, પ્રતાપગઢ, વેણપુરા અને હારીજ ગામે અમે પ્રચાર કાર્ય કર્યું છે. બીજા વર્ષ સારું પ્રચાર કાર્ય ચાલુ રાખવાનું શ્રીમંત સરકાર તરફથી મંજુર થતાં ડિસેમ્બરમાં અમે મહેસાણા તાલુકાના નાગલપુર, સોભાસણ, પાલા વાસણા, પાલોદરા તથા ચાણસ્મા તાલુકાના ધાણોધરા, પીંપળ, સમારણા, કુંવારા અને કલ્યાણા ગામે જાદુઈ ફાનસનાં દેખાવો સાથે પ્રચાર કાર્ય કર્યું છે. શ્રી કડવા પાટીદાર પરિષદ ચાલુ સાલે સુરતમાં ભરવાનું આમંત્રણ મળેલું, પણ હાલ ચાલતી રાજકીય લડતને અંગે તેમ કરવું ઠીક નથી તેથી કડી પ્રાંતમાં જ પરિષદની બેઠક ભરવામાં આવશે તેવી આશા છે. છતાં તેમ નહિ બને તો, સામાજિક પ્રચારકાર્યને અંગે એક પરિષદ ભરવા વિચાર છે. તો જ્ઞાતિના સુધારક અને ઉત્સાહી વર્ગ પાસે અમારી માગણી છે કે તેમના વતનમાં આ પરિષદને નોંતરે.''

## પિકેટરોનો વિજય-૧૯૩૧



બેતાળીસના ગોળમાં ડભોડાથી સાદરા જવાની પાકી સડક ઉપર આવેલા સીઓલી નામના ગામમાં એક ડોસીની પાછળ 'શીરો' થવાના સમાચાર આ સેવા-સમાજને મળ્યા. એટલે તરત જ સેવા સમાજના કાર્યવાહકો તથા સભ્યો મળી પચાસ જણા ઘરનાં ગાડીભાડાં ખર્ચી, સીઓલી કારજ કરનારને સમજાવવા ગયા. પણ

ચૌદશિયાની ચાલાકીથી કારજ કરનારે કાંઈ પણ સાંભળવાની જ ના પાડી. એટલે નાછૂટકે પીકેટીંગનું છેવટનું કહેણ આપી અમદાવાદ તરફ રવાના થયા.

અમદાવાદ આવ્યા પછી સેવાસમાજે, પોતાના માણસો મોકલી જે જે ગામ શીરો જમવા આવવાના 'ચીઠાં' લખાયાં હતાં, ત્યાં ત્યાં શીરો જમવા જશો નહિ, કારણ કે પીકેટીંગ થનાર છે એવા ખબર વેળાસર પહોંચાડી દીધા હતા. તેમજ જ્ઞાતિનાં જે તે મંડળોને પીકેટરો મોકલવા વિનંતી કરી સેવાસમાજના સોથી સવાસો સભાસદોને તૈયાર કરી મૂક્યા હતા.

સેવાસમાજ પીકેટીંગ માટે ભારે તૈયારી કરે છે એમ જાણી સેવાસમાજને ભોળવવા એક બીજી ચાલાકી જમાનાના ખાધેલા શીરાઘેલા પંચાતીયાઓએ અજમાવી જોઈ. કારજ થવાના આગલે દિવસે એટલે કે ૧૮ મી ડિસેમ્બર '૩૦ ના રોજ ગોળના આગળ પડતા પંચાતીયાઓને તેમણે ડભોડા મુકામે કારજબંધીનો ઠરાવ કરવા બોલાવ્યા. બાર વાગ્યા; ચાર વાગ્યા અને રાત પડી તોય કોઈ પંચાતીયો ફરક્યો નહિ. ''બીજા કોઈ આવ્યા નહિ, તેથી અમે એકલા શું કરીએ ?'' એમ કહી ડભોડાના આગેવાનો છૂટી પડ્યા. એક રીતે તો છૂટી પડ્યા તે સારું થયું જેથી સેવાસમાજને પીકેટીંગનો મોકો મળ્યો અને તેની પૂરી કસોટી થઈ.

સેવાસમાજના પીકેટરો તો સાંજ પહેલાં સીઓલની ભાગોળે પહોંચી ચુક્યા હતા. તેથી રાતની ગાડીથી ઉતરી, છ માઈલ ચાલી, બીજા પીકેટરો આવી પહોંચ્યા ત્યાં સુધી તેમને ઠીકઠીક પુષ્પાંજલી મળી. રાતની ગાડીએ અસારવા યુવકમંડળના ૨૦, વિદ્યાર્થી ભવનના ૩૦, અને અમદાવાદ યુકવ મંડળના ૫ એમ કુલ ૫૫ પીકેટરો નવા આવ્યા તે જ વેળાએ ચીલોડાથી ૧૦-૧૫; અને આજ વર્ષોથી સુધારાની મોખરે રહેનાર ઝાખોરાના ૧૦ પીકેટરો પણ આવી પહોંચ્યા. ગામની ભાગોળે એક કલાક સુધી રામધુન અને કારજ ગીતો ગાયા પછી પાટીદારના વાસના નાકામાં જ જઈને પડાવ નાંખ્યો. શિયાળાની કડકડતી ટાઢ કહે મારું કામ ! ગામના પાટીદારોનો તો 'શીરો' બંધ કરાવવા ગયેલા એટલે પાટીદારનું તો કૂતરુંય શેનું નજરે ચઢે ? ક્યાં જાને ગયા હતા કે તૈયાર ખાટલા ગોદડાં મળે ? એટલે વડની નીચે પાસેની શાળાના ઉઘાડા ઓટલે, કબૂતરોની પરબડીમાં પીકેટરોએ આનંદથી વાતો કરવામાં, ગાવામાં અને તાપણાં કરી તાપવામાં રાત્રી વિતાડી.



તા. ૧૯ ની બપોર સુધી કાંઈ નોંધવા જેવો બનાવ બન્યો નહિ, ખાત્રીલાયક સાધનો મારફત પીકેટરોને પળે પળે ખબર મળતી કે કારજ કરનારા ડરના માર્યા ચૂપચાપ બેસી રહ્યા છે.

પણ જ્યાં બાર વાગ્યા ને અમદાવાદની કડવાપોળની ટુકડી આવી પહોંચી એટલે ગામ જોવાના બહાને સેવા સમાજના બે-ત્રણ પીકેટરો ગામમાં દાખલ થયા. તેમને જોતાં જ બે-ત્રણ બહેનોએ ધોકણાંમાર (પોલીસની જેમ લાઠી માર નહિ.) શરૂ કર્યા. એટલે 'માર્યા ! માર્યા !' ના અવાજ થતાં નિરાંતે બેઠેલા પીકેટરોએ એકાએક હલ્લો શરૂ કરી દઈ, પાંચ મિનિટમાં તો કારજ કરનારના આંગણાનો કબજો લઈ બેઠા. ત્યાં પા કલાકની રામધૂને ઘરધણીને પીગળાવી મુક્યા એટલે તેમણે કારજ નહિ કરવાની શરતે પીકેટીંગ ઉઠાવી લેવાની વિનંતી કરી. આમ આટલો જલદી વિજય મળેલો જોઈ પીકેટરો હરખાતા ઝાંપે જઈ બેઠા.

વિષ્ટિ શરૂ થઈ; પીકેટરો તરફથી વિષ્ટિકારો તરીકે કડવાપોળના શ્રી બાપાલાલ કિલાચંદ અને 'ચેતન'ના તંત્રી શ્રી બબાભાઈ રામદાસને નીમી પોતાની શરતો તેમને આપી તેમને મોકલ્યા. કારજ કરનારને અને તેને સાથ આપનારાઓને તે શરતો સમજાવવામાં આવી, જે તેમણે એક સિવાય બધીય સ્વીકારી. 'મહેમાન આવે તો તેમને શું જમાડવું ?' એટલી જ શરતમાં વાંધો હતો. ઘરધણીનો આગ્રહ હતો કે મહેમાનોને તો શીરો જ જમાડાય. પીકેટરોનો આગ્રહ હતો કે ગામને શીરો નહિ, તો મહેમાનનેય નહિ.

અહીંથી ત્રણ કલાકના વાટાઘાટને અંતે મહેમાનને ખીચડું પીરસવા તૈયાર થયા અને જ્યાં શરતો ઉપર સહીઓ મૂકવા જાય છે તે જ પળે બે બહારના પંચાતીયા આવી પહોંચ્યા. તેમની ચકોર આંખે 'હારેલી બાજી' જોઈ એટલે તેમના પેટમાં તેલ રેડાયું અને પાંચ જ મિનિટમાં તો પોતાના અસાધારણ ચમત્કારથી બધી વાત ઉડાવી દેવરાવી 'અબી બોલ્યા અબી ફોક'ના જેવી વિચિત્ર સ્થિતિમાં ઘરધણીને લાવી મૂક્યો. તે બધી રીતે ફરી બેઠો. સાંજ પડવા આવી હતી. પીકેટરો ચોવીસ કલાકથી ભૂખ્યા-તરસ્યા હતા. તેમનો આ ભૂખમરો ગામના ઠાકરડા ભાઈઓને સાલ્યો. તેથી તેમણે ખીચડી નંખાવવાની રજા માગી. પણ ખાવાથી રંગ બગડી જાય એવું હતું તેથી તેમનો આભાર માની તેમને રજા ન આપી. ત્યારે એક વણીક સજ્જને એક ખજૂરનું વાઢીઉ પીકેટરોને ભેટ કર્યું. તેથી તેમના અતિઆગ્રહને વશ થઈ, પેટની ભૂખને વશ થઈ, ખજૂર ખાઈ, પાણી પી રાત ગાળવાના નિશ્ચય ઉપર આવ્યા.



સાંજ થતાં કોઈ રડ્યાખડ્યા મહેમાનો–જુવાન છોકરાં અને છોકરીઓ આવી પહોંચ્યાં. પણ તેઓ પીકેટરોને જમવાની પંગતમાં બેઠેલા છતાં હાથમાંથી ખજુરની પેશીઓ આરોગતા જોઈ ઝંખવાણાં પડી ગયાં. જમિયતપુરા (અડાલજ પાસે) ના

મહેમાનોએ તો ઉઘાડી પ્રતિજ્ઞા કરી કે, 'જ્યાં સુધી આ પીકેટરો ભૂખ્યા છે ત્યાં સુધી અમે શીરો તો નહિ ખાઈએ.' મહેમાનોની આવી સહાનુભૂતિ અને ઘરધણીની શુભ લાગણીએ છેવટે પંચાતીયાના વિરોધ છતાં મહેમાનોને ખીચડું જ પીરસવાનો ઠરાવ કરાવરાવ્યો.

'આમ કારજ ન થયું; મહેમાનો ખીચડું જમશે; એટલો વિજય તો મળ્યો. હવે બાકી રહી સહીઓ. તે તો સવારે મેળવીશું' એ વિચારે ભૂખ્યા પેટે પીકેટરો સૂઈ ગયા. સેવાસમાજના કેટલાક સભ્યો સીઓલાના પાટીદારોને તેમજ પેલા પંચાતીયાઓને સારી પેઠે ઓળખતા. તેથી તેમને તેમના શબ્દોમાં વિશ્વાસ ન બેઠો એટલે તેમણે તો મહેમાનો વાળુ કરવા બેઠા ત્યારે જાતે હાજર રહી ખાતરી કરી કે મહેમાનો ખીચડું જ જમ્યા.

ઘરધણી અને ગામના આગેવાનો તો સહીઓ આપવા તૈયાર હતા. એટલે સેવા સમાજની હાજરીનો તેમણે કાંઈ વિરોધ કર્યો નહિ.

તા. ૨૦ મીની સવાર થઈ. અમદાવાદના પીકેટરો વિદાય થયા. પણ સેવા સમાજ, તો ત્યાં જ ચોંટેલો હતો. તેમણે તો સવારથી ઘરધણીના આંગણામાં અડ્ડા જમાવી, સહીઓ ન થાય ત્યાં સુધી ભુખમરો વેઠવાનો નિશ્ચય જાહેર કર્યો. એટલે હા,ના, હા,ના કરતાં અગીયાર વાગે સહીઓ થઈ. કોલ કરાર નીચે પ્રમાણે છે.

(૧) રામદાસ જેશંગદાસને ત્યાં થતું બારમું-કારજ બંધ રાખીએ છીએ.
(૨) બહારગામથી આવેલા મહેમાનોને ખીચડુ ખવડાવી પાછા કાઢીશું.
(૩) હવે પછી સીઓલીમાં બારમું કરીશું નહિ.
(૪) બેતાળીસનું પંચ ભેગું થયેથી બારમું બંધ કરાવવાના ઠરાવમાં અમે તમોને મદદ આપીશું.

૧. સહી પા. રામદાસ જેશંગદાસ દા. ભોળીદાસ રામદાસ
૨. સહી પા. જોઈતારામ જીવદાસ દા. પોતે.
૩. સહી પા. રામ કવલદાસ દા. પોતે.
૪. સહી પા. જમનાદાસ મલજી દા. પોતે.
૫. સહી પા. ભોરા



મોડાં મોડાય અમારી પ્રવૃત્તિને વધાવી લેવા શ્રી રામદાસનો આભાર માનવામાં આવે છે.

આ પ્રમાણે શીરો સંપૂર્ણ બંધ કરાવી ઉપડ્યા સાણોદા. ત્યાં પણ એક કારજ થનારૂં હતું. પણ ગામના અને પીકેટરોના સારા નસીબે કારજ કરનાર સીઓલીનું

પીકેટીંગ જોઈ થરથરી ગયો હતો. તેથી તેણે અને તેની પાછળ આખા ગામે નીચેની શરતો ઉપર સહીઓ કરી આપી.

ગામ સાણોદના સમસ્ત પાટીદાર ભાઈઓ આપણામાં ચાલતા આવેલા મરણ પાછળ થતાં બારમાં તથા કન્યાવિક્રય જેવા દુષ્ટ ધારાઓ અટકે તે માટે ગામ સમસ્ત નીચેના ઠરાવો કરીએ છીએ.

(૧) રમણલાલ બેચરદાસને ત્યાં થવાનું બારમું બંધ રાખીશું.

(૨) ગામ સાણોદામાં મરણ પાછળ કોઈપણ પ્રકારનું બારમું કરીશું નહિ. તેમજ તેવાં કોઈ કાર્યમાં ભાગ લેશું નહિ.

(૩) કન્યાને પરણાવવામાં કોઈપણ જાતનો આર્થિક બદલો પૈસા લઈશું નહિ.

(૪) બેતાળીસનું પંચ ભેગું થયેથી ઉપરની કારજ અને કન્યાવિક્રયની બંધીની શરતો મંજુર કરાવવા અમે તમને મદદરૂપ થઈશું.

૧. પા. રમણભાઈ બેચરદાસની સહી. દા. પોતે.
૨. પા. મરઘાભાઈ જેશંગદાસ સહી. દા. પોતે.
૩. પા. રેવનદાસ માધવજી સહી. દા. પોતે.
૪. પા. જોઈતારાંમ મુલજીદાસ સહી. દા. પોતે.
૫. પા. બેચરદાસ કેવળદાસ સહી. દા. પોતે.
૬. પા. ગણેશદાજીની સહી દા. પા. જોઈતારામ જીવાભાઈ
૭. પા. બેચરભાઈ કેવળદાસ સહી. દા. પોતે.
૮. પા. જીવાભાઈ શાંકાભાઈ સહી. દા. પોતે.
૯. પા. હરિદાસ મુળદાસ સહી. દા. પોતે.
૧૦. પા. માધલજી ભગવાન સહી. દા. પોતે.
૧૧. પા. જોઈતારામ રણછોડદાસ સહી. દા. પોતે.
૧૨. પા. મોહનદાસ બેચરદાસ સહી. દા. પોતે.
૧૩. મગન નાથા દા. પા. જોઈતારામ રણછોડ
૧૪. ત્રીકમદાસ જોઈતનદાસ દા. સોમાભાઈ ત્રીકમદાસ



સાણોદાની સમયસૂચકતા માટે તેને ધન્યવાદ ઘટે છે.

આ પ્રમાણે બે સ્થળે અપુર્વ વિજય મેળવી સેવા સમાજ ચાર દિવસે વિખરાયો. આ પહેલાં ડબોડામાં પણ કારજ પીકેટીંગ આ જ સમાજના આશ્રય

તળે થયેલું. આ ત્રણ પીકેટીંગની ધાક એટલી જબરદસ્ત પડી છે કે હવે પછી બેતાળીસના ગોળમાંથી કારજને દેશવટો લેવો પડશે જ.

અમારા સમસ્ત ગોળમાં ઠરાવ કરાવવા સેવા સમાજે હિલચાલ શરૂ કરી દીધી છે. તેનું શુભ પરીણામ બીજી પત્રિકામાં જાહેર કરવામાં આવશે. સેવા સમાજને આ કાર્યમાં મદદ કરનાર સર્વનો આભાર માનવામાં આવે છે.

લી.

અમદાવાદ

ભુરાભાઈ ખોડીદાસ પટેલ
મંત્રી (ગડકણવાળા)

★ ★ ★

ગીત ૧

અમે આ દેહધારી છે અમારી જ્ઞાતિને માટે,
વળી માયા વધારી છે અમારી જ્ઞાતિને માટે,
સુતેલા હોય તે જાગો કરી દાનત સૌ સાચી. - અમે.
ગુણો પર ગુણ કરવાને સકળ સંસાર ચાહે છે,
મગર અવગુણ પર ગુણો કરોડે કોક ચાહે છે. - અમે.
મીઠાં મિષ્ઠાન ખાવાને હજારો લોક આવે છે,
હળાહળ ઝેરની પ્યાલી જુવે કે તુરત ભાગે છે. - અમે.
નથી હથિયારથી લઢવું લઢીશું ન્યાયને રસ્તે,
અમારી આબરૂ સર્વે અમારા ઈશને હસ્તે. - અમે.

ગીત ૨

ભૂતતણા ભોજનના લાડુ હાય ગળે કેમ ઉતરતા ?
એ લોહી ભર્યા ભોજનીયા બંધુ હાથ ગળે કેમ ઉતરતા
ખડકાય ચીતા જ્યાં પ્રેમીજનની ત્યાં પેટ મહી લાડુ પડતા - ભુત
આંખોમાંથી આંસુ ટપકે ને પત્થર પર શીરને પટકે,
દીલડુ ગોફણીયા પર ભટકે એ પાપી પેટ નથી બળતાં - ભુત
ઘરમાંથી એક મનુષ્ય જતુને ઉપરથી કાંઈ દેવું થતું
એ શાસ્ત્ર નથી સિદ્ધાંત નથી કે મોત ઉપર લાડુ જમવા - ભુત
બાળકને ભણાવા પાઈ નથી ને ખર્ચ કરે ખોટા મોટા,
લોક તણી નિંદાના ડરથી શા માટે કૂવામાં પડતા - ભુત

ગીત ૩

કેમ ખવાય મડદાના લાડવા રે ?
જેમ માંસ રૂધીર ગંધાય - કેમ.
ચાંચ મારે મડદાને જેમ ગીધડાં રે !
તેમ માણસ મડદાને ફોલી ખાય - કેમ.
ઘર ખેતર ઘરેણું ધન બધું રે
લાડુ કરવા તે ગીરો મુકાય - કેમ.
લાડુ દેખીને લોક ઘણા હસતા રે
ઘી લોહી ગરીબનું પણથેરે,
પણ તેથી ગરીબ ફના થાય - કેમ.
મડદાને ચીરીને કરે લાડવા રે !
એ લાડુ ખાનાર ગીધ કહેવાય - કેમ.

★ ★ ★

## જેલ જનારી વિરાંગનાઓ

જગતવંદ્ય ગાંધીજીના પુરોહિતપણા નીચે હિંદને પરદેશીની ધૂંસરીમાંથી મુક્ત કરવા માટે જે અહિંસક ધર્મયુદ્ધ આજ દસ માસથી ચાલી રહ્યું છે તેમાં દેશની સ્ત્રીઓએ અજાયબી ભરેલો ભાગ ભજવ્યો છે. મહાત્માજી જેવા કુશળ પારેખે સ્ત્રીઓમાં સંતાઈ રહેલી અગાધ શક્તિ પારખી તેમને કાપડ અને દારૂનાં પીકેટીંગ સોંપ્યાં અને તેમણે હિંદને તો શું પણ બ્રેલ્સફર્ડ જેવા અનેક અંગ્રેજ પત્રકારોને પણ પોતાના કાર્યથી છક કરી નાંખ્યા. સ્ત્રીઓ સ્વભાવે જ અહિંસક હોય છે, તેથી તેમની પ્રવૃત્તિમાં હિંસાની ગંધ સરખીય શેની આવે ?

સ્ત્રીઓની આ પીકેટીંગની પ્રવૃત્તિએ સરકારને જ્યાં ને ત્યાં અત્યંત મૂંઝવી નાંખી છે, અને જેમ ખેડા જિલ્લાના પુરુષ કાર્યકર્તાઓ તેને ભારે પડી ગયા છે તેમજ ત્યાંની સ્ત્રીઓ પણ પુરુષની હરીફાઈમાં આગળ વધી ગઈ છે. છેલ્લા પખવાડીયામાં બનેલા બનાવો ઉપરથી દિવા જેવું સ્પષ્ટ દેખાય છે કે ખેડા જીલ્લાની પોલીસ નારીશક્તિથી ખૂબજ ભડકી ઉઠી છે ને તેથી તેને યેન કેન પ્રકારેણ દબાવી દેવા મિથ્યા પ્રયત્ન કરી રહી છે. તેમની આ મિથ્યા પ્રવૃત્તિનાં-પકડાપકડીનાં-ભોગ આપણી કોમની બે વિરાંગનાઓ થઈ છે. તેમનાં શુભ નામ બેન શશીકાન્તા મોતીલાલ (અસારવા) અને બેન નર્મદાબેન વ્રજલાલ (અમદાવાદ) છે.

આ લડતમાં પાટીદારોએ તો હંમેશાં અગ્રભાગ જ ભજવ્યો છે. એટલે પાટીદારબહેનોએ પણ મોટા પ્રમાણમાં જોડાઈને કેદની શિક્ષા હસતે મુખડે સ્વીકારી છે, પણ આપણી કોમ કેળવણીમાં પછાત હોવાને કારણે લેઉવા પાટીદાર જેટલી આ લડતમાં જોડાઈ નથી. છતાં જેટલો ભાગ જોડાયો છે તેણે ઉત્તમ સેવા બજાવી એમ કહી શકાય.

આપણી કોમના યુવકો તો સંખ્યાબંધ સત્યાગ્રહમાં ભળ્યા છે. પણ બેનો ભળી એ નવાઈની વાત ! આપણી બેનો ને તેમાંય અમદાવાદના કુલીન વર્ગમાંથી, આ લડતમાં જોડાય અને જેલમાં જાય એ બનાવ કડવા પાટીદારો માટે સોનાનો સૂરજ કહેવાય. રાજકીય ક્ષેત્રમાં સૌથી પહેલાં પ્રવેશનાર જેમ શ્રી નગીનભાઈ વ્રજલાલ નીકળ્યા, તેમ હાલની લડતમાં ઝુકાવી જેલનાં દુ:ખ વેઠવા જનાર બંને બહેનો પણ શ્રી નગીનભાઈની જ બહેનો નીકળી. તેમની આ હિંમતભરી પહેલ માટે તેમને અભિનંદન છે. લેઉવા પાટીદાર બહેનોની સાથે રહીને સત્યાગ્રહમાં પોતાનો અદનો ફાળો આપી આ બહેનોએ આપણી જ્ઞાતિને ઉજ્જવળ કરી છે.

**પ્રોફેસર શ્રી સ્વામિનારાયણ સાહેબ**

ચાલુ માસની શરૂઆતમાં કેદ ભોગવીને છૂટ્યા છે. તેમણે ખેડૂતો માટે જે શ્રમ વેઠ્યો છે તે આપણાથી કદી ભૂલાશે નહિ. જો મહાસભાનો આદેશ ન હોત તો જરૂર આ વેળા પણ ધારાસભામાં ખેડૂતોના પ્રતિનિધિ તરીકે તેમને ખેડૂતોએ મોકલ્યા હોત. તેમની નિષ્ફળતા કદાચ તેમને એમ મનાવે કે ખેડૂતો નગુણા છે, પણ એવી માન્યતા તદ્દન ખોટી છે એવું પ્રોફેસર સાહેબને કાને નાખવા આટલો ખુલાસો કર્યો છે. નિષ્ફળતાથી નારાજ થયા વિના તેઓ પહેલાંની જેમ ખેડૂતોના હિત માટેની તેમની પ્રવૃત્તિઓ ચાલુ રાખશે એવી આશા રાખવી અસ્થાને તો ન જ કહેવાય. પ્રભુ તેમને તેમ કરવાની સગવડ, શક્તિ, તંદુરસ્તી અને લાંબુ જીવન આપો !

**બેતાળીસના ગોળના સેવાસમાજની શુભ પ્રવૃત્તિ**

આ ગોળમાં કેટલાક સદ્‌વિચારના યુવકોએ સ્થાપેલા 'ક. પા. સેવાસમાજે' છ મહીનાના ટૂંકા ગાળામાં ઘણું આદરપાત્ર કાર્ય કરી બતાવ્યું છે. બે-ત્રણ વખત કારજ પીકેટીંગ કરી આખાય ગોળના સભાસદોનાં મન અજબ રીતે ફેરવી નાંખ્યાં છે અને એકલું કારજ જ નહિ પણ જેટલાં જેટલાં અનિષ્ટ-કુરૂઢિઓ આજે દેખાયાં તે તમામને ઉખેડી ફેંકી દેવાનો ઠરાવ કરાવવાની હદ સુધી તેમને એકમતે તૈયાર કરી શક્યા છે, એ અજાયબી અને આનંદની વાત છે.

આ ગોળના સમસ્ત પંચની સંમતિ માટે રજૂ કરવા તેમણે જે ઠરાવો ઘડ્યા છે તે 'સમાચાર' વિભાગમાં જોઈ શકાશે. પાટીદારોની થતી ખરાબી અટકાવવા શું શું કરવું જોઈએ, એ જાણવાની ઈચ્છા રાખનારે એ ઠરાવોનો અભ્યાસ કરવો જોઈએ. સામાજિક સાફસુફ માટે જેટલા નિયમો જોઈએ તેમાંના ઘણા ખરા એમાં આવી જાય છે. કન્યાવિક્રય કરનારને અને કરાવનારને માટે જે ભારે દંડ નીમ્યો છે તે ઘણું જ ઈચ્છવાજોગ છે. પણ સાટુ કરનારને શી શિક્ષા કરવી તેનો તે ઠરાવમાં મુદ્દલે ઉલ્લેખ નથી. છૂટાછેડાનો જંગલી રિવાજ બંધ કરવાની હિંમત કરી, મનુભગવાનથી પણ આગળ જઈ, સ્ત્રીઓને છૂટાછેડા માંગવાનો જે ખાસ હક બક્ષ્યો છે તે જાણીને અમને તેમની નારીપૂજા માટે માન ઉપજે છે. ધન્ય છે તમારી નિષ્પક્ષપાત વલણને !

બાળકોને કેળવણી આપવા માટે, ગોપાલન માટે, ખેતીની સુધારણા માટે આ બેઠકે કાંઈ વિચાર કર્યો નથી. એક સાથે કેટલો વિચાર થાય ? આ જ ઠરાવો એટલા નવા છે, એટલા ભારે છે કે તેમનો અમલ એકદમ થવાની સ્હેજે બીક રહે છે. હાડમાંસના મનુષ્યની નબળાઈઓ આ ઠરાવોના પાલનમાં આડે આવશે. છતાં જે થોડા ઘણા ઠરાવો પળાશે તોય પરિણામ શુભ જ આવશે. જોઈશે એકમાત્ર શુભનિષ્ઠાવાળું, નિષ્પક્ષપાત રહે તેવું અને નિષ્કલંક વ્યવસ્થાપક મંડળ, કે જે આ ઠરાવોના અમલ માટે તનતોડ પ્રયાસ આદરે.

સેવાસમાજના કાર્યકર્તાઓ પાસેથી અમે જાણી શક્યા છીએ કે તેઓ તેમના ગોળના પંચને બંધારણપૂર્વકનું પંચ બનાવી તેને વ્યવસ્થિત રૂપમાં મૂકવા, ગોળના તમામ ગામના સભાસદોની એક સભા સોનાસણ મુકામે ટૂંક મુદતમાં બોલાવે છે.

સેવાસમાજની પ્રવૃત્તિને અને માનની નજરે જોઈએ છીએ. ગોળના સભાસદો તેમનો હાર્દિક સહકાર આપે એવી તેમને અમારી આગ્રહભરી વિનંતી છે.

### કારજ પિકેટીંગનો પ્રસરતો જુવાળ

પીકેટીંગનો રામબાણ ઉપાય યુવકવર્ગને ઘણો જ ગમતો જાય છે. તેથી પ્રસંગ પડ્યે તેનો સફળ ઉપયોગ યુવકો કરે છે તેના ચાલુ માસમાં એક કરતાં વધારે દાખલા મળ્યા છે. અમને અને અસારવા યુવકમંડળને ચાર ઠેકાણેથી પીકેટીંગ કરવા જવાનાં આમંત્રણ મળ્યાં હતાં. પણ બે ઠેકાણે ટૂંક મુદત પહેલાં ખબર મળ્યાને પરિણામે પીકેટીંગ કરવા જઈ શકાયું નથી. દૂરદૂરથી પીકેટીંગ માટે ખબરો આવે છે ત્યારે પીકેટરોને આર્થિક અડચણ મુંઝવે છે. જો એક સેવાપરાયણ અને નિવૃત્ત (અન્ય ધંધાના બોજામાંથી મુક્ત) કાર્યકર્તા મળે અને પીકેટીંગ પૂરતા ખર્ચની જોગવાઈ મળે તો આ

જુવાળ પૂનમની ભરતીની જેમ ચારે ગમ ફરી વળી, કારજના ક્રૂર રાક્ષસને ઘસડી જઈ, ઉંડા દરિયામાં ડુબાડી દે એવી અમારી તો પાકી શ્રદ્ધા છે.

**બાવળામાં બારમાં બંધ**

હાલમાં ચાલતી દેશની લડતને લીધે મરણ પાછળનાં ભોજન બંધ થવાં જોઈએ એવો ગામના યુવકોનો આગ્રહ હોવાને કારણે સમસ્ત પાટીદાર ભાઈઓએ એક વરસ સુધી બારમાં કરવાની રજા આપવાનું જ બંધ કર્યું છે.

લાલીએ સદાય માટે બારમાં બંધ કર્યા ત્યારે તમને શું થયું ? કે એક જ વર્ષની મુદત બાંધી ? હજી બારમાંના લાડુ ખાવાનો મોહ જતો નથી ? દશકોશીમાં સુખી ગણાતા, બાવળાના પાટીદારોની આ દશા ? પોતાને આંગણે પરિષદ નોંતરનારની આ દશા ? પાંચદશ જુવાનડાઓને લડતને અંગે જેલમાં મોકલનાર બાવળાની આ દશા ?

**જેલ જનારાઓની કીર્તિમાળ**

શ્રી શાંતિલાલ જીવણલાલ : રાયપુર, અમદાવાદ

સવા પાંચ માસ સખ્ત કેદની સજા ક વર્ગ સરઘસ માટે.

શ્રી માણેકલાલ ગોરધનદાસ : (ઉ.વ. ૧૬) ગોમતીપુર, અમદાવાદ

૪ માસ સખ્ત કેદ : ક વર્ગ : ભાષણ માટે.

શ્રી સોમાભાઈ પ્રભુદાસ : (ઉ.વ. ૧૫) દેત્રોજ

૩ માસ સખ્ત કેદ : ક વર્ગ : ભાષણ માટે.

શ્રી શશીકાંતા મોતીલાલ : અસારવા

૧॥ માસ અને ૩ રૂ. દંડ અથવા ૦॥ માસ : ક વર્ગ : પીકેટીંગ માટે.

શ્રી નર્મદાબેન વ્રજલાલ : અમદાવાદ

૫૦ રૂ. દંડ અથવા ત્રણ અઠવાડિયાની કેદ : ક વર્ગ : સરઘસ માટે.

શ્રી પ્રાણજીવનદાસ વ્રજલાલ : પાટડી

૩ માસ + રૂ. ૨૦૦ દંડ અથવા ૨૧ દિવસ કેદ : ક વર્ગ : ભાષણ માટે.

**જેલમાંથી છૂટી આવનારાઓની કીર્તિમાળ**



| | |
|---|---|
| શ્રી પ્રમુખલાલ મણીલાલ | દરિયાપુર, અમદાવાદ |
| શ્રી પ્રોફેસર સ્વામિનારાયણ સાહેબ | દરિયાપુર, અમદાવાદ |
| શ્રી ગોવિંદલાલ | દરિયાપુર, અમદાવાદ |
| શ્રી છગનલાલ રામદાસ | લક્ષ્મણપુરા |

આ વેળાની કીર્તિમાળમાં પહેલા બે પંદર-સોળ વર્ષના છે. એટલે સરકારી કાયદાની દૃષ્ટિએ તો સગીર કહેવાય. છતાંય તેમની હાજરી સરકારને એટલી સાલી કે આવા સગીરોને યરોડા રેફરમેટરી (સગીર બાળકેદીઓને રાખવાનું સ્થળ) માં મૂકવાને બદલે તેમને કેદખાને નાંખવા પડ્યા ! આટલી નાની ઉંમરે દેશને ખાતર આ બાળકોએ જે ત્યાગ બતાવ્યો છે તે માટે 'ધન્ય હો !' ના ઉદ્‌ગારો આપણા મોમાંથી આપોઆપ નીકળી જાય છે.

દોસ્તો ! તમારી જુવાની સાર્થક થઈ છે !

**૧૯૩૦ - સત્યાગ્રહયુદ્ધમાં માર ખાનારાઓની યાદી**

**શૂરા શાંત સૈનિકો :**

૧. શ્રી ચુનીભાઈ ધનજીભાઈ મુંબઈ - લાડોલ
વડાલાની ધાડમાં દાંત તોડી આવ્યા છે. થોડી લાઠી પણ ખાધી છે.

૨. શ્રી ચીમનભાઈ ધનજીભાઈ - લાડોલ

૩. શ્રી જયંતિભાઈ બુલાખીદાસ - અમદાવાદ

૪. શ્રી વિષ્ણુપ્રસાદ શંભુપ્રસાદ
આ ત્રણે ધરાસણા સત્યાગ્રહમાં માર ખાઈ આવ્યા.

૫. શ્રી ભાઈલાલભાઈ જીભાઈ
ખારાઘોડાથી લાઠી ખાઈ આવ્યા.

૬. શ્રી ગોપાળભાઈ ગુલાબદાસ - લાંઘણજ
વઢવાણથી મીઠું લઈ વિરમગામ આવતાં સોટીયો ખાધી.

**જેલ જનારા વીરોની કીર્તિમાળ**

શ્રી મોહનલાલ ઝવેરભાઈ - ભાવનગર
૧૫ માસની સખ્ત કેદ ક વર્ગની : ભાષણ માટે.

શ્રી ચીમનભાઈ ધનજીભાઈ - લાડોલ
૧ માસની સખ્ત કેદ ક વર્ગ



શ્રી પ્રમુખલાલ મણિલાલ - દરિયાપુર, અમદાવાદ
૨ માસની સજા - રૂ. ૨૦૦ દંડ, દંડ ન ભરે તો એક માસ વધુ સાદી કેદ ક વર્ગ : ભાષણ માટે.

**જેલથી છૂટનારા**

શ્રી મુકુંદ ચીમનલાલ - ૧ માસની કેદ

શ્રી ગોપાળભાઈ મોતીલાલ - ૪ માસની કેદ

**બલોલના ચૌદશિયા**

ત્યાંના ભાઈ માધવલાલ અમીચંદ લખે છે કે, 'હું મુંબઈ હતો છતાં, પોતાની રાક્ષસી વૃત્તિને પોષવા અને અજ્ઞાન ખેડૂતોને હેરાન કરવા મારે નામે કોઈ ચૌદશીયાએ મહાલમાં ખોટી અરજી કરી છે, તો તે ચૌદશીયાને 'ચેતન' દ્વારા જણાવવા ઇચ્છું છું કે આવું બાયલાપણું છોડી ખુલ્લેનામે અરજી કરતાં શીખો !'

સેવાસમાજના આશરા નીચે એક સભા જેલ ભોગવી આવનાર શાહ ચંદુલાલ લલ્લુભાઈનું સન્માન કરવા થઈ હતી. તેમાં ભાઈ માધવલાલે સ્વદેશી વસ્તુઓ વાપરવા માટે, સેવા સમાજના પ્રમુખશ્રીએ કારજ બંધ કરવા વિષે અને ખેડૂતોની દુર્દશા વિષે અને ભાઈ ચંદુલાલે તેમના જેલજીવન વિષે વિવેચન કર્યાં હતાં.

દૂધાળાં ઢોર વેચે તેનો દંડ વધારીને રૂ. ૨૫/- કર્યો છે.

**ગોઝારિયામાં પ્રેતભોજનનું પિકેટીંગ**

પાટીદારોમાં થનારા એક પ્રેતભોજનની ખબર મોડી મળવાથી તેનું પીકેટીંગ થઈ શક્યું નહિ. પણ ત્યાર બાદ ત્યાંના લુહારોમાં થનારું એક પ્રેતભોજન અમદાવાદના 'પંચાલ યુવકમંડળ'ના પીકેટીંગથી બંધ રહ્યું છે. આપણા પીકેટીંગથી પ્રેરણા મેળવી આ યુવકમંડળ હમણાં બે સ્થળે-એક સરઢવ અને બીજું અહીં- પ્રેતભોજન અટકાવી શક્યું છે. આ પીકેટીંગનો ચેપ બધે લાગો !

**બેતાળીસના ગોળની શુદ્ધિ**

'ચેતન' ના ગયા (પોષના) અંકમાં પૃ. ૪૦ ઉપર 'ક. પા. સેવાસેમાજ' ની પત્રિકામાં જણાવ્યા પ્રમાણે આ ગોળના આગેવાન ગામોનાં આગેવાનોની એક સભા અમદાવાદ મુકામે પોષ વદી ૧૩ ના રોજ મળી હતી. તેમાં નીચેના ઠરાવ આખા દિવસની વાટાઘાટને અંતે સમસ્ત પંચની મંજુરી માટે મૂકવા સારું ઘડાયા છે.

૧. આજથી આપણા ગોળમાં કોઈએ મરણ પાછળનું કોઈ પણ પ્રકારનું  ભોજન કરવું નહિ.

(અ) પણ જે સખ્શને જાત્રાએ જઈ આવ્યા બાદ પોતાની હયાતીમાં ગંગાપૂજન જેવો જમણવાર કરવો હોય તો તેને તેમ કરવાની છૂટ છે.

(બ) પણ કોઈ સખ્સના મરણ બાદ તેના પુત્ર-પુત્રો, જાત્રાએ જઈ આવી

ગંગાપૂજન કરવા ઇચ્છે તો તેવું ગંગાપૂજન તે સખ્શના મરણ બાદ ઓછામાં ઓછા બાર માસ પછી જ કરી શકાશે.

(ક) આ ગંગાપૂજન મરજિયાત છે, ફરજિયાત નથી.

(ડ) કદાચ ભવિષ્યમાં ગંગાપૂજન રૂઢિ-રિવાજનું સ્વરૂપ પકડે તો તે બંધ કરવાની પંચને સત્તા રહેશે.

ઠરાવ ૧ તોડનાર રૂ. ૫૫૧/- ના દંડને પાત્ર થશે અને બારમું ખાવા જનાર રૂ. ૫૧/-ના દંડને પાત્ર થશે.

૨. આજથી ગોળની અંદરની તમામ કન્યાઓની લેવડદેવડ કોઈપણ જાતના-સાટાના, ફેરના અથવા પૈસાના બદલા વિના કરવાનું ઠરાવવામાં આવે છે.

આ ઠરાવ તોડીને કન્યાનો બાપ જે રકમ લે તેનાથી બમણી રકમ તેની પાસેથી અને વરના બાપ પાસેથી તેણે કન્યાના બાપને આપેલી રકમ જેટલી બીજી રકમ દંડ તરીકે પંચ લેશે.

૩. દીકરાને અઢાર વરસની ઉંમર પછી, અને દીકરીને ચૌદ વરસની ઉંમર પછી પરણાવવાં એવું ઠરાવવામાં આવે છે.

(અ) વર અને કન્યાની ઉંમર વચ્ચેનું અંતર ઓછામાં ઓછું ચાર વરસ અને વધારેમાં વધારે આઠ વરસનું હોવું જોઈશે.

(બ) દીકરાની સગાઈ (વિવાહ) તેની ઉંમર સોળ વર્ષની થાય ત્યાર બાદ અને દીકરીની સગાઈ, તેની ઉંમર બાર વર્ષની થાય ત્યાર બાદ જ કરવી.

આ ઠરાવ તોડનાર સખ્શ રૂ. ૨૫૧/- ના દંડને પાત્ર થશે.

૪. જે કોઈ બાઈ રાંડે અને તેને જો સંતાન ન હોય તો તેને રાંડ્યા બાદ આઠ માસમાં ઠામ બેસાડી દેવી એવું ઠરાવવામાં આવે છે.

આ ઠરાવ મુજબ નહિ વર્તનાર સખ્શ આઠ માસ વિત્યે રૂ. ૧૫૧/- અને બારમાસ વિત્યે રૂ. ૩૦૨/-ના દંડને પાત્ર થશે.

૫. જે રાંડેલી બાઈને ઠામ બેસવાની ઇચ્છા ન હોય તો તેને રંડાપો ગાળવા દેવાની પંચને અરજ કરેથી પંચ તેને ઠરાવ ૪ માંથી મુક્તિ આપશે. પણ તેનો રંડાપો પાળવાની જવાબદારી પિયરમાં રહે તો તેના માબાપને અને સાસરે રહે તો તેના સાસયરિયાંને શીરે રહેશે.



આ પ્રમાણે મુક્તિ મેળવી સ્વેચ્છાથી રંડાપો ગાળતી બાઈનું ચારિત્ર્ય બગડે તો તેના વાલી રૂ. ૩૫૧/- ના દંડને પાત્ર થશે અને તે બાઈને તરત જ ઠામ બેસાડવી પડશે.

■ ■ ■

૬. આજથી મરનારની પાછળ કોઈ પણ પ્રકારે રોવુંકૂટવું નહિ. મરણનાં જે ચીઠાં લખાય તેમાં પંચના આ ઠરાવનો સ્પષ્ટ ઉલ્લેખ કરી જણાવવું કે અમારે ત્યાં કાંણ, મોં વાળવું, કૂકો, રાવણું વગેરે તમામ બંધ છે.

આ ઠરાવ તોડનાર રૂ. ૨૫/- ના દંડને પાત્ર થશે.

૭. ગોળમાં જેટલી પંદરથી પાંત્રીસ વરસની રાંડેલી અથવા ફૂલના દડે પરણેલી બાઈઓ હોય તે તમામને આજથી ચાર માસમાં ઠામ બેસાડી દેવી એવું ઠરાવવામાં આવે છે.

આ ઠરાવનું આપેલી મુદતમાં પાલન નહિ કરનાર રૂ. ૧૫૧/-ના દંડને પાત્ર થશે. પણ જે સખ્શ દંડ ભરીનેય આ ઠરાવ પ્રમાણે નહિ વર્તે તેને ગોળ બહાર કરવામાં આવશે અને તેને ત્યાં જેટલી સગાઈઓ થઈ હોય તે સઘળી તોડી નાંખવામાં આવશે.

૮. દીકરાની વહુને તેડવા જવામાં વધારેમાં વધારે વીસ માણસ લઈ જવા. ચોકિયાત અને ગાંયજા સિવાય પર નાતના બીજા કોઈને સાથે લઈ જવા નહિ.

આ ઠરાવ તોડનાર રૂ. ૧૫૧/- ના દંડને પાત્ર થશે.

૯. આજથી આ ગોળના કોઈ સખ્શે એક જીવતી સ્ત્રીએ સંતાનના કારણ સિવાય બીજી સ્ત્રી કરવી નહિ. એવું ઠરાવવામાં આવે છે.

(અ) સંતાનના કારણે બીજી સ્ત્રી કરવી હોય તો પ્રથમની સ્ત્રીની ત્રીસ વર્ષની ઉંમર થાય ત્યાર બાદ, પંચની રજા લઈને, કરવાની છૂટ છે.

આ ઠરાવ તોડનાર રૂ. ૩૫૧/- ના દંડને પાત્ર થશે.

૧૦. આજથી છૂટાછેડાનો રિવાજ બંધ કરવામાં આવે છે.

(અ) પણ જો કોઈ સ્ત્રીને સબળ કારણોને અંગે, તેના પતિથી છૂટાછેડા કરવા હોય તો તે પંચને અરજ કરે અને પંચને વાજબી લાગેથી તેવી છૂટ પંચ આપશે.

આ ઠરાવ તોડનાર રૂ. ૩૫૧/- ના દંડને પાત્ર થશે.

૧૧. પરણાવેલી કન્યાઓને તે સોળ વરસની ઉંમરે પહોંચે તે પહેલાં સાસરે મોકલી દેવી. કોઈ કારણને અંગે પિયેર જાય તો તે કારણ પ્રત્યે તેને સાસરે મોકલી દેવી.



આ ઠરાવ તોડનાર રૂ. ૫૧/- દંડને પાત્ર થશે.

ક. પા. સેવાસમાજના હુકમથી,
**ભુરાભાઈ ખોડીદાસ**

■ ■ ■

## જેલ જનારાઓની કીર્તિમાળ

શ્રી રણછોડભાઈ દામોદરદાસ : દેત્રોજ

૨ માસ : ક વર્ગ : ભાષણ માટે (બીજી વખત)

શ્રી નગીનભાઈ વ્રજલાલ : અમદાવાદ

૫ માસ + રૂ. ૫૦/- દંડ અથવા ૧ માસ વધુ : ભાષણ માટે (બીજી વખત)

શ્રી રણછોડલાલ ભુદરદાસ : ગોમતીપુર

૨ માસ સખ્ત કેદ + રૂ. ૫૦/- દંડ અથવા એક માસ વધુ કેદ ક વર્ગ : ભાષણ માટે.

શ્રી બળદેવદાસ ત્રિભોવનદાસ : ગોમતીપુર

ઉપર પ્રમાણે.

(નં. ૩, ૪, ૧૮ વર્ષના જુવાનીયા છે છતાં ગોમતીપુર જીલ્લા સમિતિના મંત્રી તરીકે વસ્તી ગણતરીના બહિષ્કારના ભાષણ માટે સરકારે તેમને આ નવાજેશ કરી છે.)

શ્રીમતી વસંતબેન વ્હાલદાસ : અમદાવાદ

૧ા માસ : રૂ. ૩૦ દંડ અથવા ૦ા માસ વધુ પીકેટીંગ માટે

શ્રી રતિલાલ ધીરજલાલ દેસાઈ : ઘાટકોપર.

૩ માસ સખત કેદ + રૂ. ૨૦/- દંડ અથવા ૧ માસ સાદી કેદ : વસ્તી ગણતરીના બહિષ્કાર માટે.

શ્રી વાડીલાલ આત્મારામ : મુંબઈ

૬ માસ સખ્ત કેદ : ૨૩ મી સંગ્રામ સમિતિના મંત્રી પદ માટે.

[મુંબઈની સંગ્રામસમિતિના મંત્રી થવાનું બહુમાન આ ભાઈ મેળવી શક્યા છે એ હર્ષની વાત છે. આ પદ મેળવનાર કડવા પાટીદાર તરીકે તે પહેલા જ છે.]

સુધારો : ગયા અંકમાં પ્રસિદ્ધ થયેલ કીર્તિમાળમાં શ્રીમતી નર્મદાબહેનને ૨૧ દિવસની કેદ મળી છે એવું છપાયું છે તેને બદલે ૪૦ દિવસની કેદ વાંચવું.

## કારજ પિકેટીંગ

સુંઢીયા (તા. ખેરાળુ) ગામે પા. જોઈતારામ જેશંગદાસ તેમના પિતાશ્રીના મરણ પાછળ કારજ કરનાર છે એવા ખબર મળવાથી બલોલ, અમદાવાદ અને કડીથી પીકેટરો પીકેટીંગ માટે ત્યાં દોડી ગયા હતા. પીકેટરો તરફ ગામના લોકો બહુ જ સભ્યતાપૂર્વક વર્ત્યા હતા. વાટાઘાટને પરિણામે નીચેની લેખિત કબૂલાત મળી હતી.

શ્રી ખેરાળુ તાલુકાના ગામ સુંઢીયાના કડવા પાટીદારભાઈઓ સમસ્ત અમો ઠરાવ કરીએ છીએ કે આજ દિન પછી અમારા ગામમાં કોઈપણ કારજનો પ્રસંગ ઊભો થશે તો તે ભાઈને અને ના કહીશું છતાં કારજ કરવાનો આગ્રહ કરશે તો અમો તમને તે બાબતની તુરત જ ખબર આપીશું અને અમો નીચે સહીઓ કરનાર તે કારજ અટકાવવામાં તેમજ પીકેટીંગ કરવામાં અમે સંપૂર્ણ મદદ કરીશું એ જ તા. ૪-૨-૩૧

**પા. અંબારામ તુલસીદાસ**ની સહી
**પા. જોઈતારામ વીરચંદ**ની સહી દ. પોતે
**પા. જોરા ખેમચંદ**ની સહી દ. પોતે
**પા. પીતાંમ્બરદાસ ઉમેદદાસ**

**બલોલ** (તા. મહેસાણા) માં કારજ થવાના સમાચાર ત્યાંના યુવકમંડળ તરફથી મળતાં કડીના પીકેટરો ત્યાં દોડી ગયા હતા. પીકેટરોનું સરઘસ જોતાંજ શીરાપ્રેમીઓ એકદમ તપી ગયા હતા અને જ્યારે પીકેટરો દરવાજામાં શાંતિથી બેસી ગયા ત્યારે તેમણે તેમનું, ગાળો, ધક્કામુક્કી અને પગ ઝાલીને તાણી નાખવાનું શસ્ત્ર સારી પેઠે વાપર્યું અને પીકેટરો ઉપર થઈને ગામના લોક તેમજ મહેમાનો શીરો જમ્યા. ન તો પીકેટરોની વિનંતીથી પલળ્યા કે ન તો તેમની લાંઘણોથી રીઝયા. કેવળ દયા આવી ગામની દસબાર બહેનોને કે જેમણે આંસુભીની આંખે પીકેટરો સમક્ષ પ્રતિજ્ઞા લીધી કે, 'હવેથી અમારે કારજ હરામ છે.'

આ પ્રમાણે પીકેટીંગને નિષ્ફળ બનાવવાથી શીરા ભૂખ્યા ચૌદશીયાઓ ભારે ઉત્સાહમાં આવી ગયા છે ને તેથી જ સેવાસમાજના સભાસદોને સભાસદ તરીકેનું રાજીનામું આપવા દબાણ કરી રહ્યા છે. સેવાસમાજ અને યુવકમંડળ બંધ નહિ થાય તો તેના સભાસદોને તેઓ જોઈ લેશે.

**જેતલપુર :** (તા. દક્ષિણ, દસક્રોઈ) માં એક કારજ થવાની ખબર મળતાં પહેલેથી કારજ કરશો નહિ એવી વિનંતી કર્યાં છતાં કારજ બંધ ન રાખવાથી પીકેટીંગ કરવાની ફરજ પડતાં મહામંડળની બોર્ડિંગના અને ભવનના વિદ્યાર્થીઓ પીકેટીંગ માટે ગયા હતા. જે કારજને બંધ કરાવવા તેઓ ગયા હતા તે તો થયું જ, પણ ભવિષ્યમાં બીજું કારજ ન થાય તે માટે ગામે નીચેની લેખીત કબૂલાત આપી છે.



'અમો જેતલપુર તા. દ. દસક્રોઈના કડવા પાટીદાર જ્ઞાતિના આગેવાનો સર્વાનુમતે ઠરાવ કરીએ છીએ કે હવેથી મરણ પાછળ થતાં કારજ અટકાવીશું તેમજ તેમાં ભાગ લઈશું નહિ.

જે જમણ ઉપર પીકેટીંગ કરવા વિદ્યાર્થી મંડળ આવ્યું છે તે પ્રસંગ કારજનો નથી પણ ખુશીનો અને વ્યવહારીક બાબતનો છે.

બધા ગામની વતી

**પા. નાથાભાઈ કેવળદાસ** સહી દા. પોતે

**પા. હિંમતલાલ રણછોડદાસ** સહી દા. પોતે

**પા. વેલજીભાઈ કમુજી** સહી દા. પોતે

**ગોઝારિયા** (તા. વિજાપુર) માં પા. શંભુદાસ શંકરદાસ તેમના પિતાશ્રી પાછળ કારજ કરનાર છે એવા ખબર મળતાં તેમને તારથી કારજ બંધ રાખવાની વિનંતી કરી હતી. તેમજ એક માણસ મોકલીને 'કારજ કરશો તો પીકેટીંગ આવશે !' એવી તાકીદ આપી હતી. છતાં બારના ગોળના ચૌદશીયામાં અગ્રસ્થાને બિરાજતા શીરાપ્રેમી નથુદાસ ખુશાલદાસની હુંફે ઘરધણીએ શીરો કર્યો.

શિવરાત્રીનો અપવાસ હોવા છતાં ૫૦ પીકેટરો કડીથી ચાલતા ગોઝારીયા પહોંચ્યા હતા. તેમને મદદ કરવા લાંઘણજ યુવકમંડળના ૧૦ પીકેટરો આવી પહોંચ્યા હતા.

આ ભુખ્યા અને તરસ્યા પીકેટરો સરઘસના આકારે કારજનાં ગીતો ગાતા ગાતા ગામમાં ફરી શંભુદાસને આંગણે આવી પહોંચ્યા. એટલે નથુદાસે તેમની અસ્ખલિત વાણીમાં ગાલીપ્રદાન શરૂ કર્યું. એટલેથી ન ધરાયા એટલે પીકેટરો ઉપર બળદ દોડાવ્યા પણ બળદ નથુદાસ કરતાં અક્કલવાળા નીકળ્યા. તેમણે નથુદાસનો હુકમ પાળ્યો નહિ. આ પ્રમાણે પોતાની બુદ્ધિનું પ્રદર્શન પ્રત્યક્ષ થવાથી નથુદાસ ભારે ઝંખવાણા પડ્યા.

[નથુદાસ ! તમારા જેવી જ બુદ્ધિ ચલાવનાર અમને ડભોડામાં પણ મળેલા. ત્યાં ભેંસોને છોડેલી, પણ કમઅક્કલ ગણાતી ભેંસોએ પીકેટરો પ્રત્યે સહાનુભૂતિ બતાવી તેથી આખો મામલો ફરી ગયો હતો. તમારા જેવી સમયસુચકતા વાપરનારા બીજા નીકળે છે. એ જાણતાં તમને સ્હેજ આશ્વાસન મળશે એમ માની આ પ્રસંગ અહીં વચમાં નોંધવો પડે છે. આ જ નથુદાસે પાટણવાડાના પાટીદારોને બાળલગ્નની છૂટ મેળવવાના તેમના ખર્ચાળ છતાં વાંઝીયા પ્રયત્નમાં શ્રમ વેઠી કેડ બાંધી, મદદ કરી હતી. આવા 'જૂનું તે સોનું' માનનારા નથુદાસને આજકાલનાં છોકરાંનું કહેવું શે ગમે ? તે સાંખે શી રીતે ? **—તંત્રી**]


સાંજના મહેમાનો શીરો જમવા પધાર્યા ત્યારે પીકેટરોએ હાથની સાંકળ બનાવી એટલે ધક્કામુક્કી ગાળો અને તાણંતાણા નથુદાસના હુકમથી શરૂ થયાં.

કેટલાક ગયા કેટલાક ન ગયા એવી સ્થિતિ થઈ. માર ખાવા છતાં શાંતિ રાખીને પીકેટરો ત્યાંને ત્યાં જ ચોંટી રહ્યા.

રાતના બાર સુધી રામધુન ચાલી. બબે દિવસના ભુખ્યા પીકેટરોની આંખો ભુખ અને થાકથી ઘેરાવા લાગી. પણ એક બાજુ જુવાન નવું લોહી ચાખવા તલપાપડ થયા અને બીજી બાજુ માવઠું થતું હોવાથી ટાઢ સુસવાટા દઈ રહી હતી. એટલે ઊંઘ શેની આવે જ ?

રાત્રે બે વાગે લાંઘણજથી બીજા પીકેટરો આવ્યા. તેમણે વાતાવરણ જોઈ સમાધાની કરી. હવે પછી કારજ નહીં કરવાની ગામના આગેવાનોએ મોંઢાની કબૂલાત આપી. આ કારજ તો થવા પામ્યું જ. પણ તેમાં અમીચંદદાસનાં ૨૫ ઘર અને બીજા ૧૦૦ માણસોએ ભાગ લીધો નહિ.

શ્રી અમીચંદદાસ સારા વિચાર ધરાવે છે. તેમનો દીકરો કડી ભણે છે તેથી નથુદાસે પીકેટીંગ માટે તેમને જ જોખમદાર સમજી ખૂબ ચોપડાવી. જોકે ખરી વાત તો એમ છે કે ખબર મોકલનાર બીજા કોઈ હતા.

નથુદાસ હવે પછી વધુ સમજણા થઈ અન્ય કારજમાં ભાગ નહિ લે એટલી જ આશા રાખીશું ?

**મેમનગરમાં** (નવાવાડજની પાસે) એક બુઢ્ઢાજીની પાછળ સરવણી બાર ગામ થવાની તૈયારીઓ સાંભળતાં નવાવાડજનું યુવકમંડળ, શીરો બંધ રાખવા ત્યાં દોડી ગયું હતું. પીકેટરોની વિનંતીઓથી પલટાયા નહિ એટલે તેમણે અડધી રાતે માણસ મોકલી શહેરમાંથી પ્રો. સ્વામિનારાયણ અને શેઠશ્રી દુર્ગાપ્રસાદ લશ્કરીને મોટરમાં તેડી આવ્યા. તેમની હાજરીથી શીરો કરનારા ડાહ્યા થઈ ગયા ને શીરો હંમેશ માટે બંધ કરવાનું લખી આપ્યું. ગામના લોકોએ સમય વિચારી શેઠશ્રી લશ્કરી અને સ્વામિનારાયણ સાહેબનું માન રાખ્યું એ બદલ તેમને અભિનંદન.

**મોતીલાલ શ્રાદ્ધદિન**

ઉજવવા માટે કડી પાટીદાર આશ્રમના વિદ્યાર્થીઓ ખુલ્લા માથે સરઘસના આકારે ગામમાં ફર્યા હતા. ફરતી વેળાએ ચકલે ચકલે મહાસભાનો આદેશ સમજાવ્યો હતો. સરઘસ પૂરું થયે વિદ્યાર્થીઓએ નીચેના ઠરાવ કર્યા હતા.



૧. પૂજ્ય મોતીલાલ નેહરુના સ્મારક ફંડ તરીકે સર્વ વિદ્યાર્થીઓએ એક માસમાં ૧૦૦૦ વાર સૂતર કાંતવું.

૨. બોરસદ તાલુકાની બહેનો ઉપર થયેલા ગુંડાશાહી અત્યાચારને આ સભા ધિક્કારે છે ને તે બહેનોને અભિનંદે છે.

૩. આજ સુધીમાં આશ્રમના જે નીચે લખ્યા વિદ્યાર્થીઓ જેલસુખ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી નીવડ્યા છે તેમને આ સભા અભિનંદે છે.

| | | |
|---|---|---|
| ૧. | નરસિંભાઈ ચેલદાસ | કોઈન્ટીઆ |
| ૨. | રણછોડભાઈ કચરાભાઈ | સુરત |
| ૩. | છગનલાલ રામદાસ | લક્ષ્મણપુરા |
| ૪. | સોમાભાઈ ખોડીદાસ | દેત્રોજ |
| ૫. | ચીમનલાલ ધનજીભાઈ | લાડોલ |

૪. દરેક ભાઈને ખાદી પ્રવૃત્તિ હાથ ધરવા, પરદેશી ખાંડનો ત્યાગ કરવા અને 'કુરિવાજ નિષેધક કાર્ય' ને મદદ કરવા વિનવે છે.

**પ્રો. સ્વામિનારાયણસાહેબને અભિનંદન**

આપવાનો મેળાવડો રવિવાર, તા. ૨૨-૨-૩૧ ના રોજ આશ્રમમાં થયો હતો. તેમાં તેમણે વિદ્યાર્થીઓને આપેલા બોધનો સારભાગ નીચે પ્રમાણે છે :

'સ્વરાજરૂપી અમૃતને ચાખવા વિદ્યાની જરૂર છે. ખેડૂતોની સ્થિતિ સારી થાય, તેઓ સ્વરાજનો અર્થ સમજે અને પોતાનાં દુઃખ જાણે ત્યારે જ તેઓને પોતાની દશાનું ભાન થાય. આ ભાન કરાવવા માટે તમારા જેવા વિદ્યાર્થીઓએ ગામડાંમાં જઈ પ્રચારકાર્ય કરવું ઘટે. અનાજના ભાવ ગગડી ગયા છે, છતાં સરકારે ગઈ સાલ જેટલી વિઘોટી લીધી !'

**સીપોર (તા. ખેરાલુ)**

સં. ૧૯૮૭ ના ફાગણ વદ ૧૨ ના દીને ના અહીંના પાટીદાર સમસ્ત ભેગા થઈ સર્વાનુમતે નીચે પ્રમાણે ઠરાવ કર્યા છે.

૧. પહેલા છોકરે જે ઝેમ કરવામાં આવે છે તે ઝેમ કરવા નહીં. તેમજ મૉર પાવા બહારગામથી કોઈને તેડાવવું નહીં. ઠરાવ વિરુદ્ધ વર્તનાર પાસેથી રૂ. ૨૦૧/- દંડના લેવા.

૨. મરણ પાછળ જે થાળી કરવામાં આવે છે તે થાળી કોઈએ કરવી નહીં અને કરે તો રૂ. ૨૦૧/- દંડના લેવા.



૩. મરણ પાછળ કોઈએ લાડુલી કરવી નહીં. ઠરાવ વિરુદ્ધ વર્તી લાડુડી આપે તો ગામનો ગુનેગાર ગણી રૂ. ૨૦૧/- દંડના લેવાના.

૪. મરણ પાછળ થતાં બારમાં-લ્હાણું-કાંધીઆ-ગામાચાર વગેરે તમામ બંધ કરવાં. વિરુદ્ધ વસ્તી કારજ કરશે તો રૂ. ૧૦૦૧/- દંડના લેવામાં આવશે.

૫. મરેલા માણસનું મડદું ઘણા ખરા લોકો બાળવા સીધપુર લઈ જાય છે તે રિવાજ આજથી બંધ કરવામાં આવે છે. માટે મડદું સીધપુર લઈ જવું નહિ, અને લઈ જશે તો રૂ. ૨૦૧/- દંડ લેવામાં આવશે.

**બોરીસણા (તા. કડી)**

એક 'જાણકાર' ભાઈ લખી મોકલે છે કે :

'ગઈ સાલ સ્થપાયેલા અમારા યુવકમંડળના પ્રમુખ મુખી થતાં એકાએક બદલાઈ ગયા છે. તેમણે જિંદગીભર વિલાયતી કાપડ નહિ પહેરવાની પ્રતિજ્ઞા લીધેલી. છતાં આજે તેઓ વિલાયતી કપડાં પહેરી બહાર નીકળે છે. યુવકમંડળના બિલ્લા, વાવટા, પુસ્તકો વગેરે, જે તેમને કબજે છે તે પાછું સોંપવા સાફ ના પાડે છે. તેમજ ખેડૂતસભાનું કામ, જે તેમને સોંપાયેલું છે તે પણ બરાબર બજાવતા નથી. ભાઈ નાથાલાલ સમજીને યુવકમંડળની જે તે વસ્તુઓ તેના મંત્રીને સોંપી દે તો સારું. તેમના જેવા આવા કટોકટીના સમયે પોતાની ફરજ ચૂકી પોતાના જ ભાઈઓને કનડે એ સારું નહિ.'

**કારજ ન જમવાની પ્રતિજ્ઞા**

લેનારા દિવસે દિવસે વધતા જાય છે. જેમ જુવાનીયા કારજના ગેરફાયદા સમજતા થયા છે, તેમ કોક કોક ઘરડેરાઓ પણ સમજતા જાય છે. જુઓ નાગલપુરના પંચાવન વર્ષના વયોવૃદ્ધ આગેવાન પા. જોઈતારામે તથા દેત્રોજના પચાસ વર્ષના આગેવાન પા. અંબારામ કુબેરદાસે કારજ નહિ કરવાની તેમજ નહિ જમવાની પ્રતિજ્ઞા લીધી છે. આવા આગેવાનો જ સમજે એટલે આખાં ગામ સમજ્યાં કહેવાય. દેત્રોજના અંબારામદાસ સમજ્યા એટલે અરધું દેત્રોજ સમજ્યું એમ કહેવાય. બાકીનું અડધું દેત્રોજ અને તેના બાકીના આગેવાનો અંબારામદાસને પગલે ચાલશે એવી આશા છે.

**તોરણા (તા. કપડવંજ)**

ભાઈ મગનલાલ શ્રીધરદાસ લખી મોકલે છે કે શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળના મંત્રીશ્રી છગનલાલ પીતામ્બરદાસે અમારા ગામમાં નીચેની મતલબનું ભાષણ કરતાં સાથે જણાવ્યા તેટલા ભાઈઓએ બારમું ન જમવાની પ્રતિજ્ઞા લીધી છે.

'ભાઈઓ અને બહેનો, આજે અચાનક મારે તમારા ગામમાં આવવું થયું છે. તેથી તમારા સત્સમાગમનો આજે મને લાભ મળ્યો છે તે બદલ હું ઈશ્વરનો આભાર માનું છું.

હું જે કોમમાં ઉત્પન્ન થયો છું; જે માતાને ધાવી મોટો થયો છું તેની સેવા કરવી એ મારી ફરજ છે, અને ફરજ સમજીને થાય તે કરું છું અને સર્વ ભાઈઓને વિનંતી કરું છું કે, તમે પણ જે જ્ઞાતિમાં ઉત્પન્ન થયા છો તે જ્ઞાતિની પૂર્ણ ઉમંગથી સેવા કરશો.

સેવા કરવા ઇચ્છનારની પહેલી ફરજ એ છે કે તેનાથી બને તેટલી કેળવણીની વૃદ્ધિમાં મદદ કરે. સરકસમાં બકરાં અને વાઘ એક સાથે પાણી પીએ છે, તે કેળવણીથી જ. ઉપરના દૃષ્ટાંતથી સમજી શક્યા હશો કે કુદરતના નિયમને ટપી જાય એવું કરનાર કેળવણી જ છે. કેળવણીથી સર્વ વિભૂતિઓ મળી રહે છે.

કેળવણીથી યુરોપ આગળ વધ્યો છે. અંગ્રેજ પ્રજા પાંચ હજાર ગાઉ દૂર રહી રહી રાજ્ય ચલાવી રહી છે તે કેળવણીના જ બળથી. કેળવણી મનુષ્ય બનાવી શકે છે. જેનામાં કેળવણી નથી તે મનુષ્ય બની શકતો નથી. રેલગાડી વિલાયતની ખબર લાવે છે. તે કેળવણીથી, આકાશ માર્ગે હજારો ગાઉ જવાય છે તે કેળવણીથી. ગોવિંદભાઈ હાથીભાઈ નાયબ દિવાનના ભારે હોદ્દા સુધી ગયા, તે કેળવણીથી. વિઠ્ઠલભાઈ અને વલ્લભભાઈએ આખી દુનિયામાં પાટીદાર જાતને પ્રખ્યાત કરી, તે કેળવણીથી.

કેળવણી લેવામાં વિદ્યાર્થીજીવનમાં આડે આવનાર બે મોટા પહાડ છે : એક બાળલગ્નનો અને બીજો નાતવરાનો.

બાળલગ્ન કેળવણી લેતાં અટકાવે છે. અમારે ત્યાં ચતુર સંગીત વગાડે છે એને બહારગામ કેળવણી લેવા જતાં અટકાવનાર તેનો લગ્નસંસાર જ હતો. નાનાં બાળકોનાં બળીયાઓરીથી હજારો જોડાં તુટી જાય છે. એટલે એમનો કરેલો બધો ખર્ચ નકામો જાય છે અને દેવાનો ભાર તો માથે કાયમ રહે છે. છોકરાને વહુ તો ૧૮-૨૦ વર્ષનો થયા પછી જ જોઈએ. તો તમે આવા ધર્મસંકટમાં પડી હજારો કજોડાં કરો છો અને તેમાંથી કેટલાક કૂવે પડીને પણ મરે છે. એ દુઃખ શા માટે ઊભું કરો છો ? વળી જ્યારે શુક્રવારે ગુજરી ભરાય છે તે દિવસે બધાય બળદ લેવા ગુજરીમાં જાય તો મરેલા બળદના પણ રૂ. ૨૦૦/- બેસે. તેમ જે વખતે કોમના ઘણા માણસો વિવાહ કરવા જાય ત્યારે તેની કિંમત વધી જાય, એમાં શી નવાઈ ? એથી જ આપણામાં કન્યાવિક્રય વધેલો છે.

અમારે ત્યાં વિક્રય અને સાટાં થતાં હતાં, પણ જ્યારથી ચૌદ વર્ષની કન્યાનો વિવાહ કરવાની પ્રથા ચાલુ થઈ, ત્યાર મોટીથી કન્યા ને ખાટી છાશ ઉકરડે ઢોળ્યા સિવાય છૂટકો ન થયો. કન્યા એ તો સાપનો ભારો. એક સાપ સાચવવો ભારે પડે છે. તો સાપનો ભારો સાચવવો એ તો બહુ જ કઠણ એટલે સાટું કે વિક્રય થઈ શકતો નથી. એટલે એ બદી ઓછી થઈ ગઈ.

મૂરતિયો કેળવણી લઈ સારો અને પાત્ર થયો હશે તો લંકામાંથી વગર પૈસે કન્યા મળી રહેશે. છોકરો અને છોડી સરખા દુઃખે ઉછરે છે. છોકરાને વારસો મળે છે પણ દીકરીને કશું મળતું નથી. છતાં તેને વેચી પૈસા લે કે તેનું સાટું લઈ કજોડું કરી એની જિંદગી ખરાબ કરે એ બાપને કસાઈથી ભૂંડો કેમ ન કહેવો ? કન્યા તો ઋણ વાળવા આપી છે. કન્યા વિક્રયનું અન્ન લેવું તે મોટું પાપ છે. પૃથ્વીદાન કરનારનું અને કન્યાદાન કરનારનું પુણ્ય સરખું ગણાય છે. સગર રાજાએ સાઠ હજાર પુત્રીઓ કન્યાદાન માટે માગી હતી. માટે કન્યાદાનનો મહીમા સમજો તો સારી વાત. લૂલો લંગડો કે બેડોળ છોકરો પૈસા ખર્ચીને કે સાટાં કરીને મહામહેનતે પરણાવશો તો તેનાથી વિઠ્ઠલભાઈ કે વલ્લભભાઈ જેવાં રત્નો ક્યાંથી પાકશે ? આખી પાટીદાર કોમમાં હજારો માણસો પરણેલા છે. પણ તેમાંથી એ બેઉ ભાઈઓએ જ પાટીદારનું નામ તારવ્યું છે. બીજો પહાડ નાતવરાનો છે. આનું નામ નાતવરા નહિ પણ નાતમરા છે. એક રૂપિયો એકસોબે વર્ષ રહે તો વ્યાજ સાથે એક લાખ બત્રીસ હજાર ને બોતેર રૂપિયા થાય છે, તો એક નાતવરામાં એક હજાર રૂપિયા ખર્ચનાર શી રીતે દેવા મુક્ત થઈ શકે ? પણ એ તો ભગવાન દેખવા સહુએ નાક કપાવ્યાં પણ કોઈએ ભગવાનને જોયા નહિ એવી અંધશ્રદ્ધામાં બાપના કૂવામાં બૂડી મરીએ છીએ.

નાતવરાની બાબતમાં જે ખર્ચા કરી દેવાના દાસ થયા છે તે આડે આવે છે અને બીજા જેની પાસે પાંચ પૈસા છે, તે પાડોશીની ભોંય કે ઘર લેવાની લાલચમાં આડે આવે છે. ખરો શત્રુ સામે મોંઢે લડે છે. નિર્બળ હોય તે ગોળામાં ઝેર નાખી કે છેતરીને વેર લે છે. એવા દ્વેષીલા માણસોથી છેતરાશો નહિ.

કડી પ્રાંતમાં નાતવરા અટકાવવા એક મંડળ નિમાયું છે, તેમાં સેંકડો મેમ્બરો છે. તેમણે ઘણી જગ્યાએ પીકેટીંગ કરી નાતવરા અટકાવ્યા છે. આવાં વર્ષોમાં ખર્ચનાં દેવા વળવાં મુશ્કેલ છે. દેવું સાત ભવ સુધી આપવું પડે છે. જે વૈદ્યની દવા ઘણા દહાડા સુધી કરીએ છતાં રોગ મટે નહિ તેની, દવા આપણે બંધ કરીએ છીએ તેમ આપણે આ માર્ગે હજારો વર્ષ ચાલ્યા છતાં ઊંચા ન આવ્યા

તેમજ દુનિયાની નજરે ઊંચકોમમાં પણ ન ગણાયા, અને પછાત વર્ગમાં જ પડી રહ્યા. તો તે રસ્તે હવે કેમ જવાય ? જાગ્યા ત્યાંથી સવાર ગણવું જોઈએ. તમારું ગામ આ તરફના ગાળામાં આગળ પડતું છે અને તમે આવું અંધારું ઓછું ન કરો એ તમારે શરમાવા જેવું છે.

કારજ નહિ જમવાની પ્રતિજ્ઞા લેનારનાં નામ :-

જેઠાલાલ શ્રીધરદાસ, કેવળભાઈ ગિરધરભાઈ, બહેચરભાઈ અમથાભાઈ, હરિભાઈ ભગવાનદાસ, ઈશ્વરભાઈ ભગવાનદાસ, દેશાઈભાઈ જીજીભાઈ, દેશાઈ બહેચરદાસ, શીવાભાઈ ગીરધરદાસ, જીજીભાઈ શ્રીધરદાસ, ભોળાભાઈ શામળદાસ, માધાભાઈ કેવળદાસ, લલ્લુભાઈ બાજીદાસ, અંબાલાલ ઝવેરદાસ, અંબાલાલ આશાભાઈ, દેસાઈભાઈ બહેચરદાસ, જોઈતાભાઈ લલ્લુદાસ, મગનલાલ શ્રીધરદાસ, મગનભાઈ રામદાસ, શ્રીધરભાઈ દાજીભાઈ, શ્રીધરભાઈ કાળીદાસ, લલ્લુ જેસંગ, ભીખાભાઈ ખોડાભાઈ, બાજીદાસ શંકરદાસ, મોહનલાલ અંબાલાલ, જીજીભાઈ ત્રીકમદાસ, રેવાભાઈ બહેચરદાસ, નાથાભાઈ શામળદાસ, જોઈતારામ લલ્લુદાસ, અંબાલાલ મથુરદાસ, નાથાભાઈ કહાનદાસ, ચેલાભાઈ મથુરદાસ, જેઠાભાઈ હરિભાઈ.

**બાળલગ્નનો કાયદો તોડનારને ચેતવણી**

છેલ્લા બાર માસથી બ્રિટીશ હિંદમાં બાળલગ્ન પ્રતિબંધક કાયદો અસ્તિત્વમાં આવ્યો છે. પણ સત્યાગ્રહને કારણે દેશમાં ઉત્પન્ન થયેલી સ્થિતિને પહોંચી વળવા જતાં સરકારને આ કાયદાનો અમલ થાય છે કે નહિ તે જોવાની નવરાશ મળી નથી. તેમજ તે કાયદાનો અમલ કરાવવાની નવરાશ સત્યાગ્રહમાં રોકાઈ જવાને કારણે સમાજસુધારકોને મળી નથી. બંને પક્ષના આવા દુર્લક્ષનો લાભ લઈને કોઈ કોઈ માબાપોએ પોતાનાં ઢીંગલા ઢીંગલી જેવડાં છોકરાંને પરણાવી કાઢી, 'સરકારના કાયદા' તોડ્યા છે. તેથી સમાજસુધારા માટે યથાશક્તિ યત્ન કરનારાં યુવકમંડળો તરફથી જાહેર કરવાની અમને ફરમાઈશ થઈ કે, 'હવે પછી જો કોઈ માબાપ પોતાનાં દીકરાદીકરીનાં બાળલગ્ન કરશે તો તેમને કોર્ટે ઘસડી જવાની નાછૂટકે ફરજ પડશે. જાગૃતિના આ જમાનામાં આવાં ઘેલાં માબાપોએ જાણી લેવું જોઈએ કે તેમને કાયદાની રૂઈએ યોગ્ય નશ્યત અપાવવા, ઘરની ખીચડી ખાઈ લડનારા અમે મેદાને પડીશું.

■ ■ ■

**પાટીદારજ્ઞાતિમાં 'રાજ્યરત્ન'**

પાદરાના રહીશ શ્રી તળજાભાઈ નાથાભાઈને શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી 'રાજ્યરત્ન'નો રૌપ્ય પદક એનાયત થયો છે. તેથી તેમને અભિનંદન આપવા માટે ભરૂચના શ્રી ચુનીલાલ વનમાળીદાસના પ્રમુખપણા નીચે, પાદરાના પંચે, પાદરા મુકામે તા. ૧૯-૪-૩૧ ના રોજ મેળાવડો કર્યો હતો.

**ખર્ચાળ લગ્નો**

ચાણસ્માના શ્રી લાલદાસ ધનજીદાસે પોતાની દીકરીનું લગ્ન મહેસાણાના જાણીતા પટેલ ગંગારામના ચિરણજીવી સાથે, ભારે ઠઠારા અને ખર્ચ સાથે કર્યું છે. જાનમાં આશરે સો માણસ હતું.

ગોઝારીયાના શ્રી રામચંદ્રભાઈ જમનાદાસ અમીને પણ પોતાની દીકરીના લગ્નમાં મોટી જાન તેડાવીને, તેને રમાડવા, જમાડવામાં મોટું ખર્ચ કર્યું છે.

છૂટક લગ્નો જો આવાં ખર્ચાળ થતાં જશે તો ગરીબ પાટીદાર માટે તે શાપરૂપ થશે. અને પછી 'ગરીબનાં છોકરાં શે પરણશે ?' એ એકતિથિના લગ્નોના ભક્તોનો ભય ખરો પડશે.

શ્રી રામચંદ્રભાઈ જેવા સુવિચારક આવો વિશાળ ખર્ચ કરી લગ્ન ઉજવશે એવું યુવાનવર્ગે સ્વપ્ને પણ નહિ ધારેલું. તેઓ પોતાના વિચારો પ્રમાણે વર્તન કરી, જ્ઞાતિને ધોવાતી અટકાવવા, સાદાઈ અને કરકસર દાખલ કરશે એવી આશા વાંઝણી નીવડી છે.

**નિમાડ (માળવાના)ના સમાચાર**

ઇંદોરના રાજ્યમાં બાળલગ્ન પ્રતિબંધક કાયદો છે. તેથી નાનાં છોકરાં પરણાવતાં માબાપો દંડાયા છે. દંડાય છે, છતાં બાળલગ્ન પ્રેમીઓ છૂટથી હજી બાળલગ્ન કર્યે જાય છે, એટલું જ નહિ પણ જે રડ્યાખડ્યા પાટીદાર ભાઈઓ પોતાના દીકરા દીકરીને સ્વેચ્છાથી કુંવારાં રાખે છે તેમને આ 'બાળલગનીયા' ન્યાત બહાર મૂકવાના છૂપા ઠરાવો-પ્રયાસો કરી રહ્યા છે.

વળી, જેઓ ઉપવીત-જનોઈ-ધારણ કરે છે તેમને પણ ન્યાત બહાર મૂકવાના ઠરાવ થયા છે. ભોળા અને અજ્ઞાન પાટીદારોને આ ચૌદશીયા એમ સમજાવે છે કે જેઓ ઉપવીત ધારણ કરે છે તેઓ જ રાજ્યને બાળલગ્નના દંડ કરવાનું શીખવે છે. તેથી તેમનો પણ બહિષ્કાર ઘટે.



**ધાર** રાજ્યના પાટીદારોમાં પણ આવી જ ધમાધમ શરૂ થાય છે. ત્યાંના બાળલગનીયાઓએ એવી નોટીસ બહાર પાડી છે કે, 'જેઓ પોતાની દીકરીઓનો

અમૂક મુદતમાં વિવાહ નહિ કરી નાંખે અને જેઓએ જનોઈ પહેરી છે તે કાઢી નહિ નાંખે તો તેમને ન્યાત બહાર મૂકવામાં આવશે !' આવી નોટીસથી યુવાનો છેડાઈ પડ્યા છે અને નોટીસનો છચોક ભંગ કરવા માટે ઉપવીત ધારણ કરવા માંડ્યા છે.

માળવાના હક્કદાર પટેલોએ ઓણસાલ લગ્ન કાઢ્યાં છે. લગનીયા લગન લઈ ગામોગામ પહોંચી ગયા છે. પરંતુ લગ્ન થાય એવો સંભવ નથી. કુંવાના આર્યસમાજી ભાઈ હીરાલાલ દેવાજી રૂંસાત તેમની બે દીકરીઓ અને એક દીકરાને અનુક્રમે વડોદરા કન્યાવિદ્યાલય અને શુકલતીર્થ ગુરુકુલમાં ભણાવે છે. પણ અહીંના તેમના કુટુંબીઓની એટલી બધી ઈતરાજી થાય છે કે તેમને ન છૂટકે તેમનું શિક્ષણ બંધ કરી તેમનાં શીઘ્ર લગ્ન કરી નાંખવા પડે.

**પાછો શીરો**

ઉનાળો એટલે ખેડૂતો માટે 'નવરાશ'. 'નવરો નખ્ખોદ વાળે' એ ન્યાયે પાટીદારોને ફરીથી 'શીરો' ખાવાનું-ખવરાવવાનું સૂઝયું છે અને તેની શુભ પહેલ કર્યાનું બહુમાન (?) શીરાખાઉ ચાણસ્માને ઘટે છે.

સરકારનું મહેસુલ ભરવા ઘરમાં નાણું નથી, પણ એક જ દિવસના વાળુમાં હજારો રૂપિયાનું આધણ મૂકવા રૂપિયા નથી, છતાં છે.

ચાણસ્માના વીરપુત્રો વિરચંદદા અને શંકર કેવળ પેંપલીઆએ તેમનાં મા બાપને સિદ્ધપુર બાળી, તેમની પાછળ બારમાં કરી, તેમને સ્વર્ગમાં શીરાના જોરે દાખલ કરાવી ઓરડામાં 'ઇજ્જતના ઢગ' મારી દીધા છે.

**અમદાવાદમાં વરો અને સરદાર વલ્લભભાઈ પટેલ**

કડવાપોળના રહીશ શ્રી વાડીલાલ શંકરદાસે તેમના દીકરાની વહુ તેડવાના નિમિત્તે ગોત્રજ જાયણાનો વરો તા. ૩ જી મે ૧૯૩૧ ના રોજ કરી આશરે ચાર પાંચ હજાર વેડફી નાંખ્યા છે. છેલ્લા એક વર્ષથી શહેરમાં દરેક પ્રકારનાં જમણ બંધ હતાં. છતાં ગોત્રજ જાયણાનું નિમિત્ત ખોળી કાઢી, બંધી તોડી વરો કરી વાહવાહ મેળવવાની તેમને ઇચ્છા થઈ આવી ત્યારે 'કડવા પાટીદાર યુવકમંડળે' તેમને આ ઉડાઉ અને મિથ્યાભિમાનને પોષે તેવો ખર્ચ બંધ રાખવાની વિનંતી કરી અને સાથે સાથે જણાવી પણ દીધું કે જો તેઓ વિનંતી માન્ય નહિ કરે તો મંડળને વરા ઉપર પીકેટીંગ કરવાની ફરજ પડશે. 'પીકેટીંગ થશે !' એવી ધમકી (?) આપનાર મંડળ કોણ ? મરણ નિમિત્તનો વરો કોણ કરે છે ? એવો

વરો હોત તો પીકેટીંગ કર્યું હોત તો તો વાજબી હતું. આ તો આનંદનો વરો છે. મળે છે તો કરે છે. પૈસા હોય તો ક્યાં વાપરે ? એવી સામાપક્ષેની દલીલો થઈ. ભાઈ વાડીલાલ નહિ જ સમજે, તેમના સાથીઓ તેમને નહિ જ સમજવા દે એવી ખબર મળતાં સરદાર શ્રી વલ્લભભાઈ સમક્ષ આ પ્રશ્ન મંડળે મૂક્યો એટલે તરત જ તેમણે નીચેનો પ્રાણવાન સંદેશો લખી આપ્યો.

'પટેલ વાડીલાલ શંકરભાઈ પોતાના દીકરાની વહુને તેડવાના નિમિત્તે ન્યાતવરો કરવા તૈયાર થયા છે એ સાંભળી મને ઘણી જ દિલગીરી થાય છે. આવા નિમિત્તે વરા થતા દુનિયામાં ક્યાંય સાંભળ્યા નથી. એ તો આપણી અજ્ઞાનતા અને મિથ્યાભિમાન સુચવે છે. આપણા કંગાલ દેશમાં જ્યાં કરોડોને એક ટંક ખાવાનું મળતું નથી અને આપણી ન્યાતમાં પણ જ્યાં હજારો ભાઈ બહેનો ગામડામાં ખૂબ અટવાય છે ત્યાં આપણામાંથી કોઈ આવે વખતે ન્યાતવરા કરી ન્યાતને ખોટે રસ્તે દોરે અને ગરીબોને એક દિવસનું ભોજન આપી નીચું જોવડાવી બીજાઓ કરજ કરી તેમની પાછળ જવાનો માર્ગ ખુલ્લો કરે તેમને આપણે દરેક ઉપાયે રોકવા જોઈએ. આવા વરામાં કોઈ નવજવાન તો ભાગ ન જ લે એટલું જ નહીં, પણ તેને અટકાવવા હરકોઈ ભાઈ બહેને પોતાનાથી બનતું કરવું જોઈએ. પ્રજામત જાગ્રત કરી ન્યાતમાંથી સૌને વરામાં ભાગ લેતા રોકવા જોઈએ અને વરો કરનારને પણ પોતાના અપકૃત્યનું ભાન થાય તેવા ઉપાય લેવા જોઈએ. આ શહેરમાં રાષ્ટ્રયુદ્ધને સમયે જે સુંદર રચના થયેલ છે તેને તોડવાનું મહાપાપ આપણા જ આગળ થાય એ આપણે સહન ન જ કરવું. યુવકમંડળની હસ્તીનો અને પરીક્ષાનો વખત આવ્યો છે. યુવકોએ પોતાનો ધર્મ બજાવવો જોઈએ. મારી ઉમેદ છે કે કડવા પાટીદાર યુવકમંડળ કોમના ઉપર આવતું આળ અટકાવવામાં ફતેહમંદ થશે. યાદ રાખવું જોઈએ કે દેશ હજુ પરતંત્રતામાંથી મુક્ત થયો નથી.

**વલ્લભભાઈ પટેલના આશીર્વાદ**

સરદારશ્રીનો સંદેશો, બીજા પક્ષની હકીકત સાંભળ્યા પહેલાનો છે એવી દલીલ થતાં શ્રી વાડીલાલની મરજીથી આ પ્રશ્નનો નિર્ણય કરવાનું શ્રી મણીલાલ કોઠારી અને શ્રી જીવણલાલ દીવાનને સોંપાયું. તેઓ બંને જણા પોતાના કિંમતી વખતનો ભોગ આપી શેઠ ચંદુલાલના ડહેલે રાત્રે આવ્યા.



ત્યાં ભાઈ વાડીલાલને દીવાનસાહેબ તથા કોઠારીજીએ દેશને નામે સમાજસેવક તરીકે હૃદયસ્પર્શી અપીલ કરી અને ભાઈ વાડીલાલ પીગળ્યા. ઘેર જઈ આવી છેવટનો જવાબ આપું કહી ઘેર ગયા અને વાતનો સારાંશ કહી

સંભળાવ્યો. આ વાત આસપાસથી જમવા ટાંપી રહેલા મુમતભર્યાઓને ન રુચવાથી પોળમાંથી પચીસત્રીસ બૈરાં અને પચાસપોણોસો પુરુષોને ભેગા કરી શેઠ ચંદુલાલના ડેલે મોકલ્યા અને ભારે ઘોંઘાટ મચાવી મુક્યો. દલીલ કે વાત સાંભળવી મુકી જેમ તેમ બોલવા માંડ્યું. છેવટનો રસ્તો ત્યાંથી ઉડી નીકળવાનો જ હતો. નીકળતી વખતે બે ચાર પુરુષોએ શ્રી દીવાનસાહેબ તથા શ્રી કોઠારીજી પાસે વિવેક કર્યો કે અટકાવા તેઓ બનતો પ્રયત્ન કરશે.

એક બાજુ ભાઈ વાડીલાલ અને છબીલદાસ તથા બીજી બાજુ યુવકમંડળ એમ બંનેએ શ્રી દીવાનસાહેબ તથા શ્રી કોઠારીજીના અભિપ્રાય અને નિર્ણયને માન આપવાનું હતું. શ્રી છબીલદાસ અને વાડીલાલને કડવા પોળ અને સુથારવાડાના અમુક વર્ગના અવળા દબાણે દબાઈ જવું પડ્યું. કોઈ સમજુ મુક્ત ન કરાવે ત્યાં સુધી કબૂલ કરેલા પંચોની વિનંતી માન્ય રાખવા મને કમને તેઓ નિષ્ફળ નીવડ્યા છે.

વરા ઉપર પીકેટીંગ નહિ થવાનું અભય શ્રી કોઠારીએ ભાઈ વાડીલાલને આપ્યું છે. તે અમારે માનવું જ જોઈએ. અમારે વરા અથવા ખોટા ખર્ચ નહિ ઇચ્છનારાઓને માટે હવે એક જ માર્ગ છે, અને તે આત્માશુદ્ધિનો. કોઈના પર રાગ કે દ્વેષ સેવ્યા સિવાય કે અભિમાનના અંકુર રહિત દેશના આર્તનાદથી ભેદાયેલા હૃદયે માત્ર કર્તવ્ય સમજી પોતાના નજીકના સમાજમાં જે સ્તુત્ય પ્રયત્ન આદર્યો તે માટે કાંઈ અવળો ઉહાપોહ કે આક્ષેપ થયા છે તે ઉપરથી જણાય છે કે પોતાના આદર્શ સમાજને સમજાવવા માટે જોઈતા તપમાં અમારી કાંઈક ઊણપ છે. તેના નિવારણાર્થે આત્મશુદ્ધિની જરૂર છે આત્મશુદ્ધિ અર્થે અમે આવતી તા. ૧-૨-૩ મે ને શુક્ર, શનિ, રવિના રોજ લાગલાગટ ત્રણ ઉપવાસ કરીશું.'' - જાહેર નિવદેન.

શ્રી વાડીલાલ પ્રત્યે મંડળને કોઈ પ્રકારનો રોષ કે દ્વેષ ન હતો અને નથી. કેવળ તેમના કૃત્ય સામે મંડળનો વિરોધ હતો. પણ જુની ઘરેડમાં ચાલતા ભાઈઓને આ તફાવત સમજાયો નહિ. તેથી તેમણે પીકેટીંગને દ્વેષનું રૂપ આપી દીધું. તેના પ્રતિબિંબ તરીકે એક બીકણ ભાઈએ, તેમની ફોઈએ પાડેલા નામને છૂપાવી, એક 'જ્ઞાતિબંધુ'ના બનાવટી નામથી, શ્રી વાડીલાલનો બચાવ કરવા 'સત્ય હકીકત' બહાર પાડી. જેમ સત્યાગ્રહની લડત વેળા સરકાર તરફથી પ્રગટ થતા 'સત્યાર્થપ્રકાશ'માં કેવળ અસત્ય બિનાઓ આવતી તેમ આ 'સત્ય હકીકત'માં પણ બન્યું છે.



કડવાપોળના નાકે આવેલા 'દરિયાપુર જિલ્લા સમિતિ'ના મકાનમાં શુક્રવાર તા. ૧ લી મે ના રોજ ૧૯ ભાઈ અને ચાર બહેનોએ અપવાસ શરૂ કર્યા હતા.

બીજે દિવસે તેમાં સાત યુવકો અને છ બેનો ઉમેરાતાં સંખ્યા છવીસની થઈ હતી. ત્રીજે દિવસે એટલે કે વરો થવાને દિવસે સવારે અપવાસી ભાઈબહેનોનું તેમજ તેમના અપવાસ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવનાર વાનરો, ભાઈઓ અને બહેનોનું એક સરઘસ નીચેનું ગીત ગાતું ગાતું કડવાપોળ, લાલપોળ, હરમાનની પોળ, જાદાભગતની પોળ, છીપાપોળ, ઝાંપડાની પોળ અને મામુનાયકની પોળમાં ફર્યું હતું.

જાગો યુવાનો જાગો ! જાગો ભાઈ બહેનો જાગો !
સાત કરોડ ભૂખ્યે મરે ત્યાં, મગજ દહીંથરા શોભે નહિ !
નાનાં બાળો ના જમે ત્યાં, તમને જમવું શોભે નહિ !
દવા વિના દરદીઓ મરે ત્યાં, તમને જમવું શોભે નહિ !
ધંધા વિના વિધવા ભૂખે મરે ત્યાં, તમને જમવું શોભે નહિ !
સાધન વિના બાળકો ભણે નહિ ત્યાં, તમને જમવું શોભે નહિ !
જ્ઞાતિવરાનો બહિષ્કાર ! પંગત જમણનો બહિષ્કાર.

આ ગીતે છીપાપોળના કારજના મહારથી અને ૭૫ વર્ષના વયોવૃદ્ધ માંદગીને બીછાને પડેલા શ્રી હાઉસા દામોદરને ખૂબ ઉકાળી મુક્યા. પથારીમાં બેઠા બેઠા (ઉઠવાની તાકાતના અભાવે) લાંબા લાંબા હાથ કરી સરઘસીઓને કાંઈ કાંઈ કહેવા લાગ્યા. જુસ્સામાં કદાચ ઊભા થઈ જાય તો તેમનો કેસ કથળે એ બીકે તેમનાં વીસેક વર્ષનાં વૃદ્ધ પત્નીએ જાળી વાસી દઈ, તેમના કૃત્ય સામે પોતાની નાપસંદગી બતાવી.

આજકાલના જુવાનીયાઓની આવી પ્રવૃત્તિ જોઈ હાઉશા શેઠને કદાચ એવી ભીતી પેદા થઈ હશે કે આ હરામખોર જુવાનીયા તેમની પાછળ 'છોકરાંના હાથ એંઠા' નહિ જ થવા દે. તેથી જ તેમનો મિજાજ હાથથી ગયો હશે !

અપવાસીઓની સંખ્યા છેલ્લે દિવસે તો ખૂબ જ વધી ગઈ હતી. જિલ્લા સમિતિના મકાનમાં જ એકસોને પાંચ નામ તો નોંધાયાં હતાં. છૂટાછવાયા પોતપોતાના ઘેર અપવાસ કરનારની સંખ્યા આટલી બીજી હશે જ એમ વાતાવરણ સૂચવતું હતું. આ એકસોને પાંચમાં છત્રીસ જેટલી-ત્રીજા ભાગની-તો બહેનો હતી, એ અતિઆનંદની વાત છે. અત્યાર સુધી ઘરની ચાર દીવાલોમાં પૂરી મૂકેલી 'બિચારી' સ્ત્રીઓ ધીરે ધીરે બહાર આવી, જગત જુએ છે અને પોતાના માથે પડેલું 'બિચારી'નું ખોટું આળ કાઢી નાંખવા પુરુષોની હરીફાઈમાં ઉતરી છે. સ્ત્રીઓની આવી પ્રગતિ – જેને જૂની દુનિયાવાળા નફટાઈ કહે છે તે જોઈ તેમના હૃદયમાં ઉલ્કાપાત જાગ્યો છે.

બીજી ધ્યાન ખેંચે તેવી બિના અસારવાના એક ભાઈના આ નિમિત્તના સાત અપવાસ અને દસ વર્ષની અંદરના ત્રણ વાનરોના એક દિવસના અપવાસ છે.

ઉહાપોહ, અપવાસ અને સરઘસની અસર એ થઈ કે સાડા ત્રણ હજાર માણસો જમવાં જોઈએ તેને બદલે ફક્ત હજાર માણસ જ જમ્યાં. લગભગ ચોથો ભાગ.

રાયપુરના પાટીદારોએ તો વેળાસર વરાનાં નોતરાં નહિ સ્વીકારવાનો ઠરાવ કરી મોકલ્યો હતો. પીકેટીંગ બીલકુલ થશે નહિ એવી સૂચના વેળાસર બહાર પાડી હતી. છતાંય મોટી હમામની ત્રણ અપવાસી બહેનો, પીકેટીંગ માટે વાડીએ જઈ પહોંચી હતી. તેવી જ તત્પરતા રાયપુરના પીકેટરોએ બતાવી હતી. શહેરના ઈતર લત્તાઓમાં પીકેટીંગ પડતુ મુકવાના નિર્ણયને નાપસંદગી મળી હતી.

વરાની તરફેણ કરનારાઓમાંના ઘણા દિલાવર દિલના ભાઈઓએ અપવાસીઓ તરફ પ્રેમ બતાવ્યો હતો. તેમની દ્વેષ રહિત, શુદ્ધ સેવાની વૃત્તિની કદર કરી હતી. પણ કડવા પોળના રણછોડદાસ ભગતે અચળેશ્વર મહાદેવ જેવી સાર્વજનિક જગ્યામાં 'ટ્રસ્ટીઓની રજા નથી' એમ કહી અપવાસીઓને મહાદેવમાં જતા રોકી પોતાની પટેલશાહીનું વણમાગ્યું પ્રદર્શન કર્યું હતું. તે બદલ મંડળ તેમનું ઋણી છે.

વરો વિત્યા બાદ અપવાસીઓ-વાનરો, બહેનો અને ભાઈઓ પ્રાર્થના બાદ સાંજના સાડાસાતે વિખેરાયા હતા.

અપવાસીઓની વિગતવાર યાદી નીચે પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| ૧. | શ્રી રૂક્ષ્મણીબેન પ્રમુખલાલ, રૂપાપરી | ૩ દિવસ |
| ૨. | શ્રી રૂપાળીબેન કેશવલાલ સાલેપરી | ૩ દિવસ |
| ૩. | ગં. સ્વ. રેવાબેન છગનલાલ કડવા પોળ | ૩ દિવસ |
| ૪. | શ્રી સુભદ્રાબેન બળદેવદાસ વસા હરમાનની પોળ | ૨ દિવસ |
| ૫. | શ્રી નર્મદાબેન રતિલાલ વસા હરમાનની પોળ | ૨ દિવસ |
| ૬. | શ્રી સુરજબેન મણીલાલ વાડીગામ | ૨ દિવસ |
| ૭. | શ્રી જેકોરબેન મણીલાલ ગગલભાઈ રૂપાપરી | ૨ દિવસ |
| ૮. | શ્રી કમળાબેન પુરુષોત્તમદાસ હરમાનની પોળ | ૨ દિવસ |
| ૯. | શ્રી ડાહીબેન મણીલાલ વાડીગામ | ૨ દિવસ |
| ૧૦. | શ્રી કમળાબેન માધવદાસ વાડીગામ | ૧ દિવસ |
| ૧૧. | શ્રી લ્હેરીબેન નરસીંહદાસ મોટી હમામ | ૧ દિવસ |
| ૧૨. | શ્રી સરસ્વતીબેન રણછોડદાસ વસા હરમાનની પોળ | ૧ દિવસ |

૧૩. શ્રી કમળાબેન કનૈયાલાલ વસા હરમાનની પોળ ૧ દિવસ
૧૪. કુમારી બબુબેન પોપટલાલ (સુથાર) હરમાનની પોળ ૧ દિવસ
૧૫. શ્રી મણીબેન કેશવલાલ હરમાનની પોળ ૧ દિવસ
૧૬. ગં. સ્વ. લલીબહેન હરમાનની પોળ ૧ દિવસ
૧૭. શ્રી રૂખીબેન આત્મારામ હરમાનની પોળ ૧ દિવસ
૧૮. ગં. સ્વ. દિવાળીબેન મોટી હમામ ૧ દિવસ
૧૯. ગં. સ્વ. ચંચળબેન મોટી હમામ ૧ દિવસ
૨૦. શ્રી શાંતાબેન શકરચંદ હરમાનની પોળ ૧ દિવસ
૨૧. શ્રી કમળાબેન કાંતિલાલ વાડીગામ ૧ દિવસ
૨૨. કુમારી શશીકાંતા મોતીલાલ અસારવા ૧ દિવસ
૨૩. શ્રી ગંભીરબેન હરિપ્રસાદ જાદાભગતની પોળ ૧ દિવસ
૨૪. ગં. સ્વ. સીતાબેન શંભુપ્રસાદ જાદાભગતની પોળ ૧ દિવસ
૨૫. ગં. સ્વ. શારદાબેન જાદાભગતની પોળ ૧ દિવસ
૨૬. ગં. સ્વ. આનંદીબેન ચીમનલાલ કડવા પોળ ૧ દિવસ
૨૭. શ્રી વિદ્યાગૌરી ભાનુપ્રસાદ સાલેપરી ૧ દિવસ
૨૮. શ્રી લલીતાબેન કાંતિલાલ સાલેપરી ૧ દિવસ
૨૯. શ્રી લક્ષ્મીબેન બોડાભાઈ હાંસોલાવાડ ૧ દિવસ
૩૦. શ્રી વિજયાબેન દુર્ગાપ્રસાદ લશ્કરી શાહપુર ૩ દિવસ
૩૧. શ્રી શારદાબેન શંકરલાલ મોટી હમામ ૧ દિવસ
૩૨. શ્રી જીવીબેન ચીમનલાલ મોટી હમામ ૧ દિવસ
૩૩. કુમારી શાંતાબેન લલ્લુભાઈ મોટી હમામ ૧ દિવસ
૩૪. શ્રી ફુલીબેન મામુનાયકની પોળ ૧ દિવસ
૩૫. ગં. સ્વ. ચંદનબેન કડવા પોળ ૧ દિવસ
૩૬. ગં. સ્વ. જડાવબેન ચીમનલાલ કોચરબ રોડ ૧ દિવસ

**૧. શ્રી ગોપાળભાઈ મોતીલાલ અસારવા ૭ દિવસ**
૨. શ્રી હરિપ્રસાદ શંભુપ્રસાદ જાદાભગતની પોળ ૩ દિવસ
૩. શ્રી પ્રમુખલાલ મણીલાલ રૂપાપરી ૩ દિવસ
૪. શ્રી વિષ્ણપ્રસાદ શંભુપ્રસાદ જાદાભગતની પોળ ૩ દિવસ
૫. શ્રી નગીનદાસ વ્રજલાલ મામુનાયકની પોળ ૩ દિવસ
૬. શ્રી માણેકલાલ કાળીદાસ સાલેપરી ૩ દિવસ
૭. શ્રી ચંદુલાલ કાળીદાસ સાલેપરી ૩ દિવસ

૮. શ્રી સોમનાથ લલ્લુભાઈ મોટી હમામ ૩ દિવસ
૯. શ્રી કનૈયાલાલ પાનાચંદ હરમાનની પોળ ૩ દિવસ
૧૦. શ્રી નારણદાસ લલ્લુભાઈ જાદાભગતની પોળ ૩ દિવસ
૧૧. શ્રી પ્રભુદાસ મહીપતરામ જાદાભગતની પોળ ૩ દિવસ
૧૨. શ્રી કાળીદાસ કેશવલાલ હરમાનની પોળ ૩ દિવસ
૧૩. શ્રી પ્રહલાદભાઈ કેશવલાલ અસારવા ૩ દિવસ
૧૪. શ્રી કાંતિલાલ શંભુપ્રસાદ સાલેપરી ૩ દિવસ
૧૫. શ્રી હીરાભાઈ ગોવિંદલાલ લાલ પોળ ૩ દિવસ
૧૬. શ્રી રામપ્રસાદ મોતીલાલ વાડીગામ ૩ દિવસ
૧૭. શ્રી કાંતિલાલ મણીલાલ વાડીગામ ૩ દિવસ
૧૮. શ્રી શકરાભાઈ સાંકળચંદ વાડીગામ ૩ દિવસ
૧૯. શ્રી ગણપતરામ ત્રીભોવનદાસ ઝાંપડાની પોળ ૩ દિવસ
૨૦. શ્રી પ્રાણજીવનદાસ વ્રજલાલ પાટડી ૨ દિવસ
૨૧. શ્રી રતિલાલ સાંકળચંદ વસા હરમાનની પોળ ૨ દિવસ
૨૨. શ્રી ભોગીલાલ છોટાલાલ સાલેપરી ૨ દિવસ
૨૩. શ્રી બેચરભાઈ ભોગીલાલ અસારવા ૨ દિવસ
૨૪. શ્રી કાનજીભાઈ શંકરભાઈ સાલેપરી ૨ દિવસ
૨૫. શ્રી અંબાલાલ ત્રીભોવનદાસ તકતાવાળા લાલપોળ ૨ દિવસ
૨૬. શ્રી બબાભાઈ રામદાસ કોચરબ ૨ દિવસ
૨૭. શ્રી આત્મારામ રણછોડદાસ વાડીગામ ૨ દિવસ
૨૮. શ્રી જયંતીલાલ માધવલાલ કોચરબ રોડ ૧ દિવસ
૨૯. શ્રી ચીમનલાલ ઈશ્વરલાલ કોચરબ રોડ ૧ દિવસ
૩૦. શ્રી મનુભાઈ ચીમનલાલ કોચરબ રોડ ૧ દિવસ
૩૧. ભાઈ પ્રમોદરાય ચીમનલાલ (ઉ.વ. ૧૦) કોચરબ રોડ ૧ દિવસ
૩૨. શ્રી મણીલાલ ગીરધરદાસ કોચરબ ૧ દિવસ
૩૩. શ્રી નારણભાઈ પ્રભુદાસ કોચરબ ૧ દિવસ
૩૪. શ્રી મણીલાલ ધૂળાભાઈ કોચરબ ૧ દિવસ
૩૫. શ્રી શકરાભાઈ પ્રભુદાસ શાંતિદાસનો પાડો ૧ દિવસ
૩૬. શ્રી ચીમનલાલ પોચાભાઈ સાલેપરી ૧ દિવસ
૩૭. શ્રી મોતીલાલ ભોગીલાલ સાલેપરી ૧ દિવસ
૩૮. શ્રી રતિલાલ અંબાલાલ (બ્રાહ્મણ) વાડીગામ ૧ દિવસ

૩૯. શ્રી સોમાભાઈ આત્મારામ હરમાનની પોળ ૧ દિવસ
૪૦. શ્રી રામકૃષ્ણ જેઠાલાલ ઝાંપડાની પોળ ૧ દિવસ
૪૧. શ્રી રામચંદ્ર મણીલાલ અસારવા ૧ દિવસ
૪૨. શ્રી ત્રીકમલાલ જમનાદાસ અસારવા ૧ દિવસ
૪૩. શ્રી કેશવલાલ શીવલાલ અસારવા ૧ દિવસ
૪૪. શ્રી શશીકાંત લલ્લુભાઈ અસારવા ૧ દિવસ
૪૫. ભાઈ બળદેવભાઈ લલ્લુભાઈ (ઉ.વ. ૯) અસારવા ૧ દિવસ
૪૬. ભાઈ રામનાથ મોતીલાલ (ઉ. વ. ૮) અસારવા ૧ દિવસ
૪૭. શ્રી નટવરલાલ મોતીલાલ અસારવા ૧ દિવસ
૪૮. શ્રી માણેકલાલ મોતીલાલ અસારવા ૧ દિવસ
૪૯. શ્રી જીણાભાઈ ત્રીભોવનદાસ અસારવા ૧ દિવસ
૫૦. શ્રી શાંતિલાલ મોહનલાલ અસારવા ૧ દિવસ
૫૧. શ્રી કેશવલાલ લલ્લુભાઈ અસારવા ૧ દિવસ
૫૨. શ્રી પ્રહલાદભાઈ જીજીભાઈ અસારવા ૧ દિવસ
૫૩. શ્રી છબીલદાસ ત્રીભોવનદાસ અસારવા ૧ દિવસ
૫૪. શ્રી ભૂરાભાઈ ખોડીદાસ માંડવીની પોળ ૧ દિવસ
૫૫. શ્રી પુંજાભાઈ મોહનલાલ સરસપુર ૧ દિવસ
૫૬. શ્રી માધવલાલ નરસિંહદાસ મોટી હમામ ૧ દિવસ
૫૭. શ્રી કેશવલાલ દલસુખભાઈ હરમાનની પોળ ૧ દિવસ
૫૮. શ્રી મફતલાલ કેશવલાલ હરમાનની પોળ ૧ દિવસ
૫૯. શ્રી મનુભાઈ ડાહ્યાભાઈ વાડીગામ ૧ દિવસ
૬૦. શ્રી લક્ષ્મણભાઈ જેઠાલાલ કડવા પોળ ૧ દિવસ
૬૧. શ્રી ચંદુલાલ સાંકળચંદ વાડીગામ ૧ દિવસ
૬૨. શ્રી ચીનુભાઈ રણછોડદાસ કડવા પોળ ૧ દિવસ
૬૩. શ્રી ચંદુભાઈ પાનાચંદ કડવા પોળ ૧ દિવસ
૬૪. શેઠશ્રી દુર્ગાપ્રસાદ લશ્કરીનું કુટુંબ ૧ દિવસ
૬૫. શ્રી હીરાલાલ વસંતદાસ કોચરબ રોડ ૧ દિવસ

૬૬. શ્રી મણીલાલ નારણદાસ કોચરબ રોડ ૧ દિવસ

**જાણવાજોગ બનાવો**

દરિયાપુર, કાળકામાતાની પોળના રહીશ પાટીદાર ભાઈ માણેકલાલ ડાહ્યાભાઈએ, સીનેમાની મશહૂર નટી અનસૂયા સાથે ગયા અઠવાડિયામાં લગ્ન

કર્યું છે. અનસૂયા જન્મે વાણીયણ છે. એટલે આંતરજ્ઞાતિય લગ્ન થયું કહેવાય.

કુળવાનશાહીના ગઢમાં ગાબડું પાડી રાયપુર, નાઈવાડાની રહીશ બેન ચંદ્રકલાએ સ્વેચ્છાથી લાડોલના ભાઈ ચીમનલાલ ધનજીભાઈ સાથે પુનર્લગ્ન, વડોદરા મુકામે કર્યું છે.

શારદા એક્ટ (બાળલગ્ન પ્રતિબંધક કાયદા) નો ભંગ કરનારને યોગ્ય શિક્ષા અપાવવાનું કાર્ય કડવા પાટીદાર યુવકમંડળ (અમદાવાદ)ની જેમ 'સંસારસુધારા સમાજે' ઉપાડ્યું છે. તેના જ પ્રયાસથી મોડાસામાં એક બાળલગ્ન અટક્યું છે.

■ ■ ■

## વિચારીને વાણી વદો

આજકાલના અને પૂર્વેના જમાનામાં ઘણો ફેરફાર થઈ ગયો છે. કારણ કે આપણા બાપદાદા ઘણા ભોળા હૃદયના હતા. લુગડાં પહેરવામાં, બોલવામાં દાન કરવામાં દરેક ઠેકાણે જાડી બુદ્ધિ વાપરતા, હાલના ઘરડા માણસો પણ તેવી જ રીતે વર્તે છે. મારા જ્ઞાતિભાઈ ! હું એક તમારા જ્ઞાતિભાઈની દીકરી છું. આજે એક મારા મનનો વિચાર જણાવું છું. દરેક જ્ઞાતિ કરતાં આપણી જ્ઞાતિમાં બોલવામાં બહુ ફેરફાર છે. કારણ કે, પાટણવાડા, કડી પરગણું, વિજાપુર પરગણું, પ્રાંતિજ લાઈન દરેક ઠેકાણે બોલીમાં બહુ ફેર છે. દંતકથા એવી ચાલે છે કે બાર ગાઉએ બોલી બદલાય. આપણી પાટીદાર કોમમાં વાત કરતાં પણ ન બોલાય તેવા શબ્દ બોલે છે. આપણી પવિત્ર જન્મમાતા, બેન, ભત્રીજી, કાકી, માસી, ફોઈ અગર વડીલ ભ્રાતા, કાકા, પિતા તે બધાને સાંભળતાં વાત કરીએ છીએ તેમાં મીઠુંમરચું ભભરાવી ગમે તેમ વાત કહીએ છીએ. પણ હાલના જમાનામાં નાનાં છોકરાં શબ્દે શબ્દનો વિચાર કરી લે છે. ઘણે ઠેકાણે પોતાનાં છોકરાં અગર તો બીજા કોઈની સંગાથે વાત કરતાં અગર તો વઢતાં પણ અનીતિના શબ્દ બોલીએ છીએ. પોતાના છોકરાને પણ અનીતિના શબ્દ બોલીએ છીએ, થોડેક ઠેકાણે તો ન બોલાય તેવા ગેરવાજબી શબ્દ કાઢે છે. વાત કરનાર માણસને ખબર પડતી નથી કે હું શું બોલું છું. પણ હરતાંફરતાં અગર તો જોડે બેઠેલાં આપણા કુટુંબનાં બૈરાંછોકરાં શબ્દે શબ્દનો વિચાર કરી લે છે. માટે એવા શબ્દ કાઢતાં વિચાર કરવો જોઈએ. હું નથી કહેતી કે સુધરેલ ખાતા જેવું બોલીએ, આપણી ચાલતી આવેલી પવિત્ર ભાષાને પકડી રાખવી જોઈએ. તેમાં આપણો પવિત્ર ધર્મ સમાયેલો છે.

આપણા વડીલોને અનીતિના શબ્દ વાત કરતાં બોલવાની પદ્ધતિ પડી તે જવાની નથી, પણ આપણી ખીલતી વાડીના છોડવાને જેમ વાળીશું તેમ વળી શકશે. માટે તેમને અનીતિનો શબ્દ બોલતાં અટકાવવા જોઈએ. આપણે કેમને બદલે ચમ અને શું બદલે હું બોલીશું તો ચાલી શકશે. જાડી બોલી, જાડાં લુગડાં, જાડુ ખાવું તે બરોબર છે. આપણે સર્વે વર્ણના પાલક છીએ. જ્યારે આપણે જુવાર, બાજરી કે ઘઉં આપણા ખેતરના ખળામાં લઈએ છીએ ત્યારે ભાટભવૈયા બ્રાહ્મણ ઈત્યાદિ ખળીયાત ખળુ લેવા આવે છે એટલે આપણા ખેતરના પાક પ્રમાણે દાણા આપીએ છીએ. આપ્યા પહેલાં આપણે ફાવેતેમ બોલીએ છીએ પણ આપતી વખતે સૂપડું ભરીને દાણા આપીએ છીએ. સુપડામાં ઓછામાં ઓછા પંદર શેર દાણા સમાય. વળી આપણે ઘેર આપણા માબાપનું ખરચ અગર તો બીજો કોઈ અવસર આવે છે એટલે વસવાયાં તથા બીજાં ભિખારી ખાવાનું લેવા આવે છે ત્યારે આપણે આપણી ભોળી બોલીમાં ગમે તેમ બોલી નાખીએ છીએ "મારો લ્યા આંય જાણે દાટી જ્યાં હોય ઈમ લેવા આયાં છે. જોંય છે કે નહિ ?" એમ કહેતા જઈએ છીએ ને આપતા જઈએ છીએ. "આલો લ્યા, એક લૂંદો લઈને હેડતું થાય." એમ કરીને આપીએ છીએ. આપણો લૂંદો કેવો કે તેના આખા ઘરના બધા માણસોને બે દિવસ સુધી ખાવા ચાલે ! એવી પવિત્ર અમી પ્રભુએ આપણા હાથ ઉપર મુકી છે.

અમદાવાદ, ૧૯૨૯ **વસંતબેન વ્હાલદાસ**

■ ■ ■

## જેલનિવાસનો અનુભવ

તા. ૨૩-૧૨-૩૦ ના રોજ બોરસદ ગામેથી પીકીટીંગ કરતાં અમે પકડાયાં. મારી સાથે આપણી નાતનાં અસારવાનાં પટેલ મોતીરામ રણછોડદાસનાં દીકરી કુ. શશિકાન્તાબેન પણ હતાં. તેમની ઉંમર આશરે ૧૪ વર્ષની અને મારી ઉંમર આશરે ૨૧ વર્ષની હતી. તા. ૨૩મીનો આખો દિવસ કાચી જેલમાં બેસાડી સાંજે કહાડી મુક્યાં. પછી બોરસદ ગામના ફોજદાર સાહેબે કહ્યું કે કાલે ન આવશો. પછી મેં જવાબ આપ્યો કે, આજે તો વખત નથી, નહિ તો અમારું કામ અમે આજે પણ કરત. કાલે આવશો તો તમારાં ઉપર ડબલ ગુનો લાગુ પાડીશું. પછી અમે કહ્યું : સારું. તેમ કહી અમે ચાલ્યા ગયાં. બીજા દિવસે ૧૦ વાગે પાછાં આવીને બેઠાં. આશરે અગીયાર વાગે પોલીસ આવ્યા. અમોને કહે કે ચાલો, તમને એરેસ્ટ કરવામાં આવે છે. અમોએ જવાબ આપ્યો કે અમારા

નામનો વોરંટ લાવો. પછી પોલીસ પાછો ગયો. પછી ફોજદારસાહેબ પોતે અમોને લેવા માટે પધાર્યાં. અમોને કહે ચાલો, તમને એરેસ્ટ કરવામાં આવે છે. પછી અમો બંને બેનો ચાલ્યાં. અમને તેમની ઑફિસમાં લઈ ગયા. અમારાં ઠામઠેકાણાં પૂછી, અમારી ઝડતી લીધી. મારી પાસેથી તો કંઈ જ ન નીકળ્યું; પણ કુ. શશિકાન્તાબેન પાસેથી બે આના નીકળ્યા તે ફોજદારસાહેબે લઈ લીધા. પછી અમને પોલીસ મારફતે માજીસ્ટ્રેટ કોર્ટમાં મોકલ્યા. માજીસ્ટ્રેટે અમને પૂછ્યું કે તમે ગુનો કરેલો કે નહીં ? અમે જવાબ આપ્યો નહીં. અમારા મનને તો કાંઈ જ ગુનો કર્યો લાગતો નથી. માજીસ્ટ્રેટે પૂછ્યું, તમારે કાંઈ કહેવું છે ? પછી મેં જવાબ આપ્યો. આ અન્યાયી કોર્ટમાં અમે કોઈ પણ બાબતમાં ભાગ લેવા માંગતા નથી. પછી માજીસ્ટ્રેટે હુકમ કર્યો કે આ લોકેને જેલમાં દાખલ કરી દો. તા. ૨૪-૧૨-૩૦ ને દિવસે જેલમાં અમે દાખલ થયાં. તે જ દિવસે સાંજે ગંદકી અને મચ્છરના લીધે એકદમ બિમાર પડ્યાં. બે દિવસ જેમતેમ કરીને કાઢ્યા. ચોથા દિવસે મંદવાડ વધી ગયો. જેલના ડૉક્ટરને રાતે દોઢેક વાગ્યાના આશરે બોલાવ્યા. અને તેમણે આવીને દવા આપી, ઝાડા કરાવ્યા અને ઉલટીઓ કરાવી. પછી તે રાતે થોડો આરામ થયો. ડૉક્ટર ત્રણેક વાગ્યાના આશરે તેમના ઘરે ગયા. પછી બીજે દિવસ સવારમાં ડૉક્ટરે ગામમાં ખબર આપી કે જેલમાં એક બહેન બહુ બિમાર છે. ગામમાંથી તેવી ખબર સાંભળતાંની સાથે શ્રી મણીભાઈ વકીલ અને કેટલાક સારા સારા ભાઈઓ આવીને પૂછવા લાગ્યા કે તમોને જામીન ઉપર છોડે તો છૂટશો ? પછી અમે જવાબ આપ્યો, અમે શાનાં જામીન આપીએ ? માજીસ્ટ્રેટે અમને સામા જામીન આપે, કે તમારો ઉઘડતી કોર્ટે કેસ ચલાવીશું. તે પ્રમાણે કબૂલાત માજીસ્ટ્રેટે આપી. પછી અમે અમદાવાદ આવ્યાં. સાત દિવસ આરામ લઈ પાછાં બોરસદ ગયાં. તા. ૩-૧-૩૧ નાં દિવસે કોર્ટમાં હાજર થયાં. માજીસ્ટ્રેટે જવાબ આપ્યો કે તમારો કેસ બે દિવસમાં ચલાવીશું. અમે જવાબ આપ્યો, આજે કેસ ના ચલાવો તો કાંઈ નહીં, પણ અમોને જેલમાં દાખલ કરી દો. અમને બહારના રોટલા નથી ભાવતા, જેલના રોટલા સારા ભાવે છે. માજીસ્ટ્રેટે વિચાર કરીને તે જ દિવસે અમારો કેસ ચલાવ્યો. દોઢ દોઢ મહિનાની સજા, અને રૂ. ૩૦/- દંડ; તે પ્રમાણે બંનેને સરખી સજા કરી. અમોને પૂછ્યું : તમારે કાંઈ કહેવું છે ? અમે ઉપર પ્રમાણે જવાબ આપ્યો. પછી અમે બેઉ બહેનોએ હસતેમોઢે જેલ સ્વીકારી. જેલમાં બોરસદ તાલુકામાં કામે આવેલા સોનાવ ગામનાં એક બહેન ઉંમર ૧૪ વર્ષનાં અને બીજાં બહેન પેટલાદ તાલુકાનાં સોજીત્રા ગામનાં હતાં. તેમની ઉંમર આશરે ૧૯ વર્ષની હતી. અમે ચારે બહેનો ખાઈપીને ખૂબ

મઝા કરતાં હતાં. તેમને પણ અમારા જેટલી જ જેલ હતી. તા. ૭ મીને બુધવારના દિવસે અમોને સાબરમતી જેલમાં લઈ જવા માટે સ્ટેશન પર લઈ ગયા. બોરસદ ગામનાં ભાઈઓ અને બહેનોએ સારી રીતે ઈન્કલાબ ઝીન્દાબાદના પોકાર કરી ગાડીમાં બેસાડ્યાં. બોરસદની પોલીસ આણંદ સુધી મુકી ગઈ. આણંદથી આશ્રમનાં એક બહેન સૌ. ડાહીબેન રાવજીભાઈ અમારી સાથે જોડાયાં. તેમનો પણ આણંદ જેલમાં કેસ ચાલેલો, અને સજા ૩ માસની સખત હતી. અમારે પણ સખત સજા અને ક વર્ગ હતો. પછી ત્યાંથી નડીયાદ સ્ટેશને રાા વાગે ઉતર્યાં; ત્યાંથી નડિયાદ જેલમાં દાખલ કર્યાં. તે રાતે નડીયાદના જેલર સાહેબે અમોને ઓઢવા પાથરવાનું કંઈ પણ આપ્યું નહિ. અમે પાંચ રાજદ્વારી બહેનો અને બે બહેનો ક્રિમીનલ હતી. જેલની ખોલી ત્રણેક માણસ સૂએ એટલી હતી. પછી અમે બધાં આખી રાત ટાઢે ઠરીને બેસી રહ્યાં. બીજા દિવસે નવ વાગ્યાની ટ્રેઈનમાં સાબરમતી જવા સ્ટેશન પર આવ્યાં. વચ્ચે અમદાવાદનું સ્ટેશન આવ્યું એટલે બારીબારણાં બંધ કરી દીધાં. અમારાં સગાંવહાલાં મળવા આવેલાં, પછી તે લોકોને ત્રીજા ખાનામાં ઊભા રાખી અમારો મેળાપ થવા દીધો. તે વખતે પોલીસે એવી સત્તા વાપરી કે સગાસંબંધી સાથે ઊભાં થઈને બોલવા પણ ન દે. કુ. શશિકાન્તાબેન તેમનાં બાને દેખીને રડી પડ્યાં. અમોએ સમજાવી છાનાં રાખ્યાં. પછી ટ્રેઈન ઉપડી. અગીયાર વાગે સાબરમતી જેલના દરવાજે આવી પહોંચ્યાં. પછી જેલર સાહેબે અમારા બધાનાં ઠામઠેકાણાં પૂછ્યાં. તે લખી લીધાં. કેડે અમોને દરવાજા અંદર કર્યાં, અમોને લઈ જવા માટે સ્ત્રીવોરડરને બોલાવી અમોને સોંપ્યાં. અમોને એક ચંબુ ને લોખંડી પાતર જેનું જેલનું નામ "છાનકું", બે કામળા, એક સાદડી, એક ચાદર બીછાવા માટે આપી. અમે હસતે મોઢે સ્વીકારી લીધું. પછી અમને સ્ત્રીવોર્ડમાં લઈ ગયાં. ત્યાં અમારાં ઘણાં ઓળખીતાં બેનો હતાં, તે અમોને દેખીને દોડી આવીને ભેટી પડ્યાં. સ્ત્રી વોરડરે અમારી ઝડતી લીધી. અમારાં કપડાં લઈને સરકારી કપડાં પહેરવાં આપ્યાં. અમારા ગયા કેડે બહેનોની ખૂબ ભરતી થઈ. દસેક દિવસ કેડે શ્રી ખુરશેદબેન પણ જેલ મહેલમાં પધાર્યાં. તેમના આવ્યા કેડે તો અમને ખૂબ જ મઝા પડતી. પંદર દિવસ કેડે મને તાવ આવવા માંડ્યો, જેલના ડૉક્ટરની દવા ચાલુ રાખવાથી ચાર દિવસમાં આરામ થયો. જેલમાં જતાંની સાથે મારું વજન કર્યું તો ૧૫૨ હતું, પખવાડીયા કેડે ૪ રતલ ઓછું થયું. બીજા પખવાડીયામાં પાંચ ઉપવાસ કર્યાં; તો ૧૨ રતલ વધુ ઘટ્યું. તે પ્રમાણે પખવાડીયે પખવાડીયે ૪ પખવાડીયામાં ૨૨ રતલ વજન ઘટી ગયું.

## દિનચર્યા

જેલમાં વખત કેમ પસાર થતો હશે એ જાણવાની હંમેશાં બધાંને બહુ જ જિજ્ઞાસા હોય છે. પણ અમને તો ત્યાં વખત કેમ જતો એની ખબર પડતી જ નહીં; બહુ લાંબુ થઈ જાય માટે નિત્યક્રમની લાંબી યાદી અહીં આપી શકાતી નથી. પરંતુ ત્યાં જુદા જુદા વર્ગો ચાલતા. રેંટીયા કાંતતાં, ગરબા ગાતાં, મિટિંગો ભરતાં અને ચર્ચાઓ કરતાં. અમારી સાથે શ્રી ખુરશેદ બહેન અને ગોપાળદાસ દરબારના પત્ની સૌ. શ્રી ભક્તિબા દેસાઈ હતાં. તેઓ આ બધામાં અમને ઘણાં મદદરૂપ થતાં, અને પોતાના જ્ઞાનનો લાભ સૌને આપતાં. સંસ્કારી આત્મા અને સરસ સ્વભાવવાળાં એ બંનેનો સહવાસ જેલજીવનમાં દુર્લભ હતો. હું સાબરમતી ગયા પછી અઠવાડિયા બાદ મારાં કુટુંબી મુલાકાતે આવ્યાં. તેવી રીતે બે મહીનામાં આઠ મુલાકાત થઈ હશે, માટે અમોને તો જરા પણ જેલ લાગતી જ નહોતી. અને અવરનવર બહેનોની મુલાકાત આવે એટલે બહારના સમાચાર જાણતાં હતાં. અમોને રોજ જુદી જુદી જાતની ખબરો આવતી. એક દિવસ એવી જાતની ખબર આવી કે બધા રાજદ્વારી કેદીઓને છોડશે નહિ, પણ માત્ર સ્ત્રીકેદીઓને છોડશે. એટલે અમારી જેલની બહેનોની ખાસ કમિટીએ ઠરાવ કર્યો કે એમ થાય તો એક તસુભર પણ આપણે ખસવું નહિ. આ તો માત્ર એક ઉદાહરણ છે. પરંતુ આવી આવી કંઈ કંઈ ખબરો આવતી અને કોઈ પ્રકારની ચોક્કસ માહિતી વિના દિવસો ચાલ્યા જતા. સમાધાની સહુ કોઈને ગમતી નહોતી; છતાં ગાંધીજીમાં સૌને સંપૂર્ણ શ્રદ્ધા હતી.

## છાની વિદાય

બે પ્રસંગ મારા સ્મરણમાંથી હજી ખસતા નથી. એક દિવસ અમારું સાંજનું ખાવાનું બપોરે બે વાગ્યામાં આવ્યું. આમ કોઈ દિવસ થતું નહી, એટલે બધાં ચોંકી ઉઠ્યાં. કેટલાક ભાઈઓને યરોડા ખસેડવાની વાતો ચાલતી હતી; એટલે બધાંને તે દિવસ આવી પહોંચ્યો એવી ખાત્રી થઈ. અમે બધાં બહેનો વિચારમાં પડી ગયાં. આછી છાની ચિંતાની રેખાઓ પણ ઘણાંના ચહેરાઓ પણ દેખાવા લાગી; કોઈનો ભાઈ, કોઈનો પતિ, કોઈનો પુત્ર, કોઈનો મિત્ર, બધાંનાં સંબંધીઓ દીવાલની પેલી બાજુના અને એ જ મકાનમાં વસતા હતા. એમનાં મોં નહોતાં દેખાતાં, એમના સ્વર નહોતા સંભળાતા, પણ એ જ મકાનમાં સૌ વસતાં હતાં, એ જ નિયમો સૌ પાળતા હતા, આશ્વાસન કાંઈક ઓછું હતું, અને એ રાતે એમાંથી કોને અને કેટલાંને યરોડા લઈ જાય એ કોણ કહી શકે ? જતી વખતની વિદાય કોણે કોને આપી કે લઈ શકે ?

એ દિવસની સંધ્યા સૌને આકરી લાગી. એ દિવસ ઘણાએ ખાધું પણ નહિ. દીવા થયા પણ જાણે ઉજાસ વગરના. એ સાંજે પ્રાર્થનામાં પણ ઘણાં બહેનો ન આવ્યાં. દીવાલની પેલી બાજુ શું થાય છે એ તરફ સૌનું ચિત્ત લાગી રહ્યું. સહેજ અવાજ થાય, જરા પગરવટ સંભળાય, દૂરથી પવન સાથે ઘસડાઈ આવતા અસ્પષ્ટ સ્વરો કાન સાથે અથડાય, કે બધાં ઉત્સુક બની જતાં. કોઈનો જતી વખતનો સંદેશો મળે, કોઈનો ચહેરો દેખાય, કોઈનો સ્વર સંભળાય, કદાચ આમાંનું કાંઈક પણ અકસ્માત બની જાય એ માટે સૌ આતુર બની રહ્યાં, પણ બધું જ નિષ્ફળ ! અંધારું થયું ને કોઈની પણ વિદાય લીધા વિના, કોઈને મોં બતાવ્યા વિના, કોઈનેએ સંદેશો આપ્યા વિના ૨૧૦ કેદીઓનું એક મોટું ટોળું બિસ્તરા ઉપાડીને સાબરમતી જેલમાંથી કૂચ કરી ગયું. જેલનો લોખંડી દરવાજો ઉઘડ્યો અને બંધ થયો. એ અવાજ અંદરના કેદીઓએ સાંભળ્યો, દરવાજાની બહારની શાંતિ નિશબ્દ રાત્રીમાં કેદીઓએ કરેલી પ્રાર્થનાના સ્વરો બેવડી દિવાલ ભેદીને અંદર આવ્યા, અને તે સ્વરો ઝીલીને અંદરનાં કેદીઓએ ઊંડા નિ:શ્વાસરૂપી આશ્વાસન લીધું. પછી તા. ૪-૩-૩૧ ના દિવસે સવારમાં અમોને પૂરી થતી મુદતે છોડી મુક્યા.

અમદાવાદ — **વસંતબહેન વ્હાલદાસ**

■ ■ ■

## (કડવા પાટીદાર યુવકમંડળ પત્રિકા નં. ૩)
## આપણી નિર્બળતા

પ્રેતભોજન કરવું એ ખરાબ છે એમ ઘણા બોલે છે. જેની શક્તિ ન હોય તે ન કરે એવી ડાહી દલીલ કરે છે. પણ જ્યારે પોતાને ત્યાં પ્રસંગ આવે ત્યારે શક્તિ હોય કે ન હોય તોપણ ચાલતી પ્રથાને બદલવા અખાડા કરે છે. ઘણા એવી દલીલ રજૂ કરે છે કે, 'આટલો વખત મારે ત્યાં બારમું થઈ જવા દો. પછી હું કદી પ્રેતભોજન કરીશ નહિ.' આવી દલીલ કરનારનો હેતુ પોતાને ત્યાંથી બારમું બંધ ન કરવાનો, બીજાની ટીકાઓના ભોગ ન થવાનો, અને કહેવાતી વ્યવહારબુદ્ધિ દાખવવાનો હોય છે. બીજા કરે, પછી પોતે બંધ કરશે. આગળ ચાલી બીજાને રસ્તો બતાવવાની હિંમત નથી. આ તો છાશ લેવી છે છતાં દોણી સંતાડવી છે એના જેવો ઘાટ થયો. જો બધા જ આવો વિચાર રાખે તો બારમું બંધ કરનાર કોણ નીકળે ?

ઉચ્ચ કેળવણી પામેલા ઘણા યુવકોને બારમાની પ્રથા નાબૂદ કરવા જેવી લાગે છે. મિત્રમંડળમાં કે ચર્ચાની મંડળીઓમાં બારમાના રિવાજને ખૂબ જ વગોવી તેને જળમૂળથી ઉખેડી નાંખવા પોતાની હોય તેટલી બુદ્ધિથી દલીલો કરી પોતાની સંમતિ બતાવે છે. પણ જ્યારે પોતાને ત્યાં બારમું બંધ કરવાનો પ્રશ્ન આવી ઊભે છે ત્યારે, 'હું એકલો શું કરું ?' સમસ્ત ન્યાત ઠરાવે તો જ બારમાં બંધ થાય. બારમું બંધ કરવાનું એકલાનું શું ગજું ?' એવી નિર્બળ દલીલ કરી, પડેલા ચીલે, ઘેટાંની પેઠે દોરાય છે. એટલું જ નહિ પણ પોતાનું વર્તન યથાર્થ હતું એમ બતાવવા આડાંઅવળાં બ્હાનાં શોધે છે. જ્યાં સુધી કેળવાયેલા જુવાનોમાં આટલું આત્મબળ નથી, ચાલતા કુરિવાજને છેદવા કુહાડો ઉંચકવાની નૈતિક તાકાત નથી ત્યાં સુધી કેવળ શબ્દોથી કે દલીલોથી બારમાં બંધ કરવાના મનોરથ હવાઈ કિલ્લા સમાન જ રહેશે.

કેટલાક યુવકો એમ પણ કહે છે કે બારમું ન કરવું ને ન જમવું એ પોતાના નિશ્ચયની વાત છે. એમાં જાહેર પ્રતિજ્ઞા લેવાની શી જરૂર ? પણ એવા ભાઈઓ જાણતા નથી કે 'પ્રતિજ્ઞા વિનાનું જીવન કાગળના વહાણ જેવું છે' જાહેર પ્રતિજ્ઞા લીધા પછી જે તોડવાનો વિચાર કરે તેમને બીજાની આંખોની શરમ આડે આવે છે. 'પ્રતિજ્ઞા તોડીશ તો ફલાણા ભાઈ શું કહેશે ? શું મોંએ હું બહાર ફરીશ ? શી રીતે મારા પગલાને વાજબી ઠરાવીશ ?' આવું આત્મમંથન તેને થાય છે, પ્રતિજ્ઞા ભંગ માટે તેનું હૃદય તેને ડંખે છે અને તેથી પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરે તે પહેલાં તેને વિચાર કરવો પડે છે. પ્રતિજ્ઞાથી જ માણસ પ્રગતિ કરી શકે છે; સદ્‌વિચારોને અમલમાં મૂકી શકે છે.

સંઘબળથી ઘણી વખત આત્મબળ ખીલે છે. નિશ્ચયની જે ઢીલાશ હોય તે બીજાની હુંફથી જતી રહી તેને સ્થાને મક્કમતા આવે છે. નવા ચીલે ચાલનાર પોતે એકલો નથી, બીજાનો સાથ છે એ વિચાર નવા ઉપાસકને પ્રેરણા આપે છે. તેથી જ યુવકમંડળની ઉપયોગીતા સ્વીકારાય છે. જે યુવાનભાઈઓ પોતાનામાંથી, ગામમાંથી કે જ્ઞાતિમાંથી સડા સાફ કરવા ઇચ્છતા હોય તેમણે આવાં પ્રતિજ્ઞા લેનારા સભ્યોનાં બનેલાં મંડળોમાં જોડાયે જ છૂટકો છે.

દોસ્તો ! જો તમારે સંસ્કારી દેખાવું હોય, આ જમાનાના સામાજિક બંડખોરમાં ખપવું હોય, આપણું હીર ચૂસી ગયેલા કુરિવાજોને દફનાવવા હોય, અને સુખી થવું હોય તો મનની નબળાઈને ખંખેરી નાંખો, ઉઠો અને સુખને રસ્તે જવા તૈયારી કરો. બુદ્ધિથી અને અનુભવથી જે કુરિવાજો આપણી પાયમાલી કરનારા નીવડ્યા છે તેમને ક્યાં સુધી ટકાવી રાખશો ?

આજે જ્યાં જોશો ત્યાં જણાશે કે યુવકો કુરિવાજો-ખાસ કરીને પ્રેતભોજનને-જડમૂળથી ઉખેડી નાંખવા મંડળો-સંઘો સ્થાપી ચળવળ ચલાવી રહ્યા છે. પોતે પ્રેતભોજન ન કરવાની અને ન જમવાની પ્રથમ પ્રતિજ્ઞા લઈ બીજાને તેમ કરવા વિનવે છે, સમજાવે છે અને ન માને તો પીકેટીંગ કરી પ્રેતભોજન જમવા જનારને શરમાવી પાછા વાળે છે.

આખા હિંદના યુવકો પણ જાગ્યા છે. તો શું પાટીદાર યુવકો ઊંઘતા રહેશે કે ? નહિ જ. દોસ્તો, નિર્બળતા છોડો અને ઉન્નતિ અર્થે પ્રતિજ્ઞાબદ્ધ થાઓ.

મંડળના સભ્ય થવા માટે જાદાભગતની પોળમાં, મંત્રી ભાઈ પ્રભુદાસ મહીપતરામને મળો યા લખો.

**ચેતન વર્ષ ૩જું, અંક ૧૧, કારતક ૧૯૮૬ (૧૯૩૦)**

■ ■ ■

૧૯૩૦માં કડી આશ્રમના વિદ્યાર્થીઓ પ્રવૃત્ત હતા. યુવકમંડળો સાથે જોડાતા સામાજીક સુધારણાના કાર્યાલય માટે તેના ફંડની માગણી કરવા માટે ટુકડીઓ બનાવી ગામડે ગામડે ફરતા. વિદ્યાર્થીઓ ગાઈ શકે ભજવી શકે તેવા ગીતો અને નાટકો બાળકો પાસે તૈયાર કરાવવામાં આવતાં. શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબની સરકારે કડવા પાટીદાર કોમમાં સામાજીક સુધારાનું કાર્ય કરવાના નિમિત્તે રૂ. ૨૦૦૦/- અંકે બે હજાર કડીના કેળવણી મંડળને આપવાનું નક્કી થયું છે.

આ કાર્યને અંગે કડી કડવા પાટીદાર આશ્રમના વિદ્યાર્થીઓની એક ટુકડી લાંઘણજ, ગોઝારિયા, જગુદણ અને લાડોલ, બીજી ટુકડી વાડજ, કાસવા, ડરણ, મોરબી, મણિપુર, આદરજ, ખેડા, વાડજ અને છત્રાલ, ત્રીજી ટુકડી સરઢવ, રૂપાલ, નારદીપુર, પલીયડ, કોઠા અને ડિંગુચા ગઈ હતી. વિદ્યાર્થીઓએ આ પૈકીનાં તેર ગામોએ રાત રહી બાળલગ્ન, બારમાં, કન્યાવિક્રય વગેરે સામાજીક કુરિવાજો સંબંધે સંવાદો તથા બીજા વીર, કરુણ અને હાસ્યરસના સંવાદો તથા કસરતના પ્રયોગો, રાસ, સંગીત, ડ્રીલ, વગેરેનો કાર્યક્રમ ભજવ્યો હતો. આ લોકકેળવણીના કાર્યક્રમથી લોકોમાં અજબ અસર થઈ હતી. સામાજીક કુરિવાજોથી થતું પારાવાર નુકસાન તેમને આબેહૂબ ભાન થયું હતું અને કેટલાક ગૃહસ્થો પોતાનાં બાળકોને કેળવણી આપવા ઉત્સુક બન્યા હતા. અર્થાત્ કેળવણી તરફ તેમને સદ્ભાવ થયો હતો. દરેક ગામેગામની વસ્તીના પોણો સો ટકાની હાજરી હતી. ખાસ નોંધવા જેવી બાબત તો એ છે કે પુરુષો જેટલી જ સ્ત્રીઓની સંખ્યા હતી. (ચેતન કારતક ૧૯૮૬)

આ પ્રણાલિકા ૧૯૫૪ સુધી ચાલી અને પૂ. નાથાભાઈ દેસાઈની આજ્ઞાથી એક ટુકડી અમે કંબોઈ, લણવા, પીંપળ, ભાટસર, પલાસર, સમીલા ગામોમાં જઈ આવા જ કાર્યક્રમો રજૂ કર્યા હતા અને દાણાની ઉઘરાણી કરી હતી.

■ ■ ■

## અમદાવાદ શહેર કડવા પાટીદાર યુવક પરિષદ

આપણી કોમમાં યુવકમંડળો કંઈ ઓછાં નથી, છતાં પ્રવૃત્તિ કંઈ જ દેખાતી નથી. એકલા અમદાવાદમાં જ જોઈશું તો પોળપોળનાં પણ યુવકમંડળો છે, છતાં સામાજિક સડા અને બીજી કુરૂઢિઓ જોઈશું તો તે અમદાવાદમાં પણ ઓછાં નજરે નહિ પડે.

ઘેર છોકરાંનાં પણ છોકરાં રમતાં હોય તેવા સાઠ-સિત્તેર વરસના દાદાજી ઘોડે ચડી તેમના દીકરાની પણ દીકરી થાય તેવડી ચૌદ વરસની લાડીને લાડેકોડે પરણવા જતાં શરમાતા નથી. આપણા આવા 'દાદાજીઓ' તો બુદ્ધિ ધરાવતા માણસ બનીને પશુઓને પણ પાણી પાય એટલા હીન બનતાં લજવાતા નથી. સમાજે આ બાબત માટે લાજી મરવા જેવું છે. જ્યાં જ્યાં યુવાનો હોય, કે યુવકમંડળ હોય ત્યાં ત્યાં તેમણે આ દાદાજીઓને માણસાઈ શીખવાડવી જોઈશે. ઊંચાઈના મોહમાં તણાઈ પોતાની દીકરીને આવા મોતની તૈયારી કરતા ઘરડા વરરાજા જોડે પરણાવવા તૈયાર થતાં માબાપોને પણ સમજાવવાં પડશે. પોતાની દીકરીને ક્યાં દેવી તેની વિમાસણમાં પડેલા માબાપો બીજાની દીકરીનું શું થશે તેનો વિચાર કર્યા વિના સ્વાર્થી બની પોતાની દીકરીને શોક્ય ઉપર નાખી પારકી છોકરીને ગરદન મારતાં અચકાતાં નથી. તેવાં માબાપોને પણ આપણે સમજાવવાં પડશે. જેમ એક અંગરખું ન ગમે તો બીજું સીવડાવે તેમ એક પત્ની ન ગમતાં બીજી અને બીજી ન ગમતાં ત્રીજી એમ અનેક પત્ની કરનાર કુળવાનોને પણ આપણે સમજાવવા પડશે.

આજે અમદાવાદમાં ઊંચા ગણાતા અને તેમનો વાદ લેનાર બીજા ઘણા લોક પણ સુખી નથી અને તેઓ બીજાઓને પણ સુખી થવા દેતા નથી. તેઓ બેજવાબદારપણે લગ્ને લગ્ને કુંવારા બની વારે વારે પરણે છે ને અનેક સ્ત્રીઓનાં જીવન બરબાદ કરે છે. ત્યારે તેમને ઘેર પણ ફોઈ, બહેન અને દીકરીઓ સાસરેથી ધક્કેલાઈને ઘેર પાછી આવે છે. જ્યાં ઘેર ઘેર આવાં લોહીનાં આંધણ હોય ત્યાં આપણો સમાજ કઈ રીતે સુખી થઈ શકે ? કેટલાક તો પોતાની ત્યજાયેલી સ્ત્રીને છૂટાછેડા પણ આપતા નથી અને આપે તો તે બદલ પૈસા માગે છે. કેટલાક

તો પરણતાં ચાંલ્લાંના પૈસા મળે અને છૂટી કરતાં પણ પૈસા મળે, એટલે પરણવાનો ધંધો જ લઈ બેઠા છે. અમારી પાસે એક કિસ્સો એવો પણ આવ્યો છે કે એક ખાનદાન ફરજંદ પોતાની સ્ત્રી પાસે છૂટાછેડા બદલ પૈસા માગે છે અને તે ન આપે તો તેને જ વેચી પૈસા ઊભા કરવા માગે છે. જ્યાં સુધી આપણી જ્ઞાતિમાં આટઆટલા સડા હશે ત્યાં સુધી બીજી જ્ઞાતિઓ સમક્ષ આપણે કઈ રીતે ઊંચું મોઢું રાખીને ફરી શકીશું ?

આ નારકીલીલા જોઈ જેનું લોહી ધગી ઊઠતું હોય તે સૌ જુવાન છે અને એવા જુવાનોએ એકત્ર થઈ આ નારકીલીલા અટકાવવા પ્રયત્ન કરવો જોઈએ. અમદાવાદના જુવાનોનો સહકાર મળે તો ગામડાં અને શહેર બંનેનાં દુ:ખ ટાળવા માટે એક જબરી ઝુંબેશ ઉઠાવી શકાય તેમ છે. પાટડી મુકામે પરિષદ મળી તે વખતે સ્થપાયેલ કડવા પાટીદાર યુવક સંઘ આજે અમદાવાદનાં યુવકમંડળોનો સહકાર માગે છે, અને તે માટે નજીકના ભવિષ્યમાં અમદાવાદના કડવા પાટીદાર યુવકોની એક પરિષદ ભરી સંગઠન કરી કામ ઉપાડવા ઇચ્છે છે.

આપણાં યુવકમંડળો નવરાશના વખતમાં ગપ્પાં ઝૂડવાના અખાડા ન બની જવાં જોઈએ, પણ સમાજનો સડો દૂર કરનાર બહાદુરોનાં જૂથ બનવાં જોઈએ. કડીમાં એક યુવકમંડળ છે. તેણે હમણાં હમણાં ચૌદ ચૌદ વરસની લાડીઓને પરણવા આવેલા બે દાદાજીઓને લીલા તોરણે પાછા કાઢ્યા. તેમનું આ કાર્ય આપણને પણ પ્રેરણા આપે તેવું છે.

અમદાવાદમાં 'અવર યંગ મેન્સ યુનિયન-કડવા પાટીદાર' નામનું એક યુવાનોનું સરસ જૂથ છે. તે કેટલાક વિદ્યાર્થીઓને પુસ્તકો પૂરાં પાડવાનું વગેરે કામ કરે છે. તે મંડળે પણ પોતાનું ક્ષેત્ર વિશાળ કરી સમાજના આ સળગતા પ્રશ્નને અપનાવવો જોઈએ. બહેનોએ પણ પોતાનો પ્રશ્ન પોતે ઉકેલવા જેટલી શક્તિ કેળવવી જોઈએ. અને આ કાર્યમાં પોતાનાથી બનતો બધો સહકાર આપવો જોઈએ.

'અન્યાય જોઈ જેનું લોહી ધગી ઉઠે તે જુવાન' એ વ્યાખ્યા પ્રમાણે નાનાં કે મોટાં, ભાઈ કે બહેન, સૌકોઈ પોતાની જાતને જુવાન કહેવડાવી શકે છે. આશા છે કે અમદાવાદનાં જુવાન ભાઈ-બહેનો એકત્ર થઈ પરિષદ ભરી આ કાર્ય સત્વર ઉપાડશે.



**સોમાભાઈ ખો. પટેલ**
(સભ્ય : ક. પા. યુવક સંઘ)



## પરિષદની આવશ્યકતા

"પટેલ" ના ચૈત્રના અંકમાં શ્રી સોમાભાઈ તરફથી અમદાવાદ કડવા પાટીદાર યુવક પરિષદ બોલાવવાનો પ્રશંસનીય લેખ બહાર પડ્યો છે તે સ્વીકારવા યોગ્ય છે. આપણી જ્ઞાતિની વિશાળતા ને તેમાં સામાજિક સુધારો ઇચ્છનાર આટલાં બધાં યુવક યુવતીઓ હોવા છતાં આપણે કંઈ કરી શકતા નથી, તે આપણા સાંઘિક બળના અભાવે જ. આપણી જ્ઞાતિમાં એવી એક પણ સંસ્થા નથી કે જે મગરૂરીથી કહી શકે કે અમે અમારી જ્ઞાતિનું પ્રતિનિધિત્વ ધરાવીએ છીએ. આધુનિક યુગ યુવકપ્રવૃત્તિનો છે. શહેરની નાનામાં નાની જ્ઞાતિઓમાં પણ એકાદ સંસ્થા એવી હોય છે કે જે જ્ઞાતિનું પ્રતિનિધિત્વ ધરાવે છે. તો આપણી જ્ઞાતિમાં એવી સંસ્થાનો અભાવ તે શોચનીય છે. આપણી ચારે બાજુ આજે આર્થિક, ઔદ્યોગિક ને સામાજિક પ્રવાહો જોરભેર ચાલી રહ્યા છે. છતાં સાપને લિસોટે ચાલનારી આપણી જ્ઞાતિ એ પ્રવાહમાં ક્યારે ઝુકાવશે ? આપણને નથી લાગતું કે સમાજના પર્વતરૂપી શિખર પરથી વર્ષોથી તણાઈ આવેલા માટી કાંકરાના થર રૂપે આપણે તળેટીમાં બદબો મારી રહ્યા છીએ ? એકાદ બે વ્યક્તિઓના બળથી એ સમુદાયના થીજી ગયેલા થર ઉકેલી શકાય તેમ નથી. તેને માટે તો મારે ને તમારે હાથમાં હાથ મિલાવી સતત પ્રયત્ન કરવો પડશે. તે થરો ઉકેલવા સાંઘિક બળની હયાતી આવશ્યક છે. એકાદ કબૂતરથી એ પારધિની જાળમાંથી જીવ બચાવી શકાય તેમ નથી. એ તો સર્વના એકત્રિત બળથી જ બની શકે. અમદાવાદના દરેક યુવક યુવતીની એ પવિત્ર ફરજ છે કે જ્યારે આપણી ચારે બાજુ જીર્ણ થયેલાં બળોથી કેટલાયે જીવો કચડાઈ રહ્યા છે, ત્યારે એ બળોને એકી સપાટે ઉખાડી દૂર ફેંકી દઈએ. 'યુવક સંઘ' જેવી એકાદ સંસ્થાની હયાતી, નદીના પૂરમાં તણાતા જીવને લાકડાનો ટુકડો જેટલી કિંમતનો થઈ પડે છે તેટલી જ કિંમતની થઈ પડશે. તો દરેક યુવકયુવતી આજે એકત્ર થઈ તે કાર્યને સફળતા આપે ને દરકેને એ કાર્ય સાધ્ય કરવાની શુભ ઇચ્છા આપે એવી મારી પ્રભુને અભ્યર્થના.

પરિષદ ક્યારે, ક્યાં, કેવી રીતે, ને તેનો શું કાર્યક્રમ રાખવો એ માટે દરેક ભાઈ બહેન, 'પટેલ' ના તંત્રી પર પોતાના વિચારો મોકલી આપે એવી પ્રાર્થના.



**કે. બી. પટેલ**
**સરસપુર-અમદાવાદ**



## જ્ઞાતિભોજનો

પુરુષોત્તમ ર. પટેલ (વકીલ) ગયા અઠવાડિયામાં અમદાવાદમાં થયેલા વરાને બંધ રખાવવા કડવા પાટીદાર યુવકમંડળે (અમદાવાદ) જે સ્તુત્ય પ્રવૃત્તિ આદરી હતી તેનો વિગતવાર હેવાલ આપણી પાસે નથી. હજારમાં એકની પાસે પાંચ પૈસા હોય તેથી આપણે સુખી છીએ એમ ન કહેવાય. તેથી જેમની પાસે પૈસા છે તેમની ફરજ છે કે તેમણે પોતાના પૈસાનો ઉપયોગ એવી રીતે કરવો કે જેથી પોતાના કુટુંબનું, જ્ઞાતિનું ને છેવટે દેશનું કાયમનું હિત થાય. એ જ ભાવનાથી છેલ્લા એક વર્ષથી સમસ્ત દેશમાં જ્ઞાતિજમણો બંધ થયાં હતાં. આ બદી બે પાંચ વરસ ચાલુ રહે તો ઉપર કહી તે ભાવના વધારે દૃઢીભૂત થાય. પણ પોતાની વાહવાહ કહેવડાવવા બહાર નીકળનારને આ ભાવનાની પડી નથી હોતી. કોઈપણ સ્વાર્થ વિના કોઈ જમણવાર થતો નતી. કારજ બંધ થયાં અને વરા શરૂ કરો એટલે ઠેરના ઠેર. તેથી જ પૈસા વાપરવાના બીજા સરસ માર્ગ છે ત્યારે જમણવાર કરી તેમ ન વેડફી નાંખવાં જોઈએ. જે માણસ અણસમજમાં આમ કરતો હોય તો તેને સમજાવી, વિનવી અને છેવટે ન માને તો પીકેટીંગથી રોકવાનો પવિત્ર ધર્મ કડવા પાટીદાર યુવકમંડળને જણાયો. આ ધર્મ બજાવતાં યુવકમંડળના મોવડીઓને સાંભળવું તો ઘણું પડ્યું. પણ છેવટે છાપાં કહે છે કે તેમને વરો અટકાવવામાં ખૂબ સફળતા મળી છે.

## અનુકરણીય

પંચો ધારે તો સમાજની સારામાં સારી સેવા કરી શકે, કેટલીયે સંસ્થાઓને નિભાવે, થોડા જ દિવસ ઉપર બેતાલીસના પાટીદારનું પંચ ડાંગરવા તા. કડી મુકામે ભેગું થયું હતું. મારે ત્યાં જવાનો પ્રસંગ થયો હતો. એમણે મને પોતાનાં અગત્યનાં કામ બાજુ ઉપર રાખી બે શબ્દો બોલવાની તક આપી તે માટે હું તેમનો ઋણી છું. મારે બીજું શું કહેવાનું હોય ? પાટીદાર એટલે ખેડૂત, ખેડૂતોનાં મહાજનો સિવાય ખેડૂત પાંગળો છે, કડી તાલુકા ખેડૂતસભાનું થોડું બયાન આપ્યું. એથી એ પંચે ઉદારતાથી રૂ. ૨૦૦/- અંકે બસો ખેડૂતસભાને ભેટ કર્યા તેમજ હવે પછી પણ મદદ આપવાનું વચન આપ્યું. તે માટે ખેડૂતસભા તરફથી હું જાહેરમાં ઉપકાર માનવાની આપના પત્ર દ્વારા છૂટ લઉં છું.



બીજાં પંચો અનુકરણ કરશે એવી મને આશા છે.

**પુરુષોત્તમ ર. પટેલ**
**દાસકાકા**



## શ્રી કડવા પાટીદાર પરિષદની વ્યવસ્થાપક મંડળના ઠરાવો

શ્રી કડવા પાટીદાર પરિષદની વ્યવસ્થાપક મંડળની મિટિંગ તા. ૨-૭-૩૯ ને રવિવારે બપોરના સાડાત્રણ વાગે શ્રી નંદુલાલ મંછારામના શાહીબાગના મકાનમાં મળી હતી. તેમાં નીચે મુજબ ઠરાવો થયા હતા.

**ઠરાવ ૧ :** શ્રી લીલાવતી મુનશીના 'અસમાન વયનાં લગ્ન'ના બિલના હેતુ સાથે આ મંડળ સંમત છે, પણ તે બિલને વધારે અસરકારક બનાવવા માટે બિલની વ્યાખ્યામાં નીચેની ફેરફારી આવશ્યક છે એવું આ મંડળનું માનવું છે. તો તે સંબંધે વિગત અને કારણ સાથે સૂચનાઓ મોકલવાની મંત્રીને સત્તા આપવામાં આવે છે.

ફેરફાર - કલમ ૨ (બ)ના બદલે નીચે મુજબઃ-

(૧) પાંત્રીસ વર્ષથી વધુ ઉંમરના કોઈપણ પુરુષનાં અઢાર વર્ષથી ઓછી ઉંમરની કોઈપણ સ્ત્રી સાથેનાં લગ્ન.

(૨) અઢાર વર્ષથી ઉપરની ઉંમરની કોઈપણ સ્ત્રીનાં તેનાથી બમણી કરતાં વધારે ઉંમરના કોઈપણ પુરુષ સાથેનાં લગ્ન.

**ઠરાવ ૨ :** અનેક પત્ની અને અનેક પતિ નિષેધક શ્રી લીલાવતી મુનશીના બિલને આ વ્યવસ્થાપક મંડળ આવકારે છે અને તે જલદી પસાર થઈ કાયદાના સ્વરૂપમાં આવે તેવી તેની ખાસ આવશ્યકતા છે. આ બિલ હિંદુસમાજને ઘણું જ આશીર્વાદદાયક થઈ પડશે એવું આ મંડળનું માનવું છે. એટલે આ બિલને આ મંડળ સહર્ષ આવકારે છે અને તેને વધારે અસરકારક બનાવવા માટે નીચેની સૂચનાઓ તેમાં ઉમેરવા માટે આ મંડળ આગ્રહપૂર્વક વિનંતી કરે છે :-

"મુંબઈ ઇલાકાનો (બ્રિટિશ હદનો) કોઈપણ વતની આ બિલમાં જણાવેલો ગુનો બ્રિટિશ હદની બહાર જઈને કરે તેને પણ આ બિલ લાગુ પાડવું."

**ઠરાવ ૩ :** શ્રી ફુલસિંહજી દાભીનાં દાયજો લેવા આપવાના રિવાજના બિલના હેતુને આ મંડળ ટેકો આપે છે અને તેને વ્યવહારુ અને અસરકારક બનાવવા નીચેની સૂચનાઓ સ્વીકારવા માટે વિનંતી કરે છે.

**કલમ ૪ :** દાયજો લેવા માટે શિક્ષા-જે કોઈપણ સખ્શ ઉઘાડી અથવા  છાની રીતે દાયજો લેશે અથવા દાયજો લેવાના કામમાં ભાગ લેશે અથવા તેમ કરવાને કોઈપણ સખ્સને ઉશ્કેરશે તેને એક મહિનાની મુદત સુધીની આસાન કેદની અથવા ૧૦૦૦/- રૂપિયા સુધીના દંડની અથવા બંને શિક્ષા થઈ શકશે. પરંતુ એવું ઠરાવ્યું છે કે કોઈ સ્ત્રીને કોઈ પણ મુદતની કેદની શિક્ષા થશે નહિ.

**ઠરાવ ૪ :** શ્રી ફુલસિંહજી દાભીના મરણ પાછળના જમણવાર આપવાની મના કરવા બાબતના બિલના હેતુ માટે આ મંડળ સંમત છે.

**ઠરાવ ૫ :** શ્રી ભોગીલાલ લાલાના હિંદુઓમાં છૂટાછેડા વગેરે અંગેના બિલને આ વ્યવસ્થાપક મંડળ અંતઃકરણપૂર્વક ટેકો આપે છે અને બિલ રજૂ કરવા માટે શ્રી લાલાને હાર્દિક અભિનંદન આપે છે.

■ ■ ■

## કડવીમીઠી વાતો
## (કડવા પાટીદાર યુવક સંઘ તરફથી)

(૧) થોડાક દિવસ પહેલાં છાપામાં આવ્યું કે અસલાલીની એક નાની ઉંમરની કન્યાને તેનાં માબાપ દહેગામના એક ઘરડા વર સાથે પરણાવે છે અને કન્યાની ઈચ્છા નથી. અમારામાંના એક ભાઈ આવું કંઈક સાંભળે છે એટલે તરત એમનું લોહી ધગી ઊઠે છે. તે જ દિવસે છાપાની કાપલી કાપીને એક સાથીદાર ગોતી સાયકલો તૈયાર કરી અસલાલી ઉપડ્યા. ત્યાં જઈ ગામમાં ખાનગી રીતે કન્યાનાં માબાપનાં નામ મેળવ્યાં ને ઘર શોધી કાઢ્યું. કન્યાની મા હતાં. તેમની સાથે વાતો કરી તેમણે કહ્યું કે, 'ભાઈ વાતમાં કંઈ માલ નથી. આ તો મારા એક સગાને આ છોડી પોતાના કુટુંબમાં જોઈતી હતી, તે મેં ના પાડી એટલે અમને ફજેત કરવા આ બધું કરે છે ને તેણે જ એ છપાવ્યું હશે.'' પછી તો તેમણે વરની ઉંમર ૩૦-૩૨ ની છે એમ જણાવ્યું ને છોડી બતાવી ને કહ્યું, ''જુઓ છોડી તો ૨૦ વરસની છે.'' છતાં અમને વર જોયા વિના ઉંમરની બાબતમાં વિશ્વાસ ન બેઠો. તેમને સમજાવ્યાં. તેમણે વર જુવાન હોવાની ખાતરી આપી. અમે પાછા આવ્યા. પાછળથી ખબર પડી કે ગમે તે કારણે તે લગ્ન અટકી ગયાં.

(૨) તે જ અરસામાં અમને માહિતી મળી કે બાવળાની એક કન્યા રખીયાલમાં ઘરડા વર સાથે પરણાવવાની છે. અમને રખીયાલના પરણનાર માણસનું નામ મળ્યું. ખબર મળ્યાને બીજે જ દિવસે અમે રખીયાલ તરફ સાયકલો હંકારી. ગામમાં જઈ તે માણસનું ઘર શોધી કાઢ્યું. તેને બધી વાત કરીને પૂછ્યું કે વાતમાં સત્ય કેટલું છે ? તેમણે કહ્યું : ''જુઓ ભાઈ, મારે કંઈ સંતાન નથી, પત્ની પણ નથી. એકલદોકલ છું. રાંધી ખાવાની ઉપાધિ છે, માટે પરણું છું.



''પણ તમારી ઉંમર કેટલી !'' અમે પ્રશ્ન કર્યો.

''પચાસ જેટલી થઈ અને શરીરે તો હજી પચાસ દેખાતોય નથી.'' તેણે જવાબ આપ્યો.

"ઠીક, તો તમે જુવાન છોડીને પરણીને તેનો ભવ શા માટે બગાડો છો ? કોઈ પાકટ ઉંમરની શોધી કાઢો ને !"

"ભાઈ, એ કન્યા પાકટ ઉંમરની જ છે. તેને ય ૩૦-૩૨ વરસ થયાં છે ને પહેલાં તેને નરોડા પરણાવેલી હતી તે અત્યારે છૂટી થઈ છે અને એનેય આશ્રય મળવાનો છે."

અમે બીજી પણ નાતની વાતો કરી. બીજાં પણ ડોસાડોસીઓ ભેગાં થઈ ગયેલાં ને શહેરનાં મોટાં ઘરોમાં વહુઓનાં થતા લોહીબળાપાની વાતો સાંભળી અમે પાછા આવ્યા. બાવળા તપાસ કરી તો ખબર પડી કે કન્યા પાકટ છે અને એને પણ આશ્રય મળે તેમ છે. અમે જાણ્યું કે આમાં ઉંમરનો ખાસ વાંધો નથી અને અન્યોઅન્ય આશ્રય મળે છે એટલે વચ્ચે પડવા જેવું નથી.

(૩) દોઢેક મહિના પહેલાં અમને ખબર મળી કે મીઠાખળીમાં મેટ્રિકનો અભ્યાસ કરતો એક જુવાન એક પત્ની હયાત છતાં બીજી કરે છે. અમે તે ભાઈને જ મળી આવ્યા. તેમણે અમારી વાત શાંતિથી સાંભળી અને સમજ્યા પણ ખરા. અમે તેમની પરીક્ષા થઈ રહ્યા પછી ફરી મળવાનું રાખ્યું. પછી તેમને કન્યા દેવા આવનારને સમજાવવા સોલા ગયા. સવારે ચાલતા ઉપડ્યા ને દસેક વાગે ગામમાં પહોંચ્યા. પણ અમને નામ ખોટું મળેલું, એટલે ધક્કો થાત પણ અમે ગામમાં એકબે ઠેકાણે વાત કરી ને પૂછ્યું, "હમણાં કોઈએ મીઠાખળીમાં રૂપિયો આપ્યો છે ?" એમ વાત કઢાવતાં નામ મળી ગયું. કન્યાના પિતા મરી ગયા હતા. તેની માને મળ્યા. તેણે તો અમને ઉધડા જ લેવા માંડ્યા. "જાઓ, આખી નાતમાં બંધો કરીને મારે ઘેર આવજો." અમે તેમને ખૂબ સમજાવ્યાં, "માજી, વિચાર કરો, આપણી દીકરી હોય ને તેના પર બીજો કોઈ દીકરી દે તો આપણને કેટલું દુઃખ થાય ? પારકી છોકરીને ગરદન મારતાં આપણને શરમ આવવી જોઈએ ?" એમ ઘણું ઘણું સમજાવ્યું, પણ માજી તો 'હાડો ડગે પણ ખાડો ના ડગે.' છેવટે થાકીને ઉઠ્યા. ખરા તડકે પાછા અમદાવાદનો રસ્તો માપ્યો.

તપાસ કરતાં માલમ પડ્યું કે તે ફરી પરણનાર ભાઈનાં નાનપણમાં લગ્ન થયેલાં, કન્યાને હજી તેડી પણ નથી. એને પગે કંઈક ખોડ આવી ગયેલી હોવાથી આ જુવાન ભાઈ સગાંવહાલાંના કહેવાથી ફરી પરણવાના છે, અમને લાગ્યું કે ઘરનાં બધાંનાં મન ઉંચાં થઈ ગયાં છે. અને વળી વેવાઈ વેવાઈઓને પણ ખટરાગ બંધાયો છે. તો સમજાવીને ચલાવીશું તો ગમે ત્યારે પાછું કોકડું ગુંચાવાનું છે. એટલે છેવટે તે કન્યાને ફારગતી આપવાનું વચન તે જુવાનના પિતા પાસેથી

મેળવી લીધું. તેમણે તો એટલા સુધી કહ્યું કે, ''હું ફારગતી તો આજે જ આપવા તૈયાર છું, પણ એક શરતે કે તે પોતાની છોડી બીજે જઈને વેચે નહિ તેની બાંહેધરી આપે.'' તે પછી તો બીજી પણ થોડી ઘણી વાતો કરી ફારગતી વચન મેળવી અમે ઊઠ્યા.

(૪) એ જ અરસામાં છાપામાં ખબર આવી કે રાયપુરની એક ૧૬ વરસની કન્યાનાં લગ્ન દરિયાપુરમાં એક વૃદ્ધ સાથે થવાનાં છે. અમે તે જ દિવસે દરિયાપુર પહોંચ્યા. પોળમાં જઈ તે ભાઈની ઉંમર કેટલી, તેમને પત્ની હયાત છે, કાંઈ સંતાન છે, શું ધંધો કરે છે, ઘર ક્યાં આવ્યું, એવી બધી બાતમી મેળવવા માંડી, પણ બેત્રણ શાળામાં ભણતા જુવાનિયા તો ડરપોક નીકળ્યા. કોઈ કંઈ જવાબ જ ન આપે. પછી તો અમે ધધડાવ્યા; ''જુવાન થઈને બીકણ ક્યાંથી ? તમારી જુવાની અને ભણતર બેય લજવાય છે.'' આમ ધધડાવતા હતા ત્યાં તો પરણનાર ભાઈ જ આવી ચઢ્યા. તેમનું નામ પૂછ્યું. તેઓ અમને તેમને ઘેર લઈ ગયા. તેમની ઉંમર ૪૫ જેટલી હશે. પણ શરીરે ૩૫ જેટલી લાગતી હતી. તેમને બધી વાત કરી. તેમણે પણ વિનયપૂર્વક વાત કરી. અને જણાવ્યું કે કન્યાની ઉંમર મોટી છે. છાપામાં વાત આવી ગયેલી એટલે પોતાની બાબત મજબૂત કરવા તેમણે રક્ષણનો કિલ્લો કરી લીધો હતો. તેમણે પોતાની હયાત પત્ની પાસે એવી જાતનું લખાવીને છપાવરાવ્યું કે, ''અમારે કંઈ સંતાન ન હોવાથી મારા પતિને ફરી પરણવાની છૂટ આપું છું, માટે જાહેર જનતાએ ખોટો ઉહાપોહ કરવો નહિ.'' અને નવી થનાર પત્નીનાં માબાપને દબાણ કર્યું ને તેમણે તે છોકરી પાસેથી એવી જાતનું લખાણ કરાવરાવીને બહાર પાડ્યું કે, ''હું મારી રાજીખુશીથી ને મારાં માબાપની સંમતિથી આ લગ્ન કરું છું. માટે કોઈએ ખાલી ઉહાપોહ કરવો નહિ.''

અમે તે પછી તે છોકરીને જ મળવા ગયા. છોકરી માબાપથી એટલી બધી દબાઈ ગઈ હતી કે ના પાડવાની તેનામાં જરાય હિંમત રહી નહોતી. છાપામાં વાત જાહેર થતાં જ તેને ઘર બહાર નીકળવાની મનાઈ કરી હતી અને કોઈને પણ મળવા દેવાની છૂટ નહોતી. અમે ગયા તે પહેલાં તો તેને પોપટની જેમ પાઠ ભણાવી દીધા હતા. એટલે અમે મળ્યા, ત્યારે તે ઘરડા વરને પરણવાની ના પાડી શકી જ નહિ. નિસરણી પાસે ઊભી ઊભી બીજી સ્ત્રીઓ કાન માંડીને અમારી વાતો સાંભળતી હતી એટલે પેલી છોકરીનામાં હિંમત આવી જ નહિ. અમે તેને ખૂબ ખૂબ સમજાવી પણ તે તો પોપટની જેમ એક જ વાત કહેતી હતી, ''હું મારી રાજીખુશીથી પરણું છું. તમારે શી પંચાત !''

ફૂલ જેવી છોકરી જોઈને અમને તેની દયા આવી પણ એને એની રાજીખુશીથી મોતના મોમાં પેસવું હોય પછી અમે શું કરીએ? જરાક તો ના પાડવાની એનામાં હિંમત હોવી જોઈએ ને! છેવટે થાકીને અમે પાછા વળ્યા.

(૫) એ જ દિવસે અમને ખબર મળી કે ઘીકાંટાની એક ૧૫ વર્ષની કન્યા લગ્ન દરિયાપુરમાં એક ઘરડા દાદા જોડે થવાનાં છે અને તે દાદાને એક હયાત પત્ની, જુવાન દીકરી અને દીકરાની વિધવા પત્ની પણ છે. અમે બીજે જ દિવસે તે ભાઈને મળવા ગયા. તેમણે તો સીધી જ અમને ગાળો રોડવવા માંડી ને જાણે હમણાં મારશે એમ ઉશ્કેરાઈને બોલવા લાગ્યા. અમે ઠંડા પેટે ગાળો સાંભળી રહ્યા હતા. ઘડી પછી તે ભાઈ જરા ઠંડા પડ્યા. પછી પોતે મોટા દાનવીર છે, ધર્મિષ્ઠ છે ને સમાજસેવક અને સુધારક પણ છે એવી એવી બડાશો મારવા માંડી. અમે છેવટે એમને પૂછ્યું, ''કન્યા પરણવાની ના પાડે તો તમે લગ્ન માંડી વાળવા તૈયાર છો?'' તેમણે હા પાડી.

તેમની ઉંમર ૪૮-૫૦ જેટલી હતી, માથાનો કે દાઢીનો એકે વાળ કાળો રહ્યો નહોતો, છતાં તેમના દીકરાની પણ દીકરી થાય તેવી એક ગભરુ બાળાનું જીવન ધૂળમાં મેળવવા તેઓ તૈયાર થયા હતા.

અમે છોકરીને મળ્યા. તેણે કહ્યું, ''મારી ઇચ્છા ઘરડા વરને પરણવાની નથી, પણ શું કરું? જે માબાપે ઉછેરીને મોટી કરી તેમની મરજી વિરુદ્ધ કાંઈ ઓછું જ જવાય છે?'' અમને લાગ્યું કે છોકરી ખરે વખતે કદાચ પાછી નહિ પડે. પછી અમે આ બાબતમાં લાગતા વળગતા બંને પક્ષના માણસોને મળ્યા, પણ કાંઈ સ્પષ્ટ વલણ સમજાયું નહિ. છેવટે જ્યોતિસંઘની મદદથી કોર્ટની મદદ મેળવીને તે લગ્ન ન થાય તેવો મનાઈ હુકમ મેળવ્યો. પછી તો બંને પક્ષ અંદર અંદર સમજી ગયા ને લગ્ન માંડી વાળ્યાં અને અમે કેસ પાછો ખેંચી લીધો.

■ ■ ■

અમારાથી પહોંચી વળાય તેટલું કાર્ય કરવા અમે ઇંતેજાર છીએ; પણ અમને બીજા જુવાનિયાઓની મદદની ખૂબ જરૂર છે. અમને લાગે છે, કે જો અમદાવાદના જુવાનિયાઓની અમને મદદ મળે તો અમે ખૂબ કામ કરી શકીશું. અમને નામની પડી નથી. ગમે તે કોઈ મંડળ પોતાના નામે કામ ઉપાડશે તો તેમના હાથ નીચે પણ અમે કામ કરવા તૈયાર છીએ.



નજીકના ભવિષ્યમાં અમદાવાદ શહેર યુવક પરિષદ ભરવા અમારી ઇચ્છા છે. એથી અમદાવાદના જુવાનોના સંપર્કમાં અમે આવીશું અને તેમની મદદ મેળવી વધારે કાર્ય કરવા શક્તિશાળી થઈશું એવી અમને આશા છે.

આશા છે કે અમદાવાદનાં ભાઈબહેનો અમને પરિષદ ભરવાના કાર્યમાં પોતાની બનતી મદદ કરશે.



## નરોડાનું યુવકમંડળ

નરોડામાં એક ઉત્સાહી ભાઈઓનું જૂથ છે. તેઓએ ગામમાં પ્રગતિનાં આંદોલનો જગાવવા એક યુવકમંડળ સ્થાપ્યું છે. ગામનું એક સામાન્ય યુવકમંડળ તો છે જ. તે ઉપરાંત આપણી જ્ઞાતિનું પણ એક યુવકમંડળ છે. તે સામાજિક તથા રાજકીય વિષયોમાં સારો રસ ધરાવે છે. તે યુવકમંડળની સ્થાપના સંવત ૧૯૯૫ ના કારતક માસમાં થઈ હતી. તેનો ઉદ્દેશ જ્ઞાતિસેવા તથા સમાજસુધારણા છે.

તે મંડળના પ્રમુખ શ્રી પ્રહલાદભાઈ પુરુષોત્તમદાસ પટેલ છે. ઉપપ્રમુખ શ્રી કેશવલાલ ઈશ્વરભાઈ પટેલ તથા મંત્રીશ્રી નાથાભાઈ ધરમદાસ છે,

આ મંડળનો દરેક સભ્ય ઓછામાં ઓછી નીચેની વસ્તુઓ પાળવા પ્રતિજ્ઞાથી બંધાયેલો છે :-

૧. મંડળનો કોઈ સભ્ય ચાહ પીશે નહિ તેમજ હોટલની ચાહ, કૉફી કે ઉકાળો પણ પીશે નહિ.
૨. મંડળનો કોઈ સભ્ય પ્રેતભોજન જમશે નહિ તેમ પોતે પ્રેતભોજન કરશે નહિ અને અન્ય કોઈ કરતું હોય તો તેને સહકાર આપશે નહિ.
૩. મંડળનો કોઈ સભ્ય એક પત્નીની હયાતીમાં બીજી પત્ની કરશે નહિ. જો પ્રથમની પત્નીની ઉંમર ત્રીસ વરસથી વધુ થઈ હોય છતાં તેને કંઈ સંતાન ન હોય અથવા ફક્ત છોકરીઓ જ હોય તો તેવે પ્રસંગે પોતાની પ્રથમની પત્નીની સંમતિ હોય તો જ વંશવૃદ્ધિને માટે બીજી વાર પરણવાની છૂટ રહેશે.

આ મંડળે કેળવણી ઉત્તેજનાર્થે કેળવણી ફંડ ખોલ્યું છે અને નીચેના સભ્યોની એક કમિટી નીમી છે જે કેળવણી ઉત્તેજનનું કામ કરશે :-

૧. પ્રહલાદભાઈ પુરુષોત્તમદાસ પટેલ

૨. નાથાભાઈ ધરમદાસ પટેલ
૩. ગોવિંદભાઈ લક્ષ્મીદાસ પટેલ

આ મંડળે હમણાં હમણાં સારું કામ આરંભ્યું છે. નરોડાના પટેલ ચુનીલાલ નરોત્તમદાસ એક પત્ની હયાત હોવા છતાં બીજી પત્ની કરવા તૈયાર થયેલા

અને લગ્ન નક્કી થઈ કંકોત્રી પણ આવેલી. મંડળના સભ્યોએ ભાઈને સમજાવ્યા. અને તેઓ સમજુ હોઈ તરત સમજી ગયા અને ફરીવારના લગ્નનો વિચાર માંડી વાળ્યો, ને સામાવાળાને ના લખી દીધી. આ માટે મંડળ તેમનો આભાર માને છે અને અન્ય ભાઈઓ પણ તેમના જેવા સમજુ બનવાનો તેમના પરથી દાખલો લે તેવી ભલામણ કરે છે.

થોડાક વખત પહેલં પટેલ જીભાઈદાસ અજુદાસને ત્યાં કારજ આવેલું. પરંતુ મંડળે તેમને પણ સમજાવ્યા અને તે ભાઈએ પણ કારજ માંડી વાળ્યું ને કેળવણી ફંડમાં રૂ. ૨૫/- આપી મંડળને સારો સહકાર આપ્યો છે.

આપણે ઇચ્છીએ કે આવાં મંડળો ગામે ગામ સ્થપાય અને તે મંડળો હરહંમેશ આવાં કાર્યો કરતાં રહે.

## કંબોઈમાં કારજ

ચાણસ્મા અને તેની નજીકનાં ગામડાંનો પ્રદેશ આપણી જ્ઞાતિમાં શીરાની સંસ્કૃતિનું કેન્દ્ર બન્યો છે. ત્યાં દર વર્ષે કારજ પાછળ જેટલા રૂપિયાનો ધુમાડો થાય છે તેટલા રૂપિયા જો કેળવણી પાછળ ખર્ચાય તો જરૂર તે પ્રદેશમાં સુધારો દાખલ થાય અને આર્થિક સ્થિતિ પણ સુધરે. તાજેતરમાં જ કંબોઈના એક ભાઈએ વહેવાર ખાતર કારજ કર્યું છે.

કોઈને ઘેર પુત્રજન્મ થયો હોય તો તેની ખુશાલીમાં સાકર વહેંચે, કોઈને ત્યાં લગ્ન હોય તો તેની ખુશાલીમાં જમણ કરે, કોઈ વિદ્યાર્થી સારે નંબરે પાસ થયો હોય તો મિત્રોને મિજબાની આપે, પણ કોઈ જુવાન કે ઘરડું મરી જાય છે ત્યારે પણ શું લોકો ખુશ થાય છે કે તે બદલ શીરાની મહેફીલ ઉડાવરાવે છે ? શું એમને એમ થતું હશે કે, ''હાશ ! સારું થયું, મરી ગયાં તો લપ ગઈ ! છૂટ્યાં !'' અને તેની ખુશાલીમાં આ જલસો કરતા હશે ? પોતાનું ગલૂડિયું મરી જાય છે ત્યારે કૂતરી પણ બે દિવસ ખાતી નથી. ત્યારે મરણ પાછળ જે માણસો આમ મહેફીલ ઉડાવે તેમને ખરા લાગણીવાળા કહેવા કે બુદ્ધિ વગરના એ કૂતરાને લાગણીવાળું કહેવું ?

કોઈ કહેશે : ''ભાઈ ! એ વહેવાર છે. કો'કને ઘેર મોં એંઠું કરી આવ્યા હોઈએ તો બીજાને પણ મોં એંઠું કરાવવું પડે ને ?'' તેમની વાત ખરી. પણ વહેવાર કોને કહેવો તે તો સમજવું જોઈએ ને ? વહેવાર તે કહેવાય કે જેમાં એક માણસને બીજા માણસની મદદ અને હૂંફ મળે. પણ કારજમાં તો એક

જણને ચડાવી મારી, તેનાં અને તેના બાપદાદાનાં ખોટાં વખાણ કરી તેની પાસે કારજ કરાવી તેનું ઘર સાફ કરી નાખવામાં આવે છે અને એવી ખોટી વહેવારની શિખામણ આપનાર ખરેખરા હિતેચ્છુઓ નથી પણ શત્રુઓ છે તે સમજવું જોઈએ અને એવાં ખોટાં વખાણ કરવા આવનારને ઉંબરે પણ ઊભા રહેવા દેવા ન જોઈએ.

આશા છે કે, બીજા ભાઈઓ હવે કાચા કાનના નહિ બને અને એવી ખોટી ખુશામતમાં નહિ તણાય. એ ઘર સાફ કરવાના રિવાજને અને મરણ પાછળ ખુશાલી માણવાના લાગણીહીનતાના અક્કલ વગરના રિવાજને ઉત્તેજન નહિ આપે. માત્ર ચારપાંચ ભાઈઓ જો આવો દાખલો બેસાડે તો જરૂર આ બદી અટકે અને લોકોનાં ઘર સાફ થઈ જતાં બચે. - ઈ.સ. ૧૯૩૯

(આ પુસ્તકના લેખક ડૉ. મંગુભાઈ પટેલનું વતન કંબોઈ છે.)



## યુવકમંડળોને સૂચના

પાટડી, નરોડા અને અમદાવાદમાં યુવકમંડળો સ્થપાયેલાં છે. તેઓ જે કાર્ય કરે છે તે સ્તુતિપાત્ર છે એટલું જ નહિ પણ સ્ત્રીજાતિ પ્રત્યે દયા અને પરમાર્થ કરે છે.

હાલમાં મુંબઈની ધારાસભામાં સામાજિક સુધારાનાં પાંચ બિલો રજૂ થયાં છે. આ પાંચે બિલો કડવા પાટીદાર કોમની બાળાઓ અને સ્ત્રીઓના હિત માટે જ છે. કારણ કે ગામડાના અજ્ઞાન, મિથ્યાભિમાની અને આંખના અંધા પોતાની દીકરીઓને કુલીનતાના કસાઈખાનામાં નાખી તેમનું ઘણું જ અહિત કરી રહેલા છે. આ પાંચે બિલો કાયદાનું રૂપ ધારણ કરે તો જ બાળાઓ અને સ્ત્રીઓ સુખી થાય.

નામધારી કુળવાનો, દ્રવ્યવાનો તેમજ કેટલાક ગ્રેજ્યુએટ ગદ્ધાઓ, ઉપરા ઉપરી અનેક સ્ત્રીઓ કરે છે. પૂર્વની સ્ત્રીઓને ત્યજી દે છે, અન્ન વસ્ત્ર વિના રઝળાવે છે. પરણતી વખતે પુરતપહેરામણી અને છોડતી વખતે પણ ફારગતી આપવા બદલ પૈસા લે છે. આવા વ્યભિચારના કીડાઓ અનેક સ્ત્રીઓ ભોઘવવાનો અને દ્રવ્ય કમાવાનો ખાસ ધંધો લઈ બેઠા છે. નાતરાનો રિવાજ છે, એટલે વિધવા અને વિધુરો પુનર્લગ્ન કરે તે યોગ્ય છે; પણ તેના બદલે હાલમાં કેટલાક વ્યભિચારી વૃદ્ધ પુરુષો, કુંવારી કન્યાઓ સાથે લગ્ન કરી બાળાઓનાં જીવન નષ્ટભ્રષ્ટ કરે છે. કન્યાનો પિતા આવા વૃદ્ધ વ્યભિચારીઓને પોતાની દીકરી આપતાં જરા પણ

વિચાર કરતો નથી. કદાચ તે પિતા એમ સમજતો હશે કે, 'રાંડશે તો ફરી નાતરું કરાવીશું, પણ અત્યારે તો કન્યાદાન સાથે દ્રવ્યદાન આપી મોટાઈ પ્રાપ્ત કરી લઉં.'

યુવકમંડળ ગમે તેટલા પ્રયાસ કરે તો પણ વ્યભિચારના કીડા વૃદ્ધો અને એવા યુવાનો તો છૂપી રીતે ગમે ત્યારે લગ્ન કરવાના જ ! તેમજ મિથ્યાભિમાની કન્યાનો પિતા, પોતાની પુત્રીને વૃદ્ધ અને અનેક સ્ત્રી કરતા વ્યભિચારીઓને આપીને લહાવો લેવાનો જ !

યુવકોનું કર્તવ્ય છે કે તેઓએ એકત્ર થઈ ઠરાવો કરી પાંચે બિલોને ટેકો આપી પોતાના અભિપ્રાયો મોકલવા. જે જે જ્ઞાતિમાં પુનર્લગ્ન અને નાતરાનો રિવાજ છે તે જ્ઞાતિ માટે તો આ પાંચે બિલોનો અમલ થવો જ જોઈએ. એ પાંચે બિલો રજૂ કરનારાઓને અભિનંદન આપવાં ઘટે છે.

**એક અનુભવી વૃદ્ધ**

■ ■ ■

**અસમાનવયનાં લગ્ન**

મુંબઈની ધારાસભામાં રજૂ થનારાં સામાજિક બિલો ઉપર અભિપ્રાય આપવા માટે તા. ૨-૭-૩૯ ના રોજ કડવા પાટીદાર પરિષદની મિટિંગ મળી હતી. તેમાં તે તે બિલોને ટેકો આપવા ઉપરાંત અગત્યની સૂચનાઓ કરી હતી તે આ જ અંકમાં આપવામાં આવી છે. તેમાં અસમાનવયનાં લગ્ન બિલમાં જે ફેરફાર સૂચવ્યો છે તે આવકારદાયક છે. તે ફેરફાર પ્રમાણે અસમાનવયનાં લગ્નની વ્યાખ્યા આ પ્રમાણે છે.

(૧) પાંત્રીસ વર્ષથી વધુ ઉંમરના કોઈ પણ પુરુષનાં અઢાર વર્ષથી ઓછી ઉંમરની કોઈ પણ સ્ત્રી સાથેનાં લગ્ન.

(૨) અઢાર વર્ષની ઉપરની ઉંમરની કોઈ પણ સ્ત્રીનાં તેનાથી બમણી કરતાં વધુ ઉંમરના કોઈ પણ પુરુષ સાથેનાં લગ્ન.

મૂળ બિલમાં ૧૮ વર્ષથી ઓછી ઉંમરની સ્ત્રી અને ૪૫ વર્ષથી વધુ ઉંમરના પુરુષનાં લગ્નને અસમાન વયનાં લગ્ન ગણવાં એવું સૂચવ્યું છે, પણ તે લગ્નમાં વયની અસમાનતા ઘણી વધુ છે. તેથી ૧૮:૩૫ ની વયમર્યાદા સૂચવી છે. વળી ૧૮ વર્ષની ઉંમરની સ્ત્રી ૪૫ વર્ષ ઉપરના પુરુષને પરણે તો તેમાં ખાસ પ્રતિબંધ મૂકેલો નથી. બિલમાં ૧૮ વર્ષની ઉંમરની સ્ત્રીને સ્વતંત્ર અભિપ્રાયવાળી સ્ત્રી

ગણવામાં આવી છે. તેથી જ આવો પ્રતિબંધ સૂચવ્યો લાગતો નથી. પણ આપણે સૌ જાણીએ છીએ કે અઢાર તો શું પણ પચીસ વર્ષની કન્યા પણ પોતાના લગ્નની બાબતમાં સ્વતંત્ર અભિપ્રાય આપી શકતી નથી. આમ સ્ત્રીની નિરાધારતા જોઈને તે બિલમાંની ઉણપ પૂરવા માટે કલમ (૨) નો ઉમેરો કરવા સૂચવ્યું છે. જો તે ઉમેરો માન્ય રાખવામાં આવે તો કાયદાનો હેતુ સારી રીતે સચવાય. બીજો સુધારો ઉમેરવાથી ૧૮ વર્ષ ઉપરની ઉંમરની સ્ત્રી સાથે તેનાથી બમણી ઉંમર ઉપરનો કોઈ પુરુષ લગ્ન કરી શકશે નહિ.

ઉગ્ર સુધારકને તો આટલો વયનો તફાવત પણ ગમશે નહિ. પણ અત્યારે શરૂઆતમાં આવા સામાજિક સુધારાના બિલમાં આટલી પણ જોગવાઈ થશે તો ઘણું થયું ગણાશે.

**અનેકપત્નીત્વ નિષેધક બિલ**

આ બિલને આપણી કોમનો હાર્દિક ટેકો હોય જ. પણ તેમાં પણ એક સુધારો સૂચવ્યો છે, અને તે ઘણો જ અગત્યનો છે. શારદા એક્ટનો ભંગ કરવા માટે બીજી હદમાં જઈને એવાં લગ્નો કરી આવનાર પહેલાં કોઈ કોઈ મળી આવતું તેમ આવી બાબતોમાં કાયદાની બારીકીનો ગેરલાભ લઈ કોઈ આવાં એક ઉપર બીજી કરવાનાં લગ્ન પરહદમાં જઈને કરે, તોપણ તે ગુન્હેગાર ગણાય તેવી જોગવાઈ કરવાની સૂચના છે.

**પરઠણ નિષેધક બિલ**

આ બિલ કન્યાવિક્રયથી તેમજ વરવિક્રયથી થતાં લગ્નોને લાગુ પડે છે. બિલમાં કન્યા સાટે અગર વર સાટે પૈસા આપનાર તથા લેનાર બંને ગુનેગાર ઠરાવ્યા છે. આ બાબતમાં બંનેને ગુનેગાર ઠરાવવાથી ગુનો બહાર ન આવે તે સ્વાભાવિક છે. એટલે આ બાબતમાં પૈસા દેનાર કરતાં પૈસા લેનારને ગુનેગાર ઠરાવવામાં આવે તો ગુનેગારને પકડી શકાય. એટલે કન્યાવિક્રયના પ્રશ્નમાં કન્યાના પૈસા લેનાર અગર પૈસા લેવામાં ભાગ લેનાર અને વરવિક્રયમાં ચાંલ્લો, પહેરામણી વગરે લેનાર અગર તેમ કરવામાં ભાગ લેનાર, ઉશ્કેરનાર ગુનેગાર ગણાય તેવું કરવા પુરતો સુધારો કરવા સૂચવ્યું છે અને તે સુધારો ઘણો જ અગત્યનો છે.

બીજાં બે બિલો મરણ પાછળનાં કારજ અટકાવવા તથા છૂટાછેડાને લગતાં બિલો છે. તેમાં કંઈ સુધારો કરવા જેવું નથી લાગ્યું એટલે તેને હાર્દિક ટેકો આપ્યો છે.

ઉપરનાં બિલોમાંનાં શ્રી લીલાવતી મુનશીનું અનેકપત્નીત્વ નિષેધક બિલ

તથા શ્રી ભોગીલાલ લાલાનું છૂટાછેડાને લગતું બિલ પહેલા વાચનમાંથી પસાર થઈ ગયું છે અને ઓગસ્ટની ૧૪મી પછી મળનાર ધારાસભામાં ઘણું કરીને તે બિલો સિલેક્ટ કમિટીને સોંપાશે. સિલેક્ટ કમિટી તે ઉપર રિપોર્ટ તૈયાર કરી ધારાસભાને સોંપશે. ત્યાર પછી તે બીજા અને ત્રીજા વાચનમાંથી પસાર થઈ ગવર્નરની મંજૂરી મળ્યે કાયદાનું રૂપ લેશે.

એ સિવાયનાં બાકીનાં બિલો આવતી ધારાસભામાં પહેલા વાચન માટે પેશ કરવામાં આવશે.

ઉપરનાં બિલો પસાર થયે આપણા ઘણાખરા સામાજિક પ્રશ્નો હલકા થઈ જશે તેમાં શંકા નથી.

**ત્યજાયેલી બહેનોની વહારે**

શ્રી ભોગીલાલ લાલાએ મુંબઈની ધારાસભામાં એક અગત્યના બિલમાં સુધારણાની દરખાસ્ત મૂકવા તૈયારી કરી છે. આપણે જોઈએ છીએ કે ત્યજાયેલી બહેનોની અને તેમનાં બાળબચ્ચાંની ભૂંડી વલે થાય છે, તેમનો સંસાર ઉજ્જડ થાય છે અને ખાવાપીવામાં કેટલી હેરાનગતિ ભોગવવી પડે છે તે તો આપણા ''પટેલ''નાં પાનાં કહે છે. કેટલીક બિચારી કોર્ટનો આશ્રય લે છે, છતાં તેમને જોઈતા પુરાવા મળતા નથી અને નિરાશ થાય છે.

શ્રી લાલાએ એવી મતલબનો સુધારો મૂકાવ્યો છે કે જે સ્ત્રીને પુરુષ ખોરાકી-પોષાકી આપતો ન હોય તેવી સ્ત્રી ખોરાકી-પોષાકી માગે તો બીજી પત્નીની હયાતી એ જ તેના ખોરાકી-પોષાકી મેળવવાના હક માટે પૂરતું કારણ ગણાવું જોઈએ.

આ બિલ ત્યજાયેલી અને હડધૂત બહેનોને આશીર્વાદ સમાન થઈ પડશે. આ સુધારો લાવવા માટે અમે શ્રી લાલાને ધન્યવાદ આપીએ છીએ.

**અગત્યનો ઠરાવ**

કડવા પાટીદાર પરિષદનું પણ આપણી બહેનોની અસહાય દશા તરફ લક્ષ દોરાયું છે. હમણાં જ મળેલી તેની કાર્યવાહી સમિતિ અને વ્યવસ્થાપક મંડળમાં નીચે પ્રમાણે ઠરાવ થયો છે :-

આપણી જ્ઞાતિમાં એકીસાથે એક કરતાં વધારે સ્ત્રીઓ કરવાનો દુ:ખદાયક ચાલ પ્રચલિત છે. દિવસે દિવસે તે ઉગ્ર સ્વરૂપ પકડતો જાય છે તેમ જ આવી અનેક સ્ત્રીઓ કરનાર તેમને સાથે નથી રાખતા એટલું જ નહિ પણ તેમને કે તેમનાં બાળબચ્ચાંને રહેવા, ખાવા, પહેરવાની સગવડ પણ નથી આપતા તેમજ જ્ઞાતિનાં ચાલને અનુસરી સ્ત્રીઓ ફારગતી માગે તો તે લખી આપવા માટે મોટી રકમની માગણી કરે છે અને તે ના મલે ત્યાં સુધી નથી તેને છૂટી કરતા,

નથી ભેગી રાખતા કે નથી રહેવા ખાવાનો બંદોબસ્ત કરી આપતા. આવા દાખલા સંખ્યાબંધ છે. આવી અસહાય બહેનો કોર્ટનો આશ્રય લેવા જાય છે ત્યારે કાયદામાં ઠરાવ્યા પ્રમાણેના જુલમ, ત્રાસ વગરે સાબિત કરવાના તેમને પુરવા નથી મળી શકતા. પરિણામે જન્મારો અહીં તહીં હડધૂત થવું પડે છે, અને કેટલીકની આબરૂને કલંક અડે છે. આ દુ:ખદ પરિસ્થિતિમાંથી આવી અસહાય બહેનોને ઉગારવા માટે કાયદામાં નીચે પ્રમાણે મુદા દાખલ કરવા પરિષદની આ કાર્યવાહક સમિતિ હાલની મહાસભાવાદી સરકારને આગ્રહભરી ભલામણ કરે છે કે :-

(૧) કોઈ સ્ત્રી તેની કે તેનાં બાળબચ્ચાંની ખોરાકી-પોષાકી અને રહેઠાણ માટે કોર્ટમાં ફરિયાદ કરે તો તેના પતિને બીજી સ્ત્રી છે એટલો જ માત્ર પુરાવો તે સ્ત્રી તથા તેના બાળકોને યોગ્ય અલગ ખોરાકી-પોષાકી તથા રહેઠાણ મેળવવા માટે પૂરતો ગણાવો જોઈએ.

(૨) જે જ્ઞાતિ તથા કોમમાં સામાજિક રીતે લગ્ન વિચ્છેદનો તથા પુનર્લગ્ન રિવાજ ચાલે છે તે જ્ઞાતિ કે કોમની કોઈ પણ સ્ત્રી યોગ્ય કારણે પોતાના પતિથી ફારગત થવા (divorce મેળવવા) કોર્ટમાં ફરિયાદ કરે તો તેને કોર્ટે ફારગતી કરી આપવી જોઈએ.

ઉપરના ઠરાવ પ્રમાણે કાયદામાં પૂરતો સુધારો થાય તો ઉપરાઉપરી બેજવાબદારીથી પરણનારના કોડ ટૂંકા થાય, અને છૂટાછેડાના અને લખણાના પૈસા લેવાનો જેમને હરામચસ્કો પડ્યો છે તેમની કિન્નાખોરી નાબૂદ થાય.

અમે આશા રાખીએ છીએ કે આવા અગત્યના સુધારા માટે પરિષદના કાર્યવાહકો પૂરતો પ્રયત્ન કરશે.

■ ■ ■

## પરિષદ્‌ના મંત્રીનો પત્ર

['પટેલ'ના ગયા અંકના પાન ૩૩૯ પરનો ક. પા. પરિષદે કરેલો ઠરાવ મોકલતી વખતે મંત્રીએ હોમ મિનિસ્ટરને નીચેનો પત્ર લખ્યો છે.]

To,
ઑનરેબલ ધી હોમમિનિસ્ટર ઑફ બોમ્બે



મે. સાહેબ,

આ સાથે શ્રી કડવા પાટીદાર પરિષદની કાર્યવાહીએ પસાર કરેલ તથા તેના વ્યવસ્થાપક મંડળે માન્ય કરેલ ઠરાવનો ઇન્તેખાબ આપના પર મોકલવાની

રજા લઉં છું. અને આશા રાખું છું કે આપ તેના ઉપર ઘટતો વિચાર કરશો.

એ ઠરાવના સંબંધમાં અમારે કાંઈ પણ જણાવતા પહેલાં આપને જણાવી દેવું જરૂરી લાગે છે કે અમે આપના સામાજિક વિચારોથી પરિચિત છીએ. આપ પ્રખર સુધારક હોઈ હિંદુ સમાજના અગત્યના પ્રશ્નોથી પૂરા વાકેફ છો અને તેથી આપને તે સંબંધી વિસ્તારથી જણાવવાની ભાગ્યે જ જરૂર હોય.

પણ સાથેનો ઠરાવ પસાર કરવામાં કેટલાંક મુખ્ય મુખ્ય કારણોની ટૂંકી વિગત આપને જણાવવી યોગ્ય લાગવાથી તે રજૂ કરીએ છીએ.

કેટલાંક હિંદુશાસ્ત્રો, હિંદુ રૂઢિઓ અને તેના આધારે ઘડાયેલ હિંદુ ---- (Law) એ સ્ત્રીઓના પ્રાથમિક હક્કોના સંબંધમાં પુષ્કળ અન્યાય કર્યો છે અને તે અન્યાયોના પરિણામે આખો હિંદુસમાજ અત્યારે તેનાં માઠાં ફળ ભોગવી રહ્યો છે અને તેથી સ્ત્રીઓની જે કરુણ દશા થઈ છે તેથી આપ પૂરા વાકેફ છો. તેથી તેના વિસ્તારમાં અમે ઉતરતા નથી.

જોકે સાથે મોકલેલ ઠરાવ અમારી એક કોમ તરફથી મોકલ્યો છે, (અમારી કોમ એ ગુજરાતની મુખ્ય આમપ્રજા ગણી શકાય) છતાં આ પ્રશ્ન ફક્ત એક જ કોમનો નથી, પણ કેટલીક નાની કોમો બાદ કરતાં મોટા હિંદુસમાજને સ્પર્શે છે એટલે તેના ઉપર ગંભીરતાથી વિચાર કરવાની જરૂર છે.

અત્યારે હિંદુસમાજમાં ત્યક્તાઓનો પ્રશ્ન ઉગ્ર અને તાત્કાલિક અગત્યતા ભોગવતો થયો છે. નિષ્ઠુરપણે ઉપરા ઉપરી પરણતા પુરુષો સ્ત્રીઓને અને તે વળી પોતાનાં બાળકો સાથે તરછોડી મૂકે છે ત્યારે તે સ્ત્રીઓની શી વલે થાય છે તેની કલ્પના પુરુષોને ઓછી જ આવે. રળી ખાવા પૂરતા ધંધાની આવડતના અભાવે સ્ત્રીઓ એક રીતે અપંગ છે. તેમજ તેને કોઈ પણ મિલકત કે મૂડી ઉપર અધિકાર ન હોવાથી આધારહીન છે અને તેમાં વળી સ્ત્રીઓને તરછોડી પુરુષો બીજી સ્ત્રી પરણી શકે છે, અને સ્ત્રીઓને અને છોકરાંને રખડતાં કરી મૂકે છે ત્યારે તેમની જે કરૂણ દશા થાય છે તે અસહ્ય છે. આવી જાતના દાખલા ઓછી સંખ્યામાં નથી પણ ઠેરઠેર જોવામાં આવે છે. આવી સ્ત્રીઓને ખોરાકી પોષાકી માટે કાયદામાં કેટલીક જોગવાઈ છે ખરી, પણ તેમાં કેટલીક સરળતાના અભાવે આવી અજ્ઞાન, સાધનહીન અને નિસહાય બહેનો કાયદાનો ખરેખર આશ્રય લઈ શકતી નથી. અને વળી અત્યારે કાયદામાં જે જોગવાઈ છે તેમાં જરૂર પૂરતા પુરાવાની જરૂર પડે છે. તે મેળવવા સ્ત્રીઓ માટે અશક્ય છે. એકની હયાતીમાં બીજી સ્ત્રી થાય ત્યારે તે ત્યજાયેલી સ્ત્રીને કેટલું સહન કરવાનું થાય છે તે તો દરેક જણ જાણે છે. તેને તે સાબિત કરવા માટે જે જે પુરાવા જોઈએ તે સાસરીયા

પક્ષમાંથી સ્ત્રીઓને ભાગ્યે જ મળે. આવી કરૂણ હાલતમાં આવેલ અનાથ સ્ત્રીઓને કષ્ટો પડતાં હોવા છતાં પુરાવા ન મળતા હોય તો તેટલા પુરતી કાયદામાં સરળતા કરવાની જરૂર હોવાથી અમે અમારી દરખાસ્તમાં તેની દિશા સૂચવી છે. અમને આશા છે કે આપ તેના ઉપર પૂરતો વિચાર કરશો.

દરખાસ્તનો બીજો ભાગ પણ એટલો જ સ્પષ્ટ છે. હિંદુ લૉમાં છૂટાછેડાનો કાયદો ન હોવા છતાં હિંદુસમાજના ઘણા મોટા ભાગમાં છૂટાછેડાનો રિવાજ પ્રચલિત છે. છતાં જે જે કોમમાં આ રિવાજ પ્રચલિત છે ત્યાં સ્ત્રીઓને છૂટાછેડા મેળવવા ઘણી હાડમારી ભોગવવી પડે છે. પુરુષો સ્ત્રી ઉપર દુશ્મનાવટ રાખવી, તેમની કરૂણ હાલતનો ગેરલાભ લઈ હજારો રૂપિયા સાટામાં લે છે. આવા દાખલા શહેરમાં તથા ગામડામાં અસંખ્ય બને છે. તે સ્ત્રીઓની કરૂણ હાલતનો આવી રીતે ગેરલાભ ન લે અને સ્ત્રીઓને હેરાન ન કરે તે માટે જે જે કોમોમાં છૂટાછેડાનો રિવાજ ચાલુ છે તેમાં સ્ત્રીઓ તે રિવાજ પ્રમાણે છૂટાછેડા મેળવી શકે તેવી જોગવાઈ કાયદામાં થાય તો તે ખોટું ન ગણાય. એટલે એ દિશામાં પણ આપ ઘટતું કરવા કૃપા કરશો એવી આશા છે.

આ ગરીબ અને અસહાય સ્ત્રીજાતિને થતા અન્યાયમાંથી રક્ષણ આપવા સરકારની ખાસ ફરજ છે એ જણાવવાની ભાગ્યે જ જરૂર હોય.

આપનો,
**બબાભાઈ રા. પટેલ**
મંત્રી, ક. પા. પરિષદ

■ ■ ■

## યુવાનીનું કલંક

યુવાન જગત આજે જીવનક્રાંતિમાંથી પસાર થઈ રહ્યું છે. હરેક ભાવનાશાળી યુવક યુવતી ભૂતકાળના જીવન કરતાં વર્તમાન જીવનને વધુ તેજસ્વી, વધુ પ્રાણવાન, વધુ જીવંત અને માનવકલ્યાણકારી રીતે જીવે છે અને ભવિષ્યને એથી પણ બળવત્તર બનાવવાનો મહાભગીરથ પ્રયત્ન આદરી રહ્યાં છે. આ ક્રાંતિનાં યુગમાં ઘરેડમાં સડવું એ માનવજીવનને શરમાવનારી વસ્તુ છે.



ક્રાંતિનો જમાનો હોય, પ્રાણદાયક હવા ફૂંકાતી હોય, વાતાવરણમાં તેજ હોય છતાં સમાજનો એક વર્ગ એવો છે કે જેને ક્રાંતિ અડી શકતી નથી, જ્યાં પ્રાણદાયી હવા પહોંચી શકતી નથી. જ્યાં તેજનો ચમકારો દેખાતો નથી, જેને

ઘરેડ છોડવી ગમતી નથી. સુગંધસેવન એ માખીનો એક સ્વાભાવિક ધર્મ છે, છતાં માખીઓમાં પણ એક જાત એવી છે જે સદાએ મળમૂત્ર શોધ્યા કરે છે. સુવાસના ઢગલા પડ્યા હોય છતાં તેને ગંદકી છોડવી ગમતી નથી. ગંદકી એ જ એના જીવનની સાથી થઈને રહે છે. માખી જગતમાં એ ગૂંગાના નામથી ઓળખાય છે. સમાજમાં પણ આવા ગૂંગાઓનો તોટો નથી.

દિલગીરીની વાત છે કે સમાજનું અત્યંત આશાસ્પદ અંગ જેને કહી શકાય એ યુવાનવર્ગ જ કદાચ માનવગુંગાના બિરદની વધારે નજીક હોય. આપણા સમાજના કેટલાક યુવાનો તરફ નજર કરતાં ચોમેર અંધકાર દેખાઈ રહ્યો છે, ગુલામીની બેડીઓ તોડવા જેના તરફ નજર ઠારી શકાય એ અંગ જ બેડીઓથી જકડાયેલું છે. સમાજના સડા સામે જેહાદ ઉઠાવવાની જેની ફરજ છે એ જ યુવાનવર્ગ સડાનો પ્રતીક થઈને બેઠો છે. સમાજની ગંદકીનો જમાનાજૂનો શોખ, નવા જમાનાના ક્રાંતિકારી વાતાવરણ છતાંએ, જેને માનવગૂંગાનું બિરદ કદાચ આપવું પડે એવો યુવાન વર્ગ છોડી શકતો નથી. જો વાડ આમ જ ચીભડાં ગળશે તો ખેતરનું શું ભાવિ ?

હું, એક યુવાન, યુવાનોને ગૂંગા કહેતાં હરખાતો નથી. વેદના થવા છતાંયે કાંટો તો કાઢવો જ રહ્યો. હૃદયને ઘણુંયે દર્દ થાય છે છતાં એવા યુવાનો જોયા છે અને સાંભળ્યા છે કે જેમને ગૂંગા કરતાં વધુ માન આપવું એ માનવતાને શરમાવનારું છે. મારી ધ્યાનમાં છે એવા યુવાનો સંબંધી વિચાર કરતાં મને શંકા થાય છે કે આ યુવાનોને હૃદય છે કે કેમ ? એમના મોટાઈ બતાવવાના શોખને સંતોષવા ખાતર આ યુવાનો નિર્દોષ અને કુમળી બાળાઓનાં જીવનની આહૂતિ આપી રહ્યા છે. કાલિકા માતાને તો એક જ બકરાના ભોગથી સંતોષ થતો હશે. પરંતુ કાલિકાદેવીના સગા ભાઈ કરતાં પણ ચઢે એવા આ યુવાન દેવને તો માનવ આહૂતિઓથી પણ સંતોષ થતો હોય એમ લાગતું નથી.

હું એક બહેનને ઓળખું છું, જે એક શિક્ષિકા છે. એમના પતિ એમને તેડતા નથી. કારણમાં એમ જાણવા મળ્યું છે કે એ બહેનને મોંઢે શીતળાનાં ચાઠાં છે, મેં એ ચાઠાં જોયાં છે. દૂરથી તો ન દેખાય એવાં છે, બહુ જ નજીકમાં ગયા પછી એની નિશાનીઓ દેખાય છે. બાકી એ બહેનમાં બીજો કંઈ જ દોષ નથી. સ્વભાવ, હું જાણું છું ત્યાં સુધી, માયાળુ અને શાંત છે. એ ભાઈની દૃષ્ટિ પ્રમાણે એ બહેન, કપડેલત્તે અને બીજી રીતે શહેરી સમાજમાં સારી રીતે શોભી શકે એમ છે. છતાં શીતળાનાં ચાઠાં એ એક જ દોષ (?) એ બહેનને જીવનમાં દૂર ખેંચી રહ્યો છે.

આવા યુવાનોને સમાજના ગૂંગાથી વધારે કયું બિરદ આપી શકાય ? એ બહેન જીવન જીવી પણ ન શકે અને કાયદાની રીતે છૂટાં થઈ પણ ન શકે. અધૂરામાં પૂરું, આ ભાઈ પોતાની જાતે છૂટાછેડા આપવા તૈયાર નથી. એટલે કૂતરાના સ્વભાવ–ખાવું પણ નહિ અને ખાવા દેવું પણ નહિ જેવી આ વાત થઈ. છૂટાછેડા આપવામાં એ ભાઈના કુળને કલંક અડી જાય છે. માનવતાનો આ સચોટ પુરાવો ! આવા કહેવાતા કુળવાનોમાં માનવતાનો અંશ હશે કે કેમ એ જ પ્રશ્ન છે. યુવાની શું નિર્દોષ બાળાઓનાં જીવન રઝળાવવા માટે છે ? આ યુવાની કલંકરૂપ છે. હું ગણાવી શકું એમ છું કે કડવા પાટીદાર યુવાનોમાં ઘણાને માથે યુવાનીનું આ કલંક ચોંટેલું છે.

બીજો એક અત્યંત સામાન્ય દાખલો છે. શ્રી કડવા પાટીદાર યુવક સંઘ તરફથી એક વૃદ્ધ લગ્ન અટકાવવાનો પ્રયત્ન કરવા જતાં કન્યાનાં માબાપે દિલગીરી સાથે જણાવ્યું, ''શું કરીએ ? અમારું પણ દિલ દુખાય છે. પણ અમને ડર છે કે શહેરના આ ઉછાંછળા યુવાનોને દેવા જતાં અમારી કન્યાની સલામતી નથી. એ ક્યારે ઘેર બેસે એ કહેવાય નહિ. આ ઘરડાને ઘેર છેવટે ખાવાપીવા તો મળશે જ ને ? અને કન્યાને કંઈ કુંવારી રખાય છે ?'' આ પ્રસંગે મને પહેલી વખત ભાન કરાવ્યું કે જુવાન કન્યાઓ મૃત્યુના ખાડામાં ધકેલાય છે એમાં માબાપને દોષ દેવા કરતાં આપણો યુવાનવર્ગ વધારે દોષિત છે. આપણા યુવાનો સમાજમાં એમની આટલી પ્રતિષ્ઠા જમાવી શક્યા છે ! સમાજ એમની તરફ આટલી દર્દભરી નજરે જોઈ રહ્યો છે.

યુવાનો કહે છે કે, ''શું કરીએ ! માબાપો કહે એટલે બીજી કરવી જ પડે ને ?'' પોતાની પત્ની સાથે અત્યંત સુમેળ હોવા છતાં પોતાની કજિયાપ્રેમી માતાનો અહંકાર પોષવા ખાતર એક વખતે જેને પોતાની કહીને રાખી હોય એવી પત્નીના જીવન ઉપર છૂરી ફેરવનારા ઘણા યુવાનો મારી ધ્યાનમાં છે. એ માતાઓ જ્યારે જુવાન વહુઓ હોય છે ત્યારે તેમની સાસુઓ તરફથી એમને ઘણું વીત્યું હોય છે અને એ દુઃખની દાઝ તેઓ પોતાની પુત્રવધુઓ ઉપર ઠાલવે છે. આપણો યુવાન આવી સીધી વાત પર આંખમીંચામણાં કરી યુવાનીનું કલંક માથે લઈને ફરે છે. બીજાનું જીવન બગાડતાં એ પોતાનું સુધારતો નથી પણ પોતાના જીવનને ય એ ભયંકરતાની નજીક પહોંચાડી દે છે.



આપણા શિક્ષિત યુવાનો તરફ નજર કરતાં પણ એવી જ નિરાશા નજરે પડે છે. સાંભળ્યું છે કે શિક્ષિત યુવાનોના બજારભાવ વધવા માંડ્યા છે. ચાંદીના હાડકામાં જો ભણતર ભળ્યું તો એ હાડકું સોનાનું બને છે. એની ઉપર એક

બજારુ ચીજની માફક ઘરાકોનાં ટોળાં ઉતરી પડે છે અને જે ઘરાક સૌથી વધુ દામ આપે એ ઘરાકની પાસે એ જઈ પડે છે, જો કેળવણી લીધા છતાંય જૂનવાણીના આવા રૂઢ સંસ્કારોની સામે થવાની શક્તિ ન આવતી હોય તો એ કેળવણી હિંદને બોજારૂપ છે.

યુવક ! દેશની આશાઓનો જવાબ આપવા આ જૂનવાંણીને ક્યાં સુધી સાથે રાખીશ ? ઊઠ, કમર કસ, માબાપોની સામે ન થવાનું વેદવાક્ય બાજુ પર મૂક. જરૂર પડ્યે આખા સમાજની સામે બળવો પોકારવાની તૈયારી કર. આંખમીંચામણાં કર્યે ક્યાં સુધી ચાલશે ? યુવાનીનું કલંક ખંખેરવાની તક આવી પહોંચી છે. એ કલંક તારા જીવનને કચડી રહ્યું છે. ક્રાંતિની આગમાં એ સર્વને ભસ્મ કરી દે. તું એક જ હોઈશ તો પણ બસ છે. ઝંડો ઝાલનાર તો એક જ હોય, એની પાછળ અનેકનું લશ્કર આવતું જ હોય અને નવું નવું જોડાતું જ હોય.

**ત્રિભુવનભાઈ ન. પટેલ**

■ ■ ■

## કડવા પાટીદાર યુવક સંઘ

આપણી જ્ઞાતિની ઉન્નતિ તથા સામાજીક સુધારણાના કાર્ય માટે કડવા પાટીદાર પરિષદ ઘણાં વર્ષોથી અસ્તિત્વમાં આવેલી છે. જ્ઞાતિમાં ન છાજતાં અનિષ્ટો, કુરિવાજો વગેરે ઓછા કરવા તેમજ તેનો સદંતર નાશ કરવા પરિષદ કામ કરી રહી છે. પરિષદના અસ્તિત્વ પછી જ્ઞાતિમાં ઘણો ફેરફાર થયો છે અને મોટો ખળભળાટ મચ્યો છે.

પણ જૂના જમાનાના પાણી પીધેલાઓને હજી એ બારમાના શીરા છોડવા ગમતા નથી, હજી બાળલગ્નો કરી બે ચાર વરસ વહેલા વરના ભા થઈ મહાલવાનું જ તેમને પસંદ પડે છે. અને જ્ઞાતિમાં એક વિભાગ એવો થઈ બેઠો છે કે જે ઉંચાનીચાના ભેદ કાયમ રાખવા પ્રયત્ન કરી કોઈની બેન દીકરીઓની કિંમતે મોજ માણી રહ્યો છે. વળી એક સ્ત્રીની હયાતિમાં બીજી, અને બીજી ઉપર ત્રીજી અને એથી ઉપરવટ જઈ આઠઆઠ દસદસ સ્ત્રીઓ કરનાર આપણી જ્ઞાતિમાં પડ્યા છે. આની પાછળ જ્ઞાતિના બિચારા ગરીબ લોકો વ્યવહારને નામે આ અનિષ્ટોમાં ફરજિયાત નૈતિક શક્તિને અભાવે પડે છે અને દેવાદાર બની હડધૂત બને છે. ઉપરાંત તેમની બેનદીકરીઓ ઉપર અત્યાચાર થાય તે જુદા. અને ઉંચાઈને શિખરે જઈ બેઠેલાઓને આ દુઃખી ભાઈબેનોની કાંઈ પડી જ નથી. તેમનો ખ્યાલ પણ

તેમને આવતો નથી.

ત્યારે આ સ્થિતિનો ઉકેલ શું ? જે સ્થિતિથી આપણી જ્ઞાતિનો મોટો જથ્થો હાય પોકારી ઉઠ્યો છે તે સ્થિતિમાં જ આપણે સડ્યા કરીશું ? દરેક સમજુ ભાઈ, બહેન તથા યુવકે આ સંબંધે વિચાર કરવો જોઈએ.

દરેક સમજુ ભાઈબહેન આજે આ પ્રશ્ન વિચારતાં થયાં છે, તેનું હૃદય આ અનિષ્ટો દૂર કરી જ્ઞાતિની શુદ્ધિ અને ઉન્નતિ જોવા ઝંખી રહ્યું છે. એ ઉન્નતિ સધાય શી રીતે ? આ સંબંધી વિચારવા માટે, એ ઝંખના પૂરી કરવા માટે જ્ઞાતિમાં આંદોલન જગાવવા માટે શ્રી કડવા પાટીદાર પરિષદની પાટડી મુકામે ભરાયેલી બેઠક વખતે ભરાયેલા કડવા પાટીદાર યુવક સંમેલને કડવા પાટીદાર યુવક સંઘની સ્થાપના કરી છે.

આ જમાનો નિષ્ક્રય ભાષણોનો નથી. એકલા ઠરાવથી કાંઈ વળવાનું નથી. થોડું પણ વર્તન તથા સંઘશક્તિ સમાજમાં ફેરફાર કરી શકે છે. સંઘશક્તિની હૂંફ વ્યક્તિમાં પ્રેરણા જમાવી શકે છે. આથી યુવકસંઘે તેના સભ્ય તરીકે જોડાનાર વ્યક્તિ માટે નીચેનું ધોરણ રાખ્યું છે,

૧. સભ્ય તરીકે જોડાનાર વ્યક્તિની ઉંમર પૂરાં સોળ વર્ષથી વધારે હોવી જોઈએ.

૨. એક સંમેલનથી બીજા સંમેલન સુધીના સભ્ય થવા માટે ચાર આના ફી ભરવી પડશે.

૩. નીચેની બાબતોને પોતાના વર્તનમાં મૂકતો હોવો જોઈએ.

(અ) એક સ્ત્રીની હયાતીમાં બીજી સ્ત્રી કરશે નહિ.

(બ) મરણ પાછળનાં કારજો જમશે નહિ તથા તેમાં કોઈ પણ પ્રકારનો સીધો કે આડકતરો ભાગ લેશે નહિ.

(ક) કાણમોકાણમાં ભાગ લેશ નહિ.

(ડ) સારડા કાયદાએ ઠરાવેલી હદથી ઓછી ઉંમરનાં બાળલગ્નોમાં ભાગ લેશે નહિ, તથા તેવાં લગ્નો અટકાવવા પ્રયત્ન કરશે.



(ઇ) વરવિક્રય કરશે નહિ.

ઉપરના ધોરણે ઘણી વ્યક્તિઓ જ્ઞાતિહિતના કાર્યમાં પોતાનો ફાળો આપવા સંઘના સભ્ય તરીકે જોડાયે જ જાય છે. તમે તમારું નામ તેમાં ન નોંધાવ્યું હોય

તો આજે જ નીચેના સરનામે નોંધાવો.

યુવકસંઘ શ્રી કડવા પાટીદાર પરિષદને સામાજીક સુધારણાના કાર્યમાં મદદ કરશે અને આથી પરિષદ હવે વધારે જોરદાર બનશે. યુવક સંઘની સ્થાપના પછી તરત જ યુવકો તરફથી બંધારણની કલમ ૬ ની પેટા કલમ (ખ) માં એક અગત્યનો સુધારો રજૂ કરવામાં આવ્યો હતો. આ સુધારાથી પરિષદના વ્યવસ્થાપક મંડળના સભ્યો લગભગ યુવક સંઘના સભ્યોના જેવી જ બાબતો આચરણમાં મૂકવા માટે બંધાયેલા છે.

યુવકસંઘની કાર્યવાહીએ પોતાનું કામ શરૂ કર્યું છે. એક બાજુએ તેના સભ્યો નોંધાયે જ જાય છે જ્યારે બીજી બાજુએ પ્રચાર કામ શરૂ થયું છે.

**સમાચાર**

અમદાવાદ જિલ્લા લોકલ બોર્ડની દોરવણી નીચે યુવક સંઘ તરફથી શ્રી કડવા પાટીદાર વિદ્યાર્થી ભવન તથા શ્રી સૂરજમલસિંહજી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ છાત્રાલયના વિદ્યાર્થીઓની બનેલી બે ટૂકડી અમદાવાદની આજુબાજુનાં ગામોમાં ગ્રામસફાઈ તથા સુધારણા માટે નાતાલની રજાઓ દરમિયાન ગઈ હતી. એક ટુકડી જેતલપુર, કમોડ, ઓડ અને લાંભા એ ચાર ગામમાં ફરી હતી ત્યારે બીજી ટુકડી શિલજ, આંબલી, બોપલ અને ઘુમા એ ચાર ગામમાં ગઈ હતી.

ગ્રામસફાઈના કામમાં ગામના રસ્તાઓ અને ખાસ કરીને ખૂણાખાંચાઓ સાફ કરવાનું રહેતું. પોતાનું આંગણું તો દરેક જણ સાફ રાખવા પ્રયત્ન કરે છે પણ જાહેર જગાઓનો ધણી કોઈ નહિ, એટલે ત્યાં ગામની બધી ગંદકી ભેગી થાય છે. સવારે ઉઠીને ફેરી અને ધ્વજ વંદન પછી આ ગંદકી દૂર કરવાનું કામ શરૂ થતું. બપોરના બાર વાગ્યા સુધી આ કામ ચાલતું. ત્યાર બાદ ભોજન ને આરામ તથા ગામની ઉત્સાહી વ્યક્તિઓ સાથે મેળાપ અને વાતચીત થતાં. રાત્રે સભા ભરાતી. સભામાં મહાસભા અને તેનાં કાર્ય, ક. પા. પરિષદ, યુવક સંઘ તથા સ્વચ્છતા અને આરોગ્ય તથા બીજા સામાજિક પ્રશ્નો ઉપર ભાષણો, ગીતો, સંવાદો અને મેજીક લેન્ટર્નથી ચર્ચા થતી. આ રીતે હાલના જમાનાને અનુરૂપ રાજકીય, સામાજિક અને આરોગ્યની અગત્યની બાબતોનો પ્રચાર થતો.



તા. ૫મીને ગુરુવારે સંઘના ચાર સભ્યો ચેનપુર તા. ઉત્તર દસક્રોઈ ગામે ગયેલા. ત્યાં મરણ પાછળ કારજ થતું હોવાથી ગામના ભાઈઓને ભેગા કરી સમજાવેલા. તેમની સાથે વાતચીત ઉપરથી લાગેલું કે તેઓ સઘળા આવાં ખર્ચાથી

કંટાળી ગયા હતા. પણ વ્યવહારિક બંધનોમાંથી છૂટી નહિ શકવાથી તેઓને ખર્ચો કરવો પડતો હતો. આ ભાઈઓને હવેથી આવો ખર્ચો ન કરવા સમજાવ્યું હતું અને આજુબાજુનાં સંબંધી ગામોમાંથી સાથ મેળવી આપવા ખાત્રી આપી હતી.

સંઘના કાર્યક્ષેત્રને લગતાં ગામડાઓનાં સમાચાર નીચેના સરનામે વેળાસર મોકલી આપવા સૌ સમજુ ભાઈબહેનોને અમે આગ્રહ કરીએ છીએ. વેળાસર ખબર મળ્યે કારજવરા, બાળલગ્ન, વૃદ્ધલગ્ન, એક પત્નીની હયાતિમાં બીજી સાથે લગ્ન વગેરે બાબતો રોકવા અમે પ્રયત્ન કરીશું.

પત્રવ્યવહારનું સરનામું :
**પ્રમુખ** કડવા પાટીદાર યુવકસંઘ,
૪, પાટીદાર સોસાયટી, એલીસબ્રીજ, અમદાવાદ

■ ■ ■

# પ્રકરણ-૧૪

*શ્રી કડવા પાટીદાર પરિષદની તેરમી બેઠક ઈ.સ. ૧૯૩૬ના મે માસમાં સાણંદ મુકામે ભરવામાં આવી હતી. આ પરિષદના પ્રમુખ તરીકે શેરદલાલ શેઠશ્રી નંદુલાલ મંછારામ હતા. આ પરિષદમાં પણ સ્ત્રીઓને લગતા પ્રશ્નો જેવા કે બાળલગ્ન, કન્યાવિક્રય, ફૂલને દડે પરણાવાનો રિવાજ, કન્યા કેળવણી, રોવા-કૂટવાના રિવાજ વગેરે ઉપર ચર્ચા થઈ હતી, અને તેને લગતા ઠરાવો પણ રજૂ થયા હતા. આ સમયગાળામાં એક લોકોદય (૧૯૩૫-૩૭) માસિક, જેના તંત્રી વેણીભાઈ ઉજમશી પટેલ અને ભાઈલાલભાઈ જી. પટેલ હતા. એમાં આ પરિષદનો ઉલ્લેખ નથી. ચેતન ૧૯૨૫-૩૫ સુધી અને પટેલ ૧૯૩૭-૩૯ સુધી જ ટક્યું એટલે આ પરિષદની માહિતી મળી નથી.*

## પાટડી પરિષદ : ચૌદમો મહોત્સવ
## પાટડી-૧૯૩૮

### પાટડી પધારજો

શ્રી કડવા પાટીદાર પરિષદની ૧૪મી બેઠક પાટડી મુકામે મળે છે. તેની તારીખોમાં થોડોક ફેરફાર થયો છે તે આ અંકમાં જાહેર કર્યો છે. કોમના હિતમાં વિચારનારાં ભાઈ-બહેનો હાજર રહી પરિષદની દોરવણીમાં જરૂર ફાળો આપશે એવી આશા છે.

પરિષદની આ બેઠક વખતે કેટલેક ઠેકાણેથી ઉત્સાહજનક સમાચાર આવે  છે અને પ્રચાર માટે મદદ કરવાનું જણાવે છે, છતાં કોઈ કોઈ ઠેકાણેથી નિરાશાના સૂર પણ સંભળાય છે.

આ નિરાશાના સૂર કેટલેક અંશે સકારણ હોવા છતાં તે પ્રશ્નને પૂરો નહિ સમજવાને લીધે છે એમ મને લાગે છે. પરિષદે કશુંયે કર્યું નથી એ માનવા

જેવી વાત નથી. કોઈપણ કોમની સંસ્થાઓ કરતાં આપણી પરિષદે તેના આરંભના દશકામાં ઓછું કામ નથી કર્યું. હરિજનના પ્રશ્ન કરતાં પણ વિકટ પ્રશ્ન તેણે નિર્ભયતાથી ઉપાડી કોમનું ગૌરવ વધાર્યું હતું. તે વાત વિચારીએ તો જરૂર નિરાશાનું કારણ નહિ જ રહે.

હા, ત્યાર પછીનાં કેટલાંક વર્ષોમાં પરિષદને નિસ્તેજ કરનારાં કારણો મળ્યાં છે. કેટલીક વ્યક્તિઓએ તેના તરફ વેશ્યાવૃત્તિ રાખી પોતાનાં માની લીધેલાં કાર્યો માટે પૈસા ઉઘરાવવાના સાધન તરીકે જ તેનો ઉપયોગ કર્યો છે અને તેથી તેને ઝાંખી બનાવી છે. પણ સાણંદની પરિષદ પછી એ વસ્તુસ્થિતિ બદલાઈ છે. ત્યારથી તેને સક્રિય રૂપ આપવા પ્રયત્ન પણ થયો છે, પણ પ્રજાને નજરે પડે તેવી સક્રિયતા તેમાં નથી આવી તેનાં કારણો તો આપણી કોમમાં થયેલાં મોટાં મોટાં વમળો છે. આ વમળો ઉત્પન્ન થવામાં પણ પરિષદના કેટલાક સિદ્ધાંતોનું પ્રતિપાદન છે અને તે વમળોથી જે જે જ્ઞાતિ પર અસરો થશે તેનો ફાળો પણ પરિષદને શિરે જાય તો તે હરકત જેવું નથી.

અત્યારે અમલ બદલાયો છે. રાજતંત્ર ને વાતાવરણ બદલાયાં છે. પરિષદની મારફત આપણા કેટલાયે પ્રશ્નો ઉકલે તેમ છે. તેવે વખતે તક ન સાધતાં ફક્ત જીભનાં ટેરવાંને જોર આપવાનું કામ જેઓ કર્યા જ કરે તેમને કંઈ કહેવાનું રહેતું નથી. કહેવાનું તો તેમને છે કે જેમનામાં ગરમ લોહી વહે છે, જેમની ભાવના પુષ્ટ છે અને જેમને સમાજના હિતની પડી છે.

આવા કેટલાક ભાઈઓ પણ કેટલીક શંકા સેવે છે. શ્રી નંદુભાઈના પ્રમુખપણાથી પરિષદ ક્રાંતિકારી નહિ બની શકે તેમ તેઓ માને છે. તેમને જણાવવાની રજા લઉં છું કે હું વિચારોમાં ને સિદ્ધાંતોમાં જરાયે તમારાથી પાછો પડું તેમ નથી એમ હું માનું છું. અને તેવી જેમની માન્યતા હોય તેમને જણાવું છું કે શ્રી નંદુભાઈના પ્રમુખપણાથી પરિષદને ક્રાંતિકારી બનાવવી હોય તો તે અશક્ય નથી. કોઈ પણ ઉત્સાહી અને સાચા કાર્ય કરનારને તેમણે કદી નિરાશ કર્યો નથી. સઘળે મદદ આપી છે અને તેમાં તેઓ ખંચાયા નથી. હા, ખાલી વાતો કરનારા અને દંભીઓને તેઓ પગ મૂકવા દેતા નથી, અને તેટલા તે વ્યવહારકુશળ છે. તેમને માથે કામ એટલું બધું છે કે તેઓ જાતે ઝાઝું કરી શકે તેટલી ફુરસદ મેળવી શકે તેમ નથી, પણ જેમને કામ કરવું હશે તેમને તેઓ ખૂબ મદદ કરશે તેની મને ખાતરી છે. એટલે તેવી શંકા સેવનાર શ્રી નંદુભાઈની આ ધોરણે કસોટી કરી જુએ. હું માનું છું કે તેઓ કસોટીમાં કદી ઓછો કસ નહિ પૂરે.

એમની દોરવણી, કુનેહ, શક્તિ અને લાગવગનો લાભ લઈએ તો તેમાં શું ખોટું છે ? સાચી જિજ્ઞાસાવૃત્તિથી કામ કરનારાં કોમનાં જીગર સમાં હૈયાં આ પરિષદમાં ભેગાં થશે એવી આશા છે.

**મગનલાલ ર. પટેલ**

## પાટડીની પરિષદ

શ્રી કડવા પાટીદાર પરિષદની કાર્યવાહી સમિતિએ તથા વ્યવસ્થાપક મંડળે પરિષદની બેઠકનું ૧૪ મું અધિવેશન પાટડી મુકામે ભરવાનું ઠરાવ્યું છે. અનુકૂળતા પ્રમાણે તે કદાચ માર્ચ કે એપ્રિલના અરસામાં ત્યાં ભરાશે.

આપણી કોમમાં સામાજિક સુધારાને અંગે ઘણાંએ મંડળો છેલ્લાં પંદર વરસ દરમિયાન ઊગ્યાં અને આથમી ગયાં. સુધારાની ધગશ ધરાવનાર છૂટીછવાઈ વ્યક્તિઓના પ્રયત્નો પણ ઠીક ઠીક થયા. જે વખતે આવા પ્રયત્નો સાંકળી એક દિશા આપનાર પરિષદ જેવી મધ્યસ્થ સંસ્થાની જાગૃતિની ખાસ જરૂર હતી તે વખતે તે તદ્દન નિસ્તેજ હાલતમાં પડી રહી હતી. તેની નિસ્તેજતાનાં કારણોની સમીક્ષામાં અત્યારે હું નહિ ઊતરું, પણ એટલું તો ચોક્કસ છે કે પરિષદનો પ્રતિકૂળ સંજોગો વચ્ચેનો બાલ્યકાળ જેટલો ભવ્ય છે તેટલો અત્યારના અનુકૂળ સંજોગો વચ્ચે પણ નથી બની શક્યો. તેમ છતાં પરિષદના મૂળમાં જ કોઈ નિઃસ્વાર્થ સંકલ્પ મૂકાયો છે કે જેથી અત્યારે પરિષદનું સ્થૂળ કાર્ય સ્પષ્ટ સ્વરૂપે દેખાતું ન હોવા છતાં તેના પ્રત્યે વિચારવાન સુધારાવૃત્તિ ધરાવનાર વ્યક્તિઓનો એક સરખો આદર રહ્યો છે અને ઉગતા યુવાનોની આશા સદાયે તેના તરફ મંડાઈ છે. કોમનું કોઈ પણ કાર્ય આ પરિષદ મારફત થાય તો વધારે સુગમ પડશે એમ દરેકને લાગે છે, અને તેના તરફ નજર દોડાવે છે. ફક્ત ઠરાવો કરીને વિખરાતી પરિષદની બેઠકો પ્રત્યે હજુ નિરાશા થઈ નથી. એ તેના કોઈ પ્રાણપૂરકનો પ્રતાપ છે.

ઉમિયામાતાની કહેવાતી આજ્ઞાની વિરુદ્ધમાં અને એકતિથિનાં લગ્નની વિરુદ્ધમાં વાતનો ઉચ્ચાર કરવામાં જ ચારે તરફથી ગાળોની ઝડીઓ વરસે તે વખતે પરિષદે નીડરતાથી બાળલગ્નનો પ્રશ્ન પોતાનો કરી જ્ઞાતિજનોનો વિચારપલટો કરવાને બનતું કર્યું અને તેમાં ઠીક ઠીક સફળતા મેળવી. અને તેથી જ તેને શાખ અને આદર પ્રાપ્ત થયાં.



અત્યારે બાળલગ્નનો પ્રશ્ન કેટલેક અંશે ઉકેલાયો ગણાય. પણ તે ઉકલ્યો એટલે આપણી જ્ઞાતિના બધાએ પ્રશ્નો ઉકલી ગયા એવું માનવામાં નરી મૂર્ખતા

છે. ગામડાંમાં તો કન્યાવિક્રય અને સાટાંપેટાંનો સડો વધતો જ જાય છે. નાના નાના ગોળો બંધાઈ સંકુચિતતા અને ગંદવાડ વ્યાપતા જાય છે. આ બધા હાલ તુરતના અગત્યના પ્રશ્નો નથી શું ? આ પ્રશ્નોનો ઉકેલ શોધતી વખતે આપણે એટલું સમજી લેવું જોઈએ કે, આ સ્વતંત્ર રોગો નથી પણ બીજા મહારોગને લીધે અનિવાર્ય રીતે ઉત્પન્ન થયેલા સડાઓ છે. તે મૂળ રોગ તે ઊંચનીચના વાડા અને અનેકપત્નીત્વ છે. આના ઉપર ઘા કર્યા સિવાય અને આ ઊંચનીચની માન્યતા અને અનેકપત્નીત્વને નાબૂદ કર્યા સિવાય ગોળોને તોડવાનો પ્રયત્ન નિષ્ફળ અને વિઘાતક નીવડશે અને કન્યાવિક્રય તથા સાટાંપેટાં તોડવાના બીજા પ્રયત્નો નકામા થઈ પડશે. આ અનેકપત્નીત્વના રિવાજની બીજી બાજુની ભીષણતાથી તો આપણે અજાણ નથી. દરેક જણ તેથી પીડાય છે, તેનો ઉકેલ પણ માગે છે. આ પ્રશ્નને ઉકેલવામાં બાળલગ્નના પ્રશ્ન જેટલો તીવ્ર વિરોધ પણ નથી. એટલે આ પ્રશ્નને પરિષદે મુખ્ય પ્રશ્ન બનાવી તેને ઉકેલવા બધી બાજુથી સક્રિય પ્રયત્નો કરવા જોઈએ.

બીજી કોમોના હિસાબે કેળવણીના ફેલાવાને માટે જ આપણા પ્રયત્નો પણ ઠીક થયા, પણ તે સમસ્ત કોમના હિસાબે આપણે બહુ જ થોડો સ્પર્શ કરી શક્યા છીએ. આપણું લક્ષ કેળવણીના ફેલાવાની પ્રવૃત્તિ કરતાં માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ તરફ જ રહ્યું છે. એટલે જ્ઞાતિના હિસાબે મુઠ્ઠીભર વ્યક્તિઓને કેળવણી આપી શક્યા છીએ. આટલો પ્રયત્ન પ્રાથમિક શિક્ષણ પાછળ કર્યો હોત તો આથી વધારે ફળ પ્રાપ્ત થયું હોત. પણ જે વખતે આપણે પ્રયત્નો કર્યા ત્યારે સંજોગો જ એવા હતા કે જેથી આપણે બીજું કશું કરી ન શકીએ. અત્યારે દિશા બદલાવાનો સમય આવી પહોંચ્યો છે. આખા સમુદાયને કેળવવાનો વિચાર કરવો હોય તો આપણી કોમમાં કેળવણીનું કામ કરતી સંસ્થાઓએ બીજી રીતે વિચાર કરવા તૈયાર થવું જોઈએ.

આપણી પરિષદને ખેડૂત પરિષદ કહેવામાં આવે તો તેમાં કંઈ ખોટું વિધાન છે એમ કોઈ નહિ કહે. ખેડૂતના પ્રશ્નો એ જ આપણી કોમના પ્રશ્નો છે. તેનો નિકાલ અત્યારની સરકાર કરવા તૈયાર થઈ છે. તેની આગળ પણ આપણે ચોક્કસ રીતની દરખાસ્તો મૂકવી જોઈએ.



આપણે અનુભવથી એટલું જાણવું જોઈએ કે અંગ્રેજ હકુમતમાં થતા કાયદા દ્વારા જે પ્રગતિ થાય છે તેની અસર વડોદરા રાજ્યમાં અને બીજાં દેશી રાજ્યોમાં થાય છે જ. વડોદરા રાજ્યમાં બાળલગ્નનો ધારો ઘણા જૂના વખતથી હતો,

પણ તે આપણી કોમને દંડ ભરવા સિવાય બીજી કોઈ રીતે અસર કરી શકતો ન હતો. જ્યારે અંગ્રેજ હકુમતમાં શારદા એક્ટ આવ્યો ત્યારે તેની અસર અંગ્રેજ હકુમતમાં તેમજ વડોદરા રાજ્યમાં થઈ અને બીજા રજવાડામાં પણ તેની આડકતરી અસરો પહોંચી. અત્યારે વડોદરા રાજ્યમાં કેટલાયે પ્રગતિકારક સુધારાના કાયદા થયા છે પણ તેની અસર ઝાઝી આમપ્રજા ઉપર પડતી નથી. તેવા કાયદા બ્રિટિશ હકુમતમાં થાય તો તે બધા કાયદા અસરકારક થઈ શકે. તેથી તેવા સુધારાના કાયદા બ્રિટિશ હકુમતમાં કરાવવાનો પરિષદનો પ્રયત્ન રહેવો જોઈએ. આનો અર્થ એવો નથી કે બીજાં રાજ્યોમાં કાયદા કરાવવાની જરૂર નથી. ત્યાં પણ શક્ય પ્રયત્નો તો થવા જોઈએ. પણ બ્રિટિશ હકુમતમાં તેવા કાયદા થાય તે માટે પૂરતો પ્રયત્ન કરવો જોઈએ.

એકલા કાયદાથી સમાજ સુધરતો નથી. કદાચ બદલાય ખરો, અને તે લદાયેલા કાયદાની અસર અનિષ્ટો પણ ઉત્પન્ન કરે. તેથી તેની સાથે સાથે લોકમત જાગૃત કરવાનો પણ પરિષદનો પ્રયત્ન રહેવો જોઈએ. સમાજની રૂઢિયો, નિયમો અને કાયદા સમાજના હિતને ખાતર હોવા જોઈએ. જ્યારે તે હિત ન સાધી શકે તેવા બની જાય ત્યારે તેને જ્ઞાનપૂર્વક ફેરવવાની સમાજમાં તાકાત આવવી જોઈએ. તો જ તે સમાજ ચેતનવંત રહી શકે, નહિ તો તે નિર્માલ્ય અને પીડાતો જ રહે.

એ રીતે સાચાં જ્ઞાનનો ફેલાવો કરવો, સમાજમાં જરૂરી ફેરફારો કરાવવાની તાકાત પેદા કરવી અને ખોટી રૂઢિયો અને અન્યાયોનો નાશ કરતા અસરકારક કાયદાઓ કરાવવા એવો ત્રિવિધ કાર્યક્રમ પરિષદે અખત્યાર કરવો જોઈએ.

આપણી કોમની પ્રવૃત્તિમાં પાટડીએ ઠીક ફાળો આપ્યો છે. બાળલગ્ન અને કેળવણીના પ્રશ્નનો વિચાર કરવા માટે ત્રણ-ચાર વાર તેણે જ્ઞાતિને પોતાને આંગણે નોતરી છે. 'મહામંડળ'ની સ્થાપના કરી જ્ઞાતિમાં સક્રિય કાર્યના શ્રીગણેશ પાટડીમાંથી થયા હતા. આ નવા પ્રશ્નોને ઉકેલવા માટે સાચા કાર્યસાધક નિર્ણય પાટડી મુકામે થાય એવી આશા રાખવી વધારે પડતી નથી. પાટડીનો મોભો અને શક્તિ એવાં છે કે તે ધારે તો પરિષદને મોભાદાર વગવાળી અને સક્રિય બનાવી શકે છે.



ઈશ્વર પાટડીની પરિષદને એવો જશ અપાવે.

**મગનલાલ ર. પટેલ**
**૧૯૩૮**

## પાટડી પરિષદની કાર્યવાહી

તા. ૪-૧૧-૩૮ ના રોજ બપોરના ૧૧ વાગ્યાની ગાડીએ પ્રમુખશ્રી નંદુભાઈ પાટડીના સ્ટેશને ઉતર્યાં. સ્ટેશન પર તેમને ગાર્ડ ઑફ ઓનર આપ્યું અને ગ્રામવાજીંત્રોથી તેમનો સત્કાર કરવામાં આવ્યો અને સરઘસના રૂપમાં તેમને ઉતારે લઈ જવામાં આવ્યાં.

રાત્રે ૮ વાગે કાર્યવાહક સમિતિની બેઠક મળી અને તેણે પરિષદની બેઠકમાં મૂકવા માટેના ઠરાવો નક્કી કર્યાં.

તા. ૫-૧૧-૩૮ ના રોજ સવારે ૮ વાગે વ્યવસ્થાપક મંડળની બેઠક મળી અને તેણે કાર્યવાહક સમિતિએ નક્કી કરેલા ઠરાવો પર વિચાર કરી વિષય વિચારિણીમાં મૂકવા માટે તૈયાર કર્યા.

બપોરે ૩ વાગે પરિષદની ખુલ્લી બેઠક વાડીમાં બાંધેલા અને સુંદર રીતે શણગારેલા મંડપમાં મળી. વંદેમાતરમ્‌નું ગીત શરૂ થયું, દરબારશ્રીથી માંડી દરેક જણ ઊભા થયા અને તે ગીતને ગંભીરતાપૂર્વક ઝીલ્યું અને ત્યારબાદ પ્રાર્થના પછી દરબારશ્રીએ પરિષદની બેઠક ખુલ્લી મૂકતું નાનકડું મંગળ પ્રવચન કર્યું. ત્યાર પછી સ્વાગત પ્રમુખ શ્રી બળદેવભાઈએ પોતાનું ભાષણ વાંચ્યું અને તે પછી પ્રમુખશ્રી નંદુભાઈએ પોતાનું ભાષણ વાંચી સંભળાવ્યું.

ભાષણો વંચાયા પછી પરિષદને ફત્તેહ ઈચ્છતા સંદેશાઓની નોંધ લઈ વિષયવિચારિણી સમિતિની ચૂંટણી થઈ અને તે દિવસે સભા મુલતવી રહી.

રાત્રે ૮॥ વાગે દરબાર હૉલમાં વિષયવિચારિણી સમિતિની સભા મળી. ત્યાં વ્યવસ્થાપક મંડળે તૈયાર કરેલા ઠરાવો રજૂ થયા. તે સરળતાથી પસાર થયા, અત્યાર અગાઉની પરિષદોની વિષયવિચારિણી સમિતિમાં શબ્દોનાં ચૂંથણાં થતાં તેમ આ સભામાં નહોતું થયું, અને સરળતાથી ઠરાવો પસાર થયા.

તા. ૬-૧૧-૩૮ ના રોજ સવારે ૮॥ વાગે પરિષદની ખુલ્લી બેઠક ફરી મળી, ઠરાવો મૂકાયા અને તે સારી રીતે પસાર થયા.

બપોરે ૧ વાગે યુવક સંમેલન મળ્યું, યુવકોએ પોતાની કાર્યદિશા નક્કી કરી અને યુવક સંઘની સ્થાપના કરી.



બપોરે ૨ વાગે વ્યવસ્થાપક મંડળની બેઠક મળી અને નવા આવેલા ઠરાવો પર ચર્ચા કરી વિષયવિચારિણી સમિતિમાં મૂકવા માટે તૈયાર કર્યા.

ચાર વાગે પરિષદની ખુલ્લી બેઠક મળી અને ઠરાવો પસાર કર્યા.

રાત્રે વિષયવિચારિણી સમિતિ મળી અને નવા આવેલા ઠરાવો પર ચર્ચા કરી.

તા. ૭-૧૧-૩૮ ના રોજ સવારે ૮ાા વાગે પરિષદની ખુલ્લી બેઠક મળી અને નવા ઠરાવો પસાર કર્યા. તેમાં યુવકોનો એક સુધારો સ્વીકારાયો. બીજા ઠરાવો ઉપરાંત હેવાલ અને હિસાબ મંજૂર થયા. ત્યાર પછી વ્યવસ્થાપક મંડળની, મંત્રીની તથા ઓડીટરની ચૂંટણી થઈ.

છેવટે પ્રમુખશ્રીએ પ્રેરણાત્મક ઉપસંહાર કર્યો. પરસ્પર આભારવિધિ થયા પછી શ્રી બેન્જામીનસાહેબે ના. રાજમાતાઓ તથા ના. દરબારશ્રી તરફથી આશીર્વાદ આપ્યા. એમ પરિષદના ચૌદમાં અધિવેશનની બેઠક પૂરી થઈ.

ના. દરબારશ્રી તથા પાટડી ગામની પંકાતી મહેમાનગતિ માણી ભાગ લેનારાં ભાઈબહેનો છૂટાં પડ્યાં.

## પરિષદનું અધિવેશન ખુલ્લું મૂકતી વેળાનું ના. દરબારશ્રી રઘુવીરસિંહજીનું ભાષણ

પરિષદના પ્રમુખસાહેબ, સન્નારીઓ તથા સદ્‌ગૃહસ્થો,

શ્રી કડવા પાટીદાર પરિષદનું ચૌદમું અધિવેશન અમારા પાટડી ગામે ભરાય છે તે અમારા માટે આનંદની વાત છે. અને તે શુભ પ્રસંગે આપે અધિવેશન ખુલ્લું મૂકવાનું જે બહુમાન અમને આપી અમારા વડવાઓએ યથાશક્તિ જ્ઞાતિની જે સેવા કરેલ હોય તેની કદર કરેલ છે; માટે અમે આપ સર્વેનો આભાર માનીએ છીએ. અમે હજુ ઉંમર, જ્ઞાન તથા અનુભવમાં બાળક છીએ, એટલે આપણી પરિષદે જે મહત્ત્વના સવાલોનો નિર્ણય કરવાનો છે તે સંપૂર્ણ રીતે સમજવા તથા તેનો નિર્ણય કરવાની શક્તિ અમારામાં ન હોય તે સ્વાભાવિક છે, પરંતુ અમે આશા રાખીએ છીએ અને ખાસ ઇચ્છીએ છીએ કે આપ સર્વે અત્રે ભેગા થયેલ જ્ઞાતિજનો હાલના જમાનાને અનુસરીને અને જ્ઞાતિનું ગૌરવ વધે તેવી રીતે જ્ઞાતિના મહત્ત્વના પ્રશ્નોનો યોગ્ય નિકાલ લાવશો અને તેનો યોગ્ય અમલ થાય તે માટે યોગ્ય કાર્યક્રમ નક્કી કરી તે દ્વારા જ્ઞાતિહિતનું કાર્ય આગળ ધપાવશો. આપના શુભકાર્યને દરેક પ્રકારે યશ તથા વિજય પ્રાપ્ત થાય તેવી અમારી અંતઃકરણપૂર્વકની પ્રાર્થના છે અને તે શુભ આશિષ સાથે આ પરિષદનું અધિવેશન અમે ખુલ્લું મૂકીએ છીએ; અને આપ સર્વેએ અમારા કરેલ સન્માન માટે આપનો ફરીથી ખરા અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

## સ્વાગતપ્રમુખ શ્રી બળદેવભાઈ દેસાઈનું ભાષણ

નામદાર દરબાર સાહેબ, નામદાર મા. સાહેબો, મહેરબાન પ્રમુખસાહેબ, સન્નારીઓ તથા સદ્‌ગૃહસ્થો.

શ્રી કડવા પાટીદાર પરિષદનું ચૌદમું અધિવેશન પહેલીવાર પાટડીમાં મળે છે તેથી અમે ગૌરવ તથા આનંદ અનુભવીએ છીએ અને તે શુભ પ્રસંગે આપ સર્વેનો સત્કાર કરવાનું માન મને આપવામાં આવેલ છે તે માટે હું સ્વાગત મંડળનો ઘણો આભારી છું.

કડવા પાટીદાર જ્ઞાતિમાં પાટડીનું સ્થાન અનોખું છે. પાટડીને આપણી જ્ઞાતિ માનની નજરે જોતી આવેલ છે, કારણ કે કડવા પાટીદાર કોમમાં ફક્ત એક જ પાટડીનું રાજ્ય હોવાથી તેના ગાદીપતિ તરફ આખી જ્ઞાતિ હંમેશાં સન્માન ધરાવે છે. તેથી આપણી જ્ઞાતિમાં અત્યાર સુધીમાં થયેલ અનેક આંદોલનોથી પાટડી વિમુખ રહેલ નથી. એટલું જ નહિ પણ તેમાં અહીંના ગાદીપતિ તથા અન્ય જ્ઞાતિબંધુઓએ યથાશક્તિ ફાળો આપ્યો છે. આવું માનભર્યું સ્થાન પાટડીના ગાદીપતિ તથા અન્ય જ્ઞાતિબંધુઓ ભવિષ્યમાં જ્ઞાતિહિતનાં કાર્યોમાં સક્રિય ફાળો આપી હંમેશના માટે જાળવી રાખે તેવી મારી ખરા અંતઃકરણપૂર્વકની અભિલાષા છે.

સ્વાગત મંડળના પ્રમુખ તરીકે મારું કર્તવ્ય સ્વાગત મંડળના અન્ય સભ્યોના સહકારથી આ અધિવેશનમાં ભાગ લેવા પધારેલા મહેમાનોનું સ્વાગત કરવાનું તથા તેમની સુખસગવડો યથાશક્તિ સાચવવાનું છે. પરિષદની કાર્યવાહી સંબંધી દોરવણી કરવાનું કાર્ય મારું નથી, તે કામ પરિષદના મે. પ્રમુખસાહેબનું છે. પરંતુ અત્યાર સુધી ચાલતા આવેલા રિવાજ અનુસાર મારે આપની સમક્ષ કાંઈ બોલવું જોઈએ તેવી માન્યતા સામાન્ય રીતે બંધાઈ ગઈ છે; એટલે આ પરિષદ પાસેથી અમે શી શી આશાઓ રાખીએ છીએ તે ટૂંકમાં આપની સમક્ષ રજૂ કરીશ.

શરૂઆતમાં આપને જણાવું કે હમણાંથી કેટલાક જ્ઞાતિબંધુઓ તરફથી આપણી પરિષદની ઉપયોગિતા સંબંધી શંકાઓ ઉઠાવવામાં આવે છે અને જણાવવામાં આવે છે કે પરિષદે અત્યાર સુધીમાં શું ઉપયોગી કાર્ય કર્યું ? અને હવે તેની શી જરૂર છે ? પરિષદની શરૂઆતથી તે અત્યાર સુધીની કાર્યવાહીનો જેણે બરાબર અભ્યાસ કરેલો હશે તેને સ્હેજે જણાશે કે પરિષદે જ્ઞાતિહિતમાં ઘણો ઉપયોગી ફાળો આપેલો છે. આપણી પરિષદની શરૂઆતમાં આપણી જ્ઞાતિમાં કેળવણીનો નહિ જેવો ફેલાવો હતો અને તે વખતે ભણેલાની ગણત્રી આંગળીના વેઢા ઉપર

થતી. આ ઉપરાંત જ્ઞાતિમાં ઘણા જૂના વખતથી ઘર કરી બેઠેલાં બાળલગ્ન, મરણ પાછળનાં ફરજિયાત જમણો જેવા ઘણા અનિષ્ટ રિવાજો પૂરજોસથી પ્રચલિત હતા અને તેની વિરુદ્ધ ઉચ્ચાર કરવાનું અગર પ્રચાર કરવાનું કાર્ય એક ગુના સમાન ગણાતું, અને સુધારાને સાથ આપનારની સ્થિતિ ઘણી કફોડી થતી હતી. તે વખતે આ પરિષદે જ્ઞાતિહિતના કાર્યનો આરંભ કર્યો અને જ્ઞાતિમાં પ્રચલિત રૂઢિઓ સામે જેહાદ પોકારી. પરિષદની પ્રવૃત્તિથી જ્ઞાતિમાં આવેલ જાગૃતિના પરિણામે આપણી જ્ઞાતિની અમદાવાદ શહેરમાં બોર્ડિંગ જેવી જ્ઞાતિ ઉપયોગી સંસ્થાની શરૂઆત થઈ અને બાળલગ્ન જેવા પ્રચલિત અનિષ્ટ રિવાજ હવે લાંબો વખત નભી નહિ શકે તેવી જ્ઞાતિના આગેવાનોમાં લાગણી ઉત્પન્ન થઈ; તેના પરિણામે જરૂરી આંદોલનો શરૂ થવાથી પાટડીના નામદાર સદ્ગત દરબાર શ્રી સૂરજમલજી સાહેબના વખતમાં સંવત ૧૯૬૬ તથા ૧૯૬૮ ની સાલમાં બાળલગ્નની જે રૂઢિ હતી તેમાં ફેરફાર કરવા માટે જ્ઞાતિના આગેવાનોની કોન્ફરન્સ પાટડી મુકામે ભરાયેલ; પરંતુ તે વખતે લગ્નની પ્રથામાં ફેરફાર કરવા બાબત જ્ઞાતિના આગેવાનો એકમત થયેલ નહિ, છતાં જ્ઞાતિમાં કેળવણીના ફેલાવા માટે શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળનો જન્મ થયો. આ પછીથી પરિષદની પ્રવૃત્તિ કાયમ રહી. અને તેના પરિણામે બાળલગ્ન અને મરણ પાછળના ફરજિયાત જમણવારની પ્રથા નાશ પામી, સંવત ૧૯૭૬ થી ૧૯૯૫ સુધીમાં બાળલગ્ન અટકાવવા માટે પરિષદે કરેલ પ્રયત્નો ઘણા સ્તુતિપાત્ર છે અને નામદાર ગાયકવાડ સરકારે કરેલ બાળલગ્ન પ્રતિબંધક કાયદાના તથા નામદાર હિંદુસ્તાન સરકારે કરેલ શારદા એક્ટના ઘડતરમાં આ પરિષદનો ફાળો કાંઈ નાનોસૂનો નથી. આ ઉપરાંત આપણી જ્ઞાતિમાં ચાલતી બીજી કેળવણીની સંસ્થાઓની ઉત્પત્તિ તથા નિભાવના કાર્યમાં આ પરિષદે યોગ્ય મદદ કરેલ છે. પરિષદની આ બધી કાર્યસિદ્ધિનો વિચાર કરીએ ત્યારે આપણી સહેજે ખાત્રી થાય તેમ છે કે આ પરિષદનું અસ્તિત્વ નકામું ગયેલ નથી. આ બધી હકીકત હોવા છતાં સખેદ કબૂલ કરવું પડે છે કે આ પરિષદ આટલા લાંબા વખત સુધીમાં તેની પાસેથી રાખવામાં આવેલ આશા મુજબ સંગીન કાર્ય કરી શકી નથી, તેનું કારણ તપાસતાં જણાશે કે પરિષદે પસાર કરેલ ઠરાવોના અસરકારક અમલ માટે પરિષદે યોગ્ય કાર્યક્રમ રચેલ નહિ, તેમ તેની પ્રવૃત્તિમાં જ્ઞાતિજનો તરફથી જોઈએ તેવો રસ લેવામાં આવેલો નહિ. આ ઉપરાંત પરિષદના સંચાલકો પણ પરિષદના ધ્યેયને નિયમિત રીતે એકસરખા વફાદાર રહેલા નહિ અને પરિષદના ધ્યેય તરફના પરિષદના કાર્યવાહકોના બેવફાદારીના દાખલાઓથી પરિષદના કાર્યમાં અનેક જ્ઞાતિજનોને પૂરતો વિશ્વાસ

આવી શક્યો નહિ, તેમજ તેમના તરફથી જોઈએ તેવો સહકાર મળ્યો નહિ. યોગ્ય સહકાર અને શિસ્તપાલનના અભાવે પરિષદની પ્રગતિ ધીમી થઈ હોય તેથી પરિષદનું અસ્તિત્વ નકામું ગયેલ છે તેમ કહી શકાય નહિ. અત્યાર સુધીની પરિષદની કાર્યસિદ્ધિ જ્ઞાતિજનો ગૌરવ લઈ શકે તેવી કદાચ ન ગણી શકાય, તોપણ તેની પ્રવૃત્તિનું પરિણામ નિરાશાજનક અગર નકામું તો ન જ કહી શકાય. કારણ કે આપણી જ્ઞાતિમાં જે કુરૂઢિઓ પ્રચલિત હતી તેનો નાશ કરવા માટે તથા જ્ઞાતિમાં કેળવણીનો ફેલાવો કરવાના નેમથી પરિષદની ઉત્પત્તિ થયેલ છે તે હેતુમાં પરિષદ કેટલેક અંશે ફળીભૂત થયેલ છે.

હવે જમાનો ઝડપથી બદલાતો જાય છે અને દરેક સમાજમાં વિચારનો અજબ પલટો માલમ પડે છે. તેવા પ્રગતિના જમાનામાં જ્ઞાતિ તથા દેશની લોકોપયોગી સંસ્થાઓએ કાળને અનુસરીને ઝડપી પ્રગતિ સાધવી જોઈએ. તેના કાર્યમાં શિથિલતા ચાલી શકે નહિ. અત્યારના ફેરફારના વખતમાં જીવનના દરેક વિભાગમાં નવસર્જન કરવાની જરૂર છે અને તેવું નવસર્જન સામુદાયિક કાર્ય અને સહકારથી થઈ શકે, અને તેવા સામુદાયિક કાર્ય અને સહકાર માટે આવી પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થાઓની ખાસ જરૂરિયાત છે. વિચાર પલટાથી જીવન પલટો થાય છે અને તેથી સમાજના પ્રત્યેક અંગના કાર્ય તથા ફરજોમાં પલટો થાય છે. જૂના જમાનામાં જ્ઞાતિનાં પંચ તથા પટેલો જ્ઞાતિના બંધારણના નિયમનની સત્તા ધરાવતાં હતાં. તે જ્ઞાતિની સંસ્થાઓ ચાલુ જમાનામાં નબળી થયેલ છે અને સ્થાપિત હક્કો તથા હિતોનું સ્થાન અત્યારે સેવાભાવ ઉપર રચાયેલ લોકસત્તાએ લીધેલ છે. એટલે પરિષદ જેવી સામુદાયિક સંસ્થાની હાલના જમાનામાં જરૂરિયાત વધી છે. જે અસલ સંસ્થાઓ હાલના જમાનાને અનુકૂળ ન આવે તેનો ફેરફાર સ્વાભાવિક છે, અને તેના સ્થાને હાલના જમાનાને અનુકૂળ થાય તેવી લોકોપયોગી સંસ્થાઓનું સર્જન કરવામાં ન આવે તો સમાજ નિરંકુશ અને નિયમન વગરનો બને, પરિણામે સમાજ સમક્ષ સર્વમાન્ય ધ્યેય નહિ હોવાથી તે વિનાશને પંથે પળે છે. એટલે સમાજની હસ્તિ તથા પ્રગતિ માટે સમાજની શક્તિ તથા પ્રવૃત્તિના નિયમનની ખાસ જરૂર છે, અને તેવું નિયમન જ્ઞાતિ સમસ્તનું પ્રતિનિધિત્વ ધરાવતી આવી પરિષદ જેવી સંસ્થાઓ જ કરી શકે. આ પ્રમાણે પરિસ્થિતિ હોવાથી, જો આપણે આપણી જ્ઞાતિની પ્રગતિ સાધવી હોય અને હાલના  સમાજમાં આપણી જ્ઞાતિ યોગ્ય સ્થાન પ્રાપ્ત કરે તેવી આપણી ઇચ્છા તથા ઉત્કંઠા હોય, તો આપણે આપણી પરિષદ જેવી જ્ઞાતિનું પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થા તરફ ઉદાસીન વૃત્તિ નહિ સેવતાં, તેના કાર્યક્ષેત્રને વિશાળ કરવું જોઈએ અને

તેને હંમેશને માટે કાર્ય કરતી જીવતી સંસ્થા બનાવવી જોઈએ. જેટલે અંશે આપણે તેમ ન કરી શકીએ, તેટલે અંશે આપણે જ્ઞાતિ તરફની આપણી ફરજોમાં ચૂકીએ છીએ. સબબ, સમાજ અગર જ્ઞાતિની વ્યક્તિ તરીકે આપણું હિત તેની તરફ ઉદાસીનતા સેવી, તેની ઉપયોગિતા બાબત શંકા લાવવામાં નથી; પણ તેનામાં જ્યાં જ્યાં શિથિલતા જણાતી હોય તે દૂર કરી તેના પ્રત્યેક અંગમાં નવજીવનનું સર્જન કરવામાં છે.

આપણા સમાજજીવનના જુદા જુદા વિભાગ છે. જેવા કે રાજકીય, સામાજિક, આર્થિક વગેરે. રાજકીય જીવનનું ઘડતર રાજકીય સંસ્થાના હાથમાં છે અને તે જીવન સમાજના પ્રત્યેક અંગ માટે એકસરખું હોવાથી તે બાબત જ્ઞાતિવાર ભેદ પાડી શકાય નહિ. આપણા દેશમાં આપણા રાજકીય જીવનનું ઘડતર મહાસભા જેવી રાજકીય સંસ્થાના હાથમાં છે અને હાલમાં તેણે પ્રાપ્ત કરેલ સત્તા તથા શક્તિ જોતાં આપણું રાજકીય જીવન તેના હાથમાં સહીસલામત કહી શકાય. એટલે આપણી રાજકીય બાબતમાં તેણે નિયત કરેલ ધ્યેય કબૂલ રાખી તેના આદેશનો વફાદારીથી અમલ કરવો તે આપણી ફરજ બને છે.

સમાજનું સામાજિક જીવન સમાજના વર્ગીકરણ ઉપર આધાર રાખતું હોવાથી સમાજના જુદા જુદા અંગના સામાજિક જીવનમાં ભિન્નતા માલમ પડે છે અને દરેક અંગના સામાજીક જીવનનું નિયમન દરેક અંગે પોતપોતે કરી લેવાનું હોય છે. આ કારણથી આપણા દેશની પ્રત્યેક જ્ઞાતિમાં સામાજીક વિચાર તથા રિવાજમાં ભિન્નતા અમુક અંશે માલમ પડે છે અને તેનું નિયમન પ્રત્યેક જ્ઞાતિ પોતપોતાની શક્તિ અને કાબેલિયત અનુસાર કરી લે છે. આ પ્રમાણે પરિસ્થિતિ હોવાથી આપણી જ્ઞાતિના સામાજીક જીવનનું ઘડતર આપણી જ્ઞાતિએ કરવાનું હોઈ તે માટેનો યોગ્ય પ્રબંધ આપણી જ્ઞાતિએ જ કરવાનો હોઈ, તેથી આપણા સામાજીક જીવનની સફળતાના માર્ગમાં શાં શાં વિઘ્નો આવે છે તે નક્કી કરી તે આપણી જ્ઞાતિએ દૂર કરવાનાં છે. પ્રત્યેક જ્ઞાતિની દરેક વ્યક્તિને સામાજીક સમાનતા મેળવવાનો હક છે. એટલે પુત્રપુત્રીના સંબંધ અને સામાજીક વ્યવહારોમાં કોઈ પણ જાતનો અંતરાય ન નડતાં દરેકનો તે બાબતનો વ્યવહાર સરળ બને તે જોવાનું જ્ઞાતિનું કર્તવ્ય છે. કમભાગ્યે આપણી જ્ઞાતિમાં આવા અકુદરતી અંતરાયો અસ્તિત્વ ધરાવે છે તેથી જ્ઞાતિના ઘણા ભાગનું સામાજીક જીવન દુઃખકર બને છે. કેટલાક વર્ગોમાં પુત્રનો વિવાહ મુશ્કેલીનું સાધન બને છે અને કેટલાક વર્ગમાં પુત્રીનો વિવાહ દુષ્કર બને છે. એટલે કેટલાકને કન્યા મેળવતાં અને કેટલાકને મુરતિયા મેળવતાં હરકત પડે છે. અને આવી અસમાનતાના પરિણામે કન્યાવિક્રય

તથા વરવિક્રય જેવા કુરિવાજો જન્મ પામેલ છે. આવી પરિસ્થિતિથી મનુષ્યનું સામાજીક જીવન દુ:ખકર બને છે અને જો તે બાબતનો તાત્કાલિક ઉપાય કરવામાં આવતો નથી તો જ્ઞાતિની દુર્દશા થાય છે.

ઉપર જણાવેલ અસમાનતાનું મૂળ કમભાગ્યે આપણી જ્ઞાતિમાં પ્રચલિત થયેલ ઊંચનીચની ભાવનામાં છે. એટલે જ્ઞાતિમાં ઉચ્ચ ગણાતા વર્ગોમાં પોતાની દીકરી દેવા જ્ઞાતિજનો ઘણે ભાગે લલચાય છે અને જ્ઞાતિની નીચી પંક્તિમાં કન્યા આપવા તરફ અણગમો થાય છે. તેથી તેવી નીચી પંક્તિમાં કન્યાની અછત જણાય છે. પરિણામે જ્ઞાતિની તે પંક્તિના લોકોને કન્યા મેળવતાં પૈસા આપવા પડે છે અને ઉચ્ચ વર્ગમાં જ્યાં કન્યાની છત હોય છે, ત્યાં ઉતરતા વર્ગની કન્યાના બાપે તેની કન્યા માટે ઉચ્ચવર્ગમાંથી મુરતિયો મેળવતાં મોંમાગ્યા દામ આપવા પડે છે. કન્યાના વેચાણને કન્યાવિક્રય તરીકે ઓળખવામાં આવે છે અને મુરતિયાના વેચાણને વરવિક્રય કહેવામાં આવે છે. સિદ્ધાંતની દૃષ્ટિએ જોતાં બંને બાબતો મનુષ્યવિક્રય હોઈ નિષેધને પાત્ર છે અને બંને એકસરખાં પાપમય અને તિરસ્કારને યોગ્ય છે. આવા હાલના પ્રગતિમય જમાનામાં આવી જંગલી પ્રથા અસ્તિત્વ ધરાવે તે જનસમાજની દરેક સભ્ય વ્યક્તિ માટે શરમજનક છે.

અત્રે જણાવતાં ખેદ થાય છે કે વરવિક્રય કરતાં જ્ઞાતિજનો તેમના આ દોષનો કુલીનતાના ઓઠા નીચે બચાવ કરવા પ્રયત્ન કરે છે અને દીકરાનાં વેચાણ કરી તેના બને તેટલા પૈસા મેળવવામાં અને કન્યાપક્ષને બને તેટલો નીચોવી હેરાન કરવામાં કુલીનતાની પરાકાષ્ઠા માને છે; એટલે કુલીનતા જે એક વખતે સમાજની શોભા હતી તે આજે તેનું કલંક બની છે. વાસ્તવિક રીતે જોતાં કુલીનતાનું મૂળ, જ્ઞાતિ અગર જનસેવા ઉપર રચાયેલી લાયકાતમાં હોય છે. અસલના જે લોકો જ્ઞાતિની સેવા કરી તેનો ઉત્કર્ષ સાધવો તે પોતાનું કર્તવ્ય માનતા અને તે કર્તવ્ય પોતાના અંગત સ્વાર્થના ભોગે જ્ઞાતિહિતમાં બજવતા, તે વર્ગ તરફ જ્ઞાતિનો અન્ય વર્ગ તેમને કુલીન ગણી આકર્ષાયો હોય તે સ્વાભાવિક છે અને તેમની સાથે સંબંધ બાંધવા તે ઉત્કંઠિત બનેલો હોય તે પણ કુદરતી છે. આવા પ્રકારે જ્ઞાતિ અગર સમાજમાં બહુમાન પામેલાનાં વંશજો તેમના પૂર્વજોના અસલ ગુણને ભૂલી તેમની તરફ મમતા ધરાવનારની લાગણીનો ખોટો અર્થ કરવા લાગ્યા અને તેવા મમતા ધરાવનાર લોકોને પોતાના કરતાં નીચા ગણી તેમને દરેક પ્રકારે પૈસાથી નીચોવી હેરાન કરવા લાગ્યા. પરિણામે કુલીનતા નિંદાવા લાગી. જ્ઞાતિ અગર સમાજના પ્રત્યેક અંગની કુલીનતા અગર મોટાઈનું મૂળ તેના મૂળ પુરુષોની સેવા અને સ્વાર્થત્યાગમાં હોય છે અને તેમના વંશજોમાં તેવી વૃત્તિનો

અભાવ થતો જાય છે અને અન્ય વર્ગ તરફથી તેમના પ્રત્યે દર્શાવવામાં આવતા વિવેક અગર માનને તેઓ પોતાનો સ્થાપિત હક માને છે અને પરિણામે જ્ઞાતિ અગર સમાજનું અધઃપતન થાય છે. હાલનો જમાનો સેવાભાવનો હોવાથી તેમાં વંશપરંપરાના સ્થાપિત હકોને અવકાશ નથી. તે વેળાસર સમજી ઉચ્ચ કહેવાતો વર્ગ પોતાનો અંગત સ્વાર્થ તથા ખોટી પ્રતિષ્ઠાનો વિચાર જતો કરી અને સમસ્ત જ્ઞાતિહિતનો વિચાર કરી દરેક વર્ગોમાં સમાનતાનું ધોરણ સ્વીકારશે તો તે પોતાની કુલીનતાને વધારે ઉજ્જવળ કરી પોતાની જાતે સુખી થઈ બીજાને સુખી કરશે; અને જો તેમ સમજી વર્તન નહિ કરે, તો પોતાની કુલીનતા અને પ્રતિષ્ઠાનો વિનાશ જલદી નોંતરશે.

હાલમાં કહેવાતી કુલીનતાનાં માઠાં પરિણામો ઘણાં વધી ગયાં છે અને તેથી આપણી જ્ઞાતિનાં મોટા ભાગનાની સ્થિતિ ઘણી જ દુઃખકર અને અસહ્ય બની છે. આવી પરિસ્થિતિ જલદી નિકાલ માગે છે. માટે આપણી પરિષદ વરવિક્રય અને તે અંગેની ખોટા લાગા લેવાની પ્રથાનો સદંતર નાશ કરી તે બદી જેમ બને તેમ જલદી અટકાવશે તો તેણે જ્ઞાતિસમસ્તની મોટામાં મોટી સેવા કરી ગણાશે. આપણી હાલની દુઃખદ પરિસ્થિતિ માટે કહેવાતી કુલીનતા જેટલે દરજ્જે જવાબદાર છે તેટલે દરજ્જે તેવી કુલીનતાનો મોહ પણ જવાબદાર છે. એટલે જ્ઞાતિબંધુઓ સમસ્ત જ્ઞાતિના દરેક વર્ગને સમાન સમજી યોગ્યાયોગ્યનો વિચાર કરી સંબંધ બાંધે તો હાલના દુઃખનો અંત જલદી આવે.

હાલમાં કુલીન ગણાતા વર્ગને કન્યાની છત હોવાથી અને લગ્નસંબંધ પૈસા પ્રાપ્ત કરવાનું સાધન બનતું હોવાથી તે વર્ગોમાં સ્ત્રીઓનું સ્થાન ઘણું ઊતરતું હોય છે અને તેમની સ્થિતિ ઘણી દયાજનક હોય છે. આવા વર્ગોમાં સ્ત્રીઓ તરફ અમાનુષી વર્તન રાખવામાં આવે છે તે ઘણું તિરસ્કારને પાત્ર છે. જે જ્ઞાતિમાં સ્ત્રીઓ દુઃખી હોય તે જ્ઞાતિનો ઉત્કર્ષ થઈ શકે નહિ. પૈસાના લોભમાં અગર કુલીનતાના ખોટા તોરમાં એક ઉપર બીજી સ્ત્રી કરવાના ઘણા દાખલા આવા ઉચ્ચ ગણાતા વર્ગમાં જોવામાં આવે છે અને અગાઉની પરિણીત સ્ત્રીને કોઈ પણ જાતના યોગ્ય ભરણપોષણનું સાધન આપ્યા સિવાય તજવામાં આવે છે અને પરિણામે તે સ્ત્રી તથા તેનાં માતાપિતાની સ્થિતિ ઘણી દયાજનક થાય છે. આવી સ્થિતિ જલદી ઇલાજ માગે છે. મને જણાવતાં ઘણો આનંદ થાય છે કે સ્ત્રીઓની સ્થિતિની સુધારણા માટે પ્રાંતિક ધારાસભા તથા મધ્યસ્થ ધારાસભામાં લોકનિયુક્ત સભાસદો તરફથી બીલો રજૂ કરવા પ્રબંધ કરવામાં આવ્યો છે અને તે બિલોને

ટેકો આપી તેને જલદીથી કાયદાનું સ્વરૂપ મળે અને તે કાયદાનો અસરકારક અમલ થાય તે માટે પરિષદે બનતો પ્રયાસ કરવો જોઈએ.

આ ઉપરાંત આપણી જ્ઞાતિમાં કેટલાક સામાજીક વ્યવહાર ઘણા ખર્ચાળ બની ગયા છે, અને તેને લઈને જ્ઞાતિબંધુઓનું આર્થિક શોષણ ઘણું થાય છે. તેવા રીત-રિવાજો જેને વ્યવહાર નામથી ઓળખવામાં આવે છે તે બંધ થવા જોઈએ. આવી બાબતમાં જ્ઞાતિમાં આગેવાન અને સુશિક્ષિત ગણાતા વર્ગે પહેલ કરી દાખલો બેસાડવાની જરૂર છે.

આપણી જ્ઞાતિ ખેતીપ્રધાન હોઈ તેનો ઘણો મોટો ભાગ પોતાની આજીવિકા માટે ખેતીના ઉત્પન્ન ઉપર આધાર રાખે છે. અત્યારના મંદીના તથા અનિયમિત ઋતુના જમાનામાં ખેતી જોઈએ તેવી ફળદાયી થતી નથી અને તેથી ખેડૂતોની આર્થિક સ્થિતિ વધારે તંગ બને છે. આ સંજોગોમાં ખેતીનું ઉત્પન્ન વધારવા અને તે ઉપરાંત ઉપજનાં બીજાં સાધનો આપણા જ્ઞાતિબંધુઓ માટે ઉત્પન્ન કરી તેમની આર્થિક સ્થિતિ સુધારવા માટે શક્ય હોય તેટલા પ્રયત્નો થવા જોઈએ. આ બાબતમાં જલદી વિચાર કરી તથા તે માટે સરકાર અને લોકોપયોગી સંસ્થાઓ સાથે સહકાર સાધી બનતા પ્રયત્નો આપણી પરિષદ કરશે તેવી આશા રાખું છું.

ઉપર જણાવેલા અને બીજા કેટલાક પ્રશ્નોનો તાત્કાલિક નિકાલ આપણી જ્ઞાતિના હિતમાં થવો ખાસ જરૂરી છે. પણ તેમ કરવું ત્યારે જ શક્ય બને કે જ્યારે આપણી પરિષદ અગર આપણી જ્ઞાતિનું પ્રતિનિધિત્વ ધરાવતી બીજી સંસ્થાઓ વ્યાપક અને કાર્યશીલ બને, અને સમસ્ત જ્ઞાતિમાં પોતાના કર્તવ્યપ્રદેશનો વિસ્તાર કરી જ્ઞાતિના પ્રત્યેક જનનાં સુખદુઃખ જાણી, દુઃખ દૂર કરવા માટે યોગ્ય કાર્યક્રમ નક્કી કરે. આ પ્રમાણે કરવા માટે આપણી પરિષદની કાર્યપદ્ધતિમાં સદંતર પલટો થવાની જરૂર છે. હાલની સ્થિતિમાં અમુક વર્ષે મળી, પરિષદ અમુક વિષયો ચર્ચવામાં જ પોતાની સમાપ્તી માને છે, તેના બદલે તેણે દરેક તાલુકા તથા ગામવાર સમિતિઓ રચી, તે દ્વારા કાયમના માટે કામ કરતી થઈ જવી જોઈએ. આ પ્રમાણે કરવામાં પરિષદને સાધન તથા સહકારની જરૂર પડે, પણ જો પરિષદના કાર્યકર્તાઓમાં કાર્ય કરવાની ખરી તમન્ના ઉત્પન્ન થાય તો મારી માન્યતા છે કે આવા જરૂરી સહકાર તથા સાધનની ઉણપ તેમને નડશે નહિ. 

ઉપર જણાવેલા કેટલાક પ્રશ્નો મેં આપની સમક્ષ રજૂ કર્યા છે. તે બાબતમાં યોગ્ય નિર્ણય કરી તે સંબંધી જરૂરી કાર્યક્રમ ઘડી કાઢી, તેનો યોગ્ય અમલ કરવા આપના તરફથી પ્રબંધ કરવામાં આવશે તેવી હું આશા રાખું છું.

છેવટે આપણી જ્ઞાતિના કેળવાયેલા યુવાનોને બે બોલ કહ્યા વિના હું રહી શકતો નથી. આપણી જ્ઞાતિના શિક્ષિત યુવાનોના ઘડતરમાં પરિષદે તેની પ્રવૃત્તિ દ્વારા યોગ્ય ફાળો આપેલ છે, એટલે તેના ધ્યેયની પ્રાપ્તિના કાર્યમાં પરિષદ જ્ઞાતિના સુશિક્ષિત યુવાનોના સહકારની આશા રાખે તે સ્વાભાવિક છે. પરંતુ જણાવતાં ખેદ થાય છે કે, સુશિક્ષિત યુવાનો તરફથી પરિષદના કાર્યને વેગ નહિ મળતાં તેમનાનાંના કેટલાંકના સિદ્ધાંત વિરુદ્ધના અવિચારી કાર્યોથી પરિષદના કાર્ય અને પ્રતિષ્ઠાને ધોખો લાગેલ છે. જ્ઞાતિના યુવાનો જ્ઞાતિની મોંઘામાં મોંઘી મિલકત છે અને તેમના ઉપર જ્ઞાતિના ભાવિનો આધાર છે, એટલે જો તેઓ તેમની હાલની સ્વચ્છંદતા અને આદર્શ તરફની ઉદાસીનતા તથા અંગત સ્વાર્થ તજી જ્ઞાતિસેવાના કાર્યમાં જોડાઈ પરિષદને સાથ આપશે, તો પરિષદનું કાર્ય વધારે સરળ બનશે.

છેવટે આપે સર્વેએ અત્રે પધારી અમારા ગામનું ગૌરવ વધાર્યું છે તે બદલ આપ સર્વેનો આભાર માનું છું અને સ્વાગત મંડળ તરફથી આપ સર્વેને અંતઃકરણપૂર્વક આવકાર આપું છું. અમારા સ્વાગતમાં અનેક ખામીઓ હશે અને આપની સગવડ અમારાથી નહિ જળવાઈ શકે, છતાં આપ અમારી ખામીઓ ઉદાર દિલથી દરગુજર કરી સેવાભાવથી પરિષદના કાર્યને સફળ બનાવશો તેવી આશા રાખું છું, અને મે. પ્રમુખસાહેબને પરિષદનું કામ શરૂ કરવા વિનંતી કરું છું.

## શ્રી કડવા પાટીદાર પરિષદના પ્રમુખ શ્રી નંદુલાલ મંછારામનું ભાષણ

બહેનો તથા ભાઈઓ,

આજના શુભ અવસરે અને પાટડી જેવા મહત્તા ભોગવતા સ્થળે મને પરિષદનું ફરી પ્રમુખસ્થાન આપી આપે જે માન આપ્યું છે તે માટે આપનો અત્યંત આભારી છું. આ વખતે તો મારા હોદ્દા દરમિયાન બનેલા બનાવો અને થયેલાં કાર્યોનો હિસાબ આપી, પરિષદનું સુકાન બીજા ગૃહસ્થના હાથમાં સોંપવાનું હોય, પણ આપના મારા તરફના સ્નેહે મારા માથે ફરીથી જવાબદારી નાખી છે. અત્યારના જમાનામાં શોભાના ગાંઠિયા જેવા પ્રમુખોને સ્થાન નથી, અને પ્રમુખોને સામાન્યમાં સામાન્ય ગણાતા માણસથી માંડી બુદ્ધિશાળી ગણાતા સભ્યની ટીકાઓમાંથી પસાર થવું પડે છે, અને એવી રીતે અત્યારના યુગપ્રભાવે આવાં સ્થાન માનને બદલે કાંટાળાં બન્યાં છે. એ કાંટાળો તાજ ફરીથી પહેરવા જતાં મારી જવાબદારી અનેક ગણી વધી છે તેનું ભાન હોવા છતાં, અને હું અનેક વ્યવસાયોમાં ગૂંચાયેલો હોવા છતાં જ્ઞાતિના હિતની મારી ભાવના જાગૃત છે,

અને જ્ઞાતિહિતના કોઈ પણ કાર્યમાં મારી શક્તિ અને મર્યાદા પ્રમાણે ફાળો આપવામાં પાછો નહિ પડું તેવી મને શ્રદ્ધા હોવાથી, અને મને આ સ્થાને ફરી મૂકનાર ભાઈઓની મદદની હૂંફ મને મળશે એવી ખાતરી હોવાથી આ સ્થાન ફરીથી સ્વીકારવાની મેં હામ ભીડી છે. આ કાર્ય પાર પાડવા માટે આપ સર્વનો સહકાર અને ઈશ્વરની કૃપા યાચું છું.

મારે મારા વિષય પર આવતા પહેલાં આપણી જ્ઞાતિના કેટલાક મહાનુભાવોના અવસાનની નોંધ લેતાં મને દિલગીરી થાય છે, અને મારી દિલગીરીમાં તમે પણ સૌ સાથ આપશો તેવી મને ખાતરી છે. આપણી જ પરિષદના એક વખતના પ્રમુખ શ્રી ચુનીલાલ વનમાળીદાસ જેઓ ભરૂચના વતની હતા, તે આપણી જ્ઞાતિના એક રત્ન સમાન હતા. પ્રખર સુધારક વિચારના હોઈ તેમની વાણી અને કાર્યમાં એકરૂપતા હતી. તેમના જવાથી જ્ઞાતિને ખોટ પડી છે. બીજું અવસાન આદરજના વતની શ્રી માધવજી ત્રિભોવનદાસનું પણ તેટલું જ ખેદજનક અવસાન ગણાય. કડીની સંસ્થાને પોષવાની કાળી મહેનતમાં તેમનો ફાળો નાનોસૂનો ન હતો. ત્રીજું અવસાન ડૉ. પીતાંબરદાસ કુબેરદાસનું. તે પણ મારે સખેદ નોંધવું જોઈએ. પહેલી પરિષદના પ્રમુખપદે આવવાની લાયકાત તેમણે મેળવી હતી અને પરિષદના આરંભકાળના સૂત્રધારોમાં તેમનું સ્થાન મોખરે હતું. તે જમાનામાં તેમની શક્તિ પ્રમાણે સુધારાને અમલમાં મૂકવાનો તેમનો પ્રયત્ન ઠીક હતો. વધારાનું એક ખેદજનક અવસાન શ્રી પ્રાણસુખલાલનું ગણાય. ભર જુવાનીમાં શ્રી મફતલાલ શેઠને શોકમાં મૂકી તેઓ ચાલ્યા ગયા. તેઓ આપણી કોમના નિપુણ યુવક હતા. ઈશ્વર તે દરેકના આત્માનું કલ્યાણ કરો એવી મારી મંગળ વાંછનામાં આપ બધા સાથ પૂરશો તેવી મને ખાતરી છે.

અત્યારે જે સ્થાને પરિષદ ભરાય છે તે સ્થાનનું મહત્ત્વ પણ આપણી કોમની દૃષ્ટિએ વિશિષ્ટ પ્રકારનું છે. એક ખૂણે પડેલા પાટડીને એવું મહત્ત્વ આપી પ્રસિદ્ધ કરનાર પાટડીના દેસાઈશ્રી છે. તેમની દેસાઈગીરી અત્યાર સુધી આપણી કોમમાં માનને પાત્ર રહી છે. તેમના મોભાને છાજે તેવાં કાર્યો જ્ઞાતિહિતની દૃષ્ટિએ તેમણે કર્યાં છે તેની કોણ ના પાડી શકશે ? લગ્નની તિથિના ઝઘડાનો નિકાલ લાવવા માટે જ્ઞાતિને બબ્બે વાર પોતાને આંગણે તેમણે નોંતરી છે. આપણી જ્ઞાતિમાં નવા જમાનાને અનુકૂળ કેળવણીના ફેલાવાની પ્રવૃત્તિના શ્રીગણેશ પાટડી મુકામે જ થયા છે. મર્હૂમ દરબાર શ્રી સૂરજમલજી સાહેબની પ્રેરણાથી મહામંડળની સ્થાપના થઈ, તેને પાળવા અને પોષવા સારી રકમની મદદ આપી. તેમના દાખલા ઉપરથી મહામંડળની સ્થાપનાના દિવસે જ મોટી રકમ ભેગી થઈ. સ્વ. દરબારશ્રી

દોલતસિંહજીસાહેબે એક લાખ રૂપિયાની મદદ આપી સંસ્થાને પાકે પાયે સ્થિર અને સમૃદ્ધ કરી મૂકી, અને એ રીતે જ્ઞાતિમાં દાનનો પ્રવાહ નવી રીતે વહેતો કરી મૂક્યો, જેનો ચેપ જ્ઞાતિમાં ઠીક ઠીક ફેલાયો અને તેના આધારે જ્ઞાતિના ભૂષણરૂપી કેટલીક સંસ્થાઓ અત્યારે ઊભી છે. આવી આવી શુભ પ્રવૃત્તિઓના ઉગમસ્થાન સમું પાટડી પણ આ પરિષદના નિમિત્ત દ્વારા અગત્યના જ્ઞાતિહિતના સક્રિય સુધારાની દિશા ઉઘાડવાનું માન મેળવે એવી મારી પ્રાર્થના છે. અત્યારે દરબાર શ્રી રઘુવીરસિંહજીસાહેબ બાળક છે, તેઓ પણ જ્યારે ગાદી ઉપર આવે ત્યારે જ્ઞાતિહિતનાં કાર્યોમાં આગળ પડતો ભાગ લેશે તેવી મને શ્રદ્ધા છે. તેવાં કાર્યો કરવા માટે ઈશ્વર તેમને સારું આરોગ્ય અને દીર્ઘાયુ આપો.

અત્યારના જમાનામાં જ્યારે જ્ઞાતિ અને જ્ઞાતિબંધનો ફટાફટ તૂટતાં જાય છે અને જ્ઞાતિમાંથી રાષ્ટ્રીય ભાવના અને રાષ્ટ્રીય ભાવનામાંથી આંતરરાષ્ટ્રીય ભાવના વિશાળ દૃષ્ટિએ કેળવાતી જાય છે તે વખતે, આવી જ્ઞાતિઓની પ્રવૃત્તિઓનું સ્થાન શું એવા સવાલો ઘણાઓને ગૂંચવતા હશે, એટલે આ સવાલનો જવાબ આપવા માટે પ્રથમ પ્રયત્ન કરવો જોઈએ. આજે રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય ભાવના ખીલતી જાય છે એ એક આપણું ઉજ્જવળ ચિન્હ છે, પણ તે વિશાળ ભાવના કાલ્પનિક છે કે સમૃદ્ધ છે ? તેની પારાશીશી સમાજના સામાજીક અને વ્યક્તિગત જીવનના ધોરણ ઉપર આધાર રાખનારી છે. પ્રજાની ખીલવણી અને તેની ઉન્નતિ પ્રાપ્ત કરવાની અને ટકાવી રાખવાની શક્તિ ન્યાયી અને જાગૃત સામાજીક રચના ઉપર જ અવલંબે છે, એટલે જે સમાજ પોતાની સામાજીક સુધારણામાં બેદરકાર રહે તે ગમે તેટલી સમૃદ્ધિ મેળવે અગર રાજકીય સત્તાઓ પ્રાપ્ત કરે, તોપણ કાળે કરીને ગુમાવી બેસે છે અને સામાજીક સુધારણા માટે જાગૃત રહેતો સમાજ ગમે તેવી વિકટ પરિસ્થિતિમાં પણ પોતાનું સત્ત્વ જાળવી શકે છે. આ બાબત પર બેદરકાર બન્યે ચાલી શકે તેમ નથી. એટલે આવી ધોધમાર રાજકીય અને આર્થિક ચળવળોમાં પણ સમાજસુધારણાની પ્રવૃત્તિ ઝાંખી પડવી નહિ જોઈએ. આવી સામાજીક સુધારણા માટે અત્યારે આપણી સમાજવ્યવસ્થાની દૃષ્ટિએ બીજી રીતો કરતાં આવી જ્ઞાતિની ચળવળો વધારે અનુકૂળ છે; એટલે તે જો સંકુચિત ન બને તો સદાય આવકારદાયક રહેવાની.



આપણી કોમની જ્ઞાતિવિષયક પ્રવૃત્તિ એકબીજા કારણથી પણ વધુ અગત્યની બને છે, તે કારણ એ છે કે આપણી જ્ઞાતિ એ કાંઈ નાનું ખાબોચિયું નથી પણ તે ઉત્તર ગુજરાત અને કાઠિયાવાડમાં અફાટ પથરાયેલા વિશાળ સાગર જેવી છે. ભવિષ્યમાં સમાજ જ્ઞાતિરહિત થવાનો હશે તો પણ આપણી જેવી સંસ્કૃતિ

હશે તે જ આમપ્રજાની સંસ્કૃતિ ગણાશે અને તેની અસર આખા રાષ્ટ્ર ઉપર પડશે. એ રીતે આપણી જ્ઞાતિના સામાજીક ઉન્નતિના કાર્યમાં પ્રયત્ન કરવો એ રાષ્ટ્રીય હિતની દૃષ્ટિએ જોતાં પણ ઘણો અગત્યનો પ્રશ્ન છે. આ બિનાને ગંભીર રીતે વિચારવા આપ સૌને વિનંતી કરું છું.

પરિષદના પાછલા ઈતિહાસ તરફ નજર કરતાં તરત લાગશે કે, બીજી કોમોના મુકાબલે આપણી જ્ઞાતિમાં સુધારણાની પ્રવૃત્તિમાં પણ આપણે વહેલા જાગ્યા છીએ. આપણી પરિષદને સ્થપાયે આજે ૨૯ વરસ થયાં. તે જ જણાવી આપે છે કે આપણી જ્ઞાતિનું હિત ધરાવનારા બીજી કોમોના મુકાબલે પાછળ નથી પડ્યા. પરિષદની શરૂઆતની બેઠકોમાં જ્ઞાતિના બે પ્રશ્નો મુખ્ય બન્યા હતા. એક બાળલગ્નનિષેધ અને બીજો કેળવણીનો ફેલાવો. બાળલગ્નને હટાવવા માટે તે વખતે થોડા મુઠ્ઠીભર માણસોએ એ જમાનામાં જે પ્રયત્ન કર્યો હતો તે જોઈ આપણને જરૂર ગૌરવ લેવા જેવું થાય. દસ વરસે એક સામટા વિવાહ કરવાની પ્રથાની વિરુદ્ધ કોઈ એક શબ્દ ઉચ્ચારે તો ચારે બાજુથી તોપના ગોળાની પેઠે ગાળોનો વરસાદ તૂટી પડતો. એ જમાનામાં આ વીરોએ જે કાર્ય કર્યું હતું તે અત્યારે આપણને પ્રેરણા આપી રહ્યું છે. તેમના એવા શુભ સંકલ્પબળે અત્યારે બાળલગ્નની રૂઢિ શિથિલ થઈ ગઈ છે. તે કાર્યોના પ્રાણરૂપ શ્રી પુરુષોત્તમદાસ અત્યારે જીવતા હોત અને તેમનો સંકલ્પ આમ ફળેલો તેમણે નજરે જોયો હોત તો તેમને કેટલો આનંદ થાત !

પરિષદની બીજી પ્રવૃત્તિ કેળવણીનો ફેલાવો કરવાની હતી. તેમાં અત્યારે હિસાબ કાઢીએ તો બીજી કોમોના મુકાબલે આપણે ઘણું કર્યું છે તેની કોઈ ના પાડી શકે તેમ નથી. આપણી કોમ એટલી વિશાળ છે કે આટલા પ્રયત્નો પણ તે જ્ઞાતિની દૃષ્ટિએ નાના લાગે. છતાં બીજી જ્ઞાતિઓ કરતાં આપણે પ્રયત્નો કરવામાં પાછળ રહ્યા નથી તે દીવા જેવી વાત છે.

આવા પ્રયત્નો કરતાં કરતાં આપણી પરિષદ બેઠકો ભરતી ભરતી આગળ ધપતી હતી, તેવામાં નવો ગાંધીયુગનો પવન વાયો. ચારે બાજુ રાજકીય જાગૃતિના જુવાળ આવ્યા અને આપણી પ્રવૃત્તિઓ તેમાં ઢંકાઈ ગઈ. એવી પ્રવૃત્તિઓ ઢંકાવા છતાં તેની સાચી જરૂરિયાત હોવાથી વચ્ચે વચ્ચે પરિષદની બેઠકોએ દેખાવ દીધો, અને અત્યારે પણ પરિષદની પ્રવૃત્તિઓની આવશ્યકતા છે, એવી જરૂરીયાત સિદ્ધ કરતી આ બેઠક મળે છે. પરિષદે શું કર્યું છે એવા નિરાશામય ઉદ્‌ગારો કાઢનારની દૃષ્ટિનો દોષ છે, એવું મારે દિલગીરી સાથે જણાવવું પડે છે અને ઉપરની બિના

તેમની માન્યતાનો જવાબ આપે છે એમ મને લાગે છે. મને ખાતરી છે કે મારી આ માન્યતામાં આપ પણ સંમત થશો.

પાછળની બેઠકોમાં સાણંદની પરિષદની બેઠકે એક પ્રકારે જુદી ભાત પાડી, અને પરિષદે પોતાનાં અનેક કાર્યોમાં સામાજીક સુધારણા એ જ મુખ્ય કાર્ય છે તે આગળ ધર્યું, અને વ્યવસ્થિત કાર્યક્ષમ બનાવી શકાય તેવી રીતે બંધારણ પણ ઘડ્યું. પરિષદને ક્રિયાત્મક બનાવવા પ્રયત્ન પણ આદર્યો. પરિષદનું કાર્ય સ્થાયી થાય તે માટે અમદાવાદ મુકામે એક કાર્યાલય ખોલી પરિષદને કામ કરતી કરવા માટે, સાણંદની બેઠક પછી ઘણી વાર અમે પ્રયત્ન કર્યા છે, પણ તે બેઠક પછી જ્ઞાતિના જાહેર જીવનમાં અનેક બનાવો ઝપાટાબંધ બન્યા અને તેણે ઘણીખરી શક્તિ રોકી રાખી અને તેથી તે કાર્ય ધકેલાયું.

સાણંદની પરિષદ પછી એમ લાગ્યા કરતું હતું કે જ્ઞાતિનું એકાદ પત્ર તો હોવું જોઈએ. **"કડવા વિજયે"** એ જમાનામાં સારી ખ્યાતિ મેળવી હતી તે તો આપણે સૌ સારી રીતે જાણીએ છીએ. ત્યાર પછી **"ચેતન"** આવ્યું, તેણે આઠ વરસ સુધી કામ કર્યું. સાણંદની પરિષદની બેઠક પછી **"પટેલ"** નીકળ્યું, તેણે અત્યારનો સમાજનો સળગતો પ્રશ્ન ઉગ્રતાથી ઉપાડ્યો. પરિષદના અગત્યના ઠરાવનો ખૂબ જોરથી પ્રચાર કર્યો અને તેને લીધે આપણી જ્ઞાતિના કેટલાક ભાગમાં વાતાવરણ ગરમાગરમ થઈ ગયું. લોકોનું ચિત્ત એ માસિક તરફ આકર્ષાયું અને તેના ગ્રાહકો ઝપાટાબંધ વધી ગયા, અને આર્થિક દૃષ્ટિએ તે કેટલેક અંશે પગભર થયું.

જેમ "કડવા વિજયે" બાળલગ્નને પોતાનો પ્રશ્ન બનાવ્યો હતો, અને "ચેતને" કારજ-વરાનો પ્રશ્ન પોતાનો કર્યો હતો તેમ "પટેલે" અનેક પત્નીત્વનો નિષેધ, તરછોડાયેલી ખોરાકી પોષાકી માટે વલખાં મારતી બહેનોનો પ્રશ્ન, તેમજ ઊંચનીચના ભેદ તોડવાનો પ્રશ્ન પોતાનો બનાવ્યો છે અને સમાજસુધારણાના પ્રશ્નોમાં એ પ્રશ્નોને મોખરે લાવી દીધાં છે.

'પટેલે' એવી રીતે પ્રશ્નો લેવાથી તેના અનેક આઘાતો પ્રત્યાઘાતો થયા. જૂના કાર્યકર્તાઓમાં પણ સમાજનાં પ્રગતિકારક અને જૂનવાણી તત્ત્વોમાં ઘર્ષણ થયું અને તેથી જ્ઞાતિમાં ધડાકા થયા અને તેના વમળમાં આપણી પરિષદે ડરણ મુકામે સ્થાપેલું કડવા પાટીદાર વિદ્યાર્થી ભવન આવી ગયું છે. આવા ધડાકા એ સંક્રાંતિ કાળની નિશાની છે. સંક્રાંતિ કાળમાં આવા ધડાકા થાય છે અને ઘડીભર પ્રગતિ સ્થંભી ગઈ હોય તેમ લાગે છે, પણ તેનાથી જ નવયુગનાં મંડાણ થાય છે. આવા ધડાકામાંથી આપણી જ્ઞાતિની પ્રવૃત્તિ વધારે શુદ્ધ થાઓ એવી મારી નમ્ર પ્રાર્થના છે.

આ પ્રકરણને અંગે ઊભા થયેલા પ્રસંગોનું નિરાકરણ હજી નથી આવી શક્યું એ ઘણી દુ:ખદ બિના છે. આપણે આશા રાખીએ કે તેનો શુભ અંત નજીક આવે, તેમ છતાં આ બાબતો પરિષદના ક્ષેત્રમાં આવતી હોવાથી તે સંબંધે ઘટતાં પગલાં પરિષદ લે તો તેમાં હું ખોટું જોતો નથી.

આટલી ઇતિહાસની સમાલોચના કરીને અત્યારે આપણા અત્યારના પ્રશ્નો પર આવું છું. સાણંદની પરિષદની બેઠક પછી તો, એટલા બધા ઝપાટાબંધ બનાવો રાજકીય દૃષ્ટિએ બની ગયા છે અને તેની અસર આપણી સમાજ વ્યવસ્થા પર એટલી બધી પડી છે કે, તેથી આપણી કાર્યદિશા ઘણી રીતે બદલાઈ જવા સંભવ છે. દેશભરમાં વ્યાપક અપ્રતીમ માન અને પ્રતિષ્ઠા મેળવનાર મહાસભાએ વ્યવસ્થિત રીતે તેનો કબજો લીધો છે. મહાસભાવાદી સરકાર સ્થાન પર આવ્યા પછી અનેક જાતના નવા નવા કાયદાઓ અસ્તિત્વમાં આવવા લાગ્યા છે, અને તેથી આપણી આગળ પડેલા ગૂંચવતા કેટલાયે પ્રશ્નોનો નિકાલ સરળતાથી આવી જાય તેવા સંજોગો દેખાય છે.

મહાસભા સરકાર સ્થાન પર આવી છે. મહાસભા સર્વ વર્ગોની પ્રતિનિધિ હોવાનો દાવો કરતી હોવા છતાં, તે વિશેષે ખેડૂતો, મજૂરો અને ગરીબ લોકોની પ્રતિનિધિ બની છે અને તેના હિતમાં પગલાં એક પછી એક મક્કમતાથી લેવા માંડ્યા છે. ખેડૂતના જમીન મહેસૂલના અને જમીનની માલિકીના હક્ક સંબંધમાં નવા કાયદાઓ થનાર છે. ખેડૂતના દેવાનો પ્રશ્ન ક્યારનોય તે વિચારી રહી છે. ખેડૂતોની આંટ સુધારવા માટે યોજનાઓ પણ કરવા તે વિચારી રહી છે. બીજી બાજુ કેળવણીની દિશા બદલી તેને વ્યવહારુ અને સાચી દિશા આપી વધારે વ્યાપક બનાવવા પોતાની શક્તિ ખર્ચી રહી છે. ગામડાંમાં સંગઠન થાય, નવા જમાનાના બધાએ પ્રશ્નોમાં ગામડાના લોકો રસ લેતા થાય, અને ગામડાંમાં બંધારણીય રીતે કામ ઉકેલવાની શક્તિ આવે તે માટે લોકલ બોર્ડોના કાયદામાં સુધારા કર્યા છે અને બીજા પણ કેટલાક સુધારા કરવા માંડ્યા છે, અને તેવી લોકલ બોર્ડો પણ મહાસભાએ કબજે કરી તેમાં પણ ચેતન રેડ્યું છે. સરકાર એથી પણ વધુ આગળ જઈ ગ્રામપંચાયતો સ્થાપવા માગે છે. પંચાયતો ફળીભૂત થાય તો આપણા દેશની આખીયે સિક્કલ ફરી જશે તેમાં શંકા નથી.



ગ્રામપંચાયતો સ્થપાશે, તેમાંની મોટા ભાગની ગ્રામપંચાયતોમાં આપણી કોમનું જ વર્ચસ્વ હશે. એટલે આપણી કોમે તે પંચાયતોને ખીલવવા માટે પક્ષાપક્ષી મૂકી પ્રયત્નો કરવા પડશે અને તેમ કરશે તો આપણી કોમ નજીકના ભવિષ્યમાં

રાજકીય દૃષ્ટિએ પણ વર્ચસ્વ સ્થાપી શકશે. આપણી કોમના સમજુ ભાઈબહેનોને ગ્રામપંચાયતોને સફળ બનાવવા માટે પોતાની શક્તિ ખર્ચવા માટે આગ્રહપૂર્વક ભલામણ કરું છું.

આમ, આર્થિક, રાજકીય અને સાંસ્કૃતિક ફેરફારીમાં સમાજસુધારાનો પ્રશ્ન જરાક પાછળ પડી ગયો છે, પણ વીસરાયો નથી. અત્યારે મધ્યસ્થ અને પ્રાંતિક સરકારોમાં જુદાં જુદાં બિલો રજૂ થયાં છે. તે ઉપરથી ભવિષ્યની આપણને ઝાંખી થાય છે. અત્યારે દેશે રાજકીય સ્વતંત્રતા પૂરેપૂરી મેળવી નથી, તેથી રાજકીય કાર્યક્રમ મોખરે રહે તે સ્વાભાવિક છે, પણ તેની ભીતરમાં સામાજીક સુધારણાનો કાર્યક્રમ ઘણો જ જરૂરી છે એ ભાન નવી સરકારો ભૂલી નથી. તે તો નવાં બિલોના પગરણથી જ જણાશે.

અત્યારની ધારાસભામાં રજૂ થયેલાં સામાજીક સુધારણાંના બિલોની સમાલોચના પર વિચાર કરતાં અત્યાર સુધીમાં પસાર થયેલાં બે બિલો નજરે પડે છે. એક તો વિધવાને મિલકતમાં ભાગ મળી શકે તેવી જોગવાઈ કરતું શ્રી દેશમુખનું બિલ અને શારદા કાયદામાં સુધારો કરતું શ્રી દાસનું બિલ. શ્રી દેશમુખનું બિલ આપણા હિંદુ કાયદામાં એક નવી દિશા ઉઘાડે છે. કાયદાનું અત્યારનું રૂપ જોતાં તેમાં ઘણી ઉણપો છે. તેથી તે ઝટ સક્રિય બની શકે તેવું નથી. વળી આપણી અજ્ઞાનતા પણ તેવા કાયદાનો લાભ લેવા દે તેમ નથી, તેમ છતાં તે કાયદો નવી દિશા ઉઘાડતો હોવાથી ભવિષ્યમાં સ્ત્રીઓના વારસાહક્ક સંબંધમાં નિશ્ચિત કાયદા ઘડવા માટે નિર્દેશક બનશે. શ્રી દાસનો શારદા કાયદો સુધારતું બિલ એ અગત્યનો ભાગ ભજવે છે. શારદા કાયદાએ મોટે ભાગે બાળલગ્નો અટકાવ્યાં અને તેની અસર બીજી કોમો કરતાં આપણી કોમમાં સૌથી વધુ થઈ છે. એનાથી એક તિથિનાં લગ્ન અને તેને અંગે હાસ્યજનક ઉત્પન્ન થયેલી રૂઢિઓ જેવી કે બાંયવર, ફૂલનો દડો, પાણીના બેડે પરણાવવું, વગેરે રૂઢિઓ નાશ પામી છે. નવા સુધારેલા બિલમાં કડકાઈ આવી છે. પણ તે હજી પૂરતી નથી. ઓછામાં ઓછાં દસપંદર વરસ માટે તો એટલી સખત રીતે તે કાયદો અમલમાં આવવો જોઈએ કે જેથી બાળલગ્નો થઈ શકે જ નહિ અને એમ થતાં થોડા કાળ પછી તેવા કાયદાની જરૂરિયાત પણ નહિ રહે તેવી પરિસ્થિતિ અને રિવાજો ઉત્પન્ન થશે.

આપણી કોમમાં બાળલગ્નો ઘણા અંશે ઓછાં થવા છતાં સદંતર નાબૂદ નથી થયાં. તેનાં ઘણાં કારણોમાં કેટલાંક એવાં કારણો છે કે જે બીજી બાબતો સાથે સંબંધ રાખે છે. જ્યાં જ્યાં કન્યાઓની અછત છે તે જગ્યાએ સાટાં ત્રેખડાં, કન્યાવિક્રય વગેરે છે. ત્યાં સગપણ સાથે સાટાંની અગર નાણાંની સલામતી ખાતર

લગ્ન કરી નાખવાં પડે છે. આ એક અત્યંત કરૂણ બિના છે. આનું કારણ કન્યાઓની અછત છે. એ પ્રશ્ન ઉકલે તો આ બિનાનો ઉકેલ આવી જશે.

આ તો પસાર થઈ કાયદાના સ્વરૂપમાં આવેલાં બિલોની વાત કરી. હવે અત્યારે ધારાસભા સમક્ષ રજૂ થયેલાં અને રજૂ થનારાં બિલો સંબંધમાં થોડુંક કહેવું યોગ્ય ધારું છું. હું જે જે બિલોનો નિર્દેશ કરવા ધારું છું, તે બિલો બહાર પડ્યાં તેની સાથે જ દેશમાં ચારે બાજુથી તેમને આવકાર મળ્યો છે. એક પણ એવું ભાગ્યે જ કોઈ છાપું હશે કે, જેણે અનેક પત્નીત્વનો નિષેધ કરનાર શ્રી લીલાવતી મુનશી, શ્રીમતી સુબારાયન તેમજ શેઠ ગોવિંદલાલ બિલોને આવકાર્યા નહિ હોય, તેમજ શ્રી દેશમુખના અને શ્રી ભોગીલાલ લાલાના છૂટછેડાને લગતાં બિલોને અભિનંદન આપ્યાં નહિ હોય. આ બિલો ચોક્કસ કાયદાનું સ્વરૂપ પકડે તો આજની સમાજવ્યવસ્થામાં ભારે ફેરફારી કરશે એવી આગાહી હું હિંમતભેર કરું છું.

આપણી સમાજવ્યવસ્થાને સૌથી વધારે અસરકારક થઈ પડે એવાં બિલો તો શ્રી ગોવિંદલાલ શેઠ, શ્રીમતી સુબારાયન અને શ્રીમતી મુનશીનાં બિલો છે. તે એકની હયાતિમાં બીજી પત્ની કરવાના રિવાજને મૂળથી જ છેદી નાખે છે. આ બિલો પસાર થાય તો આપણી કોમના ઘણા પ્રશ્નો એક સાથે ઊકલે. અનેક પત્નીત્વના રિવાજથી પીડાતો ઉપરનો કહેવાતો વર્ગ છે, તેમની અને તેમની કન્યાઓની હાડમારી જાય, ત્યજાયેલીઓના પ્રશ્નો ત્યાજાયેલીઓ ન રહે તો ક્યાંથી જ રહે ? ખોરાકી પોષાકી પ્રશ્નો પણ રહે નહિ, એટલું જ નહિ પણ અત્યારે કન્યા દેવાનો એક બાજુ ધસારો થઈ રહ્યો છે તે એકદમ થંભી જાય અને થોડા જ વખતમાં ઊંચનીચના ભેદની આખી પ્રથા શિથિલ થઈ જાય. તેના પરિણામે ગામડાંમાં જે જે જગ્યાએ કન્યાની અછત છે તે અછત ઓછી થતાં કન્યાવિક્રય ઓછો થઈ નામશેષ થતો જાય. જરાક પ્રયત્ન કરતાં સાટાં ત્રેખડાં પણ જતાં રહે અને ગોળ બાંધવાની આવશ્યકતાઓ બિલકુલ રહે નહિ. આ એક જ બિલ આપણી સામાજીક અવ્યવસ્થાને એકીઝાટકે અસર પહોંચાડી આપણા કેટલાયે પ્રશ્નો ઉકેલી નાખે છે. આ બિલને આપણે આવકારીએ એટલું જ નહિ પણ તે જલદી પસાર થાય તે માટે બિલો રજૂ કરનારને મદદ કરવા પ્રયત્ન પણ કરવો જોઈએ. પરિષદ આ દિશામાં પગલું ભરશે તેવી મને ખાતરી છે.



બીજાં બિલો છૂટાછેડાને લગતાં છે. સદ્દભાગ્યે આપણામાં વિધવાવિવાહની છૂટ છે. એટલે એ બિલ આપણને વધુ મહત્ત્વનું નહિ લાગે, પણ એક દૃષ્ટિએ

આપણને પણ તે લાભનું બિલ છે. કેટલાએ સ્વાર્થી પતિઓ પોતાની પત્નીને રઝળાવવા માટે દ્વેષપૂર્વક છૂટાછેડા આપતા નથી, અગર છૂટાછેડા આપવા માટે મોટી રકમ લે છે. ગામડાંમાં તે લખણાંના નામે ઓળખાય છે. આ બાબત આ બિલથી નાશ પામશે. આપણી કોમમાં છૂટાછેડાનો રિવાજ હોવા છતાં સ્ત્રી અત્યારના કાયદા પ્રમાણે કાયદેસર છૂટાછેડા માગી શકતી નથી. તે એ બિલોથી તેને હક્ક મળશે અને લખણા માટે અપાતી અને લેવાતી રકમો બંધ થશે. આ બિલો રજૂ કરવા માટે શ્રી દેશમુખ, શ્રી ભોગીલાલ લાલા, શ્રી ગોવિંદલાલ શેઠ, શ્રીમતી સુબારાયન અને શ્રીમતી મુનશીને ધન્યવાદ આપવો જોઈએ.

અત્યારે ખોરાકી પોષાકી મેળવવા માટે બહેનોને અત્યારના કાયદા પ્રમાણે વખા પડે છે અને કોર્ટે પૂરાવા મેળવવા ભારે થઈ પડે છે તે કાયદામાં સુધારો સૂચવતી એક સૂચના શ્રી ભોગીલાલ લાલાએ મુંબઈની ધારાસભામાં મોકલી છે તે અત્યંત આવકારદાયક છે, તેવા મારા કથનને આપ સંમત થશો એવી મારી ખાતરી છે.

આ બિલો કેટલીય વ્યક્તિઓનાં દુઃખો દૂર કરશે, ગરીબ પીડાતી કેટલીયે અનાથ બહેનોનાં આંસુ લૂછશે. ખોટા અભિમાનનો નાશ કરશે અને સામાજીક ધોરણ ન્યાયી બનાવશે. એ બિલો જલદી પસાર થઈ કાયદાનું સ્વરૂપ પામે તે માટે પ્રયત્ન કરવા પરિષદના કાર્યવાહકોને વિનવું છું.

આ બાબતો અંગ્રેજી હકુમતની ચર્ચી. હવે દેશી રાજ્યો પર હું આવું. શ્રીમંત ગાયકવાડ સરકારે સામાજીક સુધારણાના ઘણા કાયદા કર્યા છે પણ તેનો અમલ ઘણો જ શિથિલ થાય છે એટલે તે કાયદાઓની અસર નહિ જેવી જ થાય છે તે દિલગીર થવા જેવું છે. શ્રીમંતના રાજ્યમાં ખેડૂતો પણ કેટલેક ઠેકાણે કરના વધુ પડતા બોજાથી પિસાય છે, તેમાંથી તેમને રાહત મળે અને તેમની આર્થિક અને સામાજીક સ્થિતિ સુધરે તેવા ઉપાયો તેમણે તાત્કાલિક યોજવા તેવી મારી વિનંતી છે અનેં મને ખાતરી છે કે પ્રજામાં વધુ અસંતોષ ઉત્પન્ન થાય તે પહેલાં શ્રીમંત સરકાર ગાયકવાડ પ્રજાની ન્યાયી અને વાજબી માગણીઓ સ્વીકારશે.

દેશી રાજ્યોની તેથી પણ વધુ કરુણ બિના છે. હજી તો તેઓ સોળમી સદીમાં વિચરી રહ્યાં છે. તેમ છતાં ત્યાં પણ પ્રજામાં સળવળાટ શરૂ થયો છે  અને તેમણે પણ રાજકારણમાં યોગ્ય હિસ્સો મળે તેવા પ્રયત્ન કરવાનું શરૂ કર્યું છે. થોડા જ વખતમાં તેઓ પણ ફત્તેહમંદ થઈ પોતાની ઉન્નતિ સાધશે. આવા પ્રજાકીય પ્રયત્નોને પરિષદે અભિનંદન આપવાં જોઈએ.

આપણી કોમને ગૌરવ આપે તેવી બિના માણસામાં બની છે. માણસાના ખેડૂતોના વિજયથી સૌ કોઈ પરિચિત છે. તે લડતમાં લડનારાં આપણાં કડવા પાટીદાર ભાઈબહેનો છે. તેમણે આપણો મોભો વધાર્યો છે તેમને અંતઃકરણપૂર્વક અભિનંદન આપું છું.

આમ ચારે બાજુ ચેતનવંતુ વાતાવરણ નજરે પડે છે, તેનો ઉપયોગ કરવાની આપણને અત્યારે તક મળી છે. આ સુધારણાઓ સાથે આપણને શરમાવે તેવો મરણ પાછળ કારજ કરવાનો રિવાજ છે. તે જો કે પ્રતિષ્ઠાહીન થયો છે પણ નાબૂદ થયો નથી. તે માટે કાયદેસર ઈલાજો લેવાય તેવી ગોઠવણો કરાવવા પ્રયત્ન થવો જોઈએ.

આટલું દિગ્દર્શન કરાવી હવે હું તમારો વધારે વખત રોકી રાખવા માગતો નથી, પણ ઉપસંહાર કરતાં પહેલાં એક બિના જણાવવા ઈચ્છું છું કે કેટલાક આપણી પરિષદને મવાલ કહે છે તે બિના તદ્દન ખોટી છે એમ મને લાગે છે. પરિષદની પહેલી બેઠકથી માંડી અત્યાર સુધીની બેઠકોના ઠરાવો જોશો તો તેમાં સામાજીક દૃષ્ટિએ એકે ઠરાવ મવાલ માલૂમ નહિ પડે. પરિષદે હજી સુધી એક પણ એવો ઠરાવ કર્યો જાણમાં નથી કે જે પ્રગતિ વિરોધક જણાયો હોય, એટલે મવાલ-મવાલની બૂમો પાડતા અને ક્રાંતિની બૂમો પાડતા જુવાન ભાઈઓને વિનંતી કરું છું કે પરિષદના કાર્યક્રમોને જેટલા જોરદાર અને ક્રાંતિકારક બનાવવા હશે તેટલા બનાવી શકાય એટલો અવકાશ છે. તમે આવો અને કાર્યક્રમ ઉપાડી લ્યો અને પછી બતાવો કે પરિષદ ક્યે ઠેકાણે તમને મવાલ માલૂમ પડી ?

હું સામાજીક દૃષ્ટિએ આપણી સંસ્કૃતિને અનુરૂપ ક્રાંતિકારક વિચાર ધરાવનારને આવકાર આપું છું. તેમને ગમે તે પળે મદદ આપવાની પણ બાંહેધરી આપું છું. ફક્ત તમારી કામ કરવાની તમન્નાની અપેક્ષા રાખું છું.

જગત અત્યારે ગંભીર આંધીની વચ્ચે આવીને ઊભું છે. યુરોપ હમણાં જ યુદ્ધમાંથી બચી ગયું છે. કાલે શું થશે તે તો કોને ખબર છે ? પણ દરેક જાણે છે કે આપણે બધાએ આંધીની વચ્ચે ઊભા છીએ, તે વખતે આપણે ક્યાં છીએ, શું કરવું જોઈએ તે જાણવા માટે અજ્ઞાનતા કાઢી દરેક નવા પ્રશ્નો વિચારતા થઈ જવું જોઈએ, તેમાં પાછળ પડ્યે અત્યારની જગતની હરીફાઈમાં આપણો ઘાણ નીકળી જશે.



અત્યારે આ ચૌદમી પરિષદના ઉંબર ઉપરથી કામ કરનાર ધગશવાળા ભાઈ બહેનોને તથા જ્ઞાતિના સહૃદયી સજ્જનોને પરિષદનો કાર્યક્રમ ઘડવા અને તેને

પાર પાડવા માટે આમંત્રણ આપું છું. મને આશા છે કે આપ સૌ સહકારથી આ કાર્યમાં જોડાશો જેથી આપણે જ્ઞાતિને એકાદ પણ ડગલું આગળ ભરાવ્યું છે એવું ભવિષ્યના ઈતિહાસમાં ગણાય.

મારા વિચારો આપની સમક્ષ ટૂંકમાં રજૂ કર્યા છે. આપ તેને વિવિધ રીતે તપાસી વિચારી જોશો. પરિષદના આ ત્રણ દિવસના નહિ, પણ આવતા વરસના કાર્યક્રમમાં ઉત્સાહ આપશો. અમે શિથિલ પડેલા લાગીએ તો અમને ઢંઢોળશો અને કોમના હિતને લક્ષમાં રાખી સદા ચેતનવંત રહેશો. મારી અનેક ઊણપો હોવા છતાં આપે કૃપા કરી આ સ્થાન મને આપ્યું તે માટે આપનો ફરી આભાર માની આપ સર્વેને ઈશ્વર સદ્‌બુદ્ધિ આપે એવી પ્રાર્થના કરતો અને સર્વનું કલ્યાણ થાઓ એવી મંગળ વાંછના રાખતો, બેસી જવાની રજા લઉં છું.

## પાટડી પરિષદમાં થયેલા ઠરાવો

**ઠરાવ ૧ અ :** આ પરિષદ, પહેલા અને નવમા અધિવેશનના પ્રમુખ ડૉ. પીતામ્બરદાસ કુબેરદાસના અવસાનની સખેદ નોંધ લે છે અને તેમના કુટુંબ પ્રત્યે દિલસોજી જાહેર કરે છે તથા તેમના આત્માને શાંતિ ઈચ્છે છે.

**ઠરાવ ૧ બ :** આ પરિષદ, પરિષદના ૧૧મા અધિવેશનના પ્રમુખ અને દૃઢ સુધારક ભરૂચના વતની શ્રી ચુનીલાલ વનમાળીદાસના અવસાનની સખેદ નોંધ લે છે અને તેમના કુટુંબ પ્રત્યે દિલસોજી જાહેર કરે છે તથા તેમના આત્માને શાંતિ ઈચ્છે છે.

**ઠરાવ ૧ ક :** આ પરિષદ, મેરડાઆદરજના વતની જ્ઞાતિશુભેચ્છક પટેલ માધવજી ત્રિભોવનદાસના અવસાનની સખેદ નોંધ લે છે અને તેમના કુટુંબ પ્રત્યે દિલસોજી જાહેર કરે છે તથા તેમના આત્માને શાંતિ ઈચ્છે છે.

**ઠરાવ ૧ ડ :** આ પરિષદ, જ્ઞાતિમાં જાણીતા યુવક શ્રી પ્રાણસુખલાલના અવસાનની સખેદ નોંધ લે છે અને તેમના કુટુંબ પ્રત્યે દિલસોજી જાહેર કરે છે તથા તેમના આત્માને શાંતિ ઈચ્છે છે.

**ઠરાવ ૧ ઈ :** આ પરિષદ, જ્ઞાતિમાં જાણીતા યુવક શ્રી શિવસિંહજી રાયસિંહજીના અવસાનની સખેદ નોંધ લે છે અને તેમનાં કુટુંબ પ્રત્યે દિલસોજી જાહેર કરે છે તથા તેમના આત્માને શાંતિ ઈચ્છે છે.



રજૂ : **પ્રમુખસ્થાનેથી**

**ઠરાવ ૨ :** આ પરિષદ, મહાસભાવાદી સરકારમાં પોતાનો સંપૂર્ણ વિશ્વાસ જાહેર કરે છે અને તેણે હાથ લીધેલાં કાર્યો ચોક્કસપણે પ્રજાને હિતકારક થઈ પડશે એમ માને છે.

રજૂ : **પ્રમુખસ્થાનેથી**

**ઠરાવ ૩ :** આ પરિષદ, શ્રીમતી લીલાવતી મુનશી તરફથી મુંબઈની ધારાસભામાં, શ્રીમતી સુબારાયન તરફથી વડી ધારાસભામાં, તથા શેઠ ગોવિંદલાલ તરફથી રાજસભામાં અનેકપત્ની વિષેધક ખરડા રજૂ કરવા નોટીસો આપવામાં આવી છે તે ખરડાઓના સિદ્ધાંતને હાર્દિક ટેકો આપે છે.

રજૂ : **મગનલાલ રણછોડદાસ પટેલ**
ટેકો : **મોહનલાલ વનમાળીદાસ પટેલ**

**ઠરાવ ૪ :** આ પરિષદ, શ્રી ભોગીલાલ લાલાએ મુંબઈની ધારાસભામાં, તેમજ શ્રી દેશમુખે વડીધારાસભામાં, હિંદુસ્ત્રીઓને ચોક્કસ સંજોગોમાં કાયદેસર છૂટાછેડા મેળવવાના હકને લગતા ખરડા રજૂ કર્યા છે તેના સિદ્ધાંત સાથે પોતાની સંપૂર્ણ સહાનુભૂતિ અને સંમતિ જાહેર કરે છે તથા તેમના પ્રયાસ બદલ તેમને અભિનંદન આપે છે.

રજૂ : **નગીનભાઈ વ્રજલાલ પટેલ**
ટેકો : **શીવલાલ ભગવાનદાસ પટેલ**

**ઠરાવ ૫ :** પરિણીત સ્ત્રીઓને – ખાસ કરીને ત્યજાયેલી સ્ત્રીઓને તથા તેમનાં બાળકોને ખોરાકી પોષાકી મેળવવામાં જે વખા પડે છે તે આપણા સમાજને શરમાવનારું છે. આપણી જ્ઞાતિમાં ઉચ્ચ મનાતાં કુટુંબો તથા સ્થળોમાં આ બદી મોટા પ્રમાણમાં છે તે વધારે શોચનીય છે. તેથી આ પરિષદ,

(૧) સમાજની આવી દુઃખી બહેનો અને બાળકોને બનતી બધી રીતે મદદ કરવી એ પોતાનું આવશ્યક કર્તવ્ય સમજે છે.

(૨) ખોરાકીપોષાકી મેળવવામાં અત્યારના કાયદામાં જ્યાં જ્યાં અગવડો હોય તે દૂર કરાવવા કે તેમાં સુધારોવધારો કરાવવા પ્રયત્ન કરવા ઠરાવે છે.

(૩) શ્રી ભોગીલાલ લાલાએ મુંબઈની ધારાસભામાં આ મતલબનો જે સુધારો રજૂ કર્યો છે તેને આ પરિષદ વધાવી લે છે.



રજૂ : **પુરુષોત્તમદાસ રણછોડદાસ પટેલ**
ટેકો : **મગનલાલ રણછોડદાસ પટેલ**

**ઠરાવ ૬ :** આ પરિષદ બાળલગ્નોનો નિષેધ કરતા શારદા કાયદામાં શ્રી દાસના જે સુધારા સ્વીકારાયા છે તેને આવકારે છે અને નવા સુધરેલા કાયદાનો સંપૂર્ણ કડક અમલ કરવાનું સરકારને વિનવે છે. વિશેષમાં જ્યાં જ્યાં આવાં બાળલગ્નો થાય ત્યાં ત્યાં તેની ફરિયાદ કરવાની જવાબદારી કોઈ પણ સ્થાનિક સરકારી અમલદાર ઉપર રાખવી જોઈએ તેવો સદરહુ કાયદામાં સુધારો કરવા, મધ્યસ્થ સરકારને આ પરિષદ ભલામણ કરે છે.

રજૂ : **કુબેરભાઈ છોટાલાલ પટેલ**
ટેકો : **સોમનાથ જેશીંગભાઈ પટેલ**

**ઠરાવ ૭ :** આ પરિષદ, વરવિક્રય, કન્યાવિક્રય, સાટાં ત્રેખડાં અને ફેરની બદી આપણા સમાજમાં વ્યાપક છે તે મનુષ્ય જાતને ન શોભે તેવી અને નીચું જોવરાવનારી છે એવું જાહેર કરે છે.

આવા હલકા, અકુદરતી રિવાજ પ્રચલિત થવાનું એકમાત્ર કારણ ચડઉતર કન્યા દેવાની આંધળી પરંપરા છે એમ માને છે અને જ્ઞાતિબંધુઓને વિનંતી કરે છે કે ઊંચનીચનો ભેદ રાખ્યા સિવાય કન્યા દેવામાં યોગ્યાયોગ્યતાનો જ માત્ર વિચાર કરે. સમાજની પ્રતિષ્ઠિત અને સમજુ વ્યક્તિઓ અને કુટુંબો આવો ઇચ્છનીય સુખદાયી નવો ચીલો પાડવા આગેવાની કરે એવી આશા રાખે છે.

રજૂ : **ડૉ. કે. બી. પટેલ**
ટેકો : **મોહનલાલ અમથાભાઈ પટેલ**

**ઠરાવ ૮ :** લગ્ન તેમજ બીજા અનેક સારામાઠા પ્રસંગે કન્યાપક્ષ તરફથી વરપક્ષને કંઈક આપવાની પ્રથા છે તે હંમેશાં ક્લેશ કંકાસ ઉત્પન્ન કરે છે. ઉપરાંત તે કારણને લીધે જ સ્ત્રી તેમજ સ્ત્રીપક્ષ હલકો મનાતો થયો છે. પરિણામે આખો સમાજ નીચે ઊતરી ગયો છે એવો અભિપ્રાય આ પરિષદ જાહેર કરે છે.

સાથે સાથે એમ પણ ઇચ્છે છે કે સમાજનાં દરેક સમજુ ભાઈબહેન આવા કોઈ પણ પ્રસંગે પોતાના પુરુષસગાના સાસરિયાપક્ષ તરફથી અપાતી આવી કોઈ રકમ ન લેવાનો આગ્રહ રાખે અને એમ વર્તી સમાજને સુખ અને ઉદારતાના માર્ગે વાળે.

રજૂ : **બળદેવભાઈ ચુનીલાલ દેસાઈ**

ટેકો : **રઘુવીર રતીલાલ દેસાઈ**

**ઠરાવ ૯ :** આ પરિષદ, લગ્નાદિ પ્રસંગોએ થતા ઉડાઉ ખર્ચ તેમજ મરણ નિમિત્તે થતા ખર્ચ સમાજને આર્થિક તેમજ સામાજીક અધોગતિએ લઈ જનારાં તેમજ જમાનાને બિલકુલ બંધબેસતાં નથી એમ જાહેર કરે છે, તથા દરેક સમજુ

ભાઈબહેનને આગ્રહભરી વિનંતી કરે છે કે,

(૧) જમવા જતાં અટકીને

(૨) મોદ કે પાટે જતાં બંધ થઈને

(૩) તેવે પ્રસંગે પાઘડી, શિરપાવ લેતાં અટકીને આવા સમાજને પાયમાલ કરતા રિવાજોને પ્રતિષ્ઠાહીન કરી નાખે, તેમજ તેને બંધ કરવાના યોગ્ય તે ઉપાય લે.

રજૂ : **નારણભાઈ છગનલાલ**
ટેકો : **સોમનાથ જેશીંગદાસ**

**ઠરાવ ૧૦ :** કેળવણીનો બહોળો ફેલાવો કરવા તથા ચાલુ બેજવાબદાર અને બિનવહેવારુ કેળવણીની પ્રથા બદલી ઉદ્યોગ દ્વારા શિક્ષણ આપવાની પ્રથા દાખલ કરી કેળવણી અને જીવનનો મેળ મેળવવા હાલની મહાસભાવાદી સરકાર જે પ્રયાસ કરી રહી છે તેને આ પરિષદ સહર્ષ આવકારે છે, અને તેનો બનતો જલદી અમલ થવા સરકારને વિનંતી કરે છે.

રજૂ : **પ્રમુખસ્થાનેથી**

**ઠરાવ ૧૧ :** આ પરિષદ, દારૂનિષેધને અમલમાં મૂકવાના જગતમાં અજોડ અને હિંમતભર્યા જનકલ્યાણકારી પગલાં માટે મુંબઈ સરકારને અભિનંદન આપે છે, અને વડોદરા રાજ્ય તથા ગુજરાતનાં બીજાં દેશી રાજ્યોમાં સંપૂર્ણ દારૂનિષેધની નીતિ અમલમાં મૂકવા માટે દરેક રાજ્યના સત્તાધીશોને તથા તેની પ્રજાને આગ્રહ કરે છે.

રજૂ : **પ્રમુખસ્થાનેથી**

**ઠરાવ ૧૨ :** આ પરિષદ હિંદનાં જુદાં જુદાં રાજ્યોમાં રાજ્યકર્તાઓને તેમનાં રાજ્યોમાં તેમની પ્રજાને જવાબદારીવાળું રાજતંત્ર આપવા વિનંતી કરે છે અને જે જે રાજ્યોની પ્રજાએ જવાબદાર રાજતંત્ર મેળવવાની અહિંસક પ્રવૃત્તિ ઉપાડી છે તેમના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે છે.

રજૂ : **પ્રમુખસ્થાનેથી**

**ઠરાવ ૧૩ :** બ્રિટિશ હિંદમાં ખેડૂતો ઉપર જમીન મહેસૂલનું હાલનું ધોરણ વધારે પડતું છે, તેમાં સંગીન ઘટાડો કરી આવકવેરાના ધોરણે લેવાનું ઠરાવવા મહાસભાવાદી સરકારને આ પરિષદ ભલામણ કરે છે.



રજૂ : **મોહનલાલ બાપુજી પટેલ**
ટેકો : **નટવરલાલ બળદેવદાસ પરીખ**
**પોપટલાલ ગુલાબદાસ પટેલ**

**ઠરાવ ૧૪ :** વડોદરા રાજ્ય તથા બીજાં દેશી રાજ્યોમાં બ્રિટિશ હિંદના ચાલુ ધોરણ કરતાં પણ જમીન મહેસૂલ તથા બીજા કરવેરાનું ભારણ એકંદરે ઘણું જ વધારે હોવાથી પ્રજા રોજબરોજ પાયમાલ થતી જાય છે. તેમાંથી બચવા જમીન મહેસૂલ બ્રિટિશ હિંદના ધોરણે નક્કી કરવા તથા બીજા કરવેરાની તપાસ કરી કમી કે રદ કરવા કરાવવા આગ્રહ રાખવા લાગતાવળગતાને આ પરિષદ ભલામણ કરે છે.

રજૂ : **પ્રમુખસ્થાનેથી**

**ઠરાવ ૧૫ :** આ પરિષદ માણસા રાજ્યના ખોબા જેટલા જનસમુદાયે માત્ર પોતાના બળ ઉપર રહી ધીરજ અને બહાદુરીપૂર્વક અનેક જુલ્મોનો સામનો કરી પોતાના નૈસર્ગિક હક પ્રાપ્ત કરવાની લડતમાં મેળવેલા વિજય માટે તેમને હાર્દિક અભિનંદન આપે છે.

રજૂ : **પ્રમુખસ્થાનેથી**

**ઠરાવ ૧૬ :** બિનઉપયોગી, આર્થિક તેમજ શારીરિક નુકસાન પહોંચાડનારી કાણ મોકાણની જંગલી પ્રથા પણ સમાજમાં પ્રચલિત છે તેનો આ પરિષદ ખેદ વ્યક્ત કરે છે અને તેને જલદી નાબૂદ કરવા દરેક સ્થળના સમજુ માણસોને આગ્રહ કરે છે.

રજૂ : **ડૉ. કે. બી. પટેલ**
ટેકો : **સોમનાથ જેશીંગભાઈ**

**ઠરાવ ૧૭ :** ગૌરક્ષા એ આપણા દેશનો મુખ્ય ધર્મ છે, છતાં વાછડાના બળદ બનાવવામાં દોષની માન્યતા પેસી ગયેલી હોવાના કારણે ગાય આર્થિક રીતે પોષાતી નહિ હોવાથી આપણે ગાય અને ખેતીનો નાશ કરી અધર્મ કરી રહ્યા છીએ, તેમાંથી ઉગરવા અને ગૌરક્ષા વહેવારુ બનાવવા વાછડાના બળદ કરતા થઈ જવા આ પરિષદ સર્વેને ભલામણ કરે છે.

રજૂ : **પોપટલાલ ગુલાબદાસ પટેલ**
ટેકો : **નગીનભાઈ વ્રજલાલ પટેલ**
**મોતીલાલ રણછોડદાસ પટેલ**

**ઠરાવ ૧૮ :** આપણી જ્ઞાતિમાં કેળવણીનું કામ કરતી સંસ્થાઓ તેમના હેતુ પ્રમાણે સારી રીતે ચાલે અને જ્ઞાતિનું હિત સારામાં સારી અને વ્યવસ્થિત રીતે સાધી શકાય એ માટેની જરૂરી સલાહ અને સૂચના વ્યવસ્થાપક મંડળે પોતે નક્કી કરે તે બે કેળવણીકારોની સલાહ લઈને આપવી એવું ઠરાવવામાં આવે છે.


રજૂ : **પ્રમુખસ્થાનેથી**

**ઠરાવ ૧૯ :** આપણી જ્ઞાતિ મુખ્યત્વે ખેતીપ્રધાન છે અને ખેતીની ઉપજ એકલી ખેડૂતની આજીવિકા માટે પૂરતી નથી, તેથી પૂરક ઉદ્યોગ તરીકે ગૃહઉદ્યોગો સ્થાપવા સરકાર વિચાર કરી રહી છે, તો તે સરકાર અને ગ્રામઉદ્યોગોની બીજી સંસ્થાઓ એવી પ્રવૃત્તિઓ સાથે સંપર્ક રાખી તે કાર્યને ઉત્તેજન આપવા તથા પ્રચાર કરવા યોગ્ય કરવાનું ઠરાવવામાં આવે છે.

રજૂ : **ત્રીકમલાલ રણછોડદાસ પટેલ**
ટેકો : **કુબેરભાઈ શિવદાસ પટેલ**

**ઠરાવ ૨૦ :** બેકારી અટકાવવા તથા ખેતીની ઉપજમાં વૃદ્ધિ કરવા માટે આપણા ખેડૂતબંધુઓને કમિશનર નેહરુની યોજેલી ઈલેક્ટ્રોકલ્ચર વિધિ શીખવવાનો પ્રબંધ કરવા આપણી જ્ઞાતિની તેમજ અન્ય કેળવણીની સંસ્થાઓએ પોતાના છાત્રોને તે વિધિ શીખવવા માટે તૈયાર કરી તેનો પ્રચાર કરવા તેમને વિનવવામાં આવે છે.

રજૂ : **ડૉ. કે. બી. પટેલ**
ટેકો : **ભૂપતભાઈ વ્રજલાલ દેસાઈ**

**ઠરાવ ૨૧ :** આ પરિષદ દૂઝણાં ઢોર ઉપર આચરવામાં આવતી ઘાતકી ફુક્કા પદ્ધતિનો નિષેધ કરનારો જે કાયદો મધ્યસ્થ ધારાસભામાં પસાર થયો છે તે બદલે તેમને અભિનંદન આપે છે.

રજૂ : **પ્રમુખસ્થાનેથી**

**ઠરાવ ૨૨ :** છેલ્લાં બે વર્ષથી કડવા પાટીદાર વિદ્યાર્થી ભવનના કાર્યકારો વચ્ચે મતભેદના પરિણામે ભવનના વહીવટ સંબંધી કજિયો ઉપસ્થિત થયો છે, અને તે ઝગડો દીવાની કોર્ટ સુધી પહોંચ્યો છે. આ બિના કડવા પાટીદાર જ્ઞાતિ તેમજ પરિષદના મોભા અને પ્રતિષ્ઠાને હાનિકર્તા છે એમ આ પરિષદ માને છે. અને સદરહુ ઝઘડાનું જેમ બને તેમ જલદી નિરાકરણ થઈ ભવનનો વહીવટ નિયમિત અને સરળતાપૂર્વક ચાલે તેમ ઇચ્છા રાખે છે. તેથી ભવનના ચાલતા ઝઘડાનો અંત લાવી ભવન બરાબર સારા પાયા ઉપર મૂકાય તે માટે યોગ્ય તજવીજ કરવા નીચેના સભ્યોની એક કમિટી નીમે છે.

૧. શ્રી નંદુલાલ મંછારામ
૨. શ્રી બળદેવભાઈ ચુનીલાલ દેસાઈ



આ સમિતિએ પોતાને સોંપેલું કાર્ય બે માસની અંદર પૂરું કરી પરિષદના વ્યવસ્થાપક મંડળને રિપોર્ટ કરવો.

રજૂ : **પ્રમુખસ્થાનેથી**

**ઠરાવ ૨૩** : તા. ૧૭-૧૦-૩૭ ના રોજ મળેલા વ્યવસ્થાપક મંડળના ઠરાવ નં. ૧ અનુસાર કરેલા દાવાની બાબતમાં સમાધાની કરાવવા માટે નીચેના સભ્યોની કમિટી નીમવામાં આવે છે.

૧. શ્રી બળદેવભાઈ ચુનીલાલ દેસાઈ
૨. શ્રી છગનલાલ પીતાંબરદાસ પટેલ

રજૂ : **પ્રમુખસ્થાનેથી**

**ઠરાવ ૨૪** : પરિષદના બંધારણમાં નીચે મુજબ ફેરફારો કરવાનું ઠરાવવામાં આવે છે.

૧. કલમ ૧૨ માં નીચે પ્રમાણે પેટાકલમ ઘ ઉમેરવી.

''પરિષદની બેઠક બનતાં સુધી જુદા જુદા વિભાગોમાં ભરવામાં આવશે.''

૨. કલમ ૫ ની પેટાકલમ ક નીચે પ્રમાણે રાખવી.

''સાધારણ સભાના પ્રથમ દિવસે, વરસ દરમિયાન નોંધાયેલા સભાસદોની વિભાગવાર સંખ્યાના પ્રમાણમાં, સાધારણ સભામાં હાજર રહેલા સભાસદોમાંથી ચૂંટાયેલા સભાસદોની અને વ્યવસ્થાપક મંડળના સભ્યોની, તેમજ સ્વાગત મંડળના પ્રમુખ અને મંત્રીની તથા પ્રમુખે નીમેલા વધુમાં વધુ સાત સભાસદોની એટલે કુલ એકંદરે વધુમાં વધુ ૬૦ સભાસદોની ''વિષયવિચારિણી સમિતિ'' ચૂંટાશે.''

રજૂ : **બબાભાઈ રામદાસ પટેલ**
ટેકો : **મગનલાલ રણછોડદાસ પટેલ**

૩. કલમ ૬ ની પેટાકલમ ખ નીચે પ્રમાણે રાખવી.

''વ્યવસ્થાપક મંડળના સભ્ય તરીકે ચૂંટાયા પછી, કારજવરો કરનાર, શારદા કાયદા પ્રમાણે વ્યાખ્યા કરેલું બાળલગ્ન કરનાર, એ બન્ને બાબતોની ગમે તેમાં કોઈ પણ જાતનો ભાગ લેનાર, અનેકપત્ની કરનાર, ચાંલ્લો લઈ વરવિક્રય કરનાર, કાણમોકાણમાં ભાગ લેનાર, અથવા ઉપરની બધી બાબતોમાંની કોઈ પણ બાબતનો પ્રચાર કરનાર અથવા પરિષદના ઉદ્દેશ વિરુદ્ધ પ્રચાર કરનાર સભ્ય, તે મંડળના સભ્ય તરીકે રહી શકશે નહિ.''

રજૂ : **ચીમનલાલ રામદાસ પટેલ**
ટેકો : **નગીનભાઈ વ્રજલાલ પટેલ**



**ઠરાવ ૨૫** : આપણી જ્ઞાતિમાં લગ્ન સંબંધે કન્યાવિક્રય તથા વરવિક્રય તેમજ તેને લગતા આપલેના વહેવારો થાય છે, અને તેમાં અત્યારે કંઈ પણ હદ રહી નથી. આ પ્રથા આર્થિક દૃષ્ટિએ ઇચ્છવાજોગ નહિ હોવાથી તે જેમ

બને તેમ જલદી નાબૂદ થાય તેવો આ પરિષદ આગ્રહ રાખે છે.

ઉપર મુજબનો આદર્શ આ પરિષદનો હોવા છતાં સદરહુ વહેવારરૂપી બદીઓ કોઈ પણ જાતની હદ કે મર્યાદા સિવાય, આપણી જ્ઞાતિમાં રૂઢ થઈ છે તેથી આમનસામન વ્યવહારિક મુશ્કેલીઓ વધી છે.

આ દૃષ્ટિએ સદરહુ બાબતમાં વાજબી અંકુશ મુકાય તે માટે અગાઉ આ જ્ઞાતિના આગેવાનોએ કરેલા પ્રયાસોના પરિણામે આવા વહેવારોની હદ નક્કી કરતો મુંબઈ સરકારનો ઠરાવ નં. ૯૮૬ થયેલો, અને તેની જનતામાં જાણ કરવા માટે સરક્યુલરો પણ નીકળેલા.

ઉપર મુજબના સરકારી ઠરાવથી લગ્ન સંબંધના વહેવારોની હદ નક્કી થયેલી છે, અને તે ઠરાવ હજી કાયમ છે, છતાં તેનો વહેવારમાં બિલકુલ અમલ થતો નથી. માટે જ્યાં સુધી કન્યાવિક્રય અને વરવિક્રય નાબૂદ કરવા માટે સરકાર તરફથી યોગ્ય કાયદા ઘડવામાં ન આવે ત્યાં સુધી સરકારના ઉપરોક્ત ઠરાવનો કડક અમલ થાય તેવો પ્રબંધ કરવા અને તે માટે યોગ્ય પગલાં લેવા લાગતા વળગતા અધિકારીઓને તાકીદ આપવા આ પરિષદ સરકારને વિનંતી કરે છે.

રજૂ : **પ્રમુખસ્થાનેથી**

**ઠરાવ ૨૬ :** પરિષદના હેતુઓનો પ્રચાર કરવા નીચેના સભાસદોની એક પ્રચારક સમિતિ નીમવામાં આવે છે.

રા. ભૂપતભાઈ વ્રજલાલ દેસાઈ — રા. ચંદુલાલ દામોદરદાસ પટેલ
રા. નટવરલાલ મોતીભાઈ પટેલ — રા. લક્ષ્મણભાઈ બેચરભાઈ પટેલ
(જરૂરી બીજા સભ્યો ઉમેરવાની સત્તા સાથે)

રજૂ : **પ્રમુખસ્થાનેથી**

**ઠરાવ ૨૭ અ :** નિવૃત્ત થતા વ્યવસ્થાપક મંડળની કાર્યવાહી અને સાણંદ મુકામે ભરાયેલી પરિષદની ૧૩મી બેઠકનો આવક ખર્ચનો જે હિસાબ પરિષદના ઓડિટર પાસે તપાસરાવી વ્યવસ્થાપક મંડળે પ્રસિદ્ધ કરેલો છે તે હિસાબ આ પરિષદ મંજૂર કરે છે.



**ઠરાવ ૨૭ બ :** સાણંદ મુકામે થયેલી પરિષદની બેઠક પછી થયેલું આ બેઠક સુધીનું ઓફિસ ખર્ચ ઓડિટની શરતે મંજૂર કરવામાં આવે છે.

રજૂ : **પ્રમુખસ્થાનેથી**

**ઠરાવ ૨૮ :** નવા વર્ષ માટે નીચે પ્રમાણે બજેટ મંજૂર કરવામાં આવે છે.

૩૫૦/- ઓફિસ ખર્ચ
૨૫૦/- મુસાફરી ખર્ચ
૫૦૦/- પ્રચાર ખર્ચ
૧૦૦/- પરચુરણ ખર્ચ
=૧૨૦૦/- બારસો રૂપિયા

રજૂ : **પ્રમુખસ્થાનેથી**

**ઠરાવ ૨૯ :** આ પરિષદમાં પસાર થયેલા ઠરાવો યોગ્ય સ્થળે મોકલી આપવા પ્રમુખશ્રીને સત્તા આપવામાં આવે છે.

રજૂ : **પ્રમુખસ્થાનેથી**

## વ્યવસ્થાપક મંડળ

નવા વર્ષ માટે નીચે પ્રમાણે વિભાગવાર સભાસદોની ચૂંટણી જે તે વિભાગના સભાસદોએ કરી છે :-

૧. શ્રી નગીનભાઈ વ્રજલાલ પટેલ
૨. શ્રી શંભુપ્રસાદ ખોડીદાસ પટેલ
૩. શ્રી નટવરલાલ મોતીલાલ પટેલ
૪. શ્રી બળદેવભાઈ ચુનીલાલ દેસાઈ
૫. શ્રી મગનલાલ રણછોડદાસ પટેલ
૬. શ્રી મોહનલાલ વનમાળીદાસ પટેલ
૭. શ્રી પોપટલાલ ગુલાબદાસ પટેલ
૮. શ્રી પુરુષોત્તમદાસ રણછોડદાસ પટેલ
૯. શ્રી ગોપાળભાઈ વણીભાઈ પટેલ
૧૦. શ્રી માધવલાલ ત્રીકમલાલ પટેલ
૧૧. શ્રી કિશોરભાઈ પ્રભુદાસ પટેલ
૧૨. શ્રી મોતીભાઈ નથુભાઈ પટેલ
૧૩. શ્રી સાંકળચંદ કાળીદાસ પટેલ
૧૪. શ્રી પીતામ્બરદાસ નરસિંહભાઈ પટેલ
૧૫. શ્રી વાલજીભાઈ કાળીદાસ પટેલ
૧૬. શ્રી પ્રેમજીભાઈ મીઠાભાઈ પટેલ
૧૭. શ્રી ત્રીકમલાલ વ્રજલાલ પટેલ

૧૮. શ્રી ડૉ. શિવલાલ પુરુષોત્તમદાસ પટેલ

૧૯. શ્રી ડૉ. કે. બી. પટેલ

૨૦. શ્રી ચુનીલાલ રણછોડદાસ પટેલ

૨૧. શ્રી ધનલક્ષ્મીબેન પટેલ

૨૨. શ્રી નર્મદાબેન મોહનલાલ પટેલ

પ્રમુખે નિયુક્ત કરેલા સભ્યો

૨૩. શ્રી બબાભાઈ રામદાસ પટેલ

૨૪. દરબાર શ્રી લાલસિંહજી રાયસિંહજી

મંત્રી : સાધારણ સભાએ સર્વાનુમતે મંત્રી તરીકે શ્રી શંભુપ્રસાદ ખોડીદાસની ચૂંટણી કરી છે.

ઓડીટર : સાધારણ સભાએ ઓડીટર તરીકે શ્રી રવજીભાઈ મનજીભાઈની સર્વાનુમતે ચૂંટણી કરી છે.

### આભારદર્શનનો ઠરાવ

આ પરિષદ નામદાર પાટડી દરબારસાહેબનો, સ્વાગતમંડળ, તેની પેટા કમિટીઓ તેમજ સ્વયંસેવક દળનો અને પાટડીના જ્ઞાતિબંધુઓનો, તેનો સુંદર સત્કાર અને સરભરા કરવા માટે આભાર માને છે.

પરિષદના ઠરાવ નં. ૨૫ નું પરિશિષ્ટ

## પાટડી પરિષદના અનુભવ

### (મારી નજરે)

અત્યાર સુધીમાં પરિષદોની ચાર બેઠકોમાં મેં હાજરી આપી છે, પણ પરિષદની ઓળખાણ તો મારાં અંગ્રેજી ભણતરનાં પહેલાં ધોરણો વખતે થયેલી. તે વખતે પરિષદ બાળલગ્નોનો, કારજોનો અને કન્યાવિક્રયનો નાશ કરે છે તેવી માન્યતા બંધાયેલી. મહામંડળની બોર્ડિંગમાં ભણતા અમે ગામડાંમાં ટુકડીઓમાં સાથે ફરતા ત્યારે આ ત્રણ વિષય ઉપર વ્યાખ્યાનો આપતા. મેં જાહેરમાં પહેલવહેલું ભાષણ કર્યું હતું તે પણ પરિષદના ઉપર જણાવેલા ત્રણ હેતુઓના પ્રચારનું જ હતું. મારા જાહેર જીવનની શરૂઆતનું આ મૂળ ગણાય. આમ હોવાથી મેં પરિષદ પ્રત્યે કેટલેક અંશે ભક્તિભાવ કેળવ્યો છે. પરિષદના હોદ્દેદારો પરિષદના હેતુઓનું પાલન કરતા નથી એવી અનેક બૂમો અને મારો તે સંબંધેનો કેટલોક અનુભવ

હોવા છતાં, અને બીજી અનેક આંજી નાખે તેવી પ્રવૃત્તિઓ વચ્ચે પરિષદની ઝાંખી પ્રવૃત્તિ હોવા છતાં મારો ભક્તિભાવ ભૂંસાયો નથી.

કડીની પરિષદમાં કેવળ ભક્તિભાવભર્યો ગયો હતો; અને આખી કાર્યવાહી ભક્તિભાવે નિહાળી મળી શકે તેટલી પ્રેરણા મેળવી હતી. ત્યાર પછી ડરણ પરિષદમાં ગયો. ત્યાં પણ એવા ભક્તિભાવથી જ ગયેલો. અકસ્માત મારે કુળાકુળ ભેદ વિરુદ્ધ ઠરાવ મૂકવાનો આવ્યો. મેં જવાબદારીના ભાન સાથે તે મૂક્યો અને ભક્તિભાવે તેમાંથી પ્રેરણા લઈ પાછો ફર્યો. મારા એક અંગત મિત્ર આ પરિષદમાં આવી શક્યા ન હતા. તેમણે પરિષદની કાર્યવાહીનો મારા પાસે ઇતિહાસ માગ્યો. મેં ત્યાંથી જે જે પ્રેરણાઓ લીધી હતી તે બધી ઉમળકાભર્યા લખાણમાં મેં ભરી દીધી. એ કાર્યવાહીમાં કોણે કોણે મુખ્ય ભાગ ભજવ્યો હતો તેનું લખાણ કરવાનું તે મિત્રો સૂચવતા હતા. મેં તે પરિષદમાં ભાગ લેનાર ત્રણ જણનાં ભક્તિભાવે વખાણ કર્યાં હતાં. એક પ્રાણજીવનદાસનાં, બીજા શ્રી અંબાલાલ શીવલાલનાં અને ત્રીજા શ્રી પુરુષોત્તમદાસ રણછોડદાસ વકીલનાં.

ડરણની પરિષદ પછીના લાંબા ગાળે પરિષદની કાર્યવાહીના સંપર્કમાં આવ્યો, અને આણંદની પરિષદ વખતે તે ત્રણ પૈકી શ્રી પ્રાણજીવનદાસ તથા અંબાલાલ વકીલ તરફ મારું તે વખતનું મમત્વ કાયમ રહ્યું. શ્રી પુરુષોત્તમદાસ વકીલ તરફનો ભાવ કેટલેક અંશે ગુમાવ્યો.

સાણંદની પરિષદ પછી તે અત્યારની પાટડીની પરિષદ સુધીમાં તે સંબંધે મારે કેટલાક અભિપ્રાય બદલવા પડ્યા. શ્રી પ્રાણજીવનદાસ સાથે અંગત સંબંધ બંધાયાથી સહકાર્યકર્તા જેવા બન્યા. શ્રી અંબાલાલ વકીલે સાણંદની પરિષદમાં ઠીક ભાગ ભજવ્યો અને મારો તેમના તરફ ભાવ ટક્યો. પણ પરિષદની દૃષ્ટિએ જોતાં આ વખતે ઓછો થઈ ગયો. પરિષદના વ્યવસ્થાપક મંડળમાં તેઓ ચૂંટાવા ઉપરાંત કાર્યવાહી સમિતિમાં પણ તેઓ નિમાયા હતા, છતાં એકે મિટિંગમાં તેમણે હાજરી આપી નહિ, એટલે તેમની ઉત્કૃષ્ટ લાગણી પરિષદના કાર્યમાં જરાપણ કામ આવી ન શકી. (આ લખાણ પરિષદની પ્રવૃત્તિને અનુલક્ષીને લખ્યું છે. બીજી તેમની કેટલીય પ્રવૃત્તિઓ પ્રત્યે મને સહાનુભૂતિ છે; છતાં જ્યારે આ વિષય પર અમુક દૃષ્ટિએ મારી માન્યતા રજૂ કરું છું ત્યારે તેમાં હું શું અભિપ્રાય ધરાવું છું તે મારે તંત્રી તરીકેની ફરજ ગણી જણાવવું જોઈએ એમ સમજીને આ લખું છું.) અને તેમનો આ પરિષદ પરનો સંદેશો પ્રેરણા ન આપી શક્યો, અને થીજી ગયેલા લોહીવાળા આગેવાનોમાં તેમને ગણવાની મને પણ તે સંદેશો વાંચતાં

લાગણી થઈ આવી.

ત્રીજી વ્યક્તિ શ્રી પુરુષોત્તમદાસ વકીલ તરફનો સાણંદ મુકામે કેટલેક અંશે ગુમાવેલો ભાવ આ વખતે સંપૂર્ણ ગુમાવ્યો, (પરિષદના કાર્યક્રમની દૃષ્ટિએ) તેમણે સાણંદની પરિષદની બેઠક વખતે તોફાન કરાવવા પ્રયત્નો કર્યા, પણ નિષ્ફળ ગયેલા. આ વખતે પણ પાછળથી સળીઓ ઘણી કરી પણ ફાવ્યા નહિ. એ બાબત બાજુએ રાખીએ તોપણ પરિષદની કાર્યવાહીમાં જ્યાં જ્યાં તેમણે વિરોધ કર્યો તો ગુણદોષની દૃષ્ટિએ નિહાળીએ તો પણ આપણને એમ જ લાગે કે આ લોકોને પરિષદની કે સમાજસુધારાની કાંઈ પડી નથી. ફક્ત તેમને તો કોઈ પણ રીતે તોફાન જ કરવું છે. અને એ રીતે જેમ જગતને દેખાડવા કળા કરવા જતાં મોરની એબ ઉઘાડી થાય છે તેમ તેમની નિષ્ઠા તદ્દન ઉઘાડી પડી ગઈ.

સાણંદની બેઠક પછી પરિષદના વ્યવસ્થાપક મંડળની અને વિષય વિચારિણી સમિતિની ચૂંટણીની પ્રથા એવી થઈ કે તેમાં વિભાગવાર પ્રતિનિધિત્વ આવે. આમ વિભાગવાર પ્રતિનિધિત્વ આવવા છતાં તેઓ નથી વ્યવસ્થાપક મંડળને પોતાના તરફ ખેંચી શક્યા કે નથી વિષયવિચારિણી સમિતિમાં ઇરાદાપૂર્વક આવેલી વ્યક્તિ સિવાય બીજા કોઈને સમજાવી શક્યા. તેમની પ્રવૃત્તિઓ તરફ લોકો કઈ દૃષ્ટિથી જુએ છે તે જો તેમને સમજવું હોય તો સમજવા માટે સરસ મોકો ત્યાં મળી ગયો હતો, પણ શાહમૃગ પક્ષી જેમ ધૂળમાં માથું ઘાલી પછી માની બેસે છે કે 'હું કોઈને જોઈ શકતું નથી, માટે મને કોઈ જોઈ શકતું નહિ હોય. તેમ એમની પણ એવી માન્યતા હોય તો એમાં તેમની દૃષ્ટિનો દોષ છે એ સિવાય શું કહેવું ?

આ બાબત વ્યક્તિ પરત્વે કહેવાનું કારણ તો એટલું જ છે કે ગમે તે કાર્યવાહીમાં વ્યક્તિઓનો પ્રભાવ ખાસ કરીને પડે છે જ. સાણંદની પરિષદ પહેલાં બધી કાર્યવાહીઓમાં જેમનું વ્યક્તિત્વ મુખ્ય કામ કરતું તેમણે આમ પરિષદમાંથી પોતાનો પ્રભાવ ગુમાવ્યો છે, એટલું જ નહિ પણ પરિષદની આખી કાર્યવાહીમાં જૂનવાણી તેમજ યુવાનમંડળ બધાની આંખમાં તેઓ ખૂંચ્યા અને તે કોઈ ઉદાત હેતુથી નહિ પણ તેમની તોફાન કરવાની વૃત્તિથી. આ એક કરુણ બિના છે.

જો તેમ કરવામાં ઉદાત ભાવના હોય અને તેના માટે તેમને વિરોધી થવું પડ્યું હોત તો તે વંદનને પાત્ર બને. તેમણે તો સ્પષ્ટ સૂણાવ્યું હતું કે, "આ પરિષદ આવતીકાલે મરી જાય તોપણ તેથી કાંઈ બગડી જવાનું નથી. હું આવી બાબતોમાં માનતો નથી અને આ કામ કરવા મને વખત પણ નથી." આવા ઉદ્ગારો કાઢવા છતાં અને માનવા છતાં પરિષદોમાં આવવું, તે દરેક બાબતમાં સીધો અને અવળો

ભાગ ભજવ્યો, તેના વ્યવસ્થાપક મંડળના જવાબદાર સભ્ય બનવું; આ બધું તેમની માન્યતા, તેમના શબ્દો અને તેમના કાર્યને કેટલું સંગત છે ? અને આવી અસંગતિ ધરાવનાર વ્યક્તિ એ દૃષ્ટિએ કેટલા વિશ્વાસને પાત્ર ગણાય ?

આ પરિષદની આટલી નાનીસરખી દુ:ખદ બિનાનો પ્રથમ ઉલ્લેખ કરી હવે તેની સુખદ બિનાઓ ઉપર આવું.

આ પરિષદનું સ્થાન મહત્ત્વનું છે તે તો આ બેઠકમાં જ જણાયું. સ્થાનની ગંભીરતાએ કાર્યમાં ગંભીરતા આણી, અને આખોયે કાર્યક્રમ જાણે કે જવાબદારી-પૂર્વક કામ થતું હોય તેવા ભાવ સાથે, તેવી જ ગંભીરતા જાળવી પૂરો થયો.

આ પરિષદમાં અત્યાર સુધી નહિ નોંધાયેલી એટલી સંખ્યા સ્વાગત સમિતિના સભાસદોની થઈ હતી. પરિષદની ત્યાંની વ્યવસ્થાનો બોજો પાટડીએ જ ઉપાડી લીધો હતો, તેમાં દરબારશ્રીથી માંડી સ્વયંસેવક મંડળ સુદ્ધાં દરેકે સુંદર ઐક્યથી કામ કર્યું હતું અને ક્યાંય પણ ઉણપ આવવા દીધી નહોતી. મારી જોયેલી ચાર પરિષદોમાં આ પરિષદ સૌથી વધુ વ્યવસ્થિત મને લાગી છે અને તેણે જ પરિષદની કાર્યવાહીમાં ગંભીરતા લાવી મૂકી છે.

પાટડીનાં ના. રાજમાતાઓ પણ સૌથી પહેલાં જ પરિષદનાં સભ્ય બન્યાં અને તેમણે પરિષદની કાર્યવાહીમાં દરરોજ હાજરી આપી અને ના. દરબાર-સાહેબ પણ તેમાં ભાગ લેવા રાજકોટ જતાં રોકાયા અને પરિષદમાં ભાગ લઈ પરિષદની પ્રતિષ્ઠા અને મોભો વધાર્યો.

પરિષદની આખીયે કાર્યવાહી કાર્યવાહક સમિતિ, વ્યવસ્થાપક મંડળ અને વિષયવિચારિણી સમિતિની બેઠકોમાં પૂરેપૂરી રીતે વિચારાઈ, ઘડાઈ અને તેથી કામની સરળતા ઘણી થઈ ગઈ હતી.

પરિષદના પ્રમુખમાં, સ્વાગત પ્રમુખનાં અને ઠરાવ મૂકનારાઓનાં વ્યાખ્યાનો પણ જરાય કોમી સકુંચિતતા રહિત અને હાલના યુગને છાજે તેવાં જ થયાં હતાં. ઠરાવો પણ જરા પણ કોમી સંકુચિતતા કે અભિમાનથી મુક્ત રહ્યાં છે.

પરિષદના ધ્યેયલક્ષી ઠરાવોના પાલન માટેનો આગ્રહ પણ દરેકનો મૂળથી જ રહ્યો છે; અને વ્યવસ્થાપક મંડળ તથા કાર્યવાહક સમિતિના સભ્યોએ તો અમુક સુધારા અમલમાં મૂકવા જ જોઈએ એવું ફરજિયાત રીતે નક્કી થયું છે, તેથી પરિષદની નૈતિક ભૂમિકા પણ ઊંચી થઈ છે.

 યુવાનોએ પણ કેટલીક પ્રતિજ્ઞાઓ કરી પરિષદના પ્રચારના સિપાઈ થવા માટે 'યુવક સંઘ' સ્થાપ્યો છે અને તે પણ કાર્ય કરતો થઈ જાય તેવી રીતે તેની કાર્યવાહી ગોઠવાઈ છે અને પરિષદને સક્રિય કરવાની ભૂમિકા તૈયાર કરી છે.

પરિષદને મંત્રી પણ એવા મળી આવ્યા કે જે બધીયે બાબતો સમજવા સાથે પૂરતો વખત પણ આપી શકે તેવા છે. અને આ વખતે ટૂંક વખતમાં પરિષદનું કાર્યાલય ખોલી પરિષદ કામ કરતી થઈ જશે એવી આશા છે.

પરિષદની બેઠકમાં જ એક બહેને પોતાને પડતી હાડમારીની દર્દભરી શૈલીમાં પ્રમુખને અરજી આપી છે અને પરિષદ પોતે એ પ્રશ્ન હાથમાં ઉપાડી તે બહેનને બધી રીતે મદદ કરી તેનાથી નવા કાર્યક્રમનું મંગળાચરણ કરશે એવી આગાહી થાય છે.

**'પટેલ'** માસિકે આગળ કરેલા પ્રશ્નો પણ આ પરિષદે ગંભીર ગણી તેમને અગ્રસ્થાન આપ્યું છે તે **'પટેલ'** ને પણ ગૌરવ લેવા જેવું બન્યું છે.

આમ બધી કાર્યવાહીને મંગળ વધામણી દેતી હોય તેવી બિના તો એ છે કે તા. ૯-૧૧-૩૮ ની મુંબઈની ધારાસભામાં શ્રીમતી લીલાવતી મુનશી તથા શ્રી ભોગીલાલ લાલાએ પોતાનાં બિલો રજૂ કર્યાં છે.

આમ પરિષદે સક્રિય થવાનાં એંધાણ સાથે પોતાની બેઠક ગંભીરતાથી પૂરી કરી છે. ઈશ્વર તેને યશ આપો.

આ બધું સરળતાથી પાર પાડવા માટેનો જશ સ્વાગતસમિતિ તથા સ્વયંસેવક મંડળની ખડતલ મહેનત, રસોડાકમિટીની ઉત્સાહભરી જહેમત અને તે બધાની પાછળ શ્રી બળદેવભાઈની પરિષદને સફળ કરવાની અને સીધે રસ્તે દોરી જવાની ઉત્કૃષ્ટ તમન્ના એ બધાને આભારી છે.

**બબાભાઈ પટેલ**
તંત્રી **'ચેતન'**

## કડવા પાટીદાર યુવકસંઘને આવકાર

પાટડીની પરિષદ વખતે કડવા પાટીદાર યુવક સંઘ સંબંધી કંઈક વિચાર  થયો છે. હું પોતે તો પરિષદમાં હાજર નહોતો. પણ યુવકોના સંગઠન માટે એક યુવક સંઘની આવશ્યકતા સંબંધી તો ઘણા વખતથી હું વાતો કરતો. આ વખતે આ સંઘ સ્થપાયાથી યુવકોને સંગઠનથી કાર્ય કરવાનો જરૂર અવસર મળશે.

ઘણા આશાવાદી અને નિરાશાવાદી યુવકો જરૂર કહેશે કે, ''આવા એક સંઘના વધારાથી શું થઈ જશે ?'' આશાવાદીઓ એ રીતે કહેશે કે, ''સંઘો સ્થાપીને બેસી ન રહેતાં કંઈક કામ કરવા લાગવું જોઈએ.'' નિરાશાવાદીઓ કહેશે કે, ''ગમે તેટલા સંઘો સ્થાપો, પણ એ તો જેમ ચાલતું હશે તેમ જ ચાલશે. તમારું કંઈ વળવાનું નથી.''

વાત ખરી છે. એક નહિ પણ બંને દલીલો સાચી છે. અત્યાર સુધીમાં ઘણાં મંડળો સ્થપાયાં, ઘણા ઠરાવો થયા અને દિનપ્રતિદિન બીજાં મંડળોનો વધારો થયે જાય છે. મંડળની સ્થાપનામાં જ મંડળની ઈતિસિદ્ધિ થઈ એમ માની સંતોષની લાગણી જેમની ઉપર ફરી વળે એવા ઘણા છે. આમ જ હોય, તો કોઈ પણ મંડળની સ્થાપનાનો દંભ કર્યા વગર ઘરખૂણો સંભાળીને બેસવું ઉત્તમ છે અને આ જાતનાં મંડળોને લીધે જ સમાજના સડાના સૂત્રધારો કહી શકે છે કે, ''એ તો બે ઘડી બકવાટ કરી બેસી રહેશે. એમનાથી શું થઈ શકે એમ છે ? આપણે તો જેમ થાય છે તેમ ચાલવા દ્યો. પાછું વળીને જોવું જ શા માટે ?''

કડવા પાટીદાર યુવકસંઘ આ જાતનાં મંડળોમાંનો એક થવા માગે છે કે એની વિશિષ્ટતા કંઈક કામ કરવામાં સમાયેલી છે એનો વિચાર યુવકોએ કરવાનો છે. વાતો જ કરવી હોય તો બીજાં જૂનાં મંડળો છે ત્યાં જઈ વાતો કરીએ, ઠરાવો કરીએ, બે ઘડી વાકયુદ્ધો ચલાવીએ અને ઘેર જઈ પાછા ઘરનો ખૂણો ઝાલીને બેસી જઈએ. શા માટે નવા મંડળની સ્થાપના કરવી ?

પરંતુ આશા છે કે કડવા પાટીદાર યુવકસંઘ એ વાતોડીઓ સંઘ નહિ રહે, વ્યક્તિગત રાગદ્વેષનું જોમ ઠાલવવાનો અખાડો નહિ રહે, ઠરાવો ઘડીને ઈતિસિદ્ધિ માનનાર આળસુઓનું ટોળું બનીને નહિ બેસી રહે. આશા છે કે આ સંઘ સમાજના સડાનો જવાબ આત્મબલિદાનથી આપશે.

આત્મબલિદાન ! હા. જરાયે વધારે પડતું નથી. સમાજમાં કેટકેટલા સડાઓ ચાલે છે એ બધાનો ઉકેલ ઠરાવો કે ભાષણોથી નહિ થાય. સામા માણસના હૃદયપલટાની વાટ જોવાથી નહિ થાય. એનો એકમાત્ર ઉપાય છે બલિદાન.

એક સડાનો દાખલો લઈ વાત કરું. આપણા સમાજમાં એક ઉપર બીજીનો રિવાજ ઘણે ઠેકાણે કહેવાતા કુળવાનોમાં પ્રસરી રહ્યો છે. આ બની બેઠેલા કુળવાનો કોઈના ઠરાવો કે ભાષણોથી અટકાવાના નથી. અરે ! ઘણીવાર તો આ ઠરાવો કે ભાષણોની વાત પણ એમના કાન સુધી પહોંચતી નથી. ત્યારે એમને શી

રીતે અટકાવવા ? એક માત્ર ઉપાય છે બલિદાનનો. આપણે યુવકોનું એક એવું જૂથ કરીએ કે જે સમાજના સડા સામે માથું આપવા તૈયાર હોય. જરૂર પડે એ વેપારી હોય તો વેપાર છોડીને આવે, વિદ્યાર્થી હોય તો અભ્યાસ છોડીને આવે, ગૃહસ્થ હોય તો કુટુંબકબીલાને ઈશ્વરને આશરે છોડીને આવે. આવા યુવાનોનું બળ સંખ્યા ઉપર નહિ રહે. એમનું બળ તેમના ત્યાગમાં હશે.

આવા યુવાનોનું એક જૂથ ભેગું થઈ આવાં લગ્નો સામે પોકાર કરે, સમજાવવા જેવાઓને સમજાવે, છેવટે આવાં લગ્નો સામે પિકેટીંગ કરે. પિકેટીંગથી સરકારનો કાયદો આડે આવતો હોય તો તેનો ભંગ કરે અને હસતે મોંઢે જેલ સ્વીકારે. આવી રીતે જેલ જવા માટે તૈયાર થયેલી ટોળી તો આખા સમાજમાં હાહાકાર મચાવી શકે. ગમે તે નુકસાનને ભોગે આનો વિરોધ કરનાર યુવકોનું એક જૂથ કયા સડાને ન અટકાવી શકે ? બલિદાનની તૈયારી જોઈએ.

યુવકસંઘ સ્થપાય તો આવો સ્થપાય, બાકી વાતોડિયા સંઘને તો જીવતો દાબી દેવા યોગ્ય છે. કદાચ એ જ સમાજનો એક સડો બની રહેશે.

કોઈ કહેશે કે, આ તો વધારે પડતું છે. આટલું બધું તો ન થાય. હું પૂછું છું કે, આપણી બહેનદીકરીઓનો આટલે ઉઘાડે છોગ વેપાર થાય છે, અનેક બહેનોના બલિદાનો અપાય છે, ત્યારે આવું એકાદ બલિદાન શું વધારે પડતું છે ? ખૂણે બેઠેલી કેટલીય બહેનોના હૈયાની ઊની વરાળ જો આપણા હૈયાને અડી શકતી હોય, તેમના હૈયાની અરેરાટી આપણા હૃદય સુધી પહોંચી શકતી હોય, એમના જીવનનો છૂંદી છૂંદીને અંત આવતો જોઈ આપણું હૃદય કંપી ઊઠતું હોય તો આપણે આ કરવું પડશે, હજારોનાં બલિદાનો અટકાવવા એકાદ બે બલિદાનો આપવા યુવકોએ તૈયાર થવું પડશે.

ધીરે ધીરે કામ કરવાની સલાહ આપનારને એક આંગ્લ સુધારકના શબ્દો યાદ દેવડાવું : "આગ લાગી હોય એવા ઘરના માલીકને મધ્યમસર રીતે બૂમરાણ કરવાનું કહેવાની તમારી મગદૂર હોય તો કહો, જેની પત્ની ઉપર બળાત્કાર થતો હોય તેવા પતિને પત્નીને આસ્તે આસ્તે બચાવવાની સલાહ આપવાની તમારી છાતી હોય તો આપો, આગમાં પડેલા બાળકને રફતે રફતે બચાવવાનું કહેવા જેટલું તમારું હૈયું કઠોર હોય તો ભલે કહો, પણ આ ગુલામી રફતે રફતે નાબૂદ કરવાની મારી આગળ કોઈ વાત ન ઉચ્ચારશો. મને એ નાબૂદ કરવાની ધગશ ચઢી છે, હૂં ફૂંકી ફૂંકી બોલવાનો નથી, હું કોઈની મુરવ્વત રાખવાનો નથી, મને સાંભળ્યા વિના તમારો છૂટકો નથી." આપણી બહેનદીકરીઓ ઉપર ગુજારાતો

જુલમ આપણાથી જોઈને રહી શકાય તો રફતે રફતે ભલે કામ થાય. બાકી હૃદય હોય તો યુવકો વિચાર કરજો.

આપણા સંઘના બંધારણમાં જ આ વાતને આપણે પહેલી મૂકવાની છે. ત્યાગની ઇચ્છા હોય તો જ સંઘમાં ઊભા રહો, નહિ તો, હૃદયહીણા માનવી બની દૂર ઊભાં રહી જોયા કરો. તમારા વિના સંઘ નભાવી લેશે. અરે ! તમારા દૂર રહેવાથી સંઘમાં નવો પ્રાણ પેદા થશે. આવા યુવાનોના સંઘની કિંમત સંખ્યાબળ ઉપર નહિ રહે એ ફરીથી યાદ દેવડાવું છું.

અને પછી તો યુવક કોણ એની વ્યાખ્યા કરવા શબ્દશાસ્ત્રી અને ભાષાશાસ્ત્રીઓના વિતંડાવાદના અખાડાઓ બંધારણસમિતિમાં નહિ રહે. ''ઘરડમાં રડે, સડે, પડે તે ઘરડો.'' સર્વસ્વત્યાગ કરવા ઇચ્છતી કોઈ પણ વ્યક્તિ – ચાહે સ્ત્રી યા પુરુષ, ચાહે બાળક યા વૃદ્ધ – યુવકસંઘના સભ્ય તરીકે રહી શકશે.

આ કામ અત્યારથી જ શરૂ કરવું જોઈએ. નજીકના જ ભવિષ્યમાં કડવા પાટીદાર યુવક પરિષદની ખાસ બેઠક કોઈ પણ સ્થળે ભરી, કાર્ય દિશા નક્કી કરી, યોગ્ય નેતા નીમી કામ શરૂ કરવા દરેક યુવાન તનમની રહે.

અને ત્યારે જ સમાજ આપણી તરફ આશાની દૃષ્ટિએ જોશે, બાકી સરકારના કાયદાની રાહ જોવાથી કંઈ નહિ વળે. સરકારના કાયદાઓમાંથી પણ ગૂંચો ખોળી શકનાર વકીલો જગતમાં ઘણા પડ્યા છે. એ કંઈક રસ્તો કાઢશે અને સડો તો એમનો એમ રહેશે.

યુવકો વિચાર કરજો. યુવકસંઘ અમર રહો !

ત્રિભુવનભાઈ ન. પટેલ

## સુપેડીમાં કડવા પાટીદાર સંમેલન

તા. ૩ અને ૪ એપ્રિલના રોજ ગોંડલ રાજ્યમાં સુપેડી ગામમાં કોલકીના જાણીતા સુધારક શ્રી ગોવિંદ ભગવાન વાછાણીના પ્રમુખપદે કડવા પાટીદાર સંમેલન મળ્યું હતું. તેમાં કુલ ૩૬૦ ગામનાં માણસો હાજર હતાં. પ્રમુખનું સ્વાગત આઠ બળદના રથમાં બેસાડી બેન્ડ સાથે વાજતે ગાજતે કર્યું હતું. સમાજનું લોહી ચૂસી રહેલી કુરૂઢિઓ સામે પુણ્યપ્રકોપ દર્શાવતા ઉપલેટાના પટેલ મોહનલાલ કરસનભાઈ તથા પ્રમુખશ્રી વગેરેએ ભાષણો કર્યાં હતાં. લોકોનો ઉત્સાહ અપૂર્વ હતો અને કારજ તથા બાળલગ્ન એકદમ નાબૂદ થવાં જોઈએ એવો સૂર ચારે તરફ સંભળાતો

હતો. વિવાહ દર દસ વર્ષે આવતા તેને બદલે દર વર્ષે કરવાની છૂટ આપતો; કારજની પ્રથાને વખોડી કાઢતો; ચા-બીડી-હોટલના બહિષ્કારને અનુમોદન આપતો; લગ્નનાં ખરચો ઓછાં કરવા સૂચવતો તથા પગેપરણું બિલકુલ બંધ કરતો - એવા ખાસ ધ્યાન ખેંચે તેવા ઠરાવો થયા હતા.

## પરિષદના કાર્યવાહકો વિચારે

પરિષદો જ્ઞાતિની ઉન્નતિમાં અગત્યનો ભાગ ભજવે છે એ વાત નિર્વિવાદ છે. અત્યાર સુધી ભરાયેલી પરિષદોએ જ્ઞાતિઉન્નતિ માટે બનતું કર્યું છે, પરંતુ સંતોષકારક પરિણામ માટે હજુ પરિષદોનાં બંધારણ તથા કાર્યક્રમમાં ઘણો જ સુધારો અગત્યનો છે. પ્રથમ તો, જ્ઞાતિમાં ઘર કરી બેઠેલા સડા દૂર કરવાની યોજનાવાળો કાર્યક્રમ સાચા હૃદયપૂર્વક હાથ ધરવો જોઈએ. પરિષદના પ્રમુખની ચૂંટણી પણ બહુ જ વિચારપૂર્વક થવી જોઈએ. ધનવાન, કુળવાન અને લાગવગવાળાને બદલે અત્યાર સુધી જેઓએ સમાજસુધારા માટે ખરા દિલથી કામ કર્યું હોય, પોતાના કુટુંબમાં સમાજસુધારાના સિદ્ધાંત અમલમાં મૂક્યા હોય તેવા કલંકરહિત ચારિત્ર્યવાળા અને સમાજસુધારા માટે ધગશ ધરાવતા સાચા સુધારકોને પ્રમુખ તરીકે ચૂંટવા જોઈએ. પરિષદના પ્રમુખો, મંત્રીઓ તથા આગેવાન કાર્યકર્તાઓએ પોતાના સુધારક આચરણથી સમાજમાં દાખલો બેસાડવો જોઈએ; કારણ કે મોટા પ્રતિષ્ઠિત અને આગેવાન ગણાતા માણસો જેવું આચરણ કરે છે તેનું અનુકરણ કરીને તેમના કાર્યને પ્રમાણભૂત માનીને બીજા લોકો વર્તન કરે છે.

આજના જમાનામાં જેનામાં દંભ છે, પાખંડ છે, મેલ છે, બોલવું કંઈ અને ચાલવું કંઈ એવા ધૂતારાઓને સમાજમાં ઉચ્ચ સ્થાન ન હોવું જોઈએ. આજના કૂદકે ને ભૂસકે આગળ વધતા જમાનામાં એક પર બીજી પત્ની કરનાર; ચાલ્લા, વાંકડા, પયઠણ વિગેરેથી કુળવાનોનાં ગજવાં ભરી તેમને કન્યા આપનાર; કન્યાના માબાપ કે વાલીઓ પાસેથી ચાંલ્લા, વાંકડા, પયઠણ, પહેરામણી કે પગેપરણાના બહાને પૈસા ઓકાવી કુળવાન ગણાનારા; ધન સંપત્તિ કે સત્તાના જોરે નિઃસ્વાર્થ સુધારકોને તેમના સુધારાના કાર્યમાં દખલગીરી કરનાર; ગોળ, વગા કે જથ્થા બાંધી તેના આગેવાન બની બેઠેલા; પોતાની આગવી પરણેતર પત્નીને રખડાવી કે છૂટાછેડા આપી કે ભરણપોષણને નામે લોચા નાખી પોતાની ક્ષુદ્ર વિષયવાસના માટે ફરી પરણનારા; કેળવણીની સંસ્થાઓના સાચા સેવકોને અને રૂઢિચુસ્તો સામે નીડરતાથી હામ ભીડી સમાજસુધારાનું કાર્ય કરતા સાચા સુધારકોને કલ્પિત બંધારણ

અને કાયદાઓને ઓથે અનેક પ્રકારે કનડીને સંસ્થાઓમાંથી દૂર કરવા ઇચ્છા રાખનારાઓ; મરણ પાછળ ન્યાતવરા કે બીજા ધર્માદાના ઓઠા નીચે ધન વાપરી મોટા થઈ બેઠેલા એવા અનેક અવગુણોથી ભરેલા લોકોમાંથી પ્રમુખોની ચૂંટણી કરવાની પ્રથા એક જ સપાટે દૂર થવી જોઈએ.

ઘણીખરી પરિષદો માત્ર ફંડો ઉઘરાવવા માટે જ ભરવામાં આવે છે, અને તેથી ફંડમાં વધારે રકમો આપી શકે તેવોઓને જ આગેવાન બનાવવા તરફ ધ્યાન અપાય છે. તે પ્રથા અત્યંત નિંદનીય છે. એટલે આગામી પરિષદોમાં એ તત્ત્વને તો જડમૂળથી જ નષ્ટ કરવામાં આવશે એવી આશા રાખવી અસ્થાને નહિ ગણાય.

કેળવણીની સંસ્થાઓનો બોજો પણ તે સંસ્થાઓએ પોતે ઉપાડી લેવો જોઈએ. પોતે જ પોતાનો ખર્ચ નિભાવી શકે એવા હુન્નરઉદ્યોગની તાલીમ અપાય એવી વ્યવસ્થા કરવા માટેનો સમય ઘણો જ નજીક આવી લાગ્યો છે, અને દેશનેતાઓ તે તરફ લક્ષ્ય આપી રહ્યા છે, છતાં એ બાબતમાં એવી સંસ્થાઓ માટે ભવિષ્યમાં ફંડો ઉઘરાવવાની જરૂર પડે તો તે ફંડો માટે પરિષદમાં છેલ્લો દિવસ અલગ રાખવો જોઈએ. વચ્ચે આખો વખત ફંડ માટે જ ગરબડ ચાલ્યા કરે તો પરિષદમાં ભાગ લેનારા પણ ફંડ ભરવા માટેની શક્તિ વિનાના માણસો શરમના માર્યા પરિષદના બીજા ઉપયોગી અંગમાં લક્ષ આપી શકતા નથી. તેઓ દ્રવ્યને અભાવે કે સંસ્થાઓ પ્રત્યેની શ્રદ્ધાના અભાવે ફંડ ભરવાની ઇચ્છા ન હોવા છતાં લોકસમુદાયમાં તેમની પાસે માગણી કરવાથી મહાગંભીર સંકોચમાં આવી પડે છે અને ફંડ ઉઘરાવનારા તો ફક્ત એક જ ઇન્દ્રિયના જ્ઞાન વડે 'લાવ પૈસા લાવ' ના ધ્યાનમાં ઘમસાણ મચાવી પરિષદનો થોડો ઘણો રહ્યોસહ્યો રસકસ પણ ઉઠાવી દે છે.

એટલે આગામી પરિષદમાં જુદાજુદા દિવસોએ જુદોજુદો કાર્યક્રમ નિશ્ચિત કરી પ્રથમથી બહાર પાડવો જોઈએ. કેમ કે બહારગામથી આવનાર પ્રેક્ષકો કે સભ્યો જે દિવસે તેમને ઉપયોગી કાર્યક્રમ હોય તે તે દિવસે ફુરસદ મેળવી હાજર રહીને ભાગ લઈ શકે. એવી સંસ્થાઓ માટે ફંડ કરવાં હોય તો છેલ્લે દિવસે અમુક સમય રાખવો જોઈએ. મદારી લોકો પણ તમાશાને અંતે જ પૈસા ઉઘરાવે છે. જોકે તે વખતે પ્રેક્ષકોમાંથી દ્રવ્ય આપવાને અશક્તિમાન લોકો ચાલ્યા જાય છે, છતાં ઉદાર દિલના જે અવશેષ રહે છે તેમના દાન વડે તેની કોથળી ભરાઈ જાય છે. સબબ એટલો જ કે બધા દિવસ બધો વખત ફંડની જ ડખલો જો

ચાલ્યા કરે તો પરિષદમાં આવતાં લોકો કંટાળે.

બીજું, એક પર બીજી પત્ની કરનાર પાસેથી ત્યજાયેલી સ્ત્રીને છૂટાછેડા કે ભરણપોષણ માગવાનો હક્ક મળે એવા કાયદા માટે માગણી કરવાનો પણ સમય આવી લાગ્યો છે એમ કહેવા કરતાં, હવે સમય વહી જાય છે એમ કહેવું વધારે યોગ્ય ગણાય. બને ત્યાં સુધી આગામી પરિષદમાં બહુ મોટી સંખ્યામાં સ્ત્રીઓ ભાગ લે એવી યોજના કાર્યવાહકોએ કરવી જોઈએ અને તે બદલ શ્રી ભક્તિબા, શ્રી લીલાવતીબહેન મુનશી, શ્રી મૃદુલાબહેન તથા શ્રી હંસાબહેન મહેતા વગેરે ગુજરાતનાં સ્ત્રી-આગેવાનોને ખાસ આગ્રહપૂર્વક આમંત્રણ આપવામાં આવે તો જરૂર લાભ થાય. દબાઈ રહેલી સ્ત્રી-શક્તિ ઊભરાઈ ઊઠે અને પોતાના મનુષ્ય તરીકેના હક્ક માટે પરિષદ દ્વારા પોકાર ઉઠાવી ધારાસભાઓ સુધી પોતાની પીડા સંભળાવે.

આ સર્વે વસ્તુ વધારે નજીક લાવવા માટે એક વાત મહત્ત્વની છે એ કહી નાખી, હું મારું કથન પૂરું કરવા ઇચ્છું છું. અને તે વાત સુધારકોના વ્યવસ્થિત સંગઠનની છે. શ્રીમતી અનસૂયા પટેલે ભરૂચથી **'પટેલ'** માસિક દ્વારા એવા સંગઠન માટે અરજ કરેલી પરંતુ તેનો સંતોષકારક જવાબ જ્ઞાતિ તરફથી મળ્યો નથી. પરિષદ વખતે ચુસ્ત સુધારક વિચારના જ્ઞાતિબંધુઓ જો સંગઠનપૂર્વક પરિષદના સિદ્ધાંતોનો પ્રચાર પૂર જોશથી કરે તો જ્ઞાતિમાં જાગૃતિ આવી જતાં વાર લાગશે નહિ.

**ચુનીલાલ વનમાળીદાસ પટેલ**
નવાડેરા-ભરૂચ

**(ગઈ વખત ભરાયેલી સાણંદ પરિષદ પહેલાંની પરિષદોમાં ફંડો ઉઘરાવતાં હતાં. પરંતુ સાણંદ વખતની પરિષદે અધિવેશન દરમિયાન કોઈ પણ જાતનાં ફંડો નહિ ઉઘરાવવાની નીતિ ગ્રહણ કરી છે એટલે તે નીતિ કાયમ રહેશે એવી આશા રાખી શકાય. તંત્રી)**

## પ્રકરણ-૧૫

# શ્રી અખિલ કડવા પાટીદાર પ્રગતિ મંડળ

## (૧૯૪૪-૧૯૪૭)

ઈ.સ. ૧૯૨૦-૧૯૪૮ નો સમયગાળો ગાંધીયુગ તરીકે ઓળખાય છે. આ સમયગાળામાં ગાંધીજીની અહિંસક લડતોમાં સત્યાગ્રહોમાં પાટીદાર કોમનું વિશિષ્ટ પ્રદાન રહેલું છે. ઈતિહાસના પાને નોંધાયું છે. આ જ કોમે દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીને મદદ કરી હતી. સુભાષની આઝાદ હિન્દ ફોજને રંગૂનમાં નાણાંકીય સહાય કરી હતી.

કોઈ પણ લડતમાં યોગદાન આપવામાં પાટીદારોએ પાછી પાની કરી નથી. યુવક-યુવતીઓનું આગવું પ્રદાન રહેલું છે. 'સાબરમતી આશ્રમમાં ગાંધીજીની હયાતીમાં એક લાખ રૂપિયાની સખાવત શેઠ દુર્ગાપ્રસાદ લશ્કરીએ અને ત્રીસ હજાર શ્રી સોમનાથ રૂપચંદે કરી હતી. આપણી કોમની સંસ્થાઓ તેના આચાર્યો અધ્યાપકો, ગૃહપતિઓ અને વિદ્યાર્થીઓ રાષ્ટ્રીય રંગે રંગાયેલા હતા. જેના કારણે ગાંધીજીના રચનાત્મક કાર્યોના અમલીકરણમાં ખૂંપી ગયા. ગાંધીવિચારનું દોહન કર્યું. ૧૯૪૨ની લડત આખરી લડત હતી. તેમાં આપણા કાર્યકરોનું પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે ઘણું મોટું પ્રદાન હતું.

ગાંધી-સરદાર-જવાહર જેવા નેતાઓની યોગ્ય દોરવણી અન્ય નેતાઓ અને દેશખાતર શહીદ થયેલાના પ્રતાપે આઝાદીનો સૂરજ ઊગવાની તૈયારીમાં હતો, ત્યારે પણ આ મંડળે પોતાનું કાર્ય ચાલુ રાખ્યું હતું.

### ત્રિવાર્ષિક નિવેદન

### સને ૪૪-૪૫, ૪૫-૪૬, ૪૬-૪૭



### પૂર્વભૂમિકા

આપણી જ્ઞાતિ મુખ્યત્વે ગામડાંઓમાં રહે છે અને ખેતી કરે છે. હિંદનો ખેડૂત નિરક્ષર, અજ્ઞાન, કંગાલ, દેવાદાર છે; અંધશ્રદ્ધા અને રૂઢિઓમાં લાંબા

સમયથી સબડ્યા કરે છે. ઓછીવત્તી આપણી પણ આ જ દુર્દશા છે. આ દેશમાં છેલ્લા ત્રણેક દાયકાથી રાજકીય અને સામાજિક પ્રગતિ અંગેની પ્રવૃત્તિઓ ઠીક ઠીક જોશ પકડતી ગઈ છે. જ્ઞાતિ એ રાષ્ટ્રનું એક પ્રગતિશીલ એકમ બને તેવા ઉચ્ચ હેતુથી જે જે સંસ્થાઓ અને વ્યક્તિઓએ જ્ઞાતિસેવાનું પવિત્ર કાર્ય કર્યું છે તેમને અંજલિ આપી, તે જ દિશામાં વધુ પ્રગતિ કરવા આપણે તૈયાર થવું જોઈએ.

## સ્થાપના

સને ૩૦-૧-૪૪નો દિવસ હતો. અમદાવાદમાં આવેલી જ્ઞાતિની આમુખ સંસ્થા 'દરબારશ્રી સૂરજમલજી કડવા પાટીદાર છાત્રાલય'ના આલિશાન સભાગૃહમાં ૬૦-૭૦ જુવાનો એકઠા મળ્યા હતા. સૌની એક જ તમન્ના હતી કે રાષ્ટ્રની પ્રગતિમાં, જ્ઞાતિ એક પ્રગતિશીલ એકમ તરીકે ગૌરવવંતુ સ્થાન પ્રાપ્ત કરે. આપણી જ્ઞાતિ કેળવણી અને ઉચ્ચ સંસ્કાર પ્રાપ્ત કરે, તેની આર્થિક રીતે આબાદી થાય તેમજ તેનું સામાજિક જીવન ઉલ્લાસમય બને તેવા પવિત્ર આશયથી સમસ્ત જ્ઞાતિની એક મધ્યસ્થ સંસ્થા તરીકે શ્રી અખિલ કડવા પાટીદાર પ્રગતિ મંડળની સ્થાપના થઈ.

## બંધારણની રૂપરેખા

હંગામી બંધારણ ઘડવામાં આવ્યું છે. વાર્ષિક રૂ. ૦-૪-૦ ભરીને જ્ઞાતિની પ્રગતિ ઇચ્છતાં પુખ્ત ઉંમરનાં સ્ત્રી-પુરુષો તેના સભાસદ બની શકે છે. દર વર્ષે પ્રતિનિધિ તરીકે કાર્ય કરવા ઇચ્છતાં ભાઈ-બહેનોનાં નામ આવકારવામાં આવે છે. દરેક ૨૫ સભાસદોનાં જૂથમાંથી એક પ્રતિનિધિ લેવાય છે. આવા પ્રતિનિધિઓમાંથી કારોબારી સમિતિની રચના થાય છે. કારોબારી પ્રમુખ, ઉપપ્રમુખ, મંત્રી, નાણામંત્રી વગેરે હોદ્દેદારોને ચૂંટી કાઢે છે. આ રીતે મંડળનું સંચાલન થાય છે.

## પ્રગતિને માર્ગે

### પ્રથમ વર્ષ

લાખોની સંખ્યા ધરાવતી આપણી જ્ઞાતિમાં પ્રગતિનાં આંદોલન ખૂણેખૂણે પહોંચાડવા વ્યાપક પ્રચારકાર્ય ઘણું જ જરૂરનું ગણાય. તેથી શરૂઆતનાં વર્ષોમાં આ સંસ્થાના સંચાલકોએ તે દિશામાં પોતાનું ધ્યાન કેન્દ્રિત કર્યું હતું. જ્ઞાતિની સંસ્થાઓના કાર્યકરો અને સંચાલકો, જ્ઞાતિના ઉદ્યોગપતિઓ અને અગ્રેસરોની મુલાકાતો યોજવામાં આવી હતી. સૌ જ્ઞાતિઋણ ફેડવામાં સહકાર આપે અને ટૂંક

સમયમાં મંડળ તરફથી મૂકવામાં આવનાર રચનાત્મક યોજનાઓને હાર્દિક ટેકો આપે તેવો આવી મુલાકાતોનો ઉદ્દેશ હતો. આવી મુલાકાતોમાંથી સંસ્થાની કાર્યપદ્ધતિ અંગે જુદાં જુદાં દૃષ્ટિબિંદુઓ જાણવા મળ્યાં. નવી દૃષ્ટિ અને નવા ઉત્સાહથી કાર્યકરો જ્ઞાતિના ખૂણે ખૂણે પ્રગતિનો પેગામ પહોંચાડવા માટે પોતાનાથી બનતા પ્રયત્નો કરવા લાગ્યા. જોકે કાર્યકરોની જૂજ સંખ્યા સર્વત્ર પહોંચી શકી નથી તેનો અમને અફસોસ છે. જોતજોતામાં ૧૦૦૦ ઉપરાંત સભાસદો નોંધાઈ ગયા. પીઠબળ વધ્યું તેથી કાર્યકરોને નવી પ્રેરણા મળી. જ્ઞાતિસંમેલન કેટલાંક વર્ષોથી નહોતું મળ્યું તેથી સૌની ઇચ્છા આ મંડળના આશ્રયે ભેગા થઈને જ્ઞાતિની પ્રગતિ વિષે વિચારણા કરવાની થઈ. એટલામાં તો મંડળનો વાર્ષિકોત્સવ આવી પહોંચ્યો.

**પ્રથમ વાર્ષિકોત્સ :** મંડળની સામાન્ય સભા ડૉ. શ્રી ગણપતરામ પટેલના પ્રમુખપદે તા. ૨૪-૧૨-૪૪ ના દિવસે દરબારશ્રી સૂરજમલજી છાત્રાલય-અમદવાદમાં મળી હતી. મંડળની કાર્યપદ્ધતિ માટે એક હંગામી બંધારણ મંજૂર કરવામાં આવ્યું હતું. પ્રમુખશ્રીએ મંડળના સભાસદોને ઉદ્‌બોધન કરતાં જણાવ્યું હતું કે, ''કોઈ પણ કામ મુશ્કેલ નથી. ઉત્સાહ અને ખંતથી કાર્ય કરીશું તો થોડા જ સમયમાં જ્ઞાતિજનોનો પ્રેમ જીતી લઈશું. સૌનો વિશ્વાસ અને સહકાર સંપાદન કરી શકીશું. શાંતિ અને સમજાવટથી જ્ઞાતિની પ્રગતિ માટે પ્રયત્નો કરીશું તો આપણે જરૂર આપણા ધ્યેયને પહોંચી વળીશું. દેશમાં પ્રગતિનાં આંદોલન ફેલાઈ રહ્યાં છે ત્યારે આપણે પછાત રહીશું તો તે માટે આપણે શરમાવું પડશે. દેશની પ્રગતિશીલ એકમ તરીકે ગૌરવ પ્રાપ્ત કરવા આપણે બધું જ કરી છૂટવું જોઈએ.'' પ્રમુખશ્રીની આ પ્રેરક વાણી સાંભળી મંડળની સામાન્ય સભા વિસર્જન થઈ.

**જ્ઞાતિસંમેલન :** મંડળની સામાન્ય સભાનું કામકાજ પૂરું થયા બાદ શ્રી પુરુષોત્તમદાસ લલ્લુભાઈના પ્રમુખપદે જ્ઞાતિસંમેલન યોજવામાં આવ્યું હતું. કેળવણી તેમજ આર્થિક અને સામાજિક નવરચના વિષે પ્રમુખશ્રીએ પ્રવચન કર્યું હતું. ત્યારબાદ વિવિધ વિષયો ઉપર પ્રવચનો થયાં હતાં. તેમાં શ્રી નંદુલાલ મંછારામનું જુવાનોને પ્રેરણા આપતું, શ્રી પુરુષોત્તમદાસ વકીલનું 'નવાજૂના લોહીની એકતા' વિષે, શ્રી છગનભાઈ કાળીદાસનું 'આપણો જ્ઞાનદીપ ઝાંખો કેમ ?' વિષે, શ્રી રામચંદ્રભાઈ વકીલનું 'આપણા રીત-રિવાજો' વિષે, અને શ્રી કુબેરભાઈ પટેલનું 'સ્ત્રીકેળવણી' વિષેનાં પ્રવચનો માર્ગદર્શક હતાં. શેઠશ્રી દુર્ગાપ્રસાદ લશ્કરીની હાજરી ધ્યાન ખેંચે તેવી હતી. કન્યાકેળવણીના વ્યાપક પ્રશ્નો અંગેનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. ત્યારબાદ જ્ઞાતિના જાણીતા ઉદ્યોગપતિ શેઠ શ્રી મફતલાલ ગગલદાસ તેમજ

તેમના સુપુત્ર શ્રી ભગુભાઈના અકાળ અવસાનની નોંધ લેતો ઠરાવ કરવામાં આવ્યો હતો અને સ્વર્ગસ્થના આત્માને પ્રભુ શાંતિ બક્ષે તેવી પ્રાર્થના કરવામાં આવી હતી.

**રંજન કાર્યક્રમ :** રાત્રે શ્રી અંબાલાલ ત્રિભોવનદાસ તકતાવાળાના પ્રમુખપદે રંજન કાર્યક્રમ યોજવામાં આવ્યો હતો. દરબારશ્રી સૂરજમલજી કડવા પાટીદાર છાત્રાલય તરફથી 'બ્રહ્મચર્યાશ્રમ' નાટક સફળ રીતે રજૂ કરવામાં આવ્યું હતું. કડવાપોળની બાળાઓ તરફથી ગરબા અને રાસનો કાર્યક્રમ રજૂ કરવામાં આવ્યો હતો. નૃત્ય, સંગીત અને વાદનથી રંગભૂમિ ખૂબ આનંદદાયક બની હતી.

**નિબંધ હરીફાઈ :** 'આપણી લગ્નસંસ્થા', 'આપણા રીત-રિવાજો', 'આપણી જ્ઞાતિમાં સ્ત્રીનું સ્થાન' - એ ત્રણે વિષયો ઉપર નિબંધ હરીફાઈ યોજવામાં આવી હતી. વિજેતાઓને ઈનામો આપવામાં આવ્યાં હતાં.

## દ્વિતીય વર્ષ

**ગ્રીષ્મ સંમેલન :** સને ૧૯૪૫ના મે માસની ૨૬, ૨૭ તારીખોએ શ્રી ઉમિયામાતાજીના મંદિર (ઊંઝા)માં શેઠશ્રી અંબાલાલ ત્રીભોવનદાસ તક્તાવાળાના પ્રમુખપદે ગ્રીષ્મ સંમેલન યોજવામાં આવ્યું હતું. સભાસ્થાનને ફરતું ૫૦૦ ફુટના વિસ્તારમાં એક ભવ્ય પ્રદર્શન યોજવામાં આવ્યું હતું. શ્રી રવિશંકર રાવલની સંસ્કાર ચિત્રાવલી, જ્યોતિસંઘના આલેખો, મહેસાણા ખેતીવાડી ખાતા તરફથી બી, ખાતર અને ઓજારોનાં નમૂનાઓથી પ્રદર્શન કલા, જ્ઞાન અને સંસ્કારનું સુંદર દૃષ્ટાંત બની ગયું હતું. પ્રમુખશ્રીએ જ્ઞાતિજનોને ઉદ્‌બોધતાં જણાવ્યું હતું : ''આ પવિત્ર સ્થળ આપણને પ્રેરણાદાયી બનો. જ્ઞાતિનો વિકાસ થાય તે માટે આપણે સૌએ સંગઠિત બનીને પ્રયત્ન કરવાના છે. અત્યારે દેશમાં ઝડપથી પ્રગતિ થઈ રહી છે ત્યારે આપણાથી બેસી કેમ રહેવાય ?'' ત્યારબાદ 'જ્ઞાતિનું પુનરુત્થાન' એ વિષય ઉપરથી શ્રી પુરુષોત્તમ વકીલે અભ્યાસપૂર્ણ પ્રવચન કર્યું હતું. અન્ય વક્તાઓ તરફથી પણ ટૂંકા પ્રવચનો થયાં હતાં. રાત્રે ઊંઝાની બાળાઓ તરફથી ગરબા, અભિનય, નૃત્ય, વગેરે રંજન કાર્યક્રમ યોજવામાં આવ્યો હતો. ઉમિયાજી માતાજીના સંસ્થાનના સંચાલકો, કાર્યકરો અને ઊંઝાના સદ્‌ગૃહસ્થોનો સહકાર અને ઉત્સાહ ચિરસ્મરણીય રહેશે.



**વિદાય અને સન્માન :** મંડળના ઉપપ્રમુખશ્રી ચંદ્રવદન લશ્કરી 'શ્રી અખિલ હિંદ ગ્રામસેવા સંઘ'ના તાલીમ વર્ગમાં વર્ધા જતા હોવાથી તા. ૨૮-૯-૪૫ ના દિવસે ડૉ. શ્રી ગણપતરામ પટેલના પ્રમુખપદે દરબારશ્રી સૂરજમલજી છાત્રાલયમાં જ્ઞાતિબંધુઓ તરફથી વિદાય સમારંભ યોજવામાં આવ્યો હતો. કાર્યકરો અને અન્ય

સદ્‌ગૃહસ્થોની શુભેચ્છાઓનો સ્વીકાર કરતાં શ્રી લશ્કરીએ જણાવ્યું હતું કે, ‘‘ગામડાંની સેવા કરવી એ મારા જીવનનું ધ્યેય છે. વર્ધાથી પાછો આવું ત્યારે, હું, તે કાર્યમાં તમારો સહકાર માગવાનો છું. જ્ઞાતિની સેવા લશ્કરી કુટુંબ તરફથી અવિરતપણે ચાલુ રહેશે.’’

મુંબઈ ધારાસભામાં કોંગ્રેસપક્ષ તરફથી ચૂંટાયેલા શ્રી મગનભાઈ પટેલ અને ડૉ. છોટુભાઈ પટેલને સન્માનવા એક સભા અમીન પુ. જ. કડવા પાટીદાર વિદ્યાર્થીભવન અમદાવાદમાં ડૉ. શ્રી ગણપતરામ પટેલના પ્રમુખપદે મળી હતી. જુદા જુદા વક્તાઓએ આ કોંગ્રેસી કાર્યકરોની સેવાઓને અંજલિ આપી હતી. શ્રી મગનભાઈએ પ્રત્યુત્તરમાં જણાવ્યું હતું કે, ‘‘આ દેશના ખેડૂતોની સ્થિતિ સુધારવી એ કોંગ્રેસની નેમ છે. હું ખેડૂત છું અને તેમાં ગૌરવ માનું છું. કોંગ્રેસે મને ખેડૂતોની સેવા કરવાની અમૂલ્ય તક આપી છે. તમારા સૌનો આ કાર્યમાં સહકાર માગું છું.’’

**દ્વિતિય વાર્ષિકોત્સવ :** તા. ૨૩-૧૨-૪૫ના દિવસે નામદાર દરબારશ્રી પ્રતાપસિંહજીના પ્રમુખપદે અમદાવાદ દરબારશ્રી સુરજમલજી કડવા પાટીદાર છાત્રાલયમાં મંડળનો દ્વિતીય વાર્ષિકોત્સ ઉજવવામાં આવ્યો હતો. આ પ્રસંગે એક કલાપ્રદર્શન યોજવામાં આવ્યું હતું અને દરબારશ્રીના વરદવસ્તે તેનું ઉદ્‌ઘાટન કરવામાં આવ્યું હતું.

**વાર્ષિક સામાન્ય સભા :** ડૉ. શ્રી ગણપતરામ પટેલના પ્રમુખપદે મંડળની વાર્ષિક સભા મળી હતી. મંડળના બંધારણમાં જરૂરી ફેરફારો કરીને હંગામી બંધારણ મંજૂર કરવામાં આવ્યું હતું. મંડળની પ્રવૃત્તિઓ અંગે જુદા જુદા વક્તાઓ તરફથી વિવિધ દૃષ્ટિબિંદુઓ રજૂ કરવામાં આવ્યાં હતાં. ત્યારબાદ પ્રમુખશ્રીએ જણાવ્યું હતું કે, ‘‘કોઈ પણ સંસ્થાની પ્રગતિ તેના કાર્યકરો અને જનતાના સહકાર ઉપર અવલંબે છે. કેળવણીની દિશામાં આપણે ખૂબ પ્રયત્ન કરવાની જરૂર છે. આ ઊગતી સંસ્થાને સૌ સાથ આપશે તો રચનાત્મક કાર્યોની એક સુંદર હારમાળા આપણી જ્ઞાતિ સમક્ષ રજૂ કરી શકીશું.’’

**જ્ઞાતિ-સંમેલન :** મંડળની સામાન્ય સભા પૂરી થયા બાદ નામદાર દરબારશ્રી પ્રતાપસિંહજીના પ્રમુખપદે જ્ઞાતિસંમેલન યોજવામાં આવ્યું હતું. સ્વાગતપ્રમુખ શ્રી દરિયાપ્રસાદે જ્ઞાતિનું સર્વાંગી અવલોકન કરતું પ્રવચન કર્યું હતું. ત્યાર બાદ શ્રી નાથાલાલ દેસાઈ, શ્રી રામચંદ્રભાઈ વકીલ, શ્રી છગનભાઈ કાળીદાસ પટેલ તરફથી પ્રાસંગિક પ્રવચનો થયાં હતાં. પચીસ લાખની યોજનાને મૂર્તસ્વરૂપ આપવાના

પ્રયત્નમાં શ્રી અખિલ કડવા પાટીદાર પ્રગતિ મંડળ બનતો સહકાર આપવા તૈયાર છે તેવી મતલબનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. જ્ઞાતિમાં મુખપત્ર શરૂ કરવા અંગેનો ઠરાવ પણ ખૂબ જ ઉત્સાહપૂર્વક કરવામાં આવ્યો હતો. શ્રી કડવા પાટીદાર લોન લાયબ્રેરી (વિદ્યાર્થીઓને પુસ્તકોની સહાય અંગેની યોજના)ની પ્રવૃત્તિ શરૂ કરવા અંગેનો ઠરાવ શેઠશ્રી અંબાલાલ ત્રિભોવનદાસ તક્તાવાળા તરફથી રજૂ કરવામાં આવ્યો હતો અને શેઠશ્રી ભગુભાઈ ચંદુલાલ તરફથી તે ઠરાવને ટેકો આપવામાં આવ્યો હતો. ત્યારબાદ જ્ઞાતિજનોને સંબોધન કરતાં નામદાર દરબારશ્રીએ જણાવ્યું હતું કે, ''આપણો સમાજ પછાત છે. માણસના માથે ઘણાં પ્રકારનાં ઋણ હોય છે. જ્ઞાતિઋણ તેમાંનું એક છે. કેળવણીના ફેલાવાથી જ્ઞાતિની પ્રગતિ સાધવાનું કાર્ય સરળ બનશે. વિદ્યાદાન એ દાનનો ઉત્તમ રસ્તો છે. શ્રીમંતોએ એક પવિત્ર ફરજ સમજીને આપણા પ્રગતિકાર્યમાં સહકાર આપવો જોઈએ. આપણી સંસ્થાઓનાં તંત્ર વ્યવસ્થિત કરવાં જોઈએ. હું જ્ઞાતિનો સેવક છું અને એ રીતે ઓળખવામાં હું ગૌરવ માનું છું. આપણી જ્ઞાતિ પ્રગતિશીલ બને એ મારી ઉમેદ છે.''

**રંજન કાર્યક્રમ :** સાંજના સમયે નામદાર દરબારશ્રીના પ્રમુખપદે રંજન કાર્યક્રમ યોજવામાં આવ્યો હતો. **'લગ્નનો ઉમેદવાર'** શ્રી સૂરજમલજી છાત્રાલય તરફથી અને **'ભવ સુધારવા'** અ. પુ. જ. કડવા પાટીદાર વિદ્યાર્થીભવન તરફથી એમ બે સામાજિક નાટિકાઓ રજૂ કરવામાં આવી હતી. લાલપોળ, કડવાપોળ વગેરે પોળો તરફથી બાળાઓના ગરબા, રાસ, મૂકઅભિનયની રજૂઆત કરવામાં આવી હતી. સંગીત, વાદન, નૃત્યનો આ ભવ્ય રંજન કાર્યક્રમ એક સુંદર આનંદોત્સવ બની ગયો હતો. દરબારશ્રીના વરદ હસ્તે ઈનામોની વહેંચણી થઈ હતી.

**નિબંધ હરીફાઈ :** 'કડવા પાટીદાર જ્ઞાતિની પુનર્રચના', 'આપણી જ્ઞાતિમાં સ્ત્રીનું સ્થાન', 'વિદ્યાર્થી વિકાસના પંથે'ના વિષયો ઉપર નિબંધ હરીફાઈ યોજવામાં આવી હતી. વિજેતાઓને ઈનામો આપવામાં આવ્યાં હતાં. વંદેમાતરમ્ ગાઈને ઉત્સવ સમાપ્ત થયો હતો.

## તૃતીય વર્ષ



**ગ્રીષ્મ સંમેલન :** મહેસાણા મુકામે તા. ૨-૬-૪૬ ના દિવસે દ્વિતિય ગ્રીષ્મ સંમેલન ડૉ. શ્રી ગણપતરામ પટેલના પ્રમુખપદે મળ્યું હતું. મહેસાણાના શહેરીઓએ પ્રમુખશ્રીનો દબદબાપૂર્વક સત્કાર કર્યો હતો. ખેતી અને સામાજિક, રાજકીય, ખોરાક, હિંદના ઉદ્યોગો વગેરે વિષયોના આલેખોવાળું એક સુંદર પ્રદર્શન યોજવામાં

આવ્યું હતું. ડૉક્ટરશ્રીના વરદ હસ્તે તેની ઉદ્‌ઘાટનવિધિ થઈ હતી. ત્યારબાદ મહેસાણા કડવા પાટીદાર યુવકમંડળની સ્થાપના શ્રી ચંન્દ્રવદન લશ્કરીના વરદ હસ્તે કરવામાં આવી હતી. જ્ઞાતિજનોની સભાને સંબોધતાં પ્રમુખશ્રીએ જણાવ્યું હતું કે, "જ્ઞાતિની નવરચના માટે આપણે ઘણું કાર્ય કરવું પડશે. આપણે સાચા દિલથી કાર્ય કરીશું તો પ્રગતિનાં આંદોલન જ્ઞાતિને ખૂણે ખૂણે ફરી વળશે. જુવાનો અને મોટેરાંઓએ સાથે કાર્ય કરવામાં સંકોચ કે શરમ અનુભવવાની જરૂર નથી. આપણે જ્ઞાતિનો વાડો બાંધી બેસી રહેવા નથી માગતા પરંતુ હિંદની સ્વાધીનતાની કૂચમાં કદમ મિલાવવા માગીએ છીએ. જ્ઞાતિસેવા એ રાષ્ટ્રસેવાનું પૂરક છે, તેમાં સંકુચિતતાને સ્થાન નથી. આપણે સૌએ મતભેદો વિસરી જઈને એકત્ર થવું જોઈએ. ગમે તે સંજોગોમાં આપણે હસતે મુખે પ્રગતિની દિશામાં આગેકૂચ કરવી જોઈએ." ત્યારબાદ મહેસાણા પ્રાંતના જાણીતા કાર્યકરોએ પ્રાસંગિક પ્રવચનો કર્યાં હતાં. રાત્રે પ્રગતિ મંડળ તરફથી રંજન કાર્યક્રમ રજૂ કરવામાં આવ્યો હતો.

**તૃતિય વાર્ષિકોત્સવ :** અમદાવાદમાં કોમી હુલ્લડના ભણકારા હજુ દૂર થયા નહોતા ત્યાં તો મંડળના વાર્ષિકોત્સવનો સમય આવી પહોંચ્યો. તા. ૨૨-૧૨-૪૬ના દિવસે સમયાનુસાર ટૂંકો છતાં ધ્યેયલક્ષી કાર્યક્રમ યોજવામાં આવ્યો હતો.

ડૉ. શ્રી ગણપતરામના પ્રમુખપદે મંડળની વાર્ષિક સામાન્ય સભા અને જ્ઞાતિસંમેલનની એક સંયુક્ત બેઠક રાખવામાં આવી હતી. સ્વાગતપ્રમુખ શ્રી જયેન્દ્રપ્રસાદે મનનીય પ્રવચન કર્યા બાદ, પ્રમુખશ્રીએ સભાને સંબોધતાં જણાવ્યું હતું કે, "આપણે મતભેદો હવે મિટાવી દઈને એક મોટા કાર્ય માટે એકઠા થવું જોઈએ. એકતા અને સંગઠન માટે જેટલું મોડું કરીશું તેટલા આપણે પાછા પડીશું. એક મધ્યસ્થ ભંડોળ આપણી જ્ઞાતિ માટે એકઠું કરવાનો સમય આવ્યો છે. આપણે એ તક ઝડપી લેવી જોઈએ. પ્રત્યાઘાતી વિચારોથી આપણી પ્રવૃત્તિ ન અટકે તેટલું બળ આપણે પેદા કરવું પડશે. સંકુચિત વાડામાંથી બહાર આવીને આપણે પ્રકાશ જોવાનો છે. જ્ઞાતિની વિવિધ સંસ્થાઓને એક વ્યવસ્થિત તંત્ર નીચે મૂકવી જોઈએ, ને તેમ કરીશું તો જ્ઞાતિમાં વ્યાપક ફેરફાર લાવી શકીશું." વિદ્વાન વક્તાઓ તરફથી પ્રેરક પ્રવચનો થયાં હતાં.

**આવકાર :** શેઠશ્રી જયકૃષ્ણભાઈ તાજેતરમાં યુરોપ-અમેરિકાના પ્રવાસેથી આવી પહોંચ્યા હતા. તેથી તેઓશ્રીને ઉપર્યુક્ત સમારંભમાં શ્રી અખિલ ક. પા. પ્રગતિ મંડળ, દરબારશ્રી સૂરજમલજી છાત્રાલય, અ.પુ.જ.ક.પા. વિદ્યાર્થી ભવન તરફથી સત્કારવામાં આવ્યા હતા. તેઓશ્રીને સૌના સ્નેહ માટે આભાર માન્યા બાદ સભા વિસર્જન થઈ હતી.

**રંજન કાર્યક્રમ :** સભાનું કાર્ય પૂરું થયા બાદ શ્રી બાબુભાઈ દુર્ગાપ્રસાદ લશ્કરીએ ખૂબ તસ્દી લઈને જ્ઞાતિબંધુઓને **'વસંતસેના'** નામનું બોલપટ દરબારશ્રી સુરજમલજી છાત્રાલયના સભાગૃહમાં બતાવ્યું હતું.

**નિબંધ હરીફાઈ : 'આદર્શ ગૃહિણી', 'કેળવણીનાં મૂલ્ય', 'રજાઓમાં વિદ્યાર્થીઓની પ્રવૃત્તિ'**ના વિષયો ઉપર નિબંધ હરીફાઈ યોજવામાં આવી હતી. વિજેતાઓને ઈનામો આપવામાં આવ્યાં હતાં.

વંદેમાતરમ્ ગાઈને ઉત્સવની પૂર્ણાહૂતિ થઈ હતી.

**તૃતીય ગ્રીષ્મ સંમેલન :** શ્રી પુરુષોત્તમદાસ ર. વકીલના પ્રમુખપદે વિસનગર મુકામે તા. ૨૫-૫-૪૭ ના દિવસે ગ્રીષ્મ સંમેલન યોજવામાં આવ્યું હતું. ખેતીવાડી, હિંદના ઉદ્યોગો અને ગૃહઉદ્યોગો તેમજ સામાજિક આલેખોવાળું એક પ્રદર્શન યોજવામાં આવ્યું હતું. સવારના ૯ વાગતાં જ્ઞાતિજનોની સભા રાખવામાં આવી હતી. મંડળના કાર્યકરોએ ગ્રીષ્મ પ્રવાસનો ટૂંકો અહેવાલ રજૂ કર્યા બાદ પ્રમુખશ્રીએ જણાવ્યું હતું કે, "ખેડૂતોને દુઃખ બહુ છે. આનું કારણ પોતાને જે જોઈએ છે તેના માટે લડવાની શક્તિ આપણામાં નથી તે છે. ખેડૂતે હવે રાજકીય સંસ્થાઓમાં સીધો રસ લેવાની જરૂર છે. રશિયાના ખેડૂતનું દૃષ્ટાંત આપણે નજર સમક્ષ રાખવું જોઈએ. આપણે નથી કોમને કોમના વાડામાં બાંધવા માંગતા, કે નથી અન્ય કોમો ઉપર જુલમ કરવા માગતા. આપણે તો આપણા નબળા પડેલા અંગને મજબૂત કરવા માગીએ છીએ. નબળાને શક્તિ આપવી તેમાં હીણપત નથી. પાટીદાર નમાલો બને અને બેઠો બેઠો રડે તે મને ગમતું નથી. આપણામાં જે કુસંપ પેસી ગયો છે તે દૂર કરવો જોઈએ. જેમનામાં સંપ હશે તે સંરક્ષણ કરીને તોફાનના સમયમાં જીવી શકશે. આપણે આપણી ઈજ્જત વધારવી જોઈએ. તકરાર છોડો, મોટું દિલ રાખો, ઉદારતાનો ઉપયોગ સમાજના ભલા માટે કરો. માસિક અને જ્ઞાતિ-સંમેલનની પ્રવૃત્તિમાં સૌએ પ્રગતિ મંડળને ટેકો આપવો જોઈએ. દેશની સ્વતંત્રતામાં પાટીદાર ફાળો આપે તેમાં તેનું ગૌરવ સમાયેલું છે."

શહેરના જાણીતા વક્તાઓએ તેમજ બહારગામથી આવેલ કાર્યકરોએ જ્ઞાતિની ઉન્નતિને પ્રેરતા પ્રાસંગિક પ્રવચનો કર્યાં હતાં.

બપોરના બે વાગે આઠ ગામ પ્રગતિ મંડળની વિસનગર શાખા તરફથી મહેમાનોનું સ્વાગત કરવામાં આવ્યું હતું. તે દરમિયાન **'સમાજ અને રાજકારણ'** એ વિષય ઉપર રસમય ચર્ચામાં મહેમાનોએ ભાગ લીધો હતો. સાંજના ૮ વાગે આઠ ગામ પ્રગતિ મંડળ તરફથી ભોજન યોજવામાં આવ્યું હતું.



વંદેમાતરમ્ ગાઈને સંમેલનની પૂર્ણાહૂતિ થઈ હતી.

## ઉપસંહાર

૧. આ મંડળે ત્રણ વર્ષમાં ત્રણ જ્ઞાતિસંમેલનો અને ત્રણ સામાન્ય સભાઓ યોજીને સમાજમાં જાગૃતિ લાવવાનું કાર્ય કર્યું છે.

૨. ત્રણ વર્ષમાં ૬૦ જેટલાં નાનામોટા ગામોમાં પ્રવાસ કરીને જ્ઞાતિનું મજબૂત સંગઠન બનાવવા વ્યાપક પ્રચારકાર્ય કર્યું છે.

૩. મહેસાણામાં સ્થાનિક યુવકમંડળ અને ચરોતર વિસ્તારનું ક. પા. કેળવણી મંડળ સ્થાપવામાં મંડળે પ્રેરણા અને દોરવણી આપી છે.

૪. ઉચ્ચ કેળવણી લેતા જ્ઞાતિના વિદ્યાર્થીઓને પુસ્તકોની મદદ આપવા 'શ્રી કડવા પાટીદાર લોન લાયબ્રેરી' અમદાવાદ શરૂ કરી છે. ચાલુ સાલે રૂ. ૧૨૦૦/- ની કિંમતનાં પુસ્તકો અમદાવાદ અને વિસનગરની કોલેજોના વિદ્યાર્થીઓને અભ્યાસાર્થે આપવામાં આવ્યાં છે.

૫. 'ધરતી' નામનું માસિક મંડળના ઉપપ્રમુખ શ્રી ચંન્દ્રવદન લશ્કરીના તંત્રીપદે ઓગસ્ટમાં શરૂ કરીને આપણા સમાજની પ્રગતિને વેગવાન બનાવવામાં આવનાર છે. કેળવણી, અર્થશાસ્ત્ર, ખેતીવાડી, રાષ્ટ્રીય અને સામાજિક ઉત્થાનના આદર્શો અપનાવતું 'ધરતી' પાટીદાર સમાજની સેવા કરવા ઇચ્છે છે.

૬. મંડળના વાર્ષિકોત્સવો અને ગ્રીષ્મ સંમેલનો પ્રસંગે અર્થશાસ્ત્ર, કેળવણી, સમાજવ્યવસ્થા, આરોગ્ય, ખેતીવાડી, ગૃહઉદ્યોગ, વગેરે વિષયોને સ્પર્શતા પ્રદર્શનો યોજીને જનતામાં જ્ઞાનનો ફેલાવો કર્યો.

૭. મનોરંજનના કાર્યક્રમો દ્વારા અભિનયકલા, સંગીતકલા, વાદનકલાને પ્રોત્સાહન આપ્યું છે.

## સહાય અને આભાર

મંડળને છેલ્લાં ત્રણ વર્ષ (સને ૪૪-૪૫, ૪૫-૪૬, ૪૬-૪૭) દરમિયાન રૂ. ૨૫/- સુધી મદદ કરનાર સદ્‌ગૃહસ્થોની યાદી.

| રૂ. | | | સને |
|---|---|---|---|
| ૨૦૧-૦-૦ | દરબારશ્રી પ્રતાપસિંહજી નારણસિંહજી | (પાટડી) | ૧૯૪૫ |
| ૧૨૫-૦-૦ | શ્રી વણઝર ગામ તરફથી હ. મુખી | (વણઝર) | ૧૯૪૬ |
| ૧૦૫-૦-૦ | શેઠશ્રી અંબાલાલ ત્રીભોવનદાસ તકતાવાલા | (અમદાવાદ) | ૧૯૪૪ |
| ૧૦૧-૦-૦ | શેઠશ્રી ભગુભાઈ ચંદુલાલ | (અમદાવાદ) | ૧૯૪૫ |
| ૧૦૧-૦-૦ | ડૉ. શ્રી ગણપતરામ ગોકળદાસ | (અમદાવાદ) | ૧૯૪૫ |
| ૧૦૧-૦-૦ | શ્રી રેવાબહેન હ. શ્રી પુરુષોત્તમદાસ લલ્લુભાઈ | (બાવળા) | ૧૯૪૪ |
| ૫૫-૦-૦ | ડૉ. શ્રી ગણપતરામ ગોકળદાસ | (અમદાવાદ) | ૧૯૪૫ |

૫૧-૦-૦ શેઠશ્રી નંદુલાલ મંછારામ (અમદાવાદ) ૧૯૪૪
૫૧-૦-૦ શેઠશ્રી અંબાલાલ ત્રીભોવનદાસ તક્તાવાલા (અમદાવાદ) ૧૯૪૫
૫૧-૦-૦ શેઠશ્રી સોમાભાઈ બળદેવદાસ (અમદાવાદ) ૧૯૪૫
૫૧-૦-૦ શ્રી બબલદાસ જીવીદાસ (ચાણસ્મા) ૧૯૪૫
૨૬-૦-૦ શ્રી વિઠ્ઠલદાસ વીરચંદદાસ (વિસનગર) ૧૯૪૭
૨૫-૦-૦ શ્રી ડૉ. માણેકલાલ સી. પટેલ (અમદાવાદ) ૧૯૪૪
૨૫-૦-૦ શ્રી ઈશ્વરલાલ છોટાલાલ (વિરમગામ) ૧૯૪૪
૨૫-૦-૦ શ્રી શકરાલાલ આત્મારામદાસ (અમદાવાદ) ૧૯૪૪
૨૫-૦-૦ શ્રી મગનલાલ શીવલાલ (સુંદરપુર) ૧૯૪૪
૨૫-૦-૦ શ્રી સાંકળચંદ કાળીદાસ (વિસનગર) ૧૯૪૭

શ્રી કડવા પાટીદાર લોન લાયબ્રેરી-ઉચ્ચ કેળવણી લેતા વિદ્યાર્થીઓને પુસ્તકોની મદદ આપવાની યોજનામાં શેઠશ્રી જયકૃષ્ણભાઈ હરિવલ્લભદાસ તરફથી રૂ. ૨૫૧-૦-૦ ની સહાય મળી છે. અન્ય ગૃહસ્થો તરફથી પણ આ મંગલ પ્રવૃત્તિમાં મદદ મળી છે. રૂ. ૫૧/- શ્રીમતી જયશ્રીબહેન લશ્કરી તરફથી આ પ્રવૃત્તિમાં મળ્યા છે.

શેઠશ્રી દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લશ્કરી તરફથી આ મંડળના અમદાવાદ, ઊંઝા, મહેસાણા, વિસનગરના કાર્યક્રમો દરમિયાન સાધનોની વિપુલ મદદ મળી છે.

ઊંઝા, મહેસાણા અને વિસનગરના સદ્‌ગૃહસ્થોએ ગીષ્મ સંમેલનના પ્રસંગોએ ખૂબ મમતાપૂર્વક મહેમાનોનો સત્કાર કર્યો હતો. ભોજનપ્રબંધ અને ઉત્સવ માટે જરૂરી સાધનો પૂરાં પાડ્યાં હતાં. આ ત્રણે ગામમાં ઉત્સવખર્ચ માટે સ્થાનિક ફાળો એકઠો કરીને ઉત્સવના ખર્ચની જવાબદારી ઉઠાવી લીધી હતી.

મંડળને ઉપર મુજબ મદદ કરતા સદ્‌ગૃહસ્થોનો અમે હાર્દિક આભાર પ્રદર્શિત કરીએ છીએ. આ ઉપરાંત મંડળને જેમણે કાર્ય અને નાણાંથી યથાશક્તિ સહાય કરી છે તે સર્વેનો સહકાર આ મંડળ મૂલ્યવાન લેખે છે. સેંકડોની સંખ્યામાં મંડળના સભ્યો નોંધાયા છે તે સૌને મંડળ આવકારે છે.

સૌના સહકાર અને પ્રેમથી જ્ઞાતિને પ્રગતિશીલ બનાવવાની આ મંડળ અભિલાષા રાખે છે.

મંડળના વિદ્યાભંડોળમાં સૌ યથાશક્તિ મદદ કરે. તમામ મતભેદો ભૂલી જઈને જ્ઞાતિના સંગઠનને મજબૂત બનાવવા સૌ, પ્રગતિ મંડળને સહકાર આપે. પ્રગતિ મંડળના આશ્રયે જ્ઞાતિની પ્રગતિની એક ભવ્યકૂચ શરૂ કરવાના આપણા અભિલાષ પાર પાડવા પરમકૃપાળુ પરમાત્મા આપણને બળ આપો.





## પ્રકરણ-૧૬

# સુધારાવાદીઓનો આખરી જંગ
# (૧૯૪૫ થી ૧૯૫૫)

તા. ૪-૧૧-૧૯૩૮ના રોજ કડવા પાટીદાર પરિષદનો ચૌદમો મહોત્સવ પ્રમુખશ્રી નંદુભાઈ મંછારામના પ્રમુખસ્થાને પાટડી મુકામે યોજાયો હતો. તેમણે પ્રમુખપદેથી ભાષણ આપતાં જણાવ્યું કે, ''પરિષદની શરૂઆતની બેઠકોમાં જ્ઞાતિના પ્રશ્નો મુખ્ય બન્યા હતા. એક બાળલગ્ન નિષેધ અને બીજો કેળવણીનો ફેલાવો કરવાનો - આવા પ્રયત્નો કરતાં કરતાં આપણી પરિષદ બેઠકો આગળ ધપતી હતી, તેવામાં નવો ગાંધીયુગનો પવન વાયો. ચારે બાજુ રાજકીય જાગૃતિના જુવાળ આવ્યા અને આપણી પ્રવૃત્તિઓ તેમાં ઢંકાઈ ગઈ. એવી પ્રવૃત્તિઓ ઢંકાવા છતાં તેની સાચી જરૂરિયાત હોવાની વચ્ચે વચ્ચે પરિષદની બેઠકોએ દેખાવ દીધો, અને અત્યારે પણ પરિષદની પ્રવૃત્તિઓની આવશ્યકતા છે એવી જરૂરિયાત સિદ્ધ કરતી આ બેઠક મળે છે. સાણંદની પરિષદ પછી એમ લાગ્યા કરતું હતું કે, જ્ઞાતિનું એકાદ પત્ર તો હોવું જોઈએ. જેમાં **''કડવા વિજયે''** બાળલગ્નને પોતાનો પ્રશ્ન બનાવ્યો હતો અને **''ચેતને''** કારજ-વરાનો પ્રશ્ન પોતાનો પ્રશ્ન કર્યો હતો તેમ ''પટેલે'' અનેક પત્નીત્વ નિષેધ, તરછોડાયેલી ખોરાકી પોષાકી માટે વલખાં મારતી બહેનોનો પ્રશ્ન, તેમજ ઊંચનીચના ભેદ તોડવાનો પ્રશ્ન પોતાનો પ્રશ્ન બનાવ્યો છે અને સમાજસુધારણાના પ્રશ્નોમાં એ પ્રશ્નોને મોખરે લાવી દીધા છે. સાણંદની પરિષદની બેઠક પછી તો એટલા બધા ઝપાટાબંધ બનાવો રાજકીય દૃષ્ટિએ બની ગયા છે અને તેની અસર આપણી સમાજવ્યવસ્થા પર એટલી બધી પડી છે કે તેથી આપણી કાર્યદિશા ઘણી રીતે બદલાઈ જવા સંભવ છે.



અત્યારની ધારાસભામાં રજૂ થયેલા સામાજિક સુધારણાના બિલોની સમાલોચના પર વિચાર કરતા અત્યાર સુધીમાં પસાર થયેલા બે બિલો નજરે પડે છે. એક તો વિધવાને મિલકતમાં ભાગ મળી શકે તેવી જોગવાઈ કરતું શ્રી દેશમુખનું બિલ આપણા હિન્દુ કાયદામાં એક નવી દિશા ઉઘાડે છે. કાયદાનું

અત્યારનું રૂપ જોતાં તેમાં ઘણી ઊણપો છે તેથી તે ઝટ સક્રિય બની શકે તેવું નથી. વળી, આપણી અજ્ઞાનતા પણ તેવા કાયદાના લાભ લેવા દે તેમ નથી, તેમ છતાં તે કાયદો કોઈ નવી દિશા ઉઘાડતો હોવાથી ભવિષ્યમાં સ્ત્રીઓના વારસાહક્ક સંબંધમાં નિશ્ચિત કાયદા ઘડવા માટે નિર્દેશક બનશે. શ્રી દાસનો શારદા કાયદો સુધારતું બિલ એ અગત્યનો ભાગ ભજવે છે. શારદા કાયદાએ બાળલગ્નો અટકાવ્યા અને તેની અસર બીજી કોમો કરતાં આપણી કોમમાં સૌથી વધુ થઈ છે. તેનાથી એક તિથિનાં લગ્ન અને તેની અસર બીજી કોમો કરતાં આપણી કોમમાં સૌથી વધુ થઈ છે. તેનાથી એક તિથિનાં લગ્ન અને તેને અંગે હાસ્યજનક ઉત્પન્ન થયેલી રૂઢિઓ જેવી કે બાંયવર, ફૂલનો દડો, પાણીના બેડે પરણાવવું, વગેરે રૂઢિઓ નાશ પામી છે. આપણી કોમમાં બાળલગ્નો ઘણા અંશે ઓછા થવા છતાં સદંતર નાબૂદ નથી થયાં. તેનાં ઘણાં કારણોમાં કેટલાંક એવાં કારણો છે કે જે બીજી બાબતો સાથે સંબંધ રાખે છે. જ્યાં જ્યાં કન્યાઓની અછત છે તે જગ્યાએ સાટાં-ત્રેખડાં, કન્યાવિક્રય વગેરે છે, ત્યાં સગપણ સાથે સાટાંની અગર નાણાંની સલામતી ખાતર લગ્ન કરી નાંખવા પડે છે. આ એક અત્યંત કરુણ બિના છે. આનું કારણ કન્યાઓની અછત છે. એ પ્રશ્ન ઉકલે તો આ બિનાનો ઉકેલ આવી જશે.

આપણી સમાજવ્યવસ્થાને સૌથી વધારે અસરકારક થઈ પડે તેવાં બિલો તો શ્રી ગોવિંદલાલ શેઠ, શ્રીમતી સુબાનરાય અને શ્રીમતી મુનશીનાં બિલો છે. તે એકની હયાતિમાં બીજી પત્ની કરવાના રિવાજને મૂળથી જ છેદી નાંખે છે. આ બિલો પસાર થાય તો આપણી કોમના ઘણાં પ્રશ્નો એક સાથે ઉકલે. અનેક-પત્નીત્વના રિવાજથી પીડાતો ઉપરનો કહેવાતો વર્ગ છે, તેમની અને તેમની કન્યાઓની હાડમારી જાય, ત્યજાયેલીઓના પ્રશ્નો-ત્યાજાયેલીઓ ન રહે તો ક્યાંથી જ રહે ? ખોરાકી પોષાકીના પ્રશ્નો પણ રહે નહીં, એટલું જ નહીં પણ અત્યારે કન્યા દેવાનો એકબાજુ ઘસારો થઈ રહેલો છે તે એકદમ થંભી જાય અને થોડા વખતમાં જ ઊંચનીચના ભેદની આખી પ્રથા શિથિલ થઈ જાય. તેના પરિણામે ગામડામાં જે જે જગ્યાએ કન્યાની અછત છે તે અછત ઓછી થતાં કન્યાવિક્રય ઓછો થઈ નામશેષ થતો જાય. જરાક પ્રયત્ન કરતાં સાટાં ત્રેખડાં પણ જતા રહે અને ગોળ બાંધવાની આવશ્યક્તાઓ બિલકુલ રહેશે નહિ. આમ એક જ બિલ આપણી સામાજિક અવ્યવસ્થાને એકીઝાટકે અસર પહોંચાડી આપણા કેટલાયે પ્રશ્નો ઉકેલી નાંખે છે.''



છેવટે તેમણે આવા બિલોને આવકારવા તેમજ બિલો રજૂ કરનારને મદદ

કરવી તેવી અપેક્ષા વ્યક્ત કરી. ભારતમાં આ સમયગાળો ગાંધીયુગ તરીકે ઓળખાવા લાગ્યો હતો. ઉપરોક્ત ભાષણમાં પણ રાષ્ટ્રીય જાગૃતિનો ઉલ્લેખ વારંવાર કરવામાં આવ્યો હતો. આ સમયગાળામાં સ્ત્રીઓને લગતા ત્રણ મહત્ત્વના બિલો ચર્ચાના એરણે ચઢ્યા હતા, તેમાં સ્ત્રીઓની સ્થિતિ સુધારવાનો ઉદ્દેશ હતો, સ્ત્રીના ઉદ્ધારનો અભિગમ ધ્યાનમાં રાખી પાટડી પરિષદમાં ઠરાવો રજૂ કરવામાં આવ્યા હતા. જેમાં સ્ત્રીઓની સ્થિતિ સુધારવાને લગતા ઠરાવો ખાસ મહત્ત્વના હતાં. જેવાં કે,

૩. આ પરિષદ, શ્રીમતી લીલાવતી મુનશી તરફથી મુંબઈની ધારાસભામાં, શ્રીમતી સુબાનરાય તરફથી વડી ધારાસભામાં તથા શેઠ ગોવિંદલાલ તરફથી રાજસભામાં અનેક પત્ની નિષેધક ખરડા રજૂ કરવા નોટીસો આપવામાં આવી છે, તે ખરડાઓના સિદ્ધાંતને હાર્દિક ટેકો આપે છે.

૪. નગીનભાઈ વ્રજલાલ પટેલે આ ઠરાવ રજૂ કરતા કહ્યું કે, આ પરિષદ શ્રી ભોગીલાલ લાલાએ મુંબઈની ધારાસભામાં તેમજ શ્રી દેશમુખે વડી ધારાસભામાં હિંદુ સ્ત્રીઓને ચોક્કસ સંજોગોમાં કાયદેસર છૂટાછેડા મેળવવાના હકને લગતા ખરડા રજૂ કર્યા છે. તેના સિદ્ધાંત સાથે પોતાની સંપૂર્ણ સહાનુભૂતિ અને સંમતિ જાહેર કરે છે તથા તેમના પ્રયાસ બદલ તેમને અભિનંદન આપે છે.

૫. પરિણીત સ્ત્રીઓને - ખાસ કરીને ત્યજાયેલી સ્ત્રીઓને તથા તેમના બાળકોને ખોરાકી પોષાકી મેળવવામાં જે વખા પડે છે તે આપણા સમાજને શરમાવનારું છે. આપણી જ્ઞાતિમાં ઉચ્ચ મનાતા કુટુંબો તથા સ્થળોમાં આ બદી મોટા પ્રમાણમાં છે તે વધારે શોચનીય છે. તેથી આ પરિષદ (૧) સમાજની આવી દુઃખી બહેનો અને બાળકોને બનતી બધી રીતે મદદ કરવી એ પોતાનું આવશ્યક કર્તવ્ય સમજે છે. (૨) ખોરાકી પોષાકી મેળવવામાં અત્યારના કાયદામાં જ્યાં જ્યાં અગવડો હોય તે દૂર કરાવવા કે તેમાં સુધારો વધારો કરવા પ્રયત્ન કરવા ઠરાવે છે. (૩) શ્રી ભોગીલાલ લાલાએ મુંબઈની ધારાસભામાં આ મતલબનો જે સુધારો રજૂ કર્યો છે તેને આ પરિષદ વધાવી લે છે.

૬. આ પરિષદ બાળલગ્નોનો નિષેધ કરતા શારદા કાયદામાં શ્રી દાસના જે સુધારા સ્વીકારાય છે તેને આવકારે છે અને નવા સુધરેલા કાયદાનો સંપૂર્ણ કડક અમલ કરવાનું સરકારને વિનવે છે. વિશેષમાં જ્યાં જ્યાં આવાં બાળલગ્નો  થાય ત્યાં ત્યાં તેની ફરિયાદ જવાબદારી કોઈપણ સ્થાનિક સરકારી અમલદાર ઉપર નાંખવી જોઈએ તેવો સદરહુ કાયદામાં સુધારો કરવા મધ્યસ્થ સરકારને આ પરિષદ ભલામણ કરે છે.

૭. આ પરિષદ વરવિક્રય, કન્યાવિક્રય, સાટાં ત્રેખડાં અને ફેરની બદી આપણા સમાજમાં વ્યાપક છે જે મનુષ્ય જાતને ન શોભે તેવી અને નીચું જોવરાવનારી છે એવું જાહેર કરે છે.

૮. લગ્ન તેમજ બીજા અનેક સારા માઠા પ્રસંગે કન્યા પક્ષ તરફથી વર પક્ષને કંઈક આપવાની પ્રથા છે. તે હંમેશાં કલેશ કંકાસ ઉત્પન્ન કરે છે. ઉપરાંત તે કારણને લીધે જ સ્ત્રી પક્ષ હલકો મનાતો થયો છે. પરિણામે આખો સમાજ નીચે ઊતરી ગયો છે એવો અભિપ્રાય આ પરિષદ જાહેર કરે છે.

૨૫. આપણી જ્ઞાતિમાં લગ્ન સંબંધે કન્યાવિક્રય તથા વરવિક્રય તેમજ તેને લગતા આપલેના વ્યવહારો થાય છે અને તેમાં અત્યારે કંઈ પણ હદ રહી નથી. આ પ્રથા આર્થિક દૃષ્ટિએ ઇચ્છવા જોગ નહિ હોવાથી તે જેમ બને તેમ જલદી નાબૂદ થાય તેવો આ પરિષદ આગ્રહ રાખે છે.

આ દૃષ્ટિએ સદરહુ બાબતમાં વાજબી અંકુશ મુકાય તે માટે અગાઉ આ જ્ઞાતિના આગેવાનોએ કરેલા પ્રયાસોના પરિણામે આવા વહેવારોની હદ નક્કી કરતો મુંબઈ સરકારનો ઠરાવ નં. ૯૮૬ થયેલો, અને તેની જનતામાં જાણ કરવા માટે સરક્યુલરો પણ નીકળેલા.

ઉપર મુજબના સરકારી ઠરાવથી લગ્ન સંબંધના વહેવારોની હદ નક્કી થયેલી છે, અને તે ઠરાવ હજી કાયમ છે, છતાં તેનો વ્યવહારમાં બિલકુલ અમલ થયો નથી. માટે જ્યાં સુધી કન્યાવિક્રય અને વરવિક્રય નાબૂદ કરવા માટે સરકાર તરફથી યોગ્ય કાયદા ઘડવામાં ન આવે ત્યાં સુધી સરકારના ઉપરોક્ત ઠરાવનો કડક અમલ થાય તેવો પ્રબંધ કરવા અને તે માટે યોગ્ય પગલાં લેવા લાગતા-વળગતા અધિકારીઓને તાકીદ આપવા આ પરિષદ સરકારને વિનંતી કરે છે.

પાટડી મુકામે પરિષદ ભરાયા પછી તો સમગ્ર હિંદમાં સ્વાતંત્ર્યની લડત પૂરજોશમાં ચાલુ હતી. સમગ્ર રાષ્ટ્રની પ્રજા દેશ માટે લડવા તત્પર હતી. ચારે બાજુ રાજકીય જાગૃતિ ફેલાઈ હતી. આથી આઝાદી મળી ત્યાં સુધી આ પરિષદોનું કામકાજ અટકી ગયું હતું. પરિષદરૂપે નહીં પણ બીજા સ્વરૂપે તેઓ મળતા.

આ પરિષદોની અસરને કારણે ખાનદેશ, યેવલા, મધ્યપ્રદેશ, માળવા, નિમાડ રાજસ્થાન, ચાણસ્મા, વિરમગામ, રાંદેર, સુરત, ભરૂચ, વડોદરા, સરઢવ, માણસા, વિસનગર, મહેસાણા, રાધનપુર અને ઉપલેટામાં સુધારાવાદી મંડળો સ્થપાયા. મોટાભાગના મંડળોમાં અને પરિષદોમાં સ્ત્રીઓને સ્થાન આપવામાં આવતું. ઘણી પરિષદોમાં તો સ્ત્રીઓની સંખ્યા વધારે આવે તે માટે તેમને આર્થિક ખર્ચની મુક્તિ

આપવામાં આવતી. કચ્છ કડવા પાટીદાર સમાજના અધિવેશનમાં મુંબઈ-ઘાટકોપરમાં ઘણી કચ્છી સ્ત્રીઓએ હાજરી આપી હતી. મુંબઈમાં મળેલ આઠમા કડવા પાટીદાર શુભેચ્છક સમાજમાં સ્ત્રીઓની હાજરી માટે જાહેરાતો કરવામાં આવી હતી અને લલિતાગૌરીએ તેમાં ભાગ લીધો હતો. બાવળાપરિષદમાં પાર્વતીબેને ૮૦૦ એક સ્ત્રીઓનું અધિવેશન કર્યું હતું. સ્ત્રીઓમાં આવેલ જાગૃતિ કડવા પાટીદાર પરિષદને આભારી હતી એ સત્યની ઉપેક્ષા થઈ શકે તેમ નથી. સામાજિક સુધારણાનું કામ આ પરિષદો દ્વારા થયું. સાથેસાથે ખેતીસુધારણા અને શિક્ષણનો વિકાસ થાય તેનું કામ પણ અને ખાસ કરીને કન્યા કેળવણી વધે તે માટે કડી સંસ્થામાં કન્યા કેળવણી મંડળની સ્થાપના થઈ. આમ, જ્યાં જ્યાં કડવા પાટીદારોની વસ્તી હતી, ત્યાં ત્યાં કડવા પાટીદાર કેળવણી મંડળ, વડોદરા કેળવણી મંડળ, ભરૂચ કેળવણી મંડળ અને ખેતીવિષયક સમાજો સ્થપાવા લાગ્યા. આ પણ પરિષદોની દેન હતી. એના કારણે આ કોમમાં માત્ર સામાજિક નહિ પરંતુ રાજકીય, ઉદ્યોગલક્ષી, ખેતીવિષયક અને અન્ય પ્રકારનું ભણતર મળતાં તેમનો વિકાસ થયો.

ઈ.સ. ૧૯૪૨ થી ૧૯૫૦ સુધીનો સમયગાળો ભારતના ઈતિહાસમાં અત્યંત રોમાચંક હતો. ૧૫ મી ઓગસ્ટે ૧૯૪૭ ના રોજ ભારત સ્વાતંત્ર્ય થયું અને ૨૬ મી જાન્યુઆરી ૧૯૫૦ ના રોજ તે પ્રજાસત્તાક રાજ્ય બન્યું.

ઈ. સ. ૧૯૨૦ થી ચાલેલ ભારતના સ્વાતંત્ર્યના આંદોલન સામે પાટીદાર કોમને મહત્ત્વપૂર્ણ સંધાણ હતું. એટલું જ નહિ, પણ આ લડતોમાં અહમ્‌ભૂમિકા અને યોગદાન રહ્યું છે. કોંગ્રેસ મહાસભાનો આદેશો હોય કે ગાંધી અને સરદાર પટેલની હાકલને ઝીલવામાં પાછો પડ્યો નથી. સરદારની ખેડૂત લડત હોય, ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમો, ટિળક ફંડ જેવા કાર્યક્રમોમાં અગ્રેસર રહ્યો છે.

કડવા પાટીદાર પરિષદો, યુવકમંડળો વિગેરેમાં ક્યાંક ક્યાંક ઓટ આવતી દેખાય છે. તેનું મુખ્ય કારણ આપણી જ્ઞાતિના મોટાભાગના આગેવાનો ગાંધી પ્રભાવથી રંગાયેલા હતા. આપણી જ્ઞાતિની શૈક્ષણિક સંસ્થાઓ અને આશ્રમો પણ આઝાદી જંગમાં સામેલ હતી. આઝાદીની લડતમાં તેઓ પૂરેપૂરા ખૂંપી ગયા હોવાથી તેમને મન દેશ પહેલો પછી જ્ઞાતિનો વિકાસ.



સમાજસુધારણાની પ્રવૃત્તિઓ મંદ પડી હતી પણ બંધ થઈ નહોતી. **'ચેતન', 'પટેલ', 'પાટીદાર', 'પટેલ બંધુ'** જેવાં મુખપત્રો રાષ્ટ્રવાદના જુવાળની સાથે સાથે કુરિવાજો સામે પણ તેમની લડતો ચાલુ હતી. આ સમયગાળામાં પણ

યુવામંડળો સ્થપાયાં, પરિષદો પણ મળી. ઈ. સ. ૧૯૪૫માં ઊંઝા કડવા પાટીદાર પરિષદના રૂપે નહીં, પરંતુ કેટલાક આગેવાનોએ ભેગા મળી સમાજસુધારણા માટે એક પ્રદર્શન ભર્યું હતું. તેમાં બાળલગ્નો બંધ કરવાના, મરણ પાછળના જમણવારો બંધ કરવા જેવા કુરિવાજોને લગતાં પોસ્ટરો અને સૂત્રો બનાવ્યાં હતાં. સમાજસુધારણાના આ પ્રદર્શનના પ્રમુખ તરીકે શેઠ શ્રી દુર્ગાપ્રસાદ લશ્કરી અને સેક્રેટરી તરીકે અમદાવાદના જાણીતા શેરદલાલ શ્રી નંદુલાલ મંછારામ અને જોઈન્ટ સેક્રેટરી તરીકે જાણીતા સુધારાવાદી પ્રભાતકુમાર દેસાઈએ મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. આ પ્રદર્શન સફળ રહ્યું હતું. એટલું જ નહિ પણ લોકાદર પામ્યું હતું. ડૉ. પટેલ ગણપતરામ ગોકળદાસના પ્રમુખસ્થાને તા. ૧૪, ૧૫ મે ૧૯૪૯માં મળેલ ૧૫મી ક. પા. પરિષદ નોંધપાત્ર રહી હતી. ઊંઝાના રૂઢિચુસ્ત આગેવાનોના મગજમાં ખાસ પરિવર્તન આવ્યું નહોતું. કોઠી ધોઈ કાદવ કાઢવા જેવો નથી, છતાં ત્યાનાં યુવાનોમાં સુધારા માટેની ચેતના જાગી હતી તે સત્ય હકીકતની અવગણના થઈ શકે તેમ નથી. આપણા સુધારકોએ ઊંઝામાં મળેલ સંમેલનોમાં બતાવેલી હિંમત પણ દાદ માગી લે તેવી હતી. આપણા સુધારકો મરેલી માછલી જેવા નહોતા કે પ્રવાહની સાથે તરે. તે તો જીવતી માછલીઓ જેવા પ્રવાહની સાથે તરે તેવા હતા. ઊંઝાના મુખી ઈશ્વરદાસ બીજા આગેવાનો સાથે આડા ફાટ્યા, પણ પુરુષોત્તમ ર. પટેલે (દાસકાકાએ) બધું થાળે પાડ્યું.

ઊંઝાના આ પંદરમાં અધિવેશનમાં સ્વ. પીતાંબર પટેલે કન્યા કેળવણીને વેગ આપવા ઠરાવ મૂક્યો અને તેના પરિણામે માતાજીના સાનિધ્યમાં ૮-૬-૫૩ થી કન્યાછાત્રાલય ચાલુ થયું.

ઈ.સ. ૧૯૫૦ તા. ૨૨, ૨૩ એપ્રિલના રોજ શેઠશ્રી જયકૃષ્ણ હરિવલ્લભદાસના પ્રમુખપદે જોટાણા મુકામે ક. પા. ૧૬મી પરિષદ મળી. તા. ૨૯, ૩૦ એપ્રિલ ૧૯૫૧ના રોજ કડી મુકામે શેઠશ્રી મણિલાલ હરજીવનદાસ લેંગ્લીના પ્રમુખ પદે ૧૭મી ક. પા. પરિષદ મળી અને તેમના જ પ્રમુખપદે ક. પા. પરિષદની ૧૮મી બેઠક લાંભા મુકામે તા. ૧૯, ૨૦ મે ૧૯૫૫ ના રોજ મળી. શ્રી લેંગ્લી મુંબઈના ઉદ્યોગપતિ હતા, તેમને આપણા વડાપ્રધાન જવાહરલાલ નહેરુ સાથે ઓળખ હતી. આ સમયમાં ખોડાભાઈ શિવાભાઈ (મણિયારા) મંત્રી હતા. ઈ. સ. ૧૯૫૫ પછી પરિષદો કે સંમેલનો કે ક. પા. સંગઠનો નામશેષ થઈ ગયાં. જૂના કુરિવાજો નવા રિવાજોને નામે દાખલ થયા. હવે પછી મળતી પરિષદોનો ઘાટ 'વાસ મૂળિયા ખડચી, ચાલ ચુનિયા મુંબઈ' જેવું થયું છે. કોઈ પરિષદમાં ચોક્કસ ઠરાવો થતા નથી. થાય, તો તે મુજબ કામ થતું નથી. ક્યારેક તો ઘરનો ભૂવો ઘરનું નાળિયેર જેવો

ઘાટ થાય. વાહવાહ ! ઘણીખમ્મા, માતાજીની જે સિવાય ખાસ પ્રગતિ થતી નથી. નાણાં એકઠાં થાય છે, તેનો યોગ્ય ઉપયોગ થાય તે માટે યુવાશક્તિ સંગઠિત થવા લાગી છે. પોતપોતાના પ્રદેશમાં સમાજોપયોગી કામો થવા લાગ્યાં છે. તે યુવા સંગઠનોની જાગૃતતા બતાવે છે. જૂની યુવાશક્તિએ જાગૃત થવાની જરૂર છે.

ઈ.સ. ૧૯૫૦ ની ક. પા. પરિષદની ૧૬મી બેઠકની કાર્યવાહીની સમાલોચના કરી આપણે અહીં અટકીશું. આ બેઠકો પછી ક. પા. પરિષદની લગભગ મૃતઃપ્રાય થઈ ગઈ હતી. ગાંધીયુગનો પ્રભાવ આપણાં સંગઠનો અને સુધારકો પર તેમજ યુવાનો પર ભારોભાર રહ્યો હતો.

ઈ.સ. ૧૯૫૫ પછી જે કોઈ પરિષદો ભરાઈ તે માત્ર ધંધાદારી 'એવાર્ડ માન્યતા મંડળી'ને નામે પાટીદાર રત્નોની લહાણી કરનાર દેશ-વિદેશમાં પરિષદો સ્થપાઈ. નવા સ્વરૂપે આવતા કુરિવાજો અટકાવવા કંઈ જ થયું નથી. 'ખાધું, પીધું ને રાજ કર્યું' એ જ એમનો મંત્ર હતો.

ઈ.સ. ૧૯૫૦માં જોટાણામાં મળેલ ૧૬મી પરિષદ વખતે બહેનોની સંખ્યા ધ્યાન ખેંચે તેવી હતી. અત્યાર સુધી મળેલ પરિષદોમાં સુધારાની આબોહવા ઠીકઠીક જામી હતી. સયાજીરાવ ગાયકવાડે બાળલગ્ન પ્રતિબંધ કાયદો કર્યા ત્યાર પછી, જે પરિષદો મળતી તેવા મંચ પર બેનરો લગાડવામાં આવતાં **'બાળલગ્ન બાળો, જ્ઞાતિવરા ટાળો, કન્યાવિક્રય કાઢો, વિદ્યા વધારો.'** અગાઉની પરિષદોમાં ત્રણ 'બ'ને બાળવાની વાત ચાલતી બાળલગ્ન, બનિયા ને બારમાનો 'બ'ની વાત હતી.

પરિષદોના કાર્યને વાચા આપવાનું કામ અને જનજાગૃતિ લાવવાનું કામ જ્ઞાતિમુખપત્રો કરતાં. તેના બાહોશ તંત્રીઓની તાકાતને બીરદાવવી જ રહી.

તા. ૨૨, ૨૩ એપ્રિલ, ૧૯૫૦ ના દિવસે સમસ્ત ગુજરાતના પાટીદાર સમાજનો લોકસાગર હિલોળે ચડ્યો હતો. વહેલી સવારે શોભાયાત્રા નીકળી. પાટીદારની પરંપરા મુજબ ગાડું શણગારેલું, ચોમેર ઘૂઘરીઓના મધુર નાદ, ગાડે જોડેલા હાથીના બચ્ચા જેવા માલાધારી બે બળદ, તેમનાં શીંગડા ચાંદીની ખોળેથી મઢેલાં, જાનની વેલડી શણગારી હોય એવો ઠાઠ પટલાણીઓના હાથે ભરેલાં આભલા મઢ્યા ઓઢા બળદ ઉપર ઓઢાડેલા છે. આગળ ઢોલ-નગારાં, શરણાઈ વાગે છે. પાટીદાર કોમની કપાસના ફૂલ જેવી કન્યાઓ જળકુંભ માથે લઈને શોભાયાત્રાને વધાવવા માટે થનગની રહી છે.



ગાડામાં ૧૬મી પરિષદ અધિવેશનના પ્રમુખ તરીકે ૩૧ વર્ષનો ફૂટડો જુવાન તેજસ્વી ઉદ્યોગપતિ બિરાજમાન છે. તે છે શેઠશ્રી જયકૃષ્ણ હરિવલ્લભદાસ. સાથે

બિરાજમાન શેરદલાલના સિંહ શ્રી નંદુલાલ મંછારામ, બાજુમાં ગુજરાતભરમાં જાણીતા બનેલા સેવાભાવી આંખના તબીબી ડૉ. ગણપતલાલ પટેલ, સ્વાગત કરવામાં જોટાણાના શ્રેષ્ઠીશ્રી હરિભાઈ પટેલ, શ્રી પીતાંબર પટેલ, શ્રી ઈશ્વર પેટલીકર અને શ્રી રામચંદ્ર અમીન પધાર્યા છે.

ક. પા. પરિષદના અધ્યક્ષસ્થાને શ્રી જયકૃષ્ણ બિરાજમાન છે. સંમેલનમાં મળેલ શ્રોતાઓ એકીઅવાજે પોકારે છે : બાળલગ્ન ટાળો, કન્યાવિક્રય ટાળો.

શ્રી જયકૃષ્ણભાઈ બહુમુખી વ્યક્તિત્વ ધરાવનાર હતા. તેમણે કરેલાં કાર્યોની નોંધ સમાજે અને ગુજરાતે લેવી જોઈએ તેટલી લીધી નથી. તેમના ધર્મપત્ની પદ્માબેન પાટડી રાજવંશના પરિવારના દીકરી છે. તેઓ પણ સુધારાવાદી આંદોલનમાં અગ્રેસર રહ્યાં છે. મહિપતરામ આશ્રમ, વિકાસગૃહ, જ્યોતિસંઘ અને ધરતી જેવી સંસ્થાઓમાં કાર્યરત છે.

આજથી ૬૦ વર્ષ પૂર્વે શ્રી જયકૃષ્ણભાઈએ પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ પાટીદાર જ્ઞાતિ અને બીજા સમાજ માટે પડકારરૂપ હતું. તેમની સમાજના પ્રશ્નો સમજવાની આગવી યુક્તિ અને સમજ હતી. તેમના ભાષણમાં સમાજ પરિવર્તનની નવી દિશા દેખાતી હતી.

"પરિષદના પ્રમુખે જણાવ્યું કે, આવી પરિષદો દ્વારા જ્ઞાતિ-સુધારણાનું કાર્ય આપણે વેગીલું બનાવી શકીએ. કન્યાવિક્રય અને વરવિક્રયની સામાજિક બદીને આપણે વહેલામાં વહેલી તકે નાબૂદ કરવી જોઈએ. લગ્ન પ્રસંગે ખોટા ખર્ચા સત્વરે બંધ કરવા જોઈએ. જ્ઞાતિમાં સુખી અને આગળ પડતા કુટુંબોએ આ બાબતમાં પહેલ કરવી જોઈએ એમ હું ભારપૂર્વક કહીશ.

આપણી જ્ઞાતિ ખેતીપ્રધાન છે. આપણા યુવાનોએ આધુનિક ખેતીના શિક્ષણનો અભ્યાસ કરવો જોઈએ. આપણા દેશનું પશુધન જાળવવા અને તેમાં સુધારો વધારો કરવાનો પ્રયાસ કરવો જોઈએ.

આપણી જ્ઞાતિ ગામડાઓમાં વિશેષ ફેલાયેલી છે. ગ્રામપંચાયત દ્વારા ગામડાઓમાં સિવિલ સર્વિસ વગેરેના દ્વાર આપણા માટે ખુલ્લાં થયાં છે. તેનો લાભ મેળવવા આપણે તૈયાર થવું જોઈએ.

શ્રી જયકૃષ્ણભાઈએ પ્રવચનમાં જે મુદ્દાઓ રજૂ કર્યા તેનું અમલીકરણ કરવા માટે તેઓ હંમેશાં તત્પર રહેતા. સમાજલક્ષી પ્રવૃત્તિઓ, ઉદ્યોગ ક્ષેત્ર, સાંસ્કૃતિક ક્ષેત્ર, વિકાસ ક્ષેત્ર વગેરેમાં તેઓ હંમેશાં અગ્રેસર રહ્યા છે. તેમના પરિવારની દાનશીલતા પણ જાણીતી હતી. મિલમાલિકપણાનો કોઈ ભાર તેમના શિરે નહોતો.

તેઓ આમઆદમીમાંના એક હતા. ખેડૂતમજુરોના પ્રશ્નોમાં સક્રિય રહેતા. પ્રભાસપાટણના સોમનાથ મંદિરના ચેરમેન, અમદાવાદના મેયર, ગુ. ફર્ટિલાઇઝર કંપનીના સ્થાપક ને ચેરમેન, મુંબઈ વિધાનસભાના સભ્ય જેવાં અનેક પદોમાં રહી ચૂક્યા છે.

આ પરિષદમાં રાત્રે સામાજિક ક્રાંતિના પ્રણેતા 'પૂ. છગનભા' એ શ્રી સીતારામ શર્મા લિખિત નાટક રજૂ થયું હતું. તે નાટક કડીના વિદ્યાર્થીઓએ રજૂ કર્યું હતું. તેની જનમાનસ પર ભારે અસર પડી હતી.

કડવા પાટીદાર પરિષદનું ૧૭મું અધિવેશન સર્વ વિદ્યાલય કડી પાટીદાર આશ્રમના પ્રાંગણમાં મળ્યું હતું. જેના પ્રમુખ શ્રી મણિલાલ હરજીવનદાસ પટેલ (મુંબઈ)હતા. સંસ્થાને આંગણે તા. ૨૯-૩૦ એપ્રિલ ૧૯૫૧ના દિવસોમાંથી કડવા પાટીદાર પરિષદનું સત્તરમું અધિવેશન, સંસ્થાના આદ્ય સંસ્થાપક સ્વ. છગનભાના બસ્ટને ખુલ્લુ મુકવાનો સમારંભ અને ચાલુ તથા જૂના વિદ્યાર્થીઓનું પાંચમું સ્નેહસંમેલન યોજાયું હતું. એકી સાથે ત્રણ પ્રસંગો યોજાયા હોઈ ત્રિવેણી સંગમ જેવો સુંદર યોગ મળ્યો હતો તે તેની એક વિશિષ્ટતા હતી. આ ત્રણે પ્રસંગો પાર પાડવાનો યશ ના. ના. દેસાઈ અને તેમના સાથીદારોના ફાળે જાય છે.

કડીસંસ્થામાં ઘણી પરિષદો, યુવાસંમેલનો ભરાયાં છે. અન્યત્ર ભરાયેલી પરિષદોમાં પણ અહીંના વિદ્યાર્થીઓ સ્વયંસેવક તરીકે પહોંચી જતા. આ ત્રણે પ્રસંગનો હું સાક્ષી છું. પણ ત્યારે હું આઠમા ધોરણનો વિદ્યાર્થી હતો. આજે તે જ મહાપુરુષોના જીવન ચરિત્રો લખી ક.પા. પરિષદોનો ઈતિહાસ લખી ત્રિવેણી સંગમમાં સ્નાન કરવાનો આનંદ માણી રહ્યો છું.

અમારી ટુકડી પાણી પાવામાં અને દરવાજાના સુશોભન કામમાં લાગેલી હતી. ઉત્સવનું ધ્વજવંદન પુરુષોત્તમ કાકાએ કર્યું હતું. સંસ્થાના ઉપપ્રમુખશ્રી રામચંદ્ર અમીને સ્નેહસંમેલનનું ઉદ્‌ઘાટન-પ્રવચન કર્યું હતું.

સ્નેહસંમેલનના સ્વાગતાધ્યક્ષ શ્રી નવીનચંદ્ર સી. દેસાઈ (કડી)એ સ્વાગત પ્રવચન કર્યું હતું. સ્નેહસંમેલનના પ્રમુખ લાડોલના અશ્વિનીકુમાર ડી. પટેલ હતા.

જ્ઞાતિના આદ્યસેવક અને પરિષદના સંસ્થાપક સ્વ. પુરુષોત્તમદાસની યાદમાં પરિષદના મંડપને ''સ્વ. પુરુષોત્તમદાસ મંડપ'' નામ આપવામાં આવ્યું હતું.  પરિષદના સ્વાગત પ્રમુખ આશ્રમના વિદ્યાર્થીઓની મફત સેવા કરતા 'કાકા ડૉક્ટર'ના નામે જાણીતા ડૉ. માણેકલાલ છ. પટેલ હતા. પરિષદના મંચ પર પ્રમુખશ્રી મણિલાલ ઉપરાંત શ્રી નંદુભાઈ અને અન્ય કાર્યકરો બિરાજમાન હતા.

સ્વ. છગનભાની પ્રતિમાનું અનાવરણ-પ્રવચન અને અનાવરણ સ્વામીશ્રી પ્રજ્ઞાન ચૈતન્યપુરીજીએ કર્યું હતું. આ સંમેલનમાં ખાસ ઠરાવો થયા નહોતા. ૧૯૫૫માં લાંભામાં આ જ પ્રમુખના પ્રમુખપદે છેલ્લી પરિષદ મળી.

૧૯૫૬માં રાજકીય ઉથલપાથલો શરૂ થઈ. મહાગુજરાત અલગ રાજ્યની માગણીએ જોર પકડ્યું. આપણા સુધારકો ૧૯૫૬-૬૦ સુધી આ મહાયજ્ઞમાં ખૂપી ગયા. એટલું જ નહિ ઉત્તર ગુજરાતે આ લડતને વાચા આપી માંગણીએ બુલંદ બનાવી ગાંધીયુગની લડતોમાં જે પ્રદાન હતું તેવા જ જુસ્સાથી આ લડતમાં પાટીદારો કૂદી પડ્યા. ઉત્તર ગુજરાત, મધ્ય ગુજરાત અને સૌરાષ્ટ્રમાં પાટીદારો આ લડતના અગ્રેસરો બન્યા.

આ આંદોલન દરમિયાન મહારાષ્ટ્રમાં મરાઠાઓએ ગુજરાતીઓને પજવવામાં કશું જ બાકી રાખ્યું નહોતું. ત્યારે ગુજરાતમાં કોઈ ગુજરાતીએ મરાઠાઓ પર કાંકરીચાળો પણ કર્યો નહોતો.

શ્રી પુરુષોત્તમદાસ કાકાશ્રી ઈન્દુલાલ યાજ્ઞિકની જગ્યાએ મહાગુજરાત જનતા પરિષદના પ્રમુખ બની શક્યા હોત પણ બધા સામ્યવાદીઓ શ્રી ઈન્દુલાલને મત આપ્યા. શ્રી દાસકાકા, શ્રી સાંકળચંદ કાકા, શ્રી ધનાભાઈ વકીલ, શ્રી બાપુભાઈ (કવિ), ડૉ. સોમાભાઈ દેસાઈ, ડૉ. ગણપત પટેલ, શ્રી દાદુભાઈ અમીન, ભાઈકાકા, શ્રી રામચંદભાઈ અમીન, જી.આઈ. પટેલ, મગનકાકા (વકીલ), આ લડતના અગ્રેસરો હતા અને આ લડત રતિલાલ ખુશાલદાસ પટેલના પૈસે ચાલી એમ કહું તો ખોટું નથી. એમને હું અનેક વખત મળ્યો છું.

ઉત્તર ગુજરાત નામી-અનામી સૌ લોકનાયકોને વંદન કરું છું. જેલ ભરો આંદોલનમાં પણ ઉત્તર ગુજરાત સત્યાગ્રહીઓ મોકલવામાં થાકતું નહોતું. પરિણામ લાવીને શ્વાસ લીધો. ૧ મે, શ્રી રવિશંકર મહારાજના લેખિત ટૂંકા પ્રવચનથી ગર્વનરની હાજરીમાં મહાગુજરાત અલગ બન્યું. આ સમારંભ સાબરમતી આશ્રમમાં યોજાયેલો.

૧૮મી શતાબ્દીનો ઉમા માતાજીનો મહોત્સવ ઈતિહાસને પાને સુવર્ણ અક્ષરે લખાઈ ગયો છે. આ જનજાગૃતિનો મહોત્સવ હતો ખાસ પાટીદારોમાં નવું ચેતન આવવું. ભારતભરના કુર્મીઓના તંતુઓ જોડાયા. ગુજરાત અને ગુજરાત બહાર સામાજિક પરિવર્તન આવ્યા. અન્ય જ્ઞાતિઓએ પણ આમાંથી બોધપાઠ લીધો 'ન ભૂતો ન ભવિષ્યની' એવું કહીએ તો ખોટું નથી આવેલા પરિવર્તનનો હું સાક્ષી છું.



કડવા પાટીદાર પરિષદના અધિવેશન તે પછી શરૂઆતમાં જણાવ્યા મુજબ ૧૯૫૧ તા. ૨૯, ૩૦ એપ્રિલ કડી અને ૧૯૫૫માં તા. ૧૯, ૨૦ મે લાંભા મુકામે ભરાઈ. પરિષદોની ભવ્ય પરંપરા અને ગંગા - ગુપ્ત ગંગામાં લુપ્ત થઈ

ગઈ પણ સમાજનો કાદવ ઘસડી ગઈ. સુધારાની ઊંડી અસરો મૂકતી ગઈ. સ્ત્રીઓના પ્રશ્નોને વાચા આપતી ગઈ.

આ પરિષદોની અસરને કારણે બહેનોમાં રાજકીય જાગૃતિ પણ આવી હતી. ૧૯૩૦ની લડત વખતે આ કોમની ત્રણેક બહેનો જેલમાં પણ ગઈ હતી એટલું જ નહિ પરંતુ અમદાવાદમાં જે કુલીનશાહીના નામે અને મોટાઈ બતાવવાના નામે જે ન્યાતવરાઓ થતા તેની સામે પિકેટીંગ કરવામાં આ બહેનોએ મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. ૩જી મે, ૧૯૩૧માં અમદવાદના કડવા પટેલ રહીશોએ મોટો વરો કરવાનું નક્કી કર્યું. તેની સામે ૧૦૫ ભાઈબહેનોએ ઉપવાસ આદર્યા. જેમાં ૩૬ બહેનો હતી, જે ત્રણ દિવસના ઉપવાસ પર ઊતરી હતી. આ પણ પરિષદની અસર જ ગણી શકાય. સ્ત્રીઓની આવી પ્રગતિથી સુધારાવાદીઓ રાજી થયા હતા.

કડવા પાટીદાર પરિષદોની અસરરૂપે ગુજરાતમાં અને ગુજરાત બહાર તેની પેટા શાખાઓની શરૂઆત થઈ તેની વિગતો નીચે મુજબ છે.

| | **પેટાસંસ્થા** | **સ્થળ** | **જો. સેક્રેટરીનું નામ** |
|---|---|---|---|
| ૧. | અમદાવાદ અને પ્રાંતિજ વિભાગની પેટાશાખા | અમદાવાદ | રા. બાપાલાલભાઈ વીરચંદ વાળંદવાળી પોળ, વાડીગામ |
| ૨. | વિરમગામ અને ચુંવાળ પ્રદેશની પેટાશાખા | વિરમગામ | મિ. નાથાભાઈ દામોદરદાસ<br>શેઠ છગનલાલ નરોત્તમદાસ અધાર |
| ૩. | દશકોષી ભાલ અને ચરોતર વિભાગ | બાવળા<br>વાસણામાં | પા. પુરુષોત્તમદાસ લલ્લુભાઈ<br>પા. પુરુષોત્તમદાસ કહાનદાસ |
| ૪. | કડી પ્રાંત વિભાગની પેટા શાખા (તા. કલોલ) | શેરથા | પા. રણછોડભાઈ જીવણદાસ<br>પા. રણછોડભાઈ શ્રીધરદાસ |
| ૫. | વડોદરા સીટી | વડોદરા | મિ. પુરુષોત્તમદાસ હરગોવિંદદાસ પ્રેમાનંદ કવિની પોળ, વાડીમાં. |
| ૬. | સુરત, ભરૂચ અને પાદરા વિભાગ | ભરૂચ<br>પાદરા | રા. ચુનીભાઈ વનમાળીદાસ<br>રા. તળજાભાઈ નાથાભાઈ |
| ૭. | કાઠીયાવાડના ટીકણ-રણની પ્રદેશની પેટા શાખા કણબીવાડ | -<br>ભાવનગર | પા. શીવલાલભાઈ પિતાંબરદાસ<br>પા. જીવાભાઈ ખુશાલદાસ |

| | | | |
|---|---|---|---|
| ૮. | મુંબઈ અને કચ્છ મુંબઈ પ્રદેશની શાખા | | રા. મંગુભાઈ કીલાભાઈ કે. ત્રીકમભાઈ ગોપાળદાસ કાંબેકર સ્ટ્રીટ |
| ૯. | નિમાડ પ્રદેશની પેટા શાખા (હોલકર સ્ટેટ) | કસરાવાદ | ઓમકાર હોરાજી દાવડિયા |
| ૧૦. | માલવા પ્રદેશની પેટા શાખા (હોલકર સ્ટેટ) | જાવદ | બાબુ ભક્તિરામજી મેઘરાજજી |
| ૧૧. | શેઠ મફાભાઈ ગોવિંદજી એડિશનલ સેક્રેટરી, વિરમગામ | - | મિ. કેશવલાલ માધવલાલ વકીલ જનરલ સેક્રેટરી, વિરમગામ |

આ પેટાશાખાઓ ઉપરાંત શેરથા, સરઢવ અને અમદાવાદમાં નારાયણજી મિસ્ત્રી, ડૉ. પીતાંબર પટેલના અધ્યક્ષપણા નીચે ''કડવા પાટીદાર યુવક મહોત્સવ''ની સ્થાપના કરવામાં આવી હતી. અમદાવાદ, પાટડી, નિમાડ અને વિરમગામમાં ''કડવા પાટીદાર હિતવર્ધક મંડળ''ની સ્થાપના કરવામાં આવી હતી. રાધાભાઈ ચતુરભાઈ અમીનના પ્રમુખપણા નીચે ''કડી પ્રાંત પરિષદ'' ભરવામાં આવી હતી. અમદાવાદમાં બેચરદાસ લશ્કરીનાં પૌત્રી કાન્તાબેને ''મહિલા મંડળ'' શરૂ કર્યું હતું.

૧૯૩૦માં ગાંધીજીના પ્રભાવવાળા ગુજરાતમાં રાષ્ટ્રીય ચેતનાની સાથે સાથે અને તેમાંયે ખાસ કરી બહેનોમાં જાગૃતિના પડઘા પરિષદોમાં રજૂ થયેલા બહેનોના વિચારોમાં જોવા મળે છે. લેઉવા પાટીદાર ભગિની સમાજની પરિષદો પણ આ સમયગાળામાં મળવાની શરૂ થઈ હતી. તેમાં શ્રી વલ્લભભાઈ પટેલ, મોતીભાઈ અમીન, નરસિંહભાઈ પટેલ અને દરબાર ગોપાળદાસ રસ લેતા હતા. પાટીદાર કોમની સ્ત્રીઓ પોતાના પ્રશ્નો અને મંતવ્યો હિંમતભેર રજૂ કરતી. ગાંધીજી યુગનો અને પરિષદોના પ્રયત્નોનો એ પ્રભાવ જ ગણી શકાય.

■ ■ ■

# પ્રકરણ-૧૭

# ઉપસંહાર

મારા માર્ગદર્શન નીચે ડૉ. ચંદ્રબાળા દુદકિયા ''કડવા પાટીદાર પરિષદોમાં સ્ત્રીપ્રશ્નો પ્રત્યેનો અભિગમ'' એ વિષય પર પીએચ.ડી. કરતાં હતાં ત્યારે અમે જે તારણો તારવેલાં તે રસપ્રદ હતાં. અધ્યાપિકા થયા બાદ તેઓ હાલ અમેરિકા સ્થિર થયા છે.

આઝાદી પૂર્વે આપણો દેશ અજ્ઞાનતા અને અંધકારમાં ડૂબેલો હતો. પરિણામે ૧૯મી સદીમાં ધાર્મિક અને સામાજિક સુધારણાનાં આંદોલનો શરૂ થયાં. ગુજરાતમાં ઈ.સ. ૧૮૧૮માં બ્રિટીશ શાસનની સ્થાપના થઈ. તેના શાસનની સ્થાપના થયા બાદ નવી કાનૂની અને શૈક્ષણિક પદ્ધતિનું અનુસંધાન રેલવે અને છાપખાના જેવા ભૌતિક માધ્યમો સાથે થયું. રેશનલ અને સેક્યુલર વિચારસરણીનો ઉદય થતાં કેટલાક બુદ્ધિજીવીઓએ સામાજિક અનિષ્ટો સામે પ્રહારો કરવાના શરૂ કર્યા. તેમણે પ્રજાને સમજાવ્યું કે નીતિમત્તાની દૃષ્ટિએ જે ખોટું તે ધાર્મિક દૃષ્ટિએ કદી પણ સાચું ઠરી ન શકે. તેમણે જાહેર કર્યું કે સમાજના સળગતા સવાલોનો ઉકેલ ધર્મશાસ્ત્રો કે જ્ઞાતિપંચોના નિર્ણયને આધારે નહિ, પરંતુ તર્કબદ્ધ વિચારોને ધોરણે જ લાવવો જોઈએ.

મારા આ સંશોધનમાં પણ, કડવા પાટીદાર કુળદેવી દ્વારા અથવા તેની આજ્ઞા અનુસાર અંધશ્રદ્ધાનો જે ફેલાવો કરવામાં આવતો; જ્ઞાતિપંચમાં જે ઠરાવો થતા તેમાં પણ રૂઢિગત પ્રણાલિકાઓનું પાલન કરવામાં આવતું અને ક્યારેક તો દેવદેવીઓ આજ્ઞા કરતાં અને રૂઢિદેવીનો વિજય થતો વગેરેનું આલેખન છે. છેલ્લા બે દાયકામાં પાટીદારો વિશે દેશવિદેશમાં સંશોધનો શરૂ થયાં છે તેનું કારણ એ હોઈ શકે કે આઝાદી પહેલાં આર્થિક રીતે નબળી ગણાતી, વ્યવહારમાં બરછટ ગણાતી અને શિક્ષણમાં પાછળ રહેલી, અજ્ઞાનતામાં ડૂબેલી આ જ્ઞાતિએ કઈ રીતે પડકારોને ઝીલ્યા અને પોતાની કોમમાં પરિવર્તનો લાવી તેનો ઇતિહાસ ખૂબ જ રસપ્રદ છે.

૧૯૧૮ થી ૧૯૪૭ સુધીના સમયગાળામાં જે પરિષદો મળી તેની અસરો જ્ઞાતિના પેટાવિભાગો ઉપર પણ થઈ હતી. તેમાંથી યુવકમંડળો, ભગિનીમંડળો, પરિષદની પેટાશાખાઓ, ગામડે ગામડે જ્ઞાતિપંચો વગેરેમાં આવેલું પરિવર્તન નોંધપાત્ર લેખી શકાય. આ કોમના સમાજસુધારકો કહેતા કે, **"આપણા સમાજજીવનમાં જે મોટી હોળીઓ સળગી રહી છે તેનું પરિષદના ઠરાવોમાં વર્ણન કરવાથી કે થોડું કામ કરીને તેમાં બે-ચાર ડોલ પાણી નાંખવાથી તે ઓલવાવાની નથી. તે માટે ઊંડી શ્રદ્ધા અને કર્મબળની જરૂર છે.** જે માણસ સુધારાના એક ઠરાવના થોડા ભાગનો પણ અમલ આગ્રહપૂર્વક કરે છે તે સમાજની પ્રગતિમાં પોતાનો ફાળો અચૂક આપે છે. આમ કરતાં સગાંવહાલાં અને ન્યાતજાત સાથે લાગણીના જે સૂક્ષ્મ તંતુઓથી તે સધાયો છે તે તૂટશે ત્યારે તેના હૃદયમાંથી લોહી વહેશે. આ દુઃખમાં તેની સ્ત્રી અને કન્યાને પણ ભાગીદાર બનવું પડશે." આજકાલ એવાં સંશોધન માટે **પાટીદાર જ્ઞાતિ** એક મહત્ત્વનો વિષય બની છે. કારણ કે આ જ્ઞાતિ જેટલા કુરિવાજોથી પીડાતી હતી અને તેના ઉપર આસમાની અને સુલતાની જખ્મો થતા હતા એ જ્ઞાતિએ આવી પ્રગતિ જાદુઈ ચિરાગની જેમ કરી, તેની પાછળ ક્યાં પરિબળો કામ કરતાં તે પણ તપાસવાં ઘણાં જરૂરી છે. ૧૯મી સદીમાં આ કોમ "પાટીદાર" તરીકે જાણીતી બની હતી. પાટીદારો એક યા બીજા કારણસર "કુલીન" ગણાતા અને કુલીનશાહીના મોહમાં સ્ત્રીઓ સાથે વ્યવહારમાં તેઓ ઘણા જ જડ મનાતા. પાટીદારોની આ જ્ઞાતિ કૃષિક્ષેત્રે અત્યંત ઉદ્યમી હોવા છતાં સામાજિક વર્ગીકરણમાં પાછળ હતી અને ઉપલી જ્ઞાતિના સભ્યો તેની ઉપેક્ષા કરતા અને મશ્કરી કરતા. તેમને રાભાઓ પણ કહેતા. તેમના માટે કેટલીક કહેવતો પણ પ્રચલિત હતી કે, "કણબી પાછળ કરોડ, કણબી કોઈની કેડે નહિ", "અડાયું છાણું ને ડોકલી ઘી, કડવો પરણે રાત ને દિ", "ભણ્યો કણબી કુટુંબ બોળે" (મગનલાલ વખતચંદ - કથનાવલી), "કાળા મોંના કેડવા, વરવા મોંની વહુ; બારે વર્ષે વિવાહ આવે, ત્યારે મોકાણ માંડે સહુ" (જજ શ્રી દામુભાઈ મહેતા), "ગરાસિયો ગોઝારો નહિ, અને પાટીદાર ન્યાત બહારો નહિ.", "પટેલ પાસે પૈસા થાય તો ભેંત પલાણે", "ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર અને અધમ નોકરી" આવી કહેવત દ્વારા આપણને આ કોમનું ચારિત્ર્યદર્શન થાય છે. એમાં ઉત્તમ ખેતીવાળી કહેવતે તો તેમને શિક્ષણના ક્ષેત્રે પછાત કરી દીધા છે. કેળવણીની અજ્ઞાનતાના કારણે કેટલાક કુરિવાજો આ કોમમાં ઘર કરી ગયા હતા. એમાંથી મુક્ત કરવા માટે પરિષદોએ બીડું ઝડપ્યું હતું. સદ્‌ભાગ્યે પાટડીના રાજવીઓ પરિષદને ટેકો આપતા અને સુધારાવાદી વલણ અખત્યાર કરતા. તેમાં

દરબાર જોરાવરશ્રીએ બેચરદાસની સહાય લઈ બ્રિટીશ સરકાર પાસે આ જ્ઞાતિ માટે ૧૮૭૦ નો દૂધપીતી કરવાની ચાલનો કાયદો (પુત્રીરક્ષક કાયદો) કરાવ્યો અને સયાજીરાવ ગાયકવાડ પાસે બાળલગ્નનિષેધક આદિ – જ્ઞાતિપંચોને લગતા – અનેક કાયદા કરાવ્યા.

ગુજરાત ઉપર અંગ્રેજોની માનવતાવાદી વિચારસરણીની ઝડપથી અસર થવા માંડી અને સ્ત્રીઓના પ્રશ્નો પર જ્ઞાતિમંડળો વિચારતાં થયાં. બ્રિટીશ સરકારના આગમન પહેલાં હિન્દુશાસ્ત્રો અને જ્ઞાતિપંચોના બંધારણ મુજબ સ્ત્રીઓને ખૂબ જ સહન કરવું પડતું હતું. આ કોમમાં પણ ભણતર વધતાં અને રાજકીય વગ વધતાં સુધારાવાદી ચળવળો શરૂ થઈ. કડવાકણબી તેમનાં લગ્નો એક તિથિએ કરતા અને તેમનામાં નાતરાં પણ થતાં. તેમનામાં ગોળ પ્રથા ઘર કરી ગઈ હતી. તે વખતે ૪૦ જેટલા ગોળ પડી ગયા હતા. તેના પરથી ખ્યાલ આવે છે કે કડવા કણબીઓમાં સામાજિક વિભાજન કેટલી હદ સુધી પ્રસરી ગયું હતું. લગ્ન અને મરણના ખર્ચા ગજા ઉપરાંતના હોવાથી અંગ્રેજ સરકારે તે માટે કાનૂનો જાહેર કર્યા હતા.

મારી માન્યતા પ્રમાણે તો, આપણી રાજકીય અને સામાજિક અધોગતિનું કારણ સમાજમાં રહેલો સડો છે. કોઈ પણ જ્ઞાતિસંબંધી વિચારીશું તો તેના મૂળમાં કોહવાટ લાગેલો છે. જ્ઞાતિરૂપી સંસ્થા એ બેધારી તલવાર છે. યોગ્ય પરિસ્થિતિમાં તે રક્ષણકર્તા થઈ પડે છે અને તેને ભક્ષણકર્તા થવાના પ્રસંગો ઓછા આવતા નથી. પાટીદાર જ્ઞાતિમાં અશુભ રિવાજોએ ઘર કર્યું હતું તે દૂર કરવા માટે અને જ્ઞાતિને ઉન્નતિને રસ્તે ચઢાવવા જ્ઞાતિ સુધારક પરિષદો અને માસિકો દ્વારા સંસારસુધારાની પ્રવૃત્તિ ચલાવી. પરિષદમાં મોટા ભાગે સ્ત્રીજાતિને કરવામાં આવેલા ભયંકર અન્યાયની જ કહાણી એક કે બીજી રીતે આપણે સાંભળીએ છીએ. કોમળ કન્યાઓની કેળવણી ઉપર કાપ મૂકીને આપણે તેમને પરણાવીએ છીએ અને તેથી શરીર અને મનના વિકાસને આઘાત પહોંચાડીએ છીએ. વયની કે સંસ્કારની સમતાનો વિચાર કર્યા સિવાય લગ્ન કરાવીને અને એક ઉપર બીજી સ્ત્રી પરણાવીને આપણે તેમના જીવનમાં ઝેર ભેળવીએ છીએ. સ્થૂળ દ્રવ્યોની માફક કન્યાઓને વેચીને અથવા તેમને પરણાવવા મોટી રકમો આપીને આપણે તેમની પ્રતિષ્ઠાને અતિશય હાનિ પહોંચાડીએ છીએ અને વિધવાઓને કાળાં કપડાં પહેરાવીએ છીએ. જેથી તેમને સહન કરવી પડતી નીતિની અને વ્યવહારની વિટંબણાઓ તરફ આપણે નિરાંતે દુર્લક્ષ કરી શકીએ. પશ્ચિમના લોકોના મુકાબલે આપણે વધારે

કલ્પના અને લાગણીવાળા છીએ એમ આપણે માનીએ છીએ, અને 'આર્યાવર્તની સ્ત્રીઓની રૂપગુણમાં નથી જોડ' એમ આપણે કવિતામાં ગાઈએ છીએ; અને ભાષણો ઊંચે સ્વરે બોલીએ છીએ, છતાં સ્ત્રીજાતિ તરફ આપણે ચોવીસે કલાકની વર્તણૂક માટે આખી દુનિયા આગળ આપણે શરમાવું પડે તેમ છે. અંતે ઈશ્વર આગળ જવાબ આપવો પડે તેમ છે.

જે લોકો ધર્મ આધારિત મૂલ્યોને કે સમાજવ્યવસ્થાને સ્વીકારે છે તે રૂઢિચુસ્ત હોવાથી માનવ વિકાસની આડે આવે છે તે કડવા પટેલોની બાબતમાં પણ સત્ય છે. કારણ કે, તેમના નીતિનિયમો કુળદેવીના નામે ધર્મોએ નક્કી કર્યા હતા. ધર્મ નક્કી કરે તે કરતાં ઉદારમતવાદી મૂલ્યો દ્વારા સમાજનું ઘડતર થાય, તો વધુ ચારિત્ર્યવાન સમાજ થઈ શકે. પરંતુ જ્યારે સમાજ બદલાતો હોય છે ત્યારે રૂઢિચુસ્ત લોકોને આઘાત લાગે છે એવું મારું તારણ છે.

ઈ.સ. ૧૯૦૬ ની '૪૭ના ગાળામાં ૧૮ પરિષદો મળી હતી. મહાન જ્ઞાતિહિતચિંતક પુરુષોત્તમ પરીખનું અવસાન થતાં; તેમજ આ જ્ઞાતિના આખ્યાનકાર અમરસિંહ દેસાઈનું અવસાન થતાં તેમનાં બે આખ્યાનોમાં **"માધાના પિતાનું પ્રેતભોજન"** અને **"બાળલગ્નનો બળાપો"** પરિષદોમાં સ્ત્રીઓ પર ભારે અસર જમાવતાં. ૧૯૩૪ પછી પરિષદનો વિકાસ અટકી પડ્યો હતો. ત્યારબાદ ૧૯૩૬ અને ૩૮માં અનુક્રમે સાણંદ અને પાટડીમાં પરિષદો ભરાઈ, તેમ ઈ.સ. ૧૯૫૫ પછી તો ગુજરાતભરના જુદાજુદા વિસ્તારોમાં નાનીમોટી પરિષદો મળી. જેવી કે, પાટડીના જ્ઞાતિના આગેવાનોની સભા; કાંઝ પરિષદ; મુંબઈ ઘાટકોપર મળેલી કચ્છી પરિષદ; કાઠિયાવાડ પરિષદ; સુરત-ઓલપાડ પરિષદ; ગોંડલ પરિષદ; ઉપલેટા પરિષદ, લાડોલ અને ચાણસ્માના યુવકોએ પરિષદો ભરવાનું નક્કી કરેલું, પણ રૂઢિચુસ્તોના ઉગ્રવાદી વલણને કારણે તેમને પરિષદો પડતી મૂકવી પડેલી.

પરિષદોના આધારે નેતાઓનું રેફરન્સ ગ્રુપ, તેમનું વ્યક્તિત્વ અને તેમની કામ કરવાની પદ્ધતિનું વિશ્લેષણ કરીએ તો મોટાભાગના આગેવાનો ધનપતિઓ હતા. મુંબઈ જેવા શહેરના પરિચયમાં આવતાં સમાજસુધારાને આવશ્યક ગણતા હતા. કેટલાક આગળ પડતા સરકારી હોદ્દાઓ ધરાવતા હતા જેથી સરકારી વગને કારણે સુધારાનો માર્ગ સરળ બન્યો હતો. ત્રીજા પ્રકારના નેતાઓ અભણ વર્ગમાંથી આવતા હતા, પરંતુ શુદ્ધ હૃદયના અને ભાવનાશાળી હતા. તેમાં એક પક્ષ રૂઢિચુસ્ત વર્ગનો પણ હતો. આમ છતાં, સુધારાવાદી ઉપર આર્યસમાજ અને ગાંધીયુગનો પ્રભાવ હોવાથી સુધારાની બાબતમાં ધાર્યું પરિણામ લાવી શકાયું.

અત્રે એક વાત નોંધવી ઘટે કે, આ જ સમયગાળામાં ''અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય સમાજ'' ભારતભરના કૂર્મીઓનું સંગઠન ચલાવતો હતો. તેણે પણ સ્ત્રીઓના પ્રશ્ન તરફ ધ્યાન દોર્યું હતું. સદ્‌ભાગ્યે આ પરિષદોના પ્રમુખપદે પ્રો. જેઠાલાલ સ્વામીનારાયણ પટેલ, મગનભાઈ રણછોડભાઈ બાર-એટ-લૉ, પટેલ વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ બાર-એટ-લૉ તેમજ સંપતરાવ ગાયકવાડ જેવાઓને પ્રમુખપદ શોભવવાનો અવસર મળ્યો હતો. સરદાર વલ્લભભાઈ પટેલ, ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ જેવા સુધારકો આ સંગઠનની કમિટીમાં હતા. પાટડી દરબાર સૂરજમલજી તેમજ વડોદરાના દીવાન ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ જેવા સુધારકો આ સંગઠનની કમિટીમાં હતા. પાટડી દરબાર સૂરજમલજીને તેમજ વડોદરાના દીવાન ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈને અ.ભા. કૂર્મી ક્ષત્રિય સભાના પ્રમુખ થવાનાં આમંત્રણ મળ્યાં હતાં. કુંરવજી મહેતા, નગીનભાઈ વ્રજલાલ તેમજ નારણજી મિસ્ત્રી જેવા આગેવાનો તેમાં હાજરી આપતા હતા. ભારતીય કક્ષાએ કૂર્મી સમાજના પ્રશ્નોની આપલે થવા લાગી અને તેની અસર પણ કડવા પાટીદાર પરિષદો પર પડ્યા વગર રહી નહીં. બીજી નોંધનીય બાબત એ હતી કે, આ સમયગાળામાં પાટીદાર પરિષદો ભરાવાની શરૂ થઈ, જેના કારણે કડવા, લેઉવા, આંજણા, મતીયા, કબીરપંથી, શેખ, ભગતા, પટેલો ભેગા મળ્યા. આ પાટીદાર પરિષદોમાં કડવા-લેઉવાના કોઈ ભેદ ન હતા. આ પરિષદના પ્રમુખપદે ગોંડલમાં ગાંધીજી હાજર રહ્યા હતા અને બીજી એક પરિષદમાં રણજિતભાઈ વાવાભાઈ મહેતા અને ડૉ. સુમનભાઈ પણ હાજર રહ્યા હતા. આ પરિષદોએ પણ સ્ત્રીઓના પ્રશ્નોના ઉકેલ માટેના અભિગમો અપનાવ્યા હતા. નોંધનીય બાબત એ છે કે, આ બધાં જ સંગઠનોમાં નેતાઓ બધા એક જ હતા. કડવા પાટીદાર પરિષદોમાં સરદાર વલ્લભભાઈ પટેલ, વિઠ્ઠલભાઈ પટેલ, દરબાર ગોપાળદાસ, મગનભાઈ ચતુરભાઈ બેરિસ્ટર, દીવાન ગોવિંદભાઈ હાથીભાઈ, તુલસીદાસ પટેલ જેવી મહાન વ્યક્તિઓ લેઉવા હોવા છતાં કડવા પાટીદાર પરિષદનાં પ્રમુખપદો શોભાવ્યાં અને તેમના સમાજમાં ન કરી શક્યા તેવાં કામો કર્યાં અને સ્ત્રીઓના પ્રશ્નોની બાબતમાં માર્ગદર્શન આપ્યું હતું.

જ્ઞાતિમુખપત્રોના અધિપતિઓ ગાંધીવિચારથી રંગાયેલા હતા. જેમ કે, **''કડવા વિજય''**ના તંત્રીઓ, **''ચેતન''ના** તંત્રી, **''પટેલ''**, **''પટેલ બંધુ''** અને **''ધરતી''** વગેરેના તંત્રીઓ સ્વાતંત્ર્ય સેનાનીઓ હતા અને રાષ્ટ્રીય લડતોમાં જોડાયેલા હતા, એટલે તેમની પણ અસર પરિષદો પર પડી હતી. તેમ છતાં આ સુધારકોની કેટલીક મર્યાદાઓ હતી. સુધારાઓની શરૂઆત ''સ્વથી કરો''

એ સૂત્રનું પાલન કરતા નહોતા. પ્રો. જેઠાલાલ સ્વામિનારાયણ મહાન માણસ હોવા છતાં, એક પત્ની હયાત હોવા છતાં અને બાળકો હોવા છતાં તેમણે બીજી પત્ની કરી હતી. રામચંદ્ર જમનાદાસ અમીને પોતાની દીકરી ગોળ તોડીને અમદાવાદમાં આપી હતી, સાથે અમદાવાદથી ગોઝારિયે જે જાન આવી તે વરપક્ષને જવા-આવવાનું ભાડું આપી નવી ચાલ પેદા કરી. બીજી બાજુ ગંગારામ જેઠીદાસે પ્રેતભોજન ઉપર અનેક ભાષણો આપ્યાં, પણ પોતાના બાપ મરી જતાં પ્રેતભોજન કર્યું. જોકે તેમણે કરેલા પ્રયાસોની ટીકા કરવી યોગ્ય નથી.

મારી દૃષ્ટિએ આ પરિષદોની મહાન સિદ્ધિ એ હતી કે એક જ તિથિનાં લગ્નોનાં બંધન તોડી છૂટાં લગ્નની શરૂઆત થઈ. સુધારકો અને રૂઢિચુસ્તોના સંઘર્ષને અંતે અને પાટડીદરબારની દરમિયાનગીરીથી દસ વર્ષીય લગ્નમાં કંઈક સુધારાવધારા થયા. પરિષદોના પ્રયત્નોથી બાળલગ્નને દૂર કરવાની હિલચાલ ગામેગામ થવા માંડી અને છૂટાં લગ્નો થવા માંડ્યા તેનો ઉલ્લેખ મેં આગળ કર્યો છે. તે ઉપરાંત વડોદરાનિવાસી પુરુષોત્તમદાસે પોતાની પુત્રીને છૂટાં લગ્નમાં પરણાવી. (કડવા વિજય-૧૦) આદર્શ લગ્ન પાર્વતીબેનનાં ગણી શકાય. તેમણે એકનાથજી સાથે ગુરુકુલ પદ્ધતિથી લગ્ન કર્યાં (કડવા વિજય ૨-૧૦-૨૭). રાંદેરના કે. બી. પટેલે પોતાની ભાણેજ દેવીકુંવરબેનનું લગ્ન પોતે કરાંચીમાં રહેતા હોઈ ત્યાં વડનગરવાળા ભાઈ નારણદાસ સાથે કર્યું. વિરમગામના રહીશ શેઠ ગોરધનદાસની પુત્રી બેન ચંદનનાં લગ્ન અમદાવાદના માસ્તર આત્મારામના પુત્ર મિ. શાંતિભાઈ સાથે શાસ્ત્રોક્ત રીતે કરવામાં આવ્યાં હતાં. ગોરધનભાઈ પરિષદના કમિટી મેમ્બર હતા. આમ, સમાજસુધારકોએ સમાજ સુધારવાનો દાખલો પોતાના ઘરમાંથી જ બેસાડ્યો. આ સુધારકોનો અસાધારણ વિજય હતો. કારણ કે ઉન્નતિની આડે આવતા કેટલાક સ્વાર્થી નેતાઓએ આ બનાવને ફટકો પણ માર્યો હતો.

મારાં તારણ મુજબ, આ પરિષદોનાં ઘણાં તાત્કાલિક અને દૂરગામી પરિણામો આવ્યાં. યુવકો પર તેની અસર પડી. યુવક પરિષદના પ્રમુખ તરીકે વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલ, મોતીભાઈ અમીન, ડૉ. પિતાંબર પટેલ અને નારાયણભાઈ મિસ્ત્રી જેવા આદર્શવાદી નેતાઓ મળ્યા. યુવકોમાં ઉત્સાહ વધ્યો અને તેમણે સુધારાઓની ઝુંબેશ ચલાવી. તેની અસરને કારણે બહેનોમાં પણ રાજકીય જાગૃતિ આવી. વલ્લભભાઈ પટેલ, ડૉ. સુમનબેન મહેતા, ડૉ. કાનુગો, ગણેશ વાસુદેવ માવલંકર જેવા નેતાઓએ અમદાવાદના કડવા પાટીદાર યુવકમંડળને પણ ખુલ્લેઆમ ટેકો આપ્યો. કારજ અને વરાઓ બંધ કરાવવામાં,

વરવિક્રય, કન્યાવિક્રય, એક ઉપર બીજી જેવા દુષ્ટ રિવાજોનો પણ આ મંડળોએ પ્રતિકાર કર્યો અને વિજય પણ મેળવ્યો.

આ પરિષદની અસરને કારણે સ્ત્રીશિક્ષણને ઉત્તેજન મળ્યું. છગનભાઈના પ્રયત્નોથી કડીમાં સૌપ્રથમ કન્યાકુંજ (૧૯૩૪) શરૂ થયું. એનું ઉદ્‌ઘાટન શ્રીમતી શારદાબેન મહેતાએ કર્યું હતું. ભાવનગર કણબીવાડમાં આ કોમની કન્યાશાળા શરૂ થઈ. રાવસાહેબ પુરુષોત્તમ ફકીરભાઈએ રાંદેરમાં કન્યાઓને ભણાવવાની સગવડ કરી. કેટલાક રજવાડાઓએ તો કન્યાકેળવણી પણ ફરજિયાત કરી. ભણતરને કારણે આ સમાજમાં કેટલીક લેખિકાઓ પેદા થઈ. આ કોમમાં મહાન સુધારક ડૉ. પીતાંબર પટેલનાં દીકરી તારાબેન આ કોમનાં પ્રથમ ગ્રેજ્યુએટ બન્યાં અને ગુજરાતની પ્રથમ સ્ત્રીવકીલ બન્યાં અને વસંતબેન વહાલદાસે ૧૯૩૦માં પ્રથમ સ્વાતંત્ર્ય સેનાની બની જેલવાસ કર્યો. અમદાવાદની પોળોની મહિલાઓએ પણ સ્વાતંત્ર્ય લડતમાં ઝુકાવ્યું. ન્યાતવરાની સામે તેમજ કુલીનશાહી સામે અમદાવાદની કડવાપોળના રહીશોએ એક મોટા જ્ઞાતિવરા સામે સરદાર પટેલના આશીર્વાદથી ૩જી મે ૧૯૩૧માં પિકેટીંગ કર્યું. ૧૦૫ ભાઈબહેનોએ ઉપવાસ આદર્યા, જેમાં ૩૬ બહેનો હતી. આના મૂળમાં તો પરિષદની અસર જ ગણાવી શકાય. કડવા પાટીદાર સ્ત્રીમંડળે ફટાણાની જગ્યાએ સંસ્કારી ગીતો ગાવાનો નવો ચીલો પાડ્યો હતો. દરેક પોળમાંથી તેમને આમંત્રણ મળતું અને ફટાણાં બંધ થતાં.

દીવાલોમાં પૂરી મુકેલી સ્ત્રીઓ ઉપર 'બિચારી' શબ્દનું જે આળ હતું તેને ખંખેરી નાંખ્યું. આ બધી પ્રવૃત્તિથી સુધારકો બહુ રાજી થયા. દૂરગામી પરિણામની ચર્ચા કરીએ તો, આ ૧૮મી સદીનો મહોત્સવ ગણાવી શકાય. અનેક સ્વજ્ઞાતિબોર્ડિંગોની સ્થાપના, સ્વજ્ઞાતિસંગઠનોની સ્થાપના થઈ. આ પરિષદોની અસરો ગુજરાત પૂરતી મર્યાદિત ન રહેતાં માળવા, ખાનદેશ, યેવલા, નિમાડ અને અન્ય કૂર્મી સમાજો ઉપર પડી. તે માટે નીચેનું દૃષ્ટાંત પૂરતું છે. ઈન્દોર અને માળવાના રાજવીઓએ સ્ત્રીઉન્નતિ માટે પોતાના રાજ્યમાં ગુજરાત રાજ્યને અનુસરીને કાયદાઓ કર્યા હતા. ઈન્દોરરાજ્યે બાળલગ્ન નિષેધનો કાયદો, પ્રેતભોજન બંધનો કાયદો ઘડ્યો હતો. આ પ્રદેશોમાં પણ અનેક પરિષદો મળતી. સ્ત્રીઓના પ્રશ્નોની ચર્ચા થતી. તે પરિષદોમાં પુરુષોત્તમદાસ પરીખ, ચંદુલાલ વિરમગામવાળા અને નારાયણજી મિસ્ત્રીએ પ્રમુખપદ શોભાવી સ્ત્રીઓના પ્રશ્નોને ઉકેલ્યા હતા. સ્ત્રીને અબળામાંથી સબળા બનાવી હતી. નિમાડમાં હવેલીવાળાઓ

ગુજરાતમાં કુલીનો જેવા જ ગણાતા. નિમાડમાં સુંદરેલ ગામે અધિવેશન ભરાયું, તેમાં ગુજરાતના પ્રતિનિધિઓ હાજર હતા. ત્યારે હવેલીવાળાઓએ કહ્યું કે, ''આ સભામાં સ્ત્રીઓ હશે તો અમે આવીશું નહિ.'' અમલદારો અને ઇન્દોરના રાજવીઓએ એવું નિરાકરણ કર્યું કે, ''સ્ત્રીઓ અને પુરુષો વચ્ચે મચ્છરદાની રાખવી.'' લાંબા સમયની લડત બાદ હવેલીવાળા (કડવા પટેલો)ની પીછેહઠ થઈ.

મારી દષ્ટિએ આ પરિષદોને જ્ઞાતિમુખપત્રોનો ટેકો ન મળ્યો હોત તો સુધારકો ધાર્યું પરિણામ લાવી શક્યા ન હોત. **''કડવાવિજયે''** એકતિથિનાં લગ્ન, બાળલગ્ન અને સ્ત્રીશિક્ષણનો પ્રશ્ન ઉપાડ્યો. **''ચેતને''** કુલીનશાહી, કારજ અને વરા, છૂટાછેડા અને છૂટક લગ્નોનો પ્રશ્ન ઉપાડ્યો. જ્યારે ટૂંકા આયુષ્યવાળા **''પટેલે''** 'શેકાતા તવા ઉપર' જેવા કડક લેખો લખી અમદાવાદના આઠિયાઓ ઉપર સખત પ્રહારો કર્યા હતા અને એક ઉપર બીજી કરવાના રિવાજને ખતમ કરી નાંખ્યો.

મારી દષ્ટિએ, આ પરિષદની અસરો ત્રણ પ્રકારની છે. એની મેં વિગતે ચર્ચા કરેલી છે. તેની વ્યાપક અસરમાં કન્યાકેળવણીનો વિકાસ, કન્યાકેળવણીની સંસ્થાઓની સ્થાપના, સામાજિક ક્ષેત્રે ક્રાંતિ, સમૂહલગ્નનો જન્મ અને શિક્ષણ ક્ષેત્રે ક્રાંતિ અને વેપારઉદ્યોગમાં જાગૃતિ વગેરે મહત્ત્વની અસરો લેખી શકાય. એના થકી આજે પટેલ દેશ-વિદેશમાં પણ જાણીતો બન્યો છે.

પાટડી મુકામે સને ૧૯૩૮માં ''કડવા પાટીદાર પરિષદ'' મળી. ત્યારબાદ ૧૦ વર્ષ પછી પરિષદને જાગૃત કરવાનું કામ **''ધરતી''** માસિકે કર્યું. છેલ્લી ચાર પરિષદો **''ધરતી''** માસિકની પ્રવૃત્તિને લીધે ભરી શકાઈ. પરિષદના વિચારોના પ્રચારાર્થે સમાજમાં જે માસિક પત્રિકાઓ ચાલતી તે દીવાદાંડીનું કાર્ય કરતી. અત્યાર સુધી પાટીદાર સમાજમાં ઘણાં બધાં માસિકો શરૂ થયાં અને બંધ થયાં. પાટીદારમાં પ્રેતભોજનને લીધે પણ ઘણાબધા પ્રશ્નો ઉપસ્થિત થયા હતા. સુધારાવાદીઓના મનમાં પ્રેતભોજન સમાજનો રોગ છે એથી એમણે તેની સામે બળવો પોકાર્યો. પ્રેતભોજન ન કરવા લોકોને સમજાવવા લાગ્યા, પિકેટીંગ થવા લાગ્યું. આમાંથી સુધારાવાદીઓ અને ગામડાના અજ્ઞાનીઓ વચ્ચે સંઘર્ષ ઊભા થયા. પરંતુ ૧૯૩૯માં મુંબઈ વિધાનસભામાં ખેડા જિલ્લાના ધારાસભ્ય શ્રી કુલસિંહજી ડાભીએ પ્રેતભોજન બિલ અને કન્યાવિક્રય નિષેધક બિલ મૂક્યું, એ પ્રથમ વાચનમાં પસાર થયું, પણ દ્વિતીય વાચનમાં પસાર ન થયું. તેની વ્યાપક અસરો સમાજ પર થઈ. પાછળથી ૧૯૬૨માં પીતાંબર પટેલના પ્રયત્નોથી આ બિલ પસાર થયું. શિક્ષિત સમાજે સુધારાવાદીઓને ટેકો આપ્યો. પ્રેતભોજનની

જગ્યા કેટલાક સમાજમાં ''જીવતચરા'' ઉજમણાંએ લીધી છે. તે પ્રેતભોજનનું બીજું સ્વરૂપ છે. એ સમાજને માટે ચિંતાનો વિષય છે.

આજે અમર્યાદિત લગ્નના ખર્ચાઓમાંથી લોકોને બચાવવા માટે સમાજસુધારાની સંસ્થાએ ઓછા ખર્ચે લગ્નો કરી શકાય તે માટે સમૂહલગ્નની પ્રથા શરૂ કરી છે. **''ધરતી''** માસિકે સમગ્ર ગુજરાતમાં સમૂહલગ્નની પ્રથાને વેગીલી બનાવી છે. શ્રી પીતાંબર પટેલ મુંબઈથી **''કિરણ''** માસિક કાઢતા તે પાછળથી ''ધરતી'' સાથે જોડાઈ ગયું છે.

સ્વ. શ્રી ગોપાલદાસ મોહનદાસ ગાંધી અને શ્રી ધરમચંદ શિવલાલ ચોક્સી તેમજ સહકાર્યકરોનો સાથ લઈ અમદાવાદ ખાતે ''ઉત્તર ગુજરાત પાટીદાર મંડળ''ની અસારવા પ્રભુનગર ખાતે ૧૯૪૬માં સ્થાપના કરવામાં આવી અને ત્યારબાદ ''ધરતી'' માસિકનું સંચાલન લઈ શ્રી શંકરભાઈ રામદાસ પટેલે ગામેગામ ફરી બારમાં, બાળલગ્નો, ખોટા ખર્ચા વિરુદ્ધમાં પ્રવચનો કરીને લોકજાગૃતિ ઊભી કરી. જ્યારે શંકરભાઈ કંબોઈ આવતા ત્યારે મારા પિતાશ્રી રામભાઈ માસ્તર સભાનું આયોજન કરી આપતા. ઉત્તર ગુજરાતમાં સુધારાનો જે પવન ફૂંકાયો તેવો જ સૌરાષ્ટ્રમાં પણ ફૂંકાયો. શ્રી ભીમજીભાઈ રૂડાભાઈ (મોટી મારડ), રવજી કલા (ગોમેટા), ચંદુલાલ બેચરદાસ પટેલ (ગોંડલ), ગોવિંદ ભગવાન વાછાણી (કોલકી), જગજીવન હરિભાઈ ભાલોડિયા (પનોલી), રવજી મેઘજી પટેલ (તરસાઈ), ઠાકરસી મૂળજીભાઈ (ઉપલેટા) વગેરે વ્યક્તિઓએ સૌરાષ્ટ્રમાં સમાજસુધારાનું જોરદાર કામ કર્યું. કચ્છમાં શ્રી નારાયણ રામજી લીંબાણી, શ્રી ઓધવજી મહારાજ, શ્રી શિવદાસ કાનજી વિરાણી, પરબત લખુ પટેલ, ભીમજી કેસરા, નારાયણ શિવજી, રામજીભાઈ જેઠાભાઈ, રતનસિંહ કરશી, શ્રી વિસરામ દેવજીનો સામાજિક જાગૃતિમાં મહત્ત્વનો ફાળો છે. આ બધા પ્રયત્નોને લીધે પાટીદાર સમાજમાં જનજાગૃતિ આવી છે, સાથે સાથે કેળવણીનો વ્યાપ પણ વધ્યો છે.

૧૯૪૦ થી ૧૯૬૦ દરમિયાન કેળવણીક્ષેત્રે જે ક્રાંતિ થઈ તેથી ગુજરાતની પાંચ હજારની વસ્તીવાળા દરેક ગામમાં શાળાઓ શરૂ થઈ. છેલ્લા વીસ વર્ષમાં છોકરાઓના શિક્ષણનું પ્રમાણ વધવાથી ને અભણ છોકરીઓ સાથે લગ્ન  સંબંધોમાંથી જે પ્રશ્નો સમાજમાં ઊભા થતા તેમાંથી કન્યાકેળવણી તરફ લોકોની નજર ગઈ, ''છોકરી ભણે તો ઘર તૂટે'', ''છોકરીને ક્યાં હાટ માંડવાં છે ?'' જેવી માન્યતાઓ તૂટવા લાગી. પરિણામે છોકરીઓ માટે છાત્રાલયો શરૂ થયાં.

 વિવિધ ક્ષેત્રે કડવા પાટીદારોનું પોતાનું વિશિષ્ટ પ્રદાન છે. કડવા પાટીદાર જ્ઞાતિએ પોતાની સૂઝ અને આવડતથી જ્યાં જ્યાં નજર નાખી છે ત્યાં ત્યાં તે સફળ નીવડી છે. આજે એવો એક પણ ઉદ્યોગ નહિ હોય કે જેમાં પાટીદારો ન હોય. સૌ પ્રથમ રા. બ. બહેચરદાસ લશ્કરીએ અમદાવાદમાં એક સદી પહેલાં ઈ.સ. ૧૮૬૫ માં કાપડ મિલ શરૂ કરી અને કાપડ ઉદ્યોગમાં તેમણે પહેલ કરી. ઉચ્ચ શિક્ષણના ક્ષેત્રે પણ પાટીદાર યુવાનો અને યુવતીઓએ ખૂબ સારી પ્રગતિ કરી છે. જેને પરિણામે પાટીદાર સમાજની એક નવી અસ્મિતા ઊભી થઈ છે. ઓગણીસમાં સૈકામાં સમાજસુધારાની પ્રવૃત્તિઓમાં જ્ઞાતિસંસ્થાને લગતા વિવિધ કાર્યક્રમો દ્વારા જ્ઞાતિઉત્કર્ષને મહત્ત્વ આપીને સમાજસુધારાની દિશામાં રચનાત્મક ભાગ પણ ભજવ્યો હતો. આ જ કારણથી રા. બ. બેચરદાસ લશ્કરીની સાથે કેટલીક પ્રવૃત્તિના સહયોગી ગુજરાતના સુધારક અને રાજકીય નેતા અંબાલાલ સાકરલાલ દેસાઈએ ૧૪-૪-૧૯૧૧ ના રોજ છઠ્ઠી બ્રહ્મક્ષત્રિય કોન્ફરન્સમાં નીચેના ઉદ્ગારો વ્યક્ત કર્યા હતા, "જ્ઞાતિસંસ્થાનું નિકંદન લાવવાની હાલ પૂરતી કોઈ જ જરૂર નથી, કારણ કે સમાજપરિવર્તનની દિશામાં જ્ઞાતિએ કેળવ અવરોધકબળ રૂપે જ નહિ, પણ રચનાત્મક રીતે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે." **તે આપણે આ પુસ્તક દ્વારા જોઈ શકીએ છીએ.**

સ્ત્રીસ્વાતંત્ર્ય એ અહિંસા અને સંસ્કૃતિની કસોટી છે. મનુષ્યની હિંસક બુદ્ધિએ સ્ત્રીને ગુલામ બનાવી છે. સ્ત્રીઓના અંતઃકરણમાં જો અસીમ માતૃપ્રેમ ન હોત તો આ ગુલામી સ્ત્રીઓએ કદી પણ સ્વીકારી ન હોત, તેઓએ આત્મહત્યા કરીને સમગ્ર માનવજાતિનો અંત આણ્યો હોત. પડદા જેવી ભયંકર રૂઢિઓ સહન કરીને પણ જો સ્ત્રીઓએ આજ સુધી આપણને જીવતા રાખ્યા હોય તો તે કેવળ આ માતૃપ્રેમને જ આભારી છે. પણ સ્ત્રીઓને આવી રીતે ગોંધી રાખીને મનુષ્યોએ તો પોતાની હિંસક બુદ્ધિની પરાકાષ્ટાનું પ્રદર્શન કર્યું છે. આથી અહિંસાત્મક સંસ્કૃતિનો જો પૂર્ણ પણે વિકાસ કરવો હોય તો સ્ત્રીઓને સર્વોપરી સ્વતંત્રતા આપવી જોઈશે. સ્વતંત્ર સ્ત્રીઓની મદદથી જે સંસ્કૃતિનો ઉદય થશે તે જ સંસ્કૃતિ અહિંસાત્મક બનશે અને તે જ માનવ જાતિ માટે સુખકારક અને હિતાવહ થશે.

આજે સમાજના સ્તરીકરણમાં ભારે ઊથલપાથલો થઈ રહી છે. છૂટાછેડાનું  પ્રમાણ વધ્યું છે. આપઘાતો પણ થયા જ કરે છે. ભ્રૂણહત્યાનો યક્ષપ્રશ્ન ઊભો જ છે. યુવાધન બદીઓના રવાડે ચડ્યું છે. આ બધું અટકાવવા યુવાનોઓએ તૈયાર થવું પડશે.

વિશ્વભરમાં પંકાયેલા પાટીદારનો જય હો, પરંતુ ગુજરાતના રાજકારણના ક્ષેત્રે ભય હો !

કૂર્મી પાટીદારોનો ગૌરવશાળી ઇતિહાસ કચરાપેટીમાં જાય અથવા પસ્તી થઈ જાય તે પહેલાં, આ અમર વારસાને જિવાડનાર શ્રી કેશુભાઈ શેઠ, સ્વ. શ્રી ભક્તિભાઈ ગિ. પટેલ, શ્રી પંકજભાઈ ભક્તિભાઈ (યુ.એસ.એ.), લાંઘણજનાં વતની સ્વ. કમળાબા - સ્વ. કેશવલાલ (ભગત પરિવાર)ના શ્રી શંકરભાઈ, સ્વ. બકુલભાઈના પત્ની રમાબેન તેમજ શ્રી મધુભાઈના પરિવારનાં પુષ્પોનો, આખજના શ્રી બળદેવભાઈ (કુમાર)ના પુત્ર ભરતભાઈ લહેરીનો પરિવાર (યુ.એસ.એ.), ક. પા. સમાજ મેકન જ્યોર્જિયાના પૂર્વપ્રમુખ શ્રી રસિકભાઈ બી. પટેલ અને એક્ઝીક્યુટીવ કમિટી અને બોર્ડ ઓફ ડિરેક્ટર્સના સહયોગને કેમ ભુલાય ? સરઢવનિવાસી કનુભાઈનો, શ્રી અમરશીહભાઈ, શ્રી ભોળાભાઈ પટેલ (વિસનગર) અને આ પુસ્તકના પ્રકાશનનો સઘળો ભાર ઉપાડનાર સ્વ. ભક્તિભાઈ ગિરધરદાસ પરિવાર (યુ.એસ.એ.) વગેરે વીરલાઓને મારા અને પાટીદાર સમાજના ઘણી ખમ્મા.

ઉમિયામાતકી જય હો, પાટીદાર સમાજની જય હો. વિશ્વભરની માનવજાતનો જય હો, જય હો, જય હો.

■ ■ ■

